શામળભટ કૃત.

# બત્રીસપુતળીની વાર્તા.

( ચાતુર્ય, નિતિ, હાજર વાજબી, હાસ્યઅને કરૂણા વિગેરે વિગેરે
વિષયોનો ચિતાર )

જુની પ્રત ઉપરથી સુધારી,

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર મનસુખરામ રણછોડલાલ ભટ્ટ.

મુ૦ ડાકોર-સરસ્વતી પુસ્તકાલયના માલીક.

આવૃતી ૭ મી.  સને ૧૯૨૪  પ્રત ૨૫૦૦

કીંમત ૪-૮-૦

# બત્રીશપુતળીની વારતાની અનુક્રમણિકા.



બત્રીસ પુતળીની વારતાની અનુક્રમ મણીકા સમાપ્ત.

**બુકસેલર મનસુખરામ રણછોડલાલ ભટ્ટ.**

મુ૦ ડાકોર—સરસ્વતી પુસ્તકાલયના માલીક.

# બત્રીસ પુતળીની વારતા.

## વારતા ૧ લી હરણની.

નંદા નામની પ્હેલી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાભળે છે.

છપા—પરણમું દુંદાળો દેવ, સેવ કરૂં એક ચિતે; કમળજ તનયા શરણ, ચરણ પુજું દો પ્રીતે. વિસ્નું વિરંચી ઇશ, શિશ નામું કરજોડે; સશી શેજ રવી ચંદ્ર, ઇન્દ્ર આરાધું કોડે, નમુ રૂપીને પાય, સાધ્ય સરવે દેવ કીજે, સકળ કવિતા શુભ, સિદ્ધ વિચારી દેજે. ગુરૂ ઇષ્ટ મુજ માત, તાત બ્રાહ્મણ મહા જોગી ગીતા ગ્રંથ અભેદ, વેદ પંડિત બ્રહ્મભોગી. એકાદશ મહારૂદ્ર, ભદ્ર ભૈરવ બટુક કાશી, છપન ક્રોડ ચામુંડ, મુંડ માળા ઉર રાખી. કહે સામળ સહુને નમું, અરજ એ ચિતમાં ધરો; વિક્રમ ચરિત્ર વરણવ કરૂં, પ્રિત ધરી પુરણ કરો.

દોહરા—વાકવાદની પરણમું, ગણપત પુજું પાય; કરૂણા દ્રષ્ટ અવિલોકતાં, બુદ્ધ પ્રફુલિત થાય. રાજેશ્વર રાધે રમણ, જાનકી જીવણરામ; મટે ક્રોટી પાતીક સકળ, જપતે નિરમળ નામ. તિરથ વર એ નામમાં, પંડિત પુજ્ય કરોડ; જપતપ સાધન નામમાં, માટે રહું કરજોડ. દામોદર દયાળજી, કરૂણા નીધ કૃપાળ; ગદાધર ગીરધર નમું, નમુ ગોવિંદ ગોપાળ. આદ્યશક્તિ તું ઇશ્વરી, કર ક્રોટીપર કામ; સાચી દેવી શંખલપુરી બહુચર બાળા નામ, શામળ કહે હું મંદ-મતિ, ઇચ્છું મોટું કાજ; વિક્રમા અરક મહિમા કહું, રાખો માહરી લાજ, સંસ્કૃત કાળીદાસ કૃત, નિરખ્યો ગ્રંથ જે નેહ; તે પ્રાકૃત પ્રીતે કરૂં, તમ કૃપાથી તેહ. શ્રીગોડ માળવી વીપ્ર શુભ, વેગનપુરમાં વાસ પિતા પુરૂષોતમ તણો, કહે કવિ સામળદાસ. તેણે એ પ્રાકૃત કર્યુ, પ્રિતે બુદ્ધિ પ્રમાણ; તે સિંહજપતિ રખીદાસને, જુક્તે કીધું જાણ, ગુણસાગર ગુર્જર ધરા માતર પ્રગણા માંહ્ય; વાસણ વંજ અંશપત, કશી કાઉજી કુળ તાંહ્ય, મનજી સુત રાજ સરીખડો, શકળ કળા ગુણસાર; લેઉઆ માંહે લાજ જશ, દિલ રૂડો દાતાર. વિરેશ્વરજી વિશ્વપત. ખરી નવખંડે ખ્યાત; મોદિક મણ બે તાંદુળ અડે, તે તો કઉતક વાત. પરતક્ષ પારખું પૃથ્વીવિશે, કઉતક સરખું હોય; મહિમા એ મહાદેવનો, કળી શકે નહિ કોય. રૂડી કિરપા રખી ઉપરે, પ્રિત રીત પુર સેર; કરયું નવાણ કો કારમું, ગંગા આણી ઘેર. એક પરમારથ એ કર્યું, બીજું ધારયું મન; પંડિત તેડયો પ્રિતશું, જોગ પુરૂષ ને જન; રૂડી પ્રકારે સંતોષયા; ખાન પાન ધન ધાન; વસુધા વસ્ત્રો વિધવિધે, દીધાં બહુ વિધ દાન. પંચ પુત્ર પ્રસિદ્ધ શું, મનજી સુત રખીદાસ; વડ હથ સુત વેણિ વડો, શોભા તે ઘર વાસ. શુભ શી-

ક્ષા તેને કહી, પવીત્ર પુન્યની પેર; તેણે પંડિત તેડીયો; ઘણા હેતથી ઘેર. પુરાણ પરમારથ તણું,કરો રૂડા કવિરાજ; પરમારથ પ્રિતે કરૂં,કામ દસેદીશ કાજ. ભગત ભાટ ભુપત સમો, સુરસંગ ગુણગાન; પુત્ર પરસન પીંગળ તણો, તે ગુણસાગર સમાન; તે કારણ રખીએ કરયું, કશ્નાર્પણનું કાજ જશ જગબાધે વિસ્તર્યો રાખી લક્ષમીવર લાજ.રખીએ રૂશી સખી કર્યા,કીધો ગ્રંથપ્રકાશ;જેબુદ્ધિ દીધી સરસ્વતી વાણી એજ વિલાસ,ઇંદુ થકી ઉત્પન હવો,ગરધવશેન રાજન;ત્રંબકસેનની બેટડી પરણ્યો રૂપરતન. ત્રંબકઘડ તેણે રચ્યો,રાજરૂપ અનુપ; અકળીત ઠામ ભારે કરયું, વિસ્મે પામ્યો ભુપ. ઉતપતી તેની આવશે,આગળ એ સંદેહ;નિશા સમે તે દેવતા, દહાડે ગરધવ દેહ.બાળી ત્વચા ગરધવ તણી,તેસ્રીની માત;દટંદરથયું નગ્રમાં,વરત્યો મહા ઉતપાત.નાઠીનારી તે સમે,ઉતરે ગરભા ધામ;રૂષિ આશ્રમ જઇજણ્યો,વિક્રમ ધરયું તે નામ. ઉજેણી નગરી વીશે, જીત્યો વીર વૈતાળ; પામ્યો રાજ તે નગ્રનું, કરી પ્રજા પ્રતિપાળ. કરયું રાજ ભરતખંડનું, એક છત્ર અનુદિશ; પંચદંડ જીતી શાક્યો, ધરનું છત્ર તે શિશ. વિક્રમ એક અજીત છે,છે પરદુખ ભંજન નામ; સહોદર પરનારનાં, કરયાં કોટી પર કામ. જોતીષશાસ્ત્ર સકળ તે જેવો યુધીષ્ટર હોય; અકળિત કામ તેણે કરયાં, બીજો ન કરે કોય.

છપ્પો—સુંદર સરસ સરૂપ, ભુપ સુભુષણ અંગે; સકળ કળા ગુણ જાણ, માન્ય રાખે અતી રંગે,ચતુર વિદ્યા ચઉદે,લેખ લક્ષણ બત્રીશે;શીલ્પશાસ્ત્ર છવીશ, છતે ગુણ રાય છત્રીસે. ચોરાશી આસન ભેદ; વ્યાકરણીવાણી, પીંગળ પાઠ પુરાણ, જ્ઞાન જોતિષ જુગ જાણી. લઘુ લાઘવી વિદ્યાએ, પરવેશ કરે પરકાયા, ગતી સ્વર્ગ પાતાળ, રચે દેવતાઇ માયા. દુત દયા મહા ધીર, વીર ધનુરધારી;ગઉ બ્રાહ્મણ પ્રતીપાળ; સહોદર જે પરનારી; પરદુઃખ ભંજન સુખ કરણ, સત જુગતે સાંખી જુઓ;શામળ કહે મહા ધીર વીર,અજીત વીર વિક્રમ હુઓચોપાઇ—અક્ષવતી આપે અવતરયો, પરદુઃખ ભંજન પ્રીતે પરવરયો; દુશમન વીર સાહસ ધીર, અજીત જીત્યા જેણે વીર.સ્વર્ગ મ્રત્યુ પાતાળે ગયો,એક છત્ર ચક્રવૃતિ થયો;થયા ધર્મ પુન્ય મારગ ઘણા, શક લખાણા જોતિષ તણા; તે તણો વાંચુ મહીમાય, સુણતે પાંચે પાતીક જાય; જેવુ રામાયણ પરમ પવીત્ર,તેહ સમુ કહું વિક્રમ ચરિત્ર. દુરતણા જશ મહીમા ઘણો, પુન્ય પ્રતાપ જશ મહિમા તણો:સુણતે પુન્ય હોયે જે આજ,ફળે મનવાંછીતનાં કાજ.વંઝા નારી પામે તન,દુર્બળ જન તે પામે ધન;પુન્ય પદારથ ઉપર ભાવ,સ્વપ્નામાં ના આવે તાવ.મહાકાળેશ્વર કીરપા કરે,સકળ વીઘન હરસીધી હરે,વીક્રમસેનનું સુણે ચરીત્ર,પરીઆ પંચોતેર હોય પવીત્ર.માહત્મા કેહેતાં ન લઉપાર,સત સુડા માંહિ કરણચાર. દોહરા—પાળ્યું રાજ પૃથ્વી વિશે,હળાહળ ઘણાં વસ-

રસુત્ર, પ્રજા પાળી પ્રિતશું, જેમ પોતાનો પુત્ર. વિક્રમ કેરા વંશમાં,મહીપત મોહોટો મુંજ;સીહલ સુત શીરોમણિ;ભયનીવારણ ભુજ; મુંજ ભત્રીજો મારવા,મોકલીયા ચંડાળ;પતિત વનમાં પરવર્યો,બીન્હોવનમાં બાળ બત્રીશ લક્ષણ બાળકો,બીહીનો મનમાં તેહ, સમસ્યા લખીને મોકલી, ભાગ્યો મન સંદેહ.

શ્લોક—माधातसुगीह्गतिक्रतयुगेलकारं भूगतां । सेतुर्येनमहोदधौरवीरलेकांसादसांतांतक ॥ अन्येश्च.पीधुधिष्टिरोयमतत्वोयात्रतमद्नसुतक्षेणन्यारी स गिनावसुमतिमुनतथा यसती ॥

દોહરો—દઇ કરૂણા કાકાજીને,દુરમત કીધિ તાજ;શાભબુદ્ધિ જોઇ સુંપીયુ,ભોજ ધારાનું રાજ. ( તે ભોજ કેવોછે ) છપા—કામ સમાને રૂપ,ભુપ દુર્યોધન દામી; દાતા કરણ સમાન,કોક જેવો મહાકામી.સત્યવાદી હરીચંદ્ર,ઇંદુ જેવો રક્ષકારિ;સુર્ય તણો પ્રતાપ, અગસ્ત સમો આચારિ. અમર તપે સુભ વેણ, નેણ દોય અમ્રત ભરીયા,રદે બહુ વીગાળ, લોભે શુભ રેખા કરીયા;કુળાચાર કર કર્મ. ધરમ શાસ્ત્ર નવ લોપે; સભા પંડીત સેહેપાંચ,મુલ હરીગણ ભાવે. દાતા ભોજ ભારે હુવો,નહિ ઉણમ ધરી શીધ કશી; કેહે શામળ સુખે ભોગવે,પુન્ય વાત જેને મન વશી.ધારા નગરનો રાજ, કાજ કરે શુભ રિતે; પુન્ય વરતે પુરમાંય,પ્રજા પાળે બહુ પ્રીતે. વિપ્ર પાળે ખટ કર્મ,ધર્મ શું સંધ્યા સાધે;ક્ષત્રી ચઢે રણમાંહે;અહરનીશ દેવ આરાધે-દ્વિજની કરતા શેવ વરત આચરતા વાદે; કરે કીર્તન ગુરૂ ગામ, નૃત્ય વખાણેનાદે, પતીવ્રતા સહુંનાર, ભાર સતિનો આણે; દેવ સમાન શેવ, પુત્ર મા.બાપને જાણે.રામરાજસરીખડું,ભોજરાજકરે જ્યાંહાં;શામળ કહે વસુધાફળે,મેહ માગ્યાવરસેત્યાંહાં

ચોપાઇ—દેશ માળવ શુભ ધારા ગામ,ભોજ રાય નરપતનું નામ;વસે નગરમાં વર્ણ અઢાર.સત્ય ધર્મ રૂડા આચાર. ગરૂઆ ગજ મહામત માતંગ,અસ્વ અબલખ અતિ ઉજ્વળ અંગ; ધવળ ધોળી રઢીઆળા રથ, શુભકામે રાજા સમરથ. પાવક પુરા પુઠે પરવરે, જડીત્ર શુભ છત્ર જે ધરે; નહી નગર ધારા સમતોલ, ચો ચોવટ ચોબારિ પોલ. એકશો દશ દરવાજા વળી, બારી બત્રીસ ભાતે શુભ ભલી; પરાં પંચાંણું પંદર વાટ,નવા રેહેટ પાણીના ઘાટ.બસેંબાર કુવા વાવડી,પુરણ રેહેટ પુંઠળ વાવડી,ફુલીવાડી વનફળ ફળ્યાં;બાર અઢારે મહિતર મળ્યાં.એવી નગર તણી શો ાય, કનક સિંહાસન બેઠો રાય; પરદેશ પંથી ચાલે વાટ, બોલે જશ ભલેરા ભાટ. ચારણતે ચતુરાઇ દાખવે,નાગર લક્ષણ બહુ લાખવે;પંડિત પંદરસેં સુજાણ, જોશી જુગતે બોલે વાણ.નવું કવીત કરી લાવે જેહ,પામે લાખ સવાયો તેહ; ભંડારથી જાચીક પાછો વળે,હુકમ લાખ અદીનો કરે. એવાં પુન્યનાં કરે નિત્ય કામ, બમણું ભોજ પડાવ્યું નામ,વિવિધ નિત્ય વાજાં વાજંત,બંદિજન બહુ જશ બોલંત. નૃતકી નાચે આઠે પહોર,જયજય બોલે શબ્દ તે ઠોર. ઘોષનાદ નિશાને ઘાય,

હાસ્યગીત કથારસ થાય વાજે તાળ તાતિ મરંદગ, ઘેરઘેર વરતે ઓછવરંગ,દુદં-ભીના ડમકારા થાય, અંતરીક્ષથી સુરીનર ગાય;પેહેલું નામ ભોજજ ચડયું,બમ-ણું ભોજ પુન્યેથી પડયું. માઘ પંડીત મન ગમતાં માન, કાળીદાસ સરખા પ્રધાન; માત કાળી પરસન જેહને,આશિશ દે એવી તેહને, ખરિ વાત તણો જે ખોજ,ભી-ક્ષુકનુ પીયર તે ભોજ;માગણ કેરૂ એ મોશાળ,વખાણે જન ઉપર વહાલ, કલ્પતરૂ વત કળીયુગ વિશે,ભારે નહિ ભોજભડ પખે. મહારાજા મોટા ભડ ભુપ,કંદ્રપ સર-ખું જેનું સ્વરૂપ; અવનવા આપે હોય ઈંદ્ર,નવ લક્ષ તારામાં જેમ ચંદ્ર. ભાનુમત જેની સ્ત્રીસતી,અષ્ટ સહસ્ત્ર પટરાણી અતી; શીવ શક્ત સમરથ ધર્મ, કુળ આચાર કરે સહુ કર્મ;સુર્ય ઉગે આપે સંત ગાય,પછે ભુમીથી મેહેલે પાય.દંત ધાવન કરીદે દાન,માંહપત દે બ્રાહ્મણને માન.નાહી ધોઇ દેવતાર્ચન કરે;હીમ મોહોર થાળીમાંભરે; નઉતમ વિપ્ર કો આવે જેહ, પામે દાન સવાયાં તેહ. દાન પુનનો ન લહુ પાર,સહુ સુખી છે વર્ણ અઢાર.કર્યાં કામ નીત ભોજે ઘણાં,કયમ વીખાણુ કરૂં તે તણાં;દુઃખ નહી કોને નહી શોક, કર્મ અનુસારે વરતે લોક.એવે જાચક કષ્ટે અડે, તેવું દુઃખ અર્ણવ જઈ પડે, એની દ્રષ્ટે ન આવે રાંક, તેમાં શો દાતાનો વાંક. દોહરો—ભોજ નગરે બ્રાહ્મણ વસે, આપે પરમ પવીત્ર;સોની સાથી તેહનો, મનનો માન્યો મીત્ર. કહે સોની તું વીપ્ર સુણ,મુજ સાથ વીદેશે આવ્ય;શાંમ દામ ભેદે કરી દ્રવ્ય ઘણેરો લાવ્ય. કરાવ્ય મંદીરને માળીયા, ઉંચા કર અવાસ; સુખ ભોગવો સંસારનાં લીલા લેહેર વીલાસ,અમરત વચન અદકાં કહ્યાં,રીઝયો તે ઋષીરાજ;કેહેતાં સમર્થ ઘર-તણી, આવેઅદકી લાજ. અંગે પેહેરયુ વસ્ત્ર જે,ઉદર પોખ્યું અન્ન; એહ રીદ્ધ છે આપણિ,માહારાજ વખાણે મન. ચીતા માં કર ચીંતની, જેમ તેમ કરવો દીશ; થોડેક દીવસે આવશું,સુખ કરશે જુગદિશ.ચોપાઇ—એક વિપ્ર બીજો સોનાર,બેઉ જણ પંથ પળીયા અપાર; પુછે ગામ એક બીજુ લહે,નીશા પડે ત્યાં વાસો રહે,પ-શ્ચીમ દેશ પરીયાણજ કરયું,સુંદર સાગર અર્ણવ ભરયું છે ત્યાં નિર્મળ નીર,વશે ગામ એક તેની તીર; ગુણસાગર સરખુ તેગામ, ફરતે રહ્યા બે તેણે ઠામ. કનકાપુર નામે કહેવાય, વીજેપાળ ત્યાંનોછે રાય; રહયા ઉતરી તેને ઠામ;વળગ્યા બે પોતાને કામ. વિપ્રેતો માંડી નીશાળ, લઘુવેશ રાજાનો બાળ;વિપ્રને રાયે દીધા માન,સોંપ્યો પંડિતને સંતાન. રાત્ર દીવસ રહે રાજાને ઘેર, પુત્ર ભણાવે રૂડી પેર;તેજ બાળ કું-વર નીત ભણે,ગુણ સઘળા લેખાનાં ગણે;વર્ષ થયાં એમ કરતાં બાર ત્યારે મનમાં કર્યો વીચાર. સોનીએ પેદા કીધા દામ; ત્યારે સંભારયુ અર્ભક ગાંમ.અર્ભક નારી ચીતમાં ચડી, આવ્યો વીપ્ર પાસે તે ઘડી; આવો સાથે તો શીઘ્ર કીજીએ, નહીતો વહેલી શીક્ષા દિજીએ.

દોહરા વીપ્ર કહે તેજપાળ સુણ,મહારાજ સાંભળ મુજ વાત;જો આપો મુજને આગના,તો જાઉં સોની સાથ વાટ જુએ ઘેર બ્રાહ્મણી,બીજા નહાના તન; અનાથ ઘરમાં તેહને નહી હોય ખાવા અન.રાજા કહે ઋષિજી સુણો, ત્યાં ગયાનો શો અર્થ વીસ્વાસ આવે જો મીત્રનો, તો મોકલો ઘણેરો ગરથ. ચોપાઈ—ભુપત્ય કહે સાંભળરે બ્રહ્મ, કહુ સોનિ કેરૂ કર્મ;તસ્કર સહુ સુણો સરદાર, કોડ વસા જાણો સોનાર.સોની તણો વિશ્વાસ કરે, તે ડહાપણ પોતાનું હરે; મોકલશે ધન આપી જેહ, ક્ષેમકુશળ પહોચે નહી તેહ,કહેતામાં ન કરશો કોપ ગુરૂ. વચન કરૂં કેમ લોપ કહે વીપ્ર સોની છે મીત્ર;ધર્મ સાધુને પુન્ય પવીત્ર;ના આપે કોહો આડો આંક,શીદ કહાડો સોનીનો વાંક. વીપ્ર વચન પરમાણજ કરયાં, રતન ચાર લઇ આગળ ધર્યાં.વસ્તુ અમુલખ છે એ સહી, વાપરે ખાંતે ખુટે નહી; સુપ્યાં રાયે બ્રાહ્મણ હાથ,વીપ્રે ચલાવ્યાં સોની સાથ, તુજ ભાભી હાથે આપજો, કુશળ વાત મહારી થાપજો; મીત્ર મારગમાં પંથે પળ્યો, વીપ્ર વળાવી પાછો વળ્યો વાટે જાતાં કર્યો વીચાર, માલ અમુલખ અપરમ-પાર. એ વીપ્ર છે દુરબળ રાંક, માહારા કર્મનો મોહોટો આંક. કરૂ ઉપાય પરપંચી પેર,રતન ચાર રાખુ મુજ ઘેર;આવ્યો ઘેર તે પોતાતણે, ભામની આગળ મોહોટમ ભણે, ઇષ્ટદેવ અમને તો ફળ્યો, રતન ચાર તે વેગે રળ્યો,શામાને આપ્યાં સાટીયાં; ખાક તળે ઉંડાં ડાટીયાં; તેડયા જણ પટલીઆ પાંચ, લોભ દેખાડી પરઠી લાંચ; બ્રાહ્મણી પાસે તેડી ગયો, ખબર કહીને સાચો થયો વીપ્ર થોડેક દીવસે આવશે, કર્મ અનુસાર ધન લાવસે, ખેમ કુશળનો કહયો વીચાર. ચાર હુન આપ્યાં તે ઠાર, બ્રાહ્મણે જે સોંપ્યાં મુને,આ પંચ દેખતાં આપુ તુને.તે નારી રળીયાતજ થઇ.કુશળ આપ ધણીની લહી એક હુનમાં વસ્ત્રજ કરયાં,બીજામાં ત્રણજ ભરયાં; ત્રીજુ દેવા-દાર લેઇ ગયો.ચોથું ઘર સંચરામણ થયો.દીન પુંઠે દીનચાલ્યાવહી,રતનવાતવિસારે રહી;રાજાની વીદ્યા પુરણ થઇ,વીપ્ર આગળ વાતજ કહી.તમો પધારોજી તમ ઘેર, ભોગવો ગ્રહસ્થાશ્રમ શુભ પેર;અખુટ ગરથ મોકલીઓ જેહ.ખાઓ પીયોને ખરચો તેહ. વળી કહોતો આપુ ઘણું, વાટે જોખમ જીવજ તણું; તુંબીપાત્ર લઇ વીપ્રજ વળ્યો, ઠાલોમાલો પંથે પળ્યો. આવ્યો ઘેર વાટેથી વહી, વધાઇ વીનતા આગળ ગઇ,દીધાં માન કીધાં ભોજન, મળવા સકળ સહોદર જન; સોનીને પણ જાણજ થયું, આવ્યો મળવા દુઃખજ ગયું. કુશળ વારતા કોડે કહી,નીશા અરધી તે વેળા ગઇ, સહુ સહોદર મંદિર ગયાં, નરનારી બે ગુજે થયાં;કાં દરીદ્ર વેઠે તું નાર,ગર્થ ઘણા છે તાહારે બાર. કેમ કરી કીધાં જતન.મોકલ્યાં ચાર અમુલખ રતન;લાવો તે નંગ કયાં મુકીયાં,નથી વટાવ્યાં તે ચુકીયાં.કરો મંગળ પરણાવો બાળ,ઉતારો મા-થાની ગાળ. ઉંચા મહેલ કરો આકાશ, ભોગવો લીલાલેહેર વીલાસ; સહોદર સહુ

તેડા સંગ, આભુશણ ઓપાવો અંગ; જગન દાન માહારૂદ્ર કીજીએ, મનુષા દેહનો લાવો લીજીએ.સુણ્યાં વચન કંથ કેરાં ઘણાં,પ્રલે થયાં નરનારી તણાં;ફોગટ દહાડા ખોઈ આવીયો, નથી દામ ખોટા લાવીઓ. રત્ન રત્ન ઝંખે છે કંથ, થયો ઘેલો આવતાં પંથ ધન ધન કહેતા જીવજ જશે, રાણુ હુંશ કરતામાં થશે. નારી કહે સુખે નિદ્રા કરો, જર તજી જંખના પરહરો. કુંભી નરક પડશે પ્રાણ, લોક હપારત વરમાં હાણ; ઘર પામ્યા તો ઘણુએ ધન,એમ કરીને વાળો મન.દોહરા—વાત સુણી વનીતા તણી, વદે વીપ્ર અપાર;સોની સાથે મોકલ્યાં,રત્ન અમુલખ ચાર. કહે ઘેલો વનીતા મુને, વીપ્રીત બોલા વાણ;જુઠ જો બોલુ અમો,તો ઇસ્વરની આણ;કામની કહે સુણો કથંજી, આપ્યા ચારજ હુન,તુરત તે દહાડે ખરચીયાં,તેની આણી તુન. ચોપાઇ—માહા ચીંતામાં રાતજ ગઇ, પ્રાતસમેની વેળા થઇ;કહે પોતાની વીપ્રપેર, ગયો વીપ્ર સોનીને ઘેર. સાબાશ અકલ રૂડી તાહરી, તેં ચીંતા જાણી માહરી; રત્ન ચાર તેં રાખીયાં, સ્ત્રી જાણીને નથી આપીયાં લહે સોની બ્રાહ્મણ રૂવે,તેહ અનુચર દ્રષ્ટે જુવે. દશ વીશેક સાંપ્રદ ધાઇયા, સહુ સાથ જોવા આવીયા. દોહરા—કહે સોની મેં આપીયાં, તાહરી સ્ત્રીને હાથ; પડ ગળે કો પારેખને, નહી ચાલે મુજ સાથ. પંચ પ્રમાણીક દેખતાં,જુવંતી હાથે જેહ;પહોર દીવસ હતો પાછલો,તે વેળા આપ્યાં તેહ ધર્મ સરખા રાય છે, રાજા ભોજનું રાજ; બીજી વાર ગળે પડે,તે નહી આવે કાજ

ચોપાઇ—માંહોમાંહે રાડજ થઇ; તે ખબર રાજદ્વારે ગઇ; બ્રાહ્મણ બ્રાહ્મણીને સોનાર, ગયાં સમીપે રાજદવાર. ભુપતે પ્રથમ પુછયું,ન કરીશ કુડુ આપે કર્મ પછી બ્રાહ્મણીને પુછી વાત,મેહેલ્યો કાન ઉપર હાથ,પુછયું સોનીને તે રાય,આપ્યા કે ન મુકરર જાય; રાજાજી બ્રહ્મનું ધન, નવ રાખે કોઇ દરીજન. બ્રાહ્મણ ધનનો છે ભોગીયો,દશ અવતાર સુધી રોગીઓ;આવતાં દાંત નથી ભાળીયાં,તરત એ નારીને આલીયાં અગ્નિમાંહે કયમ હાથ ઘાલીએ વીપ્ર જરતો નવ ઝાલીએ.રાજા કહે સાંભળરે ભાઇ,એ વાતનો કો લાવ ગુહાઇ તો તો તું સાચો જાણીએ,પંચ કહે તે પ્રમાણીએ;નથી કર્યું મેં કાચું કામ, લીધાં પંચ જણાનાં નામ, દોહરા—પંચ પ્રમાણીક બોલીયા. સાંભળ સત્ય સુજાણ ચાર વસ્ત સોંપી સોનિએ;દીઠું દ્રષ્ટ પ્રમાણ.રાજાને કંઇ સાન નહી,કાને સાંભળે વાત;વીપ્ર તે જુઠો ઠરયો,કરી સોનીની ખ્યાત.ચોપાઇ બીજાને શુળી દીજીએ,વીપ્ર જાતને શું કીજીએ.એણે કરયું જો આવું કામ,તજાઓ પોતાનું ગામ, એમ કહી ગયા ઘર માંહે, નરનારી ઝાલ્યાં બે બાંહે, નગર થકી બાહાર નીસરે,જુઠો જુઠો સહુકો કરે.સાખી સાથે સોની જોડ,હીંડે મનથી મોડા મોડ ગામ ભગોળે ટીંબો એક,એહ જાગ્યનો વડો વીવેક,વીપ્ર કરે એક ખેતીતાંહ,માળો ટીંબા ઉપર જ્યાંહ,જો કોઇ મોહ આગળ જાય, પોંખ ત્યાં સુખેથી ખાય.આપવાતે

ઉતરે જાહરે,પાડે બુમ આપે તાહરે;મલેચ્છ તારા મહીપતિ,ઉતર્યો ત્યારે દરીદ્ર અતી તે ઠેકાણે બેસે ગોવાળ,વરણ અઢારતણા જે ભાળ;એક તે માહે રાજાથાય,બીજાનો તે કરે ન્યાય, તેની સામે બ્રાહ્મણ રૂએ, તેહ વનચર દ્રષ્ટે જુએ.દશવીશેક સાંપ્રદ ધાઇયા, સહુ કોને બાંહે સાંહીયા; ગોપ આગળ જઇ ઉભા કરયા,હાથે ઘેર મુતારા ધરયા.જે કો જુઠી બોલે વાણ,મારી મુતારે લેઇશું પ્રાણ,પુછી હકીકત લીધા પાર, મનમાંહે તે કરયો વીચાર. શોની કહે મેં આપ્યાં કથી; કહે બ્રાહ્મણી પોહોત્યાં નથી. આપ્યાં આપ્યાં કહે લાંચીયાં, ભોજે એમને કીધા સાચીયાં. કહે ગોપ જે સાચા થાય, તે મલપતા મંદીર જાય; જુઠો જે પડે આદિશ મારી મુતારે ભાગુ શીશ,કહો વાત સાચી સાથમાં,આપો પંકજનીલા હાથમાં જેણેજેવાંદીઠાંહોય તેવાં ઘડી અહીં લાવો સોય દોહરા—એક એક કેડે દશ જણા, લઠ્ઠા લેઇને જાણ કોને કો નવ કહી શકે, ક્ષણમાં લેશે પ્રાણ, ચારે શાક્ષી જુજુવા,મનમાં પામ્યા કષ્ટ; કેવાં રત્ન કરી આપસેં. નથી દીઠાં જે દ્રષ્ટ; કોણે ઘડો ગોળો, કોણે કુલડી કીધ; તરફડતા સહુ ધરૂજતાં; આવી અંતે સહુ દીધ.

ચોપાઇ— જેના મનમાં જેવાં અડયાં, તેણે તેવાં ઘાટજ ઘડયાં;આણી આગળ ઉભા કર્યાં. ચારેં સાક્ષી જુઠા પડયા.દિઠાં હશે તાહરે સાઉ સાથ,જુજુવાં ઇવાણ ઘડયાં કયમ હાથ;નીચુ જોઇ રહયા તે ચાર, પ્રતી ઉતર ન થયો તે ઠાર; વળતા ગોપને આજ્ઞા દીધ, બાંધીને ચોમેખા કીધ; માર મુતારા તણો, બુંબા પાત કરે બહુ ઘણો; સાચુ બોલ્યા જણ તે ચાર,જ્યારે નવ સેહેવાણો માર; પેટ અરથે લાંચ લોભીયા. કરયું કર્મ જુઠું બોલીયા, શુણી રાય મોમલીયા ઘેર, પછે પકડી સોનીનિ પેર, ઉંધુ મસ્તકને ઉંચા પાય, ઉપર માર મુતારા ખાય; સોની સાચી બોલ્યો વાણ; જાણ્યુ નીસ્ચે લેશે પ્રાણ. રાખ્યાં ઘેર કરીને જત્ન ઘરમાં દાટયાં છે ચાર રત્ન. રત્ન મંગાવ્યાં તે સાથમાં, આપ્યાં બ્રાહ્મણના હાથમાં નરનારી રળીયાતજ થયા, ચાર રત્ન લેઇને ગયા. દોહરા—ગોપરાય કહે ગોપને, જુઠાએ પ્રચંડ; શામવદન કરી ફેરવો એને એવો દંડ, ગોપ ઘણેરા ઉઠીયા. ઝાલ્યા બહુ તે દીશ શામ વદન કરી ફેરવ્યા, ગામ ઉઘાડે શીશ. નગ્ર માંહે લેઇ ગયા ભોજ ભોળો જે જ્યાંહ; પુછી પેર પ્રધાનને, કહી રાવળે ત્યાંહ. ન્યાય આપણો ચુકવ્યો,ગોપ રાયે તે વ્રત;રતન ચાર બ્રાહ્મણ તણાં, તેજ અપાવ્યાં તરત રીઝયો એહવું સાંભળી, રાજાને પ્રધાન; છ અસ્વારી નીસર્યાં, દીધાં ગોપને માન. આશ્વાસન અદકી કરી, જે રાજાની રીત, અનેક શમશા ચાતુરી. પ્રીછી ને બહુ પ્રીત.ચોપાઇ—પુછયાબીજા બહુ પ્રપંચ,પ્રતિ ઊતર આપ્યા શુભ શંચ;ઊઠયોભોજ ભઠ માગી શીખ, ન આણી ગોપે મન બીક;વખાણ કરી સહુ વીસ્મે થાય,એટલે

ત્યાતો પડી નીશાય. ગોપ ધેન હાંકયું છે તાંહ શહુકો આવ્યું નગ્રજ માંહ. લોકે જોયો નાનો બાળ, ન્યાય ચુકયો તે ગોવાળ, તે રાજાએ તેડયો પાસ. બોલાવીને દીધી આશ.તેમાં નહી અકકલ કે શાન,રોજ જેવું હોય રાજન;પ્રધાને જોયો ઉદવેષ, નહી અક્કલ એમાં લવલેશ. દોહરા—વજીર રાયે વીચારીયું, નહી કાંઇ એનું કામ; આસન બેસે એ જયાંહાં તેહ અમુલખ ઠામ. રાજા લક્ષણ આગળો, તેવો છે પ્રધાન; ધઢ હતો તે ગોપનો, ખોદાવ્યો રાજન માળો ઘાલ્યો તો બ્રાહ્મણે, ત્યાંહાં સુધ ગોદિ ભોમ્ય; કહાડયું સીંહાસન કારમું, રવી મંડળ જયમ વ્યોમ. જળ સુધી ભુમી ખણી, અમુલખ અપરમ પાર;નીસરયું તે રત્ન જડયું,સીંહાસન શુભ સાર. ( સીંહાસન કેવું છે. )

શ્લોક—रत्नजडीत्र सुवर्णस्य छत्र चमरसंयुतं, द्वादश योजन मोहारी; कनकपुतळी कामुच.

ચોપાઇ—ઇંદ્રાસન થકી અવનવું, તત્વ ત્રીભોવન કેરૂં હવું;રવી ઉદીઓ હોય જેમ,ઉદ્યોતકાર દીઠું તે તેમ. સુર લોક સહી આશાન જશું,આણ્યું ભોજ સભામાં તસુ. સુર્યકાંત મણિ છે જડીત્ર, પંચ દંડ ફરે શીરછત્ર. પંચ પરથાર સોના પુતળી બત્રીસ પુઠે બાવન પુતળી. બત્રીસ ગજ ગોળા આકાર, હાથ હાથ પુતળીકા ઠાર પદ્મનીથી દીસંતી વડી,સ્વયં વીધાતા હાથે ઘડી; કોણે કર વેણાને તાર,કોના કરમાં યંત્ર રસાળ વદન સરદ પુનમની જોત, આણ્યું તે આસન ઉદીયોત.વસ્ત્ર શણુગાર દીવ્ય દામની. નહી ભુતળ એવી ભામની;સોભા દીધી આસન તણી, લાગી ખાંત રાજાને ઘણી, તેડયા પંડીત જોશી શીઘ, પુશારકનું મુહુરત લીધ રાજા ભોજે કરાવ્યું કામ, શુભ મંગળ છો ઠામો ઠામ;વાજે મ્રદંગ ઢોલ નીશાન, જળહળ જોત ઉદીયો છે ભાણ.સૌકોને દિધાં માંન દિધાં લક્ષ સવાયાં દાન;પાન ફુલ રાજા વેહેચશે, શુભ શીહાસને બેસશે, જોવા મળી છે વર્ણ અઢાર, જુથ ગાંધ્રવ છે અપરમપાર; પંડીત જોશી મંત્ર મંત્રેશ, રાજકુળી છતે છત્રીશ. વાજાં વાજે શુભ ચોપાટ, જશ બોલે ભુપતના ભાટ; ચારણ લોક ચતુરાઇ કરે,ભલો ભલો એવું ઉચરે;શુભ મુહુરત શુભ વેળા થઇ,ચીંતા મન તણી તો ગઇ; શુભ ગંગોદક માર્જન કરયું,ધ્યાન ઇષ્ટ તણું તો ધરયું, સમરયું નારાયણનું નામ, આસન બેસવા ઘાલી હામ; પ્રથમ સીંહાશન શુદ્ધ કરયું, પુષ્પચંદનને કુમકુમધરયું; વેદમંત્ર કીધો અભીશેક પુજ્યા પર્વત પાટ અનેક.અશ્વ ગજરથ ધેનુ ને ધન.સંતોષ્યા જાચક બહુ જન;પગ આસન મુકે જેટલે, નંદા નામ બોલી તેટલે.

દોહરા—અચરત પામ્યો અતી ઘણું, ભોજરાય ભડભુપ; બોલી નંદા પુતળી જેનું શુભ સ્વરૂપ. સર્વ સભા વીસ્મે થઇ, અચરત દિઠુ ગ્રૌઢ; કનક પુતળીએ કહી, થઈ રહ્યા દીગમુઢ.પગ ખેંચી કર જોડીયા,ના કહી તે કુણ કાજ;કોનું આસન

કુણ બેશશે. તે કહો અમને આજ. નંદા નામ કહે પુતળી, ભોજ સુણો આ ઠામ; શીંહાશન વીક્રમતણું, પરદુખ ભંજન નામ. ઇંદ્રિ થકી ઉતપન હવો,સુરપુર મહા ધીર; હરસીદ્ધ હજુરી તેહને, જીત્યો અજીત વીર. ચકવે રાજ તેણે કરયુ, સઇકો ચાલ્યો જેહ; સહોદર પરનારનો;નારાયણ શું નેહ. અરણ અવની કરી, અહરનીશ આનંદ; નરપત તે નવખંડનો, વીક્રમાઅર્ક તે ચંદ. તે સરખો દાતા થશે, તે બેશે એ ઠામ બીજે સિહાશન પુજશે, નહીબેઠાનું કામ. કહો વાત તે વીરની, સાચી તે મુજ સાથ;ભોજ કહે મેં માનીયું,રહુ જોડી બે હાથ કેહે નંદા શુણ રાયજી, પોહોચાડું તુજ આશ આવ વાત ઉતપન હવી, કહે કવી શામળદાસ. નંદા કહે શુણ નરપતી, પાંચે પાતીક જાય;ઘેર બેઠા ગંગા મળે, પુર્ણ પાવન થાય.એહ ચરિત્ર જે સાંભળે, મનમાં આણી ભાવ; ટાઢો ઉનો ચોથીયો, સ્વપ્ને નાવે તાવ.

ચોપાઇ—દેશ મુખ્ય એ મોહોટું કામ,તીરથ જોગ્ય.ઉજેણી ગામ;નદિક્ષીપ્રાગંગા સમતુલ્ય,મોહોટું ક્ષેત્ર મુક્તિનું મુલ્ય.નગર ઉજેણી છે અતી સાર.જેવું ઇંદ્રાસન અતીસાર;નવતેરી નગરીનું નામ,ધર્મવંત બાધું છે ગામ,સાહ્યક હરસીધીમાતાય, છપનક્રોડ તણો જે રાય; માહાકાળેશ્વર જોતી સ્વરૂપ, ભક્ત વત્સળ જે ભારે ભુપ; મુક્તિક્ષેત્રમાં મહીમા ઘણો, અતિ પ્રતાપ ઉજેણી તણો. અખીલ પુન્યં માટે અનુપ, વીક્રમસેન સરખો છે ભુપ.સતવારી વસે સહુ લોક,નહી કોને વ્યાધી કે શોક;સદાવૃત આપે બહુ સતિ, પતીવ્રતા સેવે શુભ મતી. બ્રાહ્મણ આદિ અઢારે વર્ણ,હરી કથા શુણે નીત્ય કર્ણ;જાત્રાવર્ત આચરે ધર્મ,આંણ ફરે ધર્મની,સુખ પર્મ; હવટાં સંક્ષેપે કહુ વાણ, આગળ થાશે નગર વહાણ;રાગકળા છત્રીશેસુર,નરપતમાં ઇશ્વરનું નુર. વાજે મ્રદંગને વશ,સહુ લોકમાં ઇશ્વરનો અંસ.ગંગા સમાને ક્ષીપ્રાનાં નીર સીદ્ધવડ છે તેની તીર; વસે સીદ્ધ ચોરાશી ત્યાંહે. બાવનવીર ખેલે તે માંહે, ગાંધ્રવ છે પ્રૌઢ મશાણ, ભુતાવળ સઘળીનું રાન, ચોસઠ જોગણીઓ માહા સુળ, અવર નગર નહી એ સમતુલ. વશે વિર મોહોટા વઇતાળ, ભુત પ્રેત વંતર મહા વ્યાળ. જક્ષ કીનરને ગંધરવ ઘણા, સહુ નીશાચર નહી મણા; શુદ્ધવડ ફળ્યો બહુશાખ, જ્યાં ચેટક ચોરાશી લાખ; હાકપતી વસે એક ડાળ, બીજે અષ્ટ ભૈરવ મહાકાળ; અનેક ડાળાં બીજાં ભયંકર,તેમાં રહે પોતે શંકર,આચર દેવ્યા ગામજ તણી,જેની માયા છે અતી ઘણી. વીક્રમાઅર્ક કેહેવાણો આપ, સર્વ હરસીધી પ્રતાપ; દુખે ન વ્યાપે કોની દેહ, મન વાંછીત વરસે છે મેહ; ફળે વનસ્પતીભાર અઢાર ચોર ચુગલ નહી ભય લગાર. કરે લોક સહુ ઘરના કાજ, રામ સરિખું ચાલે રાજ; બેઠા અવિચળ નિરભે વીર, પરદુઃખજન વડહથ વીર. સહોદર પરનારી તણો, ગૌ બ્રાહ્મણપર નેહજ ઘણો,તેણે કીધાં કામજ જેહ, કહું સંક્ષેપે તુજને તેહ; આહેરી એક નગરી વસન, કરે ચેટક હણે નિત જન; નામ નરપતીયો નીતે જાય, કરે અચેટક

દાહાડી વનમાંય. એકનારીને ચારે તન; વહોડેઆહેરીજન; પગુ વેંધિ તેપેટજ ભરે નીત્ય અહાર એનો કરે લાભુવાએ વનમોજાર,સાંજે લાવે અદકો અહાર,એકદીવસ તેબાધે ભમ્યો,શેહેજે વીત્યો સંધ્યાસમો;આહારન આવ્યો તેને હાથ,તેણે વીચાર્યું રૂદીયા સાથ, હાલો ઘેર જઇ શું કરૂં, સ્ત્રી સંતાન આગળ શું ધરૂં; રહુ વનમાંહે બધીરાત, મળેઆહાર મુજને પરભાત. એવો ધાટ તેણે મનમાં ઘડયો,એક વ્રક્ષ વડ ઉપર ચડયો; વાઘ સીંહનો ભય મન ધરી; રહયો વડ ઉપર જઇ. સ્વપ્નામાંહે દેખીએ જેમ, પ્રતક્ષ કૌતક દીઠું તેમ, અકસ્માત આવ્યા જણ સાત, આડા દીધા તેણે હાથ;અસંખ્ય લોક એવે આવિયા,કનક તણું આશન લાવીયા,ઇંદ્રાસન સરખો તે ઘાટ, તે વડ હેઠળ મેહેલ્લો પાટ;તે ઉપર દીઠો એક રણ,ફરે છત્ર હરણને શરણ અતીશે કોમળ રૂપ અપાર,કનક આસનબેઠો કળીયાર.સોના સીંગડી અતી અમુલ્ય મુસ્તક મુક્તાફળની ઝુલ એ ઘુઘરી ઘરકે ઘણી, શી કહુ શોભા હરણજ તણી; અગ પોહોડો બેઠો તે રાજ,પાસે ઉભા સેવક કાજ;કેટલા એક તો ચમર કરે,કેટલાક એક છત્ર શીર ધરે;કેટલાકતો વીંજણ કારણે,કંઇ પ્રતીહાર ઉભા બારણે અકળીત એક વાસ્યું છે ગામ.દેવલોકનાજેવો ઠામ;અનેક મેહેલ મેડી માળીયાં,ગોખ જડીત્ર સોભે જાળીયાં. પીતાંબર પાથરીયા પાટ,કનક તણી હીંચોળા ખાટ,નગ્ર પાછળકોટ નવરંગ,વરાં શેહેર માણસનો સંગ;અશ્વ ગજરથ પાયક ગણા,અલખત માંહે નહી મણા;દોશીકણીયા પારેખબહુ,દીઠાંવરણ અઢારેસહુ.મણીમાણેક ભરોભંડાર.અલખત અદકી અપ્રમપાર; જેવી શોભા નરપત તણી, તે થકી શોભા દીઠી ઘણી, બેઠો વડ આહેરી જુએ,મનમાં હરખે મનસુ મુહે;મુખથી કાંઇ ન બોલે વાચ જાણે દેખું સ્વપ્નુ કે સાચ;એવી રચનાનો નહી પાર;જોતાં વીત્યાં જામજ ચાર;એવે પુર્વ ઊદીયો અરૂણ, આળસ મોડી ઊઠયો હરણ; સભા સહીત તે બેઠો થયો, જાળે ઝાંખરે નાહાશી ગયો;નગ્ર સર્વ અલોપજ થયું,સહુ સહુને ઠેકાણે ગયું;ફરી ફરીને વ્યાધિ જોય,માનવ દ્રષ્ટ ન આવ્યું કોય; જોતે કાંઈ દ્રષ્ટે નવ પડયું,આહેરને અચરત અડયું, ગયું નગ્રલોકને ધડ, રહયો આહેરી વ્રક્ષ વડ; કરે આલોચ વિમાશણ મન, કોઇ વાત ન જાણે અન્ય; હસ્તો રમતો આવ્યો ઘેર,સ્ત્રી આગળ માંડી કહિ પેર;કો આગળ કહીને શું કરૂં,ભારે વાત હઇડે કેમ ધરૂં;નારી કાંઇ નથી ફાવીયો,માટે ઢીંગ એવિ લાવિયો. તાહારા સમજે સાચી વાત, દ્રષ્ટ જોડી જોઈ મેં ખ્યાત. માનની કહે દેખાડો મુને, તો સાચો જાણું હું તુને;કરે વાત મનમાંહે પુર,એવે મેરજ બેઠો સુર; સ્ત્રીને પોતે તેડી સાથ, આવ્યો વનમાં પડતે રાત;વડ ઊપર ચડીયાં છે બેહ,નરનારીમાં આણ્યો નેહ.પેહેલે દિવશે દીઠીતી જેમ,તેવી શોભા દીઠી તેમ;તેવું નગર તેવા લોક, શાચું માન્યું શામાએ શોક; તેવો હરણ દીઠો તે ઘડી, આસન ઊપર બેઠો

ચડી; નિશા આખી કઉતક નીરખીયું,બંનેનું હઇડું હરખીયું. પ્રાતસમે તે થાનક હુવો,હરણ ઉડી જાળામાં ગયો;એટલે સમરથ સત્રળી ગઇ,રણભ્રામ્ય હતી તે રહી એટલે ઉતર્યાં નરનાર, તેમણે મનમાં કર્યો વીચાર; દીઠી શોભા એહ અનુપ, જઇ ચેતાવ્યો ભારે ભુપ;મહારાજ રાજ કઉતક એક હોય,મહીમા કળી શકે નહી કોય. તેડયો રાજાને એકાંત, ભાગી આપ મનડાની ભ્રાંત;નૃપે તે માની સાચી વાત,તેડયો વ્યાધ પડતે રાત; પેહેલે દહાડે મેંતો લહ્યું તે મારી ઘરૂણીને કહ્યું સ્ત્રી ભરથાર મળી બે ગયાં,દેખી રચના સુખીયાં થયાં; મોટા છો મહીપત માહારાજ,આવ્યો છું કહેવા તમ કાજ. કીધો બોલ મેં તમને ખરો, એ ઉપર ગમે તે કરો દોહરા—એહ વચને આનંદીયા, વડહથ વીક્રમવીર;નૌતમ વાત નીરખી તમો,તેડી જાઓ તેતીર કરો વાતથી વાયદો, કહ્યું આપ ઇધાણ;સાંજ સમે તે સંચર્યો,લેઇ ધનુષને બાણ એકાકી તે એકલો તેડયો વ્યાધીને સાથ; નિશા સમે બે નીસર્યા, ગ્રહી હથીઆરાં હાથ. વડ શીખરે તે બેઉ ચડયા,ધીરવીર જન જેહ; દીઠી રચના કારમી,સુણીતી કાને તેહ.તેવું છત્ર તેવું ચમર, તેવા લોક સહુ નાર;તેવો ઘડ તેવું નગર,તેની શો ભાનો નહી પાર રત્ન સમરથ કાંઇ કોટીધ્રા,ગર્થ હીમ ભંડાર;દીઠી રચના કો દેવનિ, કીધો મન વીચાર. મનોહર મંગળ વાજતે, રાજ રીત શુભરંગ, વરણ અઢાર વસે સહુ અધીપતિ રીઝીયો અંગ. એમ કરતે રવી ઉગીયો, ઉડયો હરણ અનુપ; એહ કરામત એહની, ચીતામાં ચેત્યો ભુપ.દાનવ કે એ દેવતા, હરણ રૂપ એ આપ જો મ્રગીયાને મુકીયે,તોતો બેસે શીર પાપ દાવો હુત મ્રગીયારમણ,એ ક્ષતિનો ધર્મ ચતુર નર ચુકે નહી,કુળ કલંક શીર કરમ;તતક્ષણ ચાંપ ચઢાવીયો,પુંઠે પુરોબાણ; કશીને મારયો હરણને, તતક્ષણ લીધા પ્રાણ. વડથી હેઠો ઉતરયો, બેઠો આસન તર્ત;આણ વરતાવી આપની,શીર શોહાવ્યું છત્ર. ઉગ્યો રવી ઉજેસસુ, રાજા બેઠો રાજ;નગર તો સરવે સ્થંભી રહ્યું,થઇ ન શકયું તે તાજ.ચોપાઇ—એવે એક ત્યાં કઉતક થયું,નગર સરવે સ્થંભી રહ્યું;એટલે આવ્યું એક વીમાન,તે દ્રષ્ટે દીઠું રાજન; આવી ઉતરયું વડને શરણ, વિમાન ઉપર બેઠો તે હરણ;ઉપડી ચાલ્યું આકાશ,તવ રાજાએ ઝાલ્યુ પાસ; કોણ છે તુ વરણ,કેમ આવ્યો તો આને શરણ,આપ વાત પ્રતી ઉતર જેહ,ભાગ્ય મારા મનનો સંદેહ;વળતો હરણબોલ્યો તે વાત,મઘવા તેતો મારો તાત;પીતા વચન મેં કીધાં લોપ,તવ મઘવાને ચઢિયો કોપ,ત્યારે મુજને દીધો શ્રાપ, વનચર વનમાં થાતુ આપ,તે પ્રતે મેં જોડયા હાથ,સુરપત થયો સનાથ. વર્ષ એક વનચર કહાવજો; પછે હજુર મારે આવજો, ભોગવ્ય સર્વ તુ રાત સુખ, દહાડે વનચર દેહનું દુખ.તમથી વશ છે બધુ ગામ,લેઇ શકે નહીતારૂં નામ;ઉજેણપણુ જે શકુનો ભુપ, વંશ આપણે દેવ સ્વરૂપ, તે લેશે પુન્ય કાજે પ્રાણ, સ્વરગ

આવજો પુત્ર સુજાણ; તારી દેહ થશે ત્યાં તાજ, ભોગવશે તે તારૂ રાજ. તે સ્વરૂપ અરતરીયો આપ,નથી બેસતું તુજને પાપ;ભાગ્યો સંદેહ સુખીયો થયો,તે હરણતો સ્વરગે ગયો.મહીપત કેરૂં હરખે મન, આપ્યુ રાજ્ય રીદ્ધ મહાધન;આહેરીને રાજા કહે,તારે ધન જોઇએ તે લહે.પેટ ભરીને નહોતો આહાર,બાંધિ જાતું ધન ભંડાર, સો પરીઆ સુધી જે ખાઓ, બાંધી ગાંઠડી જુગતે જાઓ, આહેરી વાત સાંભળી, પોતે મન ગયો પરજળી,ઉપડે એટલું બાંધ્યું ધન,પણ તેનું નવ માન્યું મન;ચતુર રાય તે ચિતમાં હસ્યો,વિચાર વ્યાધીનો મનમાં વસ્યો,દોહરો—રાજા કહેછે વ્યાધ સુણ, જે તાહારે મન હોય;મન મેહેલી મુને કહે,ખેદમાં કરશો કોય;ધન આલે હરખે નહી,વારૂ કહે તે વાંણ;સત્ય કહે નહી મુજને,તો તારી દેવીની આણ, ચોપાઇ—કહે આહેરી સુણ રાજન, માહરૂ તો નવ માન્યું મન;મેંતો મારા મનમાં ધરયું, પ્રથમ જાણ મેં તમને કરયું; મરગીઆ કરમ એતો માહરૂં, શું એમાં ડહાપણ તાહરૂં દોષ દેતો નથી હું તને,ધીક ધીક મનમાં કહુંછું મુને;મ્રગને જીવતો મેં મુકીઓ,દેખાડયો તમ તે ચુકીઓ;પ્રથમ મ્રગનો જો કરતો ઘાત,રાજ તણી જુગતાઇ થાત તમોએ મારયો તે હું મારતો,કનકછત્ર તે હું ધારતો;એવીચારી જોયું અમો,ડાહ્યા છો વીચારો તમો; પોતે રાજા મનમાં હસ્યો; સાચો બોલ વ્યાધીનો વસ્યો, હા ભાઇહું ભુલ્યો આજ,રીઝીને કર તું રાજ, સાચું તું બોલ્યો તે વાંક,મેં મારયો તે માહારો વાંક કુમકુમ તિલક કોડેથી કરયું,છત્ર આહેરી માંથેધરયું;વ્યાધીતણીવરતાવી આંણ એવો પરદુઃખભંજન જાણ; અશ્વકુંજર રથછે ધન,રાજી થઇ સોંપ્યું રાજન, અનમી શેઠ અધીકારી વર્ણ, તે સહુકો નમાવ્યા ચર્ણ;મેડી મેહેલ અટારી જેહ સોંપી સઘળી સમરથ તેહ. દોહરા—સોંપ્યું રાજ તે રાંકને, રાજી થઇ બોલ્યો રાય; સુખ લીલા તે ભોગવો,અમ દીજે આજ્ઞાય.ચોપાઇ—વારૂ કહીને વ્યાધી રહયો, અંતઃકરણ ઉલટ નવ થયો;મહીપત કહે ન માન્યું મન,બુધ કરી બોલ્યો રાજન. શામાટે હજી મોડો મુખ,કહો કાંઇ ચીંતા કાંઇ દુઃખ;મન મેલી તું ન કહે વાત,ઉણમત કાંઇ ન રાખીશ ભ્રાત. વળતો કહે આહેરી મર્મ; હું નીચ જાત આહેરી કર્મ,તમ પસાએ પામ્યો રાજ, મારા મનમાં આવે લાજ. દોહરો—વીક્રમે એ સાચું લહયું,માનો કારણ વાત;પોતાની કન્યા હતી,પરણાવી તે સાથ.ચોપાઇ—પટરાણીવિખાણેજેહ,આહેરીને સોંપી તેહ; નવખંડના તેડયા નરપતી,અવર બીજા આવ્યા છત્રપતિ,લખીકંકોતરી ઠામોઠામ,મંડપ રચીયો તેણે ગામ;અનેક રાય તે આવિયા,તે ભેટ સામગ્રી બહુ લાવીયા. દોહરા—વીક્રમજીતથી લક્ષઘણો,વઇભવ પામ્યો વેદ; ચતુર રાયચર્ણ નમ્યો, વળતી રહ્યો શો ભેદ, પુત્રી પટરાણી તણી, લાડકવાઇ લાખ;તે આપી રાજા નમ્યો ભલો ભલો કહી ભાખ. તે દહાડે સીમાડીઆ,રૂડુ મનાવવા રાય;પુત્રી પોતાનાપેટની પરણાવી લાગ્યા પાય.વખાણ કરે ત્યાં વિપ્ર સહુ,ભલો ભલો કહે ભાટ;તે વેળા પર-

ણયો પ્રેમદા,એક સત ઉપર આઠ.ધન અનંગળ આપીયું.આપ્યો હેમભંડાર, કન્યાદાન કરયું કોડથી,શોભા કીધી સાર,એવાં કામ કીધા અનેક,એક એકથી અધીક; વરણવ કોણ કરી શકે,વીક્રમ તણો વીવેક.નંદા કહે નરપત સુણો ભોજરાય ભડભુપ; એવો થયો તે અધીપતી, વીક્રમ રાજસ્વરૂપ, એવાં પુન્ય પરાક્રમ કરો, એવાં એવાં દેજો દાન; તો એ આસન બેસજો પરઠો બીડાં પાન;શક લખાણો શાસ્ત્રમાં; યુધીષ્ટર કેરી જોડ; તે બેઠા એ આસને, હાંકી જીતે હોડ, એમ કહીને પુતળી. આપે ગઇ આકાશ; એક કથા પુરણ થઈ, કહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ; સામળભટ કહે બોલજો, જયજય શ્રી રણછોડ.

---

## વારતા ૨ જી વીપ્રની.

સુભદ્રા નામની બીજી પુતળી બોલે છે તે રાજા ભોજ સાંભળે છે.

દોહરા—શ્રી મુખ શેવું સારદા, હંસ વાહની માત;વેણા પુસ્તક ધારણી.વાણી વેદ વીખ્યાત.બ્રહ્મ તનયા બ્રહ્મરૂપણી,બ્રહ્મ વીદ્યા ભરપુર; નિર્મળ નામ નારાયણી નારાયણનું નુર. જેને તુઠી સારદા, કવી કહેવાણા કરોડ; મતદયણ તું માવડી,માટે રહું કરજોડ. બરદાલી બુદ્ધ દેયણિ,બોહો ગુણ દેયણ બુદ્ધ;ગ્રંથ કરૂ કવિજન કહે, સારદા આપે શુદ્ધ.શ્રીગણપતી ગરવો ઘણું,ગુણનીધી ગંભીર; દુંદાળો દુખભંજનો ધર્મ ધોરંધર ધીર.ઇશ્વર સુત સલક્ષણો,સુંઢાળો સમરથ; પુજ્યો નહી જેણે પ્રીતથી, વીદ્યા તેની વ્યર્થ. સીંદુર અંગે શોભતું, મોદીક અક્ષત અહાર; ઉમીયા અંગે ઉત્પન્ન હવો,દેવ વડો દાતાર. ભોજરાજ ભાવીક ભલો,ધારા નગરનો ધીશ; પુન્ય કરે પરમારથી, અહરનીશ પુજે ઇશ. સભા પંડિત નીત પાંચસે, માઘ સરીખા મુલ્ય; કાળીદાસ કંદપજશો,બુદ્ધ ભારતી તુલ્ય, બમણું ભોજ પદાવીયું, નીરમળ રૂડું નામ; ભર્તખંડનો ભુપતી, કરતો રૂડું કામ. નવું કવિત નવી વારતા,નવી કઉતક નવી ભાખ; તરત ગણી દે તેહને,ટકા શુભ સવાલાખ.કાલા ઘેલા કે દુબળા.તે ધન પામે તરત;નીરમુખ કોઇ મળે નહિ,વેદ પાળે એ વરત. ભુપતે કહાડ્યુંભુમી થકી, સીંહાસન અનુપ; શોભાવ્યું સભા વીષે, જેનું રઢીઆળું રૂપ. નગર ભોજન કરાવીયું,દીધા બહુ વીધ દાન;જાચક જશ બોલે ઘણા, માગણ પામે માન.શુભ ગંગોદકે શુદ્ધ કરયું, લીધું રૂડું લગ્ન; આસન બેસવા મન કરયું, મહીપત થયો મગ્ને. પ્રીતે પ્રદક્ષીણા કરી,ધરે સીંહાસન પાય;બોલી સુભદ્રા પુતળી રેહે રેહે વેગળો રાય સ્પર્શ માં કરીશ સીંહાસને નહી તાહરો વેહેવાર;નથી જોગ તું નરપતિ,આભડવા અધીકાર.પરદુઃખભંજન સુખ કરણ,કલ્પવૃક્ષ કહેવાય; એ સીંહાસન ઇંદ્રનુ બેસે વિક્રમરાય. તે સરખો દાતા થશે, પરકામ દે કાય;પરમારથ વહાલું પ્રાણથી તે ધરે

સીંહાસન પાય. બીજો કો બેસે નહીં, રાજા મનનો રાંક; પછે પસ્તાસો રાયજી, કહા-ડશો ગાહરો વાંક. ચતુર હોયતો ચેતજો, હુંશે થાશે હાણ; દેહ દુખ દોહેલાંથશે, પર-ઠવા પડશે પ્રાણ. ભોજ કહે ભલે કહ્યું, રહું જોડી બે હાથ; વખાણ જે વીક્રમ તણાં. તે શોભાવે મુજ સાથ.કેવો દેશ કેવું નગર.કેવું પુન્ય પરીવાર;કેવું રાજને રીધ ઘર. એ કેવો દાતાર. પ્રાક્રમી પ્રમારથી, કે કર્યા પરકામ; મહિમા કેવો મહિપત તણો, કરી રહુ આ ઠામ. તેવો શાક્તિ તો પગધરૂં, નહીંતો કરૂં પુજન; બોલ સાચું ઉતાવળી, ધન આજનો દન.ચોપાઇ—સુભદ્રા કહે સુણો નરેશ,તેનો તુજને કહુ ઉપદેશ;ભરત-ખંડને જંબુદ્વીપ, દેશ માળવો તેનો દીપ.માળવ મુખ્ય ઉજેણી ગામ,મુકતા પદાર્થ ઠારક ઠામ;ખરી ગંગા ક્ષીપ્રાની તીર,અતી છે નીર્મળ છે જેનાં નીર.રાયવીક્રમ કરે રાજ; અસત્ય અન્યા તનથી તાજ; સકળ લોક સંપને સુખા; ધર્મ પાળ રૂડા રૂખા અગ્નિ હોત્ર હોમે અતી ઘણા, પ્રતીપાળ કરે રાજા તે તણા; સદાવૃત અપાવે વાટ, વેહેપારી એવાનાં હાટ. રૂડા જનને રૂડો લાગ, રાજા પામે દશમો ભાગ. ભારઅઢાર તો સફળે ફળે. માંગણને મન માન્યાં મળે; નરપતીને સહુ ઉપર નેહ, મોહોના માગ્યા વરસે મેહ. સુખ સહોદર માંહે સુખ, દુનીયાંકો નવ પામે દુખ; વજીર રાજ રાજાનું કરે, પોતે પરદુખ ખોળતો ફરે, અહરનીશને આઠે જામ, કરે રાય પ-રમારથ કામ; પંચ દંડ જીતિ જશ લીધો અહો રાત અવની ફીધ બીજો, થયોહોય વીક્રમ પખે, તો જોતીષશાસ્ત્ર શકમાં લખે;જશ જીતી જગતનો બધો, દવ રીઝીને દાન દીધો,કીરતી જશને કીંકર કરી,ભલાઇ સર્વ ભંડારે ભરી,ન્યાય તણા ચલાવે નેક, અધિક અકલ કહેવાણો એક;વશ કીધા ઉમીયાને ઇશ; જેને ચરણે સમરપ્યું શીશ; માયા હંકારને માર્યો ક્રોધ, માર્યો અન્યાય કેરો બોધ. અસત્ય અન્યાય:કીધુ તાજ રામ તણું ચલાવ્યું રાજ. શુભ પ્રાક્રમ કીધાં લખ લાખ, સંક્ષેપ કહુંતેમાંએક શાખ; મેહેલ આગળ મઢુલી જેમ સીંધુમાં બીંદુ હોય તેમ. એક સમે રાય ચઢ્યો શીકાર, સાથે સેન તણો નહી પાર. શુભ સાથે હાથી ઘોડલા. પ્રૌઢ પાંચેક જુગતેજો ડલા; જેવો અવનવો હોયે ઇંદ્રિ, જેવો શરદ પુનમનો ચંદ્ર; જેવો ઉત્તરાણનો રવી; કહે શોભા કેટલીએક કવી. ચઢયો દદામે દેઇ ઠોર, ઘેરયું સેન એક મહાજમદોર, તેમાંથી એક મરૂગલો,પુઠે થયો રાજા એકલો; મારી સાથે ન આવ્યો કોય,જે કાંઇ કરમે લખ્યું તે હોય,નરપતને કોણ પહોંચી શકે,પાછા વળ્યા સહુ વીક્રમ પખે; આ-ગળ મરઘ ને પાછળ રાય,કેડાકેડે રણમાં જાય;રાજાને ચીંતા નવ મળે, સૌકો એનાં પ્રાક્રમ કળે. અજીત એ માર્યો કેમ જાય, નથી સુંઠ ખાધી કો માય ગયો મારગપડી છે રાત, રાયે વીચાર્યું રૂહિયા સાથ; રણમાંહી ગયો મરઘરાજ, રાજા પામ્યો મનમાં લાજ; ભુખ તરશ તડકોને ટાઢ, ધ્રુજવાને લાગ્યાં છે હાડ મનુષ્ય પગલાં દીઠાંજ્યાં ય રાજાએ અશ્વ ચલાવ્યો ત્યાંય, એટલે દીઠું નગર અનુપ, સુખ પામ્યા તે ભારે

ભુપ; મહીકાવતી નગરીનું નામ;મહીપાળ રાજાનું ગામ. પુછી ગામને લીધો પાર, વિક્રમસેને કરયો વીચાર;ઘર પુછી રાય ગયો,પામ્યો માનને સુખીયો થયો;બ્રહ્મદત્ત એક રૂડેરા રૂખ,જેને વેદ વસ્યા છે મુખ;તપોબળ બ્રહ્મકેરૂં રૂપ,દેખી હરખ્યો મનમાં ભુપ; પંદર વરશની પુત્રી એક,તે તો જાણે સરવ વીવેક;તે બ્રાહ્મણની નારી સતિ, પતી વ્રતા ધર્મ પાળતી. તેને પેટ આવ્યો છે તંન,તે દહાડે થયા ખટ દન;દુખી બેઠા છે ઊલટ ભેર, એટલે રાજા આવ્યો ઘેર. વટેમારગુ નિરમળ નામ; તેજ પુરૂષ આવ્યા તે ઠામ; તેવા ઘોડો તેવા મુખી, દીઠે સુખ પામ્યા તે રૂખી;રાજા અશ્વથકી ઊતરયા, વાડવને ચરણે શીર ધરયા; વીપ્રે દીધો આશીરવાદ, રાજા મન પામ્યો ઊલ્લાદ રૂખીને મન રાજા ભાવીયા, કહો માનુભાવ કયાંથી આવીયા; અમ સરખું કાઇ દિજે કામ, એ આશ્રમ તમારો ઠામ;રાજા કહે હું પંથીવેશ,ભુલ્યો આવ્યો છું તમ દેશ; રહેશું પરૂણો એકજ રાત, પંથ ઊઠી ચાલશું પ્રભાત;સુણી વીપ્રનું હરખ્યું મન;ધંનધનરે આજુને દન,અધીપતી દેખી ફુલ્યું અંગ,આળસુ ઘેર પધારયા ગંગ; અમ ઘેર ઊછવ મોટો જાગ, આજ ફળ્યાં હમારાં ભાગ્ય, પુત્રી કહે પીતાને વાત, સાભળ ડાહ્યા મારા તાત;વ્રદ્ધ સુતક આપણે છે ઘેર,પ્રીછાવશો મા તેની પેર; ભલું માણસ સુતક જાણશે,અંતરમાં ઓછું આણશે.કોરી ગાગળ ઊદકે ભરી,રસોઈ તણી સામગ્રી કરી, રાયે કીધું સ્નાન શરીર, નાહ્યા પોતે નીરમળ નીર. રખી તણા તો પુંજ્યાં પાય, સાત મહોર સમરપી રાય, પુર્ણ પાક કરયો રાજન ભાવતાં કીધાં ભોજન; લવીંગ સોપારી બીડાં પાન; પુરણ પ્રીતે પરમ નિધાન; રૂખીએ પાથરી સુખ સેજ્યાય, કરયો નકાર દેખી તે રાય અમો પોહોડશું બારે આંહી, તમો રૂશી પહોડો ઘરમાંહિ, અમને તો નિંદ્રા નહી ઘણી, અમે ચોકી કરશું તમ તણી, સુખે સુતાં નિંદ્રાવશ થઇ, એટલે અરધ નીશા તો ગઇ; બાર વચે બેઠો છે રાય, કોયલું ખડગ ધરયું કરમાંય; આગીઓ ઇષ્ટ પારો છે ઘોર, કર ઝાલી ઘોડાની દોર; નહીં નિંદ્રા નયણે અનુમાન; હરી હરનું ધરે છે ધ્યાન; કઊતક એક થયું તે ઠાર, એટલે આવી ત્યાં એક નાર, સોળ વરસ સરખી શુભ રૂપ, નરખીને હરખ્યો મન ભુપ; અંગ શણગાર સજ્યા છે સોળ, મુખ બીડાં બહોળાં તંબોળ, હસ્તી રમતી રમઝમ કરે, પુરંદરી એવી પરવરે. અંગરાગ ઓપે કટીપટી; હમકુમકુમ કંકાવટી.કુમકુમ આડ કરી લલાટ, ચોડયા ચોખલા રીઝી રાડ; ગઇ પેસવા ઘરમાંહે; રાજાએ તેને ઝાલી બાંહે; નથી દેખતાં બેઠાં અમો; કેમ પેસો છો ઘરમાં તમો; લોપે કેમ અમારી લાજ, અરધી રાત ઇહાં શું કાજ,ચોર લંપટ કે છો કો દુત; જાર કે છે તું ધુત. રાણી રાંક કે છો મોહની, દાશી છે તું કોયની, લક્ષ્મીદેવી કે તું સતી. કોણ તારો પીતા કે પતી, આપવા કે જાય છે, કહે ખોટી શાને થાય છે;રક્ષણ કરવા કે મારવા જાઓ છો જીતવા કે હારવા, શીધ શીકોતર કે વ્યંતરી વેશ્યા કે ખેચર

ઉતરી; જક્ષ કીન્નર કે ગાંધરવ નામ; કેમ આવે છે આણે ઠામ; સાચુ નહી બોલો આદિશ, તો હવડાં છેદાશે શીશ; કરોધ કરી બોલી તે નાર, બાળી ભસ્મ કરૂ આ ઠાર.મેહેલ હાલ માં પુછીશ વાત,જોતાં કરીશું તારી ઘાત; બાળી ભસ્મ તો તુજને કરૂં, જો હું એવું રૂદેમાં ધરૂં. દોહરા—તારો ડરાવ્યો હું નહિ ડરૂં, સાચુ કહુ આ દીશ; મેલુ ખડગ આ કોહલું,તતક્ષણ છેદુ શીશ; જાણુછું તું ખોળતી,દાહાડી મોટા રોફ; ત્યાંહાં મળતી તુને ઘોઘીકા,આજ મળ્યો છે સાપ, નાદ ઉતારૂ તાહરો, પ્રીછુ છું પાર; ડરૂ નહિ દાનવ થકી, નીસ્ચે એ નીરધાર; બીવરાવ્યા છે સહુ જણા, દેખાડીને મુળ;આજ હાથ તેં ઘાલીયો,ગોખરૂ કેરે મુળ.અજીત પાસ આવ્યા તમો, જીત્યાની નહી આશ, વાદ મુકો કહો વારતા, પ્રીતે બેસો પાસ.

ચોપાઇ—નરપત સાથે બોલી નાર, આપ થકી કયમ કરૂં અહંકાર; મરત લોકે માનવ જેટલા, તે કો નવ જીતે તેટલા. શું કહું તુજને વારંવાર, માનવીને તો મારૂ ઠાર; કોનું બળ હઇડે નવધરૂ;વીક્રમસેન થકી ઓસરૂ. ઉજેણીપત ભારે ભુપ, વિકરમ રાજ દેવાશી રૂપ;મુને માનવ દેખે નહી કોય,એ અચરત માહારે મન હોય. સામુદ્રિકનાં ઓધાણ, બત્રીશ લક્ષણ ચતુરસુજાણ; દેવ રૂપદિશોછો તમો, પ્રીછયો પાર તમારો અમો, બોલોછો આણી મનવીર, શકે હોયરે વિક્રમવીર; કહે રાજા ઓળખે તું મુને,હું નથી ઓળખતો તુને.શેવક સરખું કોહો મુજ કામ,પ્રકાશ કરો તમારૂં નામ. દોહરા—ધર્મપુરથી આવીયાં, વિધાત્રી મહારૂ નામ, લખુ અક્ષર છઠી તણા,આવિછું હું તે કામ,એ બ્રાહ્મણ સુતને થયો,ખરા થયા ખટ દન;લખું અક્ષર છઠી તણા, માન્યું માહરૂં મન.

ચોપાઇ—ખોટી મુજને નવ કીજીએ,મુકો ઘર જાવા દીજીએ;જાઓ સુખે લખી લાવજો,આ માર્ગ વહેલા આવજો.ગઇ વિધાતા લખીઆ લેખ,વાર ન લાગી પળમાં એક પાછી વળીને આવી ત્યાંહે;રાજા વિક્રમ બેઠા જ્યાંહ.રાજા કહે લખ્યું જે કર્મ મુજનેતો સંભળાવો મર્મ; કહે વિધાતા મુજને નહી ગત્ય, પાર ન પ્રીછું સાચું સત્ય ઉદરે ગરભ રહયો જે દીશ,તે દહાડે લખાણું શીશ;તે લખનારોછે હોનાર,તેનું કર્મ કરણી કીરતાર, પુર્વ જન્મ સંઘાત પ્રતાપ સુખ દુખ હાથ વૃધ્ધ છતછાપ, તે અક્ષરની પુજા કરી, હુતો મહારે પાછી ફરી; રાજા કહે જાવા નહી દેઉ, એજ વાતનો કેડો લેઉ;શામ દામ ક્રત ભેદજ કહો,તાંહાં સુધી આ સ્થાનક રહો; સ્ત્રી કહે પુછી આવશુ,કારણ તુજને સંભળાવશું;વચન દેઇ વીધાતા ગઇ.ધર્મપુરીને માર્ગ વહી,જઇ ધર્મને જાણુજ કર્યું.વીક્રમને મેં વચનજ ધર્યું.બાળક લેલાટે લખ્યું જેહ નરપતીને કહો તેહ; કેહે ધર્મ નવ જાણું અમો, તો ત્યાંહ જઇ કયમ કહેશો તમો; કેહે વિધાતા વચન જ જાય તો મારે નવ ઘરવી કાય. ગયા ધર્મ જ્યાં અકળ સ્વરૂપ, મહાન પુરૂષ કોઇ ભારે ભુપ; સ્થાવર જંગમ જેનો વાસ, તેજ પુંજ પુરણ પ્રકાશ,

જડ ચૈતનમાં રમતો રામ, અણુ માત્ર ઠાલો નહી ઠામ; પંચમહાભુત ત્રીશણુમાંતેહ, નરનારી અકલગત એહ પચીસ પુરો બાવનથી બાર, થીર થાવર છે ઠારોઠાર રાગ દ્વેશ નહી વીખવાદ, પાંચેઈંદ્રિનો જાણે સ્વાદ, પુષ્પ માંહે વાસના જેમ, તલમાંતેલ રહ્યુંછે તેમ; પયમાં ઘરૃત કાષ્ટમાં અગ્ન, અક્ષુમાં ગોળ રહયો છે મગ્ન; પુરૃષ પુરાણ જેનું છે નામ શ્રષ્ટિ કરણી કીરતારે કામ; અનેક નામ નર અનંત; લક્ષ ચોરાશી શરજ્યા જંત જંત,ભરપુર ભરે અન પાણીપુર, નીરમળ નામ નારાયણનું'ર. જોગી ભોગી ભાખે વેદ, વરણવ કરી શકે નહી વેદ; મોહોટા જોગી તે લે મરમ,તે પાસે ગયા શ્રી બ્રહ્મ.

દોહરો—વિરંચીએ વિનય કરી, જઈ તળાંસ્યા ચરણ; મેહેર ઘણી પોતેકરી બોલ્યા અશરણ શરણ; કોહો વીધાતા કયમ આવીયાં, કહો અમ સરખું કાજ સંદેહ કોહો તમ મન તણો,તો રહે મારી લાજ.ખટ દિવસ બાળક જણ્યો તે જાનેછે બ્રમ, અક્ષર સમરાવી પુજ્યા અમો, તાંહાં સુધી લખીયું કર્મ. કહુ કથા કર્મની, ધર્મ વીચારી જોય; લખ્યા અંક છઠી તણા, મટાવી ન શકે કોય. ગંગા વહેજો ઊલટી પશ્ચિમ ઉગે ભાણ; તોયે લખ્યું મટે નહી, માને સત્ય પ્રમાણ. જનક જનુની સુખ પામશે, હોય નવખંડે નામ; તેવુંજ બાળક થશે, કરસે રૂડાં કામ, પંચ વર્ષે ઉપવીત હશે,સુખ પામે માબાપ;તે દહાડે વિવાહ મળે,વેદ પુરાણો છાપ.સાતે વરશે પરણશે,મળસે લક્ષધા લોક તે વેળા કઉતક થશે સુખમાં થાશે શોક, ચોથું મંગળ વરશે લાખેણું સુખલાગ; તે વેળા એને મારશે; વારૂ એને વાઘ. પ્રાણ જશે એક પલકમાં, જોઈ રહેશે સહુ સાથ; ઉતપાત વર્તશે એ સમે;સઉકો ઘસશે હાથ;લાખેણું એ લક્ષવસા, ટાળ્યું નવ ટળે એહ, જાઓ વાત સુખે કહો નર્પત આગળ નેહ જે લખાણું કર્મમાંહે, થનાર વાત જે હોય; ક્રોડ બ્રમાંડ મળે એકઠા, ટાળી ન શકે કોય. માત ગર્ભબીંદુ પડયુ, હાણુ વધ્યકે ખોટ; સુખરૃખ જન્મ જરામર્ણ, વરણનો મહીમાં મોટ. રોગ ભોગ કે જોગ જુગત; જાગ્રત સ્વપ્ન કે સંચ; ટાળ્યુંતેજટળે નહિ, પુરણ કરે પરપંચ અંન તોલ પાણી વજન, નેત્ર પલકારાકામ, આયુશ બાંધ્યાએ વીધે, સ્વાસોશ્વાસ દેહદામ; એકવીશ સહસ્ત્ર ઉપશ્ય થશે, શોહેઅજપ્યાજપ દમ વાયુ એહ દેહને,વેદ પુરાણે છાપ. જા જઈને જોખમાંધીરજ રાખી ધર્મ;લેલાટ લખાણું બાળને ક્રોડવશા એ કર્મ; ધરણાપતે ધર્મને કહ્યું, તે થયું વિલાજાણ;કર્તાર માંડી કહ્યું, વીક્રમ પ્રતે વાણ.

ચોપાઇ—એમ કહી વીધાતા ગઇ, વીક્રમને મન ચીંતા થઇ;પરદુઃખભંજનહું કહેવાઉ, સુખ કીધા બાકી કેમ જાઉ; વચન જતેજીવજ જાય; દુખસાગરમાં પડીયો રાય; એમ કરતાં વીતી છે રાત, ઉગ્યો સુર થયો પ્રભાત; પંચમ રાગ પ્રભાતે થાય, વૈષ્ણવ જન હરી કીરતન ગાય. તે વેળા ઉઠયો રાજન; મહીપતીએ વિચારયું

મન; હવડાં શી કરૂ વાત, વચ્ચે વર્ષ રહ્યાં છે સાત, ઉઠયો વિપ્ર ઉગમતે દીશે; અવનીપતને દીધી આશીશ; તાહરાં દોહલાં દુર જજો. નીરમળ નામ નવખંડે હજો; જીવી જીવજો ડુંગર તણી,વાધીલાજ વિક્રમથી ઘણી,હું નથી જાણતો તાહરૂ નામ,ક-રણ સરીખાંતે કુળ કામ,પ્રીતે રાજા લાગ્યો પાય;પાસે બેસાર્યાછે દ્વિજરાય,વિક્રમસેન લખ્યો એક પત્ર,આપ્યો વીપ્રને હાથે તત્ર.લ્યો કાગળતમે ઝાલો હાથ,હું કહું તેકરજો એક નાથ;તમઘેર પ્રગટયોછેજે તન,હોય જ્યારે વિવાહનો દન;ત્યારે ઉજેણીઆવજો, મારા હાથઅક્ષર લાવજો;મુજથી થાશે તે સેવા કરૂં,તે વાતેસત્ય વાચા ધરૂ;મુજને દ્યો તમે એક વચન,મળ્યાપછે પરણાવો તન.મુજને મળ્યા વીણકરો વિવાય, સુક્રિત તારૂ નીષ્ફળ થાય;તેજ વાતનો દોને કોલ, તો જાણું રૂડેરો બોલ. ત્યારે રૂખી કહે સુણો મહારાજ,મારે કયાંથી વીવાકાજ;મુજને વરસ પંચાવન થયાં,તેતો સર્વે એળેગયાં; ઇશ્વરે આપ્યો છે તન,નથી થયા પુરા દશ દન; એ બાળકનો વિવાહ થવો,તે દહાડો કયારે આવવો. કહે રાજા તે આવશે કાલ, એવું જાણી વચનજ આલ; બ્રાહ્મણ પુત્રી ત્રીજી સ્ત્રી સાથ, આપ્યું વચન પંથીને હાથ;જન્મકૃત સુકરીત હારીએ,જાણ કર્યા વિણ પરણાવીએ; વીપ્ર કહે નવ જાણું નામ, તમો મળો રહો જે ઠામ. નગર ઉજેણી વિક્રમરાય;અમો મળુ સભાની માંય;રાતદીવસ ને સાંજ સવાર,રહુ બેઠો અ-હરનીશ તે ઠાર.હાથ અક્ષરનુ લેઇ એંધાણ,આવજો નગરઉજેની રેઠાણ.એવાં અનેક વચન દાખીયા,વચનમાંહી સુરજ સાખીયા ચંદીપાડને શાળીંગરામ,ઉપાડાવ્યા કરૂંએ કામ પરસ્પર દેઇ વચન,ત્યાંહાંથકી ચાલ્યો છે રાજન પ્રધાનપુત્ર જુવેછેવાટ, આવ્યા રાજા ગયા ઉચાટ.શ્રીપત આવે સુખીયા થયા, વ્યાધ શોક લોકોના ગયા. વીપ્ર ઘેર તન મોટા થાય દિન પુંઠે તો દીન વહી જાય,નગર નારીને હરખજ ઘણો, શોક સમે નીત્યે તે તણો વિક્રમ કરે પોતાનું કાજ,રામ રીતચલાવે રાજ;વરસ થયાં એમ કરતાં પાંચ,જનોઇ તણો પછે માંડયો સાંચ.દોહરા—કહે બ્રાહ્મણી ભરથારને, હરખ ઘણો મન આજ;વરસજ બેઠું પાચમું,કરીએ ઊપવીત કાજ.વેશાખ માશ દ-શમી તીથી,સત ભીપા ગુરૂવાર;કુટુંબ સહોદર સહુ મળ્યા,માંડયો મંગળ ઊપચાર તેડયા વીપ્રજ વીદીયા,કુળ આચારે કર્મ;ગર્થ ખરચ્યાનો જે હતો,ધારયો રૂડો ધર્મ જગત દાનને ધર્મ નીમ,બ્રહ્મ ભોજન દક્ષણાય;રીતભાત પુરણ કરી,આનંદ અંગ નમાય. નાત શિરોમણી વીપ્ર જે, તેને કન્યા એક; તેણે કીધો ચાંદલો; દિધુ દાન વિશેક.ચોપાઇ–ત્યાર પુઠે દીનવહી ગયા,ઓનેદીવસ અવધના થયા; વરશાચ થયા જેટલે,વેવાઇ ઘેર આવ્યો તેટલે;કહયું ઓણ વિવાહ કીજીએ.પરણાવી લાવો લીજીએ લગ્ન નિરધારયું સજન મળી, મન તણી તો પોતિ રળી; ત્રણ માસ ઓછાછે તાંહે; વિચાર કરવા માંડયો ઘર માંહે;કોહો ખરચ આવ્યું સરવથી,ખોટો દામ એક ઘરમાં નથી,દોહલુંછે આપણું ઘરસુત્ર,લાડકવાયો પરણે પુત્ર;સ્ત્રી નરનાર એકલા ગુહય કરે,

કહો કામ હવે કેમસરે,કોને જઇને લીજેદાન,જાચો કોઇ જઇજજમાન,એવીવાતમન માં કી કરી, એટલે વાત પેલી સાંભરી. કંથ પોતાને કહી પેર,આવ્યોપથીપરૂણેઘેર. તેણે કીધો છે વાયદો; નથી કયો બીજો.કાયદો,તમને ઘેર તેડયા છે ત્યાંહ,નગરઉજેણ દેવ સ્થળ જ્યાંહ. માટે ત્યાં જાઓ મહારાજ, સત્ય આપણું સરશે કાજ; દિધાછે બાહુ કપરા સમ, માટે ત્યાં નવ જઇયે કેમ.શા માટે દક્ષણા મુકીયે; વચન બાપનુકાં ચુકીયે દોહરા—એક રાત વાસો રહયો સહસ્ત્ર સમરપી મોહોર માટે દાતા જાણીયો; જાવો તમો તે ઠોર; કહે બ્રાહ્મણ સુણ બ્રાહ્મણી તે શું કયાંની પ્રીતઃરાત રહેગળે પડે નહી ધર્મની રીત. નામ ઠામ નવ જાણીને,પીત થોડી પંથ;દુર વળતી તુંકહેતેકરૂં લાગી મનમાં જુર. શું તેને નવ ઓળખું,તે નવ ઓળખે મુજ; તેને વરસજવહી તે બતાવું તુજ. સ્વામી જાઓ જરૂર ત્યાહાં, જ્યાં ઉજેણી ઘાટ, પાટ ઉપડાવ્યે સરસ્વતી, સમ ખાધા તે માટ. ચોપાઇ.—પેલું ખત લખી આપ્યું જેહ, વિપ્રેસાથે લીધું તેહ; માગી સીખને વિપ્રજ ગયો, નગ્ર ઉજેણી માંહે રહયો શીવ ભક્તિ પ્રીત પુજન સરેષ્ટ પણ પામ્યો ભોજન; દેખી લીલા શોકજ સમ્યો, તે ઠામ ગણુવંતને ગમ્યો; સ્વરગ લોક સરીખું ગામ, દુખભંજન નરપતનું નામ, પદમનિ જેવી સહુ પ્રેમદા જે જે આકારે જયોખમંજદા,વશિષ્ટ સરીખાસરવે રૂખી,દેશમાંહી નહી કો દુખી લંકા જેવી કનકજ કોટ, સાગર જે ક્ષિપ્રાઓટ. રામરાજ સરીખો રંગ, ગુણવંતી શ્રી બીજગંગ, માહાકાળેશ્વર પુજ્યા ઇશ,એટલે ઉગ્યો છેજગદીશ હરખે હઇડુ હેતનું હતું, ઇંદ્રાસન દીઠું અવનવું, બત્રીશ લક્ષણા સરવે લોક નહી કોને વ્યાધી કે શોક, સ્ત્રીને ચંપક વરણાં ચીર, સુવરણ કુંભે આણે નીર, નગ્ર ઉદોત રવિનું તેજ, હરિહર ઉપર સહુને હેજ, જ્યાંહાં પુન્ય વરતે અનુદન, ત્યાં કેમ લોપે વેદ વીચન, નગ્ર નીરખતાં વિતીરાત, ઉગ્યો અરણુવ બીજે પ્રભાતવીપ્ર સ્નાન ખટ કરમજ કરયું, ધ્યાન આદ્યશક્તિનું ધરયું રાજ્ય સમીપે જાય, આસન આસન બેઠો વિક્રમરાય, નાચે અપ્સરા અપરંપાર, વારૂ શોભા વરણ અઢાર, સભામાં પંડિત બેઠા શેતસાત. વિખાણ કરે છે વદે વાત; સાધુ સતરશેં છેઠામ,નીમેશ નીમેશ જપે શ્રીરામ. અસત્ય વાત ન બોલે કોય, માહામોદક સહુકોને હોય; પછી વીપ્ર સભામાં ગયો, રાજા ઉઠી બેઠો થયો વિપ્ર જાણીને પુંજા કરી ચરણામ્રત પીધું મુખ ભરી;કહો કયાંથી આવ્યા મહારાજ,તમ શેવકને કહો કાંઇ કાજ,ત્યારે વીપ્ર તે દે આશીશ, જીવોરાજ કરોડ પચાસ, પત્ર લખ્યો તે દેખાડીયો, રાજાનેસુખ પમાડીયો આ લખનારનુ છે કામ, કીધો વાયદો આણે ઠામ પ્રોઢી નથી કાંઇ બીજી પેરઃઆવ્યો છુ તમારે ઘેર;દીઠા અક્ષર પોતા તણા, વીક્રમસેન મન હરખ્યા ઘણા; કાગળ શીશ ચઢાવ્યો તર્ત, બેશવા માંડયું આસન વર્ત; શ્રીમદ્દીપત ઉઠીને મળ્યા નામ હતા તે સરવે ટળ્યા. સુખસાગર પ્રગટયો બહુ પેર,કહો બાળકકુસળછેઘેર; એ

અક્ષર તો છે માહરા, પુરૂ મનોરથ તાહરા. રહ્યા પરોણા તમ ઘેર અમો; સેવા રૂડી કીધી તમો;કહો કુશળ તમારે ઘેર,વાત માંડી કહો પુરણ પેર.ચેત્યો બ્રાહ્મણ વિસ્મે થયો, શકે રાય માહારે ઘેર રહયો;નથી સેવા કરી એ તણી,એ મોહોટો ઉજેણી ધણી એતો અવનવા હોય ઇંદ્રિ;નવલખ તારા માંહે ચંદ્ર, એમ વિચારી ઝાંખો થાય, તેતો સમજ્યો વિક્રમરાય, શું વિચારો રૂડારૂખી,તમ ઘેર અમો થયા છુ સુખી,તમ આવે અષ્ટમાશિદ્ધ આજ, મનવાંછિત માગોજી કાજ; સુખીયા થઇ સભામાં રહો, કામ નીજ શેવકને કહો, રાખ્યો બ્રાહ્મણ દેઇને માન; અન્નવસ્ત્ર આભુષણ દાન,પુર પત્ય નીત્ય બેસાડે પાસ, વિપ્ર ભોગવે સુખ વિલાસ, દીન ચાલીસ ગયા છે વહી, વિપ્રે વાત વિક્રમને કહી;અધીપતીને તેડયા એકાંત, ભાગી મનડા કેરી બ્રાંત વિવા કીધો કુંવરજ તણો,હરખ અમારા મનમાં ઘણો, તમે દીધાતા કપરા સમ, તમવિના પરણાવું કયમ;આવ્યો નોતરૂં દેવા કાજ, મુખે કહેતાં આવે છે લાજ. તમે રાય ને હુંતો રાંક,નવ કાઢો રખે મુજ વાંક;હવે થોડા રહ્યા છે દન, મહારાજા આપ વિચારો મન. દોહરા–વિપ્ર પ્રતે વિક્રમ કહે મારે કામશું હેજ; માંડવે આવું તાહરે, એ મારો ભાણેજ, દુદંભી વગાડાવું દેવના, દોહોદશ વાળું વાટ; સદાવ્રત કરૂ સામટા, તજ તું મન ઉચાટ.

ચોપાઇ–મહારાજા પધારો તમો, પાંચ પદારથ પામ્યા અમો; પુરપતીએ તેડયો પ્રધાન, મહીપતીએ દીધાં બહુ માન,સમજાવીને કહી સહુ વાત, જુઓ તમારા વતની સાથ, શણગારો જઇ નગ્રનિવાસ, રંગાવો તે મોહોલ અવાસ; તરીયા તોરણ બંધાવો ઘેર,કરો વિવા સમજાઈ પેર, અસંખ્ય લેખે ખરચ્યો દામ,કરો જેમ ઘરનું કામ; એક લક્ષ સુદ્ધા અસ્વાર,દીધો હુકમ નવ લાગી વાર,આણ્યા ખરચ વેગે કરી લક્ષ બેતાળીશ મોહોરો ભરી, ડેરા તંબુ ચોતા તણા,સુખાસન ગજરથ બહુ ઘણા; સદાવ્રત કરો તે ગામ, ચોકી મોકલો ઠામોઠામ, ઘર શણગારો રૂડે ઘાટ; ધરમ ધજા બાંધો તે વાટ,અમો તો નોતરે આવશું,સેન સહીત બહુ ધન લાવશું, કહુંછું તેમાં ઊણપ હશે,તો તો તમ શીર દંડજ થશે; રાયે શીખામણ એવી દીધ,ચાલ્યો પ્રધાન કરીને સિદ્ધ.સાથે બ્રહ્મ વિદાયજ કર્યો; હસ્તિ ઉપર તેને ધરયો;અચરત પામ્યો મનમાં બ્રહ્મ, જોજો માહારૂં ખોલ્યું કરમ, તે નગર જઇ ડેરા કર્યા, નગર નરપતિ તેથી ઠરયા,તે નગર આધકારી જેહ;નમ્યા પ્રધાન જઇ ચરણે તેહ, ગયો વિપ્ર પોતાને ઘેર, સજન સહુને કહી તે પેર; રાજા વિક્રમ ઇહાં આવશે, સેન સકળ સાથે લાવશે,ઘરમાં ઘરૂણીને કહી વાત,હરખ્યા માનવ જાતે જાત;દેવાંશીના દરશન થશે, પાતીક પંચ જનમના જશે; રાજાજીએ વચનજ ધરયું, તે પરધાને સરવ કરયુ.

દોહરા–જળહળ ઘર શણગારીયાં, ઇંદ્રપુરી મત અધ; ધજા બંધાવી ઘરની,સઘળી શોભા સધ; નીશાન ડંકા ગડગડે, શોણીત બાંધિ શ્રષ્ટ; પુન્ય પ્રતાપ પુરણ

કરી, દેવ પુષ્પની વ્રષ્ટ, ગોખ રંગાવ્યાં માળીયાં, મંડપ રચીયો મુલ;પુરવતપુર્વસમ કરયું, શોભાએ સમતુલ્ય; ધઢમઢ ચોકને ચાવડી, શરણારયું શુળ ગામ; પડો વજડાવ્યો પુર વીશે, લ્યો જોઇએ તે દામ; મંગળ ઓછવ સહુ કરો,જેમઘેરવિવા દન; વિપ્ર નાતજ નોતરી, ધરમ કારણે ધન, ઘેવર ગાજે હણુહણે;વાજાવીવીધ જે હે ચાટ; કવીજન જશ બોલે ઘણા, વખાણે ચારણ ભાટ. આણંદ ફેલ્યોઅતીઘણો ઇંદ્રાસન શોભાય; લગન સમીપે આવીયો, મન વીચારયું રાય, લખ્યા લેખ ખોટા કરૂં, હઇડે એવી હામ; જીવાડું એ વીપ્રને, તો વિક્રમ મારૂ નામ. વિદારૂ એ વાઘને, લક્ષધા મુકુ લોક; જોઉં વિધાતા શું કરે, લેખ લખ્યો તે ફોક, જાણ્યા ગ્રહ કેમ ફીટે કેમ મરશે એ બાળ; પ્રપંચ રચુ પ્રાક્રમથી, ચુકાવું એ કાળ. છપા—લક્ષ બેતાળીશ ગજ, ધજા નીશાને ફરૂકે; પછી મુલતાન નીશાણ, ભણુકે કાજ હુકે, દેઇ દદામે દાવ, ઘાવ દુંદભી હામકારે;શેન ઘટા ઘનઘોર,ઘોર સુનાદા નગારે,જેમ અવરપુરે પરઠીયો જેમ અશાડો મેહ અડયો;શામળભટ કહે એ વીધે,વિપ્ર કામ વિક્રમ ચડયો.ચોપાઇ—વિપ્ર ગામ ઉતારા કીધ, નવેનીધ અષ્ટમા સીધ; શીમાડીયા રાજા જે જન, હુકમ દશે દસ દન; નીરખ્યાં નરપત લક્ષધા લોક, રઇયત સહુનો સમાયો શોક, મહીપતે એક મત આચરી, વજર મેહેલો એક પેટી કરી દશ ગજ ઉંચી દશ ગજ સમી,પહોળી દશ ગજ સહુને ગમી; પવન પ્રવેશ માંહી નવ કરે, જીવ જતાં કીડી કયમ સંચરે. એવી લોહ તણી કોટડી, પુંઠે વજરને પડે જડી; ચીત્રામણ કીધું અનુપ, ખરચે દામ ઘણેરા ભુપ.સોનેરી તે કામજ અડયાં; મણી મુકતાફળ હીરે જડયાં,બાંધ્યા ચંદરવા ચોપાસ, કીધું લાયક લીલા વિલાસ.એવી વીપરીત કીધી વાત,કરયા કોટ શીરોમણ સાત; એક એક કોટી એક બોખ, મુકયા લખપતી તે ભાખ;ઓછવ મંગળ વરત્યો ઘણો, દિન આવ્યો તે લગ્નજ તણો;ભોજન કરે છે બહુ ગામ,વાજે માદલ ઠામે ઠામ. વિકરમરાયે માંડયો જંગ, કીધો હરખ રચ્યો બહુ રંગ; શત ગાઉ ફરતા રખવાળ, જેને કર આયુદ્ધ માહાકાળ; પશુ પક્ષી કે માનવી જેહ, પુરમાં આવી ન શકે તેહ. ઠામ ઠામ પરવરીઆ જોધ, દીધી શીખામણ પ્રતીબોધ. રાત દીવસ ચોકી કરનાર, કેટલાક રણમાં કેટલાક બાહાર; મુકી ચોકી ઘાટે ઘાટ, કોઇ પેશી શકે નહી વાટ:એવું ડાહાપણ એણે કરયું, પણ તેણે કારજ શું સરયું,કરોડ ઉપાયે એ શાડ કરે, "પણ" આવરદા ખુટે નીસ્ચે મરે; કોડ ઉપાય કરે તે સરવે હારા, લખ્યા લેખ કોનાં નવ મટે, તલ ન વધે ને જવ નવ ઘટે; ઉપાય સરવે આળ પંપાળ, અજીત માયા છે કો કાળ. એમાં નવ ચાલ કો તણું, કરનાર વસ્તુ જોરાવર પણું; રાજા ધર્મવંત દ્રઢ ધીર, પરદુખ ભંજન વિકરમ વીર, ધીરવીર ધરમ ઉપર ધરશે, હનાર વાત છે તે તો હશે, ડહાપણ કર રાજા તાહરૂં, કાળ કહે ખાવું માહરૂં મહિપત એકલો ચેતે મન, બીજું કો નવ જાણે અન્ય, જીતું કાળને કહે

રાજન, કરૂ પેર સમજીને મન કર કુળ આચરી રિત, પરણાવા ઉપર બોહોળીપ્રી
એમ કરતે વરઘોડો ચઢે, નીશાન ગાજેને ગડગડે. સાબેલા જ્યાં વીક્રમરાય, તેન
શોભામાં શું કહેવાય, રીદ્ધિસિદ્ધને ઉણમ કશી, માહાલક્ષ્મી જ્યાં વિક્રમરાય,તેન
લોક હરખે છે બહુ મુખે બોલેછે સહુ; કો કહે રાંકને હાથ રતન, કો કહે વાસ
એહ વતન; કો કહે એ કયમ છાજશે,કો કહે ગુણ ઝાઝા ગાજશે;કો કહે કહે કાંઈ
વિઘ્ન થશે, કીડી મુખ કોળુ કયમ હશે, કોને હરખ કોને શોક; પેર પેર બોલેછે લો
વર તરતીબે તોરણ ગયો; સાસુને તે ઉલટ થયો પુંખણ નાતની રીતે કરી, બેશી
માહારે કન્યા વરી; ઉલટભેર વીતી છે રાત, ઉગ્યો રવી થયો પ્રભાત;વિપ્રવેદીએ
બહુ, આશીવાદ દે છે સહુ.

દોહરા—સહુ સજ્જન શું બોલીઆ, પોતે વિક્રમરાય; લોહ કોઠી છે વજરની
ચોરી રચો તે માંહ. ભુત પ્રેત બ્યંતર વીધી, જક્ષ કીનર કહેવાય ડાકંયણશાકયણ
શીકોતરી, દ્રષ્ટ તેની નવ થાય કનક કળશ ચોરી રચી સઘળી સોભાસાર; જગન
કરો ત્યાં જાગતો ઉપર ધ્રત નીરધાર વર કન્યા માંહી બે જણાં તેનાં માતને તાત
એક વીપ્ર માંહે વેદિયો, વેદ શાસ્ત્ર વિક્ષાત. ઘડ લોહનોછે દશગજી,પેસવા વસમી
વાટ; પ્રવેશ નહિ જ્યાં પવનનો, વીકટ ઘણો એ ઘાટ. તરવરી જોદ્ધ પાછળ રહ્યા,
સત ગાઉ સુધી જાણ; ધરી ખડગ દ્વારે રહ્યા વીક્રમવીર સુજાણ.ધરયું ધ્યાન વૈતા-
ળનુ, ખડગ કોયલું હાથ બેઠા વીક્રમ બારીએ. સમરી હરશીધ માત.પેહેલું મંગળ
વરતીયું, બીજું ત્રીજુ હોય; લખ્યું જે લેલાટમા; ટાળી શકે ન કોય;ચોથું મંગળ
વરતતે જાયો વિધાત્રાય લાગે; ચંદરવે ચીત્રામણે,આલેખ્યો તે વાઘ; શારદુલ નવ
હાથનો મોહોટી જેની મુછ; વિકરાળ દાઢ કકડાવતો, શીર ઉપર છે પુંછ; દાઠોસ-
જીવન કુરરતિ, દીધી ધશીને ડોટ;વર ઉપર તુટી પડયો, કરી કારમી ચોટહાહાકાર
સઘળે થયો, વિક્રમ આવ્યો શરણ; વાઘ અલોપજ થઇ ગયો તે વર પામ્યો મરણ
પ્રહાર કોઠીને પેશીએ તોએ ના મેલે પ્રત્ય; જોતાં હરખ સમી ગયો, તેવેળાએ તરત
ચીત્રામણ જોઇશું,રાજાએ ઘસીઆ હાથ; સુખ ફીટીને દુખ થયું સોકાતુરસહુ સાથ,
માત તાત મુરછા થયા પ્રગટયો સહુને સોક, વર્ણ અઢાર બ્યાકુળ થઇ, ત્રાહ ત્રાહ
કરે લોક જેવો હરખ ઓછવ હતો, જેવો ફેલ્યો તો રંગ, સ્વેત શામે થઇ ગયું,
મનુષ્ય થયાં મન ભંગ પોહોર એક સહુ કળકળ્યા, જેની જેવી પ્રીત વીપ્ર કહે
વેગે કરો મનુશાચારી રીત. અગ્નિ દાગ્ર દો એહને, આણો હઇડાધીર. વિવિધવાત
લોકે કહિ, નરખે વિક્રમ વિર. છપો—કો કહે આવ્યો તાવ કો કહે પ્રીછી વળીયો;
કો કહે કરડયો નાગ; કો કહે વાસીવસીઓ; કો કહે વાધ્યો રોગ,કો કહે મારીમુંઠ
કો કહે લાગ્યું પાપ, એમ લોકો પડીઆ ભુઠ; ઇશ્વર માથે લે નહી. જગત તણોમ-
હીમા જુઓ;શામળભટ કહે શાસ્ત્રી એ મોત આવે નિશ્ચે મુઓ.ચોપાઇ—મુઆં કોઈ

નવ આવે ઘેર, પરીવાર કેહે કરો એ પેર; સમશાન લલીતાએ, અગ્નિદાઘ એને દીજીએ; કો કહે રાંકને આવ્યું ધન, તો કયમ જીવે એનો તન; રતન રાંકને છાજે સાચુ ન કોહોતો માહરા સમ, કો કહે એતો ભોળો બ્રહ્મ, કો કહે એનાં કુડાં કરમ, રાજા ના આપત એવડું ધન, તો એતો નવ મરતો તન. જો ભુવન નાવત ભુપાળ, તો જીવત બ્રાહ્મણને, બાળ; તેડયો રાય બ્રાહ્મણ હારીયો, વિક્રમે વિપ્ર મારીયો;એહ બાપડો બ્રાહ્મણ રાંક;એવડો વિક્રમનો છે વાંક; ઉંડળમાં કયમ આવે આમ, વેળુમાં કયમ ચાલે નામ અગ્નિમાં કેમ બાથ ભરાય; સાગરને કયમ નરથી તરાય. મેરૂ માંથે કયમ ઉપાડે, અપગો કયમ આકાશે ચડે,અહિ કયમ લેવાએ મણી એ અલખત પામ્યો અતી ઘણી;રાંક હાથ રતન કેમ રહે,કુડા લોક તે કુડુ કહે;હાલે જીભ તે પીંપળ પાન,તે રાજા સાંભળે છે કાન.એ અકરમી બ્રાહ્મણ આપ,બ્રહ્મહત્યા રાજાને થાપં, એમ બોલના વાગે બાણ,છાંના છાંની વદે છે વાણ. કો કહે એ સતવાદી ભુપ, રામચંદ્ર સરીખુ રૂપ; એતો હત્યા આપે આપિ, પાપી બ્રાહ્મણ કેરૂ પાપ; શું મુખ લેઇ રાજા ઘેર જશે, કો કહે કાંઇ અનરથ થશે; બહુ મુખે વાતો સાંભળી પુર્પત રહયો પરજળી; શોક મનથી છોડીયો, સબ કોઇએ બાંધવા માંડીયો. વિક્રમશેને વીચાર્યું મન, તજ્યું આપ નિંદ્રા જળ અન્ન; ધીક્ક ધીક્ક એ મહારો અવતાર, ધીક્ક ધીક્ક સુત ભંડાર. ધીક્ક ધીક્ક જીવિત ધીક્ક એ રાજ, હવે પ્રાણ રાખુ કુણ કાજ; પરદુઃખભંજન નામજ ગયું હવે મુજ દઇવત શું રહયું; બાળકને સજીવન કરૂ નહીતર હું સાથે મરૂ; હીમત ન મુકુ ઘાલું હામ, ઇશ્વર કરે જો મારૂ કામ;રાજાએ જોડયા બે હાથ;બોલ્યો તેના સજ્જન સાથ.પુત્ર સુંપો મને રૂડી પેર,સુખે બેસો તમારે ઘેર વચન પ્રમાણ માહરૂ કીજીએ, હું કહું તે કરવા દીજીએ; કોડે બોલ્યો રૂડો રૂખી,માહારાજ કાં થાઓ દુખી; તે તો આપી રૂડી જાગ, અમ અપરાધિનું અભાગ્ય; તેંતો વાજ્યો આડો આંક. કરમ અમારા કેરો વાંક, મહારાજા મોહોટા દાતાર એમ લખ્યુ કરમે કીરતાર; તમે જાઓ ઉજેણી દેશ કાં દુખ પામો છો નરેશ. રાજા દુખ કરો એ તાજ, રામવત ચલાવો રાજ હવે અમો રહીશું નહીં બાહાર; પ્રાણ તજીશું નરને નાર. સાચો પુત્ર તણો છે શોક, બીજુ મેહેણુ દે છે લોક, ધારણ આણી ધીર, બોલ્યો રાજા વિક્રમવીર, તમો મનના તજો ઉચાટ, વરશ એકની જુઓ વાટ; પેટ ચીરી કસ્તુરી ભરી મલરવજીત શુભ કીયા કરી કાષ્ટ પેટીમાં રૂની જાળ તેમાં તે પોઢાડયો બાળ; દીધું તાળુ જતને કરી, ઉપર મોહોર પોતાની ધરી, એક સહસ્ર મુકયા રખવાળ, સાચવજો પેટી એ બાળ; એક વરશમાં ન આવું અમો, ત્યારે પેટી છોડજો તમો; પછે હોય જે કુળનો ધર્મ;તમો તમારૂ કરજો કર્મ. પોતાના પંડીત પ્રધાન, ઘેર વળાવ્યા દેઇને માન; રાજ ચલાવજો રામજ તણું, પ્રજા સુખ

પામે જેમ ઘણું; એક વરશે અમે આવશું, મંત્ર સજીવનનો લાવશું, આસોપાલવ જુગતે ઝાડ, પેટી બાંધી તેહની ડાળ; વળાવ્યા સહોદર સર્વ,તે વાતે મનથીમેલ્યો ગર્વ. સદાવ્રતનું કરયું ત્યાં કામ,બાંધી ધજા તે ઠામ દોહરા—જીવાડુ જાયોતાહરો, મુર્છા છે એની દેહ; સજીવન થાશે સવંછરે જેમ દુધે વુઠે મેહ હરશીધી પ્રતાપથી થાસે પુરણ કામ;મહાકાળેશ્વર મહાદેવજી કરશે રૂડા કામ. ચોપાઇ—રાજા પુર્વપંથે જાય, જ્યાં છે જાંહાંનવી ગંગાય; તરણ તારણ ત્રીલોકજ તણી,ત્યાં ચાલ્યોઉજેણી ધણી. કામ થસે તો દુધે મેહ, નહીતર ત્યાં જઇ પાડુ દેહ. સદગતી મુક્તી મારગ સુખ, ના કહેવી પડશે નહી મુખ; એમ કહી ચાલ્યો રાજન, હઇડે હરશીધ કેરૂ ધ્યાન; ફરતે ફરતે દીન બહુ થયા, અઘોર વનમા રાજા ગયા, ઉષ્ણકાળ અગનીની ઝાળ, થયા ખરા મધ્યાનજ કાળ; અણવણ પાગ તરષાતુર નીર; કોમળ કાયાશુદ્ધ શરીર. એક વડ મોટો ગભીર, ત્યાંહાં જઇ બેઠો વીકરમવીર; તે વડ હેઠળ મોટો રાફ; ત્યાંથી નીકળ્યો મણીધર સાપ;તે રાજાએ દીઠો દ્રષ્ટ, ત્યારે મનમાં પામ્યો કષ્ટ; આ વીખધર ડસે જો આપ, પરઠે પ્રાણ ને જાય પાપ. એમ કહી ચાલ્યો જેટલે, કઉતક એક થયું તેટલે;તેહ સર્પને વાચા થઇ, વીકરમ આગળ વાણી કહી,ભાઇપંથી તું ઉભો રહે, સુખ દુખ કેરી વાતો કહે; ઇશ્વર આણ ડસુ નહી અમો, સુખે પાસ બેસોજી તમો; દુઃખની વાત કહવા આવીયો, ત્યારે તું પંથે ચાલીયો.મેંતો કપરા ખાધા સમ, માહારી પાસે ન બેશો કયમ,સુણ્યું વચન તે સર્પજ તણું રાજા અચરત પામ્યો ઘણું; દુખ સાંભળીને ઉભો રહયો, એક બોલ અધીપતે કહયો. કેહેરે ભાઈ તાહારે શું દુખ, ઇશ્વર તાહારી ભાગે ભુખ; શું તાહારે દળીદ્ર ઘણું, પલ્લુકરવું પુત્રજ તણું;શાસરવાસો કરવો દીકરી,કે લીધું કોણે ધન હરી. કે કવાયાંતહારાં વહાણ, કે દેશપતી માગે છે દાણ; કે માથે લેવી છે મોટ, કે વેહેપારમાં આવીખોટ ઉતાવળો થઇ દુખ કહે મને; જગત માત સુખ કરસે તુને, કહે નાગ મારાકરમના ભોગ, મહારી દેહમાં પ્રગટયો રોગ અગ્નિ ઝાળ ઉઠે છે અંગ, રહેવું ન ગમે, કોને સંગ, રક્ષ વીછીની વેદના જેમ; રાત દીવસ આગ્ર છે તેમ; મહા રોગ પ્રગટયો છે આપ, પુર્વ જન્મનાં પ્રગટયાં પાપ.પાપે રોગ પેદા થાય છે, પુન્યે સઘળાં દુખજાય છે, તેહ તાહારી હું ભાગુ ભ્રાંત, એક ઘડી બેસો એકાંત, દાવાનળ સરખુંછે દુખ માટે મુજને કર તું સુખ વડો માણસ દીસે વીવેક, તુજને પ્રશ્ન પુછુંછું એક, દુખ ભંજન છે સાહસ ધીર, કાને સાંભળ્યું વિકરમવીર; ઉજેણી નગરીનું રાજ, નીત પ્રતે કરે છે કાજ; કહે તે સાચું છે કે જુઠ,બેસ ગમે તો કે ઉઠ, એહ સંદેહ પુછુંછું તુને, જાણો તેવું કહેજો મુને; વિકરમનાં સહુ કરે વખાણ; તે સાચુ કે જુઠું જાણ, માહારૂ દુઃખ ભાગે કહેવાય, વખાણ સાચાં કેવાં થાય; દુખભંજન ખોટા કે ખરો જેવું જાણો તેવું ઉચરો, દોહરો—વાત સુણી વીસ્મે થયો, પોતે વીકરમ રાય દુખ

ભાગ્યા વીણુ નાગનુ, માર્ગ કેમ જવાય; કહે પંથી તુ નાગ સુણ, તાહરા દેહમાં દુખ; તે વીક્રમથી કયમ થશે, સેહેજ વાતમાં સુખ. શું વઇદુ વીકરમ કરે, કે શું ઓષડ પાય; જંત્ર મંત્ર અઉપધી, તેથી કયમ સુખ થાય; નાગ કહે પંથી સુણો, વીકરમમાં વીધા હોય; નોળી કર્મ નરપત લહે, કળી શકે નહી કોય; બોહોતેર કોઠા નવ નાડીઓ. અમરૂત વીખના જેહ; મહીમા તે મહીપત લહે, તુજને કહુછું તેહ બીરદ રાખે જો બોલનો પ્રીતે રાખે પાસ; સુખ થાયે સંક્ષેપમાં, આપે ઉદરે વાસ, પ્રીતે રાખે પેટમાં અમરત કોડા જ્યાંહ; તો સુખ થાય શરીરમાં, એકઅડધ ક્ષણુ માંહ. રોગ વધે તે રાયને આખર પામે મરત્ય. માહારો રોગ તે નીસરે, તે વેળાએ તરત;મળવા ઉપર મનકરે શરીર માંહે સાપ;એવો કુણ અભાગીઓ,અતી દુઃખ પામે આપ. ઉંઘ વેચી ઉજાગરો; કુણુ કરે એ કામ;પરદુખભંજન લોક કહે વિકરમનરનું નામ ભુખ્યો તરસો કો ભાટજન કે કોઇ ભીક્ષુક જન;અન્ન અપાવે તેહને, મેળવ મનાવે મન કોડ પુરે કવીયો તણા, તે ગુણ ગાથા ગાય;કીરતી લહેર સમુદ્રની,દહો દશાએ જાય ભાગે દુખ કયમ ભુપતી માગી કયમ લે મોત; ગરજુ ઘેલો જાણવો,જેવો બાળે બોત. દુહ વાલો મહા મુને, રણમાં ગસુછું રાંક એને કયમ અળખામણો, વખત આડો આંક. ચોપાઇ—રાજા બોલ્યો કહે મુજ કામ, નરપતી વીકરમ મારૂં નામ; દુઃખભંજન દાતા તે અમો,જે ગમે તે માગો તમો; રહયો નાગ એહેવું સાંભળી વીપ્રીત વાત કુડી મનકળી; કહુ તુજને કેટલુ એક કથી,હું વિકરમને ઓળખતો નથી;પ્રગટ પારખુ તેહનુ સુખે,ના અક્ષર બોલે નહી મુખે.અહંકાર ઉપર નહિહેત,ના અક્ષર ભણી નહિ નેટ ઠીગઠાગ કરે છે તું દીલમાં જાણુંછું હું મહારા મનની પુરે હામ,મહારે મન તે વિકરમ નામ; વીકરમ હોય તે પુરે આશ, આપે ઉદર મધ્યે વાસ. વચન સાંભળી રાજા રહયો, અદકો ઉલટ મનમાં થયો,મહિપતે વીકાસ્યું મુખ,પેશ ભાઇ જો થાયે સુખ, તહારે મન રૂડુ ભાવશે,કાયા શા કામે આવશે;પંચમાભુત મળમુતર ભાર,અસ્થિર ઉપર શો અહંકાર, એ બે મનમાં હરખ્યા આપ; વીકરમ ઉદરે પેઠો સાપ; દેવાંશીની અમરૂત દેહ; રહયો નાગ સુખ પામી તેહ; સર્પ તણો તો સોકજ ટળ્યો.રાજા પુર્વ પંથે પળ્યો;દીન ઊપર દિન વાહ ગયો, રાજા ઊદરે રોગજ થયો, વીખનુંરૂપ ને વીખની જાળ, કાયામાં જઇ પેઠો કાળ;અંગે વ્યાધી વ્યાધી ઘણી, દુખ પામ્યો ઊજેણી ધણી, દેહનાં ચૈતન સર્વ ટળ્યાં, વધ્યું ઊદરને અસ્તજ ગળ્યાં;ગયું વાન તેજ રૂપને રગ,કષ્ટ થયો કાયાનો અંગ મહાભયાનક રૂખણી દેહ,નયણે ચાલેજળ જેમ મેહ; ન પચે અંન ન ભાવે નીર, સ્થિર થયું તે શીત શરીર, વેદના તે લક્ષ વીંછી તણી, તેથી વ્યાધી રાજાને ઘણી; તોયે રાજા પંથે જાય, આવ્યો સદાવ્રતિ નગી માંય. પડયો વાટમાં અંગ બેવડું,થયું ઊદર ગોળી જેવડું;ચઊટા વચે પડયો

છે ઘર્ણ,મીચ્યા નેત્ર હલાવે ચર્ણ;નગ્રનાવાસી મળીયા લોક,દેખી રાયને પામ્યા શોક; તે નગ્રનો કો એક ભુપ,મહેંદ્રવછ તે નામ સ્વરૂપ.સદાવ્રતિનું રાજ તે કરે ત્યાંઆણુ વિકરમની ફરે;સેવકે જઇને કીધું જાણ,મહેંદ્રવછ શું બોલ્યા વાણુ; કો એક પંથી આવી અડચો,દેહ રોગમાંછે તે પડચો.અંગ બધું તે પીળું થયું,ચૈતનજ્ઞાનદેહમાંથી ગયું; પડચો આવરદા પુરો કરે,મુઓ હશે કે વાણે મરે.તેવું રાજા સાંભળી રહયો, પ્રતિઊતર પાછો નવ કહયો;તે રાજાને બે દીકરી,છે કુંવારી નથી તે વરી;નવ સત વરસ નાની સાર, મોટીને થયાં છે બાર; નથી પુત્રી રાજાની દેહ. લાડકવાઈ બેટી બેય;નાની અતિ સુંદર રૂપ, જીવ થકી વ્હાલી છે ભુપ. સુણી વાત પંથીની જેટલે કુંવરી બેતેડી તેટલે;બેહુ તણા તે ઝાલ્યો હાથ,પીતાકહે પુત્રીને વાત,બેસો ઊછરંગે સાચુ કહો,જેવું જેના મનમાં લહો;સાચી વાતનો દંડજ માફ. કહો આપકે કરમી-બાપ.આપ કરમી કુંવરી હોય જેહ;મારી પાસે બેસો તેહ;બાપ કરમી જેહોય રંગ, તે આવી બેસો ઊછંગ.મોટી કન્યા કહેછે આજ,હુતો બાપ કારમી મહારાજ બાપને કરમે રાજજ કરૂં નવ નવા શણગારજ ધરૂં.જે જોઇએ તે તમે આપશો,રૂડે ઠામે પ-રણાવશો;હુંતો એવી જાણુ વાત,મારે કર્મ તે માહારો તાત.વડી કન્યાએ વાણી જે કહી,હેત કરી ઊછરંગે રહી,લક્ષકરોડ વરાં કહુ આપ;મારે કર્મ તે મારો બાપ.

દોહરા—બોલી ન્હાની બેટડી,સાંભળ ઘેલા બાપ,તાહરૂં કર્મ તે તુજ કને માહારૂ કર્મ તે આપ. સહુને કરમે કરી, વશ વરતે છે લોક; સુખ દુઃખ પામે છે કર્મથી, ડાહાપણ હરખને શોક. મન અહંકાર મુરખ કરે, મુજથી સઘળું થાય; તે તો જુઠ જાણજો,આપ કર્મથી ખાય.પિતા અલખ મુકે ઘણી,કર્મહીણ હોય પુત્ર;ધન વીનાના તે રહે, ભીખ માગતા પુત્ર. પીતા હોય અભાગીયો,તાલેવંત હોય તન; હાથી ઘોડે તે ચડે આપે સદાવ્રત અંન.ચોપાઈ—કરમ રંક રીધ પાસે રાજ,કર્મે દુઃખ દારીદ્રતા-જ; ચઢીરાય સાંભળતાં રીશ, પગની જ્વાળા લાગી શીશ. વનીતા બોલી જેહ વ-ચન ચઢી રીશ ખીજ્યો રાજન; વળી પુછ્યું બેચારજ વાર,તેનો તે ઊતર એ ઠાર. બોલ સાંભળ્યો બેટી તણો, કરોધે રાજા ભરાણો; તેડયા સેવક કહેછે રાય, પંથી પડીયો ચઊટા માંય. તેને લાવો વેગે કરી,પરણાવો નહાની દીકરી;જોઉ કર્મ એ શું જોગવે, રાજરીધી કેવી ભોગવે;મારી બેઠા લોપે આણ,પ્રાજે કરૂં હું તેના પ્રાણ;બ-જાર સેવક આવિયા,પંથી તેડી લાવીયા.રોગીપથી પડયો તો જેહ.રાજસમીપે આ-ણ્યો તેહ,ઊદર મોહોટું વીકાળ સ્વરૂપ; તે દેખીને હરખ્યો ભુપ.વીપ્ર તેડીને આજ્ઞા દીધ, ગુરૂજી કામ કરો તે સીધ; કંઠે આરોપી વરમાળ,રોગીને પરણાવી બાળ.ઊ-જડ આપ્યો રેહવા ઠામ. આમાં કર્મ શું કરશે કામ; કહે કુંવરી સાભરે તાત, કર્મ તણિ નવવાત.મે પરણ્યોતે ઇશ્વર એહ, શેવા કરૂં મન આણિ નેહ; વડિ એક લા-ખેણુ લાવ,હું નાર એ નરપત નાવ મારાં કર્મ જે જો રૂડાં હશે, રોગ મટીને રાજા

થશે; એવું કહી આવી વીજ ઘેર,પીયુની શેવા માંડી પેર. મહિપત કોયનો ન હોય મિત્ર પક્ષી કાગ તો નોહે પાવત્ર. વિક્રમને નહિ શુદ્ધ કે સાન, નહી દેહમાં ચેતન કે જ્ઞાન; પાત્ર ઉષણોદકથી ભરયું, કંથ શરીરે મરદન કર્યું. કરી શુદ્ધ કાયા તે તણી, સુખ પામ્યા ઘર્ણીયાણી ધણી;નિંદ્રા આવી નઇણે વહી,એટલે જામ નીશા એક ગઇ. બળે દીપક તેણે ઠાર,સન્મુખ આવી બેઠી નાર;મનુષ્ય નાનુ બીજું નહીં કોય,એટલે એક ત્યાં કૌતક હોય.વિકરમ મુખ વિકાશી આપ,નીકળ્યો પેટ થકી તે સાપ,અરધો મુખમાં અરધો બહાર, તે નીરખ્યો રાજાની નાર, સ્ત્રી અચરત પામી જેટલે,બીજો સર્પ દીઠો તેટલે;ઘરદરમાંથી આવ્યો એક,બીજો ઉદરેનાગવિવેક;પરસ પેરે બેહની-રખીયા,પનંગહૈડામાં હરખીયા;વાતો કરવા માંડી માન,બોલ્યો નાગ ઘરનો અનુમાન.

દોહરો—ઘરનો સાપજ બોલીયો,ઉદરની પ્રત્યે વાણ; વિકરમને દુઃખ દે ઘણું; મુરખછે તું અજાણ. રાજા વિકરમરત્નએ, પરદુઃખભંજન હાર; મારી નાંખે શેહેજ માં; ફટ ઘેલા ગુમાર. કરોડ બ્રહ્મહત્યા થકી,કરેછે કુડુકાજ;પરદુઃખભંજન ગુણ કર્ણ વીકરમસેન મહારાજ. તું જીવીને શું કરીશ, પાપ કરીશ તું પુર; એ સત્યવાદી સોહામણો, નારાયણનું નુર. નિકળ ઉદરએના થકી;જો માનેમુજ વાત; રાજા દુઃખ પામે ઘણું.એતો માહા ઉતપાત.બીજો બોલ્યો રીસશું,ઉદર તણો જે નાગ;જામારગતું તાહરે,નથી.વઢવાનો લાગ.ચડયો બોલેમુખમાહરે,મેં વરત્યું તારૂં મનતું નથીએબોલતો બોલે તાહરૂ ધન.લક્ષમી તુજ હેઠળ ઘણી;જ્યાં રહે છે દરવાસ,તે છાંડી જા દર વિશે, તારે શાની આશ;ધન દેતો નથી કાઢવા.રેહે ઉદર નીશ દિશ;મળે તાહરો ભોમીયો, તોડી નાંખે શીશ. આણી તેલ ઉનુ કરે, રેડે તુજ દર માંહી; તો ધન અનગળ નીકળે, જે છે તુજ દર માંહી;કોઈ પાસે હોય તો શીખવું, અને રેડાવું તેલ.માંહેથી લક્ષ્મી નીકળે,મળે એ રૂડો મેલ; ઘરનો સર્પજ બોલીયો; આણી મનમાં દાઝ;નથી વૈદ તુજને મળ્યો, ત્યાંહાં સુધી તું ગાજ; આગે કડવિ કોછશ, તક સંગાથે પાય, કટકા થઇ તું નિસરે, ભવની ભાવટ જાય; કામ તે ઘડી એકનું તક કોયકી તરત, પાય તો પાજે કરે, ઘેલેથી પામે મર્ત. જાય જાતે એવડે પ્રગટ કરેછે છીદ્ર, તે તો દુખ પામે ઘણું; ભાગ્યનિધી જે ભદ્ર.

ચોપાઇ—માંહે માંહે વઢીયા નાગ,તે તો સ્ત્રી એ જોયા લાગ,એક નાહારી તે દરમાં ગયો,એક ઊદરે ઠેકાણે થયો.એમ કરતે થયા પ્રભાત,સ્ત્રીએ વીચારીવાત,ઓળખ્યો રાજા રૂડીપેર, ઓષડ બેનાં કાઢયાં ઘેર, શ્રવણે સુણ્યું તું જેટલું, સ્ત્રીએ તરત કર્યું તેટલું; રેડયું તેલ તાતુ તે તણું, કાહાડયું ધન અનગળ ઘણું, પછે કર્યું જે ઓષડ નેટ, રેચ લાગ્યો પુરદંદ પેટ;રાજાનો તો રોગજ ગયો,સહજ વાતમાં સુખીઓ થયો શુધ્ધ કરયું તે ને શરીર,વીશ્રામ પામ્યો વીક્રમવીર;કટકે કટકે નીકળ્યો સાપ.અધિક સુખ તે પામ્યો આપ. નેત્ર ઊઘાડી જોયું દ્રષ્ટ, કાયાથી સરવે ગયું કષ્ટ; પાસે બેઠી

દીઠી નાર, જોબનવંતીરૂપ અપાર કર મીંડળ ચુડોવરમાળ.કંકણુ દોરો હાથે ભાળ, સદાવ્રતભંગ કરૂં માહારૂં; હુંમુખનવ જોઉં તાહરૂં; તું તો સ્ત્રી તે કોણુજ તણી,પુછે એમ નગ્રનોધણી; કંથ તાહરાનું કેહે તું નામ, મુજ સાથે શું તાહરે કામ; એકાંત સેજ્યા બેઠી કયમ. સાચું ન કહે તો મહારા સમ.

દોહરા—નારી બોલી નેહશું, જોડીને બે હાથ, માંડીને પુર્વ કથા કહી, સ્વામી ને સાથ.મહેન્દ્રવછની દીકરી,પુછયો પિતાએ મર્મ;કોડવારને લક્ષવશા, મેં વખાણ્યું કર્મ,કર્મ વખાણ કર્યાં થકી,દિધું કન્યાદાન;સેવાકારણસજ થઇ,દોજી મુજને માન. રાયજી સનમુખ હું હતી, પોહોડયાતા તમેરાય; નાગનીજ ઉદરથકી, વળી ઘરથી નીકળ્યો એક.માંહોમાંહે તે વઢયા,વચન તણો વીવેક;કહયું એક એકનું મેં કરયું તુરતજ રેડયું તેલ. ધન અનગળ કાહાડીયું, મહાલક્ષમી વત મેલ દડવી આણી કોચલી, પાઇ તકસ પ્રિત. રનંગ તો કટકા થયો, રૂડીએતો રીત,નાગ નાંમ ઓળખાવિયું, ધર્મ ધોરંધર વિર; મારે કરમે હું વરી, વડહથ વિક્રમ વિર. એ હકીકત માહરી, દીન શામળીદાસ; દો આજ્ઞા મસ્તુક ધરૂં, ખરે ખરી એ વાસ.

ચોપાઇ—ફટફટરે નમેરિ નાર, કીધો અન્યાય તેં અપરંપાર; ઘરમાંનો હતો જે સાપ દુખ સાપનું જાણિ આપ, તેને શા માટે મારીયો, હું જીતિ બાજી હારીયો, બીજાને ઉદરે રાખીયો, નારી તેં મારી નાંખીયો. પરદુઃખ ભંજણ મારૂ નામ, તે મિથ્યા કરૂં એ કામ. કામ વણુસાડયું તેં માહરૂં, મુખ નવ જોવું હું તાહરૂં. નાગ તણા કટકા ધર્યું, પાણી પખાળીતે શુધ્ર કર્યાં; બીજો તેલથી બાળ્યો તેહ, તેને કંદીયે ઘાલ્યો જેહ, બે રહે તુંતો વાંશીએ,હું કાવડ લેઉં જાઉં કાશીએ નાગને જઇ પધરાવું ગંગ, પછે સમરપુ મારૂ અંગ, એમ કહી નીકળીયા રાય, કરગરી કામની કેડે થાય, પરદુખભંજન છો મહારાજ; મુજરકની રાખો લાજ, મુલ ખરીદ દાસી તાહરી,તમારી ગત તેવી માહારિ,માહરે બીજી શીછે આથ,દેહ સમરપુ સ્વારી સાથ.કાંઇક પ્રતાપે કહી માહરાજ રાજ વિકરમને વરી પરલોમાંની પુરો છો આશ મુજને તે કેમ કરો નારાજ. મુકી જાશોપંથ પ્રમાણ, તો નિસ્ચે છાંડું હું પ્રાણ,તેહત્યા બેસે તમ શીશ,દુભાસે ઉમીયાપતઇશ ગંગા માહે પાડશું દેહ,તો તે દુધે ઉઠયા મેહ. જન્મ મરણ જોખમ દાખીએ, મુક્તિપદાર્થ તો પામીએ, હીન બોલકામનીએ કહ્યા દેવ રૂપને આ વિદયા.દોવરા–કાવડગ્રહીને કામની, કેડેગ્રહીનેકંથ, પોહોરરાત રહી પાછલી,પળીયાં પ્રોઢે પંથ એટલે એક આવિનાગણિ,ગાય માટેરે ભાગ.બીહીશનહી તું બાળકી, બેશી ઠરી આ ઠામ. પંથી પુછુ તુજને, માહારે તાહરૂં કામ. તુજ સરખો તુજ જેવડો, તાહરિ શોભા સુત્ર; વિક્રમ નામ તેણે કહયું, પેટ ઊતારે પુત્ર. પેટ ઊતારો પુત્ર પેટ રોગ તે પુત્રને, અગ્નિ ઊડતો અંગ; તેડી ગયો સુખ કરી રાખ્યો સંગ.હું તો તેની માવડી તે તો મારો તન; સેવા પંથી છો તમો, માહી-

પત રૂઠે. મન. તે સુખીઓ કે દુખીઓ, કે મ્રત જીવત હોય; પંથી બીજો કે તમો, મળી ન શકે કોય. સાચું ન કહો મુજને,બ્રહ્મહત્યાદિક પાય;એહ સમમાહારેશીરે, જો ખુંફ્મીને સાપ.

દોહરા—ગુરૂપત લાગ્યો તેહને પાગ,જઇ બેઠો જોડી તે જાગ;જે હકીકત થઇતી જથા,કહી માંડી તે કર્મજ કથા. હું તો મારૂં સતહારીયો,તાહરો પુત્ર અમો મારીયો; નાગણ કહે નહી તારો વાંક,એમ લખ્યો વિધાતા આંક. તમથી થાય તો કરો એક વસ્ત, એક કટકો જડે જો અસ્ત; અસ્ત તણી આપે કરડી, તો સુદ્ધ જીવાડુ આ ઘડી. અંજન સજીવન છે મુજ પાસ,જડે તો પોહોંચે આશ;કેહે વિકરમ સાંભળરે વાત,માંડીને કેહેમુજને વાત.એતો મુજને અચરત અડયું,અંજન સજીવન કયાંથી જડયું; કેટલાક જણ જીવે તમ હાથ. સાચું બોલો માહારી માત. દોહરા—નાગ કહે નરપત સુણો, પીયેર મારૂ પાતાળ માતાને મળવા ગઇ, કોઇક સંભવ કાળ; ત્રણ માસ હું ત્યાંહાં રહિ પીતા બોલ્યો મુજ પેર;પ્રથવીથી પાતાળમાં, નાવિશમારે ઘેર. ભરતખંડની ભુમીમાં, આવે બેસે પાસ; નાગ લોકના નરપતિ, સદા આવે છે વાસ. માત માગુ મુજ માવડી કહી પીતાને વાત; પુત્રી મુજને કયાંહાં મળે. એ તો વિપરીત વાત કુશળખેમ કેમજાણિયે,કયારે જોઉ મુખ એમકહીને આંસુભયા,દેહમાં પામ્યા દુઃખ પિતા માહા પ્રસન થયો, સાસવાસો સાથ; ત્રણ જણ જીવે તેટલું અમર આપ્યું હાર. ધણીધણીયાણિ દીકરો, સુખે સજીવન થાઓ; મરત તણી ચીંતા નહીં, મંદિર મલપતાં જાઓ. અંજનની એક દાબડી, પરઠી રૂડી પેર, માત પિતાને હું મળી,વળગીઆવી ઘેર. એ પ્રકારે સંઘર્યું,કરવા રૂડુ કાજ અસ્વ પામું જો કકડો, સુત જીવાડુઆજ. ચોપાઇ–વિતતા બોલ મન માંહે વસ્યો, હેત ઘણેથી રાજા હસ્યો; તું મોહો બોલી માત, સાંભળ માહરા દુખની વાત શિકાર કારણ હું તો ગયો,વિપ્ર મંદીરમાં વાસો રહયો;તેને ઘેર આવ્યો તો તન;દીઠી વિધાતા મેં તે દન.પુછી પાર મેં લીધો તરત,જાણ્યું મેં બાળકનું મર્ત. ઉપાય કીધા મેંતો કરોડ,પાડી હરણા સાથે હોડ.માહારો શ્રમ તે મિથ્યા થયો,જીવ તે બ્રાહ્મણનો ગયો, મમતા કરી બાંધ્યો બારણે, નિકળ્યો છું હું તેને કારણે. જાતોતો હું ગંગાતીર,સમ ર્પવાનો ચાંહાં શરીર.એટલે હું આવ્યો વડ હેઠ, તાહારો પુત્ર મેં રાખ્યો પેટ. ઉંદર વાઢ્યો ને રણમાં પડયો,આ ચતુરાને હાથે ચડયો;કામની કામ કરયું છે જેહ, મેંતો માંડીને કહયું તેહ. જે કાંઇ તમને સુજે માત તે રૂડી કહો મુજને વાત;કેહે નાગણ સાંભળ નરપતી,તાહારી રૂડી રેખા રતિ.આઅમ્રત અંજન માહારૂં,જેમહામથાયે તાહરૂ તમે અમાર્યુંદહાડી કરો,બણ મોતે શામાટેમરો.નાગપુત્રીની થઇછેહાણ,મહારેતો ત જવાંછેપ્રાણ.અમ્રતરાખી હું શું કરૂ,પુત્ર વિજોગે નિશ્ચેમરૂં,સોપ્યું અમ્રતરાયતેહાથ, એહ કયોરાજાને સાથ.ત્યારે રાજાહરખ્યામન,જીવાડયો નાગણીનોતન; માતાપુત્રદીઠા

જ્યાહરે, આનંદ અતી પામી તાહરે. રાજાને દીધી આશીશ,પ્રસન હજો ઉમીયાને ઇશ;રાજા કહે દુખ હોયે દેહ,પેશ પેટમાં આણી નેહ. અમ્રતથી સજીવન થયો,રોગ ભોગ હતો તે ગયો; જુહાર કરીને ચાલ્યો રાય; સદાવ્રતી નગ્રીનો રાય. હેત પ્રીતને ઉલટભેર, આવ્યો ધન કહાડયું તે ઘેર;ધન પાછું ધરણીમાં ધરયું,જેમ પહેલું હતું તેમ કરયું; તેલ થકી પામ્યો તો મરત; તે સજીવન કીધો તરત. કોડીએ ન રાખી પાસ, સંતોખ્યો બીજો તે સાપ; બરદ નામ તણું રાચીયું,તે દુનીયા મધે દાખીયું, તેની આશીશ લઇને વદયો,મહીપત પહોંઢે પંથે પડયો;વીપ્ર પેટી બાંધી છે જ્યાંય, પોતે રાય પધાર્યા ત્યાંહ. રાણી પરણી પોતાની સાથ; અમ્રત જોર હેતે છે હાથ,રાત સમે એક કૌતક હોય,તેતો અન્ય નજાણે કોય; ગામ લોકમાં જાણુજ થયું,દેશ બધાનું દુખજ ગયું. રાણીને તેડીને આવીયો ભુપ સૌને મન ભાવીયો; પુન્યકાળે પ્રોઢ પ્રભાત,વીશ્વ બધામાં ચાલી વાત પેટી બાંધી ગયોતો જેહ,મહારાજ રાજ આવ્યો છે તેહ. સજીવન વિદ્યા પાસે હશે;બાળક બ્રાહ્મણ તો જીવશે.ઘેરઘેરને ઠામોઠામ,જોવા આવ્યું બધું ગામ; વધામણી આવીને અડે, નીશાન ગાજેને ગડગડે જેજેકાર જગતમાં થયો;કલ્પવ્રક્ષ કવીઓએ કહયો;મોટાનાં માનજ મોડીયો;પેટી સહીતબાળક છોડિયો; ભુપતીએ નવ ભાગી ભરાંત, શીશ સનીધ ગયા એકાંત; અરૂત અંજન નિર્મળ મળી,મત્યુઘાતની મુર્છા વળી;ત્રીલોકનાથ તેને ત્રુઠીયો, આળસમરડી ઉઠીયો.પુરપતિ કેરા પ્રણમ્યા પાગ,ઓલવી અરૂત કેરી આગ,શાવપ્રતાપ સજીવન કીધ, લાખેણા જશ એને લીધ.દોહરા—માત પીતા તે વીપ્રનાં,દાધીતે આશીશ;તેજ વધો ત્રીલોકમાં,જેમ ઊતરાયન દીશ.સતગામ લખી આપીયા ત્રાંબા કેરેપત્ર;એ ગામનોતુ અધીપતિ, શીર સોહાવ્યું છત્ર. રાણીજે રાજા તણી. તે રાણીનો તાન; ભાટ ચારણ કવિએ કહીએ કહી,વિખાણી વિક્રમવાત.તમો પુછયું તું પ્રત્રીને,ધજ બાંધીનેધર્મ; તેણે વિખાણયું હતું જે પોતા કેરૂં કર્મ,માહું લાગ્યું તે તુને,જુઠો કીધો જોગ;તે પરણાવી પુરૂષને;ગઊરવ જેને રોગ,તે મહારાજ રાજેશ્વરી,ધરમ ધોર ધર ધીર;ઇંદ્રિઅધીકો થયા વિક્રમજી વડવિર હરખ સમુદ્ર ઊલટયો;રાણી રહીત તે રાય.પગલે પાયે લાગતાં,જમાત્ર માળવા જાય;સમુંદ્ર વછેમહીમા લહયો. માંડયો માંડયો સવળો મર્મ. તે કુંવરિ અસતાર,ભુપ હજે ભ્રતખંડનો દેવાંશિ દાતાર.વર પામિ વિક્રમ;પ્રગટ થયું પોહોડું પુન્ય ઇકોતર પરિયા; ન રહિ એકે નુત્ય. ધન ગોત્રજ ગુણુનિધી, ધન પરિવારભરપુર;ધન વિકરમવરનેવરિ,નારાયણનું નુર.પાળેપગલેપરવરયો બાંધી પોતે હોય; દાંતે તરણુ લેઇને, સસરા શ્રીમુખ સાથ,કાલાવાલા કોટિધા પ્રણામ કરિ બહુ પેર:જમાત્ર જોડે કન્યા તેડિ લાવો ઘેર દુંદભિ વાગ્યાં દેવનાં.હેતુ જનને હરખ,રોગિ પડયાં તે વાટમાં, તે વિકરમજી વરખ રિતભાત પ્રિતે કરિ પુરણ મન પ્રસન; દેશ બધામાં દાખીયું,દેવનાઇ દર્શન; સજ્જન સાથ સંતોખીયાં, ભોજન કિધું ગામ;

હસ્તી ઘોડાં પાલખી,દશ કોટીધા દામ, જેમ જેવો હર્ષ અમને થયો, તેવો તમનેહો ય; શાખ લખાવો શાસ્ત્રમાં, ગાંજી ન શકે કોય. ભુપ મળ્યા ભરતખંડના, કર્યા અ-ધીપત આપ;તિલક કરયું ત્યાં ત્રિવિધે,છત્રપતિની છાપ.કોટી કલ્યાણ તાહરૂ થજે એવી દે આશીશ પુરપતી પ્રસન્ન હજો, આઘ ઉમાપત ઇશ. રાણી તેડી રાજની, આવ્યા ઉજેણી આપ;જેજેકાર જુગમાં થયો, તે પુન્ય તણો પ્રતાપ,પ્રધાન આદેપુર સહુ, ઝાઝા કરી જતન,વેહેપારીએ વધાવીયા, રૂડા પુષ્પ રતન.પ્રાહુ પ્રમાથ જાણ-જો પ્રૌઢે સઉથી પુન્ય; પુન્યવાત જેને વશી, તેને શાની ન્યુન્ય.વાસો રહયાતે વીપ્ર ઘેર, એક રાત એક જામ; તેટલા માટે એટલું, કરયું નવખંડ કામ; પુત્ર જીવાડયો વીપ્રનો,ઉદરમાં લીધો સાપ; રોગ ટાળ્યો તે પનંગ તણો, એવો બળીઓઆપ.ની-તનીત એ નવનવાં, સત સહસ્ત્રધા લાખ: પુરાણ લખ્યા પંડીતે;શાસ્ત્રપુરેશાખ;થયો નથી ને થાય નહિ;વિક્રમ કેરી જોડ;બહરણઅવની કરી;હોંશી જીત્યોહોય, કાં ઉંચ કાં નીચ જન, કાં રાજા કાં રંક;કરોપુન્ય પરમારથી;એહ અહોકીક આંક. પુન્યેજ શ વાર્ધ્યો ઘણો, પુન્યે પુત્ર પરીવાર; પુન્યે હોય પ્રાક્રમી, અલખત અપ્રમપાર ખેડ કરો લક્ષ કોટીધા; સીંચો પાણી બહુ રીજ;તેણે અર્થ સરે નહી,જેવાવે જહીં બીજ સંસ્કૃતમાંથી શોધયું, પ્રાક્રત કીધું પુર; ભોજ પ્રબંધ ભરતખંડમાં નારાયણનું નુર. કહે પુતળી ભોજ સુણ, રૂડા છો તમે રાય. એવાં એ પ્રાક્રમ કરો,ધરો સિંહા-સન પાય. વાચા જે ચુકે નહી, બોલ્યા પાળે બોલ તેવા થાઓ તો પગ ધરો,તોળી જુઓ મન તોલ, ગુજરદેશ ગરૂવો ઘણો, વેગનપુરમાં વાશ,શ્રી ગોડ માળવી વીપ્ર શુભ, કહે કવી સામળદાસ સેવક શ્રીસારદા તણો, બ્રાહ્મણ કેરો ભક્ત; કીંકરસહુ કવીઓતણો, જશ વખાણે જક્ત,પુરણ કહું પરમારથી સારદા દાખી બુધ; અની-ગત એનો લહે, સાચ જુઠ કે શુધ; એમ કહીને પુતળી, આપે ગઇ આકાશ, શ્રોતા વક્તા સમજતા કહે કવીતા કરજોડ; સામળભટ કહે બોલજો જયજય શ્રીરણછોડ.

---

## વારતા ૩ જી કમળની.

ધન્યદા નામની ત્રીજી પુતળી બોલે છે તે વારતા રાજાભોજ સાંભળેછે.

ચોપાઇ—શ્રી મુખ સેવું સારદા એકલદયણ તું અરબદા;અમરત કેરીતુંખાણ સુજને આપો રૂડી વાણ. દોહરો—સીહાસન બત્રીસની,કહુ કથા કરજોડ શ્રોતાવક્તા સમજજો; કોઇ ન દેસો ખોડ.ચોપાઇ—દુંદાળો દુઃખભંજન દેવ સુરસનકાદીકરેનીત શેવ. દોહરો—કમળ તનયા કરગ્રહયો. કમળમુખ કરૂણા કીધ, કમળની વાતકોડે કહું, જો દૈવ વરદાનજ દીધ; શ્રાવકની શોભાઘણી. ત્રણલોકનું તત્વ,મહીમામોટો મેરારી, સકળ ધર્મનું સત્વ, જેનાં વેદાંતની, કોટીક છુટે કર્મ, ભગસાગર સેજે તરે,ધારણ એવો ધર્મ,ધર્મ અર્થને મોક્ષપદ,ન્યાટવટક,શાવટ નેકતરણતારણત્રીલો

કનુું, વારતા માંહે વીત્રેક મન વીમાસ્યું મહીવટતી, ભોજરાયધ્રડધીર; ગંગોદક અણાવીયા, નીરમળ રૂડાં નીર; શુભ સિંહાસન શુધ કર્યું. લાખેણા ચંદન લીધ; પંચ પ્રદક્ષણા કરી, મન બેસાવાકીધ. દાન દીધાં બહુ દેવને, માગણ પામ્યા માન; ભોજન નત્ત કરાવીયું;પ્રીતે વહેચ્યા પાન.મુહત મુળે અર્કનું.લીધો લાખેણો લાગ આજ્ઞા માગી ઇશની, પરઠવા માંડયો પાગ. પાય મ ધરેરે પુરપતી, બેઠે સુખ નહી થાય;એ આસનછે ઇંદ્રનું બેસે વિક્રમરાય,દાયક દાનમાં સકળ વાત સમેત;તે બેસે એ આસને હૈડે હરીશું હેત.પ્રાણ આપે પર કારણે,પરદુખથી દાઝે દેહ; વીપ્રને ગૌ વારે ચડે નારાયણપરનેહ.વપુ વહાલુ તે નવ કરે, ન કરે એ ધરસુત્ર; શુભપરમારથ સરવને,પેટ તણો જેમ પુત્ર;ભોજ કહે ભલું કહ્યું,સહેજ ચડાવ્યું શીશ મહીમા વિકરમ રાયનો,કહોતો આરાધુ ઇશ;કેવાં એણે પુન્ય કરયાં કેવાં દીધાં દાન;પ્રાકરમ પરમાર્થ કરયાં,માગણ પામ્યાં માન;ધન્યદા કહે છે ધન્ય તુ,ધન્ય એ સર્વ સભાય; વીખાણ કરૂ વીકરમ તણાં,વાણી વદે વંચાય;થયો નહીં થાએ નહીં.રંજીત રૂડો રાય; મહીમા એનો કહું,પછે પરઠ તું પાય.ચોપાઇ—ધન્યદા કહે છે રાજા ધન્ય,પુરવ જન્મનું પ્રગટયું પુન્ય;ગુરૂવા પુરૂષતણા ગુણ ગાઊ,ધરમાં બેઠા ગંગા નાઊ.ધન્યદા ધન્ય મારગ ઉચરે ધરણીપત હઇડામાં ધરે નગ્ર ઉજેણી અતી અનુપ,ભારે વિકરમસરખો ભુપ;ગુણસાગર ગુણવંતા ઘણો,સહોદર પરનારી તણો.એક સમે મોટા મહારાજ,ગયા આપ મરગયાને કાજ. સત્ય સેના પોતાનિ સાથ,આયુધ અનુપમ લીધાં હાથ. દીઠી વરાહ ઉપર ડોટ, ચાતમા ચાહે કરવા ચોટ; ઘણાક કાળથી નાહાશી ગયો, મહીપત તેની કેડે થયો વનમાંહેથી સેનાપતિ મળ્યા મહીપતને કોઇ નવ મળ્યા; વાઘ સિંહ ભયાનક વન;એકલો પોતે રાજન;વાઘવરૂદીસે વિકરાળ;જોજન એક વનકેરા ઝાડ. તરૂવર દીસે બહુ જોડલે,હીંડી શકાયું ન ઘોડલે;એવે તે ઠેકાણેન રહયો;ભુપતવનમાં ભુલો થયો; ટાઢ તડકોને ભુંડી ભુખ, દેવાંશી પામ્યો બહુ દુખ; કોએક કારમો દીઠા કુપ, ભાવ થકી ત્યાં બેઠા ભુપ. હાથ પગ ઘોયા છે ટળી, દીનદયામણો દીઠો વળી દેહે દુરબળછે જેહ, બેઠી જુવેછે, તેહઘણા દિવસથી કુવે અડયો, તે વિક્રમની દ્રષ્ટે પડયો; પાસેના કુપમાં છે નીર, વીકરમસેન આવ્યોત્યાંહાં વીર; દેખુંકો માનવદેવ, શુભ પ્રકારે કરૂં હું સર્વ; પુછીને લઇ એના પાર, વળતો એનો કરૂ વીચાર. ભલે જક્ષ કીનર કે ભુત, અધીક જોગી કે અબધુત; સાચા કે જુઠા છો સીત્ત, રાજા પ્રજા કે રાખો રીદ્ધ; રાજ રઇયત કે રંક ઉત્તર આપો આડે અંક. સહેજ મારગ બેઠાછો બેઠાછો સુખી, કે રામણા દિસોછો દુખ; શા માટે અહીં બેશી રહ્યા શા માટે દુરબળ દેહ થયા; નીરમળ તમારૂ શું કહી નામ, ઠરી રહ્યા છો આણે ઠામ. છો ભીક્ષુક કે આપે ભુપ,કયમ લાંઘોછો ઉંડે કુપ; વસ્તિ છાંડી વનમાં વશ્યા,કષ્ટ ઘણાં કાયામાં કસ્યાં ટાહાડ તાપ વિમાસણ ઘણી, ધન પુછે નગરીનો ધણી; ખરી વાતથી મન ખોલીએ, માહારા સમ સાચુ બોલીએ.

દોહરા—વચન સાંભળી રાયનાં, ચઢી ઘણેરી રીસ; જ્વાળા પ્રગટી પગથકી, જઇને ભેદી શીશ; દીલની વાત જે દુખ તણી, રીશ ન કરીએ રાય; અધીક ભાર જાય આપણો, ગાંઠ ન છોડે કોય. બળહીણુ કરીએ બાપડા,રંક થઇ કહે વાત;દુખ કોથી ભાગે નહી,એતો મહા ઉતપાત.તું જા મારગ તાહરે,અંતર નહી ઉચાટ;કામે આવ્યા તે કરો,જાઓ તમારી વાટ,ચોપાઇ—દેખે તેતો પુછે કામ મોહોટો મુર્ખતેનુ નામ; લુટાયા દેખી જાએ વાટ,શાણો તે કહીએ શા માટ; દુરબળ દેખી પુછે દુખ, અપવાશીને પુછે ભુખ; મરતગને ઘેર પુછે શોક, તેનું નામ ડાહયો તે ટોક; કોટી જનને પુછે પાપ,પુત્ર ગુણકાને પુછે બાપ,ગાંડા આગળ કરે પારશી અંધઆગળ ધરે આરશી બેહેરા આગળ વાજાં વાય મુગાને કેહે ગાણુ ગાય; બધીર આગળ ગાયે ગીત ઘાતિ સાથે કરજે પ્રીત, આદાતાની કીરતી કરે, દેખા દેખી જળમાં તરે; તસ્કર સાથે કરે વેહેપાર અસુરને પુછે આચાર; પંડીત આગળ કરે પાખંડ, દીવાનનો દેવા જાય દંડ, સોમ સંગાથે હેત હશે, ઉજડ ખેડામાં જઇ વસે. બોલે સ્ત્રીઓ સાથે સાચ, રાદ તણો જે મેહેલ તાજ; વ્યભીચારીનો આણે વીશ્વાસ,રાખે વેહેર જ્યાં વશે વાસ.કાયણને દેખાડે દામ,આળસુને પુછે જેમ કામ;દશે નાગને પુછે ઝેર, પીતા હણનારને પુછે વેહેર. ખઇ રોગીને પુછે દુઃખ, સાધુને પુછે જે સુખ; હડકવા હાલે ઓષડ કરે, તેનો અર્થ એકે ના સરે;ગઇ વાત વીમાશણુ કરશે,જળ પીતાં જે હડહડ હસસે; મારગ જાતાં ખાણું ખાય, હથીયાર વને જે ધાડે જાય;રાંક ઉપર રાખે જે રીશ;શતરૂને જે નામે શીશ;કરે પટલાઇને ભોળો થાય;શેઠાઇ વિપ્રની કરવા જાયે; વીદ્યા ભણી આણે અહંકાર, વ્રથા શીર માથે લે ભાર; લાભ વિના માથે લે દોષ. દહાડી ઉઠી પુછે જોશ. મોટા માણસની સાથે વેહેર, પારકી રાદ લેઇ આવે ઘેર, વાત કરત પણ તેડયો જાય, બોલાવે નહી ને ડાહયો થાય.અન્યાની અકલ આડીયો, ચતુરાઇ કરે ચાડીયો, ખુનિની વધારે વાત, જુવે સન્યાશી કેરી જાત; નંદે જે પોતાની જાત, વીખાણુ કરે પોતાની વાત, ધનુરવા દિને પુછે ગર્થ, વિશ્વાશીનો ન શરે અર્થ. ગુરૂવિના ન ભણે વિદ્યાય, નીરમળ જનની કરે નીંદાય ચોર સાથે મળે જે ચીત,વાવરે જુગટા માંહે વિત્ત;દેવથી ખરચે જે દામે;રૂડી વેળા ન ભજે રામ પ્રતાપ કરેને ન પુન્ય શાણપણું તેનું તે શુન્ય વિવાહ કરી પુછે વર પાણી પીને પુછે ઘર;લુટાયા કેડે પુછે ડર, ખરા એટલા તો જાણો ખર. પરનારી શું કરે જે પ્રીત ચાલ ચાલે રાંડની રીત.કરે વગર વીચારે કામ,જુઠને ધીરે જે દામ. આપી વસ્ત સાંભળે આપ,વણ વાંકે જે ખાય શ્રાપ;વણ જાણ્યો રાખે વીશ્વાસ સહુમાને સોનીના સાચ,અહી સાવે કરે જે આળ,આગળથી સજ્જે દેવાળ.ધારાળાની રાખે ધીર,વાવરે જે કો અનગળ નીર;કોક્રીવજનની જાણે સાચ,એટલો પંથ અજાણ્યો જાય,રાજાનો આણે આશંક, ઘરના છીદ્રનો કેહે જે અંક;પ્રમાણ કરે જે પંચ

જતણું, આપ વીખાણ કરે જે ઘણું, ટાઢીનું ન રાખે તોલ, બોલે સભામાં બરડક બોલ;જે કો હુવે કવીતા કવી.ભુંડી રીત કાઢે નીત્ય નવી;શત્રુની પ્રસંસા;કરે પુંજી જે પરદેશે ધરે; બ્રાહ્મણ સાથે જીતે જોર, ઘણું તેમાં અંધારૂં ઘોર, મુકે શુખ પામો જે ઠામ, મોટો મુરખ તેનું નામ.

દોહરા—જે કોદુઃખ ભાગી શકે,હોગેસમર્થ સર્મ તેનેકહીએ કરગરી,મન મેલીને મર્મ. મુખ મરડે દુખ સાંભળી, પાચો ઉપરાંતો થાય; બોલી કરે બધયની માગં ચાલ્યો જાય. તું જા મારગ તાહારે વધતો હોય જે વાટ,પ્રીત પરડવા આવાયો,અધરી ઉચાટ. સુખીયા દુખીયા સો જાણે. માટ શો વીચાર; દુખભંજન થઇ દાખવે; વેદરૂપ દાતાર. જાણે વીકરમસન જાણ્યો, કે વીકરમનો બાપ; વડ્આ હોય વાકરમ તણો, કે તે વિકરમ આપ. હોંશ કરે વિકરમ તણી, પરદુખભંજન નામ;અરથ સરે નહીં તાહરો કર તું તારૂં કામ. વાણી સાંભળી વીકરમે વદીયો વડહથ વીર;આશ દિધી અદકી ઘણી, દીધી ધારણધીર આસનાવાસના અદકી કરી, મુસ્તક મુકયો હાથ;પાસે બેઠો પ્રીતથી,સ્નેહ કર્યો તેહ સાથ. તજો રીશ કારણ કહો,મટાડો મનનો શોક દુઃખ ન ભાગુ તાહરૂ,તિર્થવ્રત મુજ ફોક.હેતે દુખી હડહડ હસ્યો,માન્યો તારો મર્મ; પાસ બેસાડયો પ્રીતશુ હાથ અડાડયો કર્મ. દુખભંજન દુનીયા વીશે, ગુણ ઉજેણી ગામ; તું કયાંથી પેદા થયો, કેહેરે તાહારૂં નામ,નર કોઇએ સરજ્યો નથી. વીક્રમ કેરી જોડ;તે તમથી થાશે નહીં;શીદ કરો મન કોડ.ચંદ્ર સુરજ અજુઆળડા તે તુજથી કયમ હોય; કામ કરયાં જે જે વિકરમે,ન કરે બીજો કોય.ચોપાઇ—હાથે હુશ મુર્ખને ઘણી, થાવું શાસ્ત્ર છ એનો ઘણી; નીરધન મન થાયે મગન,કરૂં રાજ સોહીજગન; રંક જાણે જે રાજજ કરૂં. પંગો જાણે જે પર્વત ચડું; વાંઝીયો મન વીચારે વાત સુપત પુત આવે ઘેર સાત;પાપી જાણે પાવન થાઉં,દુબળ કહે અમરત હુ ખાઉં;ઘણો દરીદ્ર કહે ઘોડે ચડુ,કાયર કેહે સુરાસુ વઢું અંધો જાણે દેખું આંખ, પંગો જાણે પામું પાંખ;વેતરો જાણે કરૂવેહેપાર;તેને કર્મ લખ્યો છે ભાર; શોમ જાણે દાતારજ થઉં,મુગો જાણે ગાણું ગાઉં;પાપી જાણે ધારણ ધરૂં;અભાગી જાણે હસ્તી ચડું;કીંકર જાણે પેહેરે કડું;હોંશ ઘણેરી સઉને થાય તેતો આળ પંપાળે જાય,નીરધનના મનોરથ જેમ, કુવાની છાંય કુવામાં તેમ મોહોટા પુરૂશતણાં જે કામ, હોંશ કરે નવ પોહોચે હામ;તમારૂ મન એવું થાય, રામ દુખભંજન કહેવાય. તેતો હોંશ રહે મન ઠેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર. કહુ તેનો તુજને ઉપાય,જાણે દીધું તેતા ખાય;લખ્યા પ્રમાણે પામે લોક, મનના મનોરથ કરવા ફોક. એશું મન તાહરૂ પુન્ય પાસ, તે માટે મુજને શાબાશ, તું જાણે ભાગુ પરદુઃખ, ધનધન તાહારી માની કુખ બ્રહ્મ નોતે કાયા કસે; તે નર મોટે મંદીર વશે, બાળે ગામ ઘર ખુંચી લહે, તે વગડે વનચર થઇ રહે; ગામ જમાડે પોખે પ્રીત, ગ્રહસ્થ રાજ સદગુણની રીત,

આપ્યું ધન જે પાછુહરે,ભીમ માંગતાંભુખે મરે.વ્રત વીવેક આચાર,અવતરે દેવાંશી દાતાર,અભક્ષાભક્ષ જે ભક્ષણ કરે,શ્વાનયોનીમાંતેઅવતરે;તીર્થ કરતાંકાયાપડેહસ્તી ઘોડેસુખપાલે ચડે;દેછેસંતસાધુને માર,ગરધવથઇઉપાડે,ભાર;જેઆપેડગલાટોપીઓ, ભંડાર ભર્યો આપે કોડીયો;જે બ્રહ્મ નીંદામાં રહે ગર્ક,તે નીચચંડાળવેઠે નર્ક; દે છે દેવ ઋષીને દુખ; તે ભુંડી વેઠે છે ભુખ જ્ઞાન ગોષ્ટીને શાસ્ત્રજ સુણે, પઢે વેદ તેચારે ભણે;પુસ્તક ન દે બાળે પુરાણ,તે નર મુર્ખ પ્રઉઢા પહાણ;કન્યાદાન જુગતે જોગવે, તે પદમની નારી ભોગવે;લુટે શણગાર સોહાસણના,ઘણાતે સ્વામી શંખણીયોતણા વેવિશાળમાં વચરો કરે,તે જન્મજન્મ કુવારા મરે; દાશી દાન કરે જે કોડ, તેસતિ શીરોમણની જોડ; જોણે પુજ્યા વિપ્રના ચરણ,મોટા તીર્થમાં પામે મરણ. ધાડોપાડે જે ઉપજ કરે, અન પાણી વીના તે મરે; સકળ લોક પર સ્રીતે પેર,સુપત તો તેને ઘેર; ઘણાક સાધુને ગાંજીયા, નર નારી સરજે વાંઝીયા ક્રોધ સહોદર ઉપર કરે, તે વાંઝીયો અપુત્રે મરે વીપ્રધેનું ધાયે મરવા તેનું કોઇ નવ રહે સારવા, ગોવિંદ ગુણ નીત્યે ગાય જે, ગયા શ્રાદ્ધને તેનાં થાય છે, વેવીશાળ ભંગાવે ઘણી, તે પરણેનારી શંખણી હુતાશન હોમમાં હોમવી.તેની કીરતી કરે છે કવી; દાતારી દીલ છજેહના કવી વખાણ કરે તેહના, પર થાપણ પરનારો હરે, નીંદા લોક તેની કરે;આપીદાન જે અંન ખાય છે તેની દુખ મુક્તિ જાય છે; ભણે ભણાવે ગાયે ગીત, તેના પ્રૌઢ પંડીત પ્રીત; ઇશ્વરને નથી જાણતા, છે રોગી મચક માણતાં, પરનારી પરપુરૂષ શું મળે, તે તો કંથ સંગાથે ગળે વ્યભીચાર અદકી થાય છે, તે નારયો નીસરી જાય છે; વડ પીપળા વદાવે જેહ,ખોડા ટુંકા વલ્લા તેહ; વવરાવે છે વ્રક્ષ જ ઘણાં,સદા-વ્રત ચાલે તે તણાં; પારકુ સુખ દેખી જે બળે, તેનો અઘોર પંથે પળે. પરદુઃખે દાઝે છે દેહ, નર ઉપર સહુને નેહ ભુખ્યા તરશ્યાની વારે ધાય છે, અમરત મેવા તે ખાય છે, ગામ જમાડતાં જે કરે ભંગ ખસરોગી તેના દેહે અંગ તપ જપ ગુણ તે ઇશ્વરના ગણે,તેને બારણે ઘોડા હણહણે ભુંડી વાતમાં ભાવે ભળે,તેનો કણકીવેશ કા દળે; કરોડ વાર કહું શું કથી, અધીક ઓછું ઇશ્વર નથી; જે કરે તે ભોગવે સહી, આપે તેવું પામે અહિં; ખણે ભોમ્ય તેતો જઇ પડે, હાણ વરધ ચટાવી ચડે જે કો જેવાં કારજ કરે, તેવે ઠામે તે અવતરે, હોંશ ઘણેરી સહુને થાય તેતો આળ પંપાળ જાય, નીરધનના મનોરથ જેમ કુંવાની છાંય કુવામાં તેમ, મોહોટા પુરૂષ તણાંજે કામ, દુષ્મન થકી નવ પોહોચે હામ, તાહારૂં મન પણ એવું થાય, નામ દુખભંજન કહેવાયે, તે હુંશ રહેશે ઠેરની ઠેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર. કરો હુંશ તે સર્વે વ્યર્થ. એથી ન સરે તાહરો અર્થ. પાહારી ભાગતી હોયેભુખ, તો તો કહુ તમ આગળ દુઃખ.હવડાની કહુ એક વાત,સાંભળ વાતને થશે ઉચાટ માટે તુજને શાની ચંત, જાને ભાઇતું તારે પંથ; તેણે મન મુકીને મામ,પ્રકાશકર-

યું પોતાનું નામ વીરજીત વિકરમ તે અમો, સુખ દુખ મનથી કહો તમો; ભાગુ દુખ મનાવું મન, ત્યાર પછી લેવું જળ અન; મીથ્યા ન કરૂ મહારી વાણ, આશ્ચ-શકતની તે વાતે આણ;તહારૂં કામ મુજથી નવ થાય, તો મહારે નવ ધરવી કાય; ધારણ તેને દીધી ધીર, ઓળખ્યો સાચે વિક્રવીર; ઓળખ્યા અંગ તણાં એંધાણ સાચો એ વિક્રમ સુજાણ; સાચુબોલુછું સર્વથા,મહારા કર્મ કેરે કહુ કથા; તારાપુર પાટણનો રાય, જશવંતદેહ તે મુજ પીતાય; અજીત દેહ તે મહારૂ નામ ,કરૂ કુંવર પદ્ધીનું કામ,બ્રાહ્મણ એક નીત્યે આવતો, નોતમવાત કથા લાવતો;કથા એક દિવ-સની સુણીમેં મારા દીલમાં ગણી;પૃથ્વીની પ્રદક્ષણા કરે,જનુની જઠરે નવઅવતરે, અડસઠ તીરથ જેથી વળે,રઘુપતજી તેને મળે;જો.પૃથ્વીની પ્રદક્ષણા હોય જમ જા-ચકનાકરે નહિ કોય; એવું પવિત્રવીપરે વાંચીયું;સાચુ મારે દલ સાંચીયું;વપુમાંઉ-પન્યોતો વૈરાગ,તેથી વૈભવ કીધોત્યાગ,ભોળાનાથ રૂદીયામાં ભજી.પંથપળાયો,અસ્વે સજી;માત પીતાને ના કહી વાત,છાનો નીકળ્યો માઝમરાત;પ્રથવી પ્રદક્ષણા કારણે, બાળપણે નિકળ્યો બારણે;અહરનીશાએ સમરૂ ઇશ, અહીંઆવ્યો થયાદીન ત્રીસ; માસ દીવસને એકજ દન,તે દહાડે આ દીઠું વન;લાગી ત્રષાને ને હથી નીર,આવ્યો આ કુવાની તીર; મન વલવલતું પાણી માટ, ઘણે દુખે દીઠો આ ઘાટ.દોહરા–દીઠો કુપજ કારમો,ફરતો વીપ્રજ વામ દીઠી વડછાયા ભલી,ઠરી બેઠો આ ઠામ;ને દહાડે હુતી અષ્ટમી,દિવસ ચડયો ઘડીચાર કમળ ખીલ્યુ એક કારમું,અદભુત રૂપ અપાર; ઉંચુહાથએક કુપથી,ડાંડીતો જળમાંયકોટી જીભ્યાયેશું કહુશોભાનવ કહેવાય;સહસ્ત્ર કમળની પાંખડી દીવ્ય કનકવત દેહ રંગઅનોપમ જુજુવાશી કહું શોભા તેહ પ્રેમલ ખારી જાતીનો ડાંડી નવલીભાત,વરણવમાં આવે નહિ,એવી અમુલક જાત;કહ્યા થ કી કહેવાય નહી,દીઠે તેહ મનાય;દિઠે સઉ સુખ ઉપજે,વણ દીઠે દુખ થાય;દેવતાને દુર્લભ ઘણું લક્ષ્મી લીલા લહેર;સર્વ માંહે હશે નહી,લે નહી કોઇ તેની હેર.સહસ્ત્ર કમળની પાંખડી,સહુના જુજવા રંગ;ત્રીલોકની શોભા તોળીએ,નાપહોંચે આ સંગ; કમળ દીઠું તે કારમું,જન્મ્યા હું સાથ;ઇચ્છા થઇ એવી મુને,જે આવે મારે હાથ;દુ-ર્લભ દર્શનદેવને, કરૂ હાથ કીરતાર;સરગ નરત્યું પાતાળનું સુખ સાગરનું સાર,તે દેખી રીઝયો ઘણું, જાણું જે લઉ આજ; અડસઠ તિરથ સઉ ફળ્યા, સરયું અમારૂ કાજ. સ્વર્ગ તણું સુખ શું કહું,શું કરૂં ઘણેરા ગરથ; કમળ આવે જો કર વીષે, તો સરે અમારો અરથ;ધરમ કામને અરથ મોક્ષ,પામે પદારથ ચાર; કમળ જો આવે હાથમાં, તો પડીયો પોબાર; કર લેવા આઘ કરયો, તેમ તેમ પાછું જાય, ખાલી હાથ મારા રહયા ગળક થયુ જળમાંહ; ઇદુ પેસે જેમ આભમાં, બીહુ ઝબકી જાય; કમળ એમ કુવા વીશે, તરત અલોપજ થાય.ચોપાઇ–ખાંત લાગી પુરણ મન ખરી, મેં તો મન પ્રતીક્ષા કરી; એ કમળ હું લેઉ આપ, ન લઉ,તો બ્રહ્મહત્યા પાપ; સો-

એમ સમ કીધા મનસાથ, એ કમળ નવ આવ્યું હાથ;મન જાણે કુવે પડી મરૂં,કયાં જાઉં હવે શું કરૂં, પ્રતીજ્ઞાની પીડે પડયો, આ ઠામ હું આવી ચડયો રાત સમે તો ઝાડે ચડું,ઉદેકાળે અહીં આવી અડું;હુતો તીર્થવરત્ર હારીયો,વૈરાગ તો વાધે મારીઓ;વનફળ હું મુખમાં નવ ધરૂં,કાળખેપની કષ્ટે કરૂં;માહરૂ કમળમાં વળ્યુ મન, તજ્યુ સુખ નિદ્રા જળ અન;કાયા એમ ઘણિ કષ્ટમી,એટલે આવી બીજી અષ્ટમી; તારે અંબુજ પેદા મયું,તે દેખી દુખ મહારૂ ગયું. કર લાંબો કરયો જેટલે, અંબજ ગર્ક થયું તેટલે;તે દહાડેથી બેશી રહયા ઘણા દીવસ એમ કરતાં ગયા;પંદરમે દીવસે જોઉછું, ભુખ તરશ સઘળું ખોઉછું વીજોગ થકી હું ચુકી જાઉં, અંબુજથી નવ પલવ થાઉં;દેવ થકી મને વાહાલુ રાજ,તેહ તજ્યું તીરથને કાજ; તેહ તીરથ ગયું વીસરી, બુદ્ધ આવી અંબુજમાં ઠરી;તે આવે તો પહોચે આશ,નહિતર દેહનો થાશે નાશ. ટીંટી જાત રજપુતની ઘણી, ટેક ન મુકે પોતા તણી,અન વસ્ત્ર ન હોય ઓરડી, તો આંબળો ન થાયે દોરડી;વેઠે સાત દીવસની ભુખ. તોએ મુછ મરડે એ મુખ; દુખ ન કહે કો આગળ પ્રીત,એતો રજપુતાંની રીત; ખાંતે ખોંખારા અમલજ કરે;ઘરનાં છોકરાં ભુખે મરે.ન કરે કોની મીથ્યા શેવ,વાવ ક્ષત્રીની એકજ ટેવ. ડંક્ષ ન મુકે મનથી મામ, કરે મનમાં ચિતવ્યાં કામ. દેહ જાય પણ ડંખ ન જાય, જાય જીવ નિચો ન થાય. વસે નાક માંહે બહુ રીસ, ચડયું રાખે પોતાનું શીશ.મુકાતી નથી મેં મામ, બેઠો રહુછું આણે ઠામ. કહી વાત તે સાંભળી કરણ,આડમાં ઓછા દિવસ ત્રણ; રાજાને મન લાગી રડ, તે અંબુજ મુજને દેખાડ. વીક્રમ બેઠા સરવે તજી,ભારે કમળ હઇડામાં ભજી.જોઉં કેવું કેવાં વાંન,કેવાં પત્ર પાંખડીને પાન. દોહરો—આવ્યો દીન અષ્ટમી તણો હઇડા માંહી હેજ,અંબુજ દિઠું અવનવું,તરૂણિ તેવું તેજ. પાંચ રંગ એક પત્રમાં પાંખડી શહસ્ત્રજ પાન, નથી દિઠું સાંભળ્યું, વારૂ કમળનું વાન. કમળ દેખી રીઝયો ઘણું, નરપતિ નીરમળ નામ. આ રચના કો કારમી, કોઇક દેવનાં કામ સ્વરગ મરત્યુ પાતાળની, શોભા એમાં હોય. બ્રહ્મા વિષ્નુ વરૂણ કળી ન શકે કોય. રાજ રીધ નવ નિધ રીધ,પુત્ર મીત્ર રીધરંગ, એ રચના જો તળીએ, તોયે ન આવે પાસંગ, ગણું દુખીઓ મુર્ખ છે, બેઠો કમળને કાજ, એવું તેમાં શું હશે, ગમાવી બેઠો રાજ,એ દુખીયો બહુ ડાહલો એ પણ ચતુર સુજાણ, કમળનિ શોભા નિરખતાં, મારો પરવશ પ્રાણ, વૈરાગ્ય બાંધ્યો વરખડે સમરી હરસીધ માત. રક્ષા કરજો માવડી ઘોડાનિ ન કરો ઘાત. વરખડે ચોકી વિરનિ, ઠરી રહ્યા તે ઠામ. વરૂ વાઘ ને વનચરા લેઇ ન શકે કો નામ. ભીડયો કાછડો ભુપતી, સમર્યો ઇષ્ટ વઇતાળ. વરૂણ દેવ વારે ચડો તુરત પરવરૂ પાતાળ. અંતર આવરદા લહે, વેગે પુન્યન વરત. વિશ્વાસ ખરો વિપુ વિખે, માંથે નવ મરત.આયુષ ખુટયા વિન ન મરે,પલકમાં પાછી થાય.જવતલ ભાર ન વધે મટે લખ્યા લેખ

લેવાય, માથે ઇષ્ટ જોરાવરી, હરસીદ્ધ હાજરા હજુર.આખર પુન્ય પોતે તરે,નરપતનું બહુ નુર.મોત થકી જે નવ ડરે,જ્યાંહાં ધારે ત્યાંહાં જાય,વાઘસીંહકે રાક્ષસો, ગણે ન લેખા માંય. ચાચર દેખ્યા ગામની હતુ દ્રષ્ટ હરસીધ. માહાકાળેશ્વર માહાસતિ, તેની વાચા સીધ, નીસ્ચે મન નરપતી તણું,વિવેક વીચારયું વરત; આયુષ પુરૂ થયા વીના, મેળે ન આવે મરત; એમ લખ્યું હોય કર્મમાં તેતો એમજ થાય; નાકે કો છુટે નહી,કાળ અચાનક ખાય;ન ગાડતાં ધરણી હશે,કવચ પેહેરતાં કાળ; વ્યભીચારી નારી હશે જેમ કંદ ખેલાવત બાળ;મલકોરીને પેસતાં,મેળ ન મુકે મોત; આયુશ પુરો ફરે જસે, ગોફણ ગોળા હોત;કરણ યુધીષ્ટર રીધીપતી,દીવ્ય દશરથ નર શ્રી રામ;મુવા નથી છે જીવતા,જુગમાં રહયાં છે નામ,જશવાળા જે નર મુવા જુગ જુગ જીવ્યાપરાણ;અપજશી જે જીવ્યા અધીક,તે મુવા નીરવાંણ હાથી ઘોડા ગામ ધન, નીર્ગુણ ચકવે રાજ;જંપાવું માહા જળ વીષે,તે પરદુઃખ ભંજન કાજ. એને વાહાલુ કોઇ નથી, રાજ રિધ ઘર સુત્ર;વાહાલુ એક પ્રમારથી, જેમ પેટ પોતાનો પુત્ર;હાંહાંહાં દુખીએ કહયું, માંમા ભારે ભુપ;પલવટવાળી પૃથ્વીપતી;પડયો કરમી તે કુપ; ગ્રપ હોય જેના પાધરા,જેને માથે ઇશ; પુન્ય વહાલુ હોય જેહનું,તે પાસે જુગદીશ, પરદુખ દેખી દુખ ધરે,પરસુખથી સુખ થાય;સાચી વાત તણો સંગો, તેને શીર રઘુરાય. અવળુ કરે જો આપથી,શેહેજે સવળુ થાય;અમ્રત થઇ તેને પચે, ઝેર ભયાનક ખાય.ધીરે દામ દેવાળને,દહાડા પાધરા પેર;વ્યાજ સહીત વાળી કરિ, આપવા આવે ઘેર ઇશ્વર સન્મુખ જેહને,પુન્ય ઉપર વિશ્વાસ, દુર દુખ તેનાં રહે, સુખ સમીપે વાસ.

ચોપાઈ—નરપત પડીયો નીરમાં જઇ, ગરજના પાતાળે ગઇ; અભય અજીત એ આસન ધીર, નરપત પડયો જઇ ઉંડે નીર, અગ્ની ન બાળે કામ ન ખાય, ભેદયો ભુપ તણો નવ જાય;સીધ સંગ તણી શુભ શેવ,માથે જેને છે માહાદેવ હજાર હાથનો માથે ધણી તેને પીડા કયમ ત્રણિ; ત્રાશે હરણ જેમ દેખી વાઘ, તેમ આપ્યો પાણીએ માગ. રાખ્યાં બાળ બલાડી તણાં તીતોડીનાં ઇડાં ઘણાં; કુજર રાખ્યો નીરમળ નીર, જેને સાહક સ્યામ શરીર, સુધનવાને તેલે તળ્યો, કરયું શીતોદક તે નવ બળ્યો; મોરૂધ્વજની વેહેરીતિ દેહ, તરત કરીતી સાજી તેહ. પ્રલ્હાદે મેળવ્યો તો ભુપ,ત્યાં ધરયું નરહરનું રૂપ; ચંદ્રહાસ્યપર ધ્યાન જ ધરી,વીખ ફોડીને વિખીયા કરી;લાખાગ્રહે પાંડવ બળીયા,વિખ મોદિકથી પ્રતિ પાળીયા; સગર તણો ચેલીયો બાળ, રાંધ્યો ખીચડો જીવ્યો તતકાળ. અખીલ પુઠે ક્રીરપા કરી,મુકયું ચક્ર તે પાછું ફરી;પંચાળીના પુરયાં ચીર,ભરી સભામાં રાખ્યું નીર.એવા લક્ષધા ભક્ત અનેક;વધાર્યો જશ તે વડો વિવેક;જેને માથે ઇશ્વર અતી રૂદ્દે દુઃખ નવ પામે રતી. તેર કુપનો લીધો પાર, સઘળી શોભા તેમાં સાર;ગુફા કુ-

પમાં મોહોટો મહેલ,તે આગળ ઇંદ્રાસન સેહેલ; તે ઉઘાડી પેઠો માંહ.નવતમ સોભા દીઠી ત્યાંહ; ફળવાડી ફુલને ફળી, ભાર અઢાર રહ્યા છે મળી, સુંદર એક સરોવર સાર. કમળ ખીલ્યાં છે અપરમપાર; માંન સરોવર સરખું વાર,કમળ કાળમા લાખ હજાર, વાજાં દેવતાઇ વાજંત.ગોષ્ય શબ્દ ઘણા ગાજંત, છુટે બેહેક કસ્તુરી તણા; શોભા ઇંદ્રાસનની ન મણા. બોલે મધુરા હંસ ચકોર, મેના પોપટ મધુરા મોર;ચકવા ચકવિ કલોલ કરંત.હોંશી જનના મન હરંત;છએ રૂતુની શોભા જેહ,એક રતે ખીલી રહી તેહ. જોયું કારમું છે કૈલાશ, એવું સર્વ શોભે અવાસ;દેખી દુખ રાજાનું ગયું, જીવતર સફળ પોતાનું થયું, શોભા જોતો આઘો જાય,ભય કોનો ન ગણે મનમાંય; કેતકી ચંપક ને જુઇ જાય, માલતી મરૂઓ લીંબ લતાય; આસોપાલવ આંબાના વ્રક્ષ, વડ પીંપળ દાઢમ ને દ્રાક્ષ;ખારેક ખજુર અખોડ અનાર,શેતુર શીતાફળ અપાર. રાયણ જાંબુ કદળી વન,તે ન્યાળી હરખે વદન. મીઠા મેવા મંડપ દ્રાક્ષ, તડબુચ શોભીત શાખ; આંબલી પીપળી તળસી વન, ત્રપ્ત થયું રાજાનું મન.માંહી બેઠી મોહકમ માનની, ભરજોબન ભારે ભામની;જેવી શર્દનીશાની રાત, જુવતિ દીઠી જોબન જાત.હસે રમે ગાયે ગુણ ગીત,પરસ્પરે તાલી લે પ્રીત;તે માંહે એક ઓપે મખી,બીજી સત સહસ્ત્રધા સખી.વનીતા દીઠી રૂપે વડી. વિધાતાને હાથે ઘડી;પરનારી સહોદર એહ,નારી સાથ કરે નહી નેહ.સ્નેહ કરે પુત્રી કે બેહેન,એવો છે સતવાદી ચેન;પૃથ્વીમાંહે જુવતિ જાત. નાહાની બેહેન ને મોહોટી માત;એને કામ છે કમળજ તણું,જોઇને હરખ્યો છે ઘણું. જીવથી વહાલો જાચીક જન,મહિમા પુન્ય ઉપર બહુ મન;સહજ સરોવર પાળે ગયો. ભામનીને ભારે ભય થયો. પાડી બુમ પડયો પોકાર,ધાઓરે ચોકી કરનાર;જોર કરી ધાયા સહુ જોધ,કર આયુદ્ધ ધરયો માહા ક્રોધ, પ્રૌઢ તસ્કર કોણ પેદા થયો, લંપટ લુંટ હરામી લહયો; મારમાર કરતા સહુ ધાય, મહીપતે સમરી હરશીધ માય.પ્રત રીત તેણે છાંડીયો.મોહોકમ માર દેવા માંડયો; ધાયો વીર મન રાખી ધીર, વિક્રમે સમર્યા વીર; પવનવેગથી સુદ્ધા સાથ; તીર તીરકશ હથીયારો હામ,લાગી રીસ રઢીયાળી રાઢ,કો કોની ન માને આડ; મચ્યુ જુધ રચીયો રણજંગ; શામદ રહી શકયા નહી સંગ.લઘુ લાઘવી વિદ્યા કરે,ફરે ચક્કર તેમ કુદે ફરે;દેવી તર રણમાં ઘણા ઘાવ. કો કોને નવ પામે દાન. મેરૂસંગે મેહજ પડે, એને અંગન આયુદ્ધ અડે; કઇને ઢાળી પાડયા ધરણ, કોઇને પકડી ઝાલ્યા ચરણ.અદ્રષ્ટ વિદ્યાએ આપે રમે,ગુપત વિદ્યાએ વનમાં ભમે; ખેચર વિદ્યાએ કરો જાણ, સકળ જુધ માંહ સુજાણ.વૈતાળ સરીખો જીત્યો જાત, બીજા બળીઆ એ કુણ માત્ર; છત્રીશ આયુધના જાણે ભેદ, ક્ષત્રી ધર્મ માંહી નહી ખેદ. જેને માટે શક્તિ સ્વરૂપ, તે કેમ ભેદયો જાએ ભુપ, દારૂણ રાઢ તે ઠામે થઇ, તિથી પંચ એમ કરતાં ગઇ; હોંસીલા હોદે હારીઆ, સામા થયા તે મારીઆ.નાહા

નું નવ લીધું નામ, અત્યંત જુધ થયું તે ઠામ, રામ રાવણનીજ રાઢજ ધણી.તેવી રાઢ થઇ તે તણી, જાણે થયું ભારે ભારથ, સંગ્રામે રાજા સમરથ; શીકારવીધા સ્ને હે કરે, દેખી દુશ્મનથી નવડરે; કાયર નાઠા જે હારીયા, સનમુખ થાય તેને મારીયા પાડી બુમ ગયા સહુ ત્યાંહ, બેઠી ખેલે ચામુંડા જ્યાંહ, આયુદ્ધ નાંખી સર્વે નમ્યા, દેખી દુશ્મન તેને દમ્યો;વારૂ જુધ કરે વિધ વિધ,દીસે છે કો સાચો સિદ્ધ.માહા રૂપાળો છે માનવી, નથી જણાતો દેવ દાનવી;અવનવો દિશે છે ઇંદ્ર,જેવું તેજકો સુરજ ચંદ્ર. સેવકની વાણી સાંભળી, માતા મનમાં પોતે રળી; આયુધ કરમાં લીધો દંડ,તેહ ચતુરા ચામુંડ;ભારે માણસ દીઠો ભુપ, રાજ તે રઢીયાળુ રૂપ. મુકી ખારને પરઠી પ્રીત, પુછી વાત રૂડેરી રીત; સાંભળરે તું વડહથ વીર, તુજને કેમ ન બોળે નીર; કેમ જીવતો આવ્યો અહીં; મારી વાડીના વનમાંહી.

દોહરા—દેવ દાનવ આવે નહી, અવર ન લોપે આણ; તે નવ જાયે જીવતો,પરહે પોતે પ્રાણ. શુકન કે અપશુકન હુવા, કે ગ્રહ વાંકા તુજ, આયુશ તુજ આવી રહ્યું મનશા શીધ કહે મુજ;દેવરૂપ છે દીસતો, માટે પુંછુ વાત, નીકર વણ પુછે ગળુ, કરૂ તમારી ઘાત, વીક્રમ કહે વીનતા સુણો. અક્કલ તારી આજ, તાહારે માથે શીંગડુ, જે લોપે નહી લાજ, માથા વીશ હશે તાહરે, હાથ હશે હજાર, તાહારી લાજ લોપે નહિ, એવડો સો છે ભાર. એવું તે પ્રાક્રમ કરયુ, છે તો જુવતી જાત, અજીત કહાવે છે એકલી, કહો વાણી વીખ્યાત. માનની કહે મહીમા કહુ, મોહોટાં ઉમયા માત, ધરણીપત જેનો ધણી, હીમાચળ તેનો તાત, વિશ્વ બાધે વ્યાપી રહ્યા, અકળ સ્વરૂપ અનુપ; કરતા હરતા કરૂણાનીધી, ભેદે નહી ભ્રમ ભુપ. ચોશઠ રૂપ ચોખુંટમાં, નીરમળ રૂડાં નામ. સેવકના સંકટ ભાગવા; થીરકરીથાપ્યા ઠામ તારા ત્રીપુરાને તોતળા,વિવિધ માનવેરાઇ;બાળા બહુચરાબાળીકા,અખીલ તેજ અંબાઇ શારદા શીધવા; રૂટી રામા રૂખમાઈ, કુન્તા કલ્યાણીક કાળીકા, માહાદેવી માહામાઇ, બુદ્ધિ શીધી બહુનીધી, હીંગળાજ હરસીધ, આરાસુરી અનપુરણ વેદી વખાણે, વિધબ્રમાણી પ્રમેશ્વરી.ગીરતાતરેશ્વરીગોધ;કાત્યાયનીકાકરેલરી, મારતંડરૂડેરોખ; રાધા રૂકમણી રોહીણી, રંનાદેરોખ; રૂપ એક એકપેઆગળી; ભમે ખોળતા ભુપ, જગદંબા જ્વાળામુખી, નંદા આનંદ નાંમ; ભદ્રા ભામા ભુદરા.સ્થીરતા ઠામોઠામ ,જયંતા મંગળા પીંગળા,ક્રશ્ના કાવેરી કહેણ;દુરગાદેવી દાખણી, વદે કવીશ્વર વેણ,ભુરજીત પાવક સીંહણી,કર્તા હર્તા આપ,અમેરાશીછું તેહની, છતે શાસ્ત્રની છાપ; નામ ચામુંડા માહારૂ,ઉમીયાજી શીરહાથ; પારવતીની સહચરી, સાચું કહુ તમ સાથ, જયા વીજયા નરાક્રમા,ચામુંડા શુભસાર;કોટાનકોટીછે ધણી આ ભાંતરએ ચાર; પદપંકજ નીત શેવતા, બોલ્યા કેટલેજ કાળ;એક દિવસ ઉમીયા કહે, આણીઅદકોવાહાલ, ચારસ્થાળ પોતે રચ્યાં ચારપાંચ ચોદેશ;

ખાઓ પીઓ ખુશી રહો,જોખ કરો સુવેશ. દેશ દેશ પુર્વજ્યાં,પશ્ચમ જ્યાંનો ઠામ દક્ષણમાં તુળજા વસે, ઉત્તર બહુચરી નામ; શોભા વિવિધ પ્રકારની, ખાન પાન ભરભોગ; જરા મરણને દુખ નહી, નહી વ્યાધી નહી રોગ ખટ રૂતુ સદા ફળે, અંબુજાઅદકાંહોય; મહીમા મહાકાળી તણો, ગાંજી ન શકે કોય. ગમતી મોજે માણીએ, વીવીધ પ્રકારે વ્રત; આવે કોઈ કપટે કરી,નીસ્ચે પામે મ્રત,અચરત સુજ્યે એકછે, જીવતો આવ્યો આપ; ઉતપત કહે તુ તાહરી, કોણ માત કોણ બાપ. જુધ કરતાં કેમ જીતીયો કેમ ઉગરયો આદીશ, ઇશ્વર આણ સાચુ કહો, કોણ ઇષ્ટ તુજ શીશ. ચોપાઇ—ધરણીપત રાખ મન ધીર વચન પ્રકાશ્યું વીક્રમવીર; અંબામન મુકો આંબળો ઊતપત શેવકની સાંભળો;આદ્યસુરનાયકનો અંશ મરતલોક માનવનો વંશ,માળવ મુખ ઊજેણી ગામ,વીરજીત વીક્રમ મારૂ નામ ઇષ્ટ ઇશ્વર હરશીદ્ધનો હાથ, આગીઓ વીર શોભે મુજ સાથ;મહાકાળેશ્વરને પુજીયે,તેના જોર થકી જુજીએ પંચદંડ જીત્યાછે ઊર;ત્રીપુરારી તેનો છે તોર પુન્યધરમ રહેછે મુજ પાસ, જાચક વિપ્ર તણો હુ દાસ.ગૌબ્રાહ્મણ સ્ત્રીની વાહારે ચડુ ઘાટ દેખિ દુશ્મનનો ઘડુ; મમત કરે તેને મારીએ;હાથજોડે તેથી હારીએ,તજ્યુ રીધ ઘર સુત્રને રાજ,આવ્યોછુ કરવા પરકાજ, કમળ એક અહીંઆથી લેશ;દુખીઓ બાહાર બેઠો ત્યાં દેશ;મુજને તો નવ બોળે નીર, ભેદી ન શકે પેગંબર પીર, એ હકીકત માહરી ખરી, સુણ માતતું મનધરી;એક કમળકેરે કારણે આવ્યોછું તાહારે બારણે; પરદુખભંજન કહે સઊ નામ; કરવા આવ્યોછું પરકામ આપો કમળ અહીંઆંથી એક, ત્યારે અમારો રહેશે ટેક નીકર જુધ અમારે થશે લાજ ચોકીવાળાનીજશે. દોહરો—વનીતા હરખી વાતથી;ભલે આવ્યો આ ઠામ. વાટ જોઊ કંઇ દીવસથી,મહારે તમારૂં કામ; દેઊ વધાઇ દાન બહુ, મહીપત મળવા કાજ; વેરૂ ફુલ વનિતા કહે, વીક્રમ આવ્યા આજ; મોતીચોક પુરાવિયે, દુધે ઊમર ધોઊ; કુમકુમ છટા દેવરાવીએ, દુખદરીદ્ર ખોઊ, બુધ સાગર પછે બોલીયો, રામા એ શી રીત.વાટ જુઓ છો માહરી, કીયા દિવસનિ પ્રિત. શી ઓળખાણછે માહારી, કોણ વસ્યાં છે વાટ; કોણે નામ માહરૂ કહયુ, વાટ જુઓ શા માટ; ચામુડા કહે ચીત ધરો,રોશ ન કરસોરાજ કારણ પ્રિત તણું કહું, મારે તમારૂ કાજ; પુજા કરવા નિત્ય જતાં,પાર્વતીને પાસ એક દિવસ પ્રસન્ન થયાં, અદકી દિધી આશ કહ્યું દહાડિ નવ આવશો. દુઃખ વેઠો છો જાત્ર; વરસએક આઠ દિવસ,જ્યારે હોય નવરાત્ર;તે દહાડે કરજો પુજન માનશે મારૂ મન

ચોપાઇ—વચન માતનુ મુસ્તક ધરયું,જેમ કહયું હતું તેમ કરયું નવરાત્રિનો આવ્યો દિન, અમો ગયાં કરવા પુજન. વાટે જાતાં આવ્યું મરણ, એકનાર પડિતી ધરણ; ગઇ દ્રષ્ટ તે ઊપર તર્ત,માનવી પામી દિઠિ મરત; ધાવતુતુ એક તેને બાળ, રહ્યાં ઊભીયા જોવા તતકાળ; નજર નાર ઊપર મેં કરી મુઈ માત જીવે દિકરિ,પેટ

ઉપર મરતીતી તેહ, બાળક જોઇને પ્રગટયો નેહ;તે કુંવરી ઉછરંગે લીધ,કરૂણા તે ઉપર મેં કીધ, એમ કરતાં ગયા કૈલાસ, બાળકી મુકી પારવતી પાસ; સુભટ બે સામુ જોયું,જન્મ દુઃખ તેનું ખોયું;કોટે કુસુમનો ઘાલ્યો હાર વાધ્યું બહુરૂપ અપરમપાર;મેં કહ્યું એને શું કરૂ કયાં રાખુ કો આગળ ધરૂં.મુજને ઉમીયાએ શીક્ષા દીધ કરૂણા બાળ ઉપર કીધ, વરસ તેરની બાળા થશે,તારે એનું દુખજ જશે; વીક્રમાજીત ધરણીપતધણી,તેની કીરતી જુગમાં ઘણી; કોઇ સંભવને કારણે, આવી ચડશે તે બારણે;તે ઓળખ્યાનું એ એધાણ, પગે પદમ કમળ પ્રમાણ; હશે ઢીંચણીથી હેઠ હાથ, તારે ઓળખજે તે નાથ તે શું પ્રીત ઘણી થાપજો એ કન્યા તેને આપજો; તે એધાણ તમારાં મળ્યાં, દુઃખ હમારાં તેથી ટળ્યાં, આ ઠામે આવી નવ શકે ધીરવીર મહાદાતા પખે; તે પુત્રી છે માહારે ઘેર,તુને પ્રણાવું રૂડી પેર મહીપત કહે સાંભળરેમાત કહું એક સાચી તુને વાત. ઘેર બેઠે વીવા મુજ થાય,રાણી થઇ રહે મોહોલમાંહે; મોહોલમાં બેઠે જે કોઈ થઇ, તેતો સ્થીર થાવર થઈ રહી. બહાર નીકળુ પર કારણે, મળે મોહોલ મુજને બારણે; અર્થ ગર્થ કેનારો ઘણી, સકળ વસ્ત તે દુખીઆ તણી; નિકળ્યોછું હું કારણ ઘેર,સકળ વસ્તુ તે તેને ઘેર નવ રાખુ નીશાની એક, એવું મારે વરત વીવેક; એવું જોઇને આપજો મુને, આગળથી ચેતાવું તુને.વળાતા દેશો મુજને શ્રાપ,તેતો હું નહીં લેઉ પાપ;કહેછે ચામુડા સાંભળ ભુપ,રૂડુ જે તમારૂ રૂપ.જે તમને ગમે તે કરો માહારા મંદીરમાં પરવરો;એ વાત ન જાણુ અમો, કહે કન્યા તં કરજો તમો.

દોહરા—વીચાર કરી વીક્રમ કહે,હું આવું તમ સાથ; બીજુ કામ મુજ ઉકલે અંબુજ આવે હાથ. ચતુર ચીંતા કાં કરે, ભુપત રાખ તું ભાર; એક કમળ ઇચ્છા તમો, એવાં આપુ હજાર, મંદીર લેઇ ગઇ માનનિ, દીધાં આશન માન; લવિંગ સોપારી એલચી,બીડલે બાસઠ પાન ચોપાઇ—નાહાવા કારણ મુકયું નીર,ત્યારે બોલ્યા વીક્રમ વીર; જ્યાં સુધી ન કરૂ પર કાજ.ત્યાર સુધી તો ભોજન તાજ; એક કમળ દુખીયાને દેશ,અંન જળ મુખમાં ત્યારે લેશ; કમળ દેખતાં ભુખજ થઇ; વચન ફર્યું ને સાતા થઈ; રંગભેદ વીહાણી પ્રીત થકી ઉઠયા પ્રભાત ચંડીએ વિચારયુ મન, ભુપત નવ કરે ભોજન,ખોટી એને નવ કીજીએ કન્યા સમેત કમળ દીજીએ; ત્યારે કન્યા બોલી વાણ, સાંભળ વીક્રમ ચતુર સુજાણ; ભલે પધારયા માહારે ઘેર કહુ મારા પરણ્યાની પેર; ઝાઝી સમરણ છેજીમુને, માંડી વાત સાચી કહુ તુને. પેહેલા જન્મ તણી જે કથા. તમ આગળ પ્રકસુયથ પરદુઃખ ભંજન તાહારૂ નામ તોતો કર એ મારૂ કામ;પરદુઃખભંજન જાણુ તુને કહુ એ વર પરણાવો મુને;પહેલા ભવની ઉતપત ઘણિ તે પરણાવો મારોધણી કરો સર્વથા મારૂ કામ,તો દુખભંજન

તારૂ નામ.

દોહરો—ભદ્રાવતી નગરી તણો,ભદ્રસેન ભડભુપ; જસ જગતમાં જેહનો રાજ તેજ ૧૨ધ નગ્રશેઠ તે નગ્રનો નાલચંદશા નામ સોળે વરશે સલક્ષણો, કરે નીત રૂડા કામ; પ્રાક્રમ પ્રૌઢા તેહના પંચ કરે પ્રમાણ; ભાવ ઘણો ભગવાન પર વારૂ સુણે વખાણ શ્રાવક ધર્મ શીરોમણી તપાગચ્છને ટેક;જીવ દયા પ્રતિપાળ છે,ન્યાવટશાવટનેક.પોસા કરે પખવાડીયાં.મુમતી બાંધે મુખ લખ પચખાણ લીલોતરી,દેહ વેઠે એ દુઃખ પાચમ આઠમ ચૌદશ, કરે વંદે મોહોટા વીર; પચુશણ પંથ સાચવે, પીએ નિત ઉનાં નીર.ભાગ્તાંબર ભાવે ભણે,પુજે જતીના જોગ; શ્રાવક ધર્મ એ સાચવે નહી મનમાં ભોગવૈરાગ્ય મન તેને વરયો પરણે શું થાય; અલ્પ આયુષને અલ્પ સુખ,કાળ સહુને ખાય ચીરણજીવી કોય નહિ,જીવે શી એ વાણ ફરિ ફરિ અવતરે લખચોરાશી ખાણ,પુજાશ્રી પરીબ્રહ્મનેનીરદોષણ જેનું.નામ કાયા પડે કહે કળી પામું રૂડો કામ. પીતા દુખ પામ્યો ઘણું,કરી લાંઘણો સાત;પુત્ર આવી પાગે નમ્યો,વળતિ પુછી વાત;શા માટે તમે દુખ ધરો,રૂદન કરો તે ફોક તમે કહો તે હું કરૂં,શીદ ધરો છો શોક; પીતા કહે પરણો તમો,સુખ બહુ અમને થાય; મોહોડ ઘાલે તુજ માવડી પ્રેમે લાગે પાય;વચન આપ્યું તે દીકરે,બહુ સંતોખ્યો બાપ, માનની મન વિશેમાહારે, તો પરણું હું આપ સોમાસા એક સેહેરમાં તેજા તેની નાર;તેની કન્યા કુમકુમ વંતિ, શો શોમાશા માહારા તાત.માહાલક્ષમી મંદીર ઘણી,અલખક અપરમપાર,બત્રીશ લક્ષણી બેટડી, વર્ષ થયાંતાં બાર;જ્ઞાનવતીને ગુણવંતિ માહારૂપ શ્રાવક ધર્મ સદાવતી અક્કલ અધીક અનુપ.પીતા કહે પ્રણાવિયે મેંતો કહયું મુખ નાય; અલ્પ આયુષ માનવતણું,સ્થીર નહીકોનીશેવિશં શીયળ સદા કરીશું વારૂ વરતસ્વર્ગમા રગ સુખ ભોગવુ,મનીશું જાણે વ્રત. પીતા કહે નહી પુર્વકુંવરી તાહરૂ કામ કલંગ ચડે મુજ કુળ વિષે નીચ કેવાઇશ નામ.મન ગળ્યું પછે માહારૂ પ્રઠી પુરણ પેર;પરણાવિ મને પ્રીતથી નગ્રશેઠને ઘેર બેજણ તેવડ તેવડાં જોવા સરખી જોડ;રતિ કામ સરીખડા,નહી ખાંપણ નહી ખોડ. જેવાં ઇંદ્રાણી ઇંદ્ર છે.જેવી રોહિણીને ચંદ્રજોડું એવું જુગતથી માળિયામોટા ચંદ્ર ભરજોબનમાં બેજણાં ભામનીને ભરથાર. એક એકને મળ્યા તણો આનંદ અપરમપાર એક એકને દેખી ઠરે અતી હરખ અતી હીત એકજ સેજ સુતા હણો નેહ ઘણેરો નીત ખાવા પીવા રહેવા તાજુ મુખ તંબોળ;રાગ રંગ રંજીગ સદાકામની કંથ કલોલ ધરમ પારતાં શ્રાવક તણો,જીવ દયા દીવ્ય દાન; સાસુ બોલતા સર્વથા,ગોવીદના ગુણ ગાન.પોસાળે અમેનીઅ તાં સાંભળતાં સારી વખાણ;અપવાસ કર્તાં આઠમ દીવસ પોસાપંચ પ્રમાણ પચુશણનાં પારખાં,ગયા દેવને દેહરે દાખ;ભક્તાંબર ભાવે ભણ્યા જૈનિ શાસ્રજ પુરે શાખ.છપા જેણે જીત્યો કામ, ભલો મારગ તે ભાળ્યો. જેણે જીત્યા કામ, લખચોરાશી ટાળ્યો, જેણે જીત્યો

કામ, શીળવ્રત તેણે સાધ્યાં જેણે જીત્યો કામ, વિશ્વ બધા માંહે વાધ્યા. કામ જેણે જીતિઓ, ધર્મ સઘળો તેધારીઓ. કામઅંધજેકો થયો, તે જીતી બાજી હારીઓ જીવ દયા પ્રતીપાળ.જન્મ ધરી નવજાણ્યો,પાપી પુરા પ્રમાણ ભોગવે નર્કની ખાણો જન્મધરીને જોગ, ધન તેણે શું કીધુ, અમરત જીત્યું આપ, ઝેર હળાહળ પીધુ શિળવત સાધ્યાં નહિ, ઘણાક સમજા ઘાડદમાં મનુષાદેવ મહા મુલ્ય છે,શામળ કહે નાંખ્યા વાટમાં, શેતરંજે શરવ સમેત શીખરનિ જાત્ર પાર્શ્વનાથ પુન્ય પ્રિત,જે છે પ્રાણ માત્રા.મુમતિબાંધેમુખ,ઊશ્નોદક પીવા આપે મુજને ગ્રહેવુ પ્રાણ,ગુરૂ એ ગુણ પ્રતાપે જૈન ધરમનિ જોજવી ભાર ઘણે જે રહે ભર્યા, શામળ કહે શિળવ્રત ધર્મ, નર નારી તે તો તર્યા,. દોહરો—પ્રતિજ્ઞા કરી પંડમાં, મેં વિચાર્યું મન અંગ પંદર દિવસ પક્ષઅજવાળીયાં, સ્વામિનો નકરેસંગ આજથકી અજવાળીયે, વનિતાએ કીધીવાત.પરણ્યો જે પતિ માહરો તે માનો જાયો ભ્રાત જેણે પાળીયાંછે શિરવ્રત,તેતો પામ્યા ભવપાર એવું જાણિ મેં તજ્યો ભાવેશું ભરથા પ્રતિજ્ઞા કરી તે પ્રેમદા, પોતે ગઇ પીતાને ઘેર.પછે દેહેરે પતીગયો, પ્રૌઢિ શિ તેનિ પેર સ્વામિએશાસ્ત્ર સાંભળ્યું,કામ તજ્યાના કામ.જેણે તજીજે તારૂણિ,પામ્યા સ્થિરતા ઠામ.કંથેકીધી કલ્પના ઇશ્વર આગળ આપ એક પક્ષ અંધારીએ પ્રેમદા નિરખુ પાસ.સંગ કરૂ શામા તણો, કોઢિ થઊ તે દિશ. કરૂ સંગ જો કામનિ, તો સત બ્રહ્મહત્યા શિશ, ધારીને નિરખુ નહિ, પંદર દિવસ પચખાણ. મહાવિર કેરી આગના પુરણ શાખ પ્રમાણ.

ચોપાઇ—મન સાથે એ કીધી વાત, કોનિ નવ જાણો ખ્યાત. આપે મનપ્રતિજ્ઞા કરિ સાસરે આવીછે સુંદરી.જોબનવંતી નરનારીનો અધીકસ્નેહ સાસુ સસરે દિધાં માન, ભોજન કીધાં ચાવ્યાં પાન, નેહ ઘણેથિ નિશા પડિ, ચતુર ચતુરા મેહેડે ચડિ ફુલ પાથર્યા સુંદિર,બરાસ કસ્તુરિ હરખી જેહ,દસદિશે મેલ્યા દિવડા,નરનારિ જરાવંત જીવડા ભોજસામગ્રિ ભાવે ભળે,કનક જોત દિપકનિબળે,જણ પ્રણમ્યો પોતાને પતી રૂપેરંભા રોહીણિ હર્ખ ઘણો છે મનમાં હેજ,શામા સુતિ સ્વામિ સેજ, જેવાપ્રકારછે તરૂતણા,તેથિ ગુણ સ્વામિમાં ઘણાં હાવભાવ કટાક્ષજ કરિ,ભરપુર જોબનમાંહેભરિ.દોહરો—સ્વામિકહે સુણસુંદરિ,ચતુરાચતુર સુજાણ; ભગતિવંત બાળુતુને,પંદરેદિવસ પચખાણ.ક્રશ્ન પખવાડિએ કામનિ તાહરિ પુરૂ આશ; બાંધવ જોટે બેનડિ, તેમ પોહોડિ રહુ પાસ આનંદ પામિ ઘણું, પીઊએ કીધુ પુન્ય;રૂદે રિશ કરિ નહી નિમેખ ન રાખિ નુન્ય.પંદર દિવસ પુરણ થયા,ક્રશ્નપક્ષ કલ્યાણ. હરખ્યા ઘણુ હૈડા વીશે શાહાપુત્ર સુજાણ. મળશે રાતે માનનિ શુભ સજોમનનિ મમતા માણશું ભામનિ સાથે ભોગ,ખાન તરતિબશું વીવીધ ભોગ વીલાસ શાહા પુત્ર સેહેજે ગયા પરણિ પ્રેમદા પાસ માન દિધું ઘણું માનનિ, પરઠે મનથી પ્રીત, સ્વામી સજ્યાએ ચડ્યો રંગ ભોગની રિત. કામનિ કહેછે કંથ સુણ, અ-

ધીક પ્રતીક્ષા એહ. એક પક્ષ અજુવાળી પંદરદીવસ તું બંધવ હું બેહેન. ચોપાઇ વારૂ બોલ વનીતાનો વશ્યો હેત ઘણેથી સ્વામી હસ્યો કામની તેં કરયુ શુભકામ મમતે રહયું આપણું મામ. હરખ બેહુના મનમાં હોય, કષ્ટના પામે બેઉમાં કોય. અવતાર બેઉનો એમજ ગયો,નરનારીનો સંગ નવ થયો કોણે નવ જાણી તે વાત, જશવંત બે સુજાણની જાત. ધર્મ તણી રાખી રતીયો, જગત બધો તેણે જીતિયો વરસ પંચાણુ પાળી પ્રીત, રૂડા મારગની રાખિરીત અવસાંનકાળ આવ્યો જ્યાહરે વીહ્વળ ખુબ થઇ તાહરે,રહયો રૂદેમાં રૂડો રંગ; સ્વામી સાથે કરૂ હું સંગ વીગત વાતની વીસરી,જીવ ગયો નીસ્ચે નીસરી, મરણ સમે જેવે વીચાર,તેમાટેત્યાંધર્યો અવતાર; કૃત અકૃત જે ચીતે ચડે, તેવો અવતાર તો લેવો પડે. શમ મન માયામાં અડયું તે મોડે અવતરવું પડયું,બે જણ પડીયાં પ્રથિવીમાંહે,સ્વામી અવતરીયોછે તાહે.નીચબુધ થઇ માટે નેટ,હું અવતરી ગુણકાને પેટ. પહેલે ભવ કીધીતી સેવ, તો થઇછું દેવાધીદેવ;પહેલા ભવનીજાણું વાત,સતી શીરોમણછું સાક્ષાત.સત્યશીળ હતું મુજ હાથ,તોઆવીછું હરસીધ હાથ.પહેલા ભવતો ધરમ મુજફળ્યો,માહારાજ મહીપત મુજને મળ્યો; તે વરને પરણાવોતમો, પરદુખભંજન જાણુ અમો. માહારો કરે ઉત્તર નર જેહ,મુજને તો વરશે તેહ રાજા કહે છે રૂડુ થશે,શીવ પ્રતાપે સંકટ જશે. સુખે માહારી સાથે આવ,કોટીહરખ મનમાંહે લાવ જે નર મને ઇછોછો તમો તે વરને પરણાવું અમો. નારીએ જઇ માન કહ્યું, મારૂં મન કભુજવ થયું;વળાવો મુજને એ સાથ, માલ ખજાનો આપો હાથ, દ્રઢતા રાખો મનડું ધીર. એ મહારાજા વીક્રમવીર, પરનારી સહોદર એહ, એના સત્યથી વરસે મેહ સુત્ર માસંગ એકશણગારિયો, અમુલક રતને ભરાવીયો, મણિ માણેક ભર્યાં કાંઇ કોડ.એવાં ચીંતામણિનિ જોડ; વારૂ વસ્ત્ર તણા અંબાર, ઊપર અંબુજ એક હજાર;કમળહેતપ્રિતેથી લીધ; મુખથી વાત કામનિએ કીધ, નહી કરમાય નહી સુધી જાય, નિતનિતશોભા અદકી જાય; દેવતાને દુરલભ છે એહ. વીક્રમ પામ્યો પુન્ય વિવેક; જઈ વાડિમહી રોપો ઘેર, શોભા નિત પુરણ પેર; વળી કહું તે કરજો કામ, ફરી ન આવશો આણે ઠામ. સાચું તમશું બોલું આપ, પુરવે પારવતીનો શ્રાપ; આ સ્થાનકમાં જે પેસશે, તેની કાયા પ્રલે થશે, એ સ્થાનક ઉમીયાની આણ, જે આવે તે ખોશે પ્રાણ;તમો આવ્યા માહારે બારણે,ઉમીયાના વચન કારણે,જે દહાડે કન્યાઉર ધરી તાહરે વાત મારી કરી.જે આવે તે પ્રલે થાય,તો કેમ આવશે વિક્રમરાય. દોહરા—તાહારે બાળા બોલીયાં, નહી બોળે એને નીર; અગ્નિભેદી નહી શકે, આવશે વીક્રમવીર, માટે તમો અહી આવીયા. કર રૂડે કન્યાય; ફરી ઇહાં આવશો, તો અધીકો અન્યાય. એકસહચરી એક રાય; હોયનારહસ્તીપરે, આપ અસ્વારી થાય. મીચ્યાં લોચન મહીપતી, ધર્યું કાળીનું ધ્યાન; રૂડા કામ કરો નીતે, પ્રીતે આપ્યાં પાન.નેત્ર

ઉઘાડી નરખીયું, કારમો દીઠો કુપ; દુખીઓ બેઠો ડામણો,ત્યાંહાં આવ્યો ભડભુપ. અરજુન જાણેઅવનવો,ચતુર શીરોમણ ચંદ્ર;દેવથકી દસ લક્ષ ગુણ,આવ્યો જોતાંઇંદ્ર

ચોપાઇ—રૂડો ગજ મોહોટો માતંગ,કન્યા શોભે રૂડેરંગ;આવ્યા બહાર ગુણવંત ભુપ, જ્યાં છે કારમો મોટો કુંપ. એક કમળ કેરે કારણે, બેઠો લાંધે છે બારણે; ત્યાં આવ્યા વિક્રમ મહારાજ,લે ભાઇ તારે જેનું કાજ,કમળ એક લઇ સુખીઆ થાઓ દુખ જીતીને મંદીર જાઓ; જઇને તાત માતને મલો, ભોગ સકળ ભાવંતા ભળો; નેત્ર ઉઘાડયાં દુખીયે જેમ, તેને દોલત દીઠી તેમ; દીઠાં કમળ કન્યા માતંગ, મોહ પામ્યો લાગ્યો મન રંગ. લખ્યો હોય ચીત્રામણ જેમ, ચીતભરમ થયો તે તેમ; એક ઘડી નવ બોલ્યો વાણ, જેમ ડુબ્યાં હોય સાતે વાહાણ; જેમ પેટ તણો હોય પુત્ર, જેમ ભાગ્યું ઘરસુત્ર જેમ દાવાદળ માહે પડયો, જેમ કો દુખી દુશમન નડયો;કોની વાત સુણે નહી કરણ; ઘટીકા એમ કરતાં થઇ ત્રણ; ધારણ નવ રહી ધરણી ઢળ્યો; જેમ આકાશે તારો ગળ્યો; દિઠો અઇરાવત જેવો ગજ. ઇંદ્ર આકારે ફરજે ધ્વજ; કમળ મોટ દીઠી માહા મેહેર, તે દેખીને લાગી લેહેર; આસના વાસના રાજા કરે; આપ ઉછરંગે ધરે; આપ વસ્ત્ર તે આસુ લુવે, નીર્મળ નીરે મુખડુ ધુવે, વસ્ત્ર વીસરજન કરે તે હાથ,ખમા ખમા કરે તે સાથ; એમ કરતાં ઘડી બે થઇ, વળી ચેતના મુરછા ગઇ; નેત્ર ઉઘાડયા રૂડી નીત પુરણ કીધી રાયે પ્રીત; નરપતી કહે કાં પામો દુખ, કહો મુખેથી કેમ થાશો સુખ; શું મનમાં આવ્યો છે જોગ,કે કાંઇ પ્રગટયો દેહમાં રોગ;હરખ ઉપન્યો નીર્મળ દેહ, વ્યાપી છે દારૂણ દેહ; ભુખે ભમરી આવી ઘણી, કાયા સ્થીર નવ રહે તમ તણી, રોગ હોય તો ઓસડ કીજીએ, કહોતો કમળ અધીકાં દીજીએ; વારૂ કહિ તે દુખીયો રહયો, ફરી ઉતર તેણે નવ કહયો; સમજ્યો મન મહીપતી મહારાજ,લોભે માગતાં આવે લાજ; બુધ લક્ષણ; એમાં બત્રીશ, કહે તો કમળ આપું દસ વીસ. હાય હાય તે કહે છે મુખ, અધીક તન દાઝ્યુ છે દુઃખ અખંડ આંખે આંસુધાર, વપુ મરોડે વારંવાર; દાંતે જીભ ટશે જેટલે, ઝાલ્યા કર નરપતી એટલે.

દોહરા—વિક્રમ કહેરે વીર સુણ, કેહે મન કેરૂં કાજ; મન મુકી કારણ કોહો લેશ ન ધરશો લાજ. નીચું જોઇને નરપતી બોલ્યો વારૂ વાણ; જે તમો જાણો તે કહો આદ્ય શક્તિની આણ;જે વાટે મન ઉલટે સમે તમારો શોક તે તમો મુજને નવ કહો,તો તિર્થવ્રત તમ ફોક;ઘરસુત્ર પુત્ર કે ગામ ગરથ,ગજરથ ઘોડા રાજ;એ વહાલું નથી મુજને, વહાલુ છે પરકાજ. ભણ્યો નથી ગણ્યો નથી,નન્યો અક્ષર નામ;માટે મન મેલી કહો,થાય તમારૂ કામ.ચોપાઇ—ત્યારે દુઃખીયો બોલ્યા વાણ,ધન ધનરાજા ચતુરસુજાણ; માહારા મનનું જે છે કાજ, તે કહેતાં આવે મુજ લાજ; સાચું કહું સમ દીધા માટ,મુજને તો મોટો ઉચાટ;તમો લાવ્યા હઇડે ધરૂં,માહારૂ મન તો હરખે ભરૂં;અદેખાઇ તે વાતે નથી, સાચુ કથન કહ્યું તે કથી;આવ્યો તો ઠામહું જ્યાહરે,

કમળ દિઠું મેં તાહરે.તેની લાલચ લાગી ઘણી મેહે નવ કીધી મોહટમપણી. હું નવ પડીયો એ જળ માંય, બેશી રહયો વડલાની છાંય. મેંતો નવ પડાયું નિર,વાહાલું કીધું એહ શરીર;સમજ્યો નહી મોટો મરમ, મેંતો નવ સંભારયું કરમ; તે ઉપાય કરયો નહી અમો, એટલે રાય પધાર્યા તમો; તમે પુછ્યુંનેમેંતો કહ્યું;તાંહાંથી ગ્નાન તમને તો થયું; સાંભળતાં મન ચલાવીયું, કુપ મધ્યે તો ઝંપલાવિયું; આવરદાપર રાખ્યું મન, તમો વહાલુ કીધું નહી તન. હસ્તી લાવ્યા રત્ને ભરી,શોભીતી સાથે સુંદરી અલખત બીજી અપરંપાર,કમળ અમુલખ એક હજાર;તે દેખી ઝુરૂછું અમો પુછોછો તો સુણજો તમો;જે કો મન ચલાવિ જાય,તે નર ઝાઝો સુખીયો થાય;એતો કારજ કરમજ તણું, હવે વિમાસુ હું ઘણુ દોહરા–હવે વિમાસણ હું કરૂ, મેં નવ ચલાવ્યું મન, હું પડત જો કુપમાં;લાવત અદકુ ધન. અરે દૈવ મેં કયાં કરી, એ કાયાનિ આશ; કાયાકરતઅળખામણી,તો આવત સરવે હાથ મુર્ખમાંહરો પ્રાણીઓ દેહશું નાખ્યું હેત વાહાલો ન કરત જીવડો, તો સઘળી સમરથ લેત, એ પુરણ મન માહારે,બીજે નહી મન સર્મ;દોષ તમને દેતા નથી,દોષદેઉછું કર્મ ફટ ફટ મારા પ્રાણીયા અકલ અજાણ અનુપ;કમળ કામની હસ્તિહસ્ત,પ્રથમ પડત હું કુપ.કરોડ ઉપાયે કહુનહીં દીધા મુજનેસમ;સાચી વાત તે સીદ્ધ છે,સાચુ ન કહુ કયમ;તમો દુખભંજન હતા,કર્તાતા પરકામ;તારૂં મેં દુખ ભાગીયું,દુખભંજન મુજ નામ તમો સરજત ઇશ્વરા પરદુખભંજન તમો આપ;તાહરા દુખભંજન અમો,તે ઇશ્વર પ્રતાપ;વાત ન કહી હોતજો તુંને તો કયમ ઉપજત હેત.આવાં કમળને કામની,તે તું કયાંથી લેત;સમજ્યા તમારા શાણપણ, સમજ્યો ભાગત દુખ;સ્વારથ પરવશ પડયા, ન ભાગે ભરામણે ભુખ; જાચાક દશવાશેક ઘરતણા,તેહને આપો દામ કીર્તકરાવો આપણી;ફેરવો બધે ગામ.શેર એક આટો અપાવીને,બોલાવો ચારણભાટ;ગામગામમાં ફેરવા,વખણાવે વાટોવાટ વીનતા વહાલા થઇ,વખણાવો જઈ વેશ પરમાર્થ પુર્ણ કરો;કીરતી દેશવિદેશ;વારૂ થયુ વાટે મળ્યા કળી જોયું મેં કામ કદાચ દુખ હોય દેહમાં તો આવત ઉજેણી ગામ; પ્રીછો નર પંડીત તણા; પ્રીછોછો પુરૂ નામ;રાગ કરી તે રીઝયા, તાત વાગતે નામ અમો આશે દીન કહાડતા, બેઠા કુપને પાસ. અમો આજ ઉઠી જશું, નેટ થઇને નીરાશ ભલું થજો ભાઇ તમતણું, વચન કરજો મુજ માફ; આ સ્થાનક આવ્યા તમો, તેહ અમારાં પાપ. દુસ્મન હશો કંઇક દીવસના, પુર્વે જન્મનું વેહેર: ત્યારે તમો અહીં આવીયા, પુછવા અમારી પેર. માલ લીધો તમો માહરો, ગાળ્યા માહારાં હાડ, જીવ રાખ્યો કાયા વિશે, તેહ તમારો પાડ. ચોપાઇ–વચન સાંભળ્યું દુખીયા તણું, રાજા રીઝીયો અદકુ ઘણું ચતુર નર ચિંતા પરહરો મેહેલી દો મનનો ખરખરો; જે કહો તે તમને દીજીએ, ઓશીંસુણ સુજને કીજીએ તમો મોહોટા છો આડે આંક, ઘણોક પડયો છે અમારો

વાંક.આ સર્વ તમારો ગર્પ,મારૂં ડહાપણુતેતો વ્યર્થ;આ કન્યાછેકારણરૂપભામનીછે એક ભારે ભુપ એ કહે તેનો ઊત્તર કરે, એ વરને વનીતા વરે;બીજો આ સરવે હ્યો માલ; કામની કેરા મેહેલો ખ્યાલ; નાર વીના સરવે આપશું, તાહરો સરવે સ્થાપશુ;પુછવાનો ઉત્તર આપશે, પ્રમદાને તેતો પરણુશે;રાજા તમો આપો જે ગર્થ તેતો મારે ન આવે અરથ; હું નહી જાચકીનો તન; મહારૂં ભાગ્ય નહી મન.

દોહરા–રીજ્યો દુખીઓ રાયપર, વારૂં કહી એ વાત;પ્રસ્ન પુછે એ પ્રેમદા,સુણીએજી સાક્ષાત. ઉત્તર એનો આપશું તો વદુ શું કન્યાય; તહારૂ આપ્યું લેઉ નહિ નહિ કરીએ અન્યાય. કન્યા છે મારા કરમની, નીસ્ચે તે નિરધાર;વીસવાસા પેલે ભવે, એ ભામનિ હું ભરથાર. કહુું વાત તે સાંભળો, મોહોટા છો મહારાજ; કમળ લેવા તમો ગયા, તેતો મહારે કાજ.તમો કયાંહાં ને અમે કયાંહાં, કયાંહાં એ કુપનિ તીર; કયાં પુછી તમો વારતા,પરદુઃખભંજન વીર;સંદેહ ટાળ્યો છે મહારો, તે નિશ્ચે નિરધાર; એક કમળનો ઓરતો, લાવ્યો કમળ હજાર. તારે કરમે જશ લખ્યો, મહારા કર્મમાં સર્વ;ગમતું થાય ગોવિંદનું,મેહેલ્યો મનનો ગર્વ.પ્રેમદાપ્રશ્ન જે પુછશે, તેનો ઊત્તર દેશ;પ્રિછુ નહીં તો પગે નમું, કહીશ તો કન્યા લેશ. ગળે કોઇને પડવું નથી, નથિ કરવો અન્યાય; હેત ઘણે રાજા હસ્યો,કરજોડયા કન્યાય. પ્રશ્ન પુછશે પ્રેમદા વચમાં રાખ્યા રામ; સમસ્યામાં સર્વે કહ્યું, ગામ ઠામ ને નામ.

ચોપાઇ–મુજમાં જો કાંઇ હશેમાલ, તો તુજને દેખાડું ખ્યાલ; જોર હશે તો તો જુઝશુ, બુધ હશે તો તો બુઝશું શાહપુત્રને શાહનિ શીખ,હું નહીં આવ્યો માગવા ભીખ;પછી બ્રાહ્મણ ભીક્ષા કારણે,જાચીક હું નથિ બારણે; મુજ ને તમે શું જાણ્યા ભાટ, હું નથિ ગુણકા કેરો ઠાઠ; સુઇ સુતાર નથિ શેલીઓ, નથિ જાચીક તાહારો ટેવીઓ. નથિ હું વેદીઓ કે વ્યાસ,જો માગી લેઊ તાહારી પાસ;હું નથિ હાકેમ દેઊ દંડ,હું નથિ ભીલ તસ્કર લાંઠ,હું નથિ ગામારતા કેરા ઘાટ,વગડે પડાવી લેઊ વાટ નથિ શેઠ પટેલ હું સાચ,લેઊ તમ પાસેથિ લાંચ; હું ન જુગારી આડે અર્થ, જીતિ હરાવી લેવું ગર્થ, હું નથિ ઠગ કે ઠાકરો, હું નથિ દાસ કે ચાકરો, હુ નથિ ગરાશીઓ ઘાશીઓ, નથી ફોગટ ફાંશીઓ; હું નથી ધુતારો ધિર, હું નથી પાતર કે વિર. અધરમી હું નથી અનાથ,તમ પાસે નહી જોડું હાથ; હું દાતો છું દાન જ દેઉ, કોઇનું આપ્યું હું નહિ લેઉ. છેક નીચ હું નથી રાંક, તારો માલ લેઉ વણ વાંક;ઇશ્વરની કરૂં છું આશ,માગુ એક પ્રભુની પાસ.દોહરા–કહે દુહો એક કામની, સાભળી સુખીઓ થાઉ; ઉતર સુજે તો વરૂ,નહિતર મંદિર જાઉ. રાજા કહે રામા કહો. દીલ રીઝીને આજ; અરથ કહેશો આપણો, લેશ ન ધરશો લાજ.પ્રીછે તે તો પરણશે; પ્રીત ઘણેરી પેર; નહીતર નિરાશ થઇ, જઇશ પોતાને ઘેર.સમશા કહે છે સુંદરી, ગોળે વીંટી ગર્થ; પેલા ભવ સ્વામી હશે,તેને સમજે અર્થ. સત્ય રાખે જો

સામટું, તો તો સ્વર્ગે જાય;પત મુકે પોતાતણું,તો તો ગોથાં ખાય,જોબન રૂડું જાળવ્યું, વરધે વિહ્‌વળ હોય; તે નહિ સરગ મરત્યુનો, ખરૂં રળ્યું પણ ખોય, જશ જશ લીધો જોબન પણે,વરધ પણે ઉઠાડી વાટ;તેહ સ્વાન પરીયંતતણો,નહિ ઘરનો નહી ઘાટ,મહામહેનતે ધન રળ્યો,ઘડપણ સુધી ગથ; નવ ખાધો નવ વાપર્યો, એકે ન સર્યો અર્થ,અમુલ્ય રત્ન જોતાં જડયું, સુખ પામ્યા બે સાથ; તે તો ખોયા જુવટે,વળતા ઘસીયા હાથ. સંન્યાસ મળ્યો સત વરસ,જશ જીત્યો તે જોગ;અવસાનકાળે મન ભ્રષ્ટ થયું, તેના કરમના ભોગ. છપો—સત વર્ષ સન્યાશ, વળતું માંડયું ઘરસુત્ર; ભામનીએ તજ્યો ભરથાર, પછે પ્રસવ્યો એક પુત્ર; ખટ માસના અપવાસ, કર્યા પચખાણ કરીને; ઓછો રહયો દીન એક, ખાધુ અન્ન પેટ ભરીને, જન્મ બધો જશ જીતીયો, મરતી વેળા નર તે નડયો; સમજશે તે સલક્ષણો, તેને અવતાર ધરવા પડયો. દોહરા—એમ વાત્યું હોય આપમાં,એમ સમજ્યો હોય સુત્ર; તે આશા મહારી કરે, પવીત્ર તણા જે પુત્ર; બીજા તો બેશી રહ્યા, ઘણા હેતથી ગર્થ;અણસમજ્યા આશા કરે,તે નિશ્ચે પડશે નર્ક, ચોપાઇ—જુવતી વચન સુણ્યું જેટલે,ચિતમાં ચતુર ચેત્યો તેટલે;પેલા ભવને પુન્યે કરી,ધારણ ધર્મની મનમાં ધરી; અજ્ઞાન હતું તે સર્વે ગયું,જાતી સ્મરણ તો તેને થયું; મહિપત ચેત્યો મન મોઝાર, નિશ્ચે એ તો મારી નાર, મારૂં કહ્યું એમ માને કયમ, સોએક ખાવા પડશે સમ; સાચા સત વાધે સંધાણ,અકલથકી પુરૂ એધાણ;સમાવું શામા કેરો શોક,લક્ષવશા બહુ માને લોક. દોહરો—અપવાસ કર્યા એક માસના, સ્વરગ સુખને માટ; જમતાં ઝેરજ ભાળીયું,વેદ ઉઠાડી વાડ.પોખ્યો પાલ્યો તે પુત્રને,માણવા સુખને માટ, વરધકાળે તે વધ કર્યો,વંશ ઉઠાડી વાટ;પ્રમદા પરણ્યો પદ્માણી, ઘણા ચડાવ્યા ઘાટ; પ્રીતે કીધો ખરખરો, વેદ ઉઠાડી વાટ; જોબન મધે જશ જીતીયો;ઘણી કીરત ગુણ ઘાટ;ચુકયા ચતુર થઇ વ્રધપણ,વીવેક ઉઠાડી વાટ; નવાણ ખોદાવ્યાં નીરના,ઘણા ચણાવ્યા ઘાટ;અંતકાળ સર્વ પુરાવીયા,વખાણ સુણ્યાં તે માટ;ગયો અવસર આવે નહી, કરજો કોટી ઉપાય; મરણ કાળે મન સ્થિર રહે, સેહેજે સ્વર્ગમાં જાય.

છપો—પુરૂષ ગયો એ સાલ,વખાણ સાંભળીયા વાતે; સમજ્યો શીળ સંતોષ, પચખાણ કર્યા જશ જાતે;પંદર દીવસે એક પક્ષે તરૂણી મનથી તાગી;એશી વરસ કહાડયાં એમ,ભાવટ તો મનની ભાગી;મરતી વેળા માનવી,સીધે મન જઇ અડયું; પાછો પડયો તે પાપમા, અવતાર લઇ અવતરવું પડયું,નારીનું નીરભે મન; પાઢી રહી પતીની પાસે જરા ડગ્યું નહી મન;આરંભની ન કરી આશે;ખાવાપીવા સુખ સેજ,હેત પતીશું પુરણ;કામ વાસના નહી કાય.ચિંતા કીધી ચુરણ;મરણ કાળે તે માનની,સંભોગ ઉપર મન અડયું,ગુણકાને ઘેર ગોરડી,અધમ ઘેર અવતરવું પડયું,

ચોપાઇ—બધો શીયાળો ટાઢે મરે, ઉનાળે ડગલો રૂએ ભરે; આખો દવાડો

ભુખે મરે,માઝમ રાતે મલીદા કરે.જોબન બધું કુંવારા જાય,વૃદ્ધપણે પામે કન્યાય; ફકીરી કફની મન ધરે, પછી જગન મહારૂદ્ર આદરે. આગળથી પાણિ વહી જાય, પછી પાળ બાંધવા તત્પર થાય વદેરાઢ વેરીની રીત, પછે કરવા જાએ પ્રિત; વરત દીવસ તો ભોજન વહે,અન્ય દિવસ તો ભુખ્યો રહે;બાળપણે વિદ્યા નવ થાય,વૃદ્ધ પણે ભણવાને જાય;કરે જન્મથી કુડા કામ, પછે સંભાળવા માંડે રામ, ચાતુરમાસ નવ વરસે મેહ,થાય માવઠુ ચૈતર તેહ.નરનારી અવસર પ્રીછો પ્રાણિયો,તો જુવતી જીતિ જીણિયો. દોહરા—નરનારી પરણ્યા નેહથી,ધારયું વળતું ધર્મ, માનનીનું તો મન ડગ્યું. કીધું કુડુ કર્મ. કામની કંથને ઓળખ્યો, નરે ઓળખી નાર; પ્રીછયાં બહુ પટંતરે, પેલા ભવનો પાર. છપો—સો વાને એક વાત,કાંઇ નહી તેમાં કાચું; સુર્ય ચંદ્રની શાખ, સત્ય બોલુ હું સાચું.ભરતખંડ સુખ શુભ ભોમ્ય,ગુણ ભદ્રા-વતી ગામે; નહાલચંદશા શેઠ નીરભે સુત નીરમળ નામે; પ્રેમદા નામે પદ્મની. પુત્રી સાથ શાહે તણી,પરણુગમે તો પ્રેમદા,તું ધણિયાણિને હું ધણી.ચોપાઇ—ચતુરા ચેતીમનથી મળે, બણે હેતેથી વળગી ગળે;તું સત્યવાદીને હું સતી, હું પ્રમદા તું માહારો પતી.રામા કહે સાંભળરે રાય,મહિપત સમજો તે મનમાંય;હું કામની એતો કંથ. પરમેશ્વરે મેળવ્યો પંથ; પુરણ પ્રીતે તું પરણાવ, લાખેણા એ લાડ લડાવ; શાહા પુત્ર એ સાચો હોય; કળી શકી નહી કોય. જેણે વ્રત ધરયાંતાં એહ, દેવરૂપે દેવાંશી દેહ;ગાંધર્વ વીવાહ કેરી રીત,પુરપતિ પરણાવી પ્રીત.છપો—જે રાખે સંતોષ તે મહીમા વધારે; જે રાખે સંતોષ, વેદના દેહની વામે; જે રાખે સંતોષ તે મહીમા વધારે.જે રાખે સંતોષ સહેજે તે સ્વર્ગ પધારે;સંતોષી જો જ । હોય છે, તેનાં પાપ સઘળાં બળે; સામળ કહે સંતોષથી, જન્મ મરણ ફેરો ટળે. ચોપાઇ—તેત્રીશ કરોડ દેવતાની સાખ,પરણાવ્યા વર કન્યા ભાખ, વરને કન્યા સોપી તરત, જેણે પાળ્યાં શીળનાં વરત, બીજો માલ આપે જેટલે. દુખીએ ના કહ્યું તેટલે; ન ખપે હાથી અશ્વ તાહરો, અનમી ટેક રાખુ માહરો; ન ખપે કમળ તાહરૂં એક,અનમી જાચીક માહારી ટેક. ન ખપે તારો એક દામ, હું ન કરૂ લીધાનું કામ.હું ક્ષત્રાણીકેરો તન, માગ્યાનું મહારૂ નહી મન;આશા ન કરૂ હુ તાહરી,પરણાવ જો સ્ત્રી માહરી; ક્ષત્રીની ખબર સાંભળો, બળે દોરી ન મુકે આંબળો. ક્ષત્રી કોનું ન ખાએ અન,ક્ષત્રી કોનું ન જાચે ધન;અંબળાતા અંબળાતા કરે, ટેક ન મુકે ભુખે મરે,ટેકી ક્ષત્રી મારી જાત ભુપત પ્રીછે ભલેરી ભાત. સૌને આપનારો શ્રીનાથ,તમ આગળ જોડું કયમ હાથ. દોહરા—વીક્રમજીત કહે વીર સુણ,તેં કહી વાત વીવેક,તેં કહી ને મેં સાંભળી,તેમ તું સાંભળ એક ગુણ તાહારાથી હું ગયો, ઠીક જોયો મેં ઠામ; સરવે માલ એહ તાહરો, મેં શું કીધુ કામ. પ્રાક્રમ જો હોય માહારૂં, મેં શું કીધું જોર; તમે મોકલ્યો હુ ગયો. વાત તણો અંકોર. પ્રાક્રમ જો હોય માહારૂં, ના આવત તારે અર્થ; મારા

પુન્યે હું ગયો, તાહારા કર્મનો ગર્થ, તાહરો માલ તે તું લહે, તાહરા કર્મની આડ; સાંભળ પણ શું માહરૂં,દેખે તો દેખાડ;બીજી વાત એક સાંભળો.તું શીમાડો રાય, હું ચકવે પૃથ્વીપતી,વાત ધરો મનમાંયઃસલામી લઉ સદા,હોડ પગેથી હાથ; શીરપાવ આપુ સેહેજમાં, વારૂ કરો વીખાણ, રાજ આપુ જો રીજીયે, ખીજુ તો લુંટી લેઉઃરીઝયો તારી રીતથી,શીરપાવ સરવે દેઉં.આપવા જોગ સદા અમો,લેવા જોગ તું લાખ; શાણા હોતો સમજજો, શાસ્ત્ર તણી એ શાખ. તુને વાત ત્રીજી કહુ; જો માને તાહરૂં મન;એ કમળ આપુ તને,ત્યારે તો લેવું જળ અન.પ્રતીજ્ઞા મારીજશે, તો જાશે મારો પ્રાણ; જીવદયા પ્રતીપાળ તું,સત્યવાદી સુજાણ,ચોથી કહુ ચતુરનર; સાંભળો સઘળો સાથ;શ્વસુરપક્ષ મોશાળમાં,હેતે લે સહુ હાથ,ઘણા હેતથી હું ગયો, એ ગુફામાં એન; કોડે લાવ્યો કામની, એતો મહારી બેહેન; કરૂ દાન કન્યા તણું, દીધાં જેઇને જ્ઞાન. માટે આપુ મન કરી,લ્યો મન સુધી માન. રાણારાયને રીધ્ધપતી, અનમી અહંકારી અનાથ;સસરા આગળ સરવકો,હેતે જોડે હાથ.સલામ કરીને કર ધરો, સોપું માલ સમેત; સુખ પામી તે સુંદરી. હરખે ઊપન્યું હેત. વીક્રમ ફરી બોલવા ગયો. માનનીએ મરડયું મુખ; સાચું બોલરે સુંદરી, દેહમાં છે કાંઇ દુખ. ચોપાઇ—ગુણ સાગર પૃથ્વિ તુજ ધણી, એજ સીમાડો માહરો ભણિ; ભુપત અને કરવી ભેટ, પડે ધ્રાસકો પોહોડે પેટ. બાળ વિના જે શિક્ષા કરી, ચીત થકી કરવી ચાકરી. ભોગ ઘણા ભામની ભરથાર, આવે ત્યાંહાં તારા અસવાર ચર્ગે રહેવું તજીને સુખ, દાવાદળ સમ એ દુખ. પરવશ રહેવું જો નવ પડે તો સઘળું સુખ શરીરે અડે.તુજ સરખો મોહોટો શીર તાત, દુખની કેમ કહેવાએ વાત; વનીતાનો બોલ મનમાં વસ્યો, હેત ઘણેથી રાજા હસ્યો. દોહરા—ત્રાંબાને પત્રે લખી લક્ષધા આપી લુહાણુ;માહારા દેખતે પરગણે,તાહરી વરતે આણ.ભરણુ ન આપશો મુજને, ન કરીશ ચાકરી મન; છત્રપતીનો છત્રપતી, આણ કોની અન્ય. વોળાવી વીક્રમા જીતે, અલખત આપી અપાર; કમળ હથીઆરને કામની,ભરે જે ભંડાર,અધીપત મન આણંદીયો, આપ થયો અસવાર; આપ આવ્યો ઉજેણમાં ક્ષણુ ન લાગી વાર જયજયકાર બધે થયો,ગડગડીયાં નિશાન;મોતીવધાવે વિશ્વમાં,જાચીક કરેવીખાણ; રાજ કરયું અતી રંગમાં. ભરતખંડમાં ભુપ. સાક્ષીઓ ચાલી શાસ્ત્રમાં. એવો રાય અનુપ; મોટું સીંહાસન અધીક, ધર્ણી રીધ ઘરસુત્ર; પ્રજાપાળે પ્રિતથી, પેટ તણા જેમ પુત્ર. નથી થયો અવની વીશે, કો થાશે કો થાય; કામ કર્યાં છ કોટીધા અકળીત કોન કળાય;ભોજપ્રતે કહે પુતળી,ધન્યદા પુન્ય પવીત્ર;રાજા રૂદે વીચારજો, વીક્રમ નામ ચરિત્ર, રળીઆત થયો તે રાયજી,કીર્ત સુણીને કર્ણ; કાળીદાસ માધે કયા,વીક્રમનાં રૂડાં વખાણ. શ્રીગોડ માળવી વિપ્ર શુભ, શામવેદી છે સાર;સુત તે વિરેશ્વર તણો,એને અક્કલ અધીકાર. શેવક શિવ શક્તિ તણો,દિવ્ય કવિનો દાસ;

બ્રાહ્મણ ભાટ ચારણ ભલા, આજ્ઞાથી અભ્યાસ, ગુણનીધી ગુજર દેશમાં, અમદાવાદ અધીપતી,વાસ વેગણપુણ વીપ્રનો,માહા મનોહર માત;સુત શ્રી વીરેશ્વરતણો શામળજી નીજ નામ, પીતા પુરૂશોતમ તણો, કરત નીત શુભ કામ; સીંહજ ગામ શીરોમણી, માતર પ્રગણા માંહ;રખીદાસ મનજી તણો,વસે રૂષી એક તાંહ, લક્ષધા લાજ લેઉવા વીખે બુધસાગરનાં બીજ;સપુત સલક્ષણા, ભાવીક રૂડી ભત્રીજ.કવી તેડયો કોડે કરી,શુભ દીધાં સનમાન; પૃથ્વી કરી પસાયતે, ખાનપાન ધન ધાન. ગ્રંથ કરો ઉત્તમ નવો,પરમારથ જે પુન્ય;ધર્મ કામને અર્થ મોક્ષ,નેક ન રાખી નુન્ય તે ગામમાં મહાદેવ છે,દેવ વડો દાતાર,મોદીક ચડે ચોખા તણો,મહીમા અપરમપાર; વિરેશ્વર વીસંભરે, મોહોટમ પદવી મેહેર; ચોખાનો લાડુ ચઢે, સવા બેમણને શેર, મહીમા શ્રી માહાદેવનો, રખીયલ પુન્ય પ્રતાપ;શામળ વીપ્રે વરણવ્યો, ગ્રંથ અનોપમ આપ. વીક્રમ મહિમા સાંભળી, આણી મનમાં ભાવ; મનવાંછીત માગ્યા મળે. ભવજળ તરવા નાવ; પુન્ય કરજો સહુ પ્રીતથી, શાસ્ત્રજ પુરે શાખ; આપે એક અવની વીષે, લે પરલોકે લાખ; એવું સાંભળી આપશે અન વસ્ત્ર દક્ષણા હાથ;આ લોકે જશ વધસે, પરલોકે પ્રભુ નાથ;શામળભટ શ્રીગોડ શુભ, કવીરાજ કહેવાય; શેવક સહુ વીપ્રજ તણો, ગોવિંદ તણા ગુણ ગાય; શ્રીંકર સહુ કવી તણો, રૈયત સહુનો રાંક;અધીક ઓછું એમાં હશે.ક્ષમા કરજો મુજ વાંક.ભોજપ્રવ કહ્યું ભામની વિધા વાણી વિલાસ. શીક્ષા એ છે સરવને, પરમેશ્વર પુન્ય પાશ; આકાશ પુતળી ઉપડી કથા સંભળાવા કર્ણ,એવાં પ્રાક્રમ જો કરો, તો ચતુર ધરજો ચર્ણ,પુન્ય કરે તે પાકમી,ઇશ્વર પુરે આશ;એહ કથા પુરણ થઇ,કહે કવી શામળદાસ,શ્રોતાવક્તા સમજતા, કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ.

## વારતા ૧ થી શીંગલ દ્વીપની.

માનવંતી નામની ચોથી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ ચોપાઇ—શ્રી મુખ શેવુ સારદા,જેમાં કષ્ટ ન હોય કદા; હંસ વાહની મોહોટી માત, જેની વાણી વેદ વિખ્યાત; વેણા પુસ્તક તે ધારણી, લક્ષધા કોટી કલ્યાણ કારણી; તું માતા તુઠી જેહને,કવીજન કીધા છે તેહને;તું પુરે મનની કામના, નવખંડ ચાલી નામના, આપો બુદ્ધ શ્રી સ્વામી મુખે,કરૂં ગ્રંથ સતવાદી સુખે;શ્રી ગણપત દુંદાળો દેવ,સુર સનકાદીક કેરી શેવ;તેત્રીસ કરોડ પહેલો પુજાય શુદ્ધ બુદ્ધ રીદ્ધ સીદ્ધનો રાય, સેવા તો સીંદુરે સાર; અમરત મોદીક આપ્યો અહાર;શીવસુત શ્રી પારવતી પુત્ર,ચીંતામણી કેરાં ઘરસુત્ર; કલ્પવ્રક્ષ જેને બારણે, શેવું પદ સીદ્ધી કારણે,આધશક્ત ઉમીયા ત્રં ઇશ,શેવક હું નામુછું શીશ. દોહરા—કૃષ્ણ કૃપાળ રાધે રમણ, જાનકી જીવનરામ;મટે કોડ પાતિક સરવ, જપતાં નીરમ

ળ નામ, માત તાત ગુરૂ ઇષ્ટને, ચરણે નામુ શીશ; વરણવું વીક્રમરાયને, કૃપા કરો જગદીશ,પુન્યકારી પ્રભાના; પુન્યકારી પુન્યરૂપ; નગ્ર ધારા નરેંદ્રપત, ભોજરાજ ભડભુપ. બ્રહ્મ ભોજન બહુ પ્રાક્રમી,પંડીત હાર્યા પ્રમાણમાં;કલ્પવ્રક્ષ કવિયો તણા, અખીલ દેશમાં આણ;ચરચા ચતુર ભુજ તણી,ખરી વાતની ખોજ;વિશામો વીપ્ર જ તણો, ભવ નીવારણ ભોજ. સવા લક્ષ એક સહજમાં,આપે અદકા આપ; સીંહાસન તેને જડયું, કાંઇક પુન્ય પ્રતાપ;રત્ન જડીત્ર કંચન તણું,ઉંપમા અતી અપાર, દરશન દુરલભ દેવને,સ્વર્ગ લોકનું સાર,પુરવે વીસ્વકર્મે ઘડયું,શીવને કીધુ ભેટ; આપ્યું તે પછી ઇંદ્રને, કોઇક કાળે નેટ; વાસવે સોંપ્યું વિક્રમને,દુખ ભંજન નરેશ; કોયક સમે આવિ ચડયું, પૃથ્વી માંહે પરવેશ; શોભા તેમાં સ્વરગની,વઇકુંઠ વિમાન; કૃતવના કુબેરની, ઓપમ એ અનુપાન પાછળ બત્રિશ પુતળી, પદમની જુગતેં જોડ;જાણે સજીવન સુંદરી, ગુણ સાગરણી ખોટ.ભોજે કહાડયું ભોમથી, પ્રમાણ કરી બહુ પેર; શોભાવ્યું સભા વિષે,ઘણા હેતથી ઘેર; શુભ ગંગોદકે શુભ કરયું, અક્ષત ચંદન લીધ અમરત ચોત્રકીયું અધીક, પુજા બહુ વિધ કીધ; બ્રહ્મભોજન કરાવીયાં,દશ કોટીધા દાન;નૃપ મળ્યા નવખંડના,મહીપતને દીધાં માન; વિપ્ર તેડાવ્યા વેદીયા,લાખેણુ મુહુરત લાગ. પ્રદક્ષણા પુઠે કરી, પરઠયો જમણો પાગ, માં માં માં કહ્યું પુતળી, મહીપત પ્રતે મુખ; પગ માં ધરશો પુરપતિ,દેહ પામશો દુખ. અચરત પામ્યો અધીપતી, હેતે જોડયા હાથ. નકારે કર્યાં કયાં નાર તે, બોલ્યા સ્યામા સાથ;પુતળી કહે રાજા સુણો,ભલા ભોજ ભુપત; સત્યવાદી સુલક્ષણા, નિરમળ મહીમા મત. વીક્રમ અવતાર વાસવ તણો, આ લોકે પણ ઇંદ્ર; શોભ્યો રાય સમસ્તમાં, જેમ તારામાં ચંદ્ર,તરતિબે આસન હતું, તેવો જે કોઇ થાય; તેવાં પુન્ય પાક્રમ કરે, તો ધરે સિંહાસન પાય, પર પરાક્રમ પરમારથી, પરદુખભંજન ભુપ; પ્રાણ આપે પરકારણે,અધીપતી અકલ અનુપ, ભોજ કહે સુણ ભામની; વિકરમસેન વીખાણ, કૃત માંડીને કોહો મુને,પંથ કરે પરમાણ,કયાં વાધ્યો કયાં ઉછરયો કયાં કીધું રીધ રાજ; દુઃખ ભાગ્યું દુનીયા તણું,:કેવા કૃત પરકાજ.

ચોપાઇ—કરણ અવતાર તણી તે કથા,જોગ વાતમાંડી કહું જથા;તે સાંભળતાં પાતીક જાય,નરનારી સહુ પાવન થાય; ભરતખંડ જંબુદ્વીપ જેણ, અધીક મુક્તિ પુરી ઉજેણ. ક્ષીમા ત્રટ ગુણવંતિ ગંગ, સ્વર્ગ માર્ગ તણો તે સંગ; મહા કાળેશ્વર મોહોટા ઇશ,જોતીરંલીંગ શોભે જુગદીશ. હરસીધ માત હજુરી ઘણી,ચાચર સૈન્ય ગામજ તણી, ઇન્દ્ર પુત્ર પામ્યોતો શ્રાપ, ગરધવસેન થયો તે આપ; દેવરૂપ દેવાંસી દેહ,ગુણવંતી ગુણીઅલ તેહ.ત્રંબકવડ તેણે તો રચ્યો,મહામનોહર મહીમા મચ્યો; હાંકી હેતે જીત્યો હોડ,કન્યા બે પરણ્યો તે કોડ; બેટી ત્રંબકરાજા તણી, ગુરૂતાપણે ગુણવંતી ઘણી; પ્રૌઢ ગર્ભ ત્રાક્યો તે પેટ, પંછ નારીયો નાઠી નેટ;એણે બાળક બે

જણ્યા,જશવંતા ગુણવંતા ઘણા;એક ભરથરી ભારે ભુપ,રાજ તેજ રઢીયાળુ રૂપ; ભુપત કેરા જીત્યા ભોગ, જરા જીતીને લીધો જોગ. કહેવાશે આગળ કથા,જે જોગી કહેવાણા જથા; બીજો પુત્ર વિક્રમ વીર, નાનો પણ ધોરંધર ધીર. જેણે જીત્યો વીરવૈતાળ.કઇંક દુષ્ટના આણ્યા કાળ;કંઇક લોકનાં ભાગ્યાં કષ્ટ,શોભાવી જેણે બહુ શ્રષ્ટ;જેણે જીત્યા જે પંચદંડ,પૃથ્વીથી ટાળ્યું પાખંડ;અહરણી જેણે અવનિ કરી, ભીક્ષુકને ઘેર રીધજ ભરી;મુક્તિ પુરી મહિમા મુલ્ય,ઇંદ્ર પુત્ર ઇન્દ્ર સમતુલ્ય;પૃથ્વી પત પુરંદર પાક, જોતાંશ કુખ લખાણી શાચ. સાગરમાં શુક બોળે ચંચ, સતસુદ-માં કણકા પંચ; કંઇ વીદ હું મહીમા કહું, લક્ષણ બુદ્ધિ સારી લહુ; પ્રધાન રાજ પોતાનું કરે, પોતે પરદુઃખ ખોતો ફરે; જીવ્યો ત્યાં સુધી જશ લીઓ, સુખ નીંદ્રા ભોજન નવ કીઓ;ન ફર્યો સુખે સ્ત્રીના સંગ; ન કર્યો રાજ વૈભવ રંગ;ન કર્યું વા-હાલું દેહ કે દામ, વહાલું એક પરમારથ કામ; વહાલુ પુન્ય પરમારથ હોય, પાપી જન વહાલો નવ કોય. આણ ધરમ મારગની ફરે;ન્યાયશાસ્ત્રથી ન્યાયજ કરે;રૈયત શતરૂ કે મિત્ર, પુત્ર પરીવાર સમજે છે ચરીત્ર. જીતી નીંદ્રા જીત્યો અહાર,અલખત પામ્યો અપરંપાર, લઘુ લાઘવિ વિદ્યા ભણ્યો, સહોદર પરનારી તણો; પરકાયા કરે પરવેશ, એવો સીધ તણો ઉપદેશ. એક સમે નીંદ્રાવશ હોય, જાગ્યો ઝબકી જુગતે જોય;ઉઠ્યો તે વેળા આળસ તજી,શ્રી ભગવાન ભુદરને ભજી;તે વેળાતો થયો તયાર, બાંધી સકળ ભાથા હથીઆર; અંધપછોડો ઓઢયો અનુપ, ભલી ભાતથી ચાલ્યો ભુપ. ખડગ લીધું છે ચોધાર, હરસીધ તણું આપ્યું જે સાર. ગુપ્તનીધાંન નીકળ્યો બારણે, નિશા ચરચાને કારણે; જોયો ધડ ઉજેણી વાટ. રાજા ચાલ્યો વનની વાટ. અકસ્માત અજવાળુ હોય. તે તો રાજા દ્રષ્ટે જોય. દવ બળતો હશે કોઇ દુત,ભય પમાડયા આવે ભુત;વપુ માંહે તો સંદેહ વસ્યો,ધર્મવંત તે સામો ધસ્યો;રાજા પાસ ગયો જેટલે,ચીતા બળતી દીઠી તેટલે.ચીતા રચી છે વિવિધ વિવેક,પાસે નર ઉભો છે એક. તેણે નાહી સ્મરણ કર્યું; ચીતામાં પડવા મન ધર્યું; ઝંપાવા માંડ્યું જેટલે, વીક્રમે દીઠું તેટલે; હાં હાં કહી ઝાલ્યો હાથ, પુંઠળથી ભરાવી બાથ; શા માટે તમે દુખીઆ થાઓ,શા માટે તમે બળવા જાઓ. દેવ સરખો કાં બાળે દેહ, દુખ મુજ આગળ કહો તેહ. શા માટે પરહે છે પ્રાણ, સાચુ ન કહે તો ઇશ્વર આણ.સાચુ ન કહે તો સીધી સાચ, પ્રલેકાળનું તુને પાપ. દુનીઆને બહુ વાધ્યું દુખ, દસ વીસ ગાળ દીઠી છે સુખ. મેહેલ મનં તું ચીતે ચોર,શું કરે વણ સમજે સોર;દુખ દે છે મુજને શા માટ, તું જા ભાઇ તાહારી વાટ. મુરખ તારૂ મનડું હોય, દુખ વના મરે નહિ કોય. દોહરા—આ મારગ તું તાહરે,હું લાગું તાહરે પાગ; ખોટી કરે લે તું મને, હોલાશે મારી આગ. લોક ભોગે હું આવીયો, જુલમ કરતો જેહ; જે ભોગે હું ની-

સયો, આગળ આવ્યું તેહ.વાહાણું તો વહીને જશે, ટાઢે ગળશે હાડ;તું મારગજા તાહરે,હું માનું તાહરો પાડ; વિક્રમ કહે ખોટી થશો. તે આવે તુજ કાય;વાત કહ્યા વીના મુજને, મારગ નહી જવાય. હું કહું તે સાંભળો, તેણે શું કાજ; માહારા દુખની સાંભળી, આવે તુજને લાજ. તસ્કર વિદ્યા નીકળ્યો, રમવા જાઓ જાર; એવામાં ઇહાં આવીયો,કરવા મુજ વીચાર. તેજ મળે લંપટ થયો, તુજ સંગે થયો ચોર; જે છું તે તમે જાણુશો, કહો વાત અંકોર. ચોપાઇ–તાહરે તે બોલ્યો દુઃખી, સાંભળ ભાઇ કહું તે મુખી.જાતે છું બ્રાહ્મણનો વર્ણ,સાંભળ દુખ બોલી કહું કર્ણ વસે વેગળે માળવ દેશ; પુર્ણ પાઠ ભણ્યો છું બેશ; જોબન સ્ત્રી માહારે ઘેર હતી, પતિવ્રતા ધર્મ પાળતી;સાસદપક્ષતણે હું તો શર્ણ,થોડેક દીન પામે તે મરણ;મુજને તે શું હતો નેહ, પ્રીત જેવી બપૈયા મેહ. પહેલું તો હતુ જે દુઃખ, હવડાં થયું તે કહું છું સુખ; દીન ઉપર દીન તે વહી ગયો, તે દુખ કેરો પાર ન થયો. કર્માનુસારે કરતો આહાર. જેમ સઉ વરતે સંસાર; એક દિવસ શુકલ ચતુરદશી,પોઢયો હું જ્યારે થઇ નીશી. નિશા પોહોર ગઇ જ્યારે, સ્વપ્નુ એક લાધ્યું ત્યારે; હું જાણુ જે વનમાં ગયો, એટલે જામ બીજો એક થયો. પાસે નહી જન બીજો કોય એ સ્થાનક કઉતક હોય, હેવે એક દીઠી હાથણી, જાણે અઇરાવત સાથણિ.અનેક આભુષણ દીસે ઘણાં. અંકુશ અંબાડી શોભા તણાં; શમીપ પાસે આવી છેક, ઉપર બેઠીતી સ્ત્રી એક; બીજી ચમર કરે એક પાસ, તે જાણું છું તેની દાસ; એવો કામનિયોનો વરૃંદ, જાણે શરદ નીશાનો ચંદ. એવું સ્ત્રીનું મુખ ઉદયોત,જે વિ ચીત્રામણની જોત; પહેરયાં વસ્ત્ર તે અતી અનુપ, શું વખાણું તેનું રૂપ; નાગ કન્યા કે દેવાંગના, નહી બીજી સ્ત્રીની સંગના, જેવી ઇંદ્ર તણી અપછરા, મોહ ભાગી મદની મછરા. શરદ પુનમ જેવી જામની, નહી ભુતળ એવી ભામની; પદમણી ચીત્રાણીના ચેહેન, અતિ મોહની પલકારે નેન; કનક ચુડો કંચુકી હાર, નખશીખ શોભા અપરમપાર, કે એ રંભા કે મોહની કે રાણિ હશે કોયની. મેંતો રૂપ નિરખ્યું તેહ તણું,તેહનું બાણ વાગ્યું દઇ ત્રણું; કરી માનમાં દીધો મને સાદ, દીધો તેણે આશીરવાદ, તે બહુરૂપી બાળ,કર ઝાલી મોતિ વરમાળ. આવ્યો સમીપે મોટા બ્રહ્મ, આજ થકી ફરયું તેજ કરમ; અમો સકળ સમરૃધ આણું તુજ ઘેર, સ્વામી સ્થાપીને શેવા કરૂં, વચન આપ મુસ્તક હું ધરૂં. દિઠું હેત મેં નારી તણું; હાથે સાન કરી તે સાર, વળી સાદ કરયા દસબાર;હું પાસે જાવા લાગીયો. એટલે ઝબકીને જાગીયો; પડયો અટબડી ખાટ,તરફડતો તે માણેક માટ. દીઠું તેતો અલોપજ થયું, સુખ સપનાનું વીતી ગયું;પડી કાળને ઉંડી ઝાળ,ગઇ હાથથી સ્ત્રી વરમાળ; જાતાં રીદ્ધ આગળથી ગઈ, જાણું જે અહીં ઉભી રહી, હેતના મુખની બત્રીશી તણિ, તેની પીડા મુજને ઘણી;સાચુ કહું તમ આગળ કથી,તે મહેથી રે-

હેવાતું નથી; કો આગળ કહું ને શું કરૂં, મહાદુખથી વણ ખુટે મરૂં. બીજું દુખ મનશુ ભાગીએ,ભારે દુખ તે કયમ રાખીએ;વળી વિચાર રૂદીયા પખે,વિક્રમ દુખ ભાગી શકે. રાજા પાસ જાય દુખીયા ઘણા,કરે કામ વિક્રમ તે તણા;જતો તો ઉજેણી જાણ, એવે નીશા પડી મુજ આણ,વીચાર્યું રૂદીયા સાથ;હઇડુ રાખ્યું મેં મુજ હાથ;શમણામાં રાજા શું કરે,શી વસ્ત તે મુજ આગળ ધરે, માહારો કયમ સરે તે અરથ, ઘણી આપે તે રાજા ગરથ; દેવરૂપને દુખ કયમ દેઉ, તેનો દોશ માથે કયમ લેઉ, લોક મુજને ઘેલો કહે,કહે શમણું સાચું કયમ રહે; વાત એ ખોટી લાવીયો, રાયને દુખ દેવા આવીયો; તાહારે હું તો હળવો થાઉં, ઉજેણીમાં હવે નહી જાઉં; આખરે માહારૂં દેહ મુકવું,વાયદે શીદ વ્રત ચુકવું.પંચ ઠટાળી કરશે લોક,કહે છે દુખ દેહછે એ ફોક; એવો મનમાં ઘડયો મેં ઘાટ, કર્યા એકઠાં અગ્નિ કાષ્ટ; જેમ મુજને દહાડા જાય; ઘડીએક વરસ સઊ સાથ.મરવું મુજ લાગે સોહલું,દુખ સ્ત્રી તણું દોહલું, એ તુજ આગળ કહ્યા મેં ભેદ,નથી બીજો માહારે મન ખેદ;માટે તમો પંથ પરવરો, જાતા હોય તે કારજ કરો,સાંભળી માહારા મનની વાત; મુકી દે ભાઇ માહારો હાથ;માહારૂ કામ કરવા દીજીએ, ખોટી મુજને નવ કીજીએ. દોહરો— તેહ તણું દુખ સાંભળી,બોલ્યો વિક્રમવીર;તાહારૂં કામ અમો કરૂં,હૈડે રાખો ધીર; છોડ શોક મનડા થકી, કાળજડું થીર રાખ, ભાગુ દુખ તાહારૂં,તેનો અગ્નિ શાખ; માસતણી મતલબ કરો,ધરો દેવીનું ધ્યાન, તે સ્ત્રી પેદા કરૂં, નીશ્ચે આણી આપું માન; પરણાવું તે પદમણી.શમણે દીઠી જેહ,અનઉદક મુખ નવ ધરૂં, લક્ષ પ્રતિજ્ઞા તેહ; તારે વીપ્ર તે બોલીયો,વાત કરે એ જુઠ; પાપીનું એ પારખું,ઢીંગ થઇને ઉઠ. પરદુખભંજન સાંભળો, અવની વીકરમરાય; તે વીના નહી કોનો આશરો,તો તુજ થી કયમ થાય.નથી ગર્થ માહી કને,નહી વસ્ત્ર વપુવાસ;તમે હશો કાંઇ તાકતા,મુકો તેની આશ. સ્વમાનું સુખ માહરૂં, ઇશ્વરથી ન અપાય, બીજુ હોય તો જાચીએ, આપે વિકરમ રાય,પાણીમાં નવ નાંખીએ,સોના કેરી ઝાળ;વીક્રમને જઇ શું કહું, શમણે દીઠું આળ;જુડો જુઠો સહુકો કહે, સાંભળતામાં લોક;અન્ય ઘટતું બોલીએ, તે મન જાણ્યું ફોક; નહિ તાહરો આશરો, તાહારૂ વચ ન ચુક,કામ સરે કયમ તમ થકી, મીથ્યા લવરી મુક; તાકે છે તે તો નથી,વાહન વસ્ત્ર કે ગર્થ;જાઓ કોઇ વસ્ત વીખે;જ્યાંહાં સરે તમ અર્થ. ચોપાઇ–દુખીઓ એમ બોલે તે મુખી,કરે કુણ મુજને તે સુખી;ફરી પ્રગટે કોઇ જ્યારે રામ,તે દીન થાય અમારૂં કામ.ઉગે જો પશચીમમા રવી, તો નરખું નારી નવી; ગંગાજી દક્ષીણમાં જાર, તોયે કામ માહારૂં નવ થાય; મેરૂ ચળે ડગે દીગપાળ, તોય ન મળે નારી વરમાળ; ફરી અવતાર વિસ્નુજી ધરે, તોયે કામ માહારૂ નવ સરે. દોહરો–શમણુ સાચું હોય નહી, ડાહયો હા કહે કયમ;

દુખભંજન એક સાંભળો, વીકરમ ઉજેણી ગામ; એક દુખ બીજું હસું, ખાતર ઉપર તેલ; પરહર દુખ પેંદા થયું,તું મીથ્યા લવરી મેલ; તું કયાંહાંથી પેંદા થયો, કેહેને તારૂં નામ; વિકરમ કહે છે વિપ્રમુખ; રાખો હઈડે હામ; શેવક હું તુજ ચરણનો, વીકરમ મારૂં નામ; ચરચા જોવા નિસરયો,જોતો આવ્યો જામ, સુખ સપનાનું સત્ય થયું, તે બ્રાહ્મણ તુજ ભાગ્ય;પરણાવું તે પ્રેમદા,તો મુખ લેઉં નીર;મહિનામાં મેળો કરૂ,તો જાણો વીક્રમ વીર. કદાચ કામ થાયે નહિ, તરૂણી નમળે માઉં, આ સ્થાનક ચિતા રચું, બળશું આપણ બેઉ; બોલ્યુ અબોલ્યું થાય નહિ, માથે છે હરસીધ ઇશ; એક માસે મેળવું માનની,તજ રૂદયેથી રીસ.વિશ્વાસ આપ્યો તે વીપ્રને, પુરણ હેતે પેર;માસ તણી મેહેતલ કરી,ઠરી રહે તુજ ઘેર.સમ દીધા બહુ સામટા, બ્રહ્મહત્યાદીક પાપ; માસ ચઢી મંદીર રહો. હું આવું આપોઆપ.

ચોપાઇ–રાખ્યો વીપ્ર ગુણવંતે ઘેર,પછે પ્રભાતે શી થઇ પેર;હિમત રાખી હાતો કહી,મહિપતને મહા ચીંતા થઇ.દહાડા ત્રીસ કાલે વહી જશે,વીપ્ર વાયદો પુરોથશે; શું કહું કો આગળ વાત, આરાધુ જઇ હરસીધ માત. ક્ષીપા ત્રઠ ગાંધરવ મશાણ, ભુત પ્રેત ભૈરવનું રાણ; બાવન વિર ચોરાસી સિદ્ધ,છપન કોડ ચામુંડા નીધ.સીધવડ ગાંધરવ ગંભીર, ગંગા સમાન ક્ષીપ્રાનું નીર; શ્રી હરસીધજી મોહોટી માત, વર દેયણી વૈષ્ણવી વાત.પ્રગટ કરી જે વ્રતની જોત,કહિ અજવાળું અતિ ઉદ્દોત; કર્યો કુંડ કુંતાસન કાજ, રાજ રીધ કર્યું તે તાજ. જવ તલ અને પંચામ્રત ખીર, શરવે હોમ્યું વિક્રમ વિર; તોય માત નવ થયાં પ્રસન્ન, દીધું નહિ દેવિએ દરશન. આહા નીશા પાસે નહિ કોય,વિક્રમસેન વિચારી જોય.દોહરા–પુજા પુરણ નીશાથઇ, ઉદે થયો જવ દિશ;આહુતી પુરણ કરી; છેદવા માંડયું શીશ. કાહાડી ખડગ કોટે ધર્યું, પ્રસન થઇ તવ માત; હાંહાં કરી હજુરથી, હેતે ઝાલ્યો હાથ. શા માટે તું દેહ તજે,શા માટે ધરે શોક;મજ સેવા પ્રતાપથી,વશ તાહારે ત્રણ લોક;અરે રાય પ્રથ્વી પતી, કહાવ્યો ચતુરસુજાણ;શું દુઃખ તુજને પ્રગટીયું;સેહેજે છોડે પ્રાણ.માગ માગ આપું તને,જે મન તારે હોય;તુજ શીર હાથજ માહરો,ગાંજી ન શકે કોય.પ્રદક્ષણા કરી પુરપતે, જોડીને બે હાથ; માહારૂં દુખ જાણો તમો, શું બોલું તમ સાથ. વીપ્ર સ્વપ્નામાં પરણીઓ, આરોપી વરમાળ;તે તો કન્યા કો તણિ,કોહોની બેટી બાળ. ગામ નામ ને ઠામ કહો, કોહો મળવાનો ઉપાય;પરણાવું તે વિપ્રને, સિદ્ધ મનોરથ થાય.કહે શાક્ત સુણો રાયજી,તાંહાં છે વસમી વાટ;ગામ ઠામ કહું તને,મેલો મન ઉચાટ. ચોપાઇ–નગર અનુપમ સીંહલ દેશ,જ્યાંહાં નારી નવજોબન વેશ; પદમણિ પ્રગટે છે પેર, શીંગલ દેશ તે ઘેર ઘેર. બીજી નહી કોઇ એવિ નાર, પ્રગટે પદમની ઠારે ઠાર: તાંહાં નવ જાએ કો માનવી,તાંહાં જાએ દેવ કે દાનવી;નવ જવાય ગાંધરવ કે નાગ, નવ જવાય અહંકારી આપ,નવ જાય ત્યાં કપટી કોય, વીકટ વાટમાં

ચોકી હોય; હેજ વાટ તણો કહુ વાંક, નવ જવાય રાજા કે રાંક.જે જાવાની ઇચ્છા કરે, ખુટયા વીના નિસ્ચે મરે;દુનીઆમાં જો જીવવું ચાહો, રખે રાય શીંગલમાં જાઓ. જોયું અમ્રત દ્રષ્ટે ભરી,દેહ રાજાની સાજી કરી; માતા માહારાં કષ્ટજ કાપ,વર દાન માગું તે આપ. શીંગલ જઇ લેઉ આવું નાર, આપું બ્રાહ્મણને આ ઠાર; તા'રે દેહ અમારો ધરૂ. નીકર વણ ખુટે હું મરૂ. નવ ખંડમાં જણાય જેમ, પાળો વચન માજી તેમ; સમણે દિઠું તે આપવું, કષ્ટ દુખીઆનું કાપવું.જાઉં છું શીંગલ પાંસરો, માહારે તો તાહરો આશરો; વાટે રક્ષા કરજો માય, પંથ ચાલવા માંડયું રાય. ત્યારે બોલ્યાં હરસીધ રૂપ, સાંભળરે સતવાદિ ભુપ;અદકી છે તે વાટે આંચ, પ્રૌઢ ચોકી વસે છે પાંચ. એક એકથી અદકી હોય, તે માર્ગ નહિ જાએ કોય;પ્રથમ રણુમાં જશો જ્યાં,વિકટ દૈત્ય વસે છે ત્યાં.રાંક શામદ જાએ શર્ણ,જુએ જે તે પામે મર્ણ;તે જનને બાળવાને જજો, સુરપુર તાંહાં ધીર વીર થજો.બીજી ચોકી રણમાં વસે,ચોપાસે અગ્નિ તો હશે; તે અગ્નિ તો નવ હોલવાય, જે જાય તે પ્રલે થાય.ત્રીજે ઠામ જશો જાહરે, દેખશો પંખી મોટા તાહરે; મોહોટી ચાંચ સેંચાણા નામ,માંસ આહારનું તેને કામ, તે ઠામ કોઈ નવ જાય, રૂધીર માંસ કરડીને ખાય;લક્ષ કરોડો અસંખ્યા વશે, દેખે માનવી ઉપર ડશે. તેથી ચોથો આવશે ઠામ, અભેદ પોળ છે તેનું નામ. હશે કરકશા તે બારણે, માનુશા આહાર તણે કારણે; ભુલ્યો ચુકયો કો જઇ મળે, વણપુછે તેને તો ગળે.વિકટ વાટ છે વરવો વેશ,તાહાંથી આવશે શીંગલદેશ; તે દેશમાં કોઇ જે જાય,વાહાણ પુતળી કાયા થાય.મનુશ થયા કાંઇ પાષાણ,શીંગલ દેશની એ એંધાણ; તે દેશનો વાયુ અડે. મનુષ પાષાણ થઇને પડે. સમીપ તાંહાંથી શીંગલ દેશ,પુરમાં નહી થાયે પ્રવેશ;લક્ષ કોટીધા હસ્તી વશે, દેખી હસ્તી તે ઉપર ધશે. મારે દંતસુર પ્રૌઢા પ્રહાર, હણતાં તેને ન લાગે વાર;મુજ પ્રજાનું પ્રાક્રમ હોય, તુજને ગાંજી શકે નહી કોય.માહારો તારા મુસ્તક હાથ.વૈતાળ વીર વડેરો સાથ;જઇ સીઘ્ર કરો એ કામ, વાટે હોલવજો મોહોટા ઠામ. શીશ વચન શક્તિનું ધર્યું,ડંડવ્રત કોડેથી કર્યું; પગલે પગલે પળીએ ધીર,તજ્યું આહાર નીંદ્રા ને નીર.રાજરીધ કરી તે તાજ, પરદુખભંજન વિપ્રનું કાજ; ભાવે પત્ર પોતાનો ભણે.ભય મનમાં કોઇનો નવ ગણે. આદ્ય અંશ છે મોટા પાત્ર, તે આગળ બીજો કુણ માત્ર; ધર્મ સખાઇએ જેને હોઇ,તેને દુખ નવ દાએ કોઇ.જેને પુન્ય વાહાલો છે ઘણો,તે અવતાર ઇશ્વર તણો;એહ તણો છે મોટા મર્મ,સહુથી અદકો તે તો ધર્મ.પંથ પળાયો વિક્રમ વીર, ગયો આપ ચોકીને તીર; મોહોટો દૈત્ય વિકટ વિક્રાળ, જેવો કોઇ કર્તાંતજ કાળ.

દોહરા—ઊંચો તાડ સરીખડો,પર્વત જેવું ગાત્ર;જક્ષ ભક્ષે મછ તેહનો,તો માનવી કુણ માત્ર.કાયા જાણે એક લોહની,પર્વત જેવો દેહ;રણમાં દિઠો રાયને,ધશીને આવ્યો તેહ. ચોપાઈ—દિઠો રાજાને જેટલે, ધશીને આવ્યો તેટલે;ઠીંઘા લાંબા તેને

હાથ, રાજાને ભરાવી બાથ. આજ દુખ અમારૂં ટળ્યુ,ઘણેજ દહાડે ભક્ષજ મળ્યું; ભુલો પડયો દિશે છે જાગ, પ્રગટયું પુન્ય માહરૂં ભાગ.તાહરે વિક્રમ બોલ્યો વાણ, આવ્યો છું તુજ લેવા પ્રાણ;મારે રાક્ષસ કેરો આહાર, માટે આવ્યો છું આ ઠાર.તેં કીધાં છે કુડાં કરમ, તને મારવા આવ્યો ધર્મ; રખે જાણે ભુલો પડયો, તાહરે માટે આવી ચડયો. આવ્યો છું તુજને સાંભળી, પોહોંચાડવા મન કેરી વળી; હેંડે બોલ વિક્રમનો વસ્યો,ખડખડીને તે તો હસ્યો.હા ભાઇ તું મારીસ મને, એવો બળીઓ દીઠો તને; એક ગ્રાસ માહારે છે તું, હવડાં મુખમાં મુકું હું.જે હોય તારો ઇષ્ટ દેવ, એક ઘડી તેની કર સેવ; દુનીયા તો પરવારીયો,તારે કાળે તને મારીયો, રહયો સાંભળી વીક્રમ ભુપ, પ્રચંડ કીધું સેહેજ સ્વરૂપ.લઘુલાઘવી વિદ્યા જેહ,તેથી બમણો કીધો દેહ; કરડી દાંત દિધ્ધ ડોટ, દૈત્ય ઉપર કીધિ બહુ ચોટ.તાહારે તે તો વિસમે થયો, દ્રષ્ટ ભરી જોઇને રહયો; દીઠો તો ન્હાનેરો બાળ,ઘડી એકમાં થયો મહાકાળ. માનવી નહીં કો કારણ જેહ, અકસ્માત વધાર્યો દેહ;પછે ચઢયો બે જણને ક્રોધ. વળગ્યા માંહોમાંહે જુદ્ધ. એક એકને મેહેલે ઘાવ, કો કોને નવ ચુકે દાવ;રૂદે ધ્યાન ચંડીનું ધરે,તે કયમ કોઇનો માર્યો મરે.જેને દ્રષ્ટ સાથે વૈતાળ,જેને ખડગ કોહોલું કાળ; જેને આવરદાનું જોર, તે આગળ ચૈતન સહુ ચોર. જેને ધર્મ પોતાનું સાય, તે કયમ કોઇનો ગાજ્યો જાય; પરકાજ જે કોઇ કરે, વીસ્નુ ચરણે તે તો ઠરે.વળી મનમાં જાણ્યું તેહ, આવરદે પડે નહી દેહ;એવું વિચારીને દે ઘાય,ધરે પાછો કોએ નવ પાય.દૈત્ય મારે છે જ્યારે સાંગ,ત્યાં જાણે ફુલ અડયું અંગ;ગડદે ગડદે મારે ફરી, પાટુએ પાટુએ ક્રોધે ભરી. મુષ્ટીએ મુષ્ટીએ બાથે બાથ,ચરણે ચરણ હાથે હાથ;દીંચણ દીંચણે પ્રૌઢ પ્રહાર, ઉછીનાં જેમ હોય વેહેવાર.એક એક ઉપર આયુદ્ધ પડે, એક પડે એક ઉંપર ચડે;બે જણને પોહોત્યો બહુ ભાર,કોઇ કોઇથી નવ પામે હાર. રાત દિવસ ને સાંજ સવાર, વઢતાં દિવસ વીત્યા છે ચાર;તાહારે દૈત્ય ઓશરીઓ તાંહ, ગયો પોતાના મંદીર માંહ. પાછે પગલે પોતે ગયો, રાજા તેની કેડે ગયો.

દોહરો—મોહોટું મંદિર દૈત્યનું, રાજ વૈભવ કે રામ; દેવ રચના કોઇ દેવની, અલખત અતિ અગામ.ચોપાઇ—દીઠો ત્યાં તો દૈત્યનો વાસ,લીલા લેહેર વિવિધ વિલાસ; પાકશાળા વીશાળજ ઘણી, શી કહું શોભા મંદિર તણી,પ્રવાળ રત્ન જડીત્ર પાટ,કનક દોર હીંડોળા ખાટ;હીચે છે ત્યાં તરણી એક,તેની શોભા વિવિધ વિવેક. ચંદ્રવદની મરગ નયણી વંક,સિહ કોટી કટીનો લંક કરે એકલી આપ કલોલ.અંગ શણગાર શજ્યા છે સોળ. વિશાલ ભાલપર મોહોટા કેશ,આપ રૂપ છે જોબન વેશ; રાય રહયો તે જોવા તાંહ,ગયો દૈત્ય તેના ઘરમાંહ,વિક્રમે રૂપ પોતાનું ધર્યું.સ્ત્રી પ્રત્યે વચન ઉચરયું દિશોછો કોણ શોભા સતી,કોણ પીતાને કોણજ પતી;કયમ આવ્યાં આ પાપી હાથ,મનમુકી બોલો મુજ સાથ;ત્યારે સ્ત્રી કહે વચન,સાભળરે ડાહ્યારા-

જન કનકવતી નગરીનો નાથ,કનકશીખર છે મારો તાત; ચંદ્રકામા માહારૂ નામ. કનક શોભા અતીધામ;રમતિ જમતી ભમતી ફરૂ,નીત નીત નવળી ક્રીડાકરૂ;એક દિવસ હતુ કોઇ પરવ, સાથ તેડીઓ સખીઓ સરવ. નાહાવા કારણ એકઠાં થયાં, રમવા અમો વાડીમાં ગયાં; સહુ મુજ શું રાખેપ્રીત, ફરે ફુદડીને ગાયે ગીત; રમત રણુતાં શોભાશી થઇ, હું તો વચમાં બેવી રહી;એટલે પાપી આવ્યાં તાંહ તતક્ષણ ઝાલી મારી બાંહ, ત્યારે પડીઓ સૌને ત્રાસ, નાશી ગયું કોઇ ન રહ્યું પાસ; ઝડપે બાજ હોલાણો જેમ, મુજને ઝડપી નાઠો તેમ માત સહોદર ચુકીયાં આ સ્થાનક આણી મુકીયાં, માહારા પીયરમાં ખબરજ મળી, રહયા હશે તે ટળવળી માહરી મુકી હશે ત્યાં આશ, હુતો પડી આ પાપી પાસ, મુજને દુખ દેતો નથી ઘણું,રાખે હેત એ મુજપર ઘણુ;એ હકીકત માહારી આપ,મળીયાં પંથી તાહરાં પાપ;રૂડે રીસ તો નહિ સાંખશે,જોતામાં મારી નાંખશે.કુળ ગામ તમારો વાશ,કેમ આવ્યા પાપીને પાસ; એને જોર તણી શી મણા, મારે પંથી જાતે ઘણા,એ આવશે ઘટીકા ત્રણ,ત્યાં સુધી સાંભળરે કરણ; નાહાશી ગયાથી છુટો નહી,એના હાથથી જાશો નહી,તાહરે બોલ્યો વીક્રમવીર, રાખી રૂદયા માંહે ધીર; ક્ષીપ્રા ત્રઠ ઉજેની ગામ,નરપત વીક્રમ માહરૂં નામ, ઇંદ્ર સરખો છે માહરા તાત, પ્રસન થયા હરશીદ્ધી માત; મહાકાળેશ્વર મોહોટો નાથ, તેનો માથા ઉપર હાથ. વીર આગીયો સાથે ફરે, અણચીંતવ્યાંતેકાર જ કરે; પર કાજે આવ્યાછું અમો પુછોછો તો સુણજો તમો. શીંગલદ્વીપમાં જાવું આજ, લાવું પદ્મમણી બ્રાહ્મણના કાજ; જુદ્ધ થકી અમો વિદારીએ, દુષ્ટજનને મરડી મારીએ એ રાક્ષસ ગયો ઘરમાંહ,નાઠો કે ફરી આવ્યો આંહ,માનવ માટે પુછું તને જે જાણો તે કોહોને મને, દોહરા—પ્રીતેબોલી પેમદા, સાંભળ ડાહ્યા રાય, એ દૈત મહા દુષ્ટ છે, તે જીત્યો નહી જાય. ઉપાશીક જક્ષણી તણો. તે સ્થાનીક તણી ગુંઝ; સ્વરગ મ્રત્યુ જીતી શકે,એવી એની બુઝ.તે પુજા કરવા ગયો સાધન અદકુ હોય;તે પ્રસન્ન જયારે થશે,જીતી ન શકે કોય. મુજને જો પર્ણો તમો તેનું દોજ વચન,તોજ મહોત એનું કહા, પાપી થાય પતન. આણશો નહી ખરખરો,થયું હશે વરત ભંગ સ્પર્શ નહી પુરૂષતણો, કોમળ છે મુજ અંગ.તેનો સુરજ સાખીયો પ્રતક્ષ દેજો મહા રાજ; વચન દો વરવા તણું, કરૂ તમારૂ કાજ,નહીતર દૈત આવી જશે,કરશે મારો-માર દ્રષ્ટ વિરજી તાહરો રહેશે ઠારોઠાર.ચોપાઈ—વિક્રમકેહે મુજ વચન લે,તું તાહારે હાથે મને દે;માહારૂ વચન કરે નહી લોપ, મહારી વાતથી ન કરે કોપ. માહારૂં કહ્યું જે નારી કરે, તે મારા ખાંડાને વરે જયાંહાં મોકલુ ત્યાંહાં તે જાય, મારી વેચી તે વેચાય કહુ વાત તુજ આગળ કથી, માહારે કો વાહાલું આજ નથી;માહારે વાહાલુ છે પરકાજ, આપવું પડે છે બધુ રાજ. કો માગે આપુ ઘર સુત્ર, કો માગે રાણી કે પુત્ર;કો માગે તો આપુ દ્રવ્ય,રાજ ધરી સામગ્રી સર્વ;કામનીએ તો દીધો કોલ બોલી

સાથ પરીયાનો બોર. તારૂ વચન પ્રમાણું આપ. લોપું તો બ્રહ્મહત્યા પાપ; પરસ્પરે દીધા વચન,રૂદયામાં રીઝયો રાજન.તારૂણી ધીરજ રાખો તમો,ઉંજેણી જઇ વરશું અમો;વળતી વિનતા વાણી વદે;રાજા વાત ધરજો રૂદે.દૈત્ય પુજાથી ઉઠશે જયહારે, નહી જીતી શકશે ત્યાહરે; તેજ ઠામ તમને નહી જડે, છે અગોચર દ્રષ્ટ ન પડે. અજુઆળમણી એક લીધો હાથ, પોતે ગઇ રાજાની સાથ; આસનવાળી બેઠો તેહ પર્વત જેવો તેનો દેહ.મીચ્યાં છે રૂડાં બે તેન, બ્રહ્માંડ ચડાવ્યા એન;આશન વાળી બેઠો હશે જક્ષાણ તેની પાશે.જશે તે પછવાડે રહેજો તમો સાચી શીક્ષાદેઉછું અમો: એક ચીતે ધરશે તે ધ્યાન, નહી સાન તેના દલમાંહ. જ્યારે ધ્યાન થકી છુટશે,આ-ળસ મરડીને ઉઠશે. પ્રદક્ષણા કરે જ્યાહરે,શીઘ્ર તમો થાજો તાહરે;તે આયુધ કરમા ઝાલજો; પ્રથમ ભોગ એહનો આલજો. કહેજો જે જે ચંડી માત, કરજો એ પાપીનો ઘાત; તે ઘાયો.પાંછો નહી ફરે,સીધ એ પાપી તો મરે. કદાચ ચોટ જો ચુકી જસો, ખોશો પ્રાણ ને દુખીયા થશો;તેના બોલ રૂદેમાં લીઓ,મણિ લેઈ મહીપત ચાલીઓ. ઘડી ત્રણ થઇ જ્યારે, પ્રસન થઈ જક્ષીણી તાહરે; તારી ચીંતા સઘળી ગઈ, પ્રસન આજ હું તુજને થઇ. લે તને આપુ ત્રિશુળ. છેદ તાહરા વેહેરીના મુળ.અજીત અ-ભેદ અનમત હશે, તે પલકમાંહે પ્રાજે થશે. લઇ ત્રીશુળ સુખીયો થા. માર શત્રૂને સુખમાં જા; ત્યારે વિચારયું વીક્રમરાય, હવે હું તેનો કરૂં ઉપાય. દોહરા—ધીરજે ઉઠયો ધસમસ્યો, ધન ધન માહરી માય;તુજ વીના મા મુજને,કુણજ પ્રશન્ન થાય. જે જે જે કરી મુકીઓ,ઘા ત્રીશુલનો જોગ;પાપીને પ્રાજે કરયો,લેજો ભવાની ભોગ. મારયો દહીત કટકા કર્યા, ક્ષણું ન લાગી વાર; આયુધ લેઇને આવીયો, કન્યા કેરે દ્વાર. ચોપાઇ—તે રામા નીરખે રાજન, માન્યું તે જુવતીનું મન;નહોહિ મારે હઇડે ધીર, વીશ્વાસ થયો એ વીક્રમવીર, સાચો રાય ઉજેણી ધણિ, લાવે પદમની સીંહલ તણિ, તેનો મુજને દ્રઢ વીશ્વાસ, હરસીધ માત તમારે પાસ.દઇત્યે હણ્યાતા લોકજ ઘણા, લુંટાથા ગરથ તે તણા. રત્ન કંચન અપરમપાર, ભરી મેલ્યા હુતા ભંડાર. આવ્યા હાથ થયુ તે કામ, સ્ત્રીએ દેખાડયો તે ઠામ: રાજા કહે રહો આ ઠામ. અમો જઇ આવુ સીંહલ ગામ;આવતામાં તેડીને જશું,ઉજેણ જઇ સુખીઆ થશું;રામા કહે ચતુર છે રાય, વિચાર કરો મહિપત મનમાય. ઘડા જેવું છે સ્ત્રીનું રત્ન, ઝાઝાં કરવાં તેનાં જત્ન.સ્ત્રી માણસ તે રાંધ્યું ધાન,રહે એકલી ત્યાં ઉપમાન;પગલે પગ-લે ક્ષણુએ ખોડ, રહે નહિ કોઈ એની જોડ.મુકી આવો માળવ દેશ, પછે કરો સુખે પ્રવેશ. તાહરે બોલ્યો વિક્રમરાય, પાછાં પગલાં નહી ભરાય; જે કો દુશમનથી ડરે, પાછાં પગલાં કાનર ભરે; ચોકી મુકી વિરજતણી, તે રક્ષા કરશે તમ તણી. પશુ પ-ખીને માનવ નામ, કો નવ આવે આણે ઠામ. ચોકી વીર વીકાળ, કપટે આવે તો આણે કાળ. કરી વાયદો ચાલ્ય, પંથ,બીક ન આણે કોની કંથ;પવન પહેલા ચા

લ્યો રાજન.ચાલ્યો એક નીશાને દન.પડી સાંજ થઇ સંધ્યાકાળ;દુરથકી દીઠી બહુ ઝાળ. તેની સંખ્યા કો નવ કળે, બહુ કારમી અગ્નિ બળે; આકુળવ્યાકુળ અહકો થાય, આ અગ્નિમાં કેમ જવાય,રૂદે વીચાર્યું વીકરમવીર,કયમ જવાય અગ્નિની તીર; એક જોજન જયાંહાં પાવક બળે, તેની ઝાળ કહો કેમ પળે. જોતાં સુજ એકે નવ પડે. વળી ઉતરે ટીંબે ચડે; કોને પુછું ને શું કરૂં, અગ્નિ ઝાળમાં કયમ પગ ધરૂ. એમ વિમાશી ચીંતા થઇ. માસ એક તો જશે વહિ; બ્રાહ્મણ બેઠો જોશે વાટ, અંતરમાં એનો ઉચાટ. દોહરા—અધીપત છે એકલા, કરૂં હવે શું કાજ; અરે માત હરસીધ તું, રાખે માહરી લાજ. વઇતાળ જા વાસવ કને, વિર વિરામે ત્રષ્ટ;તો તો અગ્નિ ઓલવો. શોભાવો એ શ્રષ્ટ. રાજા તે દવમાં રહયો. વીર ગયા આકાશ, પવનથી વહેલો જઇ રહયો, ઇંદ્રાસનને પાસ;કરી સ્તુતી સુરપત તણી,તમો સુરનાયક હાથ, વીક્રમ શેવક તાહરો, તારો જે શીર હાથ, દુખભંજન દાવો લીયો.તમારે પ્રતાપ; શીંગલ જાવું તેહને, અગ્નિ ઝાળ છે આપ. વચન પળે તો દેહ ધરે, નહિતર છોડે પ્રાણ, મહારાજ પુત્ર તે તમતણો. તેની તમને હાણ. શીંગલ જાવા મન કરયું, મુકયું સઘળું રાજ; લેવી ત્યાંથી પદમણી,તે બ્રાહ્મણને કાજ.ત્યાં ચોકી છે અગ્નિની, જોજન ઉંડે ઝાળ;ત્યાં જઇ કો નવ શકે,વન છે મહા વીક્રાળ.બોલ્યું અબોલ્યું નવ કરે, જો હોય વરતની હાણ; તો તો રાજા નવ ધરે,આપ શરીરે પ્રાણ.તમ પાસે હું મોકલ્યો, પામ્યો તમ દર્શન, શીઘ્ર થઇ રક્ષા કરો, વાટ જુવે રાજન;સુરનાયક રીઝયો ઘણો,ધનધન વીક્રમવીર;પર કાજે પ્રાક્રમ કરે, તેતો મુજ શરીર,પાવક બળે છે કારમો,જલદી નહી ઓલાય;આણ દેજે તું માહરી,કામ તમારૂં થાય.ચોપાઇ—તતક્ષણ તેડાવ્યો વરસાદ, આવ્યા તે જોડીને હાથ; વીર તણા સાથે પરવરો, જઇ વીક્રમની રક્ષા કરો. પાવકને જઇ દેજો આણ, મુખથી કહેજો રૂડી વાણ; તે અગ્નિ થાશે બે ભાગ. એક માણસનો દેશે માગ: અગ્નિમાં ચીલો ચડે, સુખે તેમાં પગલાં પડે; તે માટે સીંચજો નીર, સુખે પધારે વીક્રમવીર;વળી કષ્ટકારી જો હોય,તુજને ગાંજી શકે નહી કોય; એ આદ્ય મહારો કુમાર, નહી કોઇ એને ગાજન હાર.સાથે જ ળનીધીને તેડીયો, તે વીરે મારગ ખેડીયો; બેઠો રાય જુએ છે વાટ, મન માંહે તો અતિ ઉચાટ.બેઠો બેઠો ઝુરે રાય,આવ્યા તે પલકજ માંહ;વાસવ સાથે તોતજ થઇ નરપત આગળ માંડી કહી. હરખ્યો રાજા સુણતા વાણ, પછે પાવકને દીધી આણ; થઇ રહ્યો અગ્નિ બે ભાગ, મેહેલી વાટ જવાનો લાગ;પછે મેહની કીધી વૃષ્ટ,સાચી ધરતી શોભી શ્રષ્ટ; મઘવા પ્રતાપે વરસ્યો મેહ, શીતળ થયો રાજાનો દેહ. જોજન વોળાવ્યો વસમો ઠામ. થયું રાયે કહયું માહારૂં કામ; દીધી શીખ જોડીને હાથ, વિદાય કરયો વીકરમે વરસાત,ત્યાંથી આઘા ચાલ્યા જેટલે, ચોકી એક દીઠી તેટલે; એમાં આઘા કેમ જવાય, પંખી એક દુષ્ટ કરડીને ખાય. મોહોટી ચાંચ વીકરાળી

દેહ. ગાજે જેમ આષાડો મેહ. લક્ષ જીવ ઉડે આકાશ. રહી ન શકે કોઇ તેને પાસ; વીમાશી તે હામે ઠરયો,આપે બોલ રૂદેશું ધરયો;વેતાળ સાથે કીધો થાપ,ચાલ્યોચોથી મધે તાપ;દીઠો તે રાજાને જેમ, પંખી શીઘ્ર થઇ આવ્યો તેમ; જંગસ્થળ પોતે કાપીયુ.રૂધીર પહાણ મધે થાપીયું; રૂધીરવાળા પહાણજ કરયા, પંખી આગળ પોતે ધરયા; પંખી પડે જે વાટે ખાય, રાજા મારગ ચાલ્યો જાય; લો લો કહીને નાંખે પહાણ, ગણે આપ્યાં અજાણ; પ્રૌઢાં પંખી દીઠાં પડયાં. બીજાં નાશી ઝાડે ચડયાં; જે કોઇ જાશે એને પાસ, તે મુકે જીવ્યાની આશ; એમાં ભરીયું દીશે ઝેર;શીદ વધા એ શું શેર; સીંચાણો મન બીકજ ધરી;રાજા પાસે ન આવે ફરી;સીઘ્ર થઇ મુકયો તે ઘાટ,ચાલ્યો પંથ સીંગલ વાટ;કરે મન એથી કલ્લોલ એટલે આવી ચોથી પોળ, દોહરા—બેઠી કરકશા કારમી, પરવત જેવો વેશ; દંત તાડ સરીખડા,મહા ભયાનક કેશ;સ્તન મોહટા છે તેહના. વરવિ લાંબી કોટ;ચંબુરશું અંગ છે, ઉષ્ટર જેવા હોઠ નેત્ર ચક્ર સરીખડા.પીળું તેનું રૂપ;કરકશા નયણે નીહાળતાં,મન ચમકયો તે ભુપ; આ અંબાળાને કેમ તજું.કેમ જવાશે વાટ;કર લાંબા કરી તે રહી,રોકી મારગ ઘાટ. હસે રમેને ઉછળે, હરખે ગાયે ગીત;ભલે આવ્યો ભુપતી.પ્રાણ આપવા પ્રીત. મુખમાંહ; એમ કહી કર ઝાલીઓ, ભલે તું આવ્યો આહ. ચોપાઇ—રાજાજીએ મનમાં ધરયું, પ્રથમ હેત તે સાથે કર્યું; સામદામને ભારે ભેદ. એક કરયું છે વાણીવેદ,એમ વીચારી આઘો જાય,જુહાર લે તું મારી માય;આણ તાહારી તાહારૂં ચરણ,હું આવ્યો છું તારે શરણ;શરણાંગત રાખો છો તમો,એવું જાણી આવ્યા અમો;એમ કહીને નામ્યું શીશ, મુકયો કરોધરૂદેથી રીશ.આવ હો પંથી તું,લે વચન નહી મારૂં હું જો ન વદે તો મુજને આશ, તો કરતી તારો મુખવાસ; રાજાની તો ચીંતા ગઇ, બેઠો તેની પાસે જઇ;કેહે ભાઇ માનવ કે દેવ,કે કાંઇ બળીઆની સેવ,કેહે કે વાંકા દીશ, કે કોપ્યા જુગદીશ;કે આ વરદા આવિ રહયો, પાપ તુજને પુરણ થયો. કે અચાનક ભુલો પડયો, આ ઠેકાણે આવી અડયો; કયમ સિંચાણે મુકયો તુને,સાચી વાત માંડી કહો મુને,ગામને કોહો તમ જાત, કહો વિગતની માંડી વાત; મુકયો મહીપતે મન આંબળો,મા મારૂ કારણ સાંભળો; માળવ મુખ ઉજેણી ગામ, તમ સેવક વીક્રમ મુજ નામ. નોંધારાની વારે ચડું, ઘાટ દુખી દુશ્મનનો વડુ. અજીત માહારી પાસે બાણ,દુષ્ટ પાપીના લેઉ પ્રાણ. પરકાજ વરતે છે અન્ન, શીંગલ જાવાનું છે મન.પદમણી જીતી લાવવી, તે દુરબળ વિપ્રને આપવી, તેમાં વીઘન કરે કોઇ કામ, નીસ્ચે ફેડુ તેનો ઠામ. પ્રથમ દઇતતો મેં હાથે હણયા, ભય પામે પાપી ઘણા; પછે આવ્યો છું તાહારી પાસ,શીંગલ જાવાની મુજ આશ. તારે બોલી કરકશા વળી,નહી પોંહોંચે તાહારી મન રળી.જ્યાંહાં સુધી માહારા દેહમાં પ્રાણ,લોપે નહી કોઇ માહારી આણ;લજ્યા લોપે સરવથી,તે બ્રહ્માએ સરજ્યો નથી. માહારી આણ જે લોપી જાય,નથી સુંઠ ખાધી કોમાય;તાહરી

પેર વરતજ કરયું, તે નહિ થાએ મુજથી પરૂ; મુકી ચોકી લોપે લાજ, પહોચાડુ જમ લોક આજ;પ્રથમ જુહાર કર્યા તે મુને,માટે મુકુ જીવતો તુને.માટે ખોટી શાને થાઓ. અધીપતી આપ ઉજ્જેણી જાઓ; પરદુ:ખભંજન વર્તજ કરયું, તે આજથી અધુરૂ રહયું. આટલા દાહાડા પોહોચી રળી, જ્યાસુધી હું નહોતી મળી; આજ થકી તહારૂ વરતજ ભંગ;જે નાહ્યા તે પુન્યજ ગંગ;મારે પ્રતીજ્ઞા છે તે કહું,અહીં નીજ બેઠી સ્થાનક રહું;જાવા દેઉ તો બ્રહ્મહત્યાપાય,એ પ્રતીજ્ઞા આપો આપ;પૃથ્વી પત છો પાછા વળો, શા માટે જમને જઈ મળો; શા માટે કરો દેહ તાજ,કરો જઇ પોતાનું રાજ, ગર્વ થકી તે વરત કેમ પળે, જ્યારે મલને પ્રતીમલ મળે; અનમી નર અહકારી હોય, મારી લજ્યા લોપે નહી કોય.જે દહાડે વસ્યો શીગલદેશ,મેં તે દીવસ કર્યો પ્રવેશ; તેહ દીવસથી આજ પ્રમાણ, કોઇએ નહી લોપી મુજ આણ; અનેક અહંકારી આવીયા,જમ સુદન મેવા લાવીયા,વસ્ત મુટી પુર પ્રવેશજ કરો, નીકર જમ લોકે સંચરો. જ્યાં ત્યાં તું પ્રતીજ્ઞા કરે,કોથી તું તો નવ ઓસરે;આજ ઉતારૂં નામનું નીદ, જોઉં શું કરે છે તાહરો વીર; વૈતાળ શું કરશે તાહરો, જોજે તું પ્રતાપ માહરો સત્યવાદી તું ચુકે માન, ત્રીલોકમાં જો ચુકે માન, ત્રીલોકમાં જો ચુકે તાન, અગ્નિ જો શીતળ થઇ જાયે,લોપે સમુદ્ર મરજાદા રાય;એ સર્વ તો હોયે કદા,મહારી લજ્જા લોપે નહી જદા માહારૂ પણ મીથ્યા કદી લેઉ,તારે તુજને જાવા દેઉં.હરસીદ્ધનો સેવક જાણીઓ,માટે પંડ રાખ્યો પ્રાણીયો;ખોટી કરૂં કેમ સાક્ષાત, સાભળો વીક્રમ મારી વાત, બ્રહ્મહત્યાદીક પાતીક જેહ, મદીરા પાતી ગાતિ તેહ. બાળક સ્ત્રી ગૌવધ થાય, પરદારા ગમની કહેવાય. ગુરૂ પુત્રી શું કરે ગમન, રમતિ વેળા જે લે અન. એવાં પાપ મુજ માથે લેઉ, શીંગલ તુજને જાવા દેઉ. વીપ્ર થઈ નવ પાળે ધર્મ, કરે કળીમાં કુડાં કર્મ, ગોત્રિની પરણે કન્યાય.અનેક ધર્મ છે એક અન્યાય; પંડીત થઇ કરે પાખંડ,રાજા દે રયતને ડંડ, એવાં પાપ મુજ માથે લેઉ, તુજને શીંગલ જાવા દેઉ, બ્રાહ્મણનું જે ખાએ ધન, પ્રેત ભોજનનું જમે જે અન. પરાકે સુખે જે કો બાળ, હાથ વાય બત્રીશી કળે; કલંક જુઠાં ચડાવે શીશ, રાંક ઉપર આણે બહુ રીશ, કોઇ જાઇ ચડાવે વાટ, ઉથાપે જે શીવના ઘાટ;સાસર વાસણી લુટી લે, વણ અપરાધે ડંડુજ દે, પરરામા શું રાખે રંગ, કરે મધ પાનનો સંગ. અજીઠુ જે અંનજ ખાય. જુઠા ગુણ ચુગલીના ગાય; કુડી શાખને કુડા કામ. રહે દેવળને ઠામ;એવા પાતિક માથે લેઉ,શીંગલ તુજને જાવા દેઊ,એવી તે પ્રતીજ્ઞા કરે, ધરણીપત મન માંહે ધરે; એણી એતો અસ્નના ભરયાં, એથી કામ મારાં નવ સરયાં;વેહેરીને જઈ શીર નામીએ,તેથી સીદ્ધ નવ પાંમીએ;વેહેરીની વખાણે વાત,પ્રીનિ પંડન ઝાલે હાથ.વેહેરીના જે કરે વખાણ,તેથી જમા રૂડા પ્રાણ;જે કો વેરીનો ગુણ,ગાય નિરાશ તેના પીતા થાય.વેહેરી કેરાં જે કરે કામ નામરદ નીર-

માલજ નામ, વેરીના ઘર માંહે જમે, તેના ગુણકો નવ ગમે; વેહેરિનાં જે ફેડે ઠામ મરદ મુછાળો તેનું નામ; કાંઇક બળ જો મુજમાં હશે, તો તો કામ આ ફારૂં થશે કરગરે નહી વળવાનું કામ, નારી નથિ નમેરી નામ જોઉં એમાં કેટલું છે જોર, એના બળનો લેઉ અંકોરા.રાયે ભમર ચઢાવી શીશ,કાડયું ખડગ કરીને રીસ;સાંભળજે હવે તું તો રંડ પાપે કરતીત પાખંડ નાંખે ઘાવ રાજા જેટલે,કૌતક એક થયુ તેટલે; નાંખી ચીસ કર કશાએ ઘણી,નવ ડર્યો ઉજેણી ધણી. જાણે કોઇકિ ગાજ્યો મેહ, લાગી બીક રાજાને તેહ; જાણે કાટકો માહા ઘનઘોર, બ્રહ્માંડ ગડગડે તેમ થયો શોર, લાગી રાઢ મચ્યો માહા જંગ, શેવકશાહ કોઈ નહી સંગ, જેમાં જેટલું હતું જોર, અધીક તે કીધો અંકોર; જેવું પરાક્રમ જેવો માર, કો કોથી નવ પામે હાર, વીકરમ મન વીચારી જોય, નવ હારે જીતે કોય; માહારી મારી એ નહિ મરે, માહારો અરથ એકે નવ સરે;વઢતાં વઢતાં દીન વહી જશે,વીપ્ર વાયદો પુરો થશે;એમ કરતાં પડી છે રાત, વીક્રમેવીચારી વાત, રાય કહે નહી જાઉ અમો, સુખે બેઠા રહોને તમો. ઉભો રહયો છે ત્યાંહાં ડોલતો,વિનતા શું વાણી બોલતો; કરૂં પ્રતીજ્ઞા હું તો ક્ષાત, સાંભળજે તુ માહારી વાત; કંથ આજ્ઞા લોપે સતી, જુલ્મ જાર કરે જો જતી; વૃત દીવશે જે અન વાવરે, પરણી નારને જે પરહરે; વીપ્ર સાથે કરે જે વ્યર્થ, ગોત્ર હિણાનો લેજે ગર્થ પાટ ઘાએ તે પાપી દે બ્રાહ્મણ લાંચ લોભીથી લે; જુઠો જે કો બોલે બોલ, અદકું ઓછું જે લે તોલ. વિશ્વાસઘાત કરે જે દોહ, માત બેહેન ઉપર નહી મોહ; કુટુંબ કળેશ ન પરશુ મેળ, ઘ્રત માંહે જે ભેળે તેલ. દુધ પાણી કરે એકઠા,ઉદવગ કરે જો જોગી મઠા, ગામ ભગાવે વાળે ગાય, આપ ગરજે કરેઅન્યાય કન્યાવિકરે કરે ગાય,શીવનીમાલ્ય ખાંતેથી ખાય;વેચે પુસ્તક વેચેભોમ, ઘેગે દેવ વેચે જે વ્યોમ;વેચે કનક વેચે જે ખીર,વેચે રાંધ્યું અન્નને નીર; આપ્યાઅહંકારજ કરે, આપી વસ્તુ જે પાછી હરે. પંચ ગ્રાસસહ ભોજન કરે, અહંકાર અદકો મનમાં ધરે; એવાં પાપ મુજ માથે લેશ;જો નવ જાઉ શીંગલ દેશ;તેલ કપાશ વેચેજે ગળી સજ્જન બેશવા નવદે મળી વસ્તુ વીપ્રની હરે જે લેઈ ધેનુ બ્રાહ્મણ ઉપર કોપ; માબાપનિ શેવા કરે, મુકી થાપણ હુંશે હરે; મંદીરમાં કલેશ કરે જેહ, રાખે મેલ પોતાને દેહ; અણગળ પાણી જેકો પીએ, જીવ મારતાં નવ બીહે; તજે સાધુ સેવા સજન, મીઠી વાત પર રાખે મન એવાંપાતીક માથે લેશ, જો નવ જાઉ શીંગલ દેશ;બ્રહ્મહત્યાનું મોટુ પાપ,વચનમાં જે કોઈ દે શ્રાપ, ગર્ભપાત કરે જો જાર પાડોશી પર રાખે ખાર એવાં પાતીક માથે લેશ જો નવ જાઉ શીંગલ દેશ; રોકી બેશ તું તાહરો ઘાટ, લાવું પદમની આણી વાટ; તાહરે કરૂં તુજને પ્રણામ; તાહારે કેહેજે વીકરમ નામ. કરકશી કહે છે પાછા વળો, રાખો મંન માંહે આંબળો; જોરાવર થઇને આવજો, હેમાતિ તેડી લાવજો મુછ મરડી હવડાતો જાઓ અમથા સમ

ખાવા તેમ ખાઓ; પાછા વળો,રાખો મંન માંહે આંબળો;જોરાવર થઇને આવજો, હેમાતિ તેડી લાવજો મુછ મરડી હવડાંતો જાઓ, અમથા સમ ખાવા તેમ ખાઓ, પાછા વળોને રાખો પેર, પેલે અવતાર લેજો વહેર; એમ કહીને કરકશા હસી, તાહારી વાત માહારે મન વશી; જેમ તેમ કરીને ઊગારો જીવ, વણખુટે મરે છે દીવ, ફોકટ ફુળ વખાણી જાવ શીંગલ જાવાનો નહી દાવ દોહરા–પાછે પગલે ઓસર્યો વિકરમ વીસજ વામ; સ્મરણ કરયું વૈતાળનું, વીર કરો કામ;ખોદી સળંગ પ્રથ્વી વિશે, અકળીત તે ન કળાય; નીરભે થઈ નીશા ગઇ, તેમાંથી નાઠો રાય. ખણી પ્રથ્વી પાતાળમાં, વિકલાળ વિરનું રૂપ; કરશો તે ત્યાં રહી,પ્રથ્વી પેઠો ભુપ;કોઇએ મરમ ન જાણીયો, ચાલ્યો ચતુરસુજાણ; મુકેલો કરકશા તણો, આગળ આવ્યો પાણ; સળંગ ત્યાંહાં તો ચાલી નહિ, કીધો મન વિચાર; ઉપર આવ્યો અત્રીપત, શીંગર દેશ દરબાર; પુરૂષ આકારે પાંહાંણછે, કોઇ લાંબો ચોડો પાસ; આ પોળમાં પેશવું, મુકયો મુખ નિશ્વાસ. જોધો હોય જુદ્ધ કરૂં, વેહેરીનું લેઉ વેહેર; પવન થકી થાય પાંણીઓ, તેવી શી એ થાય પેર; પવન ઝાલ્યો તે કેમ રહે અડે આપણી કાય;પછે પ્રાક્રમ શું કરૂં, પાહણ પુતળુ થાય.

ચોપાઇ—તે કારજ તે પોળે જાય,પાહાણ પુતળુ કાયા થાય,તે ઠામે આવ્યો અધીપતી; અંતરમાં ચીંતા છે અતી આઘો આવે તો વા ચડે, પથર પયને હેઠો પડે; મહિપત મન વીચારજ કરે હીંમત મુકે અરથ ન સરે ઉડી અંતરીક્ષ નવ જવાય સળંગ ભુમી નવ ખોદાય,વીર પ્રતે તો આજ્ઞા દિધ, કામ એક કરોતે સીધ;લોહ તણિ એક કોઠી લાવ, પલક માંહે તું વેગે આવ;ધાયો વીર કહેતા તે દીશ લોહ કોઠી ઉપાડી શીશ મુહુરત વાર ન લાગી તાંહ,આવ્યો નરપત બેઠો જ્યાંહ શાબાશ વીર કરયુ તે કામ તુજવીણ કોણ આવે આ ઠામ;રાજા બેઠો કોઠીમાં ઠરી દીધું ઢાંકણું જતન કરી;પવન ન કરે તાંહાં પ્રવેશ, નહી અજવાળુ તેમાં લેશ. મહીપત મન એવી મોહોટીએ, ઠરી રહયો લોહની કોઠીએ; વાયુ રૂપ વેતાળજ થયો, કોઠી આગળ લેઈ ગયો ત્યાંહાંનો વાયુ અડયો જેટલે,રૂલાહ પાહાણ થયા તેટલે;મુકયો પાછો જોજન કાર ત્યાંહાંથી તેનું ભાગ્યું જોર;પેસવા માંડયું નગર મોઝાર દીઠી હસ્તી અપરમપાર નઉતમ લોકજ ઊપર ધસે,રાજા વિક્રમ મનમાં હસે,આવ્યાસામટાસહસ્ત્રદશવીશ,મારે મુંઢ હઠાદે શીશ; કરે ગરજના દોહોદય ધાય ધમકે ગાજે ધાયડ ધાય, અરે વીર એ કયમ હારશે, નાસીસ તોએ મારસે. સહુ સાથ વઢશે કયમ દીસંતા છે મોહોટા જમ;સિગ્રવાર થયો તે સહી,કરી ગરજના ડોળા મહિ;ધાયો રૂદેમાં આણિ રીશ, નાઠા હસ્તિ નાંખી ચીશ;પાછું જોવા કો નવ રહયા રવરણ સહુકો નાશી ગયા,નાઠા ગજતો ધસમસા, વીર વિકરમ બે ખડખડ હસ્યા,પેઠા સીગલ નગરી માંહે,ઇંદ્રાસનની શોભા તાંહ; શીંગલ દેશની એવી પેર,પ્રગટ પદમની ઘેર ઘેર.બત્રી લક્ષણા સ-

રવે લોક સ્વપ્નામાં નહી કોને શોક ફળે વનસ્પતી બારે માસ,સહુકોને મન લીલ વી લાસ એવી નીકટ જ્યાં ચોકી ફરે,તેની રક્ષા કુણુજ કરે માન સરોવર રૂડાં નીર,દેવ-તા ઇષ્ટ તેની તીર. લાંબી દ્રાખ બીજોરાં ઘણાં,ફુલ્યાંઝાડ તે ચંપા તણાંપાનલવીંગ તણાં તે વન અમ્રત જેવા ચંદન ઘન શીંગલ કેરી વાડી વાડી વીવેકે,કહેતાં નાવે તે-નો છેક; જાણુ રત્નાગરની ખાણ, જાણે કો ધર્મની આણ; કુડ કપટ નહી તેનો દેહ, સદા નિરંતર વરસે મેહ; ઊતમ સ્વરથી ગાયે ગીત, પરી બ્રહ્મ ઊપર સહુને પ્રીત; પગલે પગલે શીવ પ્રસાદ સુખ સાગર અતી અલ્હાદ;સદાવરત ઘેર ઘેર હોય, નવી દુઃખીઓ દેખ્યો કોય જ્યાંહાં જુઠ બોલ્યાનું નેમ,સદા નીરંતર કુશળ ખેમ મહીમા જોતાં અટકે મન,જોવા તે ચાલ્યો રાજન;ધનધન ભુમી માહારૂં ભાગ્ય પુજો દેવ અ લૌકીક ગાય ધન ધન હરસિધ ધન્ય પ્રવેશ ધન ધન છે આ શીંગલ દેશ. પર કામે આવ્યો ઠાર,. સફળ કરો મારો અવતાર ધરે બીક ન મનમાં છેક એટલે દિઠી વાડી એક. નીરખી વાડી પેઠો માંહ, સખી બહાર બેઠીતી તાંહ. રમત રમે પોતાને મન, જોડે જઇ રાજન; પહેરયા છે સોળે શણગાર,રૂપ અલૌકીક અપ્રમપાર નાટાંગના દે વાંગના, શોભે કુણ નીજી સંગના જાણે ઇદ્રતણિ અપછરા,મનનિ મદ ભરી મછરા. પાછું જોયું સઘળીનાર, દીઠો માનવી તેણે ઠાર એક એક સામુ જોઇ રહિ આ કુણ આવ્યો સ્ત્રી સાથમાં, કેમ ઝાલ્યું આ યુધ્ધ હાથમાં; પુરૂપ વેશ જે પાછા વળો, માન નીઓ કહે સાથે મળો નરપત કહે સાંભળરે નાર, શું બોલું હું વારો વાર. તમમાં થી એક નારી લેશ, જાણશે બધો શીંગલદેશ;નથી આવ્યો રમવા કારણે,બળ કરી તાહરે બારણે તાહારી ચોકી મુજને શું કરે ખેદ કરે તે નીશ્ચે મરે રમત રમવાને આવ્યો નથી;તુજને લેવાને સર્વથી વોળાવ્યા છે વસમા ઠામ તે એક પદમની કેરૂ કામ; આવ્યો છું અમો તમ કાજ માટે શીદ ધરોછો લાજ વચન રાયનાં સાંભળી રહી અચરત દેખી ઊભી રહી એવી વાત તેણે સાંભળી મુખ વચે ઘાલી આંગળી કુણ દેવ હશે દાનવી કુણ હશે મોહોટા માનવી.

દોહરા—એકજ બોલી બાળકા, તુજમાં પ્રાકરમ એમ બોલ્યું પાળો આપની નર રાખ્યો છે તેમ; વસમી ચોકી વોળવી,કેમ જીયો તે દુત દેવ હશો કે દતવી શુ ધ્ધ હશો અબધુત નથી ગત માનવી તણી,જે આવે આ ગામ તમે તે કેમ આવી સ કયા કુણ તમારૂ નામ,શીંગલ દેશ કેમ સાંભળ્યો પદમનિ પરઠી કેમ તે વાત માંડી કહો સ્ત્રી બારેના સમ લેવા આવ્યા પદમની નથી વાટમાં તેહ;નથી વેચાતી મુલથી નથી નર ઊપર મોહ;આપ કાજ કે પારકે છો રઇચેત કે રાય,આળા વરતિ આપથી કે અમથી ઇચ્છાય.ઊજેણી નગરી વીશે, જે કરે પરકામ;શેવક શ્રી હરસીધ્ધનો વી ક્રમ નર નીજ નામ શહોદર પર નારનો દુખભંજન દાતાર વાચા અવીચળ વીમ-ળવર કરૂણીએ કીરતાર કામનીએકાંને સાંભળ્યો હસ્યો તમો જો આધ પુત્ર તો ઇંદ્ર

નો હવડાં માનવ દેહ.દેશમાં માહરે ડુંડી ફરે જે કો દુખીઓ જન;તે મુજને આવી કહે તરત મનાવું મન; એક દિવસે એક બ્રાહ્મણે,કહી સ્વપ્નાની વાત પરણી છે કોઇની પદમની રૂડી તેનિ ક્ષાત.હાથણી ઉપર તે હતી, કરહુતી વરમાળ, એક સખી એક સહચરી બુધ્ધનિધી તે બાળ;વીપ્રજવસ્યા કારણે સદા કરયા દશવીશ;આવવી પ્ર તુજને વરૂ વચમાં આણિ ઇશ તેજ વીપ્ર પાસે ગયો તેતો જાણ્યો તરત તેના કહ્યાને કારણે વહાલું કીધું કરત કાષ્ટ કરયાં બહુ એકઠાં પડતો તો ચેહમાંહ; દઇવ જોગ સંચા થકી હું જઇ પોહોચો તાંહ રૂખી રાખ્યો મેં સાંસતો,કરી પ્રતીજ્ઞા કરોડ સાચા બોલો તે સહી ક્ષણુ નરાખો ખોડ વીપ્ર રાખ્યો છે પાસમાં કરી વાયદો વસ્ત;પરણાવું તે પદમણી સમ ખાધા છે મરત; વાટે દઇતિને મારીઓ હોલવ્યો અગ્નિ કાસ્ટ સીંચાણો સંતોકીયો, ધહી આવ્યો વાટ. કરકશા કુટકમનમાં રહ્યું રહયો ઠેકાણે પાહાણ હસ્તી સર્વ હઠાવીયા તે ઇષ્ટ જોરથી આણ સ્વપ્નામાંવરી સુંદરી,તે કેઇ કહો આપ; જાણી સાચુ નવ કહો તો બ્રહ્મહત્યાનું પાપ. ચોપાઈ—તાહારે એકતો બોલી મુખી, સાંભળવા રહી બીજી સખી;સાચુ કહુ સમ દિધા માટ,ગઇતી મળવાની વાટ; રમવાનુ થયું તું મન, હતો ચતુરદશીનો દન. અતી ઉપન્યો મન ઉલ્હાદ,મેં દીધોતો તેને સાદ. વિપ્ર જેમ કહયું તું તુને, સમણુ તે વાક્યું તું મને;પોઢીતી હું મહારે ઘેર, સમણું પણ સાચાની પેર,તેંશુ પ્રીત કરવા લાગીયો, એટલે ઝબકીને જાગીયો,વરી સ્વપ્નામાં વિપ્રજ અમો તે વાત જાણી કેમ તમો.તે વાત નવ કોહો મને, તે તો સમ દઉં છું તુને; વિક્રમ કહે શુણ રામા રીત, તે પંડીતશુ મારે પ્રીત; જે મારા માળવમાં રહે,તે નઉતમ માંડીને કહે તે વીપરે કહી મુજને વાણ,તાંહાંથી પ્રીતી વાધી મુજ ઘણી,મનમાં રાખી બાંધી મુઠ જોઉ સમણું સાચુ કે જુઠ,તે વેળા ધર કીધું તાજ, આવ્યો ઘર તમ જોવા કાજ કાને સાંભળીતી જેહવી, મેં નજરે દિઠી નેહ;વિકટ ચોકી મુજને શું કરે,ખેદ રાખેને નીસ્ચે મરે બાળે અગ્નિ બારે, ખેદ રાખેતે નીસ્ચે મરે. બાળે અગ્નિબાળેનીર સીદ્ધ તણિ વીદયાછે ધીર. મહાકાળેશ્વરનુ છે નુર. હરસીધ્ધ હાજર છે હજુર; વેતાળવીર બાંધ્યો છે વીક, પ્રથ્વીમાં નહી કોની બીક. રમો જમો તમે જોબનવેશ, અમે અમારે જાશું દેશ; એવાં વચન રાયના સાંભળ્યાં, ત્યારે સ્ત્રીનાં મન ગળ્યાં. જોઇતો હતો એવો આવીયો, ભુપત તે મનમાં ભાવિયો;એહ મરદ છે આપણી જોડ, એમાં નથી ખાંપણ કે ખોડ અહી બીજો આવી નવ શકે, ધિર વીર મહા દાતા પખે આપણે હેડે વર પ્રિછતા,તે વેર આ-વ્યાછે ઇચ્છતા.કર્મ આપણામાં એ વળી, દુધ માંહે કાંઇ સાકર ભળી;નેહ દેશમાં એવી રીત, જેને જેશું આવે પ્રીત; તે નાર તે નરને વરે, માબાપ કો વિવાહનવ કરે; ઇચ્છાવરવરે કન્યાય,તેમાં કો નવ કહે અન્યાય વીક્રમ સાથે હઇડ ધરી વરવા કેરૂ મનજ કરી; બારેસખી વરણુવીયે, એવરને બારે પરણીયે;વળી વર જોવા કયાંહ,એ

થી અદકો મળશે જ્યાંહ; એમવીચારી મનમાં પેર, રાજાને લઇ આવી ઘેર. મા બાપ પાસ સહુ આવિયાં, વર રૂડો જોઇ લાવીયાં; ગામ નામનું પ્રાક્રમ કહ્યું સહુકોનું મન શીતળ થયું; બધા ગામનો શોકજ સમ્યો, વીક્રમ સહુના મનમા ગમ્યો;સહુ સંગે દિધાંસનમાન પાસે મુકયાં ફોફળ પાન. વીક્રમ માન પામ્યા છે ઘણું હરખ્યું હઇડુ તરૂણીતણુ ભોજન કેરી વેળા થઇ ત્યારે ના રાજાએ કહી જાશું અમો ઉજેણીતીર; ત્યારે મુખમાં લેશું નીર હરસીધ તણીતો પુજા કરૂં અન ઉદક તારે મુખ ધરૂં સહુ સાથે શીઘ્ર કીજીએ કન્યાદાન કોડે દીજીએ ધલમંગળનો માંડયો જંગ. બારે ઘેર વત્યો છે રંગ. જેના ગામની જેવી ચાલ, કરી રીત આપણ તે વાલ; લગ્ન તણીતો વેળા થઇ, તાહારે રાજા બોલ્યા સહી; જે વચન આપે મુજ હાથ, તે પરણે મુજ ખાંડા સાથ. વચન લોપ માહારૂ નવ કરે, જે કાહયે તે કાનેધરે, પર દુખભંજન હું કહેવાઉ, કોનો વેંચ્યો હું નવ વેચાઉ મહારી વેચી જે વેચાય, તે ખાંડાની સ્ત્રીથાય, મેહેલ ગયા કેડે માહરી, આગળથી કહુંછું જાહરી વાટમાં ગરજુ પેંદા થયા, નકાર મેં તો નવ કહેવાય ઓઝલપડદે રહી જાહરે, કરૂ સંગ સ્ત્રી તાહરે તારો કેડે મારી આથ બોલી તે ઇશ્વરને હાથ એ પરઠણ પ્રથમ હું કરૂં ત્યારે કેડે ખાંડાથી વરૂ; હું નવ ઝાલુ તેનો હાથ વીકરમે એવી કીધી વાત. પછે દોશ નવ દેશો કોય, આગળથી ચેતાવું શોય. દોહરા—વચન દિધું બારે સખી રાય ન કરશો રીશ; વણમુલે જો વેચશો તમારે ચરણે શીશ વચન તમારૂ પાળવું, અમ પ્રતીજ્ઞા એહ;આણ તમારી લોપીએ, કષ્ટિ થાજો દેહ પ્રતિજ્ઞા એવી કરી ધ્યારણ રાખી ધીર;ગાંધરવ વીવાએકરી, પરણ્યો વીકરમવીર; કંકણ મેઢળ ચુડલા, પરણી ઉઠયા પાટ હળહળકરીને શીખદીધા, જઇએ માળવવાટ. દ્વાદશ શણગારી હસ્તની તે પર બેઠી નાર; એક સખિ એક સહચરિ રૂપ તણો અંબાર; ગજ ઉપર ગજ ગામની ગજ ઉપર ગજરાજ; છત્ર ચમર રચના રચી, કરત્રીમ સરખા કાજ; વાજીંત્ર માદલ વાજે ઘણા, ઓછવ મંગળ થાય;શીંગલ દેશ સોહામણા, દેખી રીઝયો રાય ચોપાઈ—હસ્તી ઉપર અનોપમ ઝુલ ભરયાં રત્ન મોતી અમુલ સાસરવાસો કરોડજ તણો ભર્યાં માલ ખજાનો ઘણો કરી વળામણ માગી શીખ મનમાં નઆણે કોની બીક; મુકયો ત્યાંથી શીંગલ દેશ, માળવ પંથ કર્યાં પ્રવેશ રાજા કહે કાંઇ ઘડાવો ઘાટ, વસમીછે જવાના વાટ,કાંઇક પેર કરો તે તણી વિકટ વાટ ચોકી છે ઘણી. પદમણી કહે સ્થીર રાખો મન, બીક નથી એ વાટે વન;આવનારને ચોકી દમે, જનારાને પગે નમે; આવનારો આવે મહા દુખે, જનારો વાટે જાય સુખે; દુષ્ટ ઠેકાણું મુકયું ત્યાંહ, આવ્યા બેડી કરકશા જ્યાંહ. રાજાએ ત્યાં દીધી આશ, લાવ્યો પદમની હું તુજવાસ; સવાલ કરો બેચારજ વાર, આપ્યોએક અમુલક હાર. તુજ સમો કોઇ નહિ ધીર, વિરજીત વિકરમ વીર;સુંઠ ખાધી તે તાહરિ માય, બાકી તો બીજે નવ જાય. શીખ માગીને મારગ લીયો,સીચાણાને આજ્ઞા દીયો;સ્ત્રી

બેઠી જોતી વાટ,રાજા ઉતર્યો તેની વાટ, એક એકને દેખી કરી આગતા સ્વાગતા અદક્ષી કરી,તે દઇત્યનો જોડયો રથ,ભર્યો અલેખેસઘળો ગર્થ ખાતાં ન ખુટે નીંઠે નહી,એટલું એટલું ધન ભર્યું રથમહી, આવ્યો માલ ખજાનો હાથ, તે સ્ત્રીને તેડી સાથ;અહરનીશ હીંડે જેટલે,ક્ષીપ્રાત્રઃ દીઠી તેટલે માતાજી હરસીધ પ્રતાપ,આવ્યો અધીપતિ આપોઆપ; થયું નગ્રમધે જાણ, આવ્યાવિકરમવીર સુજાણ; પડોવજડાવ્યો છે પુર માંહ,પ્રધાન વજીર સહુ સામા જાય. હસ્તી દીઠા વિકરમ તણા;અચરત પામ્યા લોકો ઘણા; લાવ્યો વિકરમ એ કઇલાશ, શકે ઇંદ્રિનો લુંટયો વાસ; ઇંદ્રિનો શકે ઉતારયો ગરવ, સમરધ આણી એની સરવ, શકે કુબેર તણો ભંડાર, અલખ દીઠી અપરમપાર;શકે માન સરોવર ગયો,શકે વરસાદ મોતીનોથયો;શકે ઇશ્વરતુઠયા એહને, કીધો દેવાંસી દેહને;આંભળા પ્રમાણે મોતી મુલ,તેહતણી ભરીછે ઝુલ,દીઠી પદમણી ગુણવંતી ઘણી, એ સમરથ સુરનાયક તણી;એહ વીમાન વીમાસણ કરી રઇયત જોવાને તરવરી; પુષ્પ મોતીએ વધાવીયા, સભામાં રાજા આવીયા; કુમકુમ ચંદન તે અરચીયા પાપ,તેડી બ્રાહ્મણ પુજ્યા પાય; સ્વમામાંહ તમે જે વરી તે આણી મેં હાજર કરી;ઓળખી તેમાંથી લીજીએ,હસ્તણી સહીત તેને દીજીએ;જેણી એ તમને શાદજ કરો,તેને પરવરો;બ્રાહ્મણ જુવેને કરે વીચાર, કન્યા તો દીઠી દસ ભાર; અમુલખ હસ્તી અમુલક ધન, તે દેખીને ટળકયું મન; ચીત્રામણ લખ્યોહોય જેમ રહયો ઉભો વીમાસી તેમ. જોગ કળેવર નોહે પ્રાણ, જેમ બુડયાં હોય સાતે વહાણ;જેમ વાંઝણીનો પુત્રજ મુઓ, જેમ વીજોગ વિનાનો હુવો.જેમ ઘર લુંટાણું નેટ,પડયોધાસકો તેને પેટ.નવ બોલે મુખેથી તેહ,થરથર ધુજે તેની દેહ,જાણેહવડાં જીવજ જશે, જાણે હવડાં ઘેલો થશે;જાણે હવડાં પડશે કુપ, એવું રૂપિનું દીઠું રૂપ,

ચોપાઈ—વીક્રમ વાણી બોલીયો, સાંભળ વીપ્ર માહારાજ; આતરૂણી તમતણી, બળતાતા તે કાજ; રેહેવાતું નહોતું અદઘડી, દહન કરતાતા દેહ, નેત્ર ઉઘાડીને જુવો, પ્રગટ તરૂણી તેહ; તોય વીપ્ર બોલે નહી; ન સુજે એક વીચાર; ગદગદ કંઠ તેના થયા, આંખે આંસુ ધાર, જાણે તન મહારૂ તજુ, દેખી કેમ ખમાય; નરપતને કહી નવ શકયો, આકુળ વ્યાકુળ થાય નરપતે જાણ્યું નર મરે, તોતો હત્યા થાય; પુન્ય કરતાં પાતિક થશે, રૂદે વિચારયુ રાય.નેહ ઉપન્યો છે મન વીશે કે ગજઉપર હેત; કે અચરત છે તેહને થયો અચેત.

ચોપાઇ—વીપ્રને કહે રાજા વાણ.જેને માને તેની આણ; તાહરી સંધ્યા નીષ્ફળ થાય; સુક્રિત સાત જન્મનું જાય; તાહારા મનમાં હુશજ હોય, કેહેતાં કેદ કરે નહી કોય; સાચું કેહેતાં આણું રીશ,તો તાહારા સમ માહારે શીશ; કહે વીપ્ર સુણ વીક્રમરાય, માહારા મનમાં ચીંતા થાય; સમ દીધા માટે કહું; નીકર મનમાં જાણી રહું; ગમેતો વચન હારજો,ગમે તો હવડાં મારજો;સાચું કહુંતમ આગળથી

માહારૂં લુંટવા કાંયે નથી; આપેજીવ છે તેતો જશે. સાચું કહેતાં માઠું થશે; તમો મુજ ઉપર કોપશો. લાજ માહારી તો લોપશો; મેં દીઠું શમણામાં જેહ, આકારે ઓળખાવી તેહ; તમે ઓળખી મનમા લહ્યું, તે દહાડે મુજને નવ કહ્યું મનમાંહે રાખ્યો કાયદો,સાતતણો કીધો વાયદો;સાંભળતાં મોકલતાંમુને,તો સત્યવાદી જાણત તુને; એમ એ નારી પરણુત મને, શીદ સપાડું કરત હું તને જાગ્ય કરતાં હું ત્યાં જાત,સર્વ તણો ભોગદારી થાત તો તમને આશીશજ દેત;અસ્ત્રી સાથે લાહાવોલેત; મુજને રાખ્યો ઘેર છેતરી, કન્યા લાવ્યા કપટે કરી;દુઃખભંજન એમ નવ થવાય, આપ વિચારો મનમાં રાય; પરદુઃખભંજન મારૂં નામ,કીધું રાજા તારૂં કામ.સકળ લોકના પુર્ણ તમો, તાહારા પરદુઃખભંજન અમો; તને ન મળ્યો હોત જામની, તો કયાંથી દેખત કામની; મેંતો કામ તમારૂં કર્યું; સ્ત્રીઓ ધન આણી ઘર ભર્યું,રૂપરંભા ને કન્યા ધન,હાથણી ઉપર માહારૂં મન; હવડાં કર્તાં તે કરજો કાલ,સત્ય રાખો તો સઘળું આલ;આ સર્વ છે મારો માલ,ભુપત કહીએ તે મન ભાળ; એક પરણુતે પરણુત બાર; અલખત પામત અપ્રમપાર; બ્રાહ્મણના થાશે ભોગીયા, સાત અવતાર સુધી રોગીયા; ગર્થ માહારાને કરશો ગરક, તો નરપત જઇ પડશો નરક; સઘળી સ્ત્રીને સઘળો ગર્થ,એ સરવે તે માહારો અર્થ;કષ્ટજ માહારૂં મહીપત કાપ,સત્યપાળે તો સઘળું આપ,રીસ કરો તો મનમાં સાંખ,આપ મને કે મારી નાંખ.દીધી પ્રતિજ્ઞા માટે કહું લક્ષલોણ લોકો સર્વે લહુ પુછો આ લોકોને ન્યાય, કોહોને એ સરવે કન્યાય, એ તો સાચું બોલ્યા અમો, મન ગમતું કરજો તમો; લોભીઆ થાઓ તો લેઇ જાઓ નીકર આપી આશીંગલ થાઓ. દોહરા—રાજા મન આનંદીઓ, સત્ય કહ્યું માહારાજ; તમ પ્રતાપ હું ત્યાં ગયો, તો રહી મારી લાજ, વગર વોળાણે હું ગયો, લીધુ તમારૂ નામ;એ રામા રીઝી સહુ,કરી આવ્યો છું કામ;તમ પ્રતાપ તમ પ્રાક્રમે,તમ કર્મે તમ કાજ, તમ ચરણે તમ મંદીરે, માન્યની એ મહારાજ, ક્રષ્નાર્પણ કામની કરી; હઇડે આણી હેત;અરથ ગરથ ને રતન રીધ, સ્ત્રીઓ સરવે સમેત; અચરત પામ્યા ચધીક જન, અલખત પામ્યા અપરમપાર; આપીને ઉભો રહ્યો, ક્ષણુ ન લાગી વાર; ઉર હરખ આનંદ ભેર, દાન દલડાથી દીધ; નીત એવાં કોટીધા, કામ પ્રમાર્થ કીધ; તતક્ષણ તેડી તારૂણી, સુંપી વિપ્રને હાથ; બારે બોલી નવ શકી, એક બોલી રાજા સાથ, રીસ ન કરશો રાયજી, કહે તો કહું એક વાત; આપણી સ્ત્રી આપવી, એ તો મહા ઉતપાત; દીઠું નથી સાંભળ્યું નથી, કીધું એક આમ; મુજને સોંપોવિપ્રને તેનું તે શું નામ;ભામની એકજ ભોગવિ,થઇ તે નિશ્ચે નાર; મોહોલે રાખે રાણિને, એક તે રમવા સાર;બાર ન પરણુ પ્રેમદા, દ્રષ્ટ ન જોયુ પીર; અભડાવું અંગે નહિ,મારૂ શુદ્ધ શરીર;લક્ષ્મી ખરચે તેહની, મારે તેની તરવાર; આપે તેનું ધર્મ છે; ભોગવે તેની નાર; વિદ્યા ભણે તો તેહની,ભજે તેના ભ-

ગવાન; વરત કરે છે તેહના, દે છે તેના દાન,કાં સત્ય ચુકવો સાધવી,કાં બોલ્યું અ-બોલ્યું કીધ;નારીયો નીરખી જદા,તદા વિપ્રને દીધ;ભામની કેહે રાજા ભલે, સુણી મેં સેહેલ; મનમાં જાણ્યું માણશું, મહીપત કેરા મેહેલ; હીંચોળા ખાટે હીંચશું,પો હોડાં ચાવશું પાન; રમશુ રમતને સોગટાં, દેઇશું રૂડાં દાન; પડી એમાં પંડીત ધરે; આખર ભુંડી ભીખ; વૈભવ શો છે વણજમાં; શાણાને શી શીખ; ભુંડ્રુ કાંઇ નહિ ભીખથી, માગ્યાથી રૂડુ મરણ; ભીખારી નામ ભલું નહી, તુછ છેક તે તરણ.વીક્રમ કહે વિનતા સુણો, દેહથી ટાળો દુખ;આશા પુરે ઇશ્વરી શીવજી કરશે સુખ.મેહેલે જે મહિપત તણા,નવ ટુંકા નવ લાખ. શોભાવંત સુંદરી,સુરનાયકની શાખ;શામા હાથે સમરપીયા, પરવાળાની પાટ; અલખત ઇંદ્રાસન તણિ, કનક હીંડાળા ખાટ. બાર બાર ગામ એક એકને, લખ્યાં ત્રાંબાને પત્ર; સમરપણ સખી શહિત,શીર શો-ભાવ્યું છત્ર; સુખ પમાડી સુંદરી, દુખ ટાળ્યું તે દેહ; પાળ્યાં લાડ પ્રજા તણાં, સદ્દગુરૂએ કીધ શેવ; કહે પુતળી ભોજ સુણ, કરયાં એવાં પરાક્રમ, તે નિરખ્યા અમો નેહશું, માનવતી માહારૂં નામ; નિશ ચરચાએ નીકળ્યો દિઠો તે દેવ દ્રષ્ટ, સ્વપ્ન હતું તે સાચું થયું. કોડે ટાળ્યું કષ્ટ; પવિત્ર કો નહિ પુન્યથી, પાપીથી નહિ પાપ; પુન્યવંત જે પ્રાણીયો. ઇશ્વર જાણે આપ દાતા તંતો દેવતા, દાતા તંતો દેવ; દાતાસીંધુ સેવતા, દાતા સકળજ સેવ. દાતાની કીરતી થઇ દાતા રીઝે રામ; દુનીયા જીવે દાતારથી,કે મોટા ભગવાન,ભોજે ભારથ સાંભળ્યું,વીકરમ તણો વિલાસ; પુરણ લક્ષણ પંડિતે, કવિતા કાળીદાસ; નીરમળ ગ્રંથ એ નિપન્યો,પટેલ તણો પ્રતાપ;સીંહજ (શિરોમણ ગામમાં,પ્રથ્વી પસાયત થાય; શ્રીગોડ માળવી વીપ્ર શુભ; વીરેશ્વરનો તન,સેવક શીવ શકિત તણો;નીરમળ રૂડુ મન. રાગ ન જાણુ રાગણિ, ભગવંતનો નહિ ભેદ,લઘુ દીરઘલહસુ નહીં વાણી વ્યા-કરણ વેદ; બ્રાહ્મણ ભાટ ચારણ સહુ અન્ય કવિતા હોય; શેવક હું કવિતા તણો, ખોડમાં દેશો કોય; જે બુદ્ધદીધી સારદા,સાંભળી જે વિક્ષાત;જેવું સંસ્કૃત શોધયું, તેવી વાણી વાદ; જમણોકર જે ઉપરે, તેના ઉપર બોલ; જેવું પુન્ય કરૂ હશે, તેવું પ્રાક્રમ તેહ; વીક્રમપ્રાક્રમ વખાણીયા.એક કહેવાણો આપ;મુળ મહિમા એતો કહયો, પ્રોઢા પુન્ય પ્રતાપ,સામળભટ કહે સાંભળો,દલથી કરજો દાન;આ લોકે જશ પામશો પરલોકે હરી માન. ગાય શીખેને સાંભળે, કરે પરમાર્થ પુન્ય; ઇશ્વર આશા પુરસે, નિમેશ ન રાખે ન્યુન્ય; શાચાને સાચુ વશે, જુઠાને દલજુઠ; ગરવાને ગુણનિધીનશે અહંકારી મન ઉઠ; સત્યવાદી મન સોહામણુ, મોટાને મન મીત્ર;પાપી મન પાખંડ વશે, પુન્યવંતને મન પવીત્ર શ્રોતા વકતા સમજતા,કેહે કવિતા કરજોડ સામળભટ સાચુ કહે જેજે શ્રીરણછોડ. એમ કહીને પુતળી,આપે ગઇ આકાશ; એહ કથા પુ-રણ થઇ કહે કવિ શામળદાસ.

## વારતા ૫ મી પંચડંડની.

હંશ નામની પાંચમી પુતળી બોલે છે તે રાજા ભોજ સાભળે છે.

શ્રી ગણેશાયનમ; શ્રી શારદાયનમ; દોહરા—શ્રીસરસ્વતીનેહું નમું, પ્રીતેપુજુપાય કરૂણા દ્રષ્ટ જુઓ તમો, તો સકળ મનોરથ થાય; આધ્ય શક્તિ તું ઇશ્વરી; આરાસુર પતિ જેહ; નવેખંડ વ્યાપી રહી, સ્થાવર જંગમ તેહ, જેને તુજ કીરપા હવી, થયું તેને કલ્યાણ;ન્યુનતા એકે રહી નહી; જોતાં એહ પ્રમાણ. દસરથનંદન નર્ક નિવારણ, એ તરવાનો ઠામ; મહારાજ રાજ રાજેશ્વરો, રાવજી લોચન રામ; ભોજરાજ મન હરખિયો, લાયક મુહુરત લીધ; શીંહાસન શુદ્ધ કરાવીયું; શોભા વિધ વિધ કીધ; પંડત પુરાણિક વેદિયા, મલ્યા વિપ્રને સુજાણ;કીધી શોભા અવનવી,જાણે ઉદીયો ભાણ, શીંહાસન પરપગ ધરેભુપત ભોજ રાજ્ય બોલી હંસા પુતળી,ભોજ ન ધરશો પાય; એ સિંહાસન ઇંદ્રનું, અતુલ તેજ માહા મુલ્ય; એ ઉપર બેસો તમો, થાઓ વિકરમ તુલ્ય; પાળક ગઉબ્રાહ્મણ તણો, પરનર સહોદર જેહ; એવો જે પેદા થશે, આસન બેસસે તેહ. એહઆશાન છે દેવનું ઇંદ્રાસનનું સાર: આભુષણએ સ્વરગનું, તેજ તણો અંબાર; કહે ભોજ સુણ પુતળી,આશાન એહ અમુલ્ય;વિક્રમ હાથકયમ આવીયું જેસ્વરગ સમ તુલ, પંચડંડ તેને જડયા, તેણે તે શું થાય; તે કયમ જીતી લાવીયા, પોતે વિકરમ રાય. તે ડંડે પ્રાકરમ કરયું,પ્રતાપ કરયો શીપેર; જીત્યાડંડ-શારા કરમે, હતા કોન ઘેર;તે સુણવા ઇચ્છુઅમો, જેહ કરયું પરકામ; તેવાં પ્રાક્રમ હું કરૂં, તો બેસુ એણે ઠામ, ચોપાઇ—હંસા પુતળી બોલી વાણ,સાંભળ રાજા ભોજ સુજાણ; ઉજેણીનું કરતા રાજ,અસત્ય અદયાયતનથી તાજ; તેણે પ્રાક્રમ કીધુંઘણું, ચલવે રાજ પોતાતણું;ધર્મવંત સહુ બધા લોક, નહિ કોઇને વ્યાધી કે શોક;સીંહા-સન તણી, વિસ્તારી કહુ શો ઘણા; કહે વાત તેની વિસ્તરી, સુણ મહારાજા હેતે કરી,નગ્ર ઉજેણીઅતી અનુયારાપ કરે વિકરમનર ભુપ.અતિપવિત્ર અષ્ટાદશ વર્ણ, ક્રશ્ન કથા સુણે નિત કર્ણ; વિપ્ર સહુકો પ્રશ્નોતરી, વેદપાઠીત તે અગનોતરી;ક્ષત્રિ રણવટ કુદિ પડે,ગઉબ્રાહ્મણની વાહારે ચડે, વઇદ કરે વેપારી હાટ,ધર્મતણી ચલાવે વાટ;શીળવ્રતસહુ લોકજ અતી, પતિવ્રતા ધર્મ પાળે સતી એવો રાજા ચતુરસુજાણ, કોઇ કોઇના નવ લોપે આણ.

દોહરા—એકસમે રાજા ચડયો,દેઇ દદામે ઢોલ;ધમકારો પ્રૃથ્વીગડગડે,વાજાંવાગે ઘોર, આગળ હારહસ્તી તણી, મદ ઝરતા માતંગ;ધજા નેજા અતી શોભીત, શીંદુર ઓપીત અંગ; અંબાડા અંકુશભલા, અઇરાવતઆકાર;બીજા ગજ અતીઘણા એવા શાહગ્રજ તોખાર. અરબી કચ્છી મુલતાની ખુરાશાની કાશ્મીર; કુતલ કારા કાબા સુરપુર રણધીર, ઉજ્વળ અલખ ભુખરા, લીલા પીળા રંગ, જડીત્ર પલાણ હીરે જડયા અતી અતળીબળ અંગ અનેક રથને પારખી,અનમી અતી અસવાર;ચડયા

વેડાંગ વાંકડા; ઝુઝમ મહા ઝુઝર કંઇ પાળા કંઇ પાખરી, કંઇ વાજાં ચેહેચાટ;કંઈ નાટકચેટક ભલાં,ભભણતા ભુપત ભાટ. જશવંતાના જશ ભસે, પીંપળ પાઠ પુરાણુ ગુદ ભેદ ગણુ બહુ ગણે, દે મન ગમતાં દાન; વિકરમ વાડી સંચર્યો, રમવા કારણ આપ, શેષ નાગ લાગ્યો સકળવા, દુશ્મન લાગ્યો તાપ. સામદ સાથે સંચરયા,તેની શોભા દેહ; ચઢયારાય દેઇ દુંદભી, જેમ અષાડો મેહ; જેમ ગાજે સીંહ વનમાં,જેમ પરાઠિ પુર; વિક્રમ સંગ સેન્યા ચઢિ, સામદ સઘળા સુર જેવો ઘઠ લંકાંપતી જેવો અવનવે ઇંદ્ર જેવો અરજુન હસ્તિનાપુર; તારા મંડળ જેમ ચંદ્ર તણો પ્રતાપ છે. ભલ પણ કેરો ભાણ;એવે પ્રકારે નીસરયો, વિકરમ વિર મુજાણ;આવ્યો વાડીયે અતી સુખે; દીવસ ચડયો ઘડી ચાર;તનરત કરે નૌતમ ભલા;ઓપીત અપરમપાર રંગ ઓછવ અદકો કર્યો, સજ્જનને સનમાન; પુન કર્યાં બહુ પ્રિતશું, દીન પાત્રને દાન. તે શોભા સુખ નીરખતાં, દાના હરખે મન; કરવી કલાંઈ ખાઇ મરે, શોમ તો છાંડે તન દીવસ પહોર રહ્યો પાછલો, પુર અસ્વારી પેર; કંચન મેઘ વરસાવતે, જાવા માંડયું ઘેર. જાણ ઉજેણમાં થયું, આવ્યો રૂડો રાય;શોભા જોવાકારણે, ભુવન ભુવનથી જાય. કામ અધવચ કોનાં રહ્યાં, કર્યો લાભ તે તાજ; બ્રાહ્મણ ભણુતા ઉઠીયા,નરપત જોવા કાજ. કોઇ મેહેલ કોઇ માળીએ,કોઈ ઘર કોઇ બહાર; અટારીએ નારી ચઢે, નહાના મહોટાં નરનાર, રાજાનું મુખ નીરખવા, ઉલટ અંગ અપાર; ઇશ્વરને વહાલો ઘણો, દાતાને મુઝાર એમ વિચારી સંચરે, નહાનાં મહોટાં વાગ; મળી અળંખેદ મેદની, નહિ પગ મેલણુ માગ. કાન પડયું સંભળાય નહી, વાજે ઘોર નીશાન;એ રીતે નગરમાં, વિકરમ વીર સુજાણ. ગજ ઉપર વાહન કર્યું, છત્ર ફરે છે શીશ; સ્નેહે સ્નેહ સહુ સંચર્યાં, પહોર પાછલો દીશ. અધવચ વચમાં આવીયા, ત્યાંહાં ઘાંચણનું દ્વાર; ત્યાંહાં એક કઉતક નિપજ્યું, કહું સંક્ષેપે સાર.

ચોપાઈ—દેવદમની ઘાંચણનું નામ,તે રહી તેણે ઠામ; મહીપત આવે મહોલની પાસ, તેણે ઘેર બોલાવી દાસ.જાઓ માળીએ વારો છાર. કરો અજવાળું ઘર ઘરબાર; કહે દાસી આણો કાંઈ લાજ, આવે છે મહીપત મહારાજ. હવડે છાર તે કયમ વાળીએ,ઊડે રજ મેહેલે માળીએ, તો આપણે શીર ડંડજ થાય, ઘરભાર ખુંચી લે રાય; વચન સાંભળ્યું દાસી તણું દમની મનમાં કોપી ઘણું; છાર વાળરે ભુંડી રંડ,મહોટા રાય શું દેશે દંડ તને મારે તો ડંડજ દેઊ, કહે તો સરવસ્ત ખુંચી લેઊ; કહે તો ઊરાડુ આકાશ, એટલું જોર રાખું છું પાસ, તાહારે રાજા કયમ કહું, મહારૂ વચન કેમ લોપે તું.જા ઊતાવળી વાળો છાર રાજા જાયને લાગે વાર;સુણી વાત વીમાશણુ પડી,તતક્ષણુ દાસી મેહેડે ચડી,ઉડાડી રજ દોદસ ઘણી, અસ્વારી આવી રાજાતણી. ઉડતી દીઠી અદકી છેહ.રજ ભરાણી રાજાની દેહ, ઉડાડે રિશે બહુ છાર. ઉડી છાર થયો અંધકાર,ફટ ફટરે તું તો ગુમાર, શું ઉડાડે છ-

વડાં છાર; અધીપતી આવે ઉગ્યો ભાણ,કયમ રંડાછાંટે અજાણ, તો વારી તેની ન રહી, જેમ વારે તેમ બમણી થઇ; ત્યાંછુટયા વિશેક જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ;કોણે મુકી કોણે લાત. કોણે કુતરાં કેરી ઘાત;છુટી હાથથી માઠી ત્યાંહ,આવી દમની બેઠીજ્યાહ.તમારે કહે હું તો ગઇ,અદમુઇ મારતાં થઇ;મારી ઘરે ભાંગીયાંહાડ,તુજમાં બળ હોય તે દેખાડ.મુજને મારિ મોહોકમપણું,તેપાણિ ગયું તમતણું,કોપી દમની સુણતાંવાત,લીધો દંડ ઘરમાંથી હાથ.આગળત્યાંહાંહથીની બહાર,સામાઆવી તેનેઠાર;કોપી વાત સુણીને કરણ,મારગ રેખા કીધી ત્રણ;રસ્તા વચ્ચે રેખા ત્રણ થઇ,અસ્વારી તો થંભી રહી;રોકયો મારગ રૂંધી વાટ,જઇ ન શકે કો આમળ વાટ. સહુકો સ્થંભી ત્યાં રહ્યું જાણ રાય વિક્રમનેથયું;કોઇક કામનીએ કીધો કોપ,મારગ વાટ થઇ છે લોપ. રૂંધી વાટ જવાની માપ, રાજા આવ્યો આપો આપ;ખોદી ખોદાય ન પાડી.પેંડે, અધીપતને મન અચરજ અડે, અનેક પેરે કીધી બહુ ભેદ, તોહે પાર ન પામ્યા ખેદ; અડાડયા હાથી તે સાથ, બેલદાર વળગાડયા હાથ. ટાંકે ટાંકી નવ ટંકાય, ખુણો એક ઓછો નવ થાય; આવિ પદમની ડંડજ હાથ, બોલી શ્રી વિકરમની સાથ; બળ તણું નહી રાજા કામ, અભેદ ભીંત છે એનું નામ; પંચદંડ ધરાવે જેહ, પાછી ભીંત કરે જન તેહ.

દોહરા—સુંઠ તણો એક ગાંઠીઓ,નથી ખાધો કો માય;નથી મુછ મુખ કો તણે, જે ભીંતજ પાછી થાય. વચન સાંભળ્યું તે તણું, મનમાં થયો ઉચાટ;પાછો ફરીયો રાયજી, બીજી લીધી વાટ. ઘેર આવ્યો મહા દુઃખમાં,નવ કીધું ભોજન;પ્રાતુસકાળ સભા ભરી, બેઠો તે રાજન. ઠામ ઠામ વાતો કરે, ટોળે ટોળાં લોક; શતીને સુખ ઉપન્યું, રાજાને મન શોક.રાએતેડુ મોકલ્યું,તેડી દમની ઘેર; મેહેણું દીધુંપંચદંડનું, પ્રિને કહો તે પેર.પંચદંડ તે નામશું;તે છે કોનેદ્વાર;કેવું છે કારજવડું,હું જાઉતેઠાર. તે મુજશું બોલો તમો,સાચી જે શુભ વાણ તેમાં ખેદ કરૂં અમો,તો ઇશ્વરની આણ.

ચોપાઇ—દમની કેહે સમ નવ દો તમો,હવડાં કહીએ તે અમો,વગર સમજે કહુ પજે વાણ, પૃથ્વીપત ખોશો કંઇ પ્રાણ; કન્યા મહારે ઘેર અનુપ,પ્રથમ તેને જીતો ભુપ; રમત કરો સહુ એકઠી, સેત્રંજ ગંજીફો સોગઠી રમો જમો જે ઉપમા કરોડ. મહારી પુત્રી કેરી જોડ; એ જીત્યાનો જશ કહાવસો, પંચદંડ જીતી લાવસો, નહી જીતો તો પુત્રીની પાસ દંડ જીત્યાની મુકો આશ.

દોહરા—તેને તમો જીતસો; તો મુજને વિશ્વાસ, નહિ તો કામ સરે નહિ, મુકો તેની આશ. એવું કહી પાછી વળી, મંદિર તે તતકાળ; કુંવરી તેડુ મોકલ્યું,રાજાએ સુખપાલ.શણગાર અંગે સોળ સજ્યા; મોતિ પરોવ્યાં વાળ;પીતાંબર પટ પેહેરીયાં, ભલુ તીલક છે ભાલ; હામ કામ મ્રગલોચની,સીહલંકી સુજાણ;વિનતા સોળજ વરસની, ભ્રકુટી કામનું બાણ, દેવ દમનની દિકરી, નિરમળ દમની નામ;સ-

સીવદની મ્રગલોચની,રૂપ તણુ જે ધામ,શીખ લેઇ માતા તતી, ચાલી ચતુરસુજાણ; અહંકારિ અતી મન વિશે, રાજા તરણ સમાન,સુખપાલેથી ઉતરી, રાયે દીધાં માન; આદરભાવજ અતિ ઘણો, મેહેલ્યાં ફોફળે પાન. શી શી રમત જાણો તમો તે ઓચરીએ આજ; તમે કહો તે સાંભળું, કરીએ રૂડું કાજ દમની કહે તમને ગમે, રમત માંડો જે જોડ; હું કહું તેપછે પરઠાયે હાર જીતની હોડ.

ચોપાઇ–હરખ્યો રાજા મનમાં ઘાટ,માંડયો ત્રણ પાસાના પાટ;રાજા કહે જે તારે કોડ,તેની મુખથી બોલો હોડ તે કાહ મારે મનખરી.કોટિ ઉપાય કરૂન પંરી. દોહરા રૂમની કહે હારૂ અમો,તં મુલ ખરીદો દાસ;પરણું તમને પ્રીતથી રહુ તમારે પાસ. જો તમો હારો રાયજી,તો દેશ કરાવું તાજ;સેવક કરી રાખુ અમો, ભોગવું હું તમ રાજ; ચાર દીવસનો વાયદો, થોડે અદકી ઘાત; તેનો સુરજ સાખીયો ફરી બોલે જે વાત.ચોપાઈ–રાજા બાંધ્યો કોલે કરી,રમત રાજસભામાં ધરી;વાયું વેગે વાતજ ગઇ, બધા નગ્રમાં ચરચા થઇ. પ્રધાન પડીતા જોઇને રહ્યા,સુણી વાત સહુ અચરત થયા; રમત રમે બે પહોરજ હોય, નવ હારે નવ જીતે કોય. રાજાને નવ સુજે ઘાટ. અંતરમાં ઉપન્યો ઉચાટ; તે દિવસ રમત એમ રહી,દમનીઘેર પોતાને ગઇ. દેવાસન કીધું રાજન, ભાવતાં કીધાં ભોજન; બીજે દિવસ જેટલે,રમત જારી કરે તેટલે. કોઇ કોઇથી નવ પામે હાર, ઢાળ્યા પાસા વારંવાર; બે પહોર મધ્યાનજ થયા; રાજ મહોલમાં રાજા ગયા; ગઈ જુવંતી પોતાના ઘેર, કરે કામ મનવાંછીત પેર;દુરાચાર બોલે સહુ લોક,રાજાને પ્રગટયો શોક ત્રીજે દિવસ થયો પ્રભાત,નગર વીશે ચાલી વીખ્યાત; રાજસભામાં નારી ગઇ રમત હતી તે જારી થઈ. અનેક ઉપાય રાજાજી કરે, તેણે અર્થ એકે ન સરે; ખરા મધ્યાન્હ થયા જાહરે, રમત ઢાંકી મુકી તાહરે. દોહરો–રાજાને દમની કહે રહયો કાલનો દીશ;કાલે પહેલા જીતશો,તો પાગ નમાવું શીશ.ચેતાવું હું ચતુરનર, સભા સુણતાં પ્રમાણ; વળતી કાઢું નગરથી, એજખરી મુજવાણ. કાલ પહેલા જીતો નહી, તો પાળુ મારૂ વરત; શેવક કરૂ સહુ દેખતા, રાજ તજાવું તરત; વીક્રમ કહે વનીતા સુણો રહેશો હુશ તમ પાસ; તુજ સરીખી લાખો કરી, તમથી અદકી દાસ. ચોપાઇ–એવું કહિ સ્વસ્થાન ગઇ, રાજાને મન ચિંતા થઈ રખે રાડ જીતીને જાય, તેનો કાંઇકિ કરૂં ઉપાય;નીશા ચરચા જોઉ બાધેગામ,લોક વેહેવારને કામ;ગલીકુંચીને હાટેહાટ,ચોરે ચકલે વાટેવાટ; માનવી ટોળે મળીયા બહુ વાત કરે મુખથી સહુ, જીતે કાલ ધાંચણની બાળ,લેશે રાજાજીનો માલ; કોઇ કહે એ માઠું થયુ, રામરાજ વીક્રમનું ગયું; કોઇ કહે એતો વીપ્રીત, નીચ સંઘાતે જોડી પ્રીત કોઈ કહે રાજા ઘેલો થયો. હોડે બોલ કામનીએ કહયો. કહે થાશે બીજી વાત, જોને માંથે હરસીવ માત. કો કહે એ વાચા ચુકશે, કામનીને કહાડી મુકશે; કોઈ કહે માઠા કરશેમર્મ, કોઈ કહે મુકે નહી ધર્મ. કો કહે

દરપણ શું કરે, જે તે કાલ વહાણમાં ઠરે. એવું સાંભળે વીક્રમવીર, સ્ત્રીઓ ભરે જ્યાં નીરમળ નીર. જુથ હતાં જ્યાં જુવતીતણાં વરણવ થાય રાજાનાં ઘણાં; એક કહે એ રૂડું થયું, માન મોટમ રાજાનું ગયું દાહાડી ઉઠી ચરવા જુવે, નરનારીના પ્રાણુજ ખુવે; કોઈ છાની વાત ન થાય, ઘેર જઇને ઢુકે રાય, કોઇએ હશી ન ગવાય ગીત, કોઇ કોઇશું ન થાયે પ્રીત; સખી સખીમાં સુખકે દુખ, બોલી ન શકે કોઇ મુખ. જાણે રાજા સુણશે કાન, એ સ્ત્રીએ ઉતારયું માન; ઘાંચણ નીચશું કીધો વાદ, ઉતરશે નરપતનો નાદ. બહુ મુખેતે વાતો કરે, હશે તાળી દે પાણી ભરે; કોઇ માહ રૂડુ કહે, લક્ષણવંતો મનમાં લહે જ્યાં રાજા દ્રષ્ટે જોય, બીજી વાત કરે નહી કોય; લીધો ગામ બધાનો પાર, નવ સુઝે એકે વીચાર; પડી પુર નીશા જ્યાહરે, કરે મન વીચાર ત્યાહરે. મહોટા જન ભંગજ થાય, પ્રાણ તજે કે વિદેશે જાય. માટે પ્રાણ તજુ સર્વથી; ઉપાય બીજો એકે નથી; કોઇને વાત જણાવી નહી. વાત આપે રૂદેમાં લહી; ભરીપુજન સામગ્રી સાથ, વૈતાળ વીર લીધો છે હાથ. જ્યાં છે હરસીધ મોટી માય, પાળો પંથ ગયો છે રાય; ચાચર દેવ્યા નજરતણી, ચાલ્યો મહીપત માતાભણી; ત્યાંહાં ધરણીપતે માંડ્યું ધ્યાન, ધુપ દીપને ફોફળ પાન. કુમકુમ ચંદન અક્ષત ઘણા, પુજા બહુ વીધ કાંઇ ન મણા, પ્રથમ પહોર એક નીશા ગઇ, પુજા પુરણ ત્યારે થઇ, ખડગ પોતાનું કોટે ધર્યું, વાહન ચંડીનું કર્યું. પ્રસન્ન થઈ મોહોટીમાત, માંમાં કહીને ઝાલ્યો હાથ; શા માટ તજે છે પ્રાણ, માગ માગરે વીર સુજાણ, માતા સર્વે જાણો તમો, મુખથી શું કહું આજ અમો; અંતરમાં બેઠી છે રાજ, પાળો લાડ ને સારો કાજ. નીચ જાત ઘાંચણછોકરી, મેણું દીધું તે ડોકરી; પંચડંડ ધરાવે જેહ, રમે દુત દમનીશું તેહ, તેહ સંઘાતે પાડી હોડ, ઝીતાડો તો પોંહોંચે કોડ; દીવવીજે તે સાથે કરૂં, પચડંડ શીર છત્રજ ધરૂં.

દોહરા—ત્યારે હરસીધ બોલીયાં, એની ઉત્તમ જાત, એમાં પ્રાક્રમ છે ઘણું, આગળ જોશો ખ્યાત. પ્રપંચ જીત્યા એ તણા, તે તમને કહુ આજ; તમો જાઓ ઇંદ્રાસને તાંહાં રહેશે તમ લાજ. વઇતાળ સંઘાતે પરવરો, મહારો તુજ શીશ હાથ, ઇંદ્રાસન શોભા તણી, ત્યાં મળશે સહુ સાથ. કામ કરી ઘેર આવસો, પહોચશે મનના કોડ; એ જુવતીને જીતશો, હુંશ કરીને હોડ. છત્ર મળે પ્રચંડનું, થાશે જુગમાં નામ; તુજને જીતી નવ શકે એ નહી સહેલું કામ. પુન્યે ગ્રહ પીડે નહી, પુન્યે નાસે પાપ; ત્રીદશ વશ એક પુન્યને, તરૂઠે ઇશ્વર આપ. વચન શીશ ચડાવીયું, તેડયો વીર અનુપ; પવન પહેલો પરવર્યો, વીર ને વીક્રમ ભુપ. ત્યાંહાં ઓછવ છે અતી ઘણો, શોભા નૌતમ હોય; નાચ કરે દમની ત્યાંહાં, દ્રષ્ટે જોય. અચરત પામ્યો અતી ઘણું જે શું પાડી હોડ; નરૂત્ય કરે તે તો અહીં, ઉરવશીની જોડ, દમની નહી કોઇ દેવતા, નહી માનવીનું રૂપ; એ જીતે અચરત કશું, ભાગ્યો સંદેહ મન ભુપ. સભા સહુભર

પુર છે, પછવાડે છે વીર; અદ્રશ રાજા રહ્યા, મનમાં આણિ ધીર. સુરરાય રીઝયો ઘણું, દિઠી રમત અપાર; મનીને ત્યાં આપીયો, એક અમુલક હાર.

ચોપાઈ—પાછળ હાથ દમનીએ કયો,હાર વિર વૈતાળે હર્યો;તે દમની નવ જાણે કોય,રહ્યા દેવ સહુ દ્રષ્ટે જોય.બીજી રમતે આપ્યાં પાન, પામી દમની મનશું માન; પાછળ પાન આપ્યા તે ફરી, વૈતાળે લીધાં તે હરી. પછે કાનની લીધી ઝાલ,એવો વિર મોટો વૈતાળ; પછે પગનું લીધું ઝેર, દમનીને નીદ્રાની ઘેર. ઉગ્યો સુર ઊઠી સભાય, સહુકો પોતે સ્થાનક જાય;પણમ્યો સુરનાયક બહુ પેર, વાહાણે રાજા આવ્યો ઘેર. પુર મધ્યે પરીયાણુજ કર્યું, સ્નાન દાન વ્રત પુન્ય આચર્યું; આવિ બેઠો રાજ્ય સભાય, દમનિને ઘેર તેડું જાય.દોહરા—કેમ ઘેર સુખે સુઈ રહિ,પ્રીત માને પાસ; રાજા તુજને જીતશે, મુલ ખરીદિ દાસ. નોહે કામ નાઠાતણું, મોટા શું પાડી હોડ; બોલ્યાં બોલ અહંકારનો, પહોંચાડો મન કોડ.

ચોપાઇ—બેઠી સુખપાલે તે નાર, આવિ રાજા દરબાર; મહિપત મુખે નાંખ્યો હાથ, બોલ્યો વચન શામાને સાથ. ત્રણ દીવસ રમાડયા તમો, તેવાં પ્રાક્રમ જોઇએ અમો; છેલે દહાડે જીતે કોય, પહોંચે તેના મનના કોડ.ત્યારે દમનિ બોલી વાણ,સાંભળ રાજા ચતુરસુજાણ; મારાથી કંઇ હારી ગયા, તે તો મારા શેવક થયા. મુકયો વાદ બેઠો તે ઠરી, રમત હતી તે જારી કરી;જોવા મળ્યું છે બધુ ગામ,અચરત બોલે ઠામોઠામ. બેમાં કોનું પાણી જાય, જોરાવરીની જીતજ થાય; ઘડી એક બે રમતજ થઇ, કામનિ સાથે વાણી કહી. સ્વમા કેરી કહુ એક વાત.દીઠું શુભ વાત સાક્ષાત; જોયો ઇંદ્રાસનનો નાચ, નારી તું કરતિતી નાચ. રીઝયો નરપત તુજશું સાર, પોતે તુજને આપ્યો હાર;તે સાચી કે જુઠી વાણ,સાચું કહે જે હોય પ્રમાણ.ત્યારે જુવતી ઝાંખી થઇ, જુઠી વાત રાજાએ કહિ; આળપંપાળ એ જુઠ હોય સ્વપ્નું સાચુ હોય ન કોય.પ્રતક્ષ ત્યાં દેખાડયો હાર,દીઠો દમની નવ લાગી વાર;માનભંગ થઇ જેટલે, મુકી દાવ દેતાંતેટલે. મનમાં દીઠી અદકી ભીત,એક ભાગ રાજાની જીતે;બીજીવાર બોલ્યો ભુપ, સાંભળ નારી વાત અનુપ. પાસે બેઠો તો ઇદ્ર તણે, નરત્ય કરતિતી હેતે ઘણે;માનની તુજને દીધાં માન,તુજને ઇન્દ્રે આપ્યાં પાન.દીઠાં પાન ઝાંખી થઇ ગઇ, બે બાકળી જોતામાં થઇ; બે ભાગે જીત્યો તે રાય, વીમાસણ વીનતાને થાય. ત્રીજી ઘડીએ વાણી ભણી, હું જોતોતો તેણી ઘડી; ઝાલ કામની તાહરી પડી, તે મારે હાથે તો ચડી.દમની કહે એ જુઠી પેર,ઝાલ મુકી તેને ઘેર;રાજા કહે તું સાચી હોય, આપી ઝાલ પ્રગટ તું જાય. ત્યારે ઝાંખી થઇ તે નાર,ત્રીજી હાર થઇ તે ઠાર.

દોહરા—એ કયાંથી ઇન્દ્રાશને, લાવ્યો ખરાં એધાંણ; પડી વિમાશણ માનની, પરવશ પડીયો પ્રાણ. કહે રાજા સુણ કામની,જુઠી જાતે ફેર;કહો નારી તે કયાંગયું, તાહારા પગનું ઝેર. સ્ત્રી કહે મુકયું ઘર વીખે, પડી એટલે ફાળ; મન થકી મહીપત

વડે, તરૂણીશું તતકાળ. મુકયું ઝેર તે આગળે,નીરગલ થઇ તે નાર; પાણીથી થઇ પાતળી, ચુકી ગઇ તે ઠાર. પછે તે પાસા ઢળતાં, થરથર ધ્રુજે હાથ; હારી હારી સૌ કહે, હસી પડયો સૌ સાથ,વાગી હાક હાર્યા તણી, જીત્યો વડહથ વીર;પ્રતાપ પુન્ય પોતાતણો. રાખો નારાયણ નીર; વાગ્યાં વાજાં જીતનાં, ગડગડીયાં નીશાન; હારી દમની હોડશું, જીત્યો વીરજુજાણ, ગાંધરવ વીવાહ શાહી કર્યો, ક્ષણુ ન લાગી વાર; તે વીનતા વીક્રમ વર્યો, પરાક્રમ અપરંપાર. સાસુન વીક્રમ કહે, જોડીને બે હાથ; વાત કહો પંચડંડની,જે બોલ્યાં મુજ સાથ.ઝણે આપ સજ થઇ,ધીરવીર સજથાય; પ્રથમ કહું છું એટલું,કુંકણ દેશે જાય. ધ્યાન ધરે ફરશ સમજી,સોપારા વડ ગામ તેમાં વીપ્ર એક વેદીઓ,શીવશરમા એ નામ. રહેજો વાતો ઘેર તે,જોજો એ એધાણ; સ્ત્રી ઉમાદે તેહની, ચતુરા ચતુરસુજાણ. ચરચા જોઇને આપજો, ગામ ઠામ ઘર એહ; જાગશો તો જીવશો, ઉંઘે ખોશો દેહ. ચોપાઇ—માહારાજા મન માન્યું સાચ, માન્યું સાચું વીનતા વાત; વડા વજીરન સોપ્યું રાજ, ચાલો કુંકણ જોવા કાજ. વૈતાળ સાથે તેડયો વીર, ચાલો મન ધરીને ધીર; અનેક દીવશ હીંડતાં થયા, કોડ ધરી કુંકણમાં ગયા.દીઠું નગ્ર થયો ઉલ્હાદ,દીઠો શીવસુંદર પરશોદ;હરખ્યો મહીપત પોતે નામ, કોહોને ભાઇ વસે કુણ ઠામ; કહે પુજારા બ્રાહ્મણ ઘણા, શીવશરમાની શી છે મણા; ઉંચા નીચાને વામણા;કો ગોરા દેહ દામણા; કાંઇ તેનું એધાણજ હોય, વીના પ્રીછે નહિ કોઈ; શુભ એધાણ રાખ્યું છે સાર ઉમાદે જેને ઘેર નાર. જાઓ ડાબી પોળ નીશાળ, બેઠો વિપ્ર ભણાવે બાળ;શીતળ છાયાને કારણે, વ્રક્ષ આંબલીને બારણે, તેનું વચન હૈડામાં ધરી, લઘુ લાઘવી વીદ્યા કરી;રાજવંશી રઢીયાળુ રૂપ, શીવશરમા ઘેર આવ્યો ભુપ; દંડવત કરૂણાએ કર્યો, ચરણામ્રત લેઈ મુખમાં ધર્યો;વિદ્યા ભણવા આવ્યા અમો,કીરપા કરી રાખોજી તમો. ગોરાણી બાહેર નીસરી, જોઇ વીકરમ દ્રષ્ટે ભરી; આનંદ અદકો મનમાં થયો, રીઝીને રાજા ત્યાંહાં રહયો, ઘેર વીદ્યારથી માહરે ઘણા, સુખે રહો અહીયાં શી મણા, માનુભવ મોહટા જે સુખી,વિદ્યારથી થયો ત્યાંહાં સુખી.કરે ગોરાણી હેતજ ઘણાં, આપે શાક રી શેકયા ચણ્યા, ઉદર તણો જેવો હોય તન,તેથી અદકુ રાખે મન. બાસઠ પેહેલા નાહના તન, તેસઠમો વીકરમ રાજન;રમે જમે ભણે મન મુહે,રાત દિવસ તે ચર્યા જુએ.એક દિવસ ગઇ છે મધરાત,સુતા માનવી જાતોજાત;સહુકોને છે ઘારણ ઘણું, જાગે રાજા વીક્રમ ઘણું,ઉઠી ઉમાદે પ્રચંડ,લીધો હાથ ઉડણડંડ;નીકળી બહારરાખી મન ધીર.તેતો દીઠું વીક્રમવીર,માઝમરાત જાતે નાર,કેમ નિકળી એકલીબહાર;અરૂપરૂ જેયુ અદઘડી, વ્રક્ષ આંબલી ટોચે ચઢી,આંબલી થડ પોલી ગફાય, અદ્રષ્ટ થઈ ત્યાં બેઠો રાય; ચઢી ઝાડ ઉમાદે નાર; કીધા ડંડના ત્રણ પ્રહાર, ઉંડ ઉંડ કહ્યું મુખ થી વળી,ગયુ વ્રક્ષ બાધુ ઉચળી;ઊપર ઊમાદે હેઠો રાય,સો જોજન સુધી તે જાય.

ત્યાં એક પ્રૌઢ છે મશાણ,સઘળુ ભુતાવળનું રાણ ભુત પ્રેત અગ્નિ દવ બળે, સીદ્ધ લક્ષ ચોરાશી મળે. બાવન વીર ચોસઠ જોગણી, ભારે ભોગતણિ ભોગણિ; ચોસઠ બેઠી ચામુંડ જ્યાંહ,દેવ દુદુંભી વાજે ત્યાંહ. તે ઠેકાણે શોભા હોય વર્ણવ કરી શકે નહી કોય.જુહાર જુહાર ઉમેદા કહે,જોગણિ સહુ સાંભળવા રહે; જુઠી જુઠી સહુકો કરે ઉમાદે હેઠી ઉતરે.

દોહરા—ઉમાદે કહે જોગણી સાચી છું હું આજ;ચોસઠમાં આવી બળુ,તો થાય આપણું કાજ. બાસઠ ઘેર પહેલા હતા, ત્રેસઠમો મુજ કંથ; ચોસઠમો આવી મળ્યો આનંદ ઉપન્યો ચંત; બત્રીશ લક્ષણા માન્યા સહી, તો શી કરીએ પેર;ભોગ આપવા ભવાનીને, થયા ચોસઠ મુજ ઘેર. તમો કહો તેમ હું કરૂ, ટળે આપણો રોગ; મને કરો તમે જોગણી, ભરૂ ભરપુરણ જોગ.

ચોપાઈ—હરખ્યાં જોગણી પ્રીતે પાસ, ઉમાદે તુજને સાબાશ; અમે કહ્યું તે મન માં ધરો, ચૌદશ દીન નઇવેદજ કરો. વડાં બાકળા લાડુ ખીર, કરો પ્રાકરમ આણિ ધીર; ચોસઠને સ્નાન કરાવજો, હાર કરેણના ધરાવજો, સીંદુર તિલક કરજો ભાલ; પાસે પાસે બેસાડી બાળ; ભાણા માંહે ભરજો ખંડ હાથથી હેઠા મુકજો ડંડ.તે પાછળ પ્રદક્ષણા ફરો, ઊંદા ઉદા મુખ ઓચરો,ઊદક અંજલી ભરવી હાથ, લેજો ભોગ ભવાની માત.અમો હુંકારો દેઇશું,અકેકો વહેંચી લેઇશું આવ્યા અમો પાછા નહિ ફરૂ, નહિ તો તુજને ભક્ષજ કરૂં, એવી તેણે દીધી શીખ, વિદાય થઇ મન આણી બીક, માયાં દંડ તેણે પ્રતક્ષ; ચઢી આંબલી કેરે વ્રક્ષ,એક ઘડીમાં આવી ઘેર,નરપત નીરખે સઘળી પેર; ઉતરી હેઠી ઘરમાં ગઇ,રાજાને મન ચીંતા થઇ,દેખાડી સાસુએ વાટ,મોકલ્યો ઘડવા માહરો ઘાટ.વેઠુ દુખ માહારી દેહને, ઊગારૂ ત્રેસઠ એહને પરાક્રમ એમાં છે પ્રચંડ, કરામત સઘળા તે ડંડ,આવે તો જીતી લેઊ, નહીં તો પ્રાણ આ સ્થાનક દેઊ.કર્યો વીચાર પોતાને મન,પ્રાતુશકાળ ઉગ્યો દન.શીશ સર્વ સુતા જાગીયા, ગુરૂજીને પાએ લગીયા. સરવે નાહાવણ કરવા ગયા, વીપ્ર કર્મ કરી સુખીયા થયા. નરપત કહે જોડીને હાથ, ગુરૂ સંગ બેઠા સહુ સાથ;એક પ્રશ્ન જુઓ રૂખીજન, આપણ માથે કંઈ વીઘન. જુઓ નાથ વીચાર કરી, સ્વપ્નામાં બેઠા મન ધરી; તાહરે સહુએ બોલ્યા બાળ, સ્વપ્નું એતો આળપંપાળ આજ કાલનો તું આવીયો, ડાહયો થઇ ડીંગજ લાવીયો. દોહરા—ત્યારે ગુરૂજી બોલીયા, તમો ન સમજો કોય, ભાઇ કહે તું મુજને, સ્વપ્ન તુજને હોય,આજથી થોડે દહાડલે, છે ચૌદશનો દન; ઉમાદે નઇદેવ વેહેંચશે, કરશે ચંડી પુજન. બેસાડી ખંડ પુરશે,કંઠે આરોપશે માળ. ભોગ આપશે ભવાનીને. ચોસઠનો ખુટચો કાળ. બત્રીસ લક્ષણા સર્વ છે, તેણે માન્યુ સત્ય;ગુરૂ શમેત કહે સઉ,કહે તે કરીએ ગત,બીહીને નાશી નત્ર જશો, નહી દેવા દેઊ નામ; કહુ તેમારગ ચાલજો, થશે તમારૂ કામ, ડંડ લઇ નાસુ અમો,

કેડે આવજો તરત; પાછુ જોવા જે રહે, તે તો પામે મરત. ધીરજ રાખી સહુકો રહયા, થાશે શુભ કલ્યાણ, દેખો તો સાચુ માનજો, નહી તો કહેજો અજાણ. કો કહે જુઠુ બોલીઓ, કો કહે સાચુ પાસ; સાચુ માન્યું ગુરૂજીએ, કીધો દ્રઢ વિશ્વાસ. પ્રતિજ્ઞા કરી આવીયા,કોઇનું નહોતુ મન;ત્રણ દિન એમ વહી ગયા,આવ્યો તેરશનો દન. ત્યારે ઉમાદે ઉચરી શાંભળ મારા શ્યામ; મારે બાધા નીવેદની, કહો તો કરૂં શીર નામ. ચોપાઇ—વારૂ કહીને દીધી આશ, સહુને આવ્યો દ્રઢ વિશ્વાસ, દાળ પલાળી અડદજ તણી,સામગ્રી બહુ દીધી ઘણી.નોતરયા સરવ વીપ્રના તન;વહાણામાં ચઉદિશનો દન; રસોઇ શરવે કીધી શાર, તેડી વીપ્ર તણો કુમાર. તમે બેશજો શર્વજ શાથ, શંકલ્પ કરવો મહારે હાથ, ચોશઠ જોગણી શંનોખવી, પુરણરીતે પોંખવી. સમજ્યા પોતે રાજન, કોઇ બીક ધરશોમાં મન;નહાયા સર્વ તે ક્ષુધારથી, પ્રવેશ છે વિચારથી. ગુરૂ પત્નિનું વચનજ જાય, વિદ્યા ભણ્યા તે મીથ્યા થાય, કુમકુમ ચંદનસુંદરસાર,ઘાલ્યાકંઠ કુસુમના હાર.ભાણામાં પીરસ્યાં ભોજન,સ્વામી સહીત બેઠા છે જન; પંચામ્રત રાડુઘ્રત, પ્રાસીપાક સામગ્રી તરત; કહાડીકુંડુ વચ્ચે આણીયા,બત્રીસ લક્ષણ જુગતે જાણિયા.ઉમાદે વચમાં આવીયાં, ઉડણ ડંડ કરમાં આવીયાં,ઉડણ ડંડ કરમાં આવીયાં;મંત્રહતો તે મુખમાં લીધ;જોગણીનું આવાહન કીધ; મેહેલ્યો ડંડને નીચી થઇ, પ્રદક્ષણા કરવાને ગઇ, ઉદ્દો ભવાનિ લેજો ભોગ, મનવાંછાત ટાળો મુજ રોગ

દોહરા—એટલે રાજા ઉઠીઓ, મારી હાક પ્રચંડ; નાઠો ચેતાવી શરવને, લીધો ઉડણ ડંડ; ગુરૂ સહીત તે દોડીયા, પાછું ન જુવે કોય;એટલે આવી જોગણી, કારમુ કઉતક હોય; ખાઉ ખાઉં કરતિ ઉતરી,વન દીઠા તે ઠાર.વેહેંચી ભાગ ચોસઠ કરયા ભક્ષ કરી છે નાર;હાહાકાર સઘળે થયો,કોપ્યા ત્યાંના લોક;ચોસઠ ખાધા ભવાનીએ સજ્જન પામ્યો શોક; નાઠા ચોસઠ એકલા કરયોમન વિચાર; વહાણું વાતે નાસરયાં, ત્યાથી જોજન બાર.

ચોપાઇ—થાકયા ઘણી લાગે છે ભુખ, સહુ કષ્ટ વેઠે મહા દુઃખ; નગર સીમાડે આંબો એક,રાજા બોલ્યો કરી વિવેક, સહુ બેસો ઠરીને આ ઠામ, હું જઇને જોઇ આવું ગામ રહ્યા ત્રેસઠ ઠરીને ઠામ, રાજા ચાલ્યો જોવા ગામ;વળ્યો નગર ભણી તે વાટ,નહી માનવી ઉઘાડાં હાટ, ભર્યાં માલ ખજાના દ્રવ્ય, મનુષ્ય વીના સુનાં છે સર્વ હાટ;ઊઘાડયાં દોશી તણાં,ભર્યાં વસ્ત્ર અમુલક ઘણાં;પરીખ સુખડીઆ સોનાર દુકાન હાટ છે અપ્રમપાર, ખોળ કરી પરાંને કોઇ,પશુ પંખી માનવી ઓટ;અચરત પામ્યો અદકુરાય, જોતો જોતો ચાલ્યો જાય. રાયધીર મનથી નવ ડરે, કાયરનીસ્ચે બીહીને મરે; જોયું નગ્રને લીધોપાર, એટલે આવ્યો રાય દરબાર, પેઠો મેહેલા ઊપર અડયો,ઉંચી અટારીપર ચડયો પાથરીછે સેજ્યા એકત્યાંહ,બેઠી બીલડીએકતે

માંહે. જોઇ રહયો છે તેને ભુપ, નહી બીલાડી કારણ રૂપ; સુના મંદીરમાં બેશી રહયાં,નગ્રતણાં માણુસ કયાંહાંગયાં.હું ઉજેણુપત વિક્રમરાય, આવ્યો તાહરા મોહો લજ માંહ, બોલો મનકાંઈ હોયે દુખ, ઇશ્વર તારી ભાગે ભુખ; બીલાડીયે સાજન કરી, કાંજળકુંપલ આગળ ધરી; અંજન કીધુ છે જેટલે, નવ જોબના થઇ તેટલે; રાજા કહે તારૂ શું નામ,ઉજડ કયમ થયું તારૂ ગામ;ત્યારે અસ્ત્રી બોલી વાત,ચંદર શીખર તે માહારો તાત; દઇત્યે માણુસ માર્યાં ઘણાં નગ્ર ઉજડ છે અમ તણા લોક સહુ તે દુઃખીયા થયા કોઇ ખાધા કોઇનાહાશી ગયા;મને એકલી ઝાલી બાંહ;રાખી છે કાળાગ્રહ માંહ; અંજનકરી બિલાડી કરે, ચારા અર્થે વનમાં ફરે. આવે છે રાતે આહાર; બીજે અંજનથી કરે છે નાર; મુજને રાખેછે બહુ મન, જેવી પેટની હોયે તન. હવડાં આવશે કરતા વાત,જોતામાં કરશેતુજ ઘાત;તારો ડરાવ્યો તે નહી ડરે, કોઇનો માર્યો તે નહી મરે.એવું બળછે મહા પ્રચંડ.અજીત એની પાસે ડંડ,તે ડંડ જ્યારે વાગે શીશ,એ પાપી મરશેતે દીસ;તે ડંડની નીત્ય પુજા કરે,તે પાછળ પ્રદક્ષણા ફરે, હેઠો મુકે એટલીવાર તેનો છે એને આધાર; લિધી વાત એના મનતણી, વળતી બોલ્યો ઉજેણી ધણી.છાનો રાખમને તું ઘેર,હું કરૂ પાપીની પેર;સ્ત્રીએ જોઇ તેની સુજ, ઠામ એક દેખાડી ગુજ.

દોહરા—અંજન આંજ્યું એહને, કરી બીલાડી તાંહ; રાજા જઇછાનો રહયો તેના મંદીર માંહ.એટલેપાપી આવીયો,સેજ હુતીજ્યાં ઠાર, અંજન આંજ્યું તેહને તતક્ષણ થઇ તે નાર.સ્નાનકર્મ તેણે કરયું,પછે કરયું સ્મરણ; દંડ હતો જે હાથમાં તેને મુકયો ધરણ,પ્રદક્ષણા પોતે કરી, નમીને લાગ્યો પાય. નીરખી ને પછી નીસરયો, મહા બળીયો તે રાય, ચેત ચેત રાજા કહે, ચઢાવી બહુ રીસ, ડંડ હતો તે ઝાપટયો, તે પાપીને શીશ.

ચોપાઇ—તરફડી પડયો તે તરત,પામ્યો એક પલકમાં મરત;વાયુ વેગે વાતજ થઇ,ખબર દોહો દશાએ ગઈ.તરત લોક આવીને વસ્યા,સુખ પામ્યા સહુ હેતે હસ્યા; સ્ત્રીને ઘેર આવ્યાં માબાપ,ટાળ્યાં સર્વ લોકોના તાત. ન રહયું દુઃખકોને મન કશું, તરત આવીને ગામજ વસ્યું;તરેસઠ જે પોતાના જન,મન વાંછીત આપ્યું ભોજન; રાયે જાણ્યા વિકરમ રાજ, મન વાંછિત થયું તે કાજ; મુજને ઓશીંગણુ કીજીયે, એ કન્યા રાજા લીજીએ તે કન્યાને પ્રિતે વરી,કુંકણમાં તે આવ્યા ફરી,પ્રકાશ થયું પોતાનું નામ મળવા આવ્યુ બાધુ ગામ. કુંકણ રાયે મનોહર કરી, પરણાવી પોતે દીકરી પ્રોહીતને ઘેર કન્યા એક,ગુરૂને પરણાવિ વીવેક;વિદ્યારથીને ઘેર મોકલ્યા, આપ દેશ આવ્યા એકલા;ત્રેસઠના ત્યાં ટાળ્યા દુઃખ,ભાગી જનમ જનમની ભુખ. બે ડંડ બે કન્યા રૂપ, લઇ આવ્યો ઉજેણી ભુપ. ચતુરા આવ્યા ચતુરસુજાણુ,હરખે ગડગડીયાં નીશાન; મહેલે ઉતરયા નરનાર,સુંદર શોભા તેણે ઠાર. દોહરો—દમનિ

ને ચરણે નમ્યો,પોતે વીકમરાય દંડ જીત્યા તે દેખાડીયા,મેહેલ્યા જઇને પાય. ધન અજીત ધરણીપતિ, ત્રંબાવટીએ જાઓ,જો જો ચરચા મહેલની;મહિસાગરમાં નાહો. કરે રાજત્રંબાવટી, ત્રંબક તેનું નામ; ત્રંબકસેન્ય તો બહુ થયા,પણ તેનુ છે નામ. વચન લેઇ તે સંચરયો;સાસુએ દીધી શીખ,સાથે વીર વૈતાળ છે, મન નવ આણી બીક, પોહોત્યો ઘર ત્રંબાવટી. નીશા સમે તે ભુપ; અદ્રષ્ટ વિદ્યાએ કરી,દીઠું નગર અનુપ; મહિસાગર નાહાઈ જઇ, જોયા ઘાટે ઘાટ; નગર નીરખ્યું નેહશું. ગયા રાજ ની વાટ; નગર નીરખ્યું નેહશું, પોતી મનની આશ;સારૂં ઠેકાણું જોઇને કર્યો ત્યાં નીવાશ; જોયાં ઘર પુરમેહેડીયો, જોયા મેહેલ અવાસ; ચઢયો ઊંચો અટારીએ. સ્ત્રી દીઠી તે પાસ; ત્રીયા તેર વરસ તણી, લક્ષણુ ગુણ શુભ રૂપ; તે ઠામે ઠરીને રહયો, પોતે વિક્રમ ભુપ;ચરચા જુવે તેહની, નિશા ગઇ છે પોહોર;સાંઢ ઉપર વાહન કરી આવ્યો દુત તે ઠાર; મેહેલી ઉટને બારણે, આવ્યો ઘરમાં એહ. વાટ જોતીતી માનનિ, જેમ બપૈઓ મેહ; તાહારી સાથે આવીયો, બેસો બાહારજ ઠામ; ગરથ બાંધુ કાંઈ ગાંઠડી, બીજાનું શું કામ, તેને બેસાર્યો બારણે, રહયો ઘડાયે ઠામ;એટલ પોપ ટ આવીયો દામોદર તેનું નામ; કાગળ કોટે બાંધિયો, આવ્યો સ્ત્રીની પાસ; પ્રણામ કરયો તે પોપટે સ્ત્રીએ દીધી આશ; રાજા વિક્રમ તે જુવે, પ્રાક્રમ તેના પ્રૌઢ; પોપટ દીઠો પોતાતણો થઈ રહ્યા દિંગમુઢ. કાગળ ઉકેલીઓ કામની, તે વાંચી જોયો સોય તે પાછળ ઉભો રહયો,તે નવ જાણે કોય; સ્વસ્ત શ્રી ત્રંબાવટી રત્નમંજરી નામ; લખીતગ ઘાંચણ દમનિ, વાસ ઉજેણી ગામ;સમાચાર એક પ્રીછજો, પાડી વિકરમ શું હોડ; મુજને જીતી તે વરયો, લાગી મુજને ખોટ; હું શ ન પોહોતી આપણી જે ધારીતી પેર; કાળા ગ્રહે પડી કામની,વીક્રમસેનને ઘેર;ભલુ મુરખ દળીદ્ર દુઃખ; ભલી વેઠવિ ભુખ;તેથી અદકુ રાય ઘેર,સ્ત્રી માણસને દુઃખ.વાત કોઇશું થાય નહિ બાહેર નવ જવાય; રૂડું ભુડું જવાય નહી, રેહેવું કાળાગ્રહ માંય વચને બાંધી હું રહી, જોડીને બે હાથ; આપણ રહીએ એકડાં, વાત કરૂ તમ સાથ. તમ ભણી રાજા મોકલ્યો,આવ્યો છે તુજ પાસ; તેને તો વરજો તમો, પોહોચે મનની આશ.લખનાર નાર પોતા તણી; અચરત મોટું એહ; પોપટ પણ પોતા તણો, મહીપત મન સંદેહ.

ચોપાઇ–રત્નમંજરી વાંચે પત્ર,વિક્રમે વાંચ્યો તે તંત્ર;તેનો ઉતર લખીઓ ઓટ, બાંધ્યો તે પોપટની કોટ. ત્યાં જઇને કહેજો નાય, રત્નમંજરી વરે કોઇ રાય; સુણી શુક ચાલ્યો જેટલે, કાગળ ફાડી નાંખ્યો તેટલે.ઘેલીરાંડ ઘાંચણ દીકરી,તાહરૂં પાપ તું એને વરી. મારૂ રત્નમંજરી નામ,નવ રાખુ વિક્રમ ગુલામ;એવા કઇ આવે કંઇ જાય; વીક્રમ તો તુજને ગંધાય. હશી પડી તે સઇયર સાથ, જો આવે વીક્રમ તુજ હાથ; મહિપત બાંધુ મારે ઘેર, કોય ન જાણે તેની પેર દાસીને હેઠી મોકલી, ઉપર રહી રાણી એકલી; આવ્યોતો જે પેલો દુત, તેડયો ઘરમાં ભંગડ ભુત, કહો તમે

કયાંથી આવીયા,સમાચારશા લાવીયા,તમને નરપત તેડે આજ સર્યાં સરવેઆપણાં કાજ; લીધા ઘરમાંથી શણગાર, બીજો માલ તે અપરમપાર, રત્ન પેટી લીધો અભે દંડ, તે આપ્યાં દુતને પ્રચંડ; જાઓ મુકો ઉંટ ઉપર જઇ, પછે આપણ બે જઇએ વહી, સાંઢજ ઉપર તેતો ધરયું,પછે વિક્રમે મન આચરયું, ડંડપ્રતાપે નાહાશી જશે, હાથન રહી તો શીગત થશે. ડંડ પેટી ઉંટપર મુકીયો;મુરખ મન તેતો ચુકીઓ, વૈતાળ ગયો તે વસ્તજ હરી,બેઠો રાય ધીરજ મન ધરી;ચેતાવ્યો વીનતા નવ મારીએ, ક્ષત્રી ધર્મ તે કેમ હારીએ.રાત સમે તું કયમ કરે જોર, દુતજાર કે સ્ત્રીનો ચોર. ત્યારે દુતને ચડી છે રીસ, ગાળો દીધી ત્યાં દશ વીશ મારયું ખડગ લીધા છેપ્રાણ, પડયો વાટમાં તેહ અજાણ. પછે દુતનું લીધું રૂપ, સ્ત્રી પાસે આવ્યો ભુપ, જો ગમે તો આવો તમો, ચાલો ખોટી થાઉછું અમો,ઉઠી નાર તે આગળ થઇ, ઉટ ઉપર બેશી તે ગઇ; બીકના આણી કોની ચંત,ખેડીસાંઢને લીધો પંથ પુરવદશા હાંકયો જેટલે, સ્ત્રી વાત બોલી તેટલે; આપણે જાવુ પશ્ચમ દેશ, કયમ કરો પુરવ પ્રવેશ. મહારે શું પશ્ચમનુ કામ, તેડી જાઉછું માહરે ગામ; વાકુ વચન તે સાથે કરયું,રૂપ પોતાનું પ્રગટ કરયું, ડંડ અને પેટીતો ગઇ, તે નારી તો નરવશ થઇ; પેટી ડંડનું ભાગ્યું જોર, થઇ ગઇ નારી તો ચોર; શું નામ તારૂ કયાં રહો, કયાં લઇ જાઓ તે કહો મહારૂ તે જુવારી નામ, વસવું મારે માળવ ગામ;કરૂ કામ અણ ચીતવ્યાં ઘોર સ્ત્રી માણસનો હું ચોર,દોહરા—નીશ્વાસ મુકયો,પડયાં જુવારી પાસ,જુવારી સાથે વાંકડા, મરકટને જેમ હાર; ઘેલી માથે બેડલું, પહોચે કેટલા કાળ. ભંગી વ્યસની આળસુ, લંપટ જુવારી આપ; એવો કંથ જે કામની, તેનાં પુરણ પાપ. નમેરો પુરણ પાપ. નમેરો નીંદ્રાળુવો, દીન દયા હિન રોગ;એવો કંથ જે કામની,તે કામનીના ભોગ; કમળ પોપટ લાવિયો. મહારી સઇયરનો મર્મ,વીક્રમને નવ વરી. તો આ લાગ્યું કર્મ. પરદુઃખભંજન સુખ કર્ણ, અજીત અભેદી આપ; એવો પુરૂષપ્રભવ્યો, તે ભોગવવું પાપ. નવખંડ જેની નામના, પવીત્ર જેનો દેહ; તેવો પુરૂષ મેં પ્રભવ્યો. તેનું ફળઆ તેહ. સુરજ દેવ સાક્ષી કરો, નીરમળ તારૂ નામ; મેળોકરજો મહીપતી; કરો કામનીનું કામ; અલ્યા શ્રાપ દેઉછું તને, અબળા સ્ત્રી જાત; કયમ લાવ્યો મને છેતરી, કીધી મોટી ઘાત.

ચોપાઈ-તહારે તે બોલ્યો રાજન;તહારૂ કોના ઉપર મન; ત્યાં પહોંચાડીમુકુતને, શાને રીસ કરે છે મને તાહરા મનમાં જે હોય આપ, સત્ય ના કહે તો તુજને પાપ, દોહરા—ત્યારે નારી બોલીયાં, વીકરમ ઉજેણી ભુપ; સકળ કળા ગુણ જાણ છે, શીયળવંત છે સ્વરૂપ. રાજેશ્વર રાજા ગુણી, હરસીધ તેજ હજુર; તેને મળવામન ઘણું, જે નારાયણનું નુર. વચન પાળે તાહરૂં,તો મેળવ વીક્રમ રાય;તો સરે અરથ હમારડો, હઇડુ શીતળ થાય. ત્યારે જુગારી બોલીયા કાંઇ વીક્રમ એધાણ:તેને તં

કયમ ઓળખે, સાચું બોલ સુજાણ. પગે પદ્મ છે તેહને,ઢીંચણ સુધી હાથ; જમણે હાથે ચક્ર છે, તે પૃથ્વીપત નાથ, કમળ પત્રશાં નેત્ર છે, તરૂવર છે તેજ; ચંદ્રવદન ચંચળ બુદ્ધિ, નારાયણ શું નેહ; છોડયો મણી ગાંઠે થકી, આપ્યો સ્ત્રીને હાથ;જાણે દીનકર ઉગીયો, દીઠો તે નર નાથ; પગે લાગી પદ્મની, કહો તમારૂ નામ;વીસવસા વીક્રમ તમો તેજ પુંજ મહા કામ ચોપાઇ—શાબાશ શામા ડાહયાં તમો તમે કહ્યાતે વીકરમ અમો, નગ્રચરચા જોવા આવીયો, પોપટ કાગળ ત્યાં લાવીયો તે ઉપરથી મેં વાંચીયો,પેટી દંડ મેંતો સાંચીયો.દુત હતો તે મેં મારીયો,ચેતાવ્યો જુઘેહારીયો તમને બેસારી સાદે કરી,લાવ્યો પંથે તમને હરી;મહારા સમ તમને હોય મન,ત્યાંહ પોચાડું આણે દન. વચન સાંભળ્યું વિકરમ તણું, હરખી નારી મનમાં ઘણું,ગાંધર્વ વીવાહ હેતે કરી,રત્નમંજરી વિકરમ વરી ચાલ્યાં આવે છે તે વાટ,મટયા મન તણા ઉચાટ; એ વાત અહીયાંથી રહી, પેલા પોપટની શી ગત થઇ.

દોહરા—કાગળ રતનમંજરી તણો, લેઇને ચાલ્યો પંથ; તેણે વિચાર્યુંઆવતાં થઈ વિમાસણ ચંત; દીઠું વીમલપુર વાટમાં, જુગતે જોતો જાઉં; મળે જો માહારો બંધવો, સેહેજે સુખીયો થાઉં; મળવાને પરદેશડે, બંધવ કેરે કાજ, તે રહે છે આ ગામમાં,ભાગુ મનની દાજ.એમ કહી વળીયો ગામમાં;મળવા મીત્રજ પેર;બાંધ્યો રહેતે પાંજરે,નિલીગુણકાને ઘેર.બાંધ્યુંપાંજરૂબારણે,ગંગારામ છેનામ;એટલેદામોદર આવીયો,બંધવકેરેઠામ,દ્રષ્ટેદ્રષ્ટમળ્યાબેહુ, પહોચ્યામનનાકોડ;ગુંજકરવામાંડી ત્યાંહાં બાધવ જુગતે જોડ.કોહો બંધવ કયમ આવીયા;ગયા હતા કુણ દેશ;સુખદુઃખ કોહો ભાઇ તમ તણું, કયાં કરવો પ્રવેશ.ઊજેણિ પત રાજીઓ, પવિત્ર મન પુર પેર; પરણ્યો ચાંચક દીકરી, હું જાઉં છું તેને ઘેર; કાગળ લેઇને નિસરયો ગયો ત્રંબાવટી ગામ; તે રાજાની બેટડી,રતનમંજરીનામ, પરણશે પોતે હર્ષથી,મારા કાગળ માટ; વાહાણુવાતાં આવશે આ ગામની વાટ. શુભ અસ્વારી સાંઢ છે રતન પેટી પ્રચંડ, કન્યા છે પદમણી,અભય અતિદંડ તે પહેલાં હુ નિસરયો, ખાઇ વધાઇ વરત;તેદમની મને આપશે,હાર અમુલક તરત. સુખસાતા છે અતી ઘણી,આનંદ અદકોચંત, મલ્યા ભેટયા હવે શીખ દો,લીજે મારો પંથ.ચોપાઇ—વારૂકહી તે થયો વિદાય, ખેદની કહી કવાય;પેલેપોપટે વચન કહ્યું તે ગુણકાએ સરવે કહ્યું સુણ્યું વચન તે માહારૂં ભાગ્ય, એવો હું પામુ કયાંહાં લાગ; પ્રપંચ કરૂં રૂડી પેર, પેટી આણું ઘેર. આવો મનમાં ઘડીયો ઘાટ, જઇ બેઠી રોકીને વાટ; પ્રાતઃકાળ થયો જેટલે, આવી સાંઢ નિકટ તેટલે;ઊઠાં ઊતરયાં નરને નાર, તેણે મનમાં કરયો વિચાર;ભક્ષભોજન અહીંયાં લીજીએ,પછે પંથ આપણુ કીજીએ;ગયા રાય તે ગામજ માંહ,નાર સાંઢણી રહ્યાં રણમાંહ; એટલે આવી ગુણકા પાસ, મળી ભેટીને કીધી આશ. મને તુજશું અદકુ હેત, તું તો માહારી સગી ભાણેજ; તું ભગનીની દીકરી; સારૂ થયુ અદકુ

હેત, તું તો મહારી શગી ભાણેજ; તું સગી ભગનીનિ દિકરી. સારૂં થયું વિક્રમને વરી, વિક્રમ ઉતરયા મારે ઘેર, તેડવા મોકલી તમને આપેર. તેનું કપટ તો નવ જાણીયું,જ્ઞાન રૂદેમાં નવ આણીયું મળથાં વળગ્યાં બાંહે હાથ ગયાંનારી તે ગુણકા સાથ; રતન પેટીને સાંઢજ લીધ, કરણ ગુણકાનું તો સીધ, રત્ન મંજરી ગઇ ઘરમાંહ,ચરચા ભુડી દિઠી ત્યાંહ કયાં ગયો છે ભરથાર;તે મારા હઇડાનો હાર;ને નરપાખે દેહ નવ ધરૂં,કરડી જીભને હવડાં મરૂં;તારાકુળમાં વહેવાર, મુજને કયમ લાવી આઠાર. દોહરો—ત્યારે ગુણકા ઉચરયા, આપ સજો શણગાર, જેવો તારે મન ગમે, ભોગવી લ્યો ભરથાર,ગુણકા જાતછેઆપણી,મોહોટા જન શું સંગ;નીત દિવાળી આ પણે, નીતનીત નવલા રંગ પલંગ પાનને હારડા, શુભ સુકોમળ શેજ; નર રૂડા નિત્ય નવા, ભોગવ આણી હેજ રાજાને સ્ત્રી ઘણી, સંભવે નહીં સંભોગ; વારો ન આવે વરસમાં, તે તો પુરા ભોગ. નીચ વાત નારે સુણી, અંગે ઉઠીં ઝાળ; કે મારૂ કે હું મરૂં, આણુ મારો કાળ, પરવશ પડી તે શું કરે. ધારણ રાખી મન, મોહોટાં મંદિર માળીયાં,ભામની રહી ભોવન,સોદો લીધો વિકરમે, આવ્યો તેતો આપ;વનિતા ન દીઠી વાટમાં, તનમાં પ્રગટયો તાપ.વળ્યો ગામમાં વિરતે,ડંડ પોતાને હાથ ગલી કુંચીએ ખોળતો,વિચાર કરે મન સાથ; એમ કરતાં નિશા પડી; દુખ પામી તે નાર, તે નાઠી ત્વરમાં થકી, બુમ મારતાં બહાર મળી બહાર બહુ મેદનીમાં નવ જાતો જાત; તે નગ્રના નરપતી, તેણે જાણીવાત. કેહે બાઇ તું રહે, ફેડીશું દુખતારી દેહ; વીજોગ પરણ્યા તણો, સાચુ કહોને તેહ. કાષ્ટભક્ષીને હું મરૂં, એટલું મહારૂં કામ; બીજાશું બોલું નહી, કાંઇ ન લેશો નામ. કાષ્ટભરાવ્યાં સંકટ,ચાલી સરિતા તિર;એટલે જોવા ત્યાંહાં ગયા પોતે વીક્રરમ વીર.ચોપાઇ—પોતાનો પતી દીઠો દ્રષ્ટ ગયું મન થકી તો કષ્ટ; દિઠી પ્રીત બે જણાની ઘણિ, પુછયું ગામ કેરે ધણી; કયાં થી આવ્યા કુણજ કામ, પ્રકાશ કરો પોતાનું નામ. દેવરૂપ દેવાંશી જેહ, અધિક પ્રથવીપત છે એહ;કરી પ્રતિજ્ઞા સાચી વરત,ઓળખીયો અવની પતિ તરત,તેડયો ઘેર દેઇબહુમાન. ખાનપાન મેવા પકવાન, કંગાળને કરૂણા કીજીએ; કાંઇ હુકમ અમને દિજીએ, તાહારા નગરમાં નીલી નારા, તેને તેડાવો આ ડાર, અણાર્વા સાંઢ પેટીને ગર્થ, ઘેર બોલાવી સાર્યા અર્થ; શીશ મુંડાવી ખર વાહન કરી,બધા નગર માંહે ફેરવી. કરી રહયો ત્યાં વીર સુજાણ, ત્રંબાવટીએ થયું છે જાણ; પગલે પગલે કટકજ ચડયું, પગલું દમત્તપુર માંહે પડયું; લાગી રાડ આણીને કરોધ, માંહોમાંહે વળગ્યાં જોધ. વઢતાં દીન વીત્યા છે ચાર, માંડવરાયે કર્યો વિચાર;આપણા ઉપર ત્રંબકવડે,સેવા કેસ ઇન્યાયે ચઢે;ગયા ભાટ નિવારણ કાજ,વઢો કુણદિવસની દાઝ. તાહરા નગરમાં માહારો ચોર; તેણે કામ કરયું ઘોર, રત્નપેટીને રત્ન દીકરી, તેતો ચોર લાવ્યા છેતરી; તેને ક્હાડી આપો મને તોતો જીવતો મુકુ તને.

દોહરા—રાજા શું જાણે નહી, મન વીચારો જાણ;રત્નમંજરી લાવીયો વીક્રમવીર સુજાણ, સુણતે આનંદ ઉપન્યો; શીતળ થઇને કાય;પ્રદક્ષણા દેઇને નમ્યો,વીકરમ કેરે પાય, ધન ધન એ દીકરી, ધન મોહારો અવતાર; હેતે આણ્યો નગરમાં, શોભો સહુ સંસાર. કમલપુરનો રાજીયો, માંડણ તેનું નામ;વરો બેટી એક માહરી કરો અમારૂં કામ.ચોપાઇ—એક પરણી તેની કન્યાય પાછા ત્રંબાવટીએ જાય;રીત ભાત પુરણ કરી, બીજીવાર તે કન્યા વરી,હરખે વાગ્યા ઢોલ નિશાન,આવ્યો વીકરમ વીર સુજાણ; કન્યાપેટી દંડ રત્ન; લાવ્યો ઘેર કરી જતન; સ્ત્રીઓ ઉતારી મોહોલો પાસ, દેવ દમનીને દિધી આશ; વચન તમારૂં ધરૂં, હવે હુકમ દો તેવું કરૂં; આણ્યા ત્રણ દંડને દિશ,કોહો તે વાત ચઢાવું શીશ,દોહરા—કહે દમની કહું તે કરો આપ નગર ભુપાલ; વિરભટ નામે વિપ્ર છે,તેડી ધન બહુ આલ;બાળ પુત્રીતેહની, તનું સરસ રૂપ, ચરચા જોજો તેહના, ભોળા થશો નહી ભુપ.

ચોપાઇ—પ્રાતઃકાળ થયો જેટલે, વીરભટ તેડયો તેટલે; માન દીધું રીઝીનેરાય કુમકુમ ચંદન પુજી પાય. રત્નપાળ તે આગળ ધરી, હેતે હેમની મોહોરેભરી માહારાજ હેતે લીજીએ, પતીતને પાવન કીજીએ, લાગ્યું બ્રાહ્મણને અદકુ દુ-ખ, રાજા ઉપર મરડયું મુખ; ભાઇ માહરે શો એનો અર્થ, રાજદ્વારમાં જોઇએ ગર્થ માંસ રૂધીનો ભુંડો અહાર, રાજપતી ગરહે ભારેભાર; દસખાટકી કરે જેટલું દસ ચકરીને ઘેર તેટલું. દસ ચક્રિ કરેજે આપ, તેટલુંએગુણકાનું પાપ;દસ ગુણકા તણોઅધ જેહ, એક નરપતીને ઘેર તેહ. નીંદ્યા કરીને નાશી ગયો,કોટી એક લેવા નવ રહયો;એમ કરતાં પડીજવ રાતે,રાયે વીચારયું રૂદયા સાથ;જોઉ ચરચા એના ઘરતણી,સમરઘ છે એનેઘર ધણી;વાળ્યો કાછડો ફેટો કશી, ચાલ્યો તે બ્રાહ્મણ ઘેર ધશી;કોઇને વાત ન કહી તે રાય,છાના વીરવીર બે ધાય;અદ્રષ્ટ વીદ્યા મનમાં ધરી ચરચા જુએ તે ફરી;ઘટીકા નીશા બે વિસ્તરી,બ્રાહ્મણનિ પુત્રી નીસરી:સકળ કળા ગુણ જોબનસાર, લક્ષણ બુધ્ધવંતી છે બાળ; તેનિ પાશે દંડજ એક, તેની શોભા વિવિધ વીવેક;નિકળી ઘર મેહેલી બારણે, રાય નિકલ્યો જોવા કારણે;ચઉટે જઇને ઉભી રહિ,પ્રધાન પુત્રિ તેસ્થાનક ગઇ; ત્રિજી તનિયા વણિકજ તણિ, તે સહુનિ શોભા છે ઘણિ ચોથી છે ક્ષત્રિનિ નાર. થયાં એકઠાં ટોળે ચાર;મળી સહુ વિચારજ કરે; અશંપરાં ચઉટામાં ફરે; લિધાં પાન ફોફળને આહાર, લિધા મેવા અપ્રમપાર લીધી સામગ્રિ પરણ્યા તણિ, લીધો ચુડો ચુંદડિ ઘણિ. વસ્ત્ર તણો લીધો અંબાર; થયો મણ ઝાઝેરો ભાર;આપ માથે કોઇ નવ ધરે;તું લેતું લેતું કરે.લાવો મજુરનેઆણે દીશ, આપે લેઇ ઉપાડે શીશ;એક આવી તેડવાને ગઇ,રહયો રાય મજુરો થઇ; ભાર ઉપાડવાનું છે મન, પેટ ભરિ જમાડો અન,ઉપાડ ગાંસડિ તું અમ તણિ,આપશું અન સામગ્રિ ઘણિ; કંગાલ સરિખું દીઠું રૂપ ન ઓળખાણો ભારે ભુપ. પે-

તાના મદમાં ચાલી જાય, નઃગણે કોને લેખામાંય,અલ્યા તું રહે છે કુણ ગામ,તાહારૂ શું કહે છે સહુ નામ; માટકો મજુરો નામ માહરૂં, કામ કરૂ નીત્યે તાહરૂં,બોલ્યો બોલ ગરીબ કંગાલ, હસે સહુ લાગે છે વહાલ રાજાને શીર મેલ્યો છે ભાર, નીકળ્યા થકી તે બહાર વેહેળા પર્વત નદીને પહાડ;જે દેખીને ધરૂજે હાડ; ચાલે ચારે ચતુરસુજાણ, જ્યાં હતું ગાંધરવ મશાણ; તેમાં આણી ઉલ્હાદ;જ્યાં હરસીધ તણા પ્રસાદ;ભુત પ્રેતને વ્યંતર ઘણાં,ટોળાં જક્ષ કીંનર તે તણાં;અનેક જોગણિ આકાશે ભમે,તે આવીને ચરણે નમે;જઇ હરસીધની પુજા કરી;નઇવેદ તણિ તે થાળી ભરી સંતુષ્ટ કરીને અંબે માત. પછે તેહની પુછી વાત; મળ્યાં એકઠાં આપે ચાર;કેમ આવ્યાં છે આણે ઠાર. ત્યારે બોલી ચારે જણિ,પરણે છે સઇયર અમતણી; પાતાળે વસે છે તેહ.કુમકુમ વરણી તેની દેહ,તેની આવી હશે ત્યાંહાં જાન;અમને દેશેઝાઝાં માન;કુમકુમવતિ પરણે જેહને; અમે ચાર પરણું તેહને; અમને જાવા આપો માગ, આજ પરણવાનો લાગ; ડંડતણી ત્રણ રેખા કરો; સુખે તે સ્થાનક પરવરો; માટકી તું બેશી રહે આંહ. અમો આવશું વહાણા માંહ. ત્યારે માટકો અદકો રોય; મુજને મારી નાખે કોય. હું તો નહી જાવા દેઉ તને, હતો ત્યાંહાં મુકી આવો મને અનેક ચરિત્ર એવા બહુ કહ્યા, સખી ચારતે સુખીયાં થયાં; એક કહે એને મજેડ સુખે આપણી સાથે તેડ; ખાશે પેટ ભરીને ધાન. કહીશું ત કરશે નીદાન; તે સ્થાનક માર્યો એક ડંડ પડી ગફા એમ માહાપ્રચંડ, પેઠાં સહુકો વળગી હાથ, તેડયો માટકો પોતાને સાથ.દોહરા—નગર સમીપે જઇ ઊભાંતે તિર ડંડ વસ્ત્રને ગાંસડીબીજા શુભ શણગાર; તે સોંપ્યું મજુરને ક્ષણુ ન લાગી ન વાર, થઈ નગ્ન નાહાવા ગયાં,જળમાં ઝાકમ ઝોળ. ઝોળ છાટે નિર એક એકને, કરે આપ કલોલ સમર્યો વિર વૈતાળને, પ્રતક્ષ પ્રગટ હોય; વસ્ત્ર ડંડ હરીગયો, પાર ન પ્રીછે કોય;વર આવ્યો પરણુવા,તીલક કર્યું તું ભાલ; તને વીર હરી ગયો, જાનમાંથી તતકાળ;જળમાં રહીને માગીયાં,માટકા લાવ શણગાર; હાથ ખંખેરી ઊઠીયો, બોલ્યો મુખ ઊચ્ચ.ર. એતે કોઈક લેઇ ગયું, ન કહ્યું મારે પાસ; હવે કહો ત હું કરૂં,બોલો મુકી આશ,ફટભુંડાજા ગામમાં કુમ કુમવતિને પાસ. બાહેર આવી ઊભાં રહ્યાં; થઇ મોટી ઉપહાશ કરયું જાણ જઇ તેહને મોકલાવ્યા શણગાર; થઇ પાંચે ઘેર એકઠી, ક્ષણુન લાગી વાર. લગ્ન વેળા તતબર થઇ, હું જોતીતી વાટ; ભલે આવ્યાં તમે આ તકે થયો મન ઘોંચાટ;લાવો વર ઊતાવળો, લગ્ન વેળા તો જાય;વર તો કયાંઇ જડે નહી, આકુળ વ્યાકુળ થાય;વીકરમ રૂપ પોત ધરયું;ગયો આવિ જયાંહાં જાન, દિઠો સુંદર મહીપતિ દીધાં ઝાઝાં માન; હવડાં એ પરણાવીએ રીતભાત કરી પેર; પછે હાંકી કહાડશું,કન્યા લેશું ઘેર. ચોપાઇ—પીઠી ચોળી રાય શરીર પંચરંગ પેહેરાવ્યાં ચીર; લગન તણિ તો વેળા થઇ; બેસારયાં ચોરિમાં જઇ; દિઠો વર શરદનો ચંદ્ર.

દીઠો અવનવો જેમ ઈંદ્ર,દીઠો જેમ ઉગમતો ભાણ. જેવો વીકરમ વીર સુજાણ.હેત પ્રીત નારીને કરી; પાંચે કન્યા તે વર વરી મંગળ વરત્યાં ખાધો કંસાર,સજનકહે જીત્યો સંસાર; ગોત્રજ તણી જઇ પુજા કરી; વર જોઇ સહુની આંખજ ઠરી.

દોહરા—રાજા કહે તમે બોલીયાં, પાળો તેહ વચન;હું તે પેલો માટકો, આપોને ભોજન. મુને ભાડે મોકલ્યો,જે આવી છે જાન, તેને ઘર જસો તમો, શું દોછોમુજ માન, હું તો સમજી આવિયો; પેટ ભરવાને કાજ, શીખ દો તો અમો શંચરૂ, તમો કરોજી રાજ. સુણીને સહુ વિસમે થયું, ન હોય માટકાનું કામ, એતો ઉજેણપત ખરો,વિકરમસેન્ય તુજ નામ;પ્રદક્ષણા કરી પાંચે નમ્યા,કીધાં શીવ પુજન;અજાણે અધીપત વયા, સફળ થયા મુજ મન.

ચોપાઇ—વિર હરિ ગયો જેટલું; તરતજ આપ્યું તેટલું; વિકરમે ત્યાંહાં સાધી ગતી, નહાની બેહેન એક તેની હતી, જાનવાળો વર ત્યાંહાં આણિયો,રાંડ આપરૂદે જાણીયો; બીજી કન્યા પરણ્યો અનુપ, માન દઈ બોલાવ્યો ભુપ. ઓળખ્યો રૂડો તે રાજન, નગ્ર હરખ પામ્યું સહુ મન; ધન્ય ભાગ્ય ધરતિ તણું આવાગમન થયું તમ તણું,કન્યા પાંચને લાવ્યો ડંડ,કર્યું કામ ભારે પ્રચંડ;ઘેરે આવ્યો ઉજેણી રાય, જઇ દમનીને લાગ્યો પાય; વળી કહો તે આચરૂ, વચન તમારૂં મુસ્તક ધરૂં,

દોહરા—કહે દમની સુણરાયજી, જુઓ ઉજેણીગામ, એક વ્રદ્ધવેહેપારીયો, ધન શેઠ છે નામ. ચરચા જુઓ ઘર તેહને, જાળવજો શુભ પેર, ત્યાંથી કામ સઘળું થશે પછે બેશી રહો ઘેર.ચોપાઇ—સભા ભરીને બેઠા રાય;સૌ કોને પુછે છે ત્યાંય;ધનવંત શેઠ તે કોનું નામ, વશે આપ ઉજેણી ગામ. એક વજીર કહે છે વાત,એ નામ વશે છે સાત; એક કહે નવ કરશો રીસ,ધનવંત શેઠ તો છે દશવિશ. બીજે એક કહ્યો વિચાર, મારી પાસે છે દશ બાર; નવ તેરી ઉજેણી ગામ, ધનવંત શેઠ છે હજારો નામ નાત અડક કંઇ એંધાણ, શી છે પેર તેની પ્રમાણ;સર્વ તણી વાતો સાંભળી, ના આવ્યો મનમાં એકે વળી આવ્યો એક જણ પ્રીતે પાસ,કરજોડીને કીધી આશ માહારી પાસે ધનવંતો સાર, થયાં વરસ એકસો ને બાર;વ્રદ્ધ જરા જુરણ આંધળો ગાત્ર સ્થળ છે પાંગળો. દોહરા—ધન અલેખે તેહને, પેટ નથી કાંઇ તન; સેવાકારણ ઇચ્છતો, પરણ્યા ઉપર મન.તેને કુણ દે દિકરી, વરડો વ્રદ્ધ કદરૂપ;દીપકવાવેલેઇને કોણ પડે જઇ કુપ.સોળ વરસની બેટડી,શામકુંવર છે નામ;ભરજોબનમાં ભામની, રહે ઉજેણી ગામ. મહાસત્યવંતી સાધવિ, સતિતણો અવતાર; વરત કુંવારે આ-ચરે, રૂપ તણો ભંડાર. માબાપ પરણાવા કરે, એહ ધરે નહિ મન; ઘર સુત્ર માંડુ નહી; જોઊ નહી નર જન,વિશ્વ આવીને વિનવે, તોયે ધરે નહી કાન;શું કરે હુંછુ જોબના, નહીતર જાઊ રાન. નરનું મુખ જોઉં નહી, નરશું ન કરૂં પ્રીત કુંવારીથઇને રહું, રાચુ એણી રીત. પંડીતે બહુ પ્રીછવી, વખાણ કરીને વેદ શાસ્ત્ર વચન

તમને કહ્યું, ખરી વાતે શો ખેદ. ન્યાયશાસ્ત્ર એવું કહે, કુંવારી શીર પાપ; બાપણુ સાથે તેહને, સતી તણો છે શ્રાપ. કુંવારી અબળા રહિ, મુકે પૃથ્વી પાય;બ્રહ્મહત્યા એક ડગ ભરે,નિત્ય પોકારે નાય. ભક્તિ કરે ભરથારની, નીત નીત ગંગા સ્નાન; પ્રદક્ષણા પૃથ્વી તણી, ડગે ડગે ગૌદાન. શાસ્ત્ર નારીએ સાંભળ્યું, માહારે મન નહી ભોગ; વૃદ્ધ પુરૂષ મુજને મળે, કીજે શુભ સંજોગ. સાક્ષાત જોબન જીતિયું, સુખ કર્યું સઉ તાજ;તે વરી ધનવંત શેઠને,શેવા કરવા કાજ.ચરણ તલાશે તેહના,પીરશે તે ભોજન; ભક્તિ કરે ભલી ભાતશું, માનની નિરબળ મન. અવિદ્યા એકે નહિ, સતિ શીરોમણ સાર; દરશન કરવા કારણે, આવે લોક અપાર.આભુષણ આ દેશમાં, દરશન દીવ્ય સરૂપ; એક ધનવંત તો એહ છે, માનો ભારે ભુપ, પોળને મોઢે પીંપળો, તેની રૂડી છાંય; ત્રીજું ઘર તો તે થકી,તે ધનવંત તો ત્યાંય. ચોપાઇ–વારૂ કહિ તે રહ્યો, તેનો બોલ રૂદેમાં ધર્યો; શાને જોઉં હું બધું ગામ, થાશે માર્‌ં એથી કામ. રાજા ઉઠી બેઠા થયા, સહુ સહુને ઠેકાણે ગયા; પડી ઘોર નીશા જાહરે, જોવા સજ થયો તાહરે. વાળ્યો કાછડો ઘાટડી ઘણી,ચાલ્યો વિર ઘોરંધર ધણી;સાંભળ્યું તું ઘરનું એંધાણ, ત્યાં જઇ બેઠા ચતુરસુજાણ.બેઠો બારણે સ્થાનક કરી, વીપરીત વેશ પોતાનો ધરી; અદ્રષ્ટ વીદ્યા આપે હોય,નવ દેખે તે માનવી કોય.જેવિ કહીતી તેવી સતી, ચરચા જુવે પ્રથવીપતી; કરે ભરથારની આપે શેવ,જેવી દયાળુ દેવી દેવ, કંથ કેરાં ચાહે છે ચરણ,પછે આપ પહોડે છે ધરણ;દિન બે ચારેક જોયું રાય, ચિત્તમાં લાવે છે ચરચાય. એક દીવસ જુવે જેટલે,કૌતક એક થયું તેટલે,મધરાત ગઇ છે ઘોર,એટલે એક ત્યાંહાં આવ્યો ચોર,પાડી ખાતર પેઠો ઘરમાંહે,બળે દિપક જોતજ ત્યાંહ; દીસે જાડો જે પુટડો, તેવો સ્ત્રીની દ્રષ્ટે પડયો. રક્ત ફેંટા બાંધ્યો છે શીશ, ઘાટડી ભીડી તે દીશ; રૂડો કાછ પહેર્યો તે પાય, જોબનવંત છે તેની કાય. જ્યાંહાં પોહોડતી ધરણે નાર,આવ્યો તસ્કર તેને ઠાર;તસ્કર તે નારીએ દીઠ,અમરતથી લાગ્યો તે મીઠ. રામા રદેમાં તે ઠામ,તતક્ષણ પ્રગટયો તેને કામ;અગ્નિ થકી બળે જેમ ઘરૂત,ગળી નાર તસ્કરથી તરત.વિચાર તેના મનમાં થયો,જન્મારો મુજ એળે ગયો; ભોગવ્યો નહિ સંપુર્ણ ભોગ, વાત નહી સાધ્યો જોગ.કંથ પ્રવાદ કાયા નવ અડયો,એ જન્મારો છુટી પડયો; એવો ઘડયો મનમાંહે ઘાટ, દીઠો તસ્કરનો બહુ ઠાઠ. નીરખ્યું રૂપ તે તસ્કરતણું, હરખી નારી હઇડે ઘણું; કયમ આવ્યો છે અડધી રાત,સાચી કહે તું મુજને વાત. ત્યારે તસ્કર બોલ્યો વળી,દીઠી નારી ચીતે મળી;માહારે મન છે એટલો અર્થ,આવ્યો ચોરવા ઘરમાંથી ગર્થ.શીર સાટે આવ્યો અહી હું,પુછે છે તો સાંભળ તું; પાડે બુમ કે બોલે વાણ,મારી ખડગ કાહાડું તુજ પ્રાણ. દોહરા–તરૂણી તસ્કરને કહે, તું પ્રીત અમશું જોડ;હેતે ધન આપું તુને,પહોંચાડું મન કોડ. મુજ મન કરી રમો, ઓલાવ વરેહની આગ;નિત્યે દહાડી આવજો,

જે ગમે તે માગ. ત્યારે તસ્કર બોલીયો, માનની સાંભળ મરમ; દેખે કંથજ તાહરો તે નહી માહારો ધરમ. લોપું લાજ એહની, જે નવ દેખે દ્રષ્ટ; એ સાનીધ તુજશું રમું, તો થાઉં હું ભ્રષ્ટ. ચોપાઈ—કામની કહે કંથ મારૂં હું,ફરી ફરી શું કહે છે તું; તસ્કર કહે મારો એહને, તો સંગ કરૂં તારી દેહને.ઢીંચણ મુકી પાસા તળે,અંગુઠો દીધો જઈ ગળે; પલક એકમા નીકળ્યો પ્રાણ,જુવે વિક્રમ વીર સુજાણ, હરખ ઉપન્યો બેઉને ઘણો, સંગ કરયો પછે તસ્કર તણો; તેણે આપ્યું અદકુ ધન,અચરત જેવાં કહ્યાં વચન.નિત નિત તમે આવજો; સામગ્રિ સહુ લાવજો;ચોર કહાઢી મુકયો બારણે, રહયો રાય જોવા કારણે,દિઠો તે તસ્કરને દ્રષ્ટ.મહિપતિ મનમાં પામ્યો કષ્ટ ખુની તસ્કર ત્રિજો ચોર, એને મારયાનો વહેવાર;મેહેલ્યુ ખડગ કરિને રીસ;છેદ્યુ તે તસ્કરનું શિશ; પડતાં ચીશ નાંખીતે ઠાર, સ્ત્રિએ ઉઘાડયાં બાર, દિઠો બારણે તસ્કર પડયો સ્ત્રિને મન અચરત અડયો; દિઠિ રાત અંધારિ ઘોર, મારયો ચોકી-વાળે ઠોર. નારિમતથી મુકી મામ, મેંતો કુડુ કીધું કામ. કંથની હત્યા માંથે લિધ, પાડિ બુમ પછે તે સીધ;અરે રાયના લોકજ જાઓ મારી જનારાને તેસાઓ. મળ્યા એકઠા લાખેક લોક; શેઠ મારયો તે પામ્યો શોક; પ્રથવીપતે જોઇ છે પેર, આવ્યો રાય પોતાને ઘેર. દોહરા—પ્રાતઃકાળ જ્યારે થયો, સ્ત્રીએ વીચારયું મન; દાનપાત્ર મળ્યા ઘણા,લુટાવી દિધું ધન; મેહેલમેદિને માળીયાં,વળી જે કણુ કોઠાર; કસ્નાર પણ સરવે કરયું, અન વસ્ત્ર શણગાર; ચાલ્યો ખેલ એ નગ્રમાં, કોગટ બાધે દેશ; સતી થાયછે સાધવિ, જોબન બાળેવેશ.સતિથવાને નિસરી,સજ્યા સોળ શણગાર; ચોખા વેરે ચોહોદશા, અશ્વનિએ સ્વાર; વાજાં વાયે અતિ ઘણાં, શરણાઇઓ ચેહે ચાટ, જોવા નગ્ર બધું મળ્યું, જશ કહે ભારે ભાટ; માગણ જાએ માગવા, દક્ષણા લેવા દેવ; નમે સહુ લોક નગ્રના, બહુ કરે છે સેવ. મળ્યા દુખિયા રોગીયાં,ભવન ભુવનથી ધાય; નાહના મોટા નગરના, જુવતી જોવા જાય; થાપા દે કુમકુમ તણા, ઉડે અબીલ ગુલાલ; જે જે બોલે મુખથકિ,ભરિ ફુલનિ થાળ. કોને કહે સુત આપશે, કોને કેહે જશ આપશે, એમ મનાવે મન. લોક મળીને આવીયા, જ્યાં બેઠા છે રાજ; સતિ થાય છે સાધવી, હુકમ દ્યો માહારાજ રાજા કહે કયાં છે સતિ, માહારૂ મનપ્રસન; છદિ અસ્વારિ આવશુ;કરવાને દરશન.શુભ કામ સતી કરે,દેહેવેઠેદુખ; ક્ષીપ્રા તિરે આવશું, જોવા તેનું મુખ;મધાન રાયે સાંભળી, કામ કરયાં તાજ;ગયા મશાણે મહીપતી, સતી જોવાને કાજ.મળીછે ત્યાંહાં બહુમેદનિ,થાય ઘણા કલોલ; થાપા દેતે હુંશથિ, કરે છે કુમ કુમના રોળ. રાખ્યા સહુને વેગળા, રાય આવ્યા તે પાસ; પ્રમાણ કરિને પ્રેમશું, દિધી તેણે આશ. રાજા કહે પાછા વળો, જાઓ તમારે ઘેર; ખાઓ પીયો ખેલો જઇ, રમો રમો શુભ પેર. ચોપાઈ—બળ કરિ બોલિ નાર. હુકમ આપ લાગે છે વાર; માહારે કંથને છેટુ પડે, દેવ સતીને તે તો નડે; રિસ્યુ તો

પ્રસન થાઉ આપ, જો કોપુતો દેઉ શ્રાપ; રીજુ તો ચાલે તુજ રાજ, કોપુ તો સુખ હોયે તાજ, ડાહ્યાને શું કહિએ કથી,તું સતી ઓળખતો નથી;માટે લાગ્ય તું મારે પાગ; વરદાન ગમે તે માગ. દે હુકમ ખોટી થાઉં છું,સ્વર્ગ ભોવન આપે જાઉં છું; પુષ્પ વીમાન ખોટી થાય છે, દેવ દરશન માહારૂ ચાય છે,સત્યવાદી માટે સાંખીએ નીકર હવડાં ઊંધો નાંખીએ; કદાચ કોપ હઇડામાં ધરૂં;તો તુજને પ્રલે કરૂં;સાંભળીયો તે સતિનો બોલ, દીઠાં ફુલ રાયે અતોલ. દોહરા—કહે વીક્રમ સાંભળ સતી, જાણુ સઘળો મરમ; કાલની સાંજનો, જોઉં તાહરાં કરમ; ફોગટ ફુલ કરે ઘણી,દેખે બધું ગામ; જા તું મંદીર તાહરે, રાખી મનની મામ. અંગુઠો દીઠો ગળે, પ્રણમજ મારયો કંથ; પછે જાર વીધા રમી, તેજ વીચારો ચંત. પછે તેને ધન આપીયું, કાહાડી મુકયો બાર; તેને મારી નાંખીયો, જાણ્યો તસ્કર જાર તેં દીઠો તસ્કર પડયો સાંભળી જ્યારે ચીશ;ઘરમાંથી જઇ છેદીયું,ધનવંતકેરૂ શીશ.પછે માલ લુંટાવિયો, સતી ધરાવ્યું નામ; ફેલ કરે છે તું ઘણું દેખે બધુ ગામ. શીશ મુડણ તાહરૂં કરૂં, ચુવો ચોપડુ તાંહાં; ખર વાહન કરી ફેરવું, બધા નગ્રજ માંહ કાન મહોં છેદાવશુ, છેદુ પોહોંચેથી હાથ; મારૂ માથેમોજડાં, જો બોલે મુજ સાથ. અધુરી ડટાવું પેટમાં, પંચ ઇટાળી નાર જીવ કડાવું તાળવે,દેખે સહુ સંસાર;માનની સમજી મન વીખે, સાચા સરવ એંધાણ;બાંધુએ સાથે બાકરી,કરૂં હસારથ હાણ.ચોપાઈ—તારે વળતી બોલી સતી, માહારાજ સુણો મહીપતિ; ફેલ કરયાંતાં તે જાણિયાં, માહારા મનમાં પ્રમાણિયાં. સારી પેરે જાણિ મને,ફરી ફરી શું કહિયે તને; કરવા દો મુજને એ આજ; લોક દેખતાં રાખો લાજ; ઝાઝુ ડાહપણ નવ કીજીએ, નારીનો અંત નવ લીજીએ;ઘેર ઘેર નારી છે એહ, તેમાં રાખશો માં સંદેહ.સરવ શ્રષ્ટમાં સઘળી નાર, અંતર આણો માં લગાર. લાખે એક કોઇ નારી સારિ, કરોડવાર શું કહીયે ફરિ. મુસ્તક માહારે ચરણે ધરો,માણસ દેખતાં મોહોટી કરો;સહુ સરખિ તે કેમ કહેવાય રાજા કહે કેમ સંદેહ જાય; નારિ કહે પ્રિછો તે પેર, જાઓ કુંચી કંદોયણ ઘેર. ત્યા સંદેહ તમારો ભાગશો કામ કરિ પગે લાગશો; રાયે તેનું માન્યું વ્રત, સ્રિનેબળવા દિધી તરત; રાખ્યો તે નારિનો ભાર વળ્યો રાય આપે દરબાર; રાખ્યા જશ સતિ તે થઈ મળિમેદની ને ઘેર ગઇ; એમજ કરતાં ગઇ છે રાત; રાએ વીચારયું રૂદયા સાથ.કુંચીક દોયણરેહે જ્યાં,ગયોએકલોરાતેત્યાં; અદ્રસ્ય વીદ્યાઆપેકરિ,રહયોકુંચીના ઘરમાં ઠરિ; કુંચીના મનમાં અદકુ જ્ઞાન, મહીપતને દિધાં બહુ માન.કપટ કાજ આવીયા છો તમો,તે સરવ જાણું છું અમો;રાજાએ બે જોડયા હાથ,બોલ્યોતે સામાને સાથ; મોહોટી વીદ્યા જે માહારિ તે કેમ દ્રષ્ટ પડિ તાહરિ,પૃથ્વીમાં ન પ્રિછે કોય,તે કારણ તજવા કેમ હોય; કુંચી કહે જાણું હું પેર,જ્ઞાનડંડ છે મારે ઘેર;ઘેર આગળ ચાલે નહિ ચોર, ભુત પ્રેત કરે નહિ જોર, ઘડિ એકમાં બધેકરૂં,કામ ચીતવ્યાં કોડે

કરૂં; આવ્યા છો મારે દરબાર,મોકલ્યો ધનવંતશાની નાર પ્રથમ નારી નરને નમી તસ્કર સાથે રંગે રમી, પછે તેણિયે માર્યો પતિ, સવારે થવા ગઇ સતી; તે કઉતક સઘળાં તે રહ્યાં, કામની આગળ માંડી કહયાં સરખી નારી સરવે કહી, ત્યાંથી ચાનક તમને થઇ; તેણીએ પારખુ જોવા કાજ મોકલ્યા છે મહીપત મહારાજ. દોહરો–ત્યારે રાજા બોલીયો ખરી તમારી ખ્યાત; આગળથી તમે ઓળખી,વિગત કેરી વાત અદ્રશ્ય વીદ્યા કેન ઓળખી, દીઠો મારો દેહ;મહારા સમ સાચું કહો,પુછું એહ સંદેહ; કંદોયણ તવ ઉચરી, કહુ એક તુજને ગુજ;તપાસુ ત્રણ લોકને,એવી મહારી સુજ. પ્રતાપ ડંડ મુજ પાસ છે, તે દુર્લભ છે દેવ; તેથી જાણુ જશ છે મને સદા કરૂં છું સેવ રાજા કહે તું છે ભલી,પ્રથમ સંદેહ ભાજ;સ્રીઓ સરવે એક છે તેની મોટી દાંજ; દેખાડો તે પારખું, માને મારૂં મન; સંદેહ ભાગો હમારો,આવ્યો આણે દન. વચન સાત પરીયા તણું, આપો મુજને હાથ; દેખો દાટો અહીં, તો ઊચરૂં તમ સાથ. વચન દિધુ તે વીક્રમે, કુચી કરમાં આપ; જો કોપે કે ઉચરે, સ્રી હત્યાદિક પાપ.

ચોપાઇ–કુંચી કહે સાંભળરે રાય,કૌતક જો મુજ મંદીર માંય;વરમાંબેઠાચાઓ પાન, એટલે ત્યાંહાં આવ્યો પ્રધાન,સાંભળ કુંચી માહારી વાત, આજ રાણીએ કહાવી વાત;સ્રી હત્યાદિક ખાધા સમ, મોહોલ જાઊ નહી કેમ; મજુસમાં ઘાલ્યો તે રાય, પ્રધાનને કીધો પશાય. આવો બેસો સુખે રહો, કામ હોય તો મુજને કહો; મહિપત કેરો મોહોલજ જ્યાંહ, મુજને મોકલ તાંહ; વડી રાણી જે વીક્રમ તણી,તે શું પ્રીત મહારે છે ઘણી; જાવાનો નવ પામુ લાગ મનુશ આગળથી ત્યાં માગ; મોકલ્યાં તેડાં વારજ સાત,મેળવવાની કરને વાત.દોહરા–કહે કુંચી મજુશપદ,આપ અસ્વારી થાઓ; કરો પ્રહાર ત્રણ ડંડના,સુખે મોહોલમાં જાઓ, તાળુ દીધુ પેટીએ પોતે રાજા પાસ; પ્રધાન બેઠો ઊપરે, મોહોલે ચઢી;મનસા શીધ્રાં બહુ માન,આસન બેસણ પુરણ પાપ;આજ તાપ હઇડાનો ગયો, સફળ જન્મારો અમારો થયો,દાહાડી જોતીતી વાટ, આજ થકી ભાગ્યા ઊચાટ; પ્રધાન રાણી પાસે રહયો,પ્રિતેથી પ્રભાતજ થયો; વનીતા કહે વેલા આવજો, વધાઇ આગળથી કહાવજો.વજીર જઇ મજુસે ઠરયો, પ્રહાર ડંડનો ઊપર કર્યો, આવ્યો પ્રધાન કુંચીને ઘેર નીરખી રાજાએ સઊ પેર,વાટ જોશે શ્રી વીક્રમરાય,એવું કહીને થયો વીદાય,નીકળ્યો નરપ ત્યાંથી તેહ,મન તણો ભાગ્યો સંદેહ,સતવાદી તે સાંખી રહયો,પ્રતિ ઊત્તર કોને નવ કહયો કુંચી કહે સાંભળરે રાજ, સફળ થયાં તારાં મન કાજ. પ્રતી ડંડ છે મારે ઘેર,તુજને આપુ પ્રીતે પેર, બીજા ડંડ જીતે જેહને, પ્રતાપડંડ આપુ તેહને મ્રત્યુ લોકમાં શોભા જેહ, પંચડંડમાં વશી છે તેહ મારે મન હતું એક વ્રત, તે મેં તમને આપ્યું તરત સકળ દુખ દેહનાં વામીઓ, પંચડંડ પુન્યે પામીઓ. દોહરા–માનજ દીધાં

મહીપતે કહિ દમનીને વાત જીત્યો જશ પૃથ્વી તણો,વાધી છે જુગ ખ્યાત.વાગ્યાજ જીત્યો જશ પૃથ્વી તણો,વાધી છે જુગ ખ્યાત,વાગ્યોજંજીરતનાં, ભારે હુંતી ભીંત કરી નાંખી કરકડા, આપે થયો નચીંત. અખીલ રાજા તેણે કરયું, અખીલત રાજા તેણે કરયું,અજીત રહયો નહી,કોય;શક ચાલ્યો જે શાસ્ત્રમાં જોતિક લખીયો જોય. પંચદંડ પ્રતાપથી, થયું ઇંદ્રને જાણ; કરામત બાધા કલ્પની, પામો એ પ્રમાણ. ઉણપ એકે નવરહી, થયો ઇંદ્રિવત તેહ;માનવ પથ કો મહીપતી,થયો દઇવિરૂપ દેહ, દઇવિત ઇંદ્રાસન તણું, ઇંદ્રિ તણુ આસન;મન રીઝીને મોકલ્યું,ભુપતને ભોવન,અંતરીક્ષ વીમાન ઉતર્યું,શુભ સભા મધ્ય સાર;પાછળ જડીત્ર પુતળી, પુરણ વીસને બાર; સાક્ષાત કાળ કંચન તણું, જડયાં રત્ન અમુલ; વરતુલ આકાર છે તેહનો, જેવું કમળનું પુલ; ફરતું ગજ બત્રીસનું,અમુલ્ય તેજ અપાર હાથ હાથ છેટે પુતળી, શણગાર સહીત તે સાર. વાજાં તેના હાથમાં, વસ્ત્ર વીવેક અંગ; શોભા કોણ કહી શકે રાજેશ રૂડો રંગ. પંચદંડ તેને જડયા, પુંઠળ સોભા પત્ર; સ્ફટીક મણી હીરે જડયું, શીર સોહાવ્યું છત્ર. મહા પુન્યથી પામીયો, દેવને દુર્લભ એહ.સ્વર્ગ પુરીથી ઉતરયું,શુભ આસન તો તેહ;અધીપત આસન ભોગવ્યું,બેઠો એ આશન; પછે સ્વર્ગ રાજા ગયો,મહીપત પોતે મન શાલીવાહન શક કરયો,સ્વર્ગ ગયો ભડભુપ, પૃથ્વીમાં આસન ગયું, જેનું રૂડુ રૂપ; કહે પુતળી ભોજ સુણ, એવો થયો તે રાય. તેવાં જો પ્રાક્રમ કરો, તો ધરો સીહાસન પાય;વીક્રમ મહીમા સાંભળ,આણિને મન ભાવ,વ્યાધી શોક પીડે નહી,સ્વપ્ને ના આવે તાવ,હરસીધ જો કીરપા કરે મહા કાળેશ્વર નામ; ગાય શીખેને સાંભળે, નવનીધ ઉપર હામ;પરમારથે પ્રીતડી,શાહી સીકને શુર દાતા જનને દલ વીશે,નીરગુણજનને નુર;ચરીત્ર એ ચીતમાં ધરે,કરે પુન્ય મહાદાન, ચારે લોક સુખ ભોગવે; પરલોકે જશમાન; એવું કહીને પુતળી, આપે ગઇ આકાશ;એહ કથા પુરણ થઈ,કહે કવિ શામળદાસ;શ્રોતાવકતા સાંભળો કહે કવિત કરજાડ; શામળભટ કહે બોલજો શ્રી રણછોડ.

## वारता ६ ठी. अब्रोला राणीनी.

### ચીત્રાંગના નામની છઠી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

દોહરો—શ્રી સારદાને નમું, ગણપત લાગુ પાય; સીંહાસન બત્રિશમાં; વરણવું વિક્રમ રાય. ચુકવ્યો ન્યાય ગોવાળીએ, થયું ભોજન જાણ; તે હેઠળથી કાઢીયું, સીંહાસન પ્રમાણ. રત્નજડીત કંચનતણું, પ્રીછે કો નહી પાર, તે પાછળ જડી પુતળી, પુરણ વીશ ને બાર. લાવ્યો ભોજ સભા વીશે,મળ્યા રાણાને રાય;ધ્વજા બંધાવી ધર્મની ઓછવ અંગ ન માય. ઘેર ઘેર વાજાં વાગીયાં, જેમ વિવાહ હોય અંગ;તોડે તોરણ બાંધીયા,નવલી શોભા રંગ. જોતીશ પુરાણિ વેદીયા,મળ્યા વિપ્ર

અનેક, સીંહાસન બેઠાતણું. મુહુરત આવ્યું એક. દાન દીધા કાંઇ વીધનાં,આસન બેસે જેમ; માંમા બોલી પુતળી, ચીત્રાંગના કહે તેમ. રખે બેસો રાયજી,બેઠે સુખ ન થાય; એ સ્થાનક છે ઇંદ્રનું, બેસે વીક્રમરાય.પરદુખભંજન સુખ કરણ,વીરજીત શુભ નામ; તે સરખો દાતા થશે, તે બેસે આ ઠામ,ભોજ પગ ખેંચી રહયો, જોડયા છે બે હાથ; કહો ચરિત્ર વિક્રમ તણાં, મન મુકીમુજ સાથ. ચોપાઇ—ચીત્રાંગના તવ કહે વચન, સભા સમેત સાંભળ રાજન. ઘડ ઉજેણી નગ્રજ ખરૂં,તીર્થ મહાદેવનું સ્થળ ભરૂ, રાજ કરે ત્યાં વિક્રમવીર, ગંગા સમ છે ક્ષીપ્રા નીર;શ્રી મહાકાળેશ્વરછે મહારાજ, શકિત હરસીધ્ધ પુર કાજ. ગામ ગાંધારવ મશાણજ માંહ,વસે સીધ ચોરાશી તાંહ; શીળવંત વશે સહુ લોક, નહિ દુખ વ્યાધી કે શોક. જ્યાં વિક્રમની આણજ ફરે,ત્યાં દુખ તેનેશું કરે;બ્રાહ્મણ જે અઢારે વર્ણ,કરિ કથા નીત સુણે કર્ણ; લોક કરે છે શુભ કર્મ, કોઇનો નવ છુપે મર્મ. છપો—સાત જોજન વિસ્તાર;તેર જોજન લંબાઇ; શોભા તેની સાર, દીસે છે રૂડી ભાઇ.વસે બાર ચડીઆળ;ઓળા ઓળ શોભે હાટે; વર્ણન થાય વિશેષ, એક એક જુજવી વાટે. જાણે ફુલવાડીઓ ખોલીઓ, રાજદ્વાર રંગ મહેલ ગણી;શામળ કહે શોભા બહુ બની, રૂડી રાય વિક્રમ તણી. લક્ષ બેતાળી ગજ, સેજ સહિત તે ઝાલ, વીશ લાખ વડાંગ વાગે,તુમર ઝાલ બાર લાખ સમર્થ, રથ અવનીએ કરતા; પાંચ સહસ્ત્ર પ્રધાન;માંન મન માંહે ધરતા; દશ સહસ્ત્ર દિવાન, ધન દીક્ષા દાએક; નવ કોટી અસ્વાર છે, પંચ કોટી પાએક. સોળસે સામંત વળી ઘણો રસાલો એક અચેત ગણિજે;પાંચ સહસ્ત્ર ભણે વેદ ભેદ નહિ ભણિજે. જોશી સોળ હજાર. સાર અગમને ઝુઝા;પંડિત પાંચ હજાર, સાર અષ્ટાદશ બુઝા. શામળ કહે શોભા પુરશુર, મહિમા સુરનાયક જશો; તે તો અજીત છે, વિર ધીર શોભે તસો.

ચોપાઇ—રૂપવંત રઢિયાળુ ગામ, વીરજીત રાજાનું નામ;રાજ ચલાવે રૂડિપેર સહુ પ્રજા સુખી છે ઘેર.મધ્ય બજારે કેહેવાએ વાટ, ત્યાં તંબોળીનું એકહાટ ત્યાંછે વિકરમ કેરો ચોક, પુજાએ ભઇરવનો ગોખ.શુંદર તંબોળિનું શુભવાન,વકરા કરે નીત વેચે પાન, મોટા જનથી શોદા કરે.હોરે પાન ઘણાં તે ભારે,કેવળીયાં ઉજ્વળ તંબોળ; જેવાં લે તેવાં તંબોળ, સંધ્યાકાળ થાએ જ્યાહરે,એક સ્ત્રિ આવે ત્યાહરે દુકાન તંબોળીનો ઠાર,નીત આપે તેને મોહોર;આપે મોહોર બીડાં લે મોઘાં સોંઘાં તે નવ કહે.એમ કરતાં વિત્યા કંઇકદન, વિચારે તંબોળી મન; છે રાણિ કે કોઇની દાસ દ્રવ્ય ઘણું દીસે છે પાસ; ખાવન જો એનો જાગશે. તો હિસાબ મારો માગશે; માટે જોઉં એનું ઘરબાર,એ કોણુને કોની નાર.ઢુટયા પહેલું તો સાંધીએ,સજે પાળ આપે બાંધીએ;ઉપની ચિંતા મનમાં ઘણિ જોઉ નારી એ કોણુજ તણિ,તેડયો ગોર પોતાનો બ્રહ્મ; સંક્ષેપે કહ્યો સહુ મર્મ. બીડાં આપ્યાં અસ્ત્રિ હાથ;મોકલ્યો વીપ્ર તે

નારી સાથ; અસ્ત્રી પુઠે પુઠે જાઓ, રખે તમે છતા થાઓ; ઘર તેનું જોઇ આવજો, નામ ઠામ પુછી લાવજો; તે મુજ આગળ કહેજો કથી,બીજું કામ તો અદકુ નથી; બીડા લેઇને નારી જાય, બ્રાહ્મણ તેની કેડે થાય;મુકયું ચઊટુ મુકી પોળ,મુકી હાટ દુકાનની ઓળ; મુકયું ઘડ દરવાજો ગામ; ગઇ મહારાજને તે ઠામ, અઘોર વન છે મોહોટા પહાડ. તે દેખેને ધુજે હાડ; વાઘ સીંહ બોલે તે માંહ, કોઇ ન જાય માનવ ત્યાંહ. જમણિ તરફ પર્વત ગંભીર; ડાભી વહે ક્ષીપ્રાનાં નીર; નીશા ઘોર અંધારી રાત, ત્યાંહાં નહી કો માનવ જાત; નથી જાણતી નારી મર્મ, આગળ પોતે પાછળ બ્રહ્મ; કોનો ભય મન નથી આણતી પાછળ બ્રહ્મ નથી જાણતી; મોહોટા પાહાડમાં એક ગફાય, ઊઘાડી પેઠી તે માંહે. પાછળ વિપ્ર પણ પેશી ગયો, તેનો મર્મ સ્ત્રીએ નવ લહયો, ગુફા દેઇને તેહ ગઇ,પોતાને સ્થાનક જઈ રહી, વીપ્રેદીઠો મોટો અવાસ જેવી શીવ તણી કઇલાશ; જેવું હોયે ઇંદ્રાસન, જેવું હોય અશોક વન.દીઠી વાડી પેલો ઘણી, રેહેટે ઘડા છે કનકજ તણી. ઠામ ઠામ વાગે મ્રદંગ, રાગ આલપે નવલે રંગ. જેવો રવી મંડળ ઉદીયોત, તેવી દીપક ઝગમગ જોત; રહયો વિપ્ર વિચારજ કરે, જ્યાંહ કનકની ઘેડો ફરે, સોળશે સરખી સાહેલડી, રમે રંગ વળગે બેલડી કેટલીક ભરવા આવિ નીર, ફરે ફુંદડી પહેરયાં ચીર, અબોલાની આણજ કરી, ઘેડ પોતાની મેળે ફરી. અનેક કઉતક બીજા હોય, તેતો બ્રાહ્મણ દ્રષ્ટે જોય, ભરી નીર નારી ચાલીયો, તે બ્રાહ્મણ દ્રષ્ટે ભાળીયો. તે તે નારીની શોભા ઘણિ, જાણે અપસરા ઇંદ્રિજ તણી, વાટે જવા માંડી અળગીઓ, જઇ બ્રાહ્મણ તેને વળગીઓ. તમો જાઓ મુને સાથે લઈ, તમ સહુમાં અબોલા કેઈ, પાણી ભરતાં દીધિ આડ ત અબોલા મને દેખાડ. પામી અચરત દીઠો બ્રહ્મ, કયાં લાવ્યું વળી આપ કર્મ, કેમ આવ્યા તે આપણ સંગ વાટે જાતાં વળગ્યું વંદ કહ્યું વિપ્રને મહા રાજ, બોલતા મન આણોને લાજ, અબોલા જુઓ આ ઘડી, નથી વાટમા તે પડી. અમો સહુકો તેની દાશ, કરૂ કામ રહુ તે પાસ, બ્રાહ્મણ માટે કહીએ પેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર. ઉદેકાળ થાશે જ્યારે, કાળાગ્રહે પડશો ત્યારે, તે અબોલાછે મહા સતી, પુરૂષ તણું મુખ જોતી નથી; મુખ આગળ પડદા ચાર, વરત આચ રયું અપ્રમપાર;ચાર વાર બોલાવે જેહ,તે સંઘાતે કરે સ્નેહ,મન રીઝે પોતે બોલશે, ત્યારે આપ પડદો ખોલશે, માટે હોંશ જોવાની હોય, તે ઇચ્છા નવ કરશો કોય. ન સમજયો બ્રાહ્મણ વીચાર, રોકી રાખી સઘળી નાર, અબોલા દેખાડ મુને, નીકર હત્યા આપુ તુને એવું સાંભળી ચીંતા થઇ, એક અબોલા પાસ ગઇ આવ્યો છે બ્રાહ્મણ એક,નથી જ્ઞાની કાંઇ રૂદે વિવેક;અબોલા હુતો જોઉં નહીતર પ્રાણ અમારો ખોઉં, વીપ્ર તણુ વચન સાંખીએ એને ન કાળાગ્રહે નાંખીએ. જાઓ નવરાવો કુંડ મોઝાર, અધુરો જાશે રણબહાર, એમ સુણીને આવ્યાં ત્યાં,વીપ્ર રહ્યોછે રોકીજ્યાંય

માહારાજા તમે કુંડમાં નાહો, પછી અબોલા પાસે જાઓ;સાંભળવામાં આવ્યું હેત, કુંડમાં પડયા વસ્ત્રસમેત.જળ મધે બુડયો જ્યાહરે,કાહાડી બાહાર નાખ્યો ત્યાહરે; નેત્ર ઉઘાડી જોઇ વાડ,દીઠું તંબોળીનું હાટ. જે દીઠું તે સરવે ગયું,સમણાની પેરે તે થયું; જાગે ત્યારે પડે જેમ ફાળ,તેમજ અંગે ઉઠી ઝાળ.વળી નેત્ર ઉઘાડી જોય, દીઠતું તે છે નહી કોય; ચૌઠ્ઠ નગ્ર પોતાનું ગામ, જ્યાંહાંથી ગયો આવ્યો તે ઠામ. પડયો પ્રથવીમાં જંપાપાત, ઘોર અંધારી મધરાત; કરે રૂદન અતિસે ઘણું,નવ હરખ્યું હઇડું તે તણું. નહી જાવુ હવે હું નેટ,એમ કહી હણુ છે પેટ; તે સમે વીક્રમ મહારાજ,આવ્યો ગામની ચરચા કાજ.રૂવે વીપ્ર રૂદેથી ચડયો,તે સ્વર વિક્રમ કાને પડયો; આળોટે મુકે નીશ્વાસ, રાય આવ્યો છે તેની પાસ; વીપ્રીત આપ લીધો છે વેસ, માથુ ઉઘાડું છુટા કેશ. કોલ ખડગ પોતાને હાથ, નથી દાસ પોતાની સાથ; બ્રાહ્મણ પાસે ઉભો રહયો અમ્રત બોલ રાજાએ કહયો;કરજોડાને કહુંછું મહારાજ, સુણીને ઉતર આપો આજ.દોહરો–રૂદન કરો છો રાનમાં, આળોટો છો ધ્રરણ; કાયા કરો અળખામણિ, મન માગો છો મરણ; કે ધન કોણે લુટીયું, કે ગઇ પરણિ નાર; કે વહાણુ તુજ ડુબીયું, કે કંઇ મહા વીટાર. કે વણુવાંકે કોઇ નડયો,કે કાંઇ વાધ્યો રોગ; કે દરીદ્ર તુજને નડે, પુત્ર મિત્ર વિજોગ. કોહો મન મુકી મુજને, લેઉં દુખનો પાર; સાચું હોય તે બોલજો, કરીએ આપ વિચાર. જોઇએ દુખ છે જેટલું, કરીએ તેનો તોલ; પછે જઇએ વિકરમ કને, કહિએ જે બોલ. ઉજેણિમાં એ વસે, તુજને શી ચીંતાય; જે દુખ હોય તે કહો, ભાગે વિકરમ રાય. અન્ય દુખ ભાગી શકે.તેને તેવું વરત; પ્રભાતે જઇને કહો, સુખ થઇ જાશે તરત. વચન રાયનું સાંભળી, બ્રાહ્મણે ધુણાવ્યું શીશ; આપ રૂદે કોપે કરી, પ્રહાર કર્યા દશવીશ.

ચોપાઈ–રાયે ઝાલ્યો તેનો હાથ, દુખીઓ બોલ્યો તેની સાથ; પડયો પોકારૂ છું માહરે, ભાઇ તું જા મારગ તાહરે.તું વિક્રમનું કરે વખાણ,મુજ હૈડે વાગે છે બાણ; વિક્રમ તો તુજને ગંધાય, ભારે દુખ એવી નહિ જાય.ભુખ્યો તરસ્યો કોઇક જાય, આટો આપી ઓશીંગલ થાય;કે વળી કોઇને આપે ધન,જેમ તેમ કરી મનાવે મન. માહારૂ દુખ છે સાગર ભર્યું,તે તો મહારે હઇડે ધર્યું; સ્ત્રી વિરહે આવ્યો છું આજ, તેણે પ્રાણ કરૂછું તાજ. હવડે આ વખતે મરેશ, તુને સાચી વાત કરેશ; અંતકાળે સાચું બોલીએ, માટે મનતણો પડદો ખોલીએ.મારે હતો એક જજમાન, કામ સોંપીને દીધું માન;કોઇક નારી સાથે ગયો, તે મારગનો નથી ભોમીયો.તે નગ્ર મેલીને ગઈ,હું ચાલ્યો તે સાથે વહિ;તે પેઠી મંદીરમાં જેમ,તેની કેડે પેઠો તેમ. ત્યાં રચના મેં દિઠી નવી,કહિ ન શકે મોટા કવી;બધો વાસ સ્ત્રીનું ગામ,અધીક એક અબોલા નામ. નથી ગયો હું તેની પાસ, મેં દિઠી છે તેની દાસ; દાસી છે જેની પાસ-એવી, રાણિ હશે તેની દેવી. તેની સાથે માંડી રાઢ, અબોલા મુજને દેખાડ; કહ્યું મને તે

ફુવારો નાહો, પછે અબોલા પાસે જાઓ, સ.ચું માની બોલ સાંખીઓ,કાહાડી ચૌ-
ટામાં નાંખીઓ;તે વરેહથી રહેવાતું નથી,તજુ પ્રાણ માહારો સર્વથી એ તો સાચુ
બોલ્યા અમો, કારજ સીધ કરોને તમો; પરવશ ચાકર છે કે ચોર,લંપટ જાત હરા-
મીખોર,કે પ્રીછે કેઇ ગામજ તરૂ,તાકોછો શત્રુનું બુરૂં;નથી બીજો કોઇ ગામે સાજ,
વીક્રમનું ચાલે છે રાજ. અમથી વાત કરો છો ડાહી, વહાણું હવડાં જાશે વહી;
ખોટી થઇ કારજ હારશો, કોઇ જાગે કુટી મારશે, કરવું હોય તે કરોને કામ, અમો
પ્રાણ તજુ આ ઠામ;મરવા હરખ મુજને છે ઘણું,મોહોટું દુખ છે એ તણું. દોહરા–
વિક્રમ કહે વિપ્રજ સુણો,મુકો દુખની પેર;જે દીઠી તે કામની,આણિદઉં તુજ ઘેર.
પ્રતિજ્ઞા મન મહારે કરવું માહારે કામ; મન વિશ્વાસ આણો તમો,વિક્રમ મારૂં નામ.
ચોર લંપટ જે કહો,તે સર્વ મુજ પાસ;જે જોવા ઇચ્છો તમો,તે કરૂં તમ દાસ.ટુંકારો
મુજને કર્યો,રખે ધારો મન શોક; તેનું દુખ હોયે મને, તો સુક્રીત મુજ ફોક. આપું
અબોલા તુજને,ત્યારે પીઉં નીર;વાચા હું ચુકુ નહિ,જાણે વિક્રમ વીર.ચોપાઇ–ત્યારે
બ્રાહ્મણ હરખ્યો ઘણું, વચન સાંભળ્યું વિક્રમતણું: પરદુખભંજનને દીજરાય; બે
જન આવ્યા રાજસભાય.ત્યાંઆવી બ્રાહ્મણને સુઝ,માંહોમાંહી માંડી ગુઝ;જે નારીની
સાથે ગયા, દિઠી રચના સુખીયા થયા. તે નારી દેખાડો આજ, સદ્ય સરશે તમારૂં
કાજ, વાત કરતાં દિન વહી ગયો, અરૂણ અસ્ત તે વેળા થયો, ખડગ ખાંડુ કરમાં
ધરયું,વીપ્રસાથે પ્રયાણજ કરયું;કોની પાસે ન ભાગ્યો ભરમ;ચાલ્યો મનમાં જાણી
મમ:પેલા દિનની વેળા થઇ,રહ્યા ઉભા બજારે જઇ;નારી આવી લેવા પાન, ત્યારે
વીપ્રે કીધિ સાન. ઓ આ કહી દેખાડયો હાથ, ચાલ્યો રાજા તેની સાથ. બ્રાહ્મણને
કીધો વાયદો, નવ કહેશો કોને કાયદો; ચાલી જાય આગળ કામની.અંધારી નિશા
જામની;ગામ નગર નવ ખાળ્યા પાહાડ,આવ્યા તે પર્વતની આડ. ગઇ ગુફામાં નાર
અનુપ, તે પાછળથી પેઠો ભુપ; કહી તેવી રચના જોઇ, રહયો રાય મનમાં મોહી;
કરી શકે નહી કોઇ વખાણ, ન્યાયે વીપ્ર તજતોતો પ્રાણ; આ રચનાકોઇ દેશે રચી,
ભરી જુવે નયણાં નરપતી; કામ જાણે વૈકુંઠ આપડુ, ફરતુ દિઠું ત્યાં હાવડું; જઇ
ઉભો રાય તેને તેડ, કનકતણી ફરે છે ઘેહેડ; ચંપક વરણાં ચરણાં ચીર;આવી ના
રી ભરવા નીર; આણ દીધી અબોલા તણી; ફરયું હાવડું આપજ ભણી,વળી ના-
રીએ પાણી ભરયું, તે દેખી નારનું હૈડુ ડરયું; તે સ્રીએ દીઠો રાજન, થયો ઉલટ
તે મન; બેઠા છે જ્યાં રાણી ગર્વ, ગઇ પાસે મહેલી સર્વ; રાણી જેવું તમારૂ રૂપ,
એથી અદકો આવ્યો ભુપ. નથી મુખથી તે બોલતો, આપ હૈડેથી ડોલતો; કહો તો
સ્વાગત કીજીએ, હેતે શુ આસન દીજીએ. અમુલખ ત્યાં પથરાવ્યા ઘાટ, બેસવા
માંડયો સોના પાટ; રાજા બેઠો આસન જઇ. સુખથી વળતી વાણી કહી; નારી અ
બોલારાણી જેહ, કયમ બેઠી છે ઘરમાંતેહ. કેહે વીક્રમ આવ્યા છે ઘેર, કર સજાઇ

રૂડી પેર; બાંધી બેઠી પડદા આજ, આવ્યોછું છોડવા કાજ. સખીયો સહુ જોવાને મળે,પડદેથી રાણી સાંભળે; નગ્ર ઉજેણી તારૂં જોર,અહીં આવ્યો તે માહારો ચોર; સુણી વાત ચડી છે રીશ પગની ઝાળા લાગી શીશ. ચાર પોહોરતો વાધ લેશ, પ્રભાતે કાળા ગ્રહે દેશ;બાંધ વાત તમારી હોય,ગરથ ઘણેરો રહી લે કોય;જાણુંછું સતવાદીરાય,જેમ આવ્યો તેમ પાછો જાય. હું નાહ ભાગું મારૂ વ્રત, વાહાણેકાળા ગરહે દેઉ તરત રાજા કહે સાંભળરે સતી, તાહરો કોણ પીતાને પતી, વચન બોલ બોલે જેટલા, કાળાગરહે નાખ્યા કેટલા; ત્યારે દાશી તેડી ગઈ. રાયને કાળાગ્રહમા વીક્રમે જોયો તેનો ફેર, દિશાદશપર તેર. મોટા હતા તે દુખના કશા, વીક્રમ સામુ જોઇને હસ્યા. પરદુઃખજન તમો કહેવાઓ, અમને મુકાવિને જાઓ. રાજા કહે પત ચુકાવશું, અમો તમને મુકાવશું; દેઈ વચન નીકળીયા બાહાર;અ વ્યા પડદા કેરા ઠાર; જઇને બેઠા પાટ, કહે પડદા બાંધ્યા શા માટ.કાળા ગરેહમાં તું કેમ રાખ;સત્ય વાત મુખ આગળ ભાખ. રાણીની બોલી સહચરી, માનો વીક્રમ વાતજ ખરી; મોહોટા છો અવંતિ ધાણી શુણુ ઉતપત અબોલા તણા, સુર્યપરવ હતુ એક દીશ, મળી જોગણીયો દશવીશ, ભદ્રકાળીનું સ્થાનક હતું,રૂડે પરવ મંગળ થાતું; સહુ મળીઓ કુડે નાહાય,શોભા નૌતમ રૂડી થાય;જોગણીઓએ મનમાં ધરી, રમત રમતાં પુતળીઓ કરી, કોઇએ પાંચ કોઇએ દશબાર, સહુએ માંડયો તે પ્રકાર.સહુ થકી એક નાહાની ઘડી,એકજ તેમાં કીધ વડી;રમત રમી જ્યારે ચાલીઓ, પુતળીઓ દ્રષ્ટે ઘાલીઓ અમરત દ્રષ્ટે જોયું ફરી,જડહતી તે ચૈતન કરી,સોભાસ્થાનક કહી આપીએ, અહીંયાં સ્થીર કરી થાપીએ. રઘુ દીધ કરી તે બે, સહુ શીરોમણિ કીધી તે બીજી સખી કરે સહુ શેવ,નહી આવે કો માનવદેવ.જે કો અહીંઆંઆવી ચડે, તેતો કાળા ગરહમાં પડે. એમ કરતાં ઝીતે જો કોય, તો અમો વશ તેને હોય. વસ્ત્રમેવા વીધવીધ ભંડાર,આપ્યા ભોગ અપ્રમપાર;દઇ વરદાનને તે જોગણી ગયાં, તે દહાડે અમે અહીં રહ્યાં. રાણીએ આપ મનમાં ધરયું,અબોલા વરત તે આચરયું. પુરૂષ શંગ રાણી નવ કરે, સતવ્રત રાજા આચરે. પુરૂષનામન ઝાલે હાથ, ન બોલે કો નરની સાથ; ભુલ્યો ચુકયો આવે સોય, આગળથી ચેતાવી જોય. જાઓ પાછા આવ્યા ત્યાંહ, પડશોકાળાગરહની માંહ; હોંશ કરી બોલાવવા અડે,વાહાણામાં કાળાગરહે પડે.પડે હોડથી કાયરને રાંક.તેમાં શો અમારો વાંક.સંક્ષેપે કહયો ઉપદેશ. સાંભળજો વીકરમ નરેશ. મન ગમે તે મારગલહો જો ગમે તો અહીંયાં રહો;મનમાં કરી જુઓ વિચાર, એક રાત રહેશો આ ઠાર. જો રાણીને બોલાવશો, પડદા ચારે ખોલાવશો; તો પોહોચે તમારી આશ, તો આવી બેસે તમ પાસ, કરશો પ્રપંચ અદકો ભેદ,તો રાણિ બોલશે નહિ વેદ,નવ બોલે તે તમ સાથ,ત્યારેઘસશો બેઉ હાથ જોઈ આવ્યા કાળાગરહ હશે, તવી ગત તમારિ થશે, એવી સ્ત્રિએ વાણિ ભણિ; એક ચીત વિકરમ મન ધરિ.

દોહરા—કહે વિકરમ સુણ માનનિ,સમજે શું મનમાંહ;નાઠે કોઈ છુટે નહી, હિંમત ધરી તનતાંહ.ગોઠવણી મનશું કરી,કર્યો એક વિચાર;ગરબડ જે મનડા તણી, તે રહી ઠારોઠાર.રેહેવું રાત માહારે અહીં,શીદ દેખાડુ પીશ; વાહાણું વાએ તે થશે, જે કરે જુગદીશ. અમને તો નિંદ્રા નહી સુણીએ નીત નીત તાન; કાહએ રૂડી વારતા ધરીએ હરીનું ધ્યાન, મળ્યો એકદા માનવિ, ધન તમારી ખાત; ઇહાં આવ્યા શું જાણુશું, કોહો કાંઈ નવલી વાત, તમ દાશી આગળ કહુ, તે નહી માહરો તોલ; રાણી દે હુંકારડો,કહુ અલોકીક બોલ.ચોપાઈ—કેહે દાસી સાચું કહુ અમો,ઘેલા દીસો રાજા તમો;એમ રાણી હુકારોદે,પડદા ચારકેમ બાંધ્યા કહે.કહે વાતરાણીતે જઈ,રાજા કહે તે સાંભળ.સહી;કહેવડાવું રાણીને હું,થવાય એવી થાજે તું,હોયે તાહરી માની દીકરી, પ્રતીજ્ઞા પાળે એ કરી; વાત કરૂ તે મનમાં લેશ, પણ હુંકારો તું નવ દેશ.કાને ઝાલ શોભા છે તુને,તે હુંકારો દેશે મુને મુને.કહી વાત રાજાએં જશી,ખડખડીને સહુએ હશી. અમો જાણતા ચતુર સુજાણ, કહી વાત એતો અજાણ ઘડી ઝાલ જે હેમજ તણિ, તે વાત સાંભળશે ધણી. વીક્રમ હરખ્યો મનમાં ઘણું; ધરયું દયા વૈતાળજ તણું; બેઠો ઝાલ ઉપર તે જઈ, ખબરકોને નવ થઇ. દોહરા—વીક્રમ વાણી બોલીઓ, સુણ રાણીનિ ઝાલ; કહુ વાત જે હું તને, મુજ હુંકારો આલ. બોલી ઝાલ ધન વીર તું, પરદુખભંજનહાર; સહોદરપરનારનો, પ્રાક્રમ અપ્રમપાર. રાણી મુરખ માહરી, ચીતા ચોર કહેવાય; તું ઇંદ્રનો, સહુ માનવનો દેવ; તે રાગી નથીં જાણતી, નહીતો કરે તમ શેવ.પ્રયાગ ગંગને ગોમતી, તે તણુ ફળ લેશ;વાત વાત કરે વિક્રમ ભલે. હું હુંકારો દેશ.અચરત પામી નારસહુ, બોલી ઝાલ વચન. હું કયાં સાંભળવા રહુ,મુખ બોલે રાજન. ચોપાઇ—અબોલા આદે સહુ નાર,બેઠા છે સઉ ઠારોઠાર. જેમ હોય ચીત્રામણ લખી, તેમ બેઠીઓ છે સહુ સખી. રાણીની ઝાલ હુકારો દે. વારતા રાજા વીકરમ કહે. શ્રી મેલાપુરપાટણ ગામ; અંદ્રદીત્ય રાજાનું નામ, વશે નગ્રમાં વરણ અઢાર, શોભા સઘળી ઠારોઠાર. પુન્યતણાં સઉ પાળે પર્વ, કર્મ અનુસરે વરતે સરવ. રાજા ચાલે રૂડુ કર્મ, પાળે પ્રજા પોતે ધર્મ. તે નગરમાં બાળક ચાર,એક બ્રાહ્મણ, વૈશ,ત્રીજો સોનાર. ચોથો સાળવી કેરી નાત. ચારે મીત્ર તે જુજવી જાત,મોંહોમાંહે અદકો નેહ, જીવ એકને જુજવી દેહ.ન કરે કામ કુળ ઘરની રીત રાત દીવસ તે સાંભળે પ્રીત. ઘડીએ એકઠા મળે, માબાપ સઉનાં રીસે બળે.બ્રાહ્મણને કહે મુરખ રહયો,સુતારતે કહે ઘેલો થયો. સોનીને કહે ખાશો શું, સાળવિને ઘેર મારે સહુ.કરે રીશ સઉનાં માબાપ,ચારે વળી વિચારયું આપ એકાંતે મળીયા ચારે જણા રહયા મુરખ કાંઇ નહી ભણ્યા, અણુસમજમાં દીન વહી ગયા, શીખીએ વિદ્યા મોહોટા થયા; એમ વિચારી કરો ઉપદેશ, જણ ચારે જઇએ પરદેશ. કોઇએ ના જણુવ્યું ઘેર, ચાલ્યા પંથ વિચારી પેર. વીશ જો

જનતો મેહેલ્યો ઠામ, ત્યાંહાં દીઠુ એક ઉતમ ગામ. રાંધી જમીએ રહીએ રાત. ઉઠી જાશુ પ્રભાત, વીપ્ર રસોઈ કામે ગયો, સોની અગ્નિ ક્ષણએક રહી હકીકત પોતાની કહી. હું જાતે સોનારી કહુ, શીખશો ઘાટ તો રહુ, હા ભાઇ સુખે રહો જમો, શીખો કામ અમ ઘેરજ રહો. કરીશ વાયદો આવિશ ઇહાં,મીત્ર જણ બેઠા ત્રણ તીહાં. આવ્યો હસ્તો તેહ સોનાર, મનમાં હરખ્યો અપ્રમપાર.

દોહરો—રસોઇ કરી ચારે જમ્યા, પડી જ્યાહરે રાત; ત્યારે શોનીયે કહી,સહુ મીત્રને વાત, કહો તો હું અહીં રહુ, શીખુ મુજ રોજગાર. કરયો વાયદો ગામમાં, ઇહાં રહે સોનાર. ચોપાઇ—ત્રણે હા કહી નીરધાર તે ગામમાં રહયો સોનાર; ત્રણ જણ ચાલ્યા જેટલે; એક નગ્ર આવ્યું તેટલે, ભોજનનો માંડયો વીચાર;ગયો ઈંધણા લેવા સુતાર, નાત જાતનું હેતજ ભલુ, વાતજ કરતાં મનડું મળ્યું; રાખો મને આણીને પ્રીત; શીખવો કામ કુળની રીત; કષ્ટ લઇને આવ્યો ફરી મીત્ર પાસ તે વાતજ કરી.જે કહો તે કાને ધરૂ,અહીયાં રહુ તો વિદ્યા ભણું;વૈશ નગ્ર તેનિ તીર, પંથ પળાયા બંને વિર;અઢાર જોજન આવાગયા,થાકયા ચરણ ક્ષુધાતુર થયા;કરી રસોઈ ભોજન કર્યું,કંપે પડવા મનડું ધર્યું. રાતવાસો રહેવાને પેર, ગયા ભલા માણસને ઘેર; રહેવું રાત નીશા ગાળવી, તે ઘરધણી જાતે ખાળવી.વાત કરતાં નાત જ મળી, ગયું એકએકનું મન મળી; માહારા કુળની વિદ્યા ભણું; વસ્ત્ર અમુલક અહીં રહી વણું, સુખી થઇ ને ત્રીજો રહયો, વિપ્ર પ્રભાતે પંથે ગયો; વિશ જોજન ગયો જ્યાહરે, નર્મદા દીઠી ત્યાહરે. મહા ઉજ્વળ છે તેનું નીર, વસતું દીઠું તે તીર; ગયો ગામમાં ક્ષુધારથી, ભણતા દીઠા વિદ્યારથી; તેનો સંગ પોતાને ગમ્યો, પંડીતને ચરણે નમ્યો; ચરણ જઇને પ્રીતજ કરી,વિપ્ર રહયો સ્થાનક ઠરી. નીત્ય સ્નાન નર્મદા કરે,હેતે ધ્યાન રૂદેમાં ધરે; ગુરૂજીના તલાંસે પાય, દીન કેડે એમ દિન વહી જાય.ચારે ઘેર વાશીદા કરે,ગુરૂજીને ઘેર જઇ પાણી ભરે;ગુરૂ પેટ કાંઈ બાળક નથી,વિદ્યારથી વહાલો સર્વથી,સેવા કરે નિત્ય અપરંપાર,વરસ વિત્યાં છે ત્યાં તો બાર;ગુરૂ એક દીન પ્રસન થયા,શીશ ઉપર આણી છે દયા. વિદ્યા ભણીને સફળજ થાઓ,સુખે ગામ તમારે જાઓ;મોહોટો રેવા જળ પ્રતાપ પામ્યો તેથી છુટયો પાપ, હવે મારા દેશે જાઉં; સર્વ કુંટુંબને ભેગો થાઉં.

દોહરો—માગી શીખ ગુરૂ તણિ, પંથ પળ્યો દ્રીજરાય; જ્યાં રહયો છે સાળવી ગયો તેજ ગામમાં જાય. તેણે તેના ગુરૂ તણિ, વેગે લીધી શીખ; મળ્યો મીત્ર જઇ વૈશને, કામ પોતાનું કીધ. ચાલોમિત્ર સ્વદેશમાં, મળીએ માત પીતાય; હા કહીને સાથે થયો,લીધી ગુરૂ રજાય.ચોપાઈ—ત્રણે જણ ગયા તે સાર;જ્યાં વસે મિત્ર સોનાર; તેને પણ સાથે તેડીઓ, પંથ મળી ચારે ખેડીયો. ઘેર ગયાનો હરખજ ઘણો, ગણે ન ભય મનમાં કો તણો; અરણ્ય વનમાં જઇને અડયા. દેશ ન સુઝે ભુલા પડયા.

ભુલા પડયા ને સુધજ ગઇ,નીશા ઘોર અંધારી થઇ; બુદ્ધિ વિચારી મન આપણી, તે સ્થાનક કીધી તાપણી. આ સ્થાનકમાં રહીએ રાત, પંથે થઇશું પ્રભાત; પહોર ચારે જાગે ચાર જણા, ભય નહિ ગણે કોતણા. એક પોહોર વારો માગશું, વારા ફરતી સહુ જાગશું; ત્રણ જણ સુતા તે ઠાર, પ્રથમ પહોર જાગ્યો સુતાર. એ ત્રણ નિંદ્રાવશ થશે,મહારો પહોર કેઇ પરે જશે;સાધી વિદ્યા લીધી સુતળી,કાષ્ટતણી કીધી પુતળી, સુંદર હાથને સુંદર ચરણ, મહેલી ઘડીને પાસે ધરણ;જ્યારે પુતળી પુરણ થઇ,નીશા પહોર એક ત્યારે ગઇ. વઇશ સુતો જાગ્યો શાળવી, જાગી પહોર નિશા ગાળવી; દિઠી પુતળી તેણે ઠાર, તેણે મન કર્યો વિચાર. પોતે હઇડે બુધજ ધરી, તે પ્રમાણે સાડી કરી; ચરણા ચોળી પહેરાવીયાં, ભોમી ઉપર પધરાવીયાં. વસ્ત્ર પહેરાવ્યાં તેણે ઠામ, નીશા ગઇ જવ અડધિ જામ; પછે સોનીને જગાડીઓ, આપે જીવ સુખ પમાડીઓ. જણ ત્રણે તે સુખે સુવે, શોની બેઠો પુતળી જુવે;ઘડી હશે વમેશે જાળવી, વસ્ત્ર પહેરાવ્યાં છે સાળવી. હવે હું પ્રાક્રમ કરૂં, વસ્ત્ર પ્રમાણે આભુષણ ધરૂં. નેપુર વીંછુવા અપાર,કરણે ઝાલને કોટે હાર; નહાનાં નહાનાં સરવ સેવાણ, કરી આભુષણનાં એંધાણ.પુતળી બેઠી સજીને ઠોર, એટલે રાત રહી એક પહોર; સુતો સોની જાગ્યો બ્રહ્મ,મહારાજ કરો ખટ કરમ, જાગી બેઠો આસન અડી, એવે પુતળી દ્રષ્ટે પડી;ત્રણે કરયું પોતાનું કામ, સહુથી મોહોટું મારૂં નામ.વીમાશણ મન કીધી ઘણી, સ્તુતી કીધી નરમદા તણિ;ગુરૂ વિદ્યા સાધી મન ધીર,ભરી અંજળી પોતે નિર. ગાયત્રીનું સમરણ કરયું, નીર લેઇ પુતળીપર ધરયું; પ્રતક્ષ દેવ પુજા મન ધરી,જડરૂપ તે ચૈતન કરી.એમ કહી જળ મુકયું શીશ, જાગ્યા સહુને ઉગ્યો દીશ; કાષ્ટ પુતળી પેલી હતી, તેતો થઇ મનોહર સતિ. દીપવસ્ત્ર સુંદર સણગાર રૂપ અલોકીક અપરંપાર;ચારે તેતો જોઇ રહ્યા,માંહો માંહે રાડે થયા.સુતાર કહે ઘડી છે અમો, તેને કેમ લેશોજી તમો; પછે સાળવી બોલ્યો વાણ,વસ્ત્રપહેરાવ્યાં મેં પ્રમાણ. બની બેસતી જતને કરી,તે કેમ લે બીજો સુંદરી; સોની કહે મેં પ્રમાણ,બની બેસતી જતને કરી તે કેમ લે બીજો સુદરી;સોની કહે કીધા શણગાર. તે કેમ થાય બીજાની નાર.બ્રાહ્મણ કહે મેં સજીવન કરી,તે કેમ થાય મુજથી પરી. દેખી નારીને ચારે વડયા, ન્યાય કરવા લોકમાં ગયા. કોની નારી થઇ સરવથી, તેતો હું જાણતો નથી;અરે ઝાલ હું પુછું તુને,જેજાણે તે કહે તું મુને. સાચુ બોલ જે મનમાં ગણિ, આણ છે અબોલા તણી;તારૂ બોલ્યું જો મીથ્યા થશે,તો સનમાન રાણીનું જશે; જુઠુ બોલે આણે દીશ, તે તો ભાર રાણીને શીશ.

દોહરા—ત્યારે ઝાલજ ઓચરી, ખેદ ન કરશો કોય; જેણે એ સજીવન કરી, તેની સ્ત્રી હોય; ત્યારે અબોલા કોપીઆ ધરણ પછાડી ઝાલ; તું કહેવાઇ માહારી, સાચો ઉમર આલ, મેંતો જાણ્યું તે કહ્યું, કેહેછે ઝાલ વચન; જે તમે જાણ્યા તે કહો,

જેમ સુણે રાજન, સત્ય જાણોને હોય નહી, મન થકી જો આપ; તો સરવ નિષ્ફળ થશે;બ્રહ્મહત્યાદીક પાપ. ત્યારે અબોલા બોલીયાં, જે કહયો સોનાર;બીજા તો જોઇ રહયા, સ્ત્રી તેની નીરધાર, ચોપાઇ–જેણે વડી તેતો છેતાત; વસ્ત્ર કરયાં તેતો થાય ભ્રાત; આપ્યો જીવ તેતો ઈશ્વર કહયા, પલ્લુ કરયું તે પુરૂપ થયો.દોહરા—ભલેનાર ની હોડ; પોહોર નિશાપેહેલી ગઈ, પેહેલો પડદો છોડ. બીજો પડદો પેહેલે પડદો ખોલીયો, અચરત પામી નાર; કહુ એક બીજી વાત; અહંકાર તજ અમથકી,વદો વચન મુજ સાથ. કહેદાસી સુણ રાયણ, વીકરમ ચતુર સુજાણ; કોટી ઉપાય કરો તમો,બોલ નહી મુખવાણ વીકરમ કહે સહુ સાંભળો, નહી બોલ્યાનું કામ; બોલ હાર રાણી તણા,તારૂં સુંદર નામ વઇતાળ જઈ ચઢયો હારમાં, બોલે મુખ રસાળ; ધન્ય દુખભંજન સુખ કરણ, ગઉ બ્રાહ્મણ પ્રતિપાળ; આશાના વિશ્રામ છે,નોધારા આધાર, સહોદર પરનારના, દુશમન ગંજન હાર,રાણીમાંતો શુદ્ધ નથી, નથી અક લ આદીશ, નહીતર બોલે તુજશું. પગે નમાવે શીશ.

ચોપાઇ—વાત તે વિકરમ રાજા ભણે, સહુકો બેઠા કાને સુણે;પોતાના મનમાં લે, કંઠે હાર હુંકારોદે, રાજવતિ નગરી અનુપ, રાજસેન તેનો છે ભુપ;અશ્વ ગજરથ પાયક બહુ, સઘળી સમરથ પોતે સહુ;સઘળી લીલા છે ઘરસુત્રપેટનહી પોતાને પુત્ર; સત્યવંતી રાણિ સરદાર, રાજાને મન હેતઅપાર અંતઃકર્ણઝુરે નીશદીન,પુત્ર નહિ આપ્યો ભગવંન; પછે આપ વિચારયું મન, મંદિર મુકી ચાલ્યો વન, મુકયું ઘરને સરવેરાજ, એક પુત્ર માગવા કાજ;નિરભેથકી ચાલ્યો તે ધિર, ગયો જાન્હવી કેરી તીર; ગંગાજળનો કીધો સંગ,માહા રૂદ્ર થાપેલું લીંગ;પુજા કરી પુરા ખટમાસ, આવી આપ તરૂઠયા અવિનાશ;ઉઠ રાયઆપુ વરદાન, પ્રગટ થશે તારે સંતાન;નીતે શિવની પુજા કરે,ધયાનરૂદેમાં તેનું ધરે,પામ્યો વરઆવ્યો છે ઘેર,પુજા કરે શીવની બહુ પેર; દસ માસ થયા જેટલે,પુત્ર પ્રગટ થયો તેટલે;વગડાવ્યાં ત્યાં ઢોલ નિશાન થઈ શોયેમ ઉદીયો ભાણ; અષ્ટાદાન અધિક આપિયાં, જાચીક કેરાં દુખ કાપીયાં, નીત્યે બાળક મોહોટો થાય.શીવ પુજન નીત્ય ચાલ્યુ જાય;પુત્રને વરસ થયાં છે બાર, રાએ મન કરયો વિચાર; કહયુ પુત્ર સુણ મારા તન, હવે કરતું નીત્ય પુજન; હુંતો વ્રદ્ધ થયો સરવથી, માહારૂં મન સ્થીર રહેતું નથી તમ કારણ કરીએછીએ અમો, આજથી આચરજોજી તમો; પીતા બોલ પુત્રને ગમ્યો; પ્રદક્ષણા દેઈ ચરણે નમ્યો આજથી મારે કરવું કામ, ક્ષણું નહીં મુકુ શીવ નામ. નામ પ્રતિજ્ઞા પાળિએ સહી,નિત્ય શિવપુજન મુકુ નહિ.સોંપ્યું કામ પત્રને જેહ શિતળ થયો રાજાનો દેહ.

દોહરા—શિતળ પુરનો રાજીયો, છંબર તેનું નામ; તેને કન્યા એક છે, રૂપાવંતી નામ; તેહ તણો વિવાહ કરયો, શિવદત્ત રાય સંગાય; ઓછવ મંગળવરતિયો શોભા નવલી ભાત.પોતાને કર્મે કરિ,બીજો શિવ પ્રતાપ;કન્યા પામ્યો પદમનિ,

મનમાં હરખ્યો આપ; વાજા બહુ વીધ વાજીયાં, પરણી ઉઠયો પ્રીત; ઓછવ ત્યાંહાં અદકો થયો રાજ કુળનિ રીત, પંચ રાત પુર્ણ થઇ, પામ્યાજશ બહુ માન; કન્યા વળાવી સાસરે,વદાય કરી સહુ જાન.ત્યારે જોશી ઓચર્યો,મુહુરત જોઇ બહુ પેર; માસ પુંઠે મુહુર્ત મળ્યું કન્યા જાશે ઘેર. રાજા પરણી આવીયો, સકળ જાન સમેત; કન્યા રહી ઘેર તાતને, અંતઃકરણથી હેત.

ચોપાઇ—ઘેર આવ્યા થયોએક, માસ,મનમાં સ્ત્રી તેડયા આસ અવજોગ ગયો ગયોને મુહુર્ત થયું,તે રાણીને તેડુ ગયું. રાજગોર જે પોતાતણો, તેહને અધીકાર છે ઘણો; ગોર સંગાથે કન્યા વદે, સાંભળી દુઃખ ન રૂદે, વાત કહુ જોડી બે હાથ,હુતો નહી આવું તમ સાથ, રાય આપે તેડવા આવશે, તે માહારે કન ભાવશે; ત્યારે હું સાથે આવીશ, નહીતો રહુ પીતાને દેશ; કહીયે રાય એકલા આવજો, મીત્ર એક સાથે નહી લાવશો કોય; સુણી વચન તે બ્રાહ્મણ વળ્યો, આવીને રાજાને મળ્યો, ત્યાં કરી હતી વાત જેટલી,માંડી વાત કહી તેટલી; સાંભળી કારણ મન જાણીયું, તે દુઃખ હૈડે આણીયુ; પ્રધાન કેરો છે એક તન, તેશું આટ મળ્યું છે મન; જીવ થકી વાહાલો છે ઘણું નથી ભ્રાંત દિલમાં તે તણું.

દોહરા—એક રથ હતો તે જોડીયો, બેઠા રથમાં તેહ. નહિ કોઇ ત્રીજો સારથી, એવો સ્ત્રીશું નેહ. માગી શીખ તે સંચર્યા,તનમાં અતી ઉલ્હાદ;બે જોજન જ્યારે ગયા, દિઠો શીવ પ્રસાદ.સુંદર દેરૂં શીવનું સમીપ સરોવર નીર; તેમાં કમળ ખીલ્યાં ઘણાં, આવ્યો તેને તીર;રાખી રથ તે ઉતર્યા,કરયું સ્નાન નિત્ય કર્મ; ચુંટયા કમળ હેતે કરી, જે શીવ પુજે ધર્મ;પ્રધાન રહયો તે વાટમાં ગયો દેરામાં રાય;કરી પુજા પરીબ્રહ્મની, અરધાંગે ઉમીયાય;પંચામ્રત જળ ધારશું, કુમકુમ ચંદન તેલ કમળ પુષ્પ આગળ ધર્યાં, કીધી છે રંગ રેલ. નૈવેદ અમરત આરતી, ધુપ દીપ પુજન; એક ચીતે સ્તુતી કરી,હરખે તે રીજન;એક કમળ ચડાવીએ, તો લક્ષ પુજા થાય.રાણીને તેડી આવશું તો કરશું કમળ પુજાય. ચોપાઇ—કમળ પુજાની બાધા કરી, રાજા રથમાં આવ્યો ફરી, તે વાત ન કહી અન્યાય ઇચ્છા રાખે તે મનમાંહે. વળી મીત્ર સાથે તેડીયો,અરૂણદેવ અસ્તાંગત થયો;સસરા ગામે બેહુએ ગયાં,સગાં એળાપી ભેગા થયા,નગ્રમાંહે કરાવ્યું જાણ;હરખે વગડાવ્યા નીશાન; પ્રધાન સહોદર સાથે થયા, જામાત્ર જાણી સામા ગયા;મળી માન દીધાં બહુ પેર પધરાવ્યા પોતાને ઘેર; ઉત્તમમેવા અમરત પાક,રસોઇ બત્રીશે ખટરસ શાક. નીત્ય નવાં આરોગે અંન, આનંદ વીનોદ રમે રાજન; નદી નવાણે રમવા જાય,મનમાં ઉલટ અદકી થાય, આજ કર્તામાં સહી,પક્ષ ત્રણ એમ કરતાં ગઇ;કરો ઉતાવળ જાશું અમો, વીદાય દિજે અમને તમો.

દોહરા—સાસરવાસો સજ કરયો, શણગારી તે નાર; પ્રધાને રથ જોડીયો ક્ષણુ

ન લાગી વાર, અશ્વપાસ નહી સારથી, નહી સહાય કે શરણ; આવ્યા ત્યારે બે હતા;વળતાં થયા છે ત્રણ.ચોપાઇ—પ્રધાને પરૂણો લીધો ત્યાંય,સ્ત્રી ભરથાર બેઠાં રથ માંહ;ખેડી રથઆવે જેટલે,શીવસ્થાનક દીઠુ તેટલે.સરોવર પાળેરાખ્યો રથ,ઉતરયાં હેઠાં બંને સમરથ સરોવરજળ ઠેકાણે થયાં,કમળ હતાંતે સુકઇ ગયાં;તવ રાયે કરયો વીચાર, રહયો શીવપુજનનો ભાર;દેવ રણ તેનું બહુ પાપ,નહિ પામે તેને દે શ્રાપ. તેત્રીશ કરોડ દેવતેને નડે, કરોડ વરસ તે નરકે પડે.તેથી મોહોટુ રણ તે બ્રહ્મ બોલે સુકૃત કેરૂ કરમ;બ્રાહ્મણ કેરો જે ભોગીયો,સાત અવતાર સુધી રોગીઓ. અપુત્રવંત દરીદ્રી હોય; પીત્રી રણનું મોટુ દુખ, તે પ્રાણિ પામે નહી સુખ. દોહરા—રાએ મન વીમાસીઉ,દેવરણ મહામુલ્ય;તેઅવનિ છુટાતણું,કરી વીચારિશુલ;સ્ત્રી પ્રધાનતે ત્યાં રહ્યાં, ગયો રાય શીવ પાસ; પ્રણામ કરયો મહારૂદ્રને મન આણી ઉલાસ, મહારાજ કમળ સુકઇ ગયાં આવ્યાં નહી મુજ હાથ;વચન કહ્યુંતે પાલવું,જે બોલ્યા તમ સાથ. મુખનું નામકમળ છે,મુખ કમળ જે શીશ;તે અરપુ હું તુજને,માની લ્યો જુગદીશ કાહાડી ખડગ કોટે ધરયું, પાળ્યું પોતે વ્રત; થયો ઓશીંગલ દઇને;શીશ સમરપ્યું તરત.ચોપાઇ—આપ હાથે મસ્તક છેદ્યું,શીવ સાનીધ જઈ ભેદીઉં;વહી ગઇ ઘડી બે ચાર, પ્રધાને મન કર્યો વિચાર. હજી કેમ ન આવ્યા રાજ, જોઉ ખબર લાવું હું આજ; કયા સુધી જોઉં હું વાટ, સીઘ્રના આવ્યો શા માટ.

દોહરા—વિચાર મનમાંહે કરી, રાણી મુકી સ્થાન; મસ્ત થઇ રાજા પડયો ત્યાં આવ્યો પ્રધાન. દીઠું મસ્તક સાથે પડયો, આશું થયો ઉત્પાત; કોણ શતરૂ આવી મળ્યો, કોણે કીધો ઘાટ.શું કરૂં કોને સહુ,કેમ જાઉ મુજદેશ;બોલ સહુ લોકો તણા તે દુખ કેમ ખમેશ. રાણી હમણા જાણશે,ઉપજશે બહુ દાઝ; કેહેશે એને મારીઓ મુજને લેવા કાજ;એકે વાતે નહી છુટકો,નહી જીવ્યાનું કામ; છેદુ મસ્તક હાથથી; મુકી મનના હામ.

ચોપાઇ—પડયો પ્રધાન તે શીવને ઘાટ;રાણિ રહી જુવે છે વાટ;જોઇ વાટ ઉચાટજ થયા,બેઉ જણ બેશી કેમ રહ્યા;એમ વિમાસી ચીંતા થઇ સ્ત્રી જોવા માટે ગઇ, બંને પડેલા દિઠા દ્રષ્ટ, રાણી મનમાં પામી કષ્ટ: કોણે માર્યા તે કેમ પડયા, કોણ દુશ્મન તેને નડયા; લોક વાત કને બહુ મુખી,મેહેણાં દેશે માહારિ સખિ.કેહેશે કોઇ શું પ્રિતજ કરી, મારી નંખાવ્યાં છેતરી; એમ બોલશે સહુએ આળ, બેઠી માહારે માંથે ગાળ. કયાં જાઉ હવે શું કરૂ, છેદુ શીશ એ સાથે મરૂ;એમ કહીને છેદે શીશ, પ્રગટ થઇને બોલે ઇશ.

દોહરા—સ્ત્રીએ હાથે ધર્યું,મુકયું મનથી માન,સ્તુતિ કરી સુલપાણની ધર્યું હેતથી ધ્યાન; પ્રાણ તજુ હું માહારો, તે મન ધરજો આપ વણ વાંકે મરવુ પડે, તે શીવ તુજને પાપ.ચોપાઇ—એમ કહી જેવું પાડે તન,ઇશે આપ વીચારયું મન; મુજ

દેરે તજે કેમ પ્રાણ. સ્ત્રી હત્યા બેસે નીરવાણ; માહા યોગીનું લીધુ રૂપ; પ્રગટ થયો છે ભોળો ભુપ;વણ ખુટે શા માટે મરે, રખે દેહની હત્યા કરે. માન્યુતુકમળ પુજન, કમળ સાટે આપ્યું તન;પ્રધાનને ભય લાગ્યો ઘણો,દેહ પાડયો છે પોતા તણો; ન્યાયે મુવા શી ચીંતાય,સ્ત્રી મુવાથી હત્યા થાય;એક કારણ સંભળાવું તને,શાને દોશ મુકે છે મને શીવશું સ્ત્રી બોલી વાત,કરીશ હું મુજ દેહની ઘાત;એકલી ઘેર પાછી નહિ જાઉ,એની સાથે હું પણ થાઉ;શીવ કહે શોક કીજે ત્યાગ, વર્દાન મારી પાશે માગ; તે સાંભળી સુંદર ભોળાનાથની વીનતી કરી. છપ્પો—ધન્ય શીવ મહારાજ લાજ રાખો તમ માહારી;આપો સુખ વિલાશ,આશ કરે સહુ તાહારી. વ્રષભવાહાન આરૂડ, પ્રૌઢ વરદાનજ આપો; જે જપે તુજ જાપ, આપ શરણાંગત થાપો; માહારૂદ્ર ઇશ સમાન છો, અવર નહી કો દેવતા; શામળ કહે ચીત્તમાં ધરો, કરો મરતગને જીવતા.ચોપાઇ—સ્તુતી કીધી જોડી હાથ,પ્રસન થયા તે ભોળાનાથ.જે કહું તે નારી કરો, ધડ ઉપર મુસ્તક લેઈ ધરો. ઉપર ઓરાઢો એક ચીર,તે ઉપર સમરપો નીર એમ કરતાં એક પલકજ જશે, બેઉ બેઠા થશે. બોલ શુણ્યો શંભુજી તણો; સ્ત્રીને હર્ખ થયો છે ઘણો; રાણિના તો શોકજ ગયા, તરત ઇશ અલોપજ થયા. દોહરા—હરખ ઘણો તે વાધીઓ સફળ થયો આ દીશ; પ્રધાન કેરા ધડ પરે,ધર્યું રાયનુ શીશ. રાજાનું જે થડ હતું તે પર શીશ પ્રધાન; હરખે મન જાણ્યું નહી, રહ્યું ન ભમાં જ્ઞાન.

ચોપાઇ—શંભુએ કીધું જેટલું,સ્ત્રીએ કરયું તેટલું;મર્ત ઘાતથી તે છુટીઆ આળસ મરડીને ઉઠીઆ;ધડ પ્રધાનને માથુ રાય;પ્રધાન શીશ રાજાની કાય, તે વાતનો કરો વીચાર,પેલી સ્ત્રી તે કોની નાર. દોહરા—વીક્રમ તો વાણિ વદે,સાંભળ અબોલા નાર; કે ધડની કે શીશની, કેહેવાય કોની નાર.સત્ય વચન બોલે નહી,હું દેઉ તુજ ને શ્રાપ; સ્ત્રી હત્યાદિકનું, તુજ રાણિ શીર પાપ.

ચોપાઇ—ત્યારે એવું બોલ્યો હાર,રાજા વીક્રમ આપે ધાર;જમણોકર જેઝાલીઓ ક્રશનાર્પણ કરી આલીઓ; ઉઠ મણની કાયા દેહ, સ્ત્રીનો પતી કહીએ તેહ;શેરેકનું માથું શું કરે,સ્ત્રી તો કાયાને વરે. દોહરા—અબોલાએ કાને સુણ્યું,ચડિ ઘણેરિ રિશ; પગ થકી જ્વાળા ચડિ, છેદે વરતિ શિશ.નાંખ્યો હાર કટકા કરિ,જુઠુ બોલેઆજ; અસત્ય તું અબોલા નાર; મેં જેવું માહારે મન લહ્યું; તેવું રાયની આગળ કહ્યું. તમો તમારા મનમાં લહો, વિક્રમ આગળ તેવું કહો, તવ રાયને કહો વીચાર; સ્ત્રિ હ્ત્યા તુજ શિર ભાર.

દોહરો—ત્યારે રાણી બોલિઆં, સાંભળ વિક્રમ રાય; શાસ્ત્ર વિશે એવું કહ્યું, સ્ત્રિતો શિરની થાય;મોહોને જોઇને ઓળખ્યો, રત્નજ શિર અનુપ; કન્યા તો તેની થઇ, સાચુ માનો ભુપ વિક્રમ તો મન હરખિઓ, નહિ ચતુર તુજ જોડ; મધરાત

પુરણ થઇ,બીજો પડદો છોડ; શામળ કહે સાચુ કહ્યું,સખીઓ હરખી સરવ.બીજો પડદો ખોલીઓ; નીશા ગઇ બે પોહોર; અબોલા પ્રતે બોલીઆ,વિક્રમરાય તે ઠાર. તું છે રાણિ શુભ સતિ તાહારી ઉત્તમ જાત; જો તું દે હુંકારડો,તો કહું રૂડી વાત, રાય પ્રતે દાશી કહે, તમ આણો મન લાજ;એમ અબોલા ઓચરે,તો પડદાશેકાજ રીસ કરી કહે રાયજી. નહી તાહારૂ મુજ કામ;બોલે નેપુર રાણિ તણા,તાહારૂ ઉત્તમ નામ. વૈતાળ ત્યાંથી ઉઠીઓ,બેઠો નેપુર પાસ; ધન્ય સત્યવાદિ રાય તું, રાણી તે તુજ દાસ. ન જ્ઞાન એને રૂદે; નહી જ્ઞાન જરાય;એને તમ સરખો મળે, આવી લાગે પાય; માહારાજ વાત તમો કહો, હું હુંકારો આપેશ; કેદાર કાશીને ગોમતિ, તેહ તણું ફળ લેશ. ચોપાઈ—તે નેપુરે હુંકારો દીધ.રાજા વીક્રમ કહે છે સીધ;અચરત પામી સઘળી નાર,બેઠી સાંભળે ઠારોઠાર,સોરઠ દેશમાં છે એક ગામ,તીરથ ભોમી રૂડો ઠામ; સદા નીરમળ છે તેનું મન,સકળ સીધ પણ નહી તન; ચંડી પુજન કરે બહુ નિત, માહાકાળી ઉપર બહુ પ્રીત; નિત્ય ધ્યાન માતાનું ધરે, હોય યશ બ્રહ્મ ભોજન કરે;તેની પુજા મનમાં ધરી, પ્રશન થઇ આપી દીકરી, નઇવેદનો ચર ભક્ષજ કરો,ત્યાંથી ભક્ષ ઉદરમાં ધરો.દશ માસ થયા જ્યાહરે,પુત્રી પ્રગટ થઇ ત્યાહરે માહા સ્વરૂપ સુંદર બહુ તેજ માતા પીતાને અદકુ હેત,સાત પુત્ર ઠામે છે એહ,શીતળ થયો રાજાનો દેહ, વાંઝીયાનું મેહેણુ ભાગીયું, પુરવ કૃત સુકૃત જાગીયું, હરખ ધરે મન દિન વહી જાય, મોટી થાય આપે કન્યાય;ભર જોબનમાં થઇ તે નાર; પુરણ વરસ થયા છે બાર.

દોહરા—વરસ બાર પુરાં થયાં, મળ્યા સહોદર જન; વર ખોળે કન્યા સમો, જેથી રીઝે મન. જેને જેના મન વીશે, રૂડો સુખીઓ હોય, તે વર ખોળી લાવજો, ભ્રાંત ન કરશો કોય; એવો સ્વાલ કરીશ હુ, કામ પોતાને જાય; વર રૂડો ખોળ્યા તણો, માંડયો છે ઉપાય.

ચોપાઇ—દેશ જીતવા મોકલ્યો પ્રધાન,રાયે દીધાં ઝાઝાં માન;ત્યાંથી શીખમાગીને ગયો, સેન સુંઢાડી પંથે થયો. તે વજીર ગયો એક ઠાર,સુવેખ દીઠો રાજકુમાર;તેને છે રૂડુ ઘર, સ્વરૂપવંતછે આપે વર. તે સંગાથે જોડી પ્રીત, વીવાહ કીધો કુળનિ રીત. લગ્ન લીધુ શુભ દશમીતણું, મન હરખ્યું રાજાનું ઘણું, વળી રાયનો સાળો હોય, તે કન્યાને સામો જોય; લૈ ગયો પોતાને ગામ, વર રૂડા જોવા એક ઠામ.તેને દશમીનું ધર્યું, કરી ચાંલ્લો તઇયારજ કરયું, રાજા આપ ગયો શીકાર,વીવાહ કીધો તેણે ઠાર. લગ્ન નીરધાર્યુ દશમીને દીશ, કરતાહરતા છે જુગદીશ દોહરા—જુજુવા ત્રણે કરે,કોઇ નવ જાણે મર્મ;કન્યા તો ઘેર એક છે,રઘુપતી રાખે ધર્મ. ચોપાઇ—ઘેર આવ્યો પોતે રાજન, આવ્યો સાળોને પ્રધાન; એકાંત મળી ગુંજે કરી, જાન આવી ત્રણે વરના જોયા રૂપ; સરવે સરખા દીઠા ભુપ; કીયા વરને પરણાવશું, કી-

યાને પાછા વાળશું; એમ કરે ચીંતા જેટલે, લગ્ન વેળા થઈ તેટલે; ત્રણેને મન હર ખજ થાય, જાણે પરણિશું કન્યાય. કન્યા નહાવા બેઠી આપ, ખાળમાંથી નીકળી યો સાપ. પુરવ જન્મના વહેરે વસી,નાગે નાર અંગુઠે ડશી. મુખથી ન બોલી શકે વાણ, સધ ગયા સ્રીના પ્રાણ; સગાંસહોદર આવ્યાં લોક,ઓછવ મટીને થઇ ગયો શોક. સહુ આવીને દ્રષ્ટે જુએ, તે તો તેના હેતને રૂએ; માત પીતાને અદકી પ્રિત કરી મનુશાચારની રિત. ત્રણે જાનમા જાણજ થયું, કન્યા રૂપી રત્નજ ગયું,સહોદર શોકાતુર થયા, સબને બાંધીને લઇ ગયા.અગ્ની દાગ દેછે જ્યાહરે,ત્રણ વર આવ્યા ત્યાહરે; હઇડામાં ઉપન્યો વઇરાગ, રાજ રીધ કીધી સહુ ત્યાગ; પોત પોતાના મનમાં લહયું, કાંઇ કોઇ આગળ નવ કહ્યું; એકે મનમાં ધારયું વસ્ત,ગાંઠે બાંધ્યા તેને અસ્ત બીજે વીચારયું રૂદીયાસાથ,જળ મુકું સ્ત્રીને હાથ.અડસઠ તિરથ ફરીશું અમો, તેનું ફળ ભોગવજો તમો. ત્રીજે બુદ્ધ એવી આચરિ, ચીતા તણી રજ ભેગી કરી; કરયું એકઠું અસ્તી સમેત, એવું કન્યા ઉપર હેત; કરી મઢુલી બેઠો ત્યાંહ, હરીનું ધ્યાન ધરે મનમાંહ. સ્મરણનું ફળ તુજને હોય.તારા જીવને આણંદ હોય. જાન તો સરવે પાછી વળી, વર ત્રણ રહ્યા અહીં મળી. એક અસ્તી કાશી લઇ ગયો, બીજો તે ઠેકાણે રહયો; ત્રીજો અડસઠ તીરથ કાજ; ગયા ત્રણ જણમુકી રાજ, ગયો કાશીએ તેજ વીચરે, બીજો તિરથ કરતો ફરે, અણવાણે પગ જતિનો વેશ,દશે માસે દક્ષિણ દેશ મધ્યાનકાળ થયો જ્યાહરે,ક્ષુધા પુરણ થઇ ત્યાહરે આપ વિચારે મનમાં પેર, ગયો એક સતીને ઘેર; ભીક્ષાનદેહી કહ્યું જે બાર,આશીરવાદ દિધો તે ઠાર. બેસો મહારાજ ભીક્ષા લીજીએ, શીઘ્ર પાક અમો કીજીએ. પાક કરવા બેઠી જે સતી,ઘ્રત લેવા ગયો તેનો પતી.ક્ષુધાવંત બેઠો પગ ધોઈ,ઘરની ચરચા સરવે જોઈ, હતુ બાળજ પોતા તણું, તે રૂદન કરેછે ઘણું. દોહરા—વીપત પાડી કરિ આકળી, રંજાડે ઘણું બાળ,નાંખ્યું ચુલાને વીખે,અગ્ની બહુઝાળ. ચોપાઇ—તે જતિએ દીઠું દ્રષ્ટ,મનમાં પામ્યો અદકુ કષ્ટ,એ હત્યારી છે પાપણી, બાળક વધ કીધો સાપણી, એ ઘેર ભોજન કેમ કીજીએ, બાળહત્યા મુસ્તક લીજીએ; એમ વીચારી પાછો વળ્યો, ઘરનો સ્વામી સામો મળ્યો; ભુખ્યા તમો જાઓ શામાટ,તેનો મુજને બહુ ઉચાટ. અતિથી જો ભુખ્યો જાય, તો વ્રત ભંગ અમારૂ કહેવાય જાચક આવે માન ન દીધ, તેનો પીત્રી પીંડ ન લીધ.નીત્ય રૂધીરના પામે આહાર તેની હત્યાનો શીર ભાર; માટે ઘેર આવો મહારાજ, લ્યો ભીક્ષ રાખો મુજ લાજ;પુરવ પુન્યે આવ્યા આજ, કેમ જાઓ કરીને ત્યાજ. દોહરા—ત્યારે જતિ બોલીયો, કેમ લઉ તુજ આહાર; બાળકની હત્યા કરી, પાપણી તાહારી નાર.

ચોપાઇ—માહારાજ રખે દુખ એનું ધરો. ચાલો શીઘ્ર ઘેર પાછા ફરો;મુજમાં તે વીદ્યા છે ઘણી; પોથી મ્રત સજીવન તણી.તે બાળક જીવાડુ અમો,ત્યારે ભીક્ષા લેજો

તમો; એવી વાત કરી બહુ પેર, બંને જણા આવ્યા તે ઘેર.

દોહરા—કાહાડીછાર ચુલે થકી, કરયો અભીષેક વરત, ભણિમંત્ર જળ સીંચીયું, બાળક જીવ્યો તરત. અચરત દિઠુ અતિ ઘણું, આણંદ અદકો થાય; પ્રદક્ષણા પોતે કરી, લાગ્યો તેને પાય. એ મંત્ર આપો મુજને, તોરીઝે મુજ મન; ત્યાર પછે હવે માહરે, લેવું જળને અન. મંત્ર હતો તે શીખવ્યો; કરીને હેત વીશેક જા ભાઇ તુજથી જીવશે, મસ્તક માનવ એક.

ચોપાઇ—હેતે શું કીધું ભોજન, માન્યું આપે બેઉનું મન; વળ્યો પાછો વીદ્યા લાવીઓ, સ્ત્રી બાળીતી ત્યાં આવીયો મઢી ઘાલી બેઠો છે જ્યાંહ; એટલે બીજો આવ્યો ત્યાંહ; થયુ વરસ પુરૂ જ્યાહરે, નાંખી અસતિ આવ્યો તાહરે; ત્રણે જણ ત્યાં એકઠા થયા, માંહોમાંહે તે બોલજ કહ્યા. દોહરા—બેઠોતો સ્થાનક કરી સાચવ્યા જેણે અસ્ત, બીજે તેની પાસથી, માગી લીધા અસ્ત, મંત્ર ભણી જળ છાટીયું, ક્ષણુ ન લાગી વાર; ઉઠીને બેઠી થઇ, સુંદર હતી જે નાર.

ચોપાઈ—એક કહે નાહયો હું ગંગ, તેથી સજીવન થયું છે અંગ, એક કહે મેં વીદ્યા કરી, તેણે જીવી એ સુંદરી. એક કહે હું બેશી રહયો, સાચવ્યાથી એ અરથજ સર્યો, તે ત્રણે વઢીયા તે ઠાર, કહે નેપુર એ કોની નાર, સાચું કહે નહિ જો આ દીશ, કન્યાવધ રાણીને શીશ; જો તું જુઠુ બોલે ઘણું, વ્રતભંગ રાણી જીતણું, ત્યારે નેપુર કહે સુણ રાય, કન્યા તો વિદ્યાની થાય; જો મરત સજીવન વિદ્યા ભણી, તે નારી જીવ તે તણી.

દોહરા—નેપુર કાઢી નાંખીયું, કરયા કડકા સાત; લાજ લગાડે તું મને, કહે છે જુઠી વાત મેં જાણ્યું તે મેં કહ્યું, મહારે મહોડે વાણ; તમો જાણો તે કહો નહી, તો ઇશ્વર કેરી આણ. અસ્તી નીખર્યા તે સુત થયો, જીવ આપ્યો તે તાત; જે બેઠો તે વર થયો, એતો સાચી વાત. મન હરખ્યું સહુકો તણું, મુકી મનની હોડ; રાણીને રાજા કહે, ત્રીજો પડદો છોડ; ચોપાઈ—પડદો ત્રીજો છોડયો ઠોર, રહી જામની એકજ પોહોર; રાજા કહે કહુ એક વાત; કોણ હુંકારો દેખાત. વઇતાળ ત્યાંથી ઉઠીયો તેમાં આવીયો ધન વીક્રમ ચતુર સુજાણ; અબોલા છે આપ અજાણ, પુરણ પુન્યજ કીધાં હોય, હેત કરી તમ સામુ જોય, વરત સઉચનું એળે ગયું, તમ દરશન એને નવ થયુ; જો ડાહી થાશે આપ, તોતો એનાં ટળીયાં પાપ. રાજા કહે તાહરૂં શું જશે, હરીને ગમશે તેવું થશે; ધરવા દો માંડી આંબળો, વાત કરૂં તો તો સાંભળો. મરૂત દેશ સુરેશ્વર ગામ, સુંદરપાળ રાજાનું નામ; વરણ અઢાર ત્યાં તો વસત, આપો આપ કુળ કામ કરંત. એક શુદ્ર કેરોછે તન, છે અપંગ નહિ લોચન; નીરભાગી તે નાહાનો બાળ, થયો માત પીતાને કાળ. કાકાને ઘેર તે ઉછરે, દુખે પાપે પેટજ ભરે; તેના ઘરની પાસે છેક, રહેતો શુદ્ર પાડોશી એક. તે નીરભા-

ગીને નહિ ચરણ, જનક જનુની પામ્યો મરણ. જેષ્ટ ભ્રાત તેને ઘેર જમે, તે ધણિ અદકુ દમે; દુખે દુખિયા મળીયા બેહ, એક એકની આગળ કહે. ભા આપણે અદકુ દુખ, નથી વેઠાતી ભારે ભુખ;આપ બેનાં ભુંડા વેશ,નહિતો જઇર બેહુ પ્રદેશ. હીંડાય નહિ તે મોટું કષ્ટ આંખે ના દિઠું દ્રષ્ટ: અંધ કહે ઉપાડું હુ જો માર્ગ દેખાડે તું, એમ વીચારી તેનો સુજ, સોજણે કીધી છાની ગુજ; ધ રળવાને પ્રદેશ ગયા,તે તો બંને પંથે પળ્યા ઉપાડી ચાલ્યો આંધળો,મારગ ખાયે મુકેગામ એક બીજુ લહે, નીશા પડે તાંહાં વાસો રહે, એમ કરતાં પુરવમાં જાય તે સ્થાનકે અચરત થાય.

દોહરો—તે નગરનો રાજીયો,તેને કન્યા સાર, રૂપવંતી રંભા સમી, તેમાં ખોડ અપાર; લાંબો મસ હઇડા વીશે, તે દીશે વીકાળ; તેને કોપરણે નહી રહી કુંવારી બાળ. તે રાયે મન વિચાર્યું, મેળવી વરણ અઢાર; કળસ ઢોળેજો હાથણી તેને પરણે નાર, જોવા ઉભો આંધળો, પાગળો ખંધ વીશાળ; ફરતી આવી હસ્તની, જેને કર વરમાળ ડાભા જમણા મુકીયા, શહુ લોક તે દિશ; પાસે બે પેલા રહયા, કળશ ઢોળ્યો તે શીશ. રાય વાચા ચુકયો નહિ, જે બોલ્યો તે મુખ;કન્યા પરણાવે એહને, દુખ ભોગાવે કે સુખ; યથાયોગ ચોરી રચી,પરણાવિ તે સંગ મંગળ વરત્યા આંધળે, અપંગ ચડયો છે અંગ. રહેવા આશ્રમ આપીયો;ભરીયા કણ કોઠાર; ખાવ પીયો ખુશી રહો, રહો બંને આ ઠાર.

ચોપાઇ—પાંગળે પ્રીત નારીશું કરી;અંધને મારવા છેતરી, એ ખટપટ કરીએ જો તાજ, પછે આપણે ભોગવો રાજ; ઝેરી નાગના કટકા કરી; મુકયું ચુલે માટ ભરી. ઉકાળી પાતાં મરશે અંધ, આપણ બે કરશુ આણુંદ,આપણ બે જણ રાખો ખેદ, ત્રીજો કો નવ જાણે ભેદ;અંધ કહે માગુ તુજ કને,લાગી ભુખ કાંઇ આપો મને વારૂ કહીને બેશી રહયો,લાગી ક્ષુધી તે વ્યાકુળ થયો.હળવે ચુલા પાસે જાઉ,એ બે જણથી આગળખાઉ;મોહો ઉઘાડયુ જેટલે.ઝેહેરી ઝાળ ઉઠી તેટલેદોહરા—ઉઠી ઝાળ તે ઝેહેરની, જોયું આંધળે માંહ; નેત્ર પડળ ફાટી ગયાં, થયો દેખતો ત્યાંહ,જુવે ત્યાં અને નહી, દીઠું ત્યાંતો ઝેહેર; એ બે જણ કપટે કરી,સુજ મરણની પેર.રીસ કરી ત્યાંથી ધસ્યો, ઝાલ્યા ચરણ તે વાર;કન્યા ઉપર ઝાપટયો, પ્રહાર કરયા બે ચાર છુટ્યા પગ પંગા તણા;ટળી ખોડ હતિ જેહ;મસ તુટયો નારી તણો,વાક્યો તો જે દેહ દઇવ ગતિ અનેરડી, કળી શીશે નહી કોય; આરંભ્યાં અમથાં રહે એણ આરંભ્યું હોય. અધે કામ અદકુ કરયું;ચડી હતિ બહુ રીશ;અવળાનું સવળું થયું,જેહ ગમે જગદીશ.ચોપાઇ—ત્રણે જણની ખોડા ગઇ,તે ત્રણને શાતા થઇ;સ્ત્રીને કાજે આથડયાં બંને માંહો માંહે વડયા કોણ તેહનો કહો વીચાર.એતો સાચી કોની નાર;જુઠું કહો તો દેઉ શ્રાપ; સ્ત્રી વધ રાણીને પાપ.કંકણ કહે વિમાશણ કરી,એતો વાત માહારે

મંન વશી;ફરચો આંધળો મંગળ ચાર,તેથી તેની થઇ છે નાર.રાણિએ મન નહી સાં ખીઉ.કંકણુ તે ભાગી નાંખીઉ;જુવે બોલે પાપી તુંય, તેથી તો લાજુછુ હુંય.કંકણુ કહે કહો રાણી તમો, હું જાણું તે કહુંચુ અમો; જાણો તે ન કહો દીશ, રાયે સમ દિધા તુજ શીશ.દોહરા–થયો અશ્વ તે આંધળો,પંગો થયો અસ્વાર;વાહન તેને શું અડું, ઉપર તેની નાર; સતી સત્ય બોલ્યા તમો, નહિ તેમાં કશી ખોડ; જીત્યો હું સહુ દેખતાં, ચોથો પડદો છોડ.અહંકાર તજીને ખોલીઓ,આવી બેઠી પાસ; હું હારી તમો જીતીયા,મુલ ખરીદી દાસ.ચોપાઇ–જીતી આજ અબોલા દીસ,આવી આપ નમાવ્યું શીશ;અમને આજ્ઞા દીજીએ, જે કહોતે અમો કીજીએ.મુજ અબોલા બાંહે ધરો,આપ હેતથી મુજને વરો રાજા કહે સાંભળરે સતી, તાહારૂ માહરે કારજ નથી. બ્રાહ્મણને તુજને આપવી, પુજ્ય ઠેકાણે તું થાપવી; ચાલો સાથ તજે એ વાટ.બેઠો બ્રાહ્મણ જુવે વાટ. વચન આપ હૈડામાં ધરૂ,પ્રતીજ્ઞા પાળી શીઘ્ર કરૂં. નાહાની બહેનને સોંપ્યું રાજ, પોતે કામ કર્યાં તે તાજ; પાડયું અબોલા તેનું નામ, પડદા ચાર માંડયા તે ઠામ;પોતે હતી તેમ રાખી તેહ,સદા સતીનો આ છે દેહ;બંધી પડેલા રાજા સર્વ ઘેર વળાવ્યા મુકી ગર્વ;તે સહુકો દીધી આશીશ.જીવે રાય તે કોડ પચીસ રત્ન જડીત શણગાર્યો રથ,ભર્યાં વસ્ત્રને મેવા ગર્થ,બીજી અમુલખ અપ્રમપાર, ખાતાં ન ખુટે ભંડાર;પંચ દસ પોતાની સાહેલ,પોતા સાથે રમવા ખેલ;સહીયરો સાથે તે ડીયો,ઉજણ તરફ રથ ખેડીયો, નીશા પોહોર લાધી ધીર,ઉજેણ આવ્યા વીક્રમ વીર.

દોહરા–પડો વજડાવ્યો પુર વીખે,રચ્યો મહા ઓછવ રંગ; ખરચ્યો ગ્રથ ઘણા ત્યાંહાં, રાય આરંભ્યો જંગ.ચોતરે ચીત્રાવી હેમની.લખી આપ્યાં વીસ ગામ,એવો વીક્રમ ભુપતી કર્યાં પરાયાં કામ, આપ સરીખો તેને કર્યો, રાખ્યો પોતા પાશ; ખાનપાન સુખ સેજનું, ભોગવી લીલ વીલાસ. એવો તે દાતા થયો કરયાં ઘણાં પરકામ; મહા પાપ પ્રલે કરે, લેતાં વિક્રમ નામ.રામ કથા રસ અતી ભલા મોક્ષદાયક પવીત્ર. તે બરોબર જાણજો. વિક્રમ રાય ચરીત્ર સુણે શીખને સાંભળે, ભણે ભણે જે ગાય દરીદ્ર જાય તેહનાં, પ્રાયશ્ચીત પ્રલે થાયે. સ્મરણ વિક્રમનું કરે, મહા રોગ દુખ જાય, સદાય તે સુખી રહે,મન વાંછીત ફળ થાય પર કારજ જે કો કરે, એવો થાય દાતા. તે સીંહાસન બેશસે, ધન તેનો અવતાર.વિક્રમ મહિમા સાંભળી જે કોઈ કરશે દાન; આ લોકે જશ ઉપજે,પરલોકે ઘણું માન. એવું કહીને પુતળી, આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ, કહે કવી શામળદાસ.

## વારતા ૭ મી નાપીકની.

શ્યામા નામની સાતમી પુતળી બોલે છે તે વારતા રાજ ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ ચોપાઇ–પ્રથમ શારદા કરૂ પ્રણામ, મુજ મુખમાં દયો રૂડી

વાણુ; ગાવું હેતે વિક્રમ ચરીત્ર, સાંભળશે તે થશે પવીત્ર ઉજ્જેણી નગ્રીનો ભુપ, જેનું કંદ્રપ સરખું રૂપ; તેહ તણું સીંહાસન સાર લાવ્યો ભોજ ન લાગી વાર, દેખતામાં દુખજ જાય, મહુરત લીધું રૂડુ રાય; ઓછવ મંગળ ઠામે ઠામ, જોવા મળીયુ બાધુ ગામ; ધ્યાન ઈશ્વરનું મનમાં ધરે, બેસવાની ઇચ્છા કરે,

દોહરા—ભોજ સીંહાસન પગ ધરે, જોઇ સમુરત લાગ; બોલી સ્યામા પુતળી, રાય માં ધરશો પાગ. આ સીંહાસન દેવનું, ઇંદ્રિ રાયનું સાર; તેતો વીક્રમ લાવીયા, પ્રાક્રમ અપ્રમપાર. તે સરખો પ્રાક્રમી, તે બેસવાને યોગ. અવર બીજો કોઈ બેશસે, દેહે વાધે બહુ રોગ, સુણ ભોજ કહે પુતળી, વીક્રમ મહીમા જેહ યથારથ મુજને કહો, સુણુ કાન ધરી તેહ.શ્યામાકહે સુણ રાયજી,પાંચે પ્રાશ્ચીત જાય;જ્ઞાન જીવથી સાંભળે,કોટી પુન્ય થાય,ચોપાઈ—ભોજ પ્રતે સ્યામા કહે વાત,રહો સાંભળવા જોડી હાથ; નગ્ર ઉજેણી અદભુત વણી, શું કહુ શોભા તેહજ તણી;નવતેરી નગ્રીછે અનુપ, રાજ કરે ત્યાં વીક્રમ ભુપ; કર્મવંત સહુ બધા લોક,નહી કોને વ્યાધી કે શોક. પાળે ધર્મ રૂડો આચાર, સહુ સત્યે ચાલે સંસાર; વાજે પંચ શબ્દ નીશાન, નગર ઉદયો જેમ ભાણ, ફરે છત્ર રાજાને શીશ. જેને પ્રસન ઉમીયાપત ઇશ;એટલે ત્યાં આવ્યો એક શીધ, તેની પાસે છે નવનીધ; માથે છે ગોરખનો હાથ, તેનું નામ માણેક મણીનાથ. કાન ફટો મુદ્ર છે કાન, શિંગી શેલી પર્મ નીધાન. ભગવાં વસ્ત્ર કંથા ધરી અંગ, શિષ્ય ગુરૂ કો છે નહી સંગ,કોઇક સમે ત્યાં આવી ચડયો વિક્રમ રાયને દ્રષ્ટે પડયો. સભા સમેત ઉઠયા રાજન. ગોસાઇનું કરવા પુજન.સામા આપ ગયા છે રાય, કરી દંડવત લાગ્યા પાય. સીઘ્ર આપ સીંહાસન ઠરે.રાજા પોતે ચમક કરે. ખાન પાન મેવા પકવાન, લવિંગ સોપારી એલચી પાન. કરી ખીજમત પોતે રાજન, માણેકનાથનું માન્યું મન; રહયા પરૂણા દીવસ સાત; અરધ જામની ગઇ છે રાત, એક નાથને બીજો રાય, ત્રીજો નાપીક ચાંપે પાય; કરે ગુરૂ બેઠો બે ત્યાંહ, નાપીક બેઠો લે મન માંય.

દોહરા—માણેકનાથ કહે રાયજી, વહાણામાં જાશું પંથ; કાંઇક માગ તું મુજકને જે ઇચ્છા હોય ચંત. ભક્તિ ભલી કરી માહરી; હું ઓશિંગલ થાઉ; વળી કોઇક દીન આવશું,કાલ સવારે જાઉ.વિક્રમે સ્તુતિ કરી,તમો ઇશ્વરનું રૂપ;પ્રતાપ તમારો છે મને, કહે વિક્રમ ભુપ. ઉણમ એકે માહારે નથી,શીશ તમારો હાથ; એમ કહેતાં પ્રસન થયા,સીધ માણેક મણીનાથ. નાપીકને કહાડી મુકયો,રહ્યા એકલા તંત્ર;પરકાયા પ્રવેશનો, રાયને આપ્યો મંત્ર; કળેવર સુનુ દેખીયે, એમાં જીવ ન હોય;સંગ કરે થાય જીવતું, મરમ ન જાણે કોય. રાજરીધ ઘરસુત્ર છે, હસ્તી ઘોડા ધન;એહ મંત્ર શીખવો, માટે રીઝુ મન, વળી કોક દન આવશું, ફરતા તારે ગામ; ઇચ્છા હશે તે આપશું, બેઠા એણે ઠામ. કરે વાત નીસા ગઇ,ઉગ્યો દીનકર ભાણ;માગી શીખ

પરવરિયા,પંથે સીધ્ર સુજાણ.ચોપાઇ—મંત્ર આપી તે સીધજ ગયા, રાયના મનોરથ પુરા થયા; નાપીકને કાહાડયો તો બાહાર, તેણે મનમાં કરયો વીચાર. સીધે તેમને આપ્યું હશે;તેથી સુખીઆ તે થશે;તે વસ્તુ મેં દિઠી નહિ,હવે રહુ તો જીવું કહી. તેનું દુખ તે દલમાં ધરે, ન ખાય નીંદ્રા નવ કરે; હઇડુ લેઇને બેઠો જાણ, જેમ બુડયાં હોય સાતે વાહાણ,કાંઇ જાણું કે કાહાડુ જીવ,કાંઇ જાણું ઉપાસુ શિવ;એકે કામની ના સુજી પેર, ટુટી ખાટ પડયો છે ઘેર. સ્ત્રી છોકરાં સઉ દુખ ધરે, શું થાશે શું થાશે કરે; તેનું દુખ ના જાણે કોય, હણે હઇડુ મોં વાળી રોય; બીજે દીન ગઇ મધરાત,રાજા કરે રાણિશુ વાત; ખાન પાનને કરે વિવાદ,નાપીકનો સાંભળ્યો સાદ ઉતરી પલંગમાંથી પોતે ગયો,એક ચીત રાજા તે થયો,દીશા વરન નીહાળી જોય, દુખી ભરયું રૂવે છે કોય. ધીક રાજ સીદ્ધ માહારૂં સુખ,માહારા દેશમાં કયમ હોય દુખ; ઝાલ્યું ખડગ ફેટો શીર કશી, ઉતરયો હેઠો આપે ધશી; સ્વર સાંભળી ગયા છે ત્યાંય,નાપીક ઘેર રૂવે છે જ્યાંય;બહાર જઇ સાંભળવા રહ્યા,સ્ત્રીએ બોલ નાપીકને કહ્યાં; કેમ પ્રગટયો છે તનને શોક, અરધી રાત સંભળાવો લોક; આવડુ દુઃખ પડયું છે કયમ,સત્ય કહો દીકરાંના સમ કાલ રાયને ઘેર હું ગયો,ત્યાંતો એક તમાસો થયો,ગુસાંઇ ચેલો ગોરખ તણો તેને નેહ રાજાશું ઘણો;તેણે માગ રાજાને કહ્યું, હું ત્યાં બેઠો કાને લહુ, મને કહાડીને માગ્યું હશે, કોણ જાણે તેથી શું થશે; તેથી મુજને આવ્યો ખાર,તેનો મુજને પડીયો ભાર, સીધે આપ્યું તે હું લઉ,નીકર એને હત્યા દેઉ;મારે મરવું પડે છે આપ, તે તો રાજાને શીર પાપ.મહારો જીવ વણ ખુટે જશે, રાજાનું શું સારૂ થશે; એને ધન છે અદકુ ઘણું, વળી લીધું તે જોગી તણું; એવો એ લોભી અપાર,તે વેળા કહાડયો મુને બહાર.આસના વાસના સ્ત્રીએ કરી, સમજાવ્યો બહુ હેતજ ધરી. અદક પાંસરી એવી જાત, સ્ત્રી ભરથારે કીધી વાત, એક એક આગળ માંડી કહી,તે તો બહારથી રાયે લહી.સાંભળી તે નાપીકનીપેર, આવ્યો રાય પોતાને ઘેર.થયું પ્રભાત વાહાણું જ્યાહરે,રાયે નાપીક તેડયો તાહરે.ગયા શેવક વાળીને મુઠ,નાપીકને કહે હવડાંઉઠ; રાજાજીતેડેછે તુને,તેમાટે મોકલીઓ મુને

દોહરા—નારી કહે છે નાવને, સાંજે કહેતીતી વાત; તે ખબર થઈ રાયને,કરશે તાહરી ઘાત. નાપીક કહે મરી રહયો, નિચ જાત અજાણ; રાજા શુ મને લુંટશે, લેશે માહરા પ્રાણ.એમ વિચારી આવીયો,રાયે દીધી આશ; માન દેઇ બોલાવીયો, તેડયો પોતા પાસ.બીક ન આણિશ મન કશી, ધરૂજાવે શીદ તેહ;તુને આપવા તેડીયો, જે મનમાં છે તેહ.તાહરે મન છે ઓરતો, વીહવળછે તુજ મન;જાણે રાયને આપીયું, સીધે અદકુ ધન. નહી દામ આપ્યો મુને,ન કરીશ તેની આશ, વિદ્યા એક આપી મુને, માને દ્રઢ વીશ્વાસ. તે નથી તાહરા કરમની,તાહારે જોઇએ ગરથ; માગે તેટલું આપીએ, એટલો તાહારે અરથ. ધન લેઈ આનંદ કરો, મટાવી મનનો શોક; મન

મંદીર પરવરો, દુખ ના ધરશો કોક.

ચોપાઇ—રાજા આગળ નાપીક કહે,કરજોડીને ઉભો રહે;ધન લેઇ હું તો શું કરૂં, સાચવું કે કોઇ આગળ ધરૂં.જે માહારા મનનું દુખ કાપ,મંત્રસીધનો મુજને આપ. ગોરખનાથનો ચેલો સીધ, તેણે અમુલખ તમને દીધ, તેની વીદ્યા મંત્રનો જોડ, તે આપે તો પોહોચે કોડ; માહારા મનનો મેલ ન જાય,મંત્ર આપો તો સુખીઓ થાય. રાય કહે ઘેલો તુજ નામ,મંત્ર ના આવે તારે કામ;ફોકટ મંત્ર લેઇશ માહરો અરથ સરશે નહી તાહરો. કહે નાપીક નહી આપો રાય, તો માહરે નવ ધરવી કાય. મારી દેહના પ્રાણ ન ધરૂં ઇશ્વર આણ જો નીશ્ચે મરૂં.

દોહરા—વીક્રમ રાયે વીચારયું,તે નાપીક એકાંત;મંત્ર હતો તે શીખવ્યો,ભાગી મનની ભ્રાંત. રખે કોઇને શીખવો, એમ કરયો ઉપદેશ;સીધ મંત્ર નાપીક થયો,પરકાયા પ્રવેશ.ચોપાઇ—નાપીકને મન ઉલટ ઘણો, શીખ્યો મંત્ર મહાસીધ તણો;વીક્રમરાય શીકારે ચડયો, પ્રગીયાસજન શું રમવા ગયો; આપે પ્રગીયા રમવા કાજ, નહિ પગ ધરવાની જાગ; વાજે દુંદભી મહા ઘનઘોર; વળી નાદ નીશાને ઠોર.જળ હળ જાણે ઉગતો ભાણ, તેમ શોભે વીક્રમ શું જાણ; પાંચ કરોડની પોશાક અંગ, નવ કરોડનો મુગટ સંધ;બાણુ કરોડ આભુષણ ધરયાં, રત્ન અમુલખ હિરે જડયાં. નવ લક્ષ નવ કરોડ તો તુરી,પીલા પંચ કરોડ ખાપરી,રવી બિંબ આકારે છત્ર,સરવનું ચીત છે એકત્ર. કનક પુષ્પ વેરંતો જાય; જાચીક જશ અનેરો ગાય, નાહાના મોટા સહુ જન કોય, ચઢી મેહેલ સહુ નારિ જોય; એ રીતે ચડીયો શીકાર,આવ્યા નગ્રથી બંને બાર;સત મારગને ધરયાં ત્યાં જઇ,સેન્યા ત્યાંતો ઉભી રહી;દશ મરઘલાં નાઠાં તો જાય, રાજા તેની કેડે થાય; નાઠો એક બાડો મરૂગલો, તે પુંઠે રાજા એકલો; પગલાં પુંઠે નાપીક જાય, તે નવ જાણે પોતે રાય; એક જોજન જવ આવે થયું લશકરતો સહુ પાછું રહ્યું; મરગ થાકી જઇ હેઠો પડયો, વીક્રમ જઇ પાછળ થી અડયો; રાજાજી જવ સાધે ''ાણ, હર્યા હરણના આપે પ્રાણ; અરૂપરૂ રાજાજી જોય, મનુષ નામ દીઠું નહી કોય;વીચાર કરયો આપે મન માય,સીધ વચન સાભરીયું તાંહ. ખરો મંત્ર તે કયમ જાણીએ, જોઇએ મરગ સાથે નાણીએ; ઘોડા થકી ઉતર્યો નરેશ, મરગના દેહમાં કરયો પ્રવેશ; મરગલો તે જીવતો થયો,એટલે ત્યાંતો નાપીક ગયો; પડયો દીઠો રાજાનો દેહ; તેને દુધે ઉઠયા મેહ.થવું રાય પૃથ્વી પરદેશ નાપીકે રાયમાં કરયો પ્રવેશ; તેમાં ક્ષણુન લાગીવાર, થયો વેગે પોતે અસ્વાર રાજા મંત્ર ખરો ભાંખીયો,વિક્રમરૂપ ધરી આવીયો;જુવે તો કાયા જીવતી થઇ,બેઠો અશ્વ ઉપર જઇ; વીક્રમ કહે છે હાથનાં કરયાં,તેનો મહારે મુસ્તક પડયાં; નાપીકે જાણ્યો મરગ રાય, કાહાડી ખડગ તે ઉપર ધાય. કાહાડુ ભાવઠ પ્રાણ લીજીએ. સુખે રાજ અમો કીજીએ; વીક્રમે જાણ્યું લેશે પ્રાણ, નાઠો મ્રગલો વીર સુજાણ; સેન્યા સહુ

આવીને મળી રાજા પેંઠા સહુમાં ભળી; બાંડો મરગ છે તેનું નામ, મારે તેને આપુ ગામ;એવો ખાર હઈડે લાવીયો,મરૂગલો હાથ કોને ન આવીયો;રાજા મનમાં આણે ગર્વ,ઘેર આવ્યા રાજા સાથે સર્વ,કરયુ નાપીક કેરૂ કર્મ;કોને લાધ્યો નહિ મર્મ;અ-નમીરાય જુહારજ કરે, છત્ર અમુલખ માથે ફરે.રાયનો દેહ રાયનો શણગાર,રાયનાં વસ્ત્ર રાયનો તોખાર; ઉલટ ભેર હરખ્યો તે મન,એવું છે તેનું જોબન;નારયો વધાવે વીક્રમવીર; છાંટે ગુલાબ ભરીને નીર. મુકતાફળની થાળો ભરે, ભરી ખોબલા મુસ્તક ધરે; રત્ન કનક તેંભાત અમુલ, વેવારીયા વધાવે ફુલ;એમ હરખતો આપે જાય, વડી રાણિના મોહોલજ માંય; રઈયત સઉ વદાયજ થાય, રાજા આપે મોહો-લમાં જાય. આજ્ઞા માગી વળ્યો પ્રધાન, જાઓ પધારો કીધી સાન; એક દાશી દડ-વડતી જાય, મોહોલ પધારે વિક્રમ રાય, રાણીયે સમરાવી વાટ, પથરાવ્યા કનકના પાટ; વેરયા પુષ્પ પાખળ ચોપાસ, બેકે કસ્તુરી લીલવિલાસ; કનક ઝારી કરમાં ધરી, મુક્તાફળની થાળજ ભરી;વધાવા રાણિ સાંચરે.તે આગળ સખીયો પરવરે; રાણી તો છે ચક મોઝાર, બીજી સખીઓ એક હજાર. દેહ રાયની નાપીક પ્રાણ, નહીં બુધ તેનામાં જાણ; રાણી છે સત્યવંતી સખી, તેમાં એક અધીષ્ટા મુખી.તેણે આવી કરયો જુહાર. રાય જાણ્યું માહારી નાર. કર ઝાલ્યો તે કામની તણો; તે ઉપર નેહ આણ્યો ઘણો;સકળ સ્ત્રીમાં વહાલી તું,હેતે મોહોલે આવ્યોછું હું;બીજી નારી જોઇને રહિ,તે નારી તો ઝાંખી થઇ;શું એ રાય બોલે છે રાજ,એના મનમાં ન આવે લાજ. પડદે રાણી જુવે દ્રષ્ટ, આપે મનમાં પામી કષ્ટ; કાંઇ ચેટક રાજાને થયું, ડાહાપણ એનું તે કયાં ગયું; હેઠી મેહેલી મોતીની થાળ, તવ હવો નેણાંનો હવાલ; તેવું રૂપને તેવો રંગ, બીજી ચાતુરી બીજો ઢંગ; રાય બેઠો પલંગે જઇ, સ્ત્રી આઘી ઉભી રહી; રાયે આપવા માંડયાં પાન, હેતે દેખાડે બહુ માન. સ્ત્રી કહે કાલ કહિ છે વાત,મુને સંભળાવો સાક્ષાત; કાલ આપણે કરયું ભોજન, તેતો કહો મુજને રાજન, નાપીક બુધ હીણો શું કહે, હશી મુખ સામુ જોઇ રહે; રાણીમાં લક્ષણ બત્રીસ, હઇડામાં રાખી છે રીશ. આ ઓરડે આવો એકાંત, કહુ વાત ભાગુ મન ભ્રાંત; રાજા ગયો છે ઓરડે વળી, રાણીયે દીધી સાંકળી. વાહાણામાં પુછશું પ્રધાન, ત્યારે દઇશું ઝાઝાં માન; રાખ્યો નજરબંધીમાં તેહ, મનમાં ઉપન્યો બહુ સંદેહ. પ્રાતઃકાળ થયો જ્યારે, પ્રધાનને તેડયો તાહરે, છાની એક વાત કીધી ગુજ બેઉ જણે વીચારી બુદ્ધ;એ દુખ કોને નવ કહેવાય,રૂપ જોતાં આવે છે રાય.લક્ષણે જોતાં મુખે જણાય, બીજું પારખું તે શું થાય. શમશા—નીરવીના જે નીપજે,પાપે પેદા થાય; તેને જવલો જીતશે, તે અમને કહો રાય. જવાબ દુકાળ—શમશા શંગ સહીત જે જનમીઓ, જોબનપણે તે જાય; જોબન ફીટા વૃદ્ધ થયો, શી રાતે કહો રાય જવાબ ચંદ્ર. શમશા—હાથ પગ મુખ નાશીકા, સાથે પંથ પળાય; અન ઉદક

ખાએ નહી, તે અમને કહો રાય. જવાબ છાંયડો. શમશા—જાએ ત્યારે દશ ગજ, જોબનમાં ઝખાય; અંન ઉદક ખાએ નહી, તે અમને કહો રાય. જવાબ, છાયા, શમશા—નારી જાતે ઉજળી, મુખ નાશીકને નેણ; અંન ઉદક નીંદ્રા નહી, મુખ ન બોલે વેણ.જવાબ. કાંચળી શમશા—નરથી નારી નીપજે જેથી શોભે નાર; પ્રથમ જોઇએ તેહને, એને શીર ભરથાર, જવાબ, કાજળ શમશા. નવે ગ્રહમાં મુખ્ય જે, તેનો સહોદર હોય; તેનો નામ છે, તે મુજ પાસે જોય. જવાબ. ચાંદલો. સમશા. મુખ્ય માંડળ પુરૂશો તણુ, દુશમન ગણે જેહ; નાર વડે નર જાણીયે, અમ આગળ કહો તેહ. જવાબ મુછ. શમશા—વદન શામને ગઉર વરણ, અમીઝરંતો આપ; તેના સંગ થકી મટે, શોકાતુરને પાપ. જવાબ. પાન. શમયા—સર વાહનની નીપજે, નારી દશકે બાર; તેનર નારીને કહે, જેનું ભાગ્ય અપાર, જવાબ. ચુડલો. શમશા સીંધુ સુતા પીતા સતનતામશ જે કહેવાય; તં પ્રસન્ન અમને સદા, મન વિચારો રાય,જવાબ, કામ,શમશા-ગીરી સુત વાહન તાસકી,પુજ્યો સ્વામી હોય;તે વાલમ મુજને જીવથી ઓર ન દુજે કોય. જવાબ શીપ. સમશા—હેમ સુતાતપ સીર રહે, તાકો ચાહે રંગ; તાથી હોયે ભારજા, હુવે દોનુશે સંગ. જવાબ ગંગા શમશા—જેને દેહ ખઇ યોગ ને; તે ઉપમા જે મુખ; તાસ પતીશું પ્રિતડી, ભાગે જેથી ભુખ. જવાબ. શીવ. શમશા—પોસ માહામાં અમલ છે, તેને નામે નામ; તેના ચોરને મારીએ,માહારે તેનું કામ;જવાબ સીત.શમશા—વાયુ ભક્ષ અરીત ચઢણ.સ્ત્રી તાતજ જેહ; વખાણ ધરયાં રૂદયા વિશે, માહારે તેસું નેહ, જવાબ, રામ. શમશા—વેરી મારે જીવતા તે અદકી છે ખ્યાત; તેના મારણ મુજ મળે, તેના કહુ મન વાત; જવાબ રામ, લક્ષમણ શમશા—પગ પેટમાં વશે, તેને નામે નામ; તેનો ધારણ મુજ મળે, અંતે તેનું કામ. જવાબ, રામ. ચોપાઇ—રાણીએ શમશા અદકી કહી, નાપીકે એકે નહી લહી;વિક્રમ ઉત્તર દે સર્વથી,શકે જીવ રાજાનો નથી, રૂપરંગ રાજા તણો તેનો સંદેહ મનમાં ઘણો, વળી પુછયાં બીજા અધાણ, શું જાણે નાપીક અજાણ, છાનાં ડાટયાં સાટયાં જેહ, પુછી પેર નાપીકને તેહ; એકે વાતે ના આવ્યો પાર મનમાં આણ્યો ખાર. આપણો રાજા ત નવ હોય, શીદ જુઠું મનાવો મોય; રાણી પ્રધાનને દ્રઢ વિશ્વાસ, ન હોય રાજા મુકી આશ; એતો વાત એટલેથી રહી નાઠો નાઠો હરણ તે શી ગત થઇ; હૈડામાં તે સઘળું લહે, વાચા નહી કોઈ આગળ કહે દાહાડો રાત તે વનમાં ફરે,વન તરણ આવે તે ચરે; જોયો અલખે ખોયું રાજ, નાપીક ઉપર અદકી દાજ. ઇષ્ટ આગીયો શું કરે તહી, એક વાતે ચાલ્યું નહિ.

દોહરા—નાપીક રાખ્યો ઓરડે મરગ ફરે નીત્ય વન;એકે દાવ ફાવે નહી,શેરણ લાગી મન. ચોપાઇ—એમ કરતાં એક પક્ષજ ગયું, તે દહાડે એક કઉતક થયું;એક પોપટ બીજી પોપટી, એ બે બેઠાં છે લટપટી; એટલે સોંચાણે દીધી દોટ, ફ્રીધી

પોપટ ઉપર ચોટ ઝડપી પોપટ ઉડી ગયો, પોપટી તેતો ઠામે રહ્યો રહ્યો એકલો પોપટ ત્યાંહ,લાગી ફટકી તો મનમાંય;મહા ભય લાગ્યો મનમાં જાણ ગયા પોપટના ત્યાં પ્રાણ મરગ ફરતો તો આણી કષ્ટ, એટલે પોપટ દીઠા દ્રષ્ટ, રાયે મનમાં કરયો વીચાર, મરગથી રૂડો પોપટ અવતાર; એવો મનમાં ઘડયો ઉપદેશ, પોપટનામાં કર્યો પ્રવેશ આવી પાંખને વાચા થઇ, રાય કહે હશે ચીંતા ગઇ, મ્રગ દેહનો વનમાં રહયો, રાજા પોપટ ઊડી ગયો; ફરતે ફરતે આવ્યો ત્યાં, ઉજેણી પોતાનું જ્યાં; ત્યાં દિલગર સમું છે શોક, દીઠા પ્રધાનને પુરના લોક. પ્રધાન આપ એકલો થયો, પોપટ તેની પાસે ગયો; બેઠો તેની પાશે જઈ, છાની વાત વીતિ તે કહી;એ વાત મનમાં રાખજો, વડી રાણી આગળ દાખજો; વીક્રમ રાજા તેતો અમો, મન વીશે સમજી લ્યો તમો; મણીનાથે મંત્રજ આલીયો, તે નાપીક દ્રષ્ટે ઘાલીયો;તેથી પ્રગટયું એને દુખ, શીખવ્યો મંત્ર કરયું મેં સુખ. તે ઉપર તો દીન વહી ગયા, આપણ સાથ શીકારે ગયા, હું ચાલ્યો આગળ એકલો, ત્યાંથી મેં મારયો મરગલો સાચો જુઠો મંત્ર ઉપદેશ, મરગ કાયામાં કરયો પ્રવેશ;નાપીક ત્યાં આવ્યો તે ઘડી, માહારી કાયા દીઠી પડી તે કાયામાં પેશી ગયો, રાજા થઇ અસ્વારજ થયો; મુને તે મારવા ઉઠીઓ, હું ત્યાંથી નાશી છુટીઓ, દુખે વનમાં પામ્યો કષ્ટ પોપટ મરૃત દીઠો દ્રષ્ટ, મરગથી કાયા મેં પરહરી;પોપટમાં પ્રવેશજ કરી; ઉડી આવ્યો હું તમ પાસ, જો તમને હોય વીશ્વાસ, તે વાતની પ્રતીજ્ઞા લેઉ, જે કહો તે નીશાન દેઉ; પ્રધાને રાણી આગળ કહયું; માન્યું સાચું ન બનોએ વહયું, પોપટને તો ચાંપ્યો રૃદે, અમરત વચન રાણીજી વદે, રાજા મન ઓછું આણશે, નાપીક જે વાહાલો જાણશે. એના મનમાં રહેશે દાઝ, એ ભોગવ્યું હશે રાજ; પાયે નમી જોડી બે હાથ, પોપટને કહી સઘળી વાત.

દોહરો—રાજાજી મન જાણજો, આણી દ્રઢ વીશ્વાસ;જાણ્યો છે મેં એહને જ્યારે આવ્યો મુજ પાસ; રૂપરૂંગ તો તમ તણું, મુરખ એના ચેન; તે દહાડે મેં પારખ્યો, બુદ્ધિનીય તે નેન.ઘાલી મેલ્યો એરડે,જાત તમારી માટ, ખાય અંનબેશી રહે,મોટે મન ઉચાટ તમે કહયો ત્યારે લહયો નાપીક એનુ નામ;જે કરવું હોય તે કહો,તેતો કરિએ ઠામ,પુછી વાત પટંતરે પુછયાં બહુ એધાણ; વીશ્વાસ ન આવ્યો મુજને,છે તે છેક અજાણ; જે કહો તે અમો આચરૂં, નાપીક અહીંથી જાય; તમે પ્રવેશો તેહમાં તો મુજને સુખ થાય.

ચોપાઇ—પોપટ કહે સાંભળ પ્રધાન, વાત ન ધરશો ત્રીજે કાન; નહી નીસરે હઠશું ચડે, તો આપણને વીપતી પડે,હું કહું તે કરો એક રીત,એક સંગાથે જોડો પ્રીત, મુરખ તે ભોળવાયો જશે, તેથી કામ આપણું થશે. લાવો મરતક એક એને પાસ, કહીયે અમને નહી વીશ્વાસ;પરકાયા પરવેશજ કરો,તો તુ વીકરમ રાજા ખરો

તો તેને ઉપજશે નેહ, લોભે તજશે માહારો દેહ. પરમાંપેસે તે જ્યાહરે. માહારી દેહમાં આવું તાહરે; એટલો પ્રપંચ કરશો મરમ ઇશ્વર રાખે આપણો ધરમ; હવડાં દુખ માહારી દેહને, કરમ જોરાવર છે એહને. રાણીને પ્રધાનજ બેહ, આપ મન ભાગ્યો સંદેહ. દોહરા—ઘરમાં એક ઘેટો હતો ડસીઓ સાપે તરત; સાજો માજો જીવતો, ક્ષણમાં પામ્યો મરત. રાણી આવી તહાં થકી, ઓરડે ઘાલ્યો ભુપ; પ્રણામ કરે તેને નમી, દેખી વીક્રમનું રૂપ; સંદેહ ભાગો મન તણો, ટાળો અમારી દાઝ; વિક્રમનું આપો પારખું, બેસારૂ તમ રાજ; જે તું કહે તે હું કરૂં, રાજા કહે છે કામ; દુખ દેછે ફોકટ મુને, વીકરમ માહારૂ નામ, રાણી કહે મેં ઓળખ્યા, રાય તમારા વેશ, એક દેખાડો પારખું; પરકાયા પ્રવેશ. તો મન માને માહારૂં પોહોચે મનની આશ; પછે છત્ર ધરાવીયે ભોગવું લીલ વીલાસ. એહ દેખાડો પારખું, તો આવે વિશ્વાસ;નાપીક કહે મુને તે ગમ્યું,મનમાં મોટી આશ.ચોપાઇ—રાજાને તે કાહાડયો બાહાર, રાણી પ્રધાન પોપટ તે ઠાર; મુવેલો ઘેટો ઊભો કરયો, હેતે રાજા આગળ ધરયો;નાપીક અજાણ ઓછી છે જાત ચતુરાની શી જાણે વાત;રાયે શરીરથી તજી એ દેહ, ઘેટામાં કરયો પ્રવેશ; રાયના દેહથી નાપીક થયો,ઘેટો ઉઠી બેઠો થયો દોહરા—પોપટમાંથી નીસરયો. વીકરમ વીર સુજાણ; પાંચે મહીને આવીયો આપ રૂદેમાં પ્રાણ. નીરઘોસ કરયાં દુદંભીતણા,વાગ્યા તાલ મ્રદંગ; ઓછવ અદકો ત્યાં થયો, રાજ રીતમાં રંગ.

ચોપાઇ—પોપટ ફીટી રાજા થયો, નાપીક તો ઘેટામાં ગયો;અનેક પ્રકારે કીધી કરમ, આખર સત્ય રહેછે ધરમ.જઇએ જો અરણવ પેલાટ,આખર કરતતે લેલાટ. કપટે અરથ ન આવે રેખ, થાય વિધાતા લખીયા લેખ;નાપીક સવળુ કરવા ગયો, મનુશ ફીટીને ઘેટો થયો.રાયે તે બંધાણો બાહાર,પાય પાણિ નીરાવે ચાર,રાય રાખે છે હેતજ ઘણું, નહિ વેહેર મનમાં તેહ તણું. ઘેટાને મન સઘળુ જ્ઞાન, નહી મુખ બોલાય નીરવાણ, કરમવંત તે રાજા થયો.ઉદમસ્ત ઘેટો થઇનો રહયો,એમ કરતાં ગયા બહુ દન, રાજ નીતીએ કરે રાજન; એ વાત એટલેથી રહી, કઉતક વાત અહીં એક થઈ. દોહરા—દેવ દેવ બ્રાહ્મણ રૂશી પશ્ચિમ દેશે વાસ; સ્ત્રી ભરથારને પુત્ર એક એ ત્રણે હરીના દાસ;વરસ સોળનો સુત થયો,પાસે નહી કાંઇ ધન;કીધો વિવાહ તેહનો, પરણાવ્યાનું મન.

ચોપાઇ—વેવાઇ કહે કરો વિવાય,નિકર કોહોને નાય;ના કહે વીવા થાંએ ફોક, હા કેહતા નહી પઇસારોક હિંમતથી નીરધારી લગન. નીરધારયું તે કરવા જગ્ન; વેવાઇને બોલાવ્યા ઘેર, પછી ઘરની સાંભળી પેર; જ્યાંહા જુવે ત્યાં સુનો ઠામ; કેમ થાય વીવાહનું કામ.મનમાં હોંશતો અદકી થાય, ધન વીના સરવે એળે જાય, જુરે સ્ત્રી ભરથારને પુત્ર, દોહલું છે આપણું ઘર સુત્ર. દેવુ કોનું નવ કીજીએ,

દરિદ્ર ભાર માથે લીજીએ;દુખ સાગરમાં ત્રણે પડયાં માહા દુખમાં તે તો રડવડયા, એક વાત તો સુજે નહિ,કોનિ પાસ જઇ એકલી;સ્ત્રી કહે સાંભળરે કંથ,જો આવો ઉજેણી પંથ,વિક્રમરાય સતવાદી જેહ,કહેછે પરદુખ ભંજન તેહ; જે બ્રાહ્મણ પ્રતિ પાળજ ધીર,કાને સાંભળ્યો વિક્રમ વિર;આપણે જઇએ તેની પાસ, જો ઇશ્વર પો-હોચાડે આશ. આપશે તો કાંઈ દ્રવ્ય લાવશું, નીકર ઘેર પાછા આવશું, એવો મન માં કરયો વિચાર, પંથ જવા થયા તઇયાર; વૃદ્ધ બ્રાહ્મણ નારીને તન, ચાલ્યાં તે વીચારી મન; એક ગામ મુકે બીજું લહે,નીશા પડે ત્યાંહાં વાસો રહે. એક દીવસ તો ભુલા પડયા,વન ભયાનકમાં જઇને ચડયા;દેશ ન સુજે એકે વાત.ત્યારે મનમાં થયો ઉચાટ.દોહરો—એટલે ત્યાં આવીયો,શારદુલ તે શેર;મુછ પુંછ ઉભાં કરી,લી-ધા ત્રણે ઘેર વિકટ દાઢ માહા કરકડી,ધરી મનમાં બહુ કરોધ;મારી ચોટ સુત ઉપરે મા બાપ કરે બહુ રોધ, અરે હું બ્રાહ્મણ બ્રાહ્મણી, તું ક્ષત્રી અવતાર; માર અમને બે વ્રધને, મુકો માહારો બાળ. બાળહત્યા તુજ બેસશે, જુઓ વીચારી મન; પછે કામ એવું કરો,જીવાડો મુજ તન તે ઊપર દ્રુટી પડયો,કલ્પાંત કરે માહા શોક;જ્ઞા-નજ આવ્યું વાઘને એને મારૂં ફોક. મેલી વાઘ નાશી ગયો,બાળક પડીઓ ધરણ; તે ફડકે મરી ગયો, વનમાં પામ્યો મર્ણ;બોલાવ્યા બોલે નહી,લાડકવાયો બાળ;ક-લ્પાંત કરે દેહને હણે,જાણે આવ્યો કાળ જ્ઞાન વીચારયું પંડીતે,રૂદન કરે શું થાય; પૃથ્વીપર પેદા થયું,તેતો નીશ્ચે જાય.છપ્પો—કોઈ કહે કરડયો નાગ,કોઇ કહે ઝડપી ઝાલ્યો; કોઇ કહે હરણે હણ્યો,કોઇ કહે હડકવા હાલ્યો; કોઈ કહે અગ્નિમાં બળ્યો કોઈ કહે ઝાડેથી પડયો; કોઇ કહે વંતર હુવો, શામળ કહે વાત કહેવાતણી, જેમ તેમ મોતે મુઓ.ચોપાઇ—એવું જ્ઞાન વીચારયું શર્મ;સ્ત્રીને સમજાવ્યો મર્મ;હવે એની વણસે કાય.તેનો કાંઈ કરીએ ઊપાય.બાળકને ઝોળીમાં ધરી,સ્ત્રી ભરથાર બે કાંધે કરિ; રોતા કકળતા તે આવીયાં, ક્ષીપ્રાનિ તિરે લાવીયાં; સ્ત્રી ભરથાર ધરે છે શોક જોવા મળ્યા ઝાઝા લોક. તે લોકને પુછયું નામ,કહો ભાઇઓ આ કીયું ગામ; મા-ળવ મુખ ઊજેણી ગામ;કઇલાશ જેવું પવીત્ર ધામ.વીક્રમરાય દાતાર તે ઘણો,સહો દર પરનારી તણો;મહા પવીત્ર સતવાદિ હોય.જેને દેશ નહી દુખીયો કોય. બ્રાહ્મણે શુણી છે ખાત, સ્ત્રી પ્રત્યે બોલ્યો વાત; જાઉં ગામમાં રાજા ઘેર, કરૂં કાષ્ટ ચીતાની પેર. લાવું ઘ્રત સામગ્રી ખીર,આપણ બે હોમીયે શરિર;જીવ અહીઆં તો વામીએ શીવનાં દરશન તો પામીયે; સ્ત્રી બાળકની પાસે રહી,વેહેલા આવજો સ્વામી જઇ.

દોહરા—ગયો વિપ્ર તે ગામમાં, રાજસભા હજુર; બેઠો રાય વીક્રમ જ્યાં, સકળ સભા ભરપુર; હાસ ગીત થાય ચાતુરી, છત્ર ફરે છે શીર; તે સનમુખ જોઇ રાયને, વીપ્રે કહી આશીશ, રાજા ઊઠી ધસમશી, વીપ્રને લાગ્યો પાય;હું શેવકને દીજીએ, મુજ જેવી આજ્ઞાય. શા માટે આ દુખ ભરયા, નયણે કહાડો નીર;કહો બેસી જઇ

શાંસતા પુછે વીક્રમવીર, ન રહે હઇડુ વીપ્રનું,વાત કેમ કેહેવાય; કાલાવાલા કરગરે પોતે વીક્રમરાય.બ્રાહ્મણ કહે છે રાયને, હું માગુ તે આપ; ન કરો ખોટી મુજને,વચન સ્થિર તે થાપ. ચોપાઇ–ત્રણ શકટ ભરાવો કાષ્ટ,તે મોકલો ક્ષીપ્રાને ઘાટ; જવ તલ હોમ પંચાલ ધ્રત ગ્રત,એક શકટ મોકલાવો તત્ર.જોબનવંત પડયો છે પુત્ર,કાળે લાગ્યું છે ઘરસુત્ર. સ્ત્રી જ્યાં જુવે છે વાટ, માહારા મનમાં બહુ ઉચાટ; રાજા કહે સાંભળ માહારાજ,ત્રણ શકટનું શું છ કાજ.હવન હોમને ધ્રત શું કરો,એવડાં કાષ્ટ લેઇ કયાં ધરો; બ્રાહ્મણ કહે છે હું ખોટી થાઉં, ક્ષીપ્રા તીર હું જાઉં; સાંભળવા ઇચ્છા હોય,તો મારી સ્ત્રી પાસે જાય. કાષ્ટ સામગ્રી સરવે ભરી, બ્રાહ્મણ ચાલ્યો આગળ કરી, ઇંધણનો કરયો અંબાર, મળ્યા લોક અપરમપાર; રાજા ઉઠી બેઠા થયા, ચડી સ્વારે આપે ગયા;પંદર લક્ષ જ્યાં પાયક નળે,બીજી સેન્ય સંખ્યા કુણ કળે; બ્રાહ્મણ ચીંતા કરે છે જ્યાંહ, માહારાજ વીક્રમઆવ્યા ત્યાંહ. કોહો બાઇ જોગમાયા સતી, વીતક કહો હું પ્રથવી પતિ. કયાં રહોને કયાં તમો જાઓ.કોહો વાત દુખીયા કેમ થાઓ, વાટે વીઘન એવડો શો હવો, વણ દુખે કુંવર કેમ મુઓ;હવન હોમને કાહી ઘણી, શું કરશો કે પ્રથવી ધણી, મળ્યા લોક અઢારે વરણ સુત મસ્તક પડયો છે ધરણ તે નારી મનદ્રઢ કરી, વીક્રમશું વાણી ઓચરી; દેલવાડુ દક્ષણમાં ગામ, વિજેપાળ રાજાનું નામ; ત્યાં રહેતા નિરફળ શું મન, દીધો અમોને એકજ તન જશ પ્રતિષ્ટા મહારો ઘણો, વીવા મલ્યો એ પુત્રજ તણો; આવ્યું ખરચ ઘેર વડો વશેક, નથી ઘરમાં દમડી એક. ઝુરણ કરતાં ત્રણે મળી, એટલે કીરતિ તારી સાંભળી, જે જાય તેને દે માન, મન ગમતાં આપે છે દાન વ્રદ્ધ એટલે તો નવ અવાય, સ્ત્રીએ જાણ્યું કેમ જવાય. નાહાનો બાળ એકલો કેમ રહે, કોમળ દેહે દુખ કેમ સહે. એવું વીચારયું ત્રણે જણે, ઘેરથી નીકળ્યાં કષ્ટે ઘણે. દુખે પાપે આવ્યા અહીં, આવ્યો વાઘ મોહોટો વન માંહી, તે વાઘે તો ચોટજ કરી ફટકે પુત્ર ગયો છે મરી. બ્રાહ્મણ બ્રાહ્મણ અમે મુખ કહયો, નાઠો વાઘ અલોપજ થયો; ક્ષીપ્રા ત્રઠ તીરથ છે આજ, આવ્યા દેવ સાધનને કાજ. વણ વાંકે દેહ પાડી ન જાય, આત્માની બેસે હત્યાય; ચીતા અગનનો હોમજ કરૂં,હોમું દેહ બંને જણ મરૂ; નરમેધનું પુન્યજ થશે, જીવ અમારો સ્વરગે જશે. ત્રણે બળશું એકજ ચીતાય. સભા સહીત સાંભળજો રાય. માયા મોહ અમને નહી કશી,એવી વાત અમારે મન વશી જાઓ નગ્રમાં કરો તમ રાજ,અમો કરીએ અમારૂ કાજ ગદગદ કંઠે વચનજ ભણ્યું,આપ હાથે હઇડુ બહુ હણ્યું સ્ત્રી ભરથાર કરે વિલાપ, તે સહુ નીરખે આપો આપ અરે નારી નાપોતી આશ,કરે રૂદન મુકી વિશ્વાસ;તે બ્રાહ્મણનું મુખડું જોઇ,શેહેરની વરણ અઢારે રોઇ ત્રાસ ત્રાસ કરે સહુ લોક,નગ્ર બધામાં પડીઓશોક નાના મોટા રૂદન કરે, અરથ એક કોથી નવ સરે; રૂદન કરે હાથી ઘોડલા, રૂવે

પ્રધાન પંડીત જોડલા. બાળક વછ ન ધાવે ખીર, થંભ્યું ક્ષીપ્રા કેરૂં નીર; પશુપક્ષી નથી લેતું તરણ,રૂદન કરે વનચર જે હરણ.પક્ષીકો ચારો નવ ચરે શું શું કરૂં રૂદે માં ધરે;મુખ ન ઘાલે જળ કે અન;રાજાનું શોકાતુર મન દોહરા—ધીક અવતાર વિક્રમ કહે.દુખભંજન કેહેવાઉં;એજીવજો ઉગરે હું હોંશે ઘેર જાઉં વીનય કરીને વીનવું,જો તે બે ઘેર જાય;નીકરહું ચોથો બળું એકજ ચીતા માંહ પાસે આવીને પગે નમ્યો દિનજોઈ જોડયાહાથ રખે કોપ માતા કરો, હું બોલુ તમ સાથ. આવ્યું જાવા કારણે, મરત્યુ પામ્યો બાળ; તમો બંને રહો જીવતા. આવો મારે દવાર.કોઠાર લુટાવું એ નીમીતના નીરગમુ બાધુ રાજ; કુરનારપણ સમરધ કરૂં, તાહારા સુતને કાજ. મુવા ન થાય જીવતા, જે નવખંડેરી જોડ; લખી ગયો કીરતાર કો માથે મો-હોટી ખોડ.મારે ગામને ગાંદરે,તમે જો પાડો તન;લાગે લાજ તેતો મુને,એમકહેરાજન.

ચોપાઇ—સ્ત્રી કહે દુખીયા થાઓ મોહોલ તમારે રાજા જાઓ;કહો તો અહિંથી પાછા વળુ બીજે દેશ જઇને મરૂં પશ્ચિમ દેશે ઉગે ભાણ,પુત્ર વના ધરૂં જો પ્રાણ ક-હું તો કરોધ ધરૂં,હવડાં બળતાં કોપજ કરૂં;કરોધે નહી ગણું હું પાપ, તુજને દેવો પડશે શ્રાપ.રાજા કહે સાંભળતું માત,તાહારા કામની કહું એક વાત સરપ કરડે કે વીખથી મરાય, માહા બીકે જેનો જીવ જાય;તેમાં પ્રાણ કંઈ પેસી રહે,તે ડાહયોજ વીરલો લહે.પાંચ પોહોર સુધી તો જીવજ હશે,જો બાળીશ તો હત્યા થશે,આજનિ રાત રાખો થીર મન,ભાગ્ય હશે તો ઉઠે તન,એટલું કહયું કરો માહારૂં, કરમ કરે વાહાણે તાહરૂં; અમરત વચન રાખી નેહ, વરશે અમરત વચને મેહ, બીક તણિ મુરછા છુટશે; મહારે ભાગ્યે તે ઉઠસે;આસનાવાસના અદકી કરી,રાયે સંતોખી સુંદરી આપ સુખપાલમાં નાંખ્યો બાળ,રાજા ઘેર આવ્યા તતકાળ; બ્રાહ્મણ બ્રાહ્મણિ બેશી રહયાં સઉ માણસ ઠેકાણે થયા. દોહરા—પાર નીશા જ્યારે ગઈ, તડયો વિર અજીત; ચાલ્યો રાય મશાણમાં; મનમાં ન આણી પ્રીત ચંદન પુરપ કુમ કુમ ઘણા, પુજા બહુ વિધ વીધ; કરી જોત આપે રહયો, જયાં સાચી હરસીધ,ધરયું ધ્યાન એક ચીતશું,આવી આપ સ્વરૂપ;પ્રદક્ષણા દંડવત કરી; પાય નમ્યો તે ભુપ. માતા પુજન તાહરૂં, માની લેજે આજ; મહારે જે સંકટ પડયું, તેની રાખો લાજ; વ્રત ભંગ મહારૂ થશે, તજવો પડશે દેહ;કેઈ પેર થશે છુટકો,મુજને કહો મા તેહ; લાજ રૂપ મહારે તમો, માહારે તું આધાર; પરદુખ ભંજન તે તમો, હું તાહરો પ્રતીહાર.

ચોપાઇ—પ્રસન થયા આપે હરસીધ,રાયને આપી એક મુવા ન જીવે કોય,નીર મુવે વીધાતા હોય, હું કહું તે કરો એક પેર; નાપીક ઘેટો તાહરે ઘેર, તેને મન છે સઘળુ જ્ઞાન તે પાસે જઇ માગો માન અજીવછે નાપીકનો વેશ,જાણે પરકાયા પ્રવેશ;ઘેટાની દેહથી સરે,પ્રવેશ વીપ્રને અંગે કરે ઉઠી બેઠો બાળક થાય, મહમા વધશે તારો રાય; એવું સાંભળી પાગે નમ્યો થયો ઉલટને બોલતે ગમ્યો; હર

ખભેર મોહોલે આવીયો,ઘેટાને છોડી લાવીયો;મરતગ વિપ્ર પડયોછે જ્યાંહ ઘેટો ઉભો આવી ત્યાંહ;રાજાએ કીધો ઉપદેશ,વીપ્ર કાયામાં કરો પ્રવેશ અવાચક કરી બાંધ્યો તુને, દયા આવી તુજ ઉપર મુને; ખાઓ પીઓને આણંદ કરો વીપ્ર કાયામાં જીવજ ધરો નાપીક મહા હરામી વર્ણ,વચનરાયનું સાંભળ્યું કરણ;આજ પડી દીસે છે ગરજ, આજ મુને કરેછે અરજ. એને કહે હું તોનહી જાઉં; હું બેઠો તરણા ખડ ખાઉં. મોહો મરડીને ચડાવી રીસ,પછે આપે ઢંઢોળ્યું શીશ; અથાત રાજાએ કરયું, પણ તેને હઇડે નવધરયું. દોહરા—બેટી પરણાવું માહારિ,કરૂં જમાઇ તે નામ ત્રાંબા પત્ર લખી આપીએ, આપુ બીજા વીસ ગામ; કરૂં વજીર તુને માહારો કહયું માને આ દીશ. નાહતર હાથે ખડગશું,છેદુ તાહરૂં શીશ; બેમાં સારૂં જે ગમે, તે કરો ઉપદેશ; છેદુ મસ્તક મન ધરો કે કરો કાયા પ્રવેશ આગલા ને વળી પાછલા લાંબા લેહુ જે વાણ તે વાચા અમો કીજીએ આધ ગુરૂની આણ, નાપીક મન ચેતિ ગયો, હવે લગાડુ વાર; રાજ રીધ કન્યાગઇ,શીખ તણો સંસ્કાર સુરજ ઉગે સજ થયો, મેલ્યો ઘેટાનો વેશ,માણેકનાથનામંત્રથી કરયો વિપ્રમાં પ્રવેશ;બીજો કોઈ જાણે નહી. તે જાણે રાજન,બ્રહ્મ પુત્ર બેઠો થયો હરખ્યું રાજાનું મન નભે વાજાંગડગડયા થયું નગ્રમાં જાણ; બ્રાહ્મણને મુરછા વળી, હરખે ઉગીયો ભાણ, વધાઇ ગઇ માબાપને મટીયાં મનમાં કષ્ટ અમ્રત હવો આણંદશું;જીવતો દિઠો દ્રષ્ટ જય જય શબ્દ સઘળે થયો,શીતળ સહુની દેહ;નગ્રમાંથી દુખ ગયું જેમ દાદુર લક્ષમાં મેહ;સ્ત્રી ભરથાર આશીશ વદે, શું કહીયે તને તાત; અમો અજાણે બાળતાં પુત્ર અમુલખ જાત બીજું દુખ લાગતુ તુને બ્રહ્મહત્યા શીર થાત કોટી કલ્યાણ તાહરૂં થજો પ્રસન હરસીદ્ધ માત. ચોપાઇ—રાજાએ ઘેર મંડપ રચ્યો આણંદ ઓછવ અદકો મચ્યો; નગર બાંધે તોરણે,વીપ્ર ત્રપ્ત કન્યા કારણે,બ્રાહ્મણની તેડાવી નાત દેશે દેશ થઇ વીક્ષાત; પટરાણિની પુત્રી હતિ, મહા મનોહર રૂપે સતિ તે બ્રાહ્મણને દીધું દાન,સગાં સહોદરને બહુ માન સદાવરત સામગ્રી ઘણિ.ધજા બંધાવી ધરમજ તણિ,નગર બધે કીધું ભોજન, ફેલ્યો રંગ ત્યાંહાં બહુ દન જ્યાંહ વાતવીક્રમ મનવશો, વખાણે ઓપમા તેની કશી વીવાહ કીધો રાજની રીત. દાન આપે ધરીને પ્રીત;સોંપ્યા સમરથ તે ભંડાર;હસ્તિ ઘોડાની કીધી લાહાર એક જમાઇને બીજો બ્રહ્મ જુવો તેનું ખોલ્યું કરમ સરવ દેશમાં જે છે સુખી ખાન પાનમાં કીધો સુખી આપી સમરથ ઉજેણી ધણી, પુત્રી વળાવા પોતાતણી; નવા મોહોલ પોતાને વાસ, વજીર કરીને રાખ્યા પાસ. પેહેલો વીવાહ કીધોતો જેહ, બીજી કન્યા પરણાવી તેહ;જેવી પુરની ઇચ્છા પુર, તને હરી હાજર હજુર પુન્યે ગ્રહ પીડા નવ કરે. પુન્યથી દુશ્મન પાછો ફરે; પુને પેઢી ધકોતેર તરે, પુને કીરતી વિસ્તરે, પુનથી નહી રાજાનો ડંડ.પુન્યથી હારે હરામી ફંદ;પુન્યે ચેટક લાગે નહી અંગ,પુન્ય,સાપડે રૂડો સંગ પુન્યે પુત્ર પુન્યે પરીવાર, પુન્યે હોય સકુળની નાર,વીક્રમે મનમાં કામજ ધરયું.પુન્ય પ્રતાપે સરવે

સરયું પુન્યે રાજ–સભા સમમાન આ લોકે પરલોકે માન;તે સારૂ કરજો સહુ પુન્ય, તેથી રૂડુ નથી કાંઇ પુન્ય.

દોહરા–સુણો ભોજ કહે પુતળી, એવો વિક્રમરાય; તેનો મહીમા સાંભળે પાંચે પાતિક જાય હરસીધ તો કીરપા કરે મનવાંચ્છિત સફળ થાય.ગાય શીખેને સાંભળે રેવા જળમાં નાય; પરાક્રમી વીક્રમ થયો, સુણો ભોજ તે કરણ;અજીત અભેદીઆ થયા તે આપે અશરણ શરણ એમ કહીને પુતળી,આપે ગઈ આકાશ એહ કથા પુરણ થઇ કહે કવિ શામળદાસ,શ્રોતા વકતા સમજતા કહે કવી કરજોડ;શામળભટ કહે બોલજો જયજય શ્રી રણછોડ.

## વારતા ૮ મી ધનવંતશેઠની.

### લક્ષમણાં નામની પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃદોહરો–બેઠો ભોજ સભા ભરિ તેડયો વીપ્ર શુભ વાણ;મુહુરત શુભ આપો મૂને, જોતીશ જોઇ પુરાણ. પુષ્ય નક્ષત્ર પુરણ તિથી, જોગ સીધ ગુરૂવાર; ધન લગને મુહુરત શુભે, અમરત ચોઘડીઉં સાર. બધુ નગર ભોજન કરે વાજે તાલ મ્રદંગ. મળી અલેખે મેદની રાજસ રૂડા રંગ. ગંગોદક મારજન કરી, આશન બેસે જેમ; માં માં કહિને લક્ષમણા, તે વેળા બોલી તેમ. ભોજરાજ મહા મહીપતિ, રખે ધરોજી પાય; એ સીંહાસન ઇંદ્રનું, બેસે વિક્રમરાય. સત્ય ભાષણ દુખ હરણ, કર્ણ કર્મનીધી ધામ, તે શરખાં પ્રાક્રમ કરે, બેશે એણે ઠામ. કહે ભોજ સુણ પુતળિ,સુણ કામ કહુ તેહ. વીક્રમ મહીમા સાંભળું,ધરૂ રૂદેશુ સ્નેહ.ચોપાઇ–કહે પુતળી સાંભળરે રાય,કહુ વીક્રમ કેરો મહીમાય; નવતેરી જોજન વીસ્તાર,નગર અનોપમ સઘળું સાર, ઘેર ઘેર પુજા પરમેશ્વર તણી, અનેક શોભા બીજી છે ઘણી.સઉને નારાયણશું નેહ,માગ્યા વરસે છે શુભ મેહ. ફળે વનસ્પતી ભાર અઢાર નહી વ્યાધીનો ભાર લગાર;જોગ અભ્યાસ કરે બહુ જતી,પતીવ્રતા વ્રત પાળે સતી વીક્રમસેનની વરતે આણ;જુઠ મુખ નવ બોલે વાણ;જાચક નીરમુખ કોઇ ન જાય; માગણનો મનોરથ થાય. હરી કથા સહુ સુણે કરણ,લખેશરી વસે લક્ષવરણ; કોટી ધ્વજ વસે છે અમી,વાહાવટી મોટા અધીપતી સવાલક્ષ અગ્નિ હોમીયા; પાંચ ઘર લક્ષ પુષ્ટની ત્રીયા. દેવ સ્તુતી કરે વેદીઆ બ્રાહ્મણ શાસ્ત્રતણા ભેદિયા; ભલા ભલા વસે બહુ ભાત,પીંગળ તણો ભણે નીત પાઠ.અધીક લોક તાંહાં આવે અરથ, આપે રાય ઘણેરો ગરથ; સહુનો બોલ મનમાંહી ગણે, ના અક્ષર મુખે નવ ભણે; એક દીવસ બેઠા છે રાય, વીચાર કરે આપે મન માંહ. એકાંતે તેડયો પ્રધાન, મહીપતે દીધાં ઝાઝાં માન; તેડયો ભંડારીને ઘેર, હું પુછું તે કેહેની પેર. માલ સંખ્યા હોયે દ્રવ્ય, તે કહે મુજને સરવ; તેનો પાર હું મનમાં લહુ, પછે ઉતર ઘટે તે દેઉ.

દોહરા—કહે ભંડારી ભાવશું,સાંભળ રાયજી બુધ;તમ ઘેર સમરધ અતી ઘણી અષ્ટ શીધ નવનીધ;જેને પાસે પુન છે, જેને શીવનો સાથ; હરસીધ હાજર જે હને;તેને નવનીધ હાથ ઉભા રૂપી છે અઉષધી મેહેર રૂપ છે મોટ;સતરૂપી જે સત્ય છે તેને શાની ખોટ; માહારાજ સરખા છો મહીપતિ, દાન શીળ સુખ પાત્ર, ત્યાંહાં ચીંતામણી વ્રક્ષ છે,ધનતે કોણુજ માત્ર અહરનીશ કરૂ ઉપર આખે આપ કોહો એક કામધનું તે દુજની,તેમાં નહી સંદેહ ચોપાઇ—જ્યાર સુધી છે પુન્યનું કામ ત્યાર સુધી ભર્યાં છે દામ એવા બોલ ભંડારીએ કહ્યા તેરાજાએ મનમાં લહ્યાં; ધન સંચે દીશે નહી ઘણું,માહારે કામ તે ધનજ તણું દુખીઓ આવી માગે ગ્રથ,તે સરે કેમ માહારો અર્થ દુખભંજન વર્તજ જશે,ત્યારે માહારી શી ગતી થશે;કહેવો પડશે મુખથી નાકાર,તેથી મરણ ભલું સંસાર જીવ્યો જેણે પુન્ય આચરયું જેણે સાધન કરયું જીવ્યો જેણે જશ વીસ્તરયો જીવ્યો જેણે જે ધન નીસ્તરો જીવ્યો જેણે સારો કહયો, જીવ્યો જેણે હરી રસ લહયો,મનુશા દેહ જીવ્યાનુંસુખ ટાળે જે દુખીઆનું દુખદુખ ભાગે જે હોય ગ્રથ દ્રવ્ય વિના સરે નહિ અર્થ ઇષ્ટ ઉરવશી આણુ ધન ત્યારે માહારૂ માને મન;વડા વજીરને સોંપુ રાજ,તે વેળા કરૂં સઉ તાજ મુજ નહી કો સાથેઘણી પંથે ચાલ્યા અવની ધણિ;અકળીત ધરયું છે અંગઇષ્ટ આગીઓ રાજાની સંગ શરીર ઘાટડી વાળી કશી,ચાલ્યો ગામ મુકી રણ ધશી ખડગકોલી કરમાં ધરી;હૈડે હરસીદ્ધ આરાધન કરી;માહાઅરણવગયો જ્યાહરે, શોવદેરૂં દીઠ ત્યારે,પશુપંખી નહીકોમાનવીનહી જક્ષ કીનર દાનવી તેમાંછે ચીંતામણી લીંગકરયો રાયેતેનોજઇસંગદેવતણું કીધુંદર થયો પ્રસન; આસન વાળ્યુ મન દ્રઢ કરી, બેઠો ધ્યાન શંભુનુ ધરી. જીતી નીદ્રા ઉદકને અન,વશ કીધુ પોતાનું મન. એમ ગયા દીવસ દશવીશ, તોયે પ્રસન થયા નહી ઇશ; ચરણ અંગુઠે ઉભો કરયો, એક માસ એમ કરતાં ગયો; ઉંચા ચરણને હેઠ શીશ,જાપ જપે મુખે જાુગદીશ. ત્રણ પક્ષ એમ કરતાં ગયા,શીવને મન આવી નહિ દયા; સદાશીવે જોયાને મન.જોઇએ કેવો છે રાજન.દોહરા–રાયે મન વીચારીયું, મનશા શીધે જોય; આ કળીયુગ છે કારમો, ભયવીણ પ્રીત ન હોય. અજાબધ અદકાં કરે, નાસે દેખી વાઘ; માટે પ્રગટ દેખાડીએ, બળીયાના બે ભાગ. સો વરસ બેઠાં લાંઘીએ,ઇશ્વર ન ધરે કર્ણ;દેહ કષ્ટીના દુખથી મોહયો જીવને મરણ.આળસ મરડી ઉઠોઓ, તજ્યો મનનો શોક. આપુ હત્યા એહને, સ્તુતી કરવી ફોક. નો લીકર્મને સાધીશું, પ્રકાશ કરી નસ ઝાલ; પ્રથમ શીવ પુજન કરૂ,પછે કરૂ દેહ કાર. નસ છેદી ચરણ તણિ, ચાલી શોણિત ધાર. પાઠ સ્તોત્રશીવજી તણો, કીધો મુખ ઉચાર; સવાઘડી તક સેવીશો, દક્ષણ ચરણતો એક; પછે વામ પગ છેદીયો, કીધી વાર વશેક. વરિ દક્ષણ કરતણો, પ્રથક પ્રથક નસ છેદ;ચાલી ધાર શોણિત તણી, પ્રીત કાંઇ નાહ ભેદ.કોડે કમળ પુજા કરૂ, સમરપવા માંડયું શીશ,પ્રસન થઈ પ્રગટ

થયાં,દુખ નીવારણ ઇશ. શા માટે તું દેહ તજે,જોખ સંગાથે જાગ;તુજને હું પ્રસન થયો, મન વાંછીત ફળ માગ, ધરયો વેશ અબધુતનો, આવ્યા નીરમળ નાથ; શરીરશું સાજો કરયો, માથે મુકયો હાથ. ચોપાઈ–પુરણ દુખ પ્રગટયું શું તુને, તે મન મુકીને કોહોને મુને;મહારાજ કષ્ટતો મહારૂ કાપ દ્રવ્ય અનરગળ મુજને આપ. માહારે દુખ ભંજનનુ વરત, સંકટ ભાગો તમો જે તરત,માહારે મન તો તું દાતાર ભારે અખુટ આપો ભંડાર; ત્યારે કહે તું સાંભળ વિર, રાખો હઇડા માંહે ધીર; દક્ષીણ સાગર કેરો બેટ,જા રાજા તેમાં તું ઠેઠ;અબધુત ચેલો ત્યાં ધ્યાનજ ધરે,કથીર કેરૂં તે કંચન કરે; કદમ છાંય કદળીનું વન, ત્યાં આપે જાજો રાજન; તેને મન છે અદકુ જ્ઞાન, દેખતામાં દે તુજને માન. આપશે શુભ સ્તુતી કરી, રહેશે મન તમારૂં ઠરી;તેને ઓળખ્યાનું એંધાણ;તેજ ઉદવળ ઉદયો ભાણ,કામ ધેનુ બાંધી છે પાસ; નીત ફળે વન બારે માસ; તેજ શીવનો પ્રસાદ, તાંહાં રહેછે આણી ઉલાદ. જાઓ પધારો તેણી વાટ, જાળવજો વસમો છે ઘાટ. હાથ માહારો તારે શીર હોય, તુજને ગાંજી શકે નહિ કોય. એમ કહી અલોપજ થયા, કીધી છે રાજાને મયા.કરી પારણુ ચાલ્યો પંથ, બીક ન આણે કોઈની ચંત; દક્ષીણ સાગર લીધો વાટ, આવ્યો એક વાડીનો ઘાટ. લાગી તરશ સારૂ છે તીર, પેઠો રાય પીવાને નીર; જોગણી ચાર રમે છે ત્યાંય, ચોપટ દાવ માંડયો છે જ્યાંહ; રાજા ત્યાં જઈ ઉભો રહયો,જોગણીએ ત્યાં બોલજ કહયો;ભાઇ આવો અમારે કાજ,ભાગીછે ક્ષુધાની દાઝ. વહેચીને ચારેજણ ખાઇશું, આજ અમે સુખીયાં થાઇશું; વીક્રમ કહે નાશી નહિ જાઉં. તમ ચારેના ગુણજ ગાઉં.એટલુ કરવા આવ્યો કામ, નિકર શીદ બોલું આ ઠામ. એવી વીક્રમે વાણી ભણી, હશી ખડખડ ચારે જોગણી;કાંઇ પારખુ દેખાડો મુને, તો સાચી દેવી જાણુ તુને; રમો દાવ સો ટકાવી જોડ, હાર જીતની પરઠો હોડ. ચાર જોગણી મુકી મામ, પ્રથમ કહે ભાઇ તારૂ નામ, કુણ નાત કુણ તાહારો દેશ, કયમ આવ્યા કયાં જાશો પ્રદેશ. નગર ઉજેણી જેહ અનુપ, શીવ સેવક હું વીક્રમ ભુપ પરદુખભંજન કાજ હું કરૂ, દુષ્ટ સંગાથે આયુધ ધરૂ;ધરવા બેઠો શીવનુ ધ્યાન,મનસા સીધે દીધુ માન;માહારા મનમાં હુંતો અરથ, મેં કહ્યું જે આપો ગરથ;ત્યારે મુજને કીધી દયા વચન એક કહીને ગયા; સાગર બેટ અબધુતજ પાસ, જાઓ તમો તાંહાં પોહોચે આશ; જાતો હુતો એણે કામ આવ્યો છું હું આણે ઠામ; તમો જે કહો તે કીજીએ, આ તન તો હાજર કીજીએ. દોહરા–ત્યારે બોલી જોગણી, ભલે બોલ્યો તું ભ્રાત; જો અણબોલ્યો રહે તું,તો તને અમે ખાત. તું શેવક હરસીધનો, અમો તેની દાસ; ભલે પધારયો વિર તું, પ્રિતે અમારી પાસ: સાગર ત્રટ છે વેગળો, ખટ મહીનાની વાટ, પાળે પાળે કયમ જશો, વસમો તંતો ઘાટ. ઉડણ આપુ પાવડી, પહેરો રાજા પાય; મંત્ર ભણો મન સીદ્ધનો, તો સાગર બેટે જાઓ. ત્યાંથી અરથ તાહારે સરે,પુ-

રણ થાયે કામ;નેત્ર મીચીને મંત્રજ કારમો,તે પ્રતાપ ઉમીયાઇશ. ચોપાઇ—ચડી પાવડી મંત્રજ ભણ્યો,વીશ્વાસ રાખ્યો ઇશ્વર તણો;મીચ્યાં નેત્ર રાયે જ્યાહરે, સાગર બેટ દીઠો તાહરે.દીઠી તેડ શીવ કેરૂ વન, એ બધાને હરખ્યો રાજન પેઠો આપે દેહરામાંય, અબધુત આપ બેઠોછે ત્યાંહ;નમ્યો ચરણ પ્રદક્ષણા કરી અબધુતેવાણીઓચરી;શીવના મોકલ્યા તમે આવીયા,તમે મહારે મન ભાવીયા,છાંયડે બેસી સુખીયા રહો. કામ હોય તે મુજને કહો. પધારયા છો અહીં નરેશ, પવીત્ર કીધો બાધો દેશ. સહુથી મોહોટું તાહારૂ કરમ,જેણે પાળ્યા છે બહુ ધરમ; માત તાત ધન તાહારે વેશ, ધન ઉજેણી માળવ દેશ.

દોહરા—કહે વીક્રમ મહારાજ છો,દેવતણા અધીદેવ;એવડી ઉપમાશી કરો,કરૂ તમારી સેવ. હું આહારીછું અનનો, ગરજતણે વશ હોય; હું જાણુંછું મુજ સમો, નહી અપરાધી કોય. આજ ઘણુ પાવન થયો, થયુ દીવ્ય દરશન; અવતાર સફળ માહારો થયો, એમ કહે રાજન. મહારાજ મહીમા તણો, મન વાંચ્છિતં ફળ આપ; પ્રદુખભંજન નામ છે;તેનો સ્થીર કરી થાપ, ખરચુ ઘણો ખુટે નહિ તેવો હોય ભંડાર; તે લેવા હું તમ કને, આવ્યોછું આધાર. પર ઉપકારે ખરચવા, રાખવા વ્રતનું નામ; હુંતો મારે પેટીઓ, શેર એક અનનું કામ.

ચોપાઇ—એવી વીક્રમે વાણી કહી,તેતો સીધે મનમાં લહી;વીચાર કર્યો પોતાને મન, અખુટ આપુ એને ધન. આપ ગુફામાં જઇ આવીયા,એક વસ્તુ રૂડી લાવીયા. આપી રાય વીક્રમને હાથ, બોલ્યો સીધ રાજાની સાથ. તાજમતુર છે એનું નામ; આથી જશે તમારૂ કામ, સીધબુધીએ પારો મરે, તેથી કામ સહુનાં સરે. કનકલતા નામજ છે વળી,જે બુટી છે આ કળી;અમુલ વસ્તુ તે લીજીએ.હું કહુ તેમ કનક કીજીએ.છપન તોલા હોય કથીર, ધરતી બુટી કરૂ નિર;તાપ અડયાથી કંચન થશે દ્રવ્યરૂપી દરીદ્રજ જશે.નવ કોટી ટકા તેણે સજા, દ્વાર ફરકે તેને ધજા. છપન કરોડ ટકા ઘેર વાદ; ગેબી ભુંગળ વાજે નાદ;એથી અદકુ ધન જે ઘેર.તેને તજારક લાગે પેર. કે મરેકે ઘેલો થાય, ધન તેતો અલેખે જાય. છપન કરોડ ટકા જે દામ, નગર ભંડાર થાશે તે દામ; અલ્પ આયુશ અદકો ગોઠવે, કોડ સુધી માણસ ભોગવે,લે વસ્તુ તું હાથજ હોડ, થાશે ટકા છપન કરોડ; તેણે તારૂ દુખ ભાગશે, દેવતાઇ વાજાં વાગશે, આઠ પહોર થાશે આરતિ, બ્રહ્મ નવ જાણે ભારથી ધજા ફરકે બહારજ માત, જુગતે થશે વીખ્યાત.એક કોલ આપોજી મુને,સારી શીક્ષા દેઉછું તુને, ઝાઝો રોગ મરત્યુ શુલ, ઝાઝો લોભ તે પાપનું મુળ ઝાઝે પુત્ર હોય કુળ હાણ, ઝાઝી વીદ્યા દરિદ્રજ જાણ; ઝાઝે રૂપે ખાંપણ હોય, ઝાઝે વેપારે દેવાળુ જોય. ઝાઝા વેહેરે માથુ જાય,ઝાઝી પ્રીતે રાંડજ થાય;ઝાઝી ટાઢે હેમજ પડે,ઝાઝી અસ્ત્રી કલંકજ ચડે.

ચોપાઇ—જો જીવ્યાનું હોય કામ,ફરીના આવીશ આ ઠામ;હવે દ્રવ્યનો લોભજ

કરે,નીસ્ચે વણખુટે મરે,તે વાતનું વચનજ દે,બુટી સાથે લે; દે કોલ વીક્રમ નરેશ ન કરૂ તારે પુર પ્રવેશ કાને સાંભળી જે ખ્યાત, નથી લોભ કાંઈ માહારિ જાત.એ ઘેટીનું કહો એંધાણ. તો જાણું સાચા સીદ્ધ જાણ. ઉપર પ્રથ્વી આકાશજ તળે, પુરવે જન્મને સંચે મળે, એ એંધાણી કહુ છું અમો, નીસ્ચે સાચુ માનજો તમો; ગોરખ કેરો છે તે શ્રાપ; કેહે તેને બ્રહ્મહત્યા પાપ. છપ્પો–ફુલે તે મારગ વીચે; ફુલે તે વાટે વાટે; ફુલ તે વસ્તી શેહેર. ફુલે તે જળને ઘાટે; ફુલે દીન દીન દાન તેહ, ફુલે જે બાર માસે;દેખે છે દ્રષ્ટે અનેક, તેના દોહ તમાસે,મહીમા સહે માહાદેવજી, કહે કોય સીધ સુજાણીયો; ગુણ ચાલીયો ગોરખ થકી, કહે પુન્યે પ્રમાણીયો.

દોહરા–સીદ્ધ સમીપે જોડયા હાથ,આપી વસ્ત તે લીધી શાથ;રાયે જઇને માગી શીખ નવ આણી કાંઇ મનમાં બીક ચડી પાવડી મીચ્યા નેત્ર ભણ્યો મંત્ર અક્ષર શુભ ક્ષેત્ર કરયું સ્મરણ શીવનું જ્યાહરે ક્ષીપ્રા ત્રઠ દિઠો તાહરે.નગ્ર મધે થયું છે જાણ વધાઠ્યો વીક્રમ પ્રમાણ; તે સમીપે આઠ્યો પ્રધાન મળી ભેટી દીધાં બહુ માન નીરગોસનને બળીયા ધાય, નગ્ર મધે તે ભુપતી જાય; જોવા મળીયાં માણસ ઘણાં વેર્યાં પુષ્પ તે કંચનતણા. પ્રજા ઉપર અદકેરીપ્રીત માનની મંગળ ગાએ ગીત; લક્ષપતી જોવા આવીયા, વધાવા મોતિ લાવિયા. કસ્તુરીના ઉડે બેહક.ગુલાબ અરગજા કેરા મેહેક;અનેક શોભા બહુ વીસ્તરી ગયા મોહેલ માંહેતે ફરિ આનંદ વીનોદ વિતી રાત,અરૂણોદય ઉગ્યો પ્રભાત;ગંગોદકથી મારજન કરયું, ખટકર્મ પુન્યજ આચરયું પુષ્પકાર હતો તે દીસ, શોનકાર તેડયા દશવિશ; છાની તે શી કીધિ ગુજ પોતે,જાણી આપી સુજ છપન તોલામાં પારતી.કરે કંચન એ પ્રૃથ્વી પતિ પડાવે ટકા તેહજ તેના દહ;આઠ કોટી થાય જ્યારે; રજા બહાર ફરતિ તાહરે.તેમ તેમ રાજાને ઉલટ થાય કામ સવાયાં ચાલ્યાં જાય,એમ કરતાં થયા ખટ માસ,તે દાહાડે પોતી મન આશ છપન કરોડની સંખ્યા થઇ વસ્તુ હતિ તે ખુટી ગઇ ભંડાર પુરા ભરયા જાહરે, વાગી ભુંગળ ગેબી તાહરે હરખ્યું ઘણું રાજાનું મન; અનગળ દીઠું છે તે ધન સુખ લીલા મહીપત મન વશિ નવ રહિ નુન્ય મનમાં કશી નીરભે થયો તે પોતે રાય ઇશ્વર પ્રતાપે ગઇ ચીંતાય સરવ થકી મોહોટેધેન સર્વ અર્થ સરે સીધ કાન.

છપ્પો–ધન માતને તાત, ધન છે ભ્રાત ભલાઈ; ધન ભુપ ધન રીધ, ધન કુમાળને ચતુરાઇ ધન ધીરજ ધન તેજ, ધન આદર આધારી; ધન વિદ્યા ધનવાદ; ધન જશ છે દાતારી. ધન સ્વર્ગ ધન દેવતા, ધન સકળ બોલે કો કળે; દાનમાન ધન મહીમા કહે શામળ ઇશ્વર મળે.ચોપાઇ–એશું જાણી આનંદ પામીયો,દળીદ્રતણું તે દુખ વામીયો; એ વાત વીક્રમ ઘેર રહી; કઉતક એક જોતામાં થઇ.

દોહરા—નગર ઉજેણી અવનવી, શોભાનો નહી પાર;વસે અસંખે મેદની,નવતેરી વિસ્તાર; લખશેરી કોટેશરી સહસ્ત્રશરિ લાખ કરોડ, એવા અણુ ગણુ ધનપતિ વાહાણવટીની જોડ, ઉત્તમ દશા ઉજેણુ નગર, વસે શેઠ ધનપાળ; છપન કરોડ ભંડાર છે, બીજો અગણિત માલ ભુંગળ વાગે બારણે ગાય ગેબીનાદ અહોરાત થાય આરતી, સુર વાજાનો સાદ. ધજા ફરકે અટારિએ, રંગ જુજુવા સાત;ધનપતી ધનપાળ છે વિશ્વ બધે વિખ્યાત ઉજેણુ નગર ઉતરદશા શ્રીમંત શા શુભ નામ; તેને સમરધ તેટલી રહે છે એકજ ગામ ભુંગળ વાગે ભોંયરે, શોભા રૂડી સજ આઠે પોરે આરતી ફરૂકે બારીએ ધ્વજ શ્રીમંતશાને ધનબળે વેહેપારી જુગ જોડ; સોના કેરા વાવટા ટકા છપન કરોડ એક એક ને પ્રીછે નહી, કાને સાંભળે નામ; એક ઉતરે એકે દશા વસે છે એકજ ગામ દરીયા પારે આવીયો,અરીક વહેપારી એક;તે પાસે એક રત્ન છે,બીજી વસ્તુ અનેક. તેણે રત્ન ચઉટે ધરયું, જે ચીંતામણી નામ; કહો ભાઇ કીંમત કરો, તેજ દો મુજ દામ. સહુ મળીને આંકીયુ, મળ્યા શ્રીમતી જોડ; રત્ન માલ છે તેટલો,ટકા છપન કરોડ. લેવાને મન સહુ કરે, પણ નહી એટલો ગરથ; સહુ જાયે પાછા વળી,ન સરે કોનો અરથ. શ્રીમંત શેઠ તવ બોલીયો, ચાલ વેહેપારી સાથ;તે સ્થાનક ઉભો રહ્યો. લીધું રત્ન તે હાથ. તેને પુછે પ્રીતશુ, ધનપતી ધનપાળ, એનું નામ તે શું હશે, લીધો અમુલક માલ કહો શેઠ તમો કયાંવસો, કહો તમારૂ નામ; સાચુ બોલો સર્વથા,રહોછો કોણ ગામ.ચોપાઈ—શ્રીમંત કહે હું હરીના દાસ,વસુ વેહેપારી એકજ વાસ; ગરીબ વાણીયો વણજ કરૂં,જેમ તેમ કરીને પેટજ ભરૂ.નામ તમારૂ અમને કહો,તમે અહીયાં કુણ સ્થાનક રહો, પુછોછો તો સુણજો તમો, સહુના પગની રજ તે અમો ધનપાળ ઉતરકુણ જેહ, તમ શેવક હુંતાછું તેહ; એક એકને સંભળાવુ નામ, દીઠા તારે દીધું માન. વળગ્યા બેલડીએબહુ પેર, આવ્યા શ્રીમંતશાને ઘેર. જોઇ સમરધ શ્રીમંત તણી,હરખ્યો ધનપાળ તે ઘડી,વહેપારીને કરયો વિદાય,લીધું રત્ન તે દ્રવ્ય પસાય, ધનપાળ શ્રીમંત બેઠો એકાંત, મન તણી ભાગી છે ભ્રાંત. આપણુને બેને વાધી પ્રીત, તેવી કાંઇક કરીએ રીત; સરખું ધન સરખાં ઘરસુત્ર, માહારી પુત્રી તાહારો પુત્ર,તે બેનો વિવાહ કીજીએ,લાખેણો લાવો લીજીએ;તે વાત બેના મનમાં ગમી, શોક ગયો રૂદેનો સમી.

દોહરા—શ્રીમંતશાની દીકરી, ધનવંતનો પુત્ર કહેવાય; વેહેચ્યા પાનને સહી કર્યો, વેગે તે વિવાય. સંજન સહોદર હરખીયા, થયું નાતમાં જાણ; દ્રવ્ય અતીશે ખરચીયા, મીત કરી પ્રમાણ.

ચોપાઇ—મળ્યા સરખે સરખાં ઘર,કન્યા રૂડી રૂડો વર; દીન ઉપર દીન વહીને જાય,આનંદ અદકો સહુને થાય.વરસ બે ચારેક ચાલ્યાં વહી,દૈવતણિ ગત અવળી થઇ;ધનપાળ શેઠને વ્યાધી ઘણિ, દશા બેઠી રાહુ તણી નડી પનોતી હૈડા માંહ,ગુરૂ બારમો બેઠા રાહ. અંતર દશા બેઠો શની. દળીદ્ર આવી ઘેર ઘણિ; ચપળ લક્ષ્મી જાવા થઇ, તે રાખી કોની નવ રહી; રોગી હતા તે રોગે મુવા. વાહાણ પરડી પુરે ગયા; કણ કોઠારે આગ લાગીયા, લેહેણું હતું તે ઘર બાગીયા; વિમા હતા તે વાંકા વહ્યા,મીત્ર હતા તે દુશ્મન થયા.પરમુલક બાંધ્યોતો માલ;પડયા દેવાળે તેજ દલાલ, કંઇક માલ તો લુંટી લીધ, રહિ નવશકી કાંઇ ઘરમારિધ; સગાં સહુ બેઠા થઇ સાલ; મુલક બધાનો એવા ચાલ.

દોહરા—આવણ હારૂ આવશે, સાગરમાં જેમ પુર; જાનારૂ તેમજ જશે, કાગળ બાંધે કપુર આવે અજાણ્યુંએ તરે, નારીએળીમાં નીર. જાનારૂંતો એમ જાશે, જુલમી સાધે ધીર; ધનવંત ન કરીશ ગારબો,પુત્રવંત નવ અહંકાર;ધન જોબન સુત કારમું, જાતાં કેટલી વાર. ચોપાઇ—દ્રવ્યે તણો કરે અહંકાર, નહી પંડીત મોટો ગુમાર; સમુદ્ર લેહેર આવેને જાય, તેવી ગતિ લક્ષ્મીની થાય. નવ રહે રાખી એકજ ઘડી, તેની તો ચીંતા છે વડી; તેડી ન આવે કાહાડીને જાય, એવી ચપળ લક્ષ્મી કહેવાય. તે વાણિયાની શી ગત થઇ, લક્ષ્મી હતી તે સર્વે ગઇ નીરધન થઇ બેઠો ધનપાળ. ગયો સર્વ ખજાનો માલ; સુખ પાલ બળદજ ગયા,ભંડાર હતા તે ખાલી થયા;થયા વાહાણ વાણોતર ગજ,ગઇ ગેબી ફરૂકતી ધ્વજ,નાદ ભુંગળ અલોપજ થયું, ભુંગળ ઠેકાણે દરદજ રહયું; ગયું રૂપ રંગને સહુ તેજ ગયું સહોદર કેરૂ હેત ગયું ડાહ્યાપણ શુદ્ધને સાન, ગયું છે રાજદ્વારનું માન. સહેલો હું તો, ધ્રત થયો ધનનો કાળ. છપ્પો—ધ્રત વિના જેમ અંન, મન વિનાની માયા; વિદ્યાહિણો વિપ્ર, રાજ ગયે જેમ રાયા; જીવ વિના જેમ દેહ,મેહે ગરજે જશો લક્ષ વાર શામળ કહે, માયા વિના માનવ કશો.

ચોપાઇ-એવી વાત તેની વિસ્તરી.શું શું કહું વારે વારે ફરી,શ્રીવંત શેઠને ખબરજ થઇ, ધનપાળની લક્ષમી ગઇ;ગયો ધનપાળ ઉઠી પરદેશ. પુત્ર સ્ત્રી તો જોબન વેશ; પુત્ર ઉપાડે ભાજી ભાર; વેચે ઘેર બેઠી તે નાર. દુખે પાપે પેટજ ભરે, કાળ ખેપના એમજ કરે; લક્ષ્મીને વશ વર્તે લોક, વીવા તેનો કીધો ફોક. તે તે તો વાત વીસારે પડી, વર્ષ તેરમું આવ્યું અડી; પશ્ચિમ કુણે ભાણોશા શેઠ, તે પણ લક્ષપતિ છે નેટ. તેને પુત્ર રતનશા નામ; વીવાહનો માંડયો જંગ, ફેલ્યો છે ઉછવ બહુ રંગ કનક તણા પથરાવ્યા પાટ, જડીત્ર હેમના ઘડીયા ઘાટ; તોરણ બાંધ્યા છે બારણે, ખરચે દામ વિના કારણે; નાચે અપ્સરા અપરંમપાર, ગુણીજન જશ બોલે શુભસાર. નિરગોશતે દુંદભી તણા, શોભાની

નહી એકે મણા. હરખ ઘણો સૌ હૈડે ધરે, બધુ નગ્ર ત્યાં ભોજન કરે; ભેર મરદંગ ભુંગળ ધોંધાટ, પામ્યા લાણ ચારણ ભાટ.

દોહરા—નગ્ર ભોજન કરાવીયે, એમ વિમાશે રાજન; તે દહાડે શ્રીવંત શેઠના ઘેર વિવાહનો દન, રાજાએ તેડયા વેપારીઓ. પંડીત સહુ પ્રધાન, મોહોટા મોહોટા સરવને; તેડી દીધાં માન. માહારે ઘેર ભોજન કરો,દેઉ નોતરા આજ;એટલો જશ આપો મુને, રાખો મહારી લા. રાજા તે મોઢે કહે, ફરી વચન વીચાર; આપ આ પણી નાતે સહુ. જમો વરણ અઢાર.હાકહી સહુકો હરખીયા,હરખ્યો રાય સુજાણ; શ્રીવંત સેઠ તેણે સમે,રાયને કર્યા પ્રણામ વિવાહ માહારે ઘેર છે,પુત્રી પરણે કાલ; નગ્રબંધુ ભોજન કરે, આજ્ઞા એવી આલ, પકવાન કરાવ્યાં પુરણ અમો, તે તાહરે પ્રતાપ; તમ સહિત સહુકો જમો, આંજ્ઞા અધીપત આપ.

ચોપાઇ—શેઠે વાત કહી શીર નમી,તે માજનને મન ગમી; સહુમળી વીચારી પેર,પેહેલે દીવસે રાજાને ઘેર બીજે દીવસ શ્રીમંત મહાજન,નગ્ર બધું કરશે ભોજન;દીધાં નોતરા સહુકો મળી,સહુને પેટમાં સાકર ભળી મેવા મીઠાઇને બત્રીસ પાક અમ્રત અન્ન વીધવિધના શાક વીપ્ર આદે સહુ જુજવી જાત,કરે ભોજન વધારે ખ્યાત જેમ ઘેર વિવાહ હોય તે દહાડે દુખીઓ નહી કોય;ઉદે અસ્ત થાય ચારે પોહોર કરે ભોજન સહુ કોય ઠોર. સાહસ સહને મનવા શેક,કેશ વખાણ જીમ્યા એક;કવી કહે જીમ્યા કરૂ હજાર, તોએ વખાણ મિષ્ટ નાહ પાર; જામ નીશા ગઇ છે જ્યારે, સકળ લોક જમ્યા તાહરે; પરવારી પ્રજા ગઈ ઘેર વિક્રમે આપ વિચારી પેર; એમ કરતાં ગઇ મધરાત, રાયે વીચારયું રૂદીયા સાથ; જોઉ ગામની ચરચા આજ પછે કરૂ ભોજનનું કાજ જોઈ આજ કો વેઠે ભુખ,કોને દેહ દીલમાં છે દુખ.કો ભુખ્યો કે તરસ્યો હશે મહારા વરતમાં ભંગજ થશે; જોઉ ચરચા બધી રાત, પછે ભોજન કરશું પ્રભાત.

દોહરો—સજ્જ થઇ રાજા સંચરયો,નીસ્ચે ચરચા કાજ;અદ્રષ્ટ વીદ્યા ઓચરે,સુખ સેજ્યા કરી તાજ. મેહેલી શેરી પુર પરાં કુંચી ચાવડી ચોક;ઘાટ મેહેડી શેહેર નીરખીયું, ખુણા ખોચરા ગોખ.

ચોપાઇ—વિર ધીર માહા વીક્રમરાય જોતો જોતો આઘોજાય;કરી ભોજન સુતા સહુ લોક, સહુને સુખ કોને નાહ શોક પછલી રતે ગયા નર ત્યાંહ, ધનવંતશેઠ ઘર જ્યાંહ મા દીકરો રૂવેછે ઘણું,સંભારિ સુખ પોતાતણું.તેબેજણે એવું આદરયું વીખ ખાઇને નીષ્ચે મરૂ;આપણે ઘેર વીવાહજ કરયો તે તો અરથ એક નવ સરયો, કન્યા પરણે બીજે ઠામ, આપણા કુળનું ખોયું નામ; પ્રદેશ ગયો તારો બાપ.માહા દુખીયા બે આપો આપ. પ્રથમ લાગી જે માહારે પાય, તે કન્યા બીજે ઘેર જાય;વરમાં આરતી થઇ વહુ,નાત નગર જાણે છે સહુ તે દુખ તો કેમ હઇડે ધરૂં પીઉ ઝે

રને નીસ્ચે મરૂ;અત્યારે તેનો બોલ્યો તન મરવા ઉપર મહારૂ મન હું નીકળુછું નગરમાં વળી લોકે દેખાડે છે આંગળી;કોટી ધ્વજનો એક કુમાર,પેટ માટે ઉપાડ ભાર આવો લખે શરીર કહીને હસે,તે દુખ મારા મનમાં વસે;એવી તે કરણી શી કરી, તાહારી કન્યા બીજે વરી બોલે મેહેણા વિપરીત વાણુ,તે દુખે મુજ કાહાડુ પ્રાણ;મા તુજને હું કહું છું કથી.લોકોમાં રેહેવાતુ નથી જીવ્યાથી ભલુછે મરત,મેહેલી લાજતે કહુ તરત;વખ ઘોળી બે જણ પીજીએ,દેહ ત્યાગ આપણ કીજીએ.મા દીકરે વાતો જે કરી, એકચીતે રાએ મન ધરી;ઘોળી વીખ પીએ જયાહરે બોલ્યો વીર બાહેર તાહરે. રખે ભાઈ તજે તું પ્રાણ, ઉઘાડ બાર સાંભળ એક વાણ; અમો તો જાતે છું રાંક નહી અમારો કાંઇ વાંક નથી અમારી ગાંઠે ગરથ નહિ સરે અહીયાંથી અર્થ; માટે બીજે મંદીર જાઓ,આવે હાથ તો સુખીઆ થાઓ;સાચુ રાજ વીક્રમનું હોય,તુજને ભારિનાંખે કોય મા દીકરો દુખીઆ છું બેય, ન રાખે તેનો સંદેહ; રાજા દુખભંજન કહેવાય,શામાટે તું દુખી થાય;છાતી થાય;છતિ તેની ફાટી જાય દુખ સાભળતાં માહરી કાય મુજ દુખે સાગર શુકશે, મેરૂ પરવત તે ડેલશે; લીલાં ઝાડ તે સુકી જાય, પશુ સુણે તો તરૂણ ન ખાય માટ શાને ખોટી થાઓ, જે કામે આવ્યા ત્યાં જાઓ દુખ સાંભળુ શું નાહાલજ થશો; મુખ મરડી ને નાશી જશો.

દોહરો—વિક્રમસેન વાણી વદે રાખો હઇડે ધીર;ચોર લંપટ હું તો નહી,અમો છું વીક્રમ વીર; તાહારૂ દુખ મનડા તણું, કેહે વિસ્તારી વાત,સાગર દુખ શું પ્રગટ છે કરતાં દેહની ઘાત તે દુખ મુજ આગળ કહો નવ રાખે મન ખેદ,પાંચ પાપ તોજ ઉપર, જો રાખે મન ભેદ. તે દુખ હું ભાગુ નહી,તો મુજને સમ એહ;તે વાચા ચુકુ અમો, તો કુષ્ટી થાજો દેહ.મેહેલ લાજ મનડા થકી ટાળ દુખનો થોક; તે દુખ હું ભાગુ નહી, તો વરત થાજો ફોક.

ચોપાઈ—મા દીકરો ને રાજા ત્રણ, સઘળી વાત સાંભળી કરણ; ધનપાળશેઠનું જાણો નામ છપન કોટી જેને ઘેર દામ;બાહાર ધ્વજા સાતે ગાજતી,ગેબી નાદ ભુંગળ વાજતી;દેશ પ્રદેશે કોટી વાહાણ.સાંભરતાં જાએ મુજ પ્રાણ રીધ બીદ ઘર સુત્ર લાડક વાયો એકજ પુત્ર શ્રીમંતશા અમારી જોડ,તેતે ટકા છપન કરોડ,તેને ઘેર છે એક કન્યાય, માહરા પુત્રશું કરયે વીવાહ. વાત કરતાં વીત્યાં વરસ બાર,એવે બીજો થયો વીચાર. ધન મહારૂતો સરવે ગયું હાથે ઝાલ્યુ તે નવ રહયું; રહયુ સાજુ વસ્ત્રજ અંગ, સગુ સહોદર ન રહયું સંગ:પડી વેળા અનાથજ તણી બીજે ગામ જઇ બેઠા ધણી; દુરાચારી ડંડજ લોક તેને વીવા કીધો ફોક, કાલ પરણશે બીજે ઘેર સાંભળ મહીપતી દુખની પેર; સવારે જમસે બધુ ગામ, ઓછવ મંગળ ઠામોઠામ જેથી પ્રાણ તજુ સરવથી રાઇને દોષતો દેતા નથી;દીજે દોને મા-

હારા કરમને, મરીએ છે કુળની શરમને,મનમાં નથી બીજો આંબળો, એવું દુખ માહારૂ સાંભળો. દોહરા–તજો શોક શરીરનો હઇડે રાખો હામ; તે કન્યા આપુ તુને તો કેહે જો વીક્રમ નામ. સામ દામ ભેદે કરી,પરણાવું મુજ તન;રામ દવાઇ સત્ય કહું, અત્યારે લેશું અંન.

ચોપાઈ–તેનું મન તો મનાવીયો,મહિપત તો મોહોલે આવીયો પ્રાતકાળ થયોછે નેટ, તેડયા માન દેઇ શ્રીમંત શેઠ; મળીયા માહાજન બાવન બહુ.આવ્યા રાજ સભામાં સહુ; સભા કરી દીધાં માન,પ્રીતે આપ્યાં ફૂફળ પાન. આજ અમારે વીવાહ કામ, કેમ તેડાવ્યા આણે ઠામ; ત્યારે રાજા પુછે મમ, તમે ચાલો અધરમ કે ધરમ ધરમ અધરમ તણા ગુણ ગાશો પછે સઉકો મંદીર જાઓ સત્યવાદી જો સત્ય ચુકશો તો હાથે ધર્મ મુકશો;વેહેવારીયા કહે છે સઉ વાત,જુઠ નહી બોલું વીખ્યાત,જુઠાને પાસે નવ વસું જુઠી વાત દેખી નવ હસું; બોલ્યું અબોલ્યું હું નવ કરૂં, જુઠા સાથે હું નવ ફરૂં રાજા કહે લખો તે લેખ જુઠુ બોલો મેખાંનમેખ કુડ જુઠુ બોલો આ દીશ તો શો ડંડ તમારે શીશ આ જાતે જુઠુ બોલુ અમો, તો ગુનેગાર કરજો તમો; તેને મોઢે કરાવ્યો ન્યાય. એવો પ્રપંચ્યા પોતે રાય.

દોહરા–તાહારા ઉદરની બેટડી, તેનો વીવાહ કીધ;નાત સભા સહુ દેખતાં,વાત કરીતી સીધ;લાડયાં મોટયાંને જમ્યો આવ્યા એક એક ઘેર;બીજે ઠામ પ્રણાવશો, તેની તે શી પેર સહુકો તેમાં સાખીયા,વરણ અઢારે લોક,બીજે ઠામ તેતો વરે;એહ ડાહાપણ તેં ફોક; તેનું કારણ કોહો મુને,આપ વીચારી મત પૃથ્વી રસ કેમ પાકશે, એતો શાસ્ત્ર અસત્ય.

ચોપાઈ–શ્રીવંત કહે સાંભળો વાણ, રાજાજી છો ચતુર સુજાણ; કુળ કુટુંબનો શોછે અર્થ, પ્રથમ મેં જોયોતો ગ્રથ. મન વીવાહની ઇચ્છા ધરી, ગ્રથ જોઇ આપી દીકરી, જેને સાત ધજા ઉડતિ,ગેબી નાદ ભુંગળ વાગતિ;છપનપર ભુંગળ જેહને, કન્યા દીધીતી તેહને; મુજથી અદકો મ.ામાં ધર્યો, તે વેળા મેં વિવાહકર્યો, એને થયો ઇશ્વરનો કોપ, દ્રવ્ય બાધાનો લોપ; મેં જોયું તું તે તો ગયું, ત્યારે શાનુ સગપણ રહ્યું, કરતો નથી હુંતો અન્યાય; બીજે ઠામે દેઉ કન્યાય.

દોહરા–રાજા કહે ધન કારમુ,આવે આંજ જાય કાલ; વેહેવાર રાખે જો તાહરો, તો પેહેલાને કન્યા આલ.એનો ગ્રથ કેહે કન્યા ગયો,મન વીચારી જોય; આજ એને શું નીપન્યું,તે કાલ આપણને હોય.ચોપાઇ–રામ રાવણ સરખા જેહ,લક્ષ્મી સહીત ન ગયા તેહ. લેહેરનીર અસંખી છાંય, તેમ લક્ષ્મી નીત આવે જાય; ગ્રથ તાહારા ઘરમાં છે જાણ, આપ થોડા નહી થાએ હાણ, વેહેવારીયો કેહે સાંભળ રાય બેટી મોટી કુળ કેહેવાય. અસત્ય આચરવા માંડયું તમો,હવે દેશ હિ રહિયે અમો;કોડ વાત શું કહીયે કથી,એને કન્યા દેવી નથી દોહરા–મહીપતે મન વીચારયું,સત્ય કહ્યુ

એ મર્મ;એનો વાંક નવ કહાડીએ,એ બોલેછે અધમ,વિક્રમસેન વાણી વદે,તાહરા મુખનો ન્યાય; તુજને ભાવે તે કરૂ, પરણાવું કન્યાય;તુજને દુઃખ દેવું નહી, નિસ્ચે કરવું કામ. તે જોયો તો તે થશી, આપુ સવાયો દામ. માહા કષ્ટે ધન લાવિયો, ધરણીપત માહા ધન, સર્વ આપુ તેહને, આપ ચલાવું મન.

ચોપાઈ—પોઠ ભરાવિ ટકા તણિ, મોકલી દીધી તેણિ વડી; ધનપાળશા કેરે ઘરબાર, મોકલ્યો તે માલ અપ્રમપાર; કયો પાછો શ્રીમંતની જોડ, ટકા આપ્યા છપન કરોડ; જ્યાં પધાર્યાં લક્ષ્મી બાઇ. ત્યારે સર્વ થઈ સગાઇ. હણહણતા તોરીને ગજ, અડારીએ ફરૂકે ધ્વજ. સઘળી સમરધ રહી મણા, વાગે નાદ ત્યાં ભુંગળ તણા.જેમ તારા મંડળમાં ચંદ્ર, સુરજ દેવામાં શોભે ઈંદ્ર; એમ તતક્ષણ વાધ્યું તેજ, ઉપન્યું સહુને અદકુ હેત.સમરાવ્યા મોહોટા જે મેહેલ,તે આગળ બીજા સહુ સેહેલ;શ્રીવંત શેઠ વિક્રમ કહે, કન્યા આપ સુખેથી રહે; ન્યાય બોલ તેને મન વસ્યો; શ્રીવંત શેઠ હઇડામાં હસ્યો; દળદર જ્યારે નાશી ગયું, જેમ પાછું હતું તે થયું;વીક્રમને તો હરખ ન માય, રાજેશ્વરી મંડપ રચાય. બેશી રહયો તો બીજે ગામ,ધનપાળશેઠ તેડયો તે ઠામ, આગતા સ્વાગતા કીધી ઘણિ, દિધા માન ઉજેણી ધણિ;નગ્ર બધુ હરખજ ધરે; ભોજન તે મન ભાવતાં કરે લક્ષ્મી વડે તે હરખજ હોય,તેમાં શું કહેવું સોય જે વાત વિક્રમ મન વશી, તે તણા ઉપમા તે કશી.

દોહરા—સેન જે વિકરમ રાયનું,તે વરઘોડા માંહ;લક્ષપતી લેખાવીયા,આનંદ અંગ ન માય. તે વર ગજ ઉપર ચડયો,ચાલ્યો ચઉટા માંહ;ઘર આગળ થઇ નીસરયો, બીજો વર રહેતો તાંહ ચોપાઇ—બીજાને હતો ઉલટ ઘણો, સુણ્યો સાર વરઘોડા તણો; પેલા વરને દિઠો દ્રષ્ટ, તે વર મનમાં પામ્યો કષ્ટ. માહારી કન્યા વરશે એહ, હુંતો માહારિ પાડુ દેહ;ગળે ફાંસો ઘરમા ઘાલીયો,તેને માબાપે ઝાલીયો,થઈ બુમારવ માહા પોકાર, ગયા લોક સહુ જોવા ઠાર;વીક્રમસેનને ત્યાં થયું જાણ, આવ્યો તતક્ષણ તે પ્રમાણ રાજા કહે એનું શું દુખ, ઇશ્વર એની ભાગે ભુખ;ત્યારે વણીકતો બોલ્યો વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ. માહારિ કન્યા પરણે એહ, તે માટે તજુ છું દેહ;લોકને શું મોહો દેખાડશું,તે માટે મરૂછું હું,રાજા કહે તું સાંભળ ધીર, હું તુજને પરણાવું વીર; પ્રધાનની પુત્રી છે જેહ. તુજને પરણાવું તેહ; વડા વજીરને તેડયો પાસ અતિશે દીધી સભામાં આશ.દોહરા—તાહારિ છે જે બેટડા, પ્રેમદા રૂપ નીધાનઃતે માગી મુજ આપીએ,હું દેઉ કન્યાદાન વરને પોતે પ્રીછવ્યો,તેડવરને સાથ; હાથી પર બેસારીયો;આપ્યું શ્રીફળ હાથ;નીશાન ગાજે ગડગડે, ફેલ્યો છે બહુ રંગ; જેવો શેઠ શ્રીવંત ઘર, તેવિ શોભા સંગ. એક વરતો જઇ ઉતરયો, જ્યાં ઘર શ્રીવંત શેઠ,બીજો વરતો ત્યાંહાં ગયો,રાજદ્વારે ઠેઠ.રાએ પગ પખાળીઆ દીધુ કન્યાદાન; પરણ્યો પુત્રી પ્રધાનની, પામ્યો સનમાન.

ચોપાઇ—રાયે આપ્યું ઉધર ધન,બીજા વરનું માન્યું મન;પરણ્યો ધનપાળ શેઠનો પુત્ર, આપ્યું રાજાએ ઘરસુત્ર, એવો રાજા ભારે ભુપ;જેમાં ઈંદ્ર સરીખુરૂપ જેને નામ જાએ પાપ. સમરે જાએ સરવે તાપ. નીરધનીઓ ત્યાં પામે ધન, સ્ત્રી વંઝા તે પામે તન;સુરખ જન વિદ્યા પામશે.દેહરોગી દુખ વામશે; પાપી પણ થાએ પવિત્ર શુભ પ્રકારે શુણે ચરિત્ર. દુષ્ટ રૂદે તે કોમળ થાય, વાધે પુન્યને પાતિક જાય;એવું સાંભળી આપે દાન. આ લોકે પરલોકે માન. માટે કરજો સહુકો પુન્ય, એથી રૂડું નથી કાંઇ અન્ય.દોહરા—કહે પુતળી ભોજ સુણ વિક્રમનો મહિમાય;એવાં જે પ્રાક્રમ કરે,તે ધરે સિંહાસન પાય;એમ કહીને પુતળી આપે ગઇ આકાશ;એહ કથા પુરણ થઇ,કહે કવી સામળદાસ. શ્રોતા વકતા સાંભળો,કેહે કવિતા કરજોડ; શામળભટ કહે બોલજો જયજય શ્રી રણછોડ.

## વારતા ૯ મી હંસની.

કામાક્ષી નામની નવમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃદોહરા—આરાધુ ગણપતને, ચરણે રાખું મન; આનંદ થયો મન ભોજને, લીધું શુભ લગ્ન. બટુક ભેરવ પ્રત્યક્ષ છે. તે નોધારાં આધાર;જે કહે વાચે તમ તણો, કરો તેહની સાર.જોતિષ તેડી પુછીયું, આપો મુરત દાન;સીંહાસન પુજા કરી,કહ્યું બેસવા મન;સિંહાસનને નીરખાઉ મન મગન; ક્રીરપા કરે મહાવીર તું, જો જાણિ તુજ તન. મળી જોવા સહુ મેદની,અષ્ટાદસ સહુ વરણ;અવાજ થાય દુદંભી તણો. પડયું ન સુણે કરણ, ભોજે પ્રદક્ષણા કરી, આસન બેશે જેમ;માં મા કહીને પુતળી, બોલી કામાક્ષી તેમ. સિંહાસન વિકરમ તણું, પંચડંડ અભેદ;પરદુખભંજણ સુખ કરણ, વાચ્યા પાળે વેદ.તે સરખો દાતા થશે,ઉદાર ચિત મહા મન; પરકાયા પ્રાક્રમ કરે, તે બેસે આશન; ભોજ કહે સુણ પુતળી,વિક્રમ મહિમા જેહ; તે સાંભળવો મુજને,દુધે તરૂઠયા મેહ.બોલી કામાક્ષી પુતળી,સુણ ભોજ મન આપ મન વાંછીત પામે સહી, ભેદિ ન શકે પાપ.

ચોપાઇ—વીક્રમરાજા હરખે ઘણું,સઇન્ય સુંઢાડયું પોતાતણું;મયા વાડીએરમવા કાજ,રંગ મોહોલ કીધોછે તાજ;ભાર અઢાળફળ્યું છે વન,જોઇને હરખ્યું મન;કમળ ચુંટયાહાથેકરીવેણીપુષ્પને છાબજભરી; સ્નાનકરયું અવંનીધણી,શેવાકરીશંભુજી તણી.કરિઆરતી લાગ્યાપાય,પ્રસન થયોછેભોળોરાય; પડીનિશા અસવારી ફરી ગામ આવવા બુધજ ધરી;વાજે છે નીરઘોશ નિશાણ,નવ સ્થંભે દુશમનના પ્રાણ સુખ જાણે સરદનો ચંદ્ર, જેવો રાય અવનયો ઇંદ્ર; કરે જશ ચારણને ભાટ, સેન્યા ચાલી આવી ને વાટ,ક્ષીપ્રા ત્રઢ આવ્યા જેટલે, મોટા પ્રગટ દીઠા તેટલે,સેન્યા સહુવળાવી ઘેર, રાય સરગીયાની માંડી પેર હું એકલો જાઇશ સોય,પુંઠે જન આવો નહી

કોય;ભરી ફાળ નાઠો વન મ્રગ પુઠે જાય વીક્રમ રાજન રમી શીકાર રાય પાછો ફર્યો આપ શોક મનમાંથી ટળ્યો; કણબી એક દીઠો વટમાં બેઠો છે માળે ઠાઠમાં ઉભો ઉભો ગોફણ ફેરવે,હાં કે હુડા હોહો કરે. નાશે જનાવર દોહદસ જાય, તેતો દ્રષ્ટે દીઠું રાય.એ પંખીને અદકી ભુખ,એનું તે કોણ જાણે દુખ એની મનમાં દયા લાવીયો, પોતાને મંદીર આવીયો;પ્રધાનને ત્યાંહાં કહ્યાં વચન,રણમાં જઇ ભરાવો અંન,અંનના કોઠાર કીધાંઘણા, ઘાટ કરાવ્યા પાણી તણા જેનો જેવો જોઇએ અહાર, ઠામ ઠામ કીધા અંબાર;દેશ દેશને ઘાટે, ઘાટ પરબો મંડાવી ચોહો વાટ;નીર પીએ ને દાણા ખાય,સહુ જનાત્ર સુખીયા થાય;મનુશ કીરતિ તો પેહેલી હતી,પખીણાં પછે થઈ છતી;ધન વીક્રમ મહારાજ,મુ જવી.ા કુણ કરે પરકાજ એવી વાતો પંખી કરે,આનંદ વિનોદ વનમાં ચરે,માન સરોવર છેજી જ્યાંહ,પંખી હંસ વહેછે તાંહ, પાછળ પાળ•સ્ટીક તણી, તે સરોવરની શોભા ઘણી સાક્ષાત અમ્રત તેમાં ભરયું, મહાપુરૂશ માનુ ભાવે કરયું; વ્રક્ષ અમ્રત ફળ હોય તે, મહીમા જાણે નહી કોય, કમળ ફુલે છે લક્ષ પાંખડી. જે દીઠે ઠરે આંખડી, તેહ સરોવર રહે છે હંસ, પંખી પણ દેવતાનો અંશ સુરજ કાંતી મણી શોભે, જ્યાં મોભ તણો વરશે મેહ; તે હંસતો મોતી ચરે સ્વરમાં આવા ગમન કરે.

દોહરા—હંસોવાંક્ષી પુતભાં,પવીત્ર જેની જાત,તેણે કોને સાંભળી,વીકરમા જીતની વાત દાતા. છે પૃથ્વી વિખે, કરે ઘણાં પરકામ;વાચા અવીચળ તે ખરે,પરદુખભંજન નામ.ચાલો જઇએ જાત્રા, જોઇએ વીકરમરાય;દાતાનું મુખ દીઠડે,કોટી જગન ફળ થાય.જોઇએ કેવું નગ્ર છે,કેવો છે તે ભુપ;જેવું કાને સાંભળ્યું,તેવું જોઇએ રૂપચોપાઈ—હંસ મન વીમાસણ સુણી ચાલ્યા સહુ ઉજેણી ભણી,આવ્યાસમીપ ઉજેણી માગ,દીઠી શોભા ઠામે ઠામ,દિઠા વિક્રમ કેરા મેહેલ,તે આગળ ઇંદ્રસન સેહેલ; સતરૂપીયું ધરયું છે ધન,ત્યાં વીધન નવ લોપે અન;બીજો થયો હોય વિક્રમ પખે,જોતીશ શાસ્ત્રમા શક કેમલગે. હંસે શોભા દીઠી ઘણી, ઘજેવે કહેવાય ઘડ લકા તણી; જોતેજોતો આવ્યા તાંહ, મહારાજા બેઠા છે જ્યાંહ, કોટી રવી ઉદયો છે જેમ અકસ્માત અજવાળું થયું તેમ; રાજાએ ઉંચુ નરખીયું, હંસ હઈડુ હરખીયું. જન્મ સફળ મહારો અરવતાર, આ પંખી આવ્યા મુજ દ્વાર,દંડવ્રત કરી નમાવ્યું શીશધન વેળા ધન આ દિશ, કુણ જાતને શું તમ નામ, સેવકને દીજે કાંઇ કામ; જમો છો શું મુખવાસ,આવડુ રૂપ તમારી પાસ.મુજ રાંક ઉપર કરણા કરી,પુછે રાજા એમ ફરી ફરી;બોલ્યાં હંસતો એમ વચન,સાંભળજોરાજનવીક્રમ છપ્પો—માનસરોવતીર; નિર અમરત તે ભરીયાં,દરૂમ લતાંની જાળ,પાળસ્વાટીકનાં કરિયાં,નહિ દીસ નહી રાત, જોતકાર તે ઉદયોતિ;સહુના ઉજવળ દેહ, મેહ વરસે તાંહાં માતી, ત્યાં નાહે તિત દેવ,શેવા કરે નીત્ય હરીહરની;ભોમી કંચન વરણુ છે જાણે શોભા સ્વરગની

ચોપાઇ—વચન સાંભળ્યું હશે ભણ્યું,હઇડુ હરખ્યું વિક્રમ તણું ભલે પધારયાં મોહોટાં ભાગ્ય,પ્રદક્ષણા દેઇ લાગ્યો પાગ;રહો પરૂણા માહારે ઘેર, કરૂ શેવા હું રૂડી પેર. દોહરા—તાહારે હંસજ બોલીયા,અમારે મોતીનો આહાર;તે અમુલખ નવ તમ વીશે, કયમ રહીએ આ ઠાર;રાજાએ મોતી મંગાવીયાં, વેરાવ્યા ચોપાસ;ચરી હંસ સુખીયા થયા,પોહોતિ મનની આશ દુધ પાણી કરયાં એકઠાં,મુકયાં હંસહજુર;દુધ દુધ પ્રાસી ગયા પાણી રાખ્યું દુર, ત્રીયા તોરી કવીતર, નવરસ ચતુર અનેક;ખાર વીર કરે અંતશું, હંસ ચતુરછ એક.

ચોપાઇ—રાખ્ય દિવસ આઠ તે સાર, મન વાંછીત મોતીના આહાર,થયા વદાય આજ્ઞા લીધ, હંસે પંથ કરયો છે સીધ.કહેજો અમસરખું કંઇ કામ,અમોછું તમારે નામ રાજાતો સભામાં ગયા, હંસ દેવતો વદાયજ થવા;દીનપરદીન તે વાતજ થઇ, કીરતી સ્વરગ પાતાળે ગઈ.સુરનાયક જે ઇંદ્રનું નામ,પડયું જગન તણું તેણે કામ; મળ્યા શહસ્ત્ર અઠાશી રૂખી,અગષ્ટ વશીષ્ટ દુર્વાશા મુખી;દેવ મળ્યાછે તેત્રીશ કરોડ જમ વરણને અગ્નિ જોડ અષ્ટ કુળ પર્વત નવ કુળ નાગ,સાત સમુદ્ર લેવાને ભાગ; નવશે નવાણું સરીતા મળ્યાં,અડસઠ તીરથ આવી ભળ્યાં;નક્ષત્ર ગ્રહ તારાને રવી ચંદ્રાદીકની શોભા હવી; બ્રહ્મા વિશ્નવનેશીવ મહારાજ મળ્યા જગન આરભણ કાજ, અષ્ટ ભેરવ મળ્યા માહાવીર; ચોસઠ જોગણી જાવી તિર, શીખી સરણાઇ સાર, બીજાં વાજાં અપ્રમપાર ગુણીજન જશ બોલે વાત, એક એકની વખાણે વાત;સાંભળજો સુરપત રાજન તાહરે બોલ્યાં હંશ વચન;મ્રત્યુ લોકમાં નવ અવ-તાર; વીકરમ ઉજેણી પતસાર.

દોહરા—અનેક રાય આગળ થયા સહસ્ત્ર લક્ષ કઇ કરોડ; નથી દીઠો નથી સાં-ભળ્યો વિક્રમ કેરી જોડ. શુરનાયક શોભા ઘણી, ઓછવ મંગળ ચંગ; વીક્રમ મ-હીમા આગળે, કો નાવે પ્રસંગ પ્રાણ આપે પરકારણે, પરદુખ ભંજન હેજ; એવો વીક્રમ એક છે, તેથી ઇશ્વરનું તેજ. સુણ તે સુરપત કોપીયો, ચઢી ઘણેરી રીશ, પગથી ઝાલા પ્રગટી, જઇને ભેદી શીશ, હંસ જાણ જે ચતુર છે, પણ સહુથી એહ અજાણ;જ્યાંહાં બેઠા છે સુરપતી કેમ કરે મનુશ વખાણ. દીધા કાળા ગ્રહ હંસ તે, પોતે સુરપત રાય; વીકરમને જાણું ખરો,તેમને મુકાવી જાય. એમ કહીને લોહમાં જડયા; પુઠળ મેહેલ્યા રખવાળ; કેહે વીક્રમ મુકાવશે, કે આવ્યો તારો કાળ.

ચોપાઇ—જગન પુરા જ્યારે થયા,સહુ સહુને ઠેકાણે ગયા;હંસ પડયા કાળાગ્રહ જ-ઇ જઇ ખબર માનસરોવરે થઇ, સ્ત્રીઓ જોતી હતી વાટ,સાભળતામાં થયો ઉચા

કો આગળ કહીયે જઇ દુખ;કેમ આપણને થાએ સુખ;કોને જઇને કહીયે પેર,હંશ આપણ આવે ઘેર,વીચાર મળી સહુ જુથ,માન દેઇ તેડયો એક દત, વીકરમ પાસે જઇને રહો, હકીકત આપણી જઈ કહો; કીરતિ રૂડી કરી તમ તણી, કોપ્યો ઇંદ્રાસનનો ધણી; તેતો અમને અદકુ નડયા, હંસદેહ કાળા ગ્રહ પડયા; ચાલ્યો દુત તે વાણિ લહી, વીક્રમ આગળ આવી કહી; રાજાએ દીધાં બહુ માન. વસ્ત્ર આભુશણ પાન. દોહરા–રહો મંદીર તમો માહરે, મટાડો મનમાં શોક; મુકાવું નહી હંશને,તો તીર્થ વ્રત થાજો ફોક. દુત કહે રાજા સુણો જાશે એના પ્રાણ; શીગ્ર મુકાવો તેહને, તો દીજે તમને લાહાણ. વીક્રમ કહે રહો સાંસતા; રાખો હઇડે ધીર; રાખો હઇડે જ્યારે હંસ તે છુટશે ત્યારે લેશું નીર; શેવક શ્રી હરસીધ તણો; પાસે વીક્રમરાય, હંશ મુકાવા કારણે,પોતે તતપર થાય. દેઇ વચન તે રાખીયો, મનમાં વદીયો ઘાટ;રાજ રીધ્ધ સર્વ નીરગમી જાવા વસમી વાટ.ચોપાઇ–ગજરથ ઘોડા ગર્થ ભંડાર મેહેલ્યું ક્ષણું ન લાગી વાર;પ્રધાનને તો સુપ્યો ઘાટ,ચાલ્યો વસમી કેરી વાટ,મનમાં રાખી છે મહાધીર, તેડયો આગીયો સાથે વીર, પ્રધાનને સઘળું દેહનું સુખ, નીંદ્રા ત્રષા તડકો ને ભુખ; ઉઘાડું અંગ અણવાણા પાય; વેઠે દુખ પોતાની કાય; મુખ જપે હરીહરનું નામ; સરીતા ત્રઠ આવ્યું એક ગામ.

દોહરા–સુખવતિ નગરીજ છે,પવિત્ર પાશ્ચમ દેશ; શેવરમાંધાતારાજીયો,જોબન બાળેવેશ; કરણ સમો દાતાર છે કામ સમાને રૂપ;હરીશ્ચંદ્ર સરખો સતવાદીયો,ધર્મ સરણો તે ભુપ. ચોપાઇ–તેના દેશમાં વીકરમ ગયો,વણીક વાસ જઇ વાસો રહયો; હાટના ધણીએ દીધું માન, આણી આગળ મુકયાં પાન; કામ કાજ અમને દીજીએ જે જોઇએ તે માંગી લીજીએ, ખાટ તળાઇ જોઇએ જેહ, હાજર આણી કીધું તેહ ત્યારે વીકરમ બોલ્યા વાણ,સાંભળ ભાઇ ચતુર સુજાણ;શી કમાઇ તારે હાટ, આવડું ખરચ કરે શા માટ, પંથીને આપે છે લાહાણ, શું તારો ઘેર આવે વાહાણ; આદ્ય શકતની તુજને આણ, જે સાચી નવ બોલે વાણ;તેહનો મુજને આપો પાર, સહુને કયાંથી આપો આહાર. દોહરા–ત્યારે તેતો બોલીઓ; સાંભળ પંથી વેશ;દ્રઢ વિશ્વાસ આણો તમો હું સાચુ બોલેશ;મહારા નગરનો રાજીઓ સેવરમાંધાતા નામ; સદાવરત છે તેહને,કોઠાર ઠામો ઠામ;જેને ઘેર વાશો રહે,જે કોપંથી જન આગતા સ્વાગતા તે કરે, પણ ખરચે રાયનું ધન;ભુખ્યો તરશ્યો રહે નહી, જે આવે નગ્રમાં આપ ઘેર ઘેર અંન ભરાવીયાં એવો રાયનો પ્રતાપ. ઢોલીયા તળાઇયો ગોદડાં,ખાન પાન શુભપેર;પ્રતાપ સર્વ રાજાતણો, તે છે મહારે ઘેર.

ચોપાઈ–વીક્રમે વીચારી પેર,જોઉં આજ ચરચા એને ઘેર;સદાવ્રત આપે સર્વ રાજા કયાંથી ખર્ચે દ્રવ્ય; રાજાએ સંતોખ્યું તેનુ મન, મેં હવડાં કીધુ ભોજન;રહેશું પોઢાણુ તાહરે હાટ; લેશું પ્રીતે અમારી વાટ;વણીક તે ઘેરજ ગયો,વીક્રમતો તે

સ્થાનક રહયો;અરધ નીશા ગઇ જ્યાહરે,સકળ લોક સુતા ત્યહારે;ત્યારે ઉઠયા વીક્રમ વીર બાંધી કાછ થયો મહુ ધીર;ખડગ પોતે ધરીયું હાથ વિર આગીયો પોતાને સાથ. નીશા ચરચા જોવા નિરધાર;ગયો સેવરનો જ્યાંહાં દરબાર;અદ્રષ્ટ વિદ્યા મનમાં ધરી;જુએ રંગ મોહેલનેત્ર ભરી. ચડયો ઉંચી અટારી જ્યાંહ, સેવરમાં ઘાતા પોઢયા તાંહ વીકરમ ત્યાંહાં પોતે જેટલે.સેવરરાય ઉઠયો તેટલે.ઉઠી છાબમાં પુષ્પ; જ ભરી કુમકુમ અક્ષત હેતે કરી; પુષ્પચંદન મેવાંફળ આહાર. ચાલ્યો ક્ષણુ ન લાળી વાર. ઉતર્યો અટારીએથી જેમ, પુંઠે વીક્રમ ચાલ્યા તેમ; જેમ જેમ સેવર આઘા પગ ધરે, પુંઠે વીક્રમ પરીયાણુજ કરે; મુકયું ગામ ઘર પોળ પ્રકાર, આવ્યો નગ્રથી તે બાહાર;આમળ પાછળ ચાલ્યા જાય. તે નવ જાણે શેવરરાય;નથી પાસે કોઈ બીજો સહાય; આપે માહા અરણુમાં જાય; સેવર ગયો સાગરની તીર, પુઠે જાય છે વીક્રમ વીર. જઇ સાગરમાં સ્નાનજ કરયું ધ્યાન ચંડીનું મનમાં ધરયું; કરી દિપક જોત વીશાળ,શીંદુર તીલ કરયું છે ભાલ;ઘાલ્યો કંઠ કરેણા હાર,સ્તુતી કીધી છે અપ્રમપાર;શેવરે આરાધના કીધી ઘણિ, આવી ત્યાં ચોસઠ જોગણી; કાન હાથ વાંસો ને ચરણ,કોને કોટ નાશીકને કરણ; વળી જોગણી ઠારોઠાર, રૂધી માંસ તણો છે આહાર;રૂધીર ચુસી સરવે ગ્રહ્યું,તે વીક્રમ રાજાએ કહ્યું, નીપન્યું તે જોઇ સઘળી વસ્ત સેવર દેહમા રહ્યાં છે અસ્ત;પુર્ણ સંતુષ્ટ થયાં તે દેવ પછે પ્રસન થયાં તતખેવ. દોહરો—કરી અસ્તજ એકઠાં, ઉપર ટાંઢયું ચીર; અમ્રત શુભ અંજન કરયું, ઉપર સીંચ્યું નીર. તે રાજા બેઠો થયો,વળી જોડયા બે હાથ; પ્રદક્ષણા પોતે કરી, બોલ્યો જાગાણુ સાથ સરસાદ વરસ્યો ત્યાં હુનનો,ક્ષણુ ન લાગી વાર; એક ઘડી ત્રટી થઇ, હુનજ અપ્રમપાર. જોગણી અલોપજ થયાં. તે વેળા તે દિશ; બાંધિ શેવેરે ગાંઠડી, આપ ચડાવી શીશ; નગર ભાણુ તે આવયો, માથે છે બહુ ભાર; તે ચરચા વીક્રમે જોઈ, કોઇ ન જાણે પાર. ધન નાંખ્યું ભંડારરાં, દુખ સહયુ નીજ જાત; એમ કરતાં નીશા ગઈ, અરૂણુ ઉદીયો પ્રભાત.

ચોપાઈ—કરયું સ્નાન દાન ભોજન,પડી રાત વીત્યો તે દન;વિક્રમ કહેનિશ ચરચા જોઉ, મહારા મનનો સદેહ ખોઉ. રાત અરધ ગઇ જ્યાહરે;નિકળ્યો છે શેવર તાહરે; પેહેલે દિવશે કીધું જેટલું,બીજો દિવસ વિત્યું તેટલું,તે વિક્રમે મન રાખીયું, રાજાનું કારણ પરખીયું; શેવરરાજા છે આવ્યો ઘેર,વીક્રમે વીચારી પેર. સદાવ્રત કરે છે જેહ,ઘણું કષ્ટ વેડે છે દેહ;વેઠે નીંદ્રા તેજે છે સુખ જીવ જાતાં પામે છે દુખ; પરદુખભંજન હું કહેવાઉ, સુખ કીધા પાખી કેમ જાઉ.ધીઠું તે જણાવું મરમ, એ વાતે નહી મારો ધરમ; સુખ કરૂ એને શરીર તાહરે મુખ પીઉં હું નિર; ન કરૂં સુખતો કાહાડું પ્રાણ, કરી પ્રતીજ્ઞા મનમા જાણ. મનમાં લાગ્યો દારૂણ ઝુર, એટલે મેર પોહ્ત્યો શીશુર વીક્રમ હઇડે મનછા ધરે,હિમન મેહેલે અર્થ ન સરે;પુજા

સામગ્રી પોતે ભરી, પેહેલે દિવસ દિઠી તે કરી ચીરી ત્વચા પોતા તણી.તેમાં ભરી મીઠાઇ ઘણિ, ચરણ ઉદર વાંશોને હાથ. ભરયા બેહેક કસ્તુરી સાથ, પોત પોતાને હાથે કરી. અંગ અંગમાં સાકર ભરી, બીજા મેવા અપ્રમપાર,લીધો અમ્રત અદકો આહાર; પુષ્પ સુગંધ તંબોળને ધુપ, ભરી થાળ ચાલ્યો તે ભુપ.

દોહરા—રાજા સેવર નથી જાણુતો; જે વીકરમ ચર્યા જોય; વીક્રમ એક મનમાં લહે, અન્ય ન જાણે કોય,ચોપાઇ—રાત પોહોર તે ચાલ્યો વીર મનમાં રાખી અદકી ધિર; જ્યાં ઘેવર પેહેલે દીન થયો,તાંહાં જઇ વિક્રમ ઉભો રહયો;સેવરે ક્રીધુતું જેટધું, જઇ વિકરમે ક્રીધું તેટલું;એટલે તાંહાં આવી જોગણી, સકળ ભોગ તણિ ભોગણી, દોહરા—લીધો ભોગ નીવેદનો, પછે થયું છે મન; સહુ મળીને એકઠી; ભક્ષ કરયો રાજન આવો સ્વાદ અમ્રત તણો.વિવિધ ભોગ વિલાસ.ધન ધન તું રાયજી. પ્રસન થઈ તતકાળ; અસ્ત કર્યાં તાંહાં એકઠા,ઉપર સીંચ્યું નિર.અમ્રત દ્રષ્ટે જોયું ત્યાં, ઊઠયો વિક્રમવિર; પ્રદક્ષણા પોતે કરી, નમીને લાગ્યો પાય.પ્રસન્ન થઇ સપ્ત જોગણી, વરદાન કહું કાંઇ માગ;માગ કહું માગ તું, પ્રસન્ન થઇછું આજ;જે માગે તે આપુ હું, સીધા તાહારાં કાજ.

ચોપાઇ—ત્યારે તે બોલ્યો રાજન,માગુ દો મુજને વચન;ત્યાં તો માગું હું આજ, જે મારા મનમાં છે કાજ; એવું વચન બોલ્યો તે સાથ, વચન દેવિયે આપ્યું હાથ.

દોહરા—જો વરદાન આપુ તુને સારો કારજ સર્વ;દેહ ભક્ષણ કરયા વિના,આપો એટલું દ્રવ્ય,હુંતો વિક્રમ રાજીયો.નથી માહારૂ ગામ, મુજ ઉપર દયા કરો,કરો સેવરનું કામ. ચીંતામણી એક આપીઓ.નિત કરજો પુજવ;ઘાતજ કરવી નવ પડે પામીશ એટલું ધન. કહિયે આજથી આવીશમાં, ભોગવ લીલ વિલાસ; ઘેર બેઠા મણી પુજજો, ધન પામીશ બારે માસ.

ચોપાઇ—પછે જોગણી બોલગાં વાણ સાંભળ વિક્રમ ચતુર સુજાણ;આપજો શેવક ને મણી.ટાળી ચીંતા તેહજ તણી.પરગજુ તું છે રાજન તેણે સંતાખ્યું મુજ મન; તેનું હેત ઉપન્યું છે મને, માટે વસ્ત એક આપું તને તે આપુ તુને હેતે કરી; ઘેર જઇ આપજો સુંદરી;ઝાલા અમુલક જોડુ એક,આપુ તેજને કરી વિશેક; મણી સેવર માંધાતાને આપજો, મહા સંકટ તેનું કાપજો; હેતે ઝાલ આપી છે અમો,તેતો ઘેર લઇ જજો તમો સોહાવજો રાણીને કાન,સદા રહુશે જોબનવાન, જ્યાંહાં લગે ઝાલ તણો હશે જોગ,નહી જરા વ્યાધિને રોગ.પ્રથમ વસ્તુ તે પામીયો,સકળ દુઃખ દેહનું વામીયો;પ્રદક્ષણા દઇ નમાવ્યું શીશ,જોગણીયે દીધી આશીશ;માગી શીખ થયો વીદાય, સેવરના નગ્ર ભણી જાય; નીકટ નગ્ર ભણી તે વળ્યો. શેવરમાંધાતાને મળ્યો; પુરણ અરધિ ગઇ છે રાત. પશુ પંખી નહી માનવી જાત;છેક સમીપે આવ્યો ત્યાંહ, વીકરમે ઝાલી તેની બાંહ. દોહરા—મધરાતે તું નીસરયો, શું ધારયું છે

કાજ;એકલા કેમ પંથે પડો,વીકટ સેવરનું રાજ.પરવાર છો તમે કો તણા શું નામ છે જોર;કો કહે જારવાટે રમો,કહે સંગે છે ચોર.માન મુકી મુજને કહો,જે મેં પુછી વાણ; સાચું કહો જો નહી તમો તો ઇશ્વરની આણ, સેવર ઉભો સાંભળી, મુકી દે મુજ હાથ;માહારે દુખે નીસરચો,કેમ કહેવાય વાત.તું હોડે છે વાટમાં મારે ઉતાવળુ કામ; રાડ કરે છે આવડી,ભાઇ તાહરૂ શું નામ, વીક્રમ કહે છે નહી કહો, પ્રથમ પુછું હું આજ; પ્રીત અમશું કર્યા વીના નહી સરે તુજ કાજ.

ચોપાઇ–સેવર કહે સાંભળો વીર,રાખો રૂદીયા માંહે ધીર;મધરાતે જો દુખીઓ થાઉ, પેટને અરથે હું તો જાઉ. મ્હારૂ દુખ છે સાગર ભરયું, બીજો ન જાણે હઇડુ ધરયું;નીકળ્યો છું હું મ્હારે અર્થ કાંઇ આશ લેવાને ગરથ.વણકામે ન જાએ કોય આ રૂદે વિચારી જોય; મ્હારે તો વેળા જાય છે, વાર ઘણી મુજને થાય છે,

દોહરા–વીક્રમ કહે હું શીખવું,સુખીઆની પેર;કહયુ કરો અમારડું જાઓ તમારે ઘેર. રાતે રળશો જેટલું, તેટલું અમારે પાસ; સેવર થયો છે આકળો, ભાઇ તુજથી હું નીરાશ.શેવર કહે છે મુખથી, તું કરે ખરો પરાક્રમ;ઉજ્જેણીપતરાજીયો, વીકરમ તાહરૂં નામ. ત્યારે તો વીકરમ હસ્યો,સાચી બોલી વાણ જેનું નામ કહયું તમો, તે તું મુજને જાણ તમને તો હમે ઓળખ્યા,સેવરમાંધાતા નામ; કુળ તહારૂં નીરખીયું,માટે કરૂ તમ કામ. મણી છોડીને આપીયો,આણી અદકુ હેત; જોતાં આનંદ ઉપન્યો;લક્ષરવીનું તેજ.કરો પુજન જઈ એહનું સરે તમારો અર્થ;દુખ શરીર વેઠ્યા વીના,પામો મનવાંછીત ગરથ;રાતે જાવું નવ પડે, નવ શીર લેવો ભાર.એક મણીને પુજતાં, થાશે દ્રવ્ય અપાર; સેવર કહે કયમ માનીએ, તેનું શું એંધાણ; એ કારણ તમે કયમ લહ્યું,સાચી કહોને વાણ.ચોપાઇ–વીક્રમ કહે કાંઇ કારણ કંથ; મારે નીકળવું પડયું પંથ;તારા નગરમાં વાસો રહયો,વણીકને ઘેર સુખીઓ થયો. સદાવ્રત સાંભળ્યુ તમતણું,મનડું હરખ્યું મ્હારૂ ઘણું. પછે તમારી ચરચા જોઇ, તે નવ જાણ બીજો કોઇ જોગણીને સમરપી દેહ,હુંનતણા ત્યાં વરસ્યો મેહ;તેને માથે લીધો ભાર આવ્યા રાજસભાને દ્વાર; મેં તે માહારી દ્રષ્ટ, ઘણું દુખ વેઠો કષ્ટ.તમારા પેહેલા ગયો હું આજ,તમે કરતા તે કીધું કાજ પ્રસન્ન થયાં તે મુજને માત, તે સાનીધમે જોડયા હાથ; મુજને કહે વરદાન માગ,આજથકી તાહરૂં ફળ્યુ ભાગ્ય.

દોહરા–ત્યારે મેંતો માગીયું, વીચારીને મન; સેવર ઘેર બેઠા રહે,પામે એટલું ધન. ત્યારે આ મણી આપીયો, સાધ કહે લઇ જાઓ. લઇ આપો સેવરને તેથી સુખીયાં થાઓ. ઝાલ જોડુ મને આપીયું,સોહાવો સ્ત્રીને કાન;જરારોગ વ્યાપે નહિ, નીત નીત જોબનવાન.ચોપાઇ–તે માટે આ મણી લીજીયે, પ્રવેશ પુર માંહે કીજીએ; શેવર રાયને ઉપનિ હાશ, દ્રઢ કરી આન્યો વીશ્વાસ.

દોહરા–શેવર મનમાં હરખીયો,બે જણ આવ્યા ઘેર, આગતા સ્વાગતા કીધી ઘણી

પુજા બહુ વીધ વીધ પેર.ચોપાઇ—માગી શીખ તે રાજ વળ્યો,પોતાને પથે તે પળ્યો; સેવર રાય કરયું તે ઠોર,તેનો કહેવાય પહેલો પોહોર એક પહોર. કરણનો કહેવાય, બીજો સેવર માંધાતા રાય; માડયું સદાવ્રત ઘાટે ઘાટ,ધરમ તણી ચલાવી વાટ;માહા પુન્યવંત કળજુગ વીખે,નહી કો શેવરમાંધાતા પગે—શેવરની વાત ઇહાંથી રહી, વીકરમની પછે શીગત થઇ;હંસ મુકાવાની ઇચ્છાય વીક્રમ પથે ચાલ્યો જાય,શીલવંતી નગરીમા ગયો, પ્રજાપતી ઘેર વાસો રહયો; સ્ત્રી ભરથાર વ્રદ્ધ ઘરસુત્ર એક જોબનવંત છે પુત્ર, દીવસ પાછલો ઘટીકા ચાર, તે સમે રાજા ગયો તે ઠાર.

દોહરા—રૂદન કરે છે અતિ ઘણું,હઇડે ન રહી ધીર, તે વીક્રમે સાંભળ્યું મનમાં કર્યો વીચાર.કાંરે બાઇ તું કાંરૂએ આળોટો ખાડા ખાઓ; શા માટે હઈડું હણે,રાતાં તાતાં થાઓ. રાખી ધીરજ વાચા કહો, સાચી કહોને વાણ, આવડું દુખ શાથી ધરો; શી થઇ તમને હાણ.

ચોપાઇ—ત્યારે તે તો બોલી નાર,સાંભળ ભાઇ તું એક વીચાર;મહારા નગરમાં છે રાજન, તેને પેટ નોહોતું ફરજન.ઉપાસના જોગણી કરી,તેને પેટ આવી દીકરી; બાર વરસની થઈ તે જોગ,તેને ઉદર વાધ્યો રોગ,તેની આજ્ઞા દીધી રાય,નીતે એક માણસને ખાય વારા ફરતી ઘેર ઘેર, જોઇએ માનવી રૂડી પેર. ઘરડાનુ તો નવ લે નામ,જોબનવંત તણું છે કામ લાડકવાયો મારો તન આજે જવાનો છેદન,માટેરૂદન કરૂછું અમો, પુછયું તો સાંભળજો તમો,હવે હમારાં સુખડાં ગયાં;ઘરડે ઘડપણ વાંઝીયાં થયાં પુત્ર તણીતો થાશે હાણ, અમે બે ઈહિા તજશું પ્રાણ.

દોહર—તેનું દુખ તે સાંભળી, બોલ્યો વીક્રમ રાય; પુત્ર તમારો જીવશે, દુખના ધરશો કાય. સાટે તમારા પુત્રને, જાશું અમો તે ઠામ; સુખલીલા તમે ભોગવો, કો નવ લે તમ નામ. ત્યારે દુખીઓ બોલીઓ, મન વીચારી આપ; લોકો દે મેહેણાં મને, પંથી મરાવ્યો સાપ. ચોપાઇ—રાજા કહે ચીંતા પરહરો,મેહેલી દે મનનો આંબળો; એમાં તે શું કારજ કશું, તમ સાટે અમે ત્યાં જશું; એટલે નીશા ઘડી ચારજ ગઇ, તહાં જવાના વેળા થઈ; ગયો રાય માગીને શીખ, મનમાં ન આણી કોની બીક. ગયો દરબાર અટારી જયાંહ, અસ્ત્રી પોહોડી દીઠી ત્યાંહ; વરસ તેરમાં જોબન રૂપ, દેખી વિસ્મે પામ્યો ભુપ.કાંતિ રૂપ કનક જેહની,બત્રીસ લક્ષણ ગુણ તેહની; એવિ દિઠી તેતો નાર, તવ રાજાએ કરયો વીચાર; ભર નીંદ્રામાં તે કામની, પહેલી પોહોર ગઇ જામની; જોઉં કોણ આવેછે આંહ, મનુષ્યને ખાય છે ક્યાંહ; નારી પોઢીતી તે ઠાર, ત્યાંહ વસ્ત્રનો કરયો અંબાર;તે સેજ ઉપર જઈ ધરૂ, વસ્ત્ર તણું એક માણુસ કરયું. પગે તે દીપક મુકીયો, તે પાછળ પોતે ઢુંકીયો; વાળ્યો કાછડો સુજ તે કરી બેઠો ખડગ ઉઘાડુ ધરી;ગઇ રાત અરધી જ્યાહરે, નીસરયો ઉંદરમાંથી સાપ; ન દીઠું માણુસ નીસરયો બાહાર, રાજાએ દિઠું તે ઠાર; આ

પાપી તે માણુસ હણે, એનો દોસ મનમાં કોણ ગણે મુકયું ખડગ કરયા બે ભાગ, વીક્રમે વધ કરયો તે નાગ;લેઇ કટકા બાંધી ગાઠડી,મુકયા શીશ લાળી મુડડી.એટલે વળતિ જાગી નાર, જેનું રૂપ છે અપરંપાર. પેટ માંહેથી વ્યાધી ગઇ, તારે કુંવરી સાજી થઇ; વારો ભરવા આવીયો, તેણે કાહાડયો રોગ.બેઠો છે તે રાજવી, સુખે કર સંજોગ;પીતા માત હરખ્યાં ઘણું,ઉલટ અંગ અપાર, ધસીને જોવા આવીયો, કુંભાર કેરે ઘરબાર.

ચોપાઇ–તે રાજા વિક્રમ ગમ્યો, પ્રદક્ષણા દઇ પંથે નમ્યો; મહારી ઉતારી છે બહુ ગાળ, તમને પરણાવું હું બાળ. સાંસો મનમાં વવ.કીજીએ. તે કન્યા તમો લીજીએ;થયો હરખને ફુલ્યો રંગ,રાજાએ ઘેર માંડયો જંગ,પેહેલે દીન તો ગામજ ભોજન, બીજે દિવસ લગ્નનો દીન; તરીયા તોરણ બાંધ્યાં બારણે,ઓછવ મંગળ તે કારણે.વીક્રમ આવ્યા પ્રજાપત ઘેર,માંડી વાત કહુ સઉ મેર;તમ પ્રતાપે વ્યાધી હણી, પ્રણાવશે પુત્રી તે તણી. તમ ઘેરથી ચડાવો જાન,રાજા આપણને દેશે માન; અરધું સોંપસે મુજને રાજ, સરયાં આપણ મનમાં કાજ. દોહરા–એવું તેણે સાંભળ્યું તેણે ઢળીયાં ઘેરણ; સાસના વાસના ચેતના જાણે પામ્યા મરણ,જાણે વાણજ બુડીયું, એમ ત્રણે પડયાં તે જાણે કોઇએ લુટીયાં ધીધા ચારે ભાગ;રજા અચરત પામીયો, હરખ થયો ચીતભ્રમ;હેત આવે મુજ ઉપરે, બીજો નજાણેમરમ. ચોપાઇ-લાગ્યો ચાર પગે લળી લળી, એટલે સહુની મુરછા વળી કોહો તમને કેમ આવી લેહેર, કાહો મુજ ઉપર આણો મેહેર. તે સાચુ ન કોહો જો મુને સ્ત્ર હત્યાદીક પાતિન તુને

દોહરા–તારે દુખીયાં બોલીયાં,ભાગુ તુજ સંદેહ;મેં મોકલ્યો ભાઇ તુજને,મોટુ દુખ તો એહ; કાલે તું પેદા થયો, ઘરમાં અમારા કાજ;જો તું ઘેર નાવતો તો પામત હું રાજ; તમે ગયા તે હું જતે, પરણત કન્યા રૂપ;ભોગવત રાજ આ ગામનું થઇ બેસત એમ ભુપ. અમો જાત ઘેર રાયને. ટાળત તરૂણી રોગ;તમો ઘેર પરણિ આવીઆ, અમ કર્મના ભોગ; વીક્રમ કહે કાં દુખ ધરો; કાં બોલે અન્યાય; સોંપુ રાજ એ નગ્રનુ, પરણાવું કન્યાય. દુખીયા માનો નહી, ન કરે કોઇ પરકામ; તેવો નર તો એક છે, વીક્રમ ઉજેણી ગામ,

ચોપાઇ–તમો કોહોનો તેહજ હશે કામ તમારૂ નિસ્ચે થશે, અમરત સરખી તે તો વાચ,ત્યારે માન્યું દ્રઢ તે સાચ વાત કરતાં દુખડું ગયું વીતિ રાતને વાહાણું થયું; લગ્ન તણા માંડી તે પેર, તેડુ આવ્યું પ્રજાપત ઘેર, કાલ વારો હતો જેહનો, આજ અરથ અમને તેહનો; રાજાએ ત્યાંથી મોકલ્યો, વર બેશી આવે એકલો, વીકરમે વિચારયુ સુત્ર, પાસે તેડયો પ્રજાપન પુત્ર પોતાના પહેરાવ્યા શણગાર, ઘાલ્યો કોટે મુકતા ફળ હાર.જેને ઘેર લક્ષ્મી પગ ધરે,રૂપ કળાગુણ વાસો કરે,જ્યારે

કરમ જોરાવર થયું, કરૂપ હતું તે નાશી ગયું;તે હાથીયે વરતો ચડે, નિસાન ગાજે ને ગરગડે.વિવામાં તો શો વીસ્તાર, રીતભાતને કુળ આચાર;તે પુરૂષે કન્યા વરી, થયું સુખ આંતરડી ઠરી; તે સસરાની ભાગી દાઝ, ને નગ્રનું સોંપ્યું રાજ.

દોહરા—રાજ લીલા ને ભોગવા, સુખ પામ્યો તે ચંત; દુખ તેનું ભાગીયું વીક્રમ પળીયા પંથ.

ચોપાઇ—એક મુકી દેશ બીજો લહે, વીગા પડે તાહાં વાસો રહે;હઇડા માંહે હરીનું ધ્યાન; હરસીધ તણું છે મન; મારગ વીખે એક આવ્યું વન, તાંહાં નહિ કો માનવિ જન, દીઠું દેરૂ સાક્ષાત. મુરતિ તેમાં અંબે માત; અદક્ષણું રહ્યું ત્યાં ઠરી, ભાવ ભગત શું પુજા કરી; એટલે નીશા પડી છે તાંહ. રહ્યા વાસા તે દેરા માંહ. અરધ નીશા તો જ્યારે ગઇ, તે સ્થાનક એક રચના થઇ;એક ખુણે પોહોડયો રાજન, આવે એક દિઠું વિમાન. તે દેરામાં એક ગુફાય, વીમાન પાધરૂ ચાલ્યું જાય. તે રાજા એઇને રહયો, પાછળથી તે સાથે ગયો; ધરયું ધ્યાન રૂદે વક્રતાળ, વીમાન ગયું એવે પાતાળ; ગયું નાગપતીની પાસ, રાજા ઇંદ્ર કહે છે જાગ;તમને તેડે આપવા ભાગ, મળ્યા છે જેમ આપતી વાય; દેવ લોક ગાંધરવને દાય, તમને તેડવા આવીયો; કંકોત્રી રૂડી લાવીયો માટે સઉ થાઓ તઇયાર,વીમાન પર થાયોઅસ્વાર

દોહરો—નાગપતી તવ બોલીયો, સાંભળ દેવ વચન; માહારે તો માહા દુખ છે ગયો અમારો તન. વાડી હતી તંબોળની, તાંહાં નિત રમવા જાય; તે રમીને આવે નહિ, તાહારે મુકજો આશ; આવો દિશે તંબોળમાં, કે કોઇએ કીધી ધાત;તે ચંપો સુકી પડયો,તેને દિવસ થયા છે સાત.તેનો શોક હઇડા વિખે માહા દુઃખીઓ મન; પુત્ર વીજોગે કરી અમો,તજ્યુ નીંદ્રાને અન; જગન વીશે નહી આવીયે.જે કહેશો તે ફોક, સુત આવેથી સુખ થશે; ગયાથી થાશે શોક; ત્યારે વિક્રમ ચેતિયો,મન વિચારયું આપ જે સરપ મેં મારીયો,તેનો તે આ બાપ;પ્રમાણ કરયો પ્રગટ થઇ,પાગ નમાવ્યું શીશ મુખ આગળ કટકા ધરા, રાખે કરો તમે રિશ.ઉજેણી પત રાજીયો, વિકરમ માહારૂં નામ;માઠી મત મને ઉકેલી,કુડું કીધું કામ.પુરણ વાત માંડી કહિ નીપજ્યું જેટલું કરમ;સાચું હું એ બોલીયો, ઇશ્વર વાહાલું ધરમ.નાગપતિ ઘણું હરખીયા રિજ્યું પોતાનું મન;ભલે લાવ્યો તું કકડા, હવડાં જીવાડું તન, આણિ અમરત સીંચીયું, ક્ષણુ ન લાગી વાર.આળસ મરડી ઉઠીયો, નાગણનો જે બાળ; આનંદ ફેલ્યો અતિ ઘણો, શોભા નૌતમ થાય; પંદર વરસની પદમની, ઘેર હુતીક ત્યાય. પરણાવી રાજા વિરને, થયો ઘણો ઘોંઘાટ;ચાલો વિમાને બેશીએ,લીજે સ્વર્ગ વાટ. નરપતિ વિમાને ચડયો,સાથે વિકરમરાય;જઇ પોહોતા ઇંદ્રાસને જ્યાં છે દેવ સભાય.ત્યાં ત્રીશ કરોડ મળ્યા દેવતા,નદી પર્વતને નાગ;ધરૂણવાયુ અગ્નિ જેમ લે પોતાનો ભાગ; સભા મધે સાંહાસને,બેઠો ઇંદ્ર આસન; તેણે વિક્રમ ઓળખ્યો,

વાત વિચારી મન.એ માનવી કેમ આવીયો,તેનો સદેહ થાય; જોઉં પારખું એહનું કેવો છે એ રાય; છાબ ભરી તાંહાં હારની,તે આપી વિકરમ હાથ;લેઇ પોહોચાડો સરવને, એમ બોલ્યો તે સાથ. રખે વિસારો કોયને,રખે વધારો આજ;એવામાં જો ચુકશો; રહી રહે તારી લાજ. વિક્રમ વિમાસી ઉઠીયો, લીધું હરસીધનુ નામ;ટાળો સંકટ માહારૂં રાખો માહારૂં માન. ધ્યાન ધરયું વૈતાળનું, ક્ષણું ન વાગી વાર; પ્રથમ આરોપ્યો ઇંદ્રિને, મુકતાફળનો હાર. માંડયો એક એક આપવા,ઠાલી થાય જવ થાળ; તવ હરિ લેઇ ઉમેરતો,પોતે વિર વૈતાળ;કોઇએ ભરમ જાણ્યો નહિ,પોહોતા હાર વિશેક;પ્રણામ કરયો જઇ ઇંદ્રિને,વધ્યો હાર ત્યાં એક. સુરપતી ચરણે મુકીયો, હરખ્યો સુર માહારાજ; વિકરમ કંઠ આરોપીઓ, પ્રભુએ રાખી લાજ, માગ માગ માગ કહે સુરપતિ, જે મન ઇચ્છા હોય; તુ છે પુત્ર માહારો, ખેદ ન કરશો કોય,

ચોપાઈ–તન વીકરમે જોડયા હાથ; ચરણે નમ્યો ઇંદ્રાણી સાથ હું પુત્ર તમારો સહિ, કરૂં ભેટ એક તમને અહીં; ઝાલ પેલી મુકી સાર,એમાં ગુણ છે અપ્રમ પાર. એ ઝાલ સોહાવો કાન,જોબન સદાયે રહેશે વાણ;હરખ્યાં ઇંદ્રાણી સુરપત જેહ,ઝાલ જોઇ સુખ પામ્યો તેહ. માગ માગ કહેછે તે મુખ, જે વાતે છે તમને સુખ.

દોહરા–પગે નમિ વિકરમ કહે, હું શેવક તમ અંશ; જો વરદાન આપોમુને,તો મુકીદો હંશ. હેત કરી છોડીયા, આપો અમુલક હાર; માન દઇ બોલાવિયા, ક્ષણું નવ લાગી વાર. કુંડળ પોતાના કરણનાં,આરોપ્યાં વિકરમ કાન;તેજ વધ્યું ત્રીલોકમાં, અરૂણ આકારે વાન. પછે જગન પુરણ થયો,સહુકો થયા વદાય;વિમાન બેઠા દેવતા સહુ સ્થાનક તે જાય. હંશે હારજ આપીયો, વિકરમરાયને ભેટ;લેઇ પધારો નગ્રમાં, દુઃખ સમસે સઉ નેટ.

ચોપાઇ—માગી શીખને વીક્રમ વળ્યા;નાગપતીને સાથે પળ્યા;આવ્યા ઘેર જે નાગજ તણે, હંસ મુકાવ્યા કષ્ટે ઘણે; નાગજ કન્યા સાથે લીધ;પંથ કરવા માંડયો છે સીધ; પોતાના ઘરમાં થાપીયું, પુષ્પ એક નાગે આપીયું; રોપજો જઇ વાડીમાં ઝાડ; સોભા નઉતમ થશે તે ઠાર. દોહરા—કન્યા લેઇ ઘેર આવિયા, વાગ્યાં ઢોલ નીશાન; જેવો ઇંદ્ર અવનવો, જેવો ઉદીયો ભાણ. ગઇ વધાઈ ઉજેણીમાં, આવ્યા મહિપત માહારાજ; પ્રધાન પંડિત સામા ગયા, કરવા રૂડાં કાજ, મોતીએ રાય વધાવિયા, રંગ મહોલ અવાસ ચાર રત્નો લાવીયા પહોતી મનની આશ.

ચોપાઇ–એક કુંડળને બીજો હાર, ત્રીજુ પુષ્પને ચોથી નાર; એ વરણ અઢારે નીરખીયું, સહુકોનું મન હરખીયું. આવ્યા રાજા સુખીયા થયા વ્યાધીરો ગતે સહુના ગયા; છે નગ્રમાં ગુણકા એક, કામ સમાન છે રૂપ વશેક; તેને ઘેર જાતો એક જાર, તેથી મનમાં કરયો વિચાર; જો તુજ સાથે સાચી પ્રીત તો હું કહું

કહ્યુ તે કરો એક રાત; રાજાએ હાર લાવ્યો હંસજ તણો, તે ઊપર મને પ્રેમજ ઘણો; તે લાવો જતન કરી પેર, તો આવો અમારે ઘેર, નહિ આવશો અમ મંદિર વળી; આજથી પ્રીતી આપણે ટળી; વિક્રમનો જોતા હું હાર, તો હું સબળો પામું ભાર. સ્ત્રીનો ગ્રહે કેમ ધરૂં, કાઠ ભક્ષ કરીને મરૂં, તેણે ચેતવી એવી વાણ, તજુ પ્રાણ કહિ ગયો મશાણ,

દોહરા–તે નગ્રે એક વાણીઓ,તેને છે એક બાળ, લગ્ન સમીપે આવિયો;તેદિન વિવાહ કાલ; તેણે હઠ લીધી ઘણિ, નવ સમજે તે સાન;રાજા કુંડળ લાવિયો, ને લાહાવો માહારે કાન. તે આવે તો જીવીયે, વાધે રૂપ અનુપ; નહિતો દેહ હમણાં તજુ જઈ પડુ જળ કુપ; માત તાત ઘણું વલવલે, રોતો ન રહે તન; પરણ્યા ઉપર મન નહિ, મરવા ઊપર મન. નગ્રમાં ક્ષત્રી એક છે; બાંધે શુળ હથીયાર, ચાવે પાન પલંગપર, સનમુંખ ઊભી નાર; મુછે હાથ તે ઘાલીયો, સ્ત્રીએ કહ્યું એ ધુળ. પાણિ મુછનું તાહરે ખરૂ, જો લાવે વીકરમનું ફુલ;વારૂ કહી તે નિસરીયો,મનમાં વિચારી વાણ, વિકરમ વાડી તાકતાં,નીસ્ચે જાએ પ્રાણ જાઉ ઉઠી પ્રદેશડે,દુઃખ વેઠે કે સુખ; એ રાંડથી હારીયો.નવ દેખાડુ મુખ ચોપાઇ–એક બ્રાહ્મણ કેરી નાર,વિધવા છે પણ એક કુમાર; લાડકવાયો તેનો તન, નિતનીતરાખે અદકુ મન. રાજા વીકરમ લાવ્યો નાર, તે મારે મન પ્રેમ અપાર સ્ત્રી પરણુ ચતુર સુજાણ: નહીતર છાંડુ મહારા પ્રાણ. દ્રઢ વાચ્યા સત વાચ્યા ધરૂ,નાવે સ્ત્રી તો નીશ્ચે મરૂ. વીચાર કરયો તેની માવડી, કયમ વેઠુ વ્યાધી આવડી. રાત અરધી ગઇ જ્યાહરે, સકળ લોક સુતા તાહરે; રાજદ્વાર આવી બ્રાહ્મણી, મહા દુઃખ દેશે દયામણી, ગળામાં ફાંસો ઘાલીયો, રાજાએ દ્રષ્ટ ભાળીયો, બાંધી ગળે ને ફાંસી ખાય, તે સમયે ઉઠયો વીક્રમરાય.

દોહરો–ધાડ વાળી ઘાટડી, કસીને બાંધ્યો કાછ; ખડગ ઉઘાડ્ કર ધરયું મહા ભયાનક લાછ. રચના જોવા નીસર્યો, વીક્રમે ધાર્યું મન; ફાંસી લે છે બ્રાહ્મણી, ત્યાંહાં આવ્યો રાજન. જક્ષણી કે શીકોતરી,કે તું વ્યંતરી નામ;કહેશું દુઃખ તુજને પડયું, પ્રાણ તજે આ ઠામ. મારગ જા તું તાહરે, તુજથી આવી વાજ, હત્યા આપુ રાયને, તુજને શી છે દાજ.

ચોપાઇ–પગ ખેંચી ઊભો રહયો;માતા તે કારણ મુજ કહો; સાચી મુજને કહોને વાણ, આ વેળાની તુજને આણ. મહારે છે પુત્રજ એક,પ્રાણથી વાહાલો મુજ વશેક રાજા જે રાણી લાવીયો, મારો સુત જોવા આવીયો; તેને વાગ્યું મોહનું બાણ,વહાણામાં તે તજશે પ્રાણ. ત્યાર પહેલી હું તો મરૂં, તુજ સાથે બોલીશ પાધરૂ; રાજા વીકરમ ઝાલી હાથ, અમરત વચન બોલ્યા છે સાથ. બાઇ ચીંતા તજોને તમો,તેનો રાજા વિકરમ અમો. જઇ સંતોષો તમારો બાળ, આપો રાણી પ્રાસુતકાળ.સંતોખી વાળી તે નાર. રાજા ચાલ્યો નગર મોઝાર; આગળ રાય ચાલ્યો જ્યાહરે, ક્ષત્રી પંથ

દીઠો તાહરે, રાત સમે નિસર્યો કેમ આજ, શું ધારે છે મનમાં કાજ, સાચું બોલે ન કરૂ રીસ, નહીતર હવડાં છેદુ શીશ. ક્ષત્રી બોલ્યો સાચી વાણ, તુને ગમેતો લે ભાઈ પ્રાણ; અમો સ્ત્રીના મહેણા માટ, રઝળવું પડશે ઘાટે ઘાટ; સ્ત્રીએ માગ્યું વિકરમનું ફુલ, તેતે દુખ મુજને મહા સુલ સાંભળી વાત તેના દુઃખતણિ, મન હરખ્યો ઉજેણી ધણી. આપ્યું પુષ્પ મનાવ્યું મન, ઘેર વળાવ્યો પંથીજન.

દોહરા—વિકરમ રાજા એકલો, નિશ ચરચા તે જાય; વઢતો દીઠો વાણીયો, ત્યાં ટકી ઉભો રાય. ચોપાઇ—કહો ભાઇઓ વઢો શા માટ, અરધી રાતે શા ઉચાટ; બે મોહોટા એક નાહાનો તન, શું દુખ છે પુછે રાજન શાથી બાળક નાહાશી જાય, શાની એને મન ઈચ્છાય. દોહરો—માત તાત તે બોલીયાં,ઇચ્છા મોવિ માન; કુંડળ જે વિકરમ તણાં, તે જોઇયેછે કાન માટે એ નથી પરણુતો, તજે પોતાના પ્રાણ;હુંશ મોટી છે એહને; સાંભળ ભાઇ તું વાણ. અસ્વાગત તે તેની કરી દીધી તેને ધીર; કુંડળ કાહાડી આપીયા, એવો વીકરમ વીર: મન મનાવ્યું તેહનું,ભાગ્યું તેનું દુઃખ વળી રાય પંથે વળ્યો, કરવા જનને સુખ.

ચોપાઇ—ચાલ્યો રાય ચતુર સુજાણ, મારગમાં આવ્યું મશાણ; ત્યાંહા જુવે તો દીઠો જાર, દેહ તજ્યાનો કરે વીચાર,કાષ્ટ અગ્નિ ત્યાં એકઠાં કરિ,ચીતા પુંઠળ પ્રદક્ષણા કુરી; કઠીતક જુએ હે રાજન, કરયું તેણે બળવાનું મન. રેહરે ભાઇ કરીશન ઘાત, તાહરા દુખની કહે ભાઇ વાત; ખરૂં ન કહે મુજને આપ હા તાહારી હત્યાનું પાપ, દોહરો—ત્યારે દુખીયો બોલીઓ; માહારૂ દુખ અપાર;માહરે હુંશ હઇડે ઘણી જોઇએ રાજાનો હાર. તે ગુણકાને આપવો, તેને પાડી હોડ;ને આશા નોહોતી અમતણી, રહયા છે મનમાં કોડ. માટે દેહ કષ્ટિ મરૂ, તેમાં નહિ સંદેહ; સમ દીધા માટે સાંભળો. મોહોટું દુઃખ છે તેહ. હાર અમુલ આપીયો, પલક ન લાગી વાર; મન મનાવી મોકલ્યો, ગયો મંદિર તે જાર.

ચોપાઇ—પ્રાતઃકાળ થયો જેટલે, રાજા આવ્યો તેટલે; રાજ સભા બેઠો રાજન, તેડાવ્યો બ્રાહ્મણને તન. કુમ કુમ ચંદન અરચ્યા પાય,દાશી દાન કરયું તે રાય; ઉપર આપ્યા લક્ષ પસાય, કીધી નવલી અતી શોભાય. નવા મહોલ સુપ્યા ભંડાર, વસ્ત્ર સામગ્રી કણ કોઠાર, એવો તે વિકરમ દાતાર. સુખ કરણ દુખ ભંજન હાર.

દોહરા—ચરીત્ર એનું સાંભળી, દાતા આપે દાણ;કાયર તો માને નહિ સામ તો છંડે પ્રાણ. જુઠાને જુઠ વસે,સુરાને મન સુર; હરીજનને હેત નિપજે,નીરગુણ જનને નુર. વીકરમ મહિમા સાંભળે, નિરધન પામે ધન; મુરખ વિદ્યા પામશે, વંઝા પામે તન; દળીદ્ર દુઃખ વ્યાપે નહી રોગ;સંપ સહોદરમાં ઘણું,મટે પુત્ર મીત્રવીજોગ.

એવું સાંભળી હેતથી, કરે પુન્ય મહાદાન; ફળ દરશન રેવા તણું, નાહે ગંગાસ્નાન નથી થયો અવની વીખે, સતવાદિ રાજન; એવા જે રાજા થશે, તે બેસે આસન. સુખે બેસો રાયજી, દાતા એવા થાય; પરાક્રમ એવાં ન કરો તો નવ ધરશો પાય. એમ કહીને પુતળી આપે ગઇ આકાશ;એહ કથા પુરણ થઇ,કહે કવી શામળદાસ. શ્રોતાવક્તા સમજતા કહે કવીતા કરજોડ;શામળભટ કહેબોલજો જયજય શ્રીરણછોડ.

## વારતા ૧૦ મી ગરધવસેનની.

પવીત્ર નામની દસમી પુતળી બોલે છે તે રાજા ભોજ સાંભળે છે,

શ્રી ગણેશાય નમઃ દોહરા—ગણપતી સરસ્વતી રતીપતી, જતી શાતી શક્ત; ગતી મતી છતી એકડર ભજુ ભગત રણ ભક્ત. એક વદન આરાધીએ, ગજવદન ગ્રણ ગ્રાઙ, મદન બુધી શોભાવીએ, મદન કદન ચીત ચાહુ; અજામુખ ગજ મુખ પંચ મુખ; દશમુખ ભંજન દેવ; દ્વીમુખ ત્રીમુખ સત મુખ, કરૂ શહસ્ર મુખ શેવ ચોમુખપટ મુખ સહીત સુખ, મુખ જેનું મંજાર, કમળમુખ કલ્યાણકર, વિનવું વારંવાર. માત તાત ગુરૂ ઇષ્ટને, નવ નાથ ચોરાશી શીધ; અવતારના નવ ગ્રહ નમુ, રીધપતી દેયણ રીધ. સમરણ કરતા સારદા, નરમદા ગંગાનું નિર.

ચોપાઇ—શ્રી સારદાને નમાવું શીશ,આરાધુ ઉમીયાપત જઇશ.સીંહાસન બત્રીશ જથા વરણવું વીકરમ કથા ઉત્પતી કહુ ઉજેણી ધણી, ઉતપતિ કહુ સીંહાસન તણી; ઉત્પત કહું ઇંદ્ર આશનો, ઉતપત કહુ વીકરમ વંશનો;ઉતપન કહુ ભુપભડભોજ, જેણે માગણને દિધી બહુ મોજ,ઉતપત કહું ભરથરી ભોગ, જેણે પુંજનો લીધો જોગ શીંહાસન કવગ લાવીયું, કયાં અવની ઉપર આવીયું; કોના હાથનું કોને ઘડયું; કવણ જશવંતાને જડયું; જડનું ચઇતન એ કયમ થયું,પાછુ સ્વરગમાં એ કેમ ગયુ; વીક્રમ અવતરયો ક્રીયે ગામ, નવખંડે કયમ જાણ્યું નામ; ભરથરી એ બે કયમ ભાઇ, સુરનાયકથી એહ સવાઇ;કવણ ભોજન ભાગ્ય એ ભજ્યું શાસ્ત્ર બધું એણે સાંભળ્યું આધ અંત ઉતપત કહુ એહ, ઇંદ્રિ પુત્ર ગધ્રવની દેહ; કાનો શ્રાપને કોનો પુત્ર, સાચો અક્ષર કહું એક સુત્ર.

દોહરા—ભરતખંડ જંબુદ્વીપ; ધારી નગ્ર ધરાધસ; ભોજરાજ ભાવાક ભલો પ્રથમ ઉમીયા ઇશ. શારદુલ તાતજ એહનો, મુજ કાકો નરનામ; રાજ કરયું ભરત ખંડનું, પુન્ય પ્રાક્રમ કામ.

છપ્પો—પ્રગટયો ભોજ જે દિશ, પીતા તો મરણ પામ્યો; ઉછેરયો કાકે એહ, વેદના સઘળી વામ્યો, કાકે મારવા મોકલ્યો; વનમાં મારનારે કહયું સમ એ ભાઇ શ્રી રામને, જાણ ભોજ રાયને થયું; લખ્યો પત્ર એક તત્ર, ગયા માંધાતા મહીપત; ગયા રાવણને રામ, ગયા દુર્યોધન વનમાં, ગયા પાંડવ તે પાંચે; ગયા સુરનાયક તે ઇંદ્રિ, ગયા નળ નીરગોસ, ગયા હીતકારી હરીશ્ચંદ્ર; પ્રથવી માંહે કાઇ પ્રગટ થયા,પ્ર-

થવી માંહે સહુકો રમ્યા, કોઇ સાથે પ્રથવી નવ ગઇ, ગુણ કોએ નવ ગમ્યા.

દોહરા–પ્રથવી કારણ મારે મને,અધીક કરે છે હાથ; કોઈ સાથે પ્રથવિ નવગઇ, આવશે તારે સાથ. તે કાગળ વાંચીઓ, તેડાવ્યો તે તરત. સોંપ્યુ રાજ તેની ઘડી, જેહ પમાડે મરત. જન્મપત્રી કરી જોશીએ,ભારે ભોજનો ભાર;અધીપતી ઈંદ્ર સરી ખડો, કારણ સમો દાતાર. છપ્પો–રાજ પદવિ શી રામ, કામ સમાને રૂપે; સતવાદી હરીશ્ચંદ્ર, ઇંદ્ર અધીકારી ભુપે. યુધીષ્ટીર સમ જોર, બાણાવળી અરજુન જેવો;અતી ફોજ ફરશુરામ, તોલ તરતી બે એવો, અરી ગજણ રજણ સજણ, પરદુખભંજન કરણ; ભોજરાજ ભાલ ભલપણ તણો, શામળભટ કહે અશરણ શરણ.

દોહરો–થયો નથી થાએ નહિ, ભોજ સમો કોઇ ભુપ; પીયર એ પંડીત તણો રાજ તેજ રીધ રૂપ. વરસ પંચાવન નવ માસ, ઊપર દીવસ ત્રણ એટલું આયુષ ભોગવ્યું, ગયો તે શીવને શરણ. કીરતી તેની કોટીધા, પાંચ લક્ષ વરસ પુંઠ; જનુનીએ એક જનમીઓ, શેરેક ખાધી સુંઠ મહીમા મહીપતી માધવતણો, માણેક રાખ્યાં મુઠ; જનુનીએ ભોજ જનમીઓ, સેરેક ખાધી સુંઠ.જીત્યો જગત જશજોરથી વહો વિમાન વઇકુંઠ જનુનીએ ભોજ જનમીઓ,શેરેક ખાધી સુંઠ તે ભોજ તરતિબ તર, કરતો જેને દીનરાજ; અસત્ય નહી, અન્ય નહી તન મનથી તાજ; એક દીવસ સીંહાસને, સભા ભરીતી મુર; ન્યાય ચુકાવ્યોગોવાળીએ,પ્રમારથનું પુર,રત્ન વીપ્રનાં ઓળવ્યાં, સોની થયા સુજાણ; લાંચ લેનારે લક્ષવસા, પંચ કરયુ પ્રમાણ. ગોવાળીએ ન્યાય ચુકાવ્યો,જે નવ ચુકયો ભોજને સાથ;રત્ન ચારે સોની થકી,સોંપ્યા બ્રાહ્મણને હાથ, જાણ થયું શ્રીભોજને, મનમાં કરયો વીચાર; ગોવાળીઆમાં ગુણ નહી, ભુમીમાં છે ભાર. દઇ રત ભુમી ઊપરે, ખોદાવી તે જાગ; ઇષ્ટદેવ આરાધીઓ, પ્રિતે પ્રણમ્યો પાગ. નીકળ્યું આશન અવનવું, તરૂણ જેવું તેજ; નરખી હરખ્યો રાયજ, હઇડા માંહે હેજ, નવગ્રહ ઝાંખા થય ; નવલખ સતા રીશ નક્ષત્ર; પંચરંગ પુરા રાગના, પંચ પવીત્ર પાત્ર; જુગતી ચોસઠ જોગણી, ત્રીશ કોટીક દેવ; નવ નાથ ચોરાશી સાધ સુખ,સુખસાગરમાં ઝીલીઓ, પુરણ પ્રિતે પેર; ગાજતે વાજતે ગુણ ઘણે,ગુણનીધિ લાવ્યો ઘેર ઢોલ મરદંગ દમકારથી, વેરયાં પુષ્પ ચોપાસ; કસ્તુરી કદંબ કરયાં, કેશર બેહક બરાસ. કંચન મેહ વરસાવિયા,જાચક દીધાં માન નગર ભોજન કરાવીયું, માગણ પામ્યા માન પૃથ્વીના પંડીત મેળવ્યા નવખંડના નરપત; દાન માન સનમાનથી, ત્રીલોક કરવા તરપત. નવસે નવાણુ નદનદિ,નીરમળ ચણ્યાં નીર; સીંહાસન સોત નાવણ કરયાં, શુદ્ધ થયાં શરીર. જમન કરયો જુગતાઇથી દાન કોટીધા દીધ; પુસ્યારક્ર દિન સુધથી લાખેણુ મુરત લીધ. પાંચે પ્રદક્ષણા કરી, આસન બેશે જેમ, માંમાં કહીને બોલીયાં તેહ પુતળી તેમ.

ચોપાઇ–પવીત્ર પુતળી વનીતા નામ, બોલી ઉઠી તેણે ઠામ; ભોજરાજમાં અ-

રતું પાય. આસન બેસે વીકરમરાય. ભોજ નવ કર એ ઉપર મન; વીક્રમ સમ દાતા નહી કો જન; ભાવતાં નહી પામો ભોગ, પામીશ મરણ ને થાશે રોગ; કુણ ગણુતીમાં રાજા તું, બેશીશમાં વારૂછું હું કરોડવાર કહું છું થકી :આભડવાજો ગ અમને નથી, આશરો એમાં નથી તાહરો, તું સતવાદિ છે માહરો. પંચડંડ જીત્યા છે જેણે તોલ બેઠા કેરૂ છે તેણે, પગ ખેંચી રહયો તે રાય. પ્રીત ધરીને લાગ્યો પાય પુતળી વચન કરયું પ્રમાણ, વિક્રમસેનના કરયાં વખાણ, આ અંત વખાણી વાત, કુણ તાતને કુણજ માત; કુણ જપ તપ પુન્ય પ્રવેશ, ગામ ઠામને કુણજ દેશ. પ્રથમ તો તું કહે કુણ, દીઠી સાંભળી કાને ઉણ સીંહાસન એ કોનું ઘડયું, વિક્રમસેનને કયાંથી જડયું; કોણે એક ઠામે ડાટીયું, શોભાવિયું કોણે સાટિયું. કહો ઉતપત સિંહાસન તણિ, સાંભળવા ઇચ્છા છે ઘણી; જડરૂપ સોના પુતળી. કેમ વાચા બોલે પુતળી. અચરત એ ઉપન્યું છે મુને, સંદેહ ભાગ્ય પુછુછું તુને. જડ ચઇતન છો માનવ દેવ; કુણ સતગુરૂ છે સેવ. સુખીયાં કે દુખીયાં થસો, રહેશો અહીં કે સ્વરગે જશો; પ્રણામી પાય લાગું છું તને; એહ કથા સંભળાવો મને.

દોહરા—પવિત્ર બોલી પુતળી, સાંભળ ભોજ સુજાણ; પવિત્ર કરૂં ને થાઉ હું કરૂ વિક્રમ વખાણ ગંગા ગાયને ગોમતી, કાશીને કેદાર; એથી ફળ છે અતી ઘણું, અપ્રમપાર અપાર. એક સમે કઇલાશમાં, બેઠા શીવમહાદેવ, પ્રભુ પારવતી સહીત, સુર સનાદીક શેવ બ્રહ્મ ભણે છે વેદને, નારદ કરે છે નરત; સનાદિક શેવા કરે, સુખ સાગરની સરત. ઇંદ્ર ઉતારે આરતી, ધરણી ધરે ધ્યાન; સુરજ ચંદ્ર શાન્તિ કરે, મઘવા માગે માન, વિસકોટી વાસવતણી, શોભાગી કઇલાશ, એંશી કોટી ઇંદ્રુ જડ, લક્ષધા લીલા વીલાસ. શીતેર કોટી સુરજ સમ, તેજ તપે છે ત્યાંહાં; વીસલાખ વૈકુંઠવર, માહારાજ બીરાજે માંહ. અધીપત અખંડ અટકળ, અપ્રમપાર અપાર; પંચમાભુત જેણે પ્રગટીયા, દેવ વડો દાતાર. ત્રણ ગુણ જેથી થયા, ચાર વેદ જે એશ; ખટ શાસ્ત્ર જેણે રચ્યો આદ્ય નિરંજન શેશ, કરતા હરતા ભરતા ભલા, પાલણ પોષણ પ્રીત. નીગમ નેતી નેતી કહે, સાજસમાં સત્ય રીત. સ્વરગ મત્યુ પાતાળમાં, જડ ચઇતનમાં વાશ, કીડી કુંજર દેવ દાનવી, પુરણ તેજ પ્રકાશ; સમા સપત સાગરે, સપત દ્વીપ નવખંડ; ચઉદ લોક ચિતામણી, ભરપુર ત્રણે તાન.

છપ્પો—જોજન નવ ગ્રહ લાખ, આઠ એથી ઇંદ્રાસન; ગાંધ્રવ ગુણ નીધ ઘેર; જોડ તેની કીનર જન, ચતુર મુખ જોજન લક્ષ, ચાર ચો ગુણ બ્રહ્મસદન ભાસે સીતેર જોજન સત્ય લોક, વિશકોટી વૈકુંઠ વાશે છનુ કરોડ જોજન ત્યાં છત્રપતી, રાન કઇલાશ રૂપા તણો; શામળ કહે શી ગતી શહીત જશ મહીમા ગુણનીધ ઘણો.

ચોપાઇ—કરૂણા નીધ રાજે કઇલાશ વિશ્વકરમા આવ્યો તે પાસ; રૂપ રૂપ દેવતાઇ અંશ, પુરૂષ આક્રમી વીરંચીવંશ પુજા કરવા શીવજી તણિ, લાવ્યો ભોજ શામગ્રી

ધણી; તરતીબ તમાશો તોફાતોલ, એ સીહાસન અધીક અમોલ લીલમણી જડયા લક્ષ કરોડ. જુગમાં જેની નહી કોઇ જોડ. પામ્યા હરખ ધર્મનો ધણી, દીઠી શોભા તેમાં ઘણી ફરી ફરી સીંહાસન જોય, મહા રૂદ્ર ઘણું મનમો હોય; રમવા હસવાના એ ઠામ. કોટી કંદ્રપ કરત્રીમ કામ; સભા ભરી શોભે તે દીશ, ત્યાં બેઠો છે આપે ઇશ. દોહરા—મહાલક્ષ્મી માહા સરસ્વતી, માહાકાળી નીજ નામ; માહા માયા મહા શકીત શુભ, વ્યાપીક ઠામો ઠામ, ક્ષુધા ત્રશા નિંદ્રા સુપન. જાગ્રત જગમગ જોત; તેજ પુજતાં તરતીભતર, ઉદેકાર ઉદોત, શક્તિએ સરજ્યા ત્રણ ગુણ સરજ્યો તે સંસાર, પંચમાભુત પેહેલી પ્રગટી, નોધાર આધાર, શક્તિ વીના સુનુ સર્વે. અવ-મંત્રમાં એહ;કાયર સુત પુન્યવંત જન,દેવ દાનવને મેહ;પંડીત પંડીત અતી ઘણા તે તુ નજરે દાખ; સીદ્ધરીદ્ધ સંતોખયા, ભણ્યા ભલી ભાખ;બ્રહ્મા.વીષ્નુ રૂદ્ર સઉ ચંદ્ર ઈંદ્ર સત સુખ; રાવણ રૂપ માગધ રીધપત કામની કેરી કુખ;એવી થાયએથી ઉછર્યા,ધવરાવ્યા ધરાવ્યા એણીયે રાખ્યા ઉદરમાં કાં પેગંબર પીર,નવ નાથ ચો રાશી સીધ,નરઇંદ્રપુરીને પાસ;દશ અવતારી દાખિયે,વનિતાનો વીશ્વાસ કાશલ્યા એ રામજી દેવકી ઉંદરે રામ બળીયા બીજા એથી કવણ,કામની કરતાં કામ;મુરખ જન મમતા કરે, અજાણ્ય શું જાણે એહ,શરજનારતો શાક્ત છે,દઇવત એનીદેહ; ઉમીયા માતા જગતની શીવ શ્રષ્ટીનો તાત; પુરાણ પોકારી કહે, વે વખાણે વાત.

ચોપાઈ—રાજેસ્વરી રસોઇ કારણે. બુધનીધાન બેઠા બારણે શાક પાક સામગ્રી સીધ,વશે વાસ જેને ઘેર ધરી,ખટરસસ્વાદ આણી મન અદકો ઉલ્લાદશીવજીફેરી જુવે વાટ,ટાઢી થાય રસોઇ માટ.તેડયાં મોકલ્યાં છે દશવીશ,ઉતાવળા પધારે ઇશ જે જાય તે જોવા રહે,રૂણાનીધને કો નવ કહે. સાથે શેવક દાસી કે દાસ,કોઈ નહી પાર્વતી પાસ,થયાં આકળાં આપો આપ તન માંહે પ્રગટયો છે તાપ,કોઇ નવ દીઠું તાંહાં બારણે,બાંધી કનક પોળી કારણે;કનક લુઓ તાંહાં ધરી,કામની એક કન્યા ત્યાં કરી;પેહેરાવ્યા સોળે શણગાર, વીશભરીને શાની વાર;એકે નેતરે ફરૂકો અડે, કોટી બ્રહ્માંડ ભોગેને ધડે; તેહનાં કરમાં આપી તાલ,દેખાડ શીવને માહરો માલ શીવજીને તું તેડી આવ, લલચાવી લોભાવી લાવ; શીવ સમીપે તે તો ગઇ, ગાન-તાન રીઝવવા રહી.રાજ્ય રાજેશ્વર તે ત્રટી,સુદરી સીંહાસનમાં જડી; વીશ્વ કરમા એ લીધા હાથમાં,શોભી સીંહાશન સાથમાં. બીજી ત્રીજી ચોથી ચાર,મોકલી માહા દેવી તે હાર. પાંચમી છઠી સાતમી,આઠ નવ દશ બહુ ગુણ બાર,ધર્મવતીછેધારણ ધીર,નરખે તેમ તેમ હરખે ઇશ. સહુ કરમા વાજા વાજંત,શીરછત્ર ચમર છાજંત બુદ્ધવંતી છે બત્રિશ, અંતર માહે રીઝ્યા ઇશ. નાટારંગ તે થયો;તે આસન અવ-નીમાં ગયું, ઉમીએ કહયું તું તેમ થયું;પછે તું પ્રગટયો ભોજ ભડભુજ,રૂડા સત વાદી તેરૂપ; કોઈ જન્મના પુન્ય પ્રતાપ, પામ્યો સીહાસન આપોઆપ, સીંહાશનનો

ભાગ્યો સંદેહ, અમરત ધનના માણ્યા મેહ.

દોહરા—ભોજ કહે સુણ ભામની,પુછુ પ્રશન પવીત્ર;વાત કહો વીસ્તારીથી ચારૂ વીક્રમ ચરીત્ર. કવણ રૂપ એ ભરથરી, કવણ શણુવી શરેણ; માત તાત એનાં કવણ, કહો વાત એ વરણ, વીકરમ સણુવી સુણો. તરતીબ ભાઇએ ત્રણ; અને કયાં અવતર્યો, કથા સંભળાવો કરણ.

ચોપાઈ—ભામની કહે છે સાંભળ ભોજ, માગણુનેતું દેછે મોજ; વીક્રમ મહીમા સાંભળવા અડયો,કુંદનમાં જેમ હીરો જડયો. દુહા એક સમે ઇંદ્રલોકમાં બેઠા સુરપતી રાય; તેત્રીશ કરોડ સભા સહુ, ઓછ* અદકો થાય. સહસ્ર અઠાશી તાંહાં રૂપિ ચોસઠ જોગણી જાણ; બ્રહ્મા વીષ્ણુ રૂદ્ર છે, પંચ કરે પ્રમાણ, નરત્ય એક અપછરા, ઓપમા અપ્રમપાર; નાટારંગ રીધ, સકળ લોકનું સાર, તત્વ તાંહાં ત્રીલોકનું, અધીકા અમરતે દાંન,હરખનો સાગર ઉલટયો,મધવા રીઝયો મન ધન ધન એતો અપછરા, ધન ધન એનો નાચ; ધન ધન એનું નામ છે, ધન ધન એનો તાત;અમરત સરીખા જેના બોલ છે,એમાં ઝાઝી જુગત;એમાં ઘણા ગુણ ધર્યા, ભગવાને ભક્ત; પ્રસન તે ઉપર, દુખ દરીદ્ર ીાટ; ઇંદ્રે મન વીંચારીયું કરૂ શીવને ભેટ, ચઉદ કોટી ચીંતામણી હેતે પુજ્યો હાથ; કઇલાશ આવ્યો કરજોડી; સુંદર અપછરા સાથ;એક ચરણ ઉભો રહયો, જપતપ ધ્યાન ધરીયું; પુજા પાટયને પધતી,માહારૂદ્ર બહુ માન હરીએ હેત ધરયું છે ઘણું, સુરને આપ્યો એક હાર; અપછરા સહીત પાછો વળ્યો આવ્યો ઇંદ્રાશન ઠાર. ઇંદ્ર આવ્યો ઇંદ્રાસને, વીત્યા દસ બારેક દન; જોયો નાચ નારી તણો, મધવા રીઝયું મન; વીચાર કર્યો વેપુવીખે. મુજ જોગ નહી એ કાર; એ શોભે કઇલાશમાં, બહુ ગુણ શીવને બાર. રાજ રાજેશ્વર શીવ છે, શીવ દાતા સમરથ; ભોગી ભવમાં એહ છે, બીજા ભોગ અનરથ. અપછરાને ઇંદ્રે કહયું કામની જાઓ કઇલાશશોભા સાથે લાવીયો, પરીબ્રહ્મ કેરે પાસ, રાજેશ્વરને રીઝવો જેટલી તુજમાં જાગ; સફળ જનમ તાહરો થશે, પ્રીતે પ્રણમ્યો પાગ. અહરનીશ રટજે આનંદમાં, રીઝવો ઉમીયા પતી ઇશ. ઇંદ્રે એમ વરતા કહી,તેને ચડાવી શીશ અહીં હવે નવ આવશો, રહેજો,શીવને શરણ;રીઝવા ઉમીયા ઇશને કામની સાંભળો કરણ; નાચ તાહરો નીરખીઓ, માન્યું માહારૂ મન; ભેઠ શીવને મોકલું કઇલાશ શીખર ભોવન એ શીવના પ્રતાપથી, ઇંદ્ર થયો હું આપ;સઘળી સમરધ માહરે, એ શીવનો પ્રતાપ,ઉત્પતી સ્થીતી એ થકી,એહજ જોગીંદર ઇશ;કરતાહરતા કીરતાર એ નારી કરે, તન મનધન સહુકોનાં હરે; મોહ પામા સઉકો મનમાંહ,ચીત્ર લેખા રાહતે તાંહ, ભુખ તરસ સહુ ભુલી ગયા, જે જ્યાં તે ત્યાં બેસી રહયા;

દોહરા—ચીતમાં તો ચીંતા થઇ, શીવ ના આવ્યા શા માટ;કાંઇક કઉતક ઉપ-

ન્યું, ઘણા ઘડયા મેં ઘાટ. રશોઇ કરતાં નીસર્યાં, શાક પાકને અન ચીંતાતુર થઈ ચાલીયાં માહા રૂદ્ર ઉપર મન. સીઘ્ર પધારયાં સુંદરી, સભા સમીપે જાય; નરત્ય કરે છે નારીયો, કઇલાશ તણો છે રાય; મોહ પામ્યા માહાદેવજી, વાજા વાગે સાથ; કોઇયે માન દીધુ નહી,નવ બોલ્યા શકની સાથ; એક ઘડી ઉભા રહ્યા,ચઢી ઘણેરી રીશ; પગની જ્વાળા પ્રગટ થઈ, જઇ ભેદી તે શિશ;માન ભંગ થયા માનીને,મન માં પ્રગટયો તાપ;સભા સહુકો દેખતા, શકતીએ દીધો શ્રાપ;ચઇતર રૂપ તમે ચીંતની, જે જડ રૂપીયાં થાઓ; બોલો નહી ચાલો નહી નવ ગુણ અવગુણ ગાઓ. રૂડુ ભુંડું દેખો નહી, નહી પાણી નહી અન; લાડકવંત થાઓ તમો, અહોરાત્ર અનુદન; ઝાંખાં પડીયાં સર્વકો,સજન સહોદર સાથ શીવ આદ્ય સભા સહુ હેતે જોડયા હાથ ક્ષમાવંતી ક્ષમા કરો એહ અમારો વાંક સહુ શ્રષ્ટી છે તાહરી,તુજ આગળસહુ રાંક પાલણ પોષણ પંડરક્ષણ, સુધાવારીન ત્રષ્ટ હવડાંતો શકિ ઉજડ થશો, શસ્રઘાત છે જેમ; કષ્ટવતકાયા થઇ રહયા છે તેમનાં તેમ આગળ કળીયુગ આવશે. ખોટો થાશે ખેલ, અવતરશે સુત ઇંદ્રિનો તારો મળશે મેલ, મધવા સુત થાશે માનવિ,તેના ગુણ ગાઓ; એક ઘડી ચઇતિન થશો; પછે સ્વર્ગમાં જાઓ. અવતરશે એક અંશપત, ખરી વાતનો ખોજ ધારા નગ્ર તણો ધણી, ભારે કરમનો ભોજ;એક ઘડીતે આગળે, વાચા થાશે વેદ, કઇલાશ આવજો કામની ભરાંત નહી તે ભેદ.

ચોપાઈ—જડ રૂપ બત્રીશ થયાં પાર્વતિ પછી મદીર ગયાં;એમ કરતાં ગયા દીન ઘણાં કૃત્ય કહું શીંહાસન તણાં એક સમે મહાદેવ મંદીર ઓળગ કરવા આવ્યો ઇંદ્રિ; પુરણ મન થયું પ્રસન, દેવ તણુ કીધુ દરશન. ખટ મહિના સુધી કરી શેવ, મનસા સીદ્ધ રીઝા માહાદેવ. કરૂણા નિધીએ કષ્ટ કાપીયું ઇદ્રને આશન આપીયું, પ્રસન થયો છે ઉમીયા ઇશ લાવ્યો ઇંદ્રિ ચઢાવી શીશ. કઇક દીવસ તે ઉપર ઠર્યો, મ્રાહા મન મંદે ભરયો,ખાય પીએ ને ખુબી કરે આસન દેખી મનડુ ઠરે;ઘણેદીવસે ઘોરંધર ધિર, વસુધા પર થયો વીક્રમવીર સકળ લક્ષણો જોતી માંહ પંચડંડ જી ત્યા છે ત્યાંહ;અતુલ્ય તેજ પ્રાકરમ છે ઘણું; લે ઇંદ્રિાસન ઇંદ્રિજ તણું;ઇદ્રજાણી પોતાનો પુત્ર શોભાવ્યું તેને ઘરસુત્ર શોભાયો સુરનાયક સાથ. ઇંદ્રાસન આપ્યુંતે હાથ વીકરમાજીત ઘેર આશન ઠરયું, પંચડંડ શીર છત્રજ ધરયું; જીવતા સુધી કીધી જોશ, રહયું આશન પોતાને રોશ. આયુષ ખુટે સ્વરગે ગયો, આસનતો અલોપજ થયું તે જુગતે જુગદિશ.તત્વ ગુણ ત્રણ દેવનું સકળ દેવનું સાર;સકળબીજ શરૂષ્ટી તણું, પ્રીછે નહી કો પાર. પ્રણામ કરી ગઇ પ્રેમદા, શીરોમણ જે સુત્ર; વનીતાને મળ્યો છે વાટમાં, પ્રતાપ ઇંદ્રિનો પુત્ર. કયાંહાં જાઓછો કામની,વીસ્તારી કહો વાત; એમ કહીને હેતથી, હશીને ઝાલ્યો હાથ. વચન થયું તમ તાતનું, ચરણે નામ્યુ

શીશ જાઉછું ગીરી કઇલાશમાં, જ્યાં ઉમીયાપત ઇશ. સાચે દલે શેવા કરૂં,શફળ થાય અવતાર; જુગતી મુગતિ ભવજળ તરણ, દેયણુ એ દાતાર. કહે કુંવર સુણુ કામની. પ્રીતે આવ અમ પાસ; રિજુને રાખુ અમો શીદ જાય છે કઇલાશ.સદાશીવ તુજને શું કરે; તાહરૂ રૂડુ રૂપ; એતો ભોગી ભાંગનો; ભોળો ભારે ભુપ એતોદાતાને ડોસલો. તુજ જવાની જોર. મુજ પાસે શોભો તમો, એહ સાચો અંકોર;કહિ પ્રકાર બહુ કામની, પ્રીછો નહી તે પેર. જાતિતી કઇલાશમાં, તેડી ગયો તે ઘેર; નીત નીત નઉતમ કરો, નરૂત્ય હુંશ ગણેરી હોય, જાણે હોતે એકલો, અન્યન જાણે કોય, રાખી રોયે જોખમાં, ઇંદ્રિ પુત્રે તે એહ; શીવ ઇંદ્રિ જાણે નહી, તનમાં લક્ષણ તેહ. એમ કરતાં તે દીન ગયા, માણો મનથી માસ; ગયો ઇંદ્રિપુરી કઇલાશમાં, પરીબ્રહ્મ કેરે પાસ, માન દિધાં માહારૂદ્રે,ભલે પધારો ભુપ; આવ્યો આનંદઉપન્યો, રૂડું દિધુંરૂપ. પાંચ પ્રદક્ષણા એણે કરી, પ્રણમ્યા શીવને પાય; પછે સ્તુતી કીધી ઘણી. રીઝ્યો ભોળો રાય, ધરયું ધ્યાન એક ચીતથી, તેવા દીઠા દેવ; ચરણજ વંદન કરી,સહસ્ર પ્રકારે શેવ. વીનય કરયો વાસવ ઘણો, હેતે જોડયા હાથ; માહારી મેં મોકલી હતી, અપછરા શેવા કાજ; તે હવડાં કયાં નરત્ય કરે. સાચું કહો માહારાજ, અહીં નાર કોઇ આવી નથી.માહાદેવ કહે છે મરમ. જાણ થકી જુઠ વદો, એ નહી તમારોધરમ શાબાશ શાબાશરે સુરપતિ, બોલો જુઠા બોલ;છેતરો મુજને છળ કરી, નહી તમારો તોલ. મઘવાતો ઝાંખો પડયો, વીપ્રીત સુણી તે વ્રત; અનુચર એકને મોકલ્યો,તેડી અપછરા તરત, કેહરે પાપની તું કયાં રહી. રાખી કોણે પાસ; મુજને તેં જુઠો કરયો નાવી કેમ કઇલાશ, વનીતા વાણી ઓચરી,પાય નમાવ્યું શીશ. માહારાજ માહારો વાંક નથી, રખે કરો તુજ રીશ. વાસવ તમ સુત વાટમાં, સહેજે મળીઓ સાથ;ના ના કહેતાં તેહને, હેત ઝાલ્યો હાથ;કાલાવાલા કોટીઘા,મેં કીધાં લક્ષ કરોડ; જાવાતો દિધી નહી, એવો માન મરોડ; કહે શીવજી તને શું કરે, ત્યાંહાં માહારૂ કેટલુ જોર; સાચું બોલે જે ઘટે,તે કર્યો આપ અંકોર, તેડયો સુત કોપે કરી, શીવ શનીદે આણ તેં કેમ આપી અપછરા, કીધી બુદ્ધ અજાણ; લોપી લાજ તેં માહારિ, ઘણું થયો ગુમાર. પડ પાપી પૃથ્વી પરે,ભોગવ ગરધવ અવતાર; નીચ વસ્તુ ભક્ષણ કરે,તોલ ઘણેરા તરણ. કુંભાર ઘેર માટી વહો, ચોપગ ચાલો ચરણ; ગરધવથી ગુણ હીણ નહી ગરધવથી નહી મુઢ; તે અવતાર તે ભોગવે, પાપ કરે જે ઘુડ; સુત તે શીવને જઇ નમ્યો, મોટા છો માહારાજ કરો ઓશીંગલ તાતને, સાંભળું તવ સાથ.માહારાજ કરો ઓશીંગલ તાતને, સાંભળું તમ સાથ. માહારાજ મને તો શ્રાપીઓ,કરી ગરધવની દેહ; તેનો કરો છુટકો, વાત આગળ કહો તેહ; મંદ મતી થઇ ચુકીયો,તમો ઇશછો આપ, કહો ઇંદ્રિ કરૂણા કરો શાંત પમાડ શ્રાપ. છપ્પો—પુત્ર કરે જે પાપ, પીતાજી પુન્યજ જાણે; પુત્ર કરે જે દુખ, પીતાજી માહા સુખ માણે. પુત્ર કરે જેખો

૮, પીતા તે લાભ તહી જે, પુત્ર બોલે જે જુઠ, પીતાજી સાચ કહેજે. પુત્રઅવગુણ અસંખ્યા, પીતાને મન લાડ છે; શ્રાપ ઓશીંગલ કીજીએ, પ્રભુજી તમ પ્રતાપ છે.

એવાં વચન કહયાં અનેક, વારસ પુત્ર વાણી વીવેક,

દોહરા—દયા આવી મહાદેવને, સાંભળ સુરપતી રાય; પાળ વચન એ પુત્રનું, પુત્રને પ્રસન થાય.છપ્પો—જેને જવાની જોર,પુન્યની પેર ન પ્રીછે;જેને જવાની જોર; ઇશ્વરને નાવ તે ઇચ્છે;જેને જવાની જોર;રૂડી નવ રાખે રીતી;જેને જવાની જોર. પર પ્રેમદા પર પ્રીતી; જોર જેને જવાની તણું, અંધા તે આડે આંક છે શામળ કહે ચતુર, નર તો એમાં ગરીબનો શો વાંક છે.

દોહરા—શ્રાપ મીથ્યા થાએ નહી આપુ એક વરદાન; અવતાર ભોગવ ગરધવ તણો મહારૂદ્ર તણા તુજ માન;પડ તું તો પ્રથ્વી વીખે કળજુગમાં કુંભાર ઘેર;ગરભ ધરશે તાંહાં ગરધવિ, પુરણ અચરત પેર; થોડાક દીન દુખ વેઠશો, પાછા આવજો સ્વર્ગ, પૃથ્વી ઉપર સુખ સઉ થશે, વેદે વીખાણે વર્ગ;મધવાસમો મહીમા થશે,કુંવર સાભળ કરણ ઇંદ્રાણીથી અવનવી; તરૂણી વરશો ત્રણ ત્રણ પુત્ર તુજ આવશે, નવખંડ થાશે નામ, રાજ ચલાવીશ રામનુ; કરશો રૂડાં કામ; નીશા સમે થસો દેવતા; દહાડે ગરધવ હોય; ભોગવજો સુખ લીલાઘણી,મરમ ન જાણે કોય.પ્રણમી પુત્ર પાએ નમ્યો, પડીયો પ્રથ્વી ઉપર, સ્થંભતીર્થમાં અવતરયો, કુંભારીને ઘેર;ગરધવ તે ગુણ ગુણનીધી, આગલા જન્મનું જાણ;દઇવત છે તેને દેવનું,વદે વચનથી વેણ

ચોપાઇ—ગુલાલલાલજી તેનું નામ, રેહતો સ્થંભતિર્થ ગુણ ગામ;બીજા ગરધવ ઘરમાં ઘણા, મોહોટા નાહાની બચ્ચાં ઘણાં. એક દીવસ થઇ છે મધરાત સુતાં માનવી જોજાત; એક ગરધવ બાંધ્યો ને તાંહ, સુતો છે હોજો ઘરમાંહ અલ્યા હોજા તું સુતો જાગ, તાહરે મન ગમે તે માગ; તાહરા રાયને ઘેર જઇ રહે, હું કાહાવું તે વાતજ કહે કહીયે રાજા સુણજો તમો; શુભ કહેવા આવ્યો છું અમો માહારા ગરધવ પાસે આવ, ભેઠ સામગ્રી સારી લાવ, પેટ તણી પુત્રી પરણાવ, કેવી રૂડી તે વરણાવ ગરધવ કહે જો નવ કહે તું, તો તુજને દુઃખ દઇશ હું નહીતર તુજને કરશું નાહાલ, કહેશો નહી તો થાશે હાલ, એમ કહી તે છાનો રહયો, હોજો ઉઠી બેઠો થયો; અરૂપરૂ ન્યાળીને જાય, મનુશ ઘરમાં દિઠુ નહિ કોય; અચરત વાત મન માંહે ધરી, તેતો સુતો પાછો ફરી, મને ભણકારો વાગ્યો એહ,કે સમણુ લાગ્યુ મુજ દેહ; એમ કહી સુતોજ્યાહરે, ફરી ગરધવ બોલ્યો તાહરે.અલ્યા વાત મેં કહી કે જેથી, શુ મુજને ઓળખતો નથી;તારા રાયને કહેતું જાણુ, નહીતર તું તો ખોઇશ પ્રાણ.કુંભાર ઉઠયો અચરત જોય,ગરધવ થયો તવ બોલે કોય. થયો પ્રભાત વીચારી પેર, ગયો પ્રધાન તેણે તે ઘેર; મહારાજ તમારી વાચા બહુ,અચરત એક તમ આગળ કહુ પ્રધાનને આપ્યો નીજ જોર, તારે બોલ્યો હોજા બોલ

માહારે ઘેર એક ગરધવ જાત, તે બોલ્યો મુજથી મધરાત.ડાહાયું માણસ બોલેજેમ તેથી મીઠુ બોલે તેમ; સગા સહોદર કેરી રિત, તે મુજ સાથે જોડે પ્રીત; કેહેચેતાવ જઇ તાહરો ભુપ, એને ઘેર કન્યા છે અનુપ; હેત કરી મુજને પરણાવ,પાયેલાગવા સામો આવ. નહી પરણાવે આણે ઠામ, બાળી કીશ બાધું ગામ; હાથી ઘોડા પ્રધાનજ પુત્ર; દેહવટ કરશું ઘરસુત્ર; જો હું ન કરૂ તમને જાણ; ખોઉ નીસ્ચે માહરા પ્રાણ; પ્રધાન ડાહે વાતજ સુણી, મન પોતાને સાચી ગણિ; પ્રધાન કહે નાહી મારે તુને, તમ ઘેર તેડી જાઓ મુને; તેની ચરચા હું તો જોઉ, માહારા મનનો સંદેહ ખોઉ; એમ કરતાં પડી છે રાત, ગયો પ્રધાન સાંભળવા વાત;અડાધ રાત ગઇ જયા હરે, ગરધવ વચન બોલ્યો તાહરે.માહારૂ ન ર પાળ્યું વચન કાં ચેતાવ્યો નહિરાજન તું તો વાંક કાહાડીશ માહરો, દેશ લુંટાવીશ હું તાહરો; એ વાત તુ મન ભાવીયો પ્રધાનને તેડી લાવીયો; જો પ્રધાનજ ડાહયો હશે તો તો કામ શહુકોનું થશે; કદી અહંકાર મનમાં આણશે, એનું કરયુ તો એ જાણશે; એવું વચન ગરધવે ભાણ્યું. પ્રધાનને તેતો સઉ સુણ્યું; ફરી બોલો બે ચારેક વાર. તાહરે વાત થઇ નીરધાર, એમ કરતાં અરણોદય થયો, પ્રધાન રાજ સભામાં ગયો; કરી વાત મન બુદ્ધિ ધરી; રાજા સમજાવ્યો હેતે કરી. અથઇતી માંડીને કહી, અરસપરસ જેટલી જે થઈ;રાય પ્રધાન મન બુદ્ધિધરે, માંહો પરીક્ષા ગરધવની હું જોઉ. માહારા મનનો સંદેહખોઉ. ને બેજણ જોવાને ગયા, છાના કુંભારને ઘર રહયા;પછે ગરધવ બોલ્યોતે વાર, રાજા પ્રધાન આવ્યા આ ઠાર. નિશ ચરચાએ આવ્યા તમો, તે સરવે જાણું છું અમો. પરણાવો પુત્રી પેટજ તણી, જોડો પ્રીત મુજ સાથે ઘણી; તે વાતે નહી આવેલાજ,મુજ ને દો ગમે તે કાજ; કોઇ થકી નવ થાએ કામ, તેહ કરૂં હું આણે ઠામ.

છપ્પો—જળ સ્થાનક થળ થાય, થળ થાનક જાળ ભરીએ; તરણનો કરૂ મેરૂ મેરૂનો તરણ કરીયે; નેવના પાણી મોભ, ચોખુટે હું ચડાવું; વેળુ કેરા ઘાટ,જો કહો તે ઘડાવું, કહો તો દેશ નવા કરાવું, પરણાવો પદમણી મને; નીકર ગામ દેહવટ કરૂ, પ્રથમ ચેતાવું છું તુંને.

ચોપાઇ—જે કહે તે આગળથી કરૂ,વળતી તાહારી કન્યા વરૂ; તાહારા મનનો સંદેહ ભાગ, મુજ પાસે ગમે તે માગ.મન ઉનમત નર રાખીશ કશી,બોલો ઉતાવળા હેતે હશી. દોહરા—અચરત પામ્યા બેજણા, વાત અશંભર એહ; ન હોય ગરધવ ગુણ ગણો, કોઇક દેવની દેહ, આપણ એવું માગીએ, જેથી નવ અપાય;એનેમન જે હુંશ છે, તે મનમાંજ સમાય, માહારા ગઢને પાછલે, તુ કર ત્રાંબા કોટ; શીશા રૂપ કો તણાં, એહ દરવાજે ઓટ; એટલું જો તમથી થશે,તો સુખ કહેજો હાય;કન્યા પરણાવુ પ્રીતથી, રીઝી બોલ્યો રાય; વાચા હું ચુકુ નહી, જે બોલું છુ વાણ; કન્યા હોય જો પરણવી, ચીત ચતુરાઇ આણ; કરો કોટ ત્રાંબા તણો, તો એ કન્યા

પરણુ; નીકર જાઓ પાછા ફરી, નકી સાંભળજો કરણ.

ચોપાઇ—કહે ગરધવ સાંભળરેરાય, કહું તે એક કરો ઉપાય; જેટલો ઘઢ કરવો હોય સાજ, વિંટાવી સુતર આપો આજ. જગ્યા રાખજો દરવાજા તણિ, ત્યાં થાય શોભા ગુણ ગણી; એટલી શોભા થાશે કાલ, પરમદાડે મુજ કન્યા આલ. ન કરીશ માહારી સાથે વાત, હવે નહિ બોલુ તુજ સાથ; સાંભળી સરવ ગરધવની પેર, રાય પ્રધાન આવ્યા બે ઘેર; ધારાવાડી દીધી દુધ, ઘડી પછી વિચારી બુદ્ધ. દરવાજાના રાખ્યા ઠામ. વીંટયુ સુતર વસે જ્યાં ગામ; કો કહે સાચુ કો કહે ફોક, નીશા શમે સુતા શહુ લોક, જે કોઇ બાહાર નીકળશે આજ. પ્રાણ પોતાનો કરશે તાજ તેડયો વીશકરમા તે ઠામ, ત્રાંબા ઘઢ ચોવણું ગામ; વીશકર્માને શાની વાર, શોભા વીધ અપરંપરા; રચના કીધી નઉતમ નવિ, કહી ન શકે કોઇ મોટા કવિ. અધીક શોભા ઇંદરાસન, શ્રી અમરતના ધન.

દોહરા—કારમીકરત્રીસ શોભા હવી, ઉદેકાર અતી ઓટ; રૂપા કેરા કાંગ્રા, તાંબા કેરો કોટ; પ્રજા ઉઠી પ્રભાતમાં, શોભા શુભ સુજાણ; વર્ત્યુ તેજ તે નગ્રમાં, જાણે ઉગ્યો ભાણ, રાજા કહે દાતાર છે, બીજાનુ નહી કામ; કન્યા નવ પરણાવીયે, બાળે બાધુ ગામ; ટટંતરે દેહવટ કરે, લુટાવે ભંડાર; ઇંદરથી કહેછે અવનવો, અપરંપાર અપાર. માત તાત મુશાળ પણે, ત્રણેનું એક લક્ષ. એક રાયની દીકરી, ચંદ્રમુખી ચીતચહાય; બીજી એક પ્રધાનની, શીવ પુજનને જાય. સુરજમુખી નઉતમ નીધી, તીજી ભાટની પુત્રી; પંચ મુખી તે પદમની, સહીયર ત્રણે પુત્રી. દેવી દેહેરે નીત જતાં, બોલ્યાં ત્રણે બોલ. ત્રણે એક વરને વરે, તનમનથી તે તોલ, ચંદ્રમુખીનો ચાં દલો, પરણાવે પ્રીતે રાય; બીજી બે પોતેવરે, ગુણશહુ તેના ગાય. ગરધવ આવ્યોપર ણવા, જોવા મળીયુ ગામ; વચન રાય ચુકયો નહિ. શોભા ઠામો ઠામ; બીજી બે રહી બાળકા, ચુકયાં નહી તે ચીત; ગરધવને ત્રણે વર્યાં, પુરણ આણી પ્રીત; કોઈ નીંદાસ્તુતિ કરે, કોઇ રૂડુ ભુંડું ભાખ. ત્રણ રાણીને એક વર, શાસ્રજ પુરે શાખકો કહે એને પુજીએ, કો કહે કરીયે શેવ; એણે ઘડ રૂડો રચ્યો, મોહોટો એ મહાદેવ. દુ- રાચારી લોક લક્ષધા, કરે બહુ ભુંડી વાત; ગરધવને દીધી દીકરી, એમોટો ઉતપાત બીજી બે કન્યા તણાં, બોલ્યાં માતને બાપ; એકની તો પરઠણ હતી, પુરણ બેનાં પાપ. બાપને કહે બે કન્યકા, કરયું અમો શુભકામ; પરીયાં તરશે પાંચસે, નવખંડ થાશે તુજ નામ.

ચોપાઇ—શું પરણીને કીધું કામ, ત્રંબાવટી ઠરયું ઘડ નામ; આપ્યોઉતારોરેહેવા વાસ. વીવીધ પ્રકારે વીલાશ; પ્રભાતે તો ગરધવ થાય, નગ્ર બધામાં ચરવા જાય કો નીંદે કો વદે વાણ, કોમારે કોકરે વખાણ; ઘડી એક રાતે આવે ઘેર, ખોળઉતારી મુકે પેર. સુભટ સુભાગી તે નર થાય સ્રીઓને આનંદ ન માય. ચાતુરિ સંભળાવે

કરણુ, સુરસુત ભોગવે તરૂણી ત્રણ;ત્રણના શોભીતા શણગાર,વાક્યુ રૂપ તે અપરં-પાર. આકાર જેવો હોય ઇંદ્રિ,શોભે શરદપુનમનો ચંદ્ર. અસ્ત્રીને સમજાવી કહી વાત નવ કરશો કોઇ આગળ વાત. કદાચ ચોથુ કોઇ જાણશે,તો ઉતપાત અનર્થ આણશે કદાચ જાણશે તમારી માત, મહારાદેહની થાશે ઘાત.ડાહયાં છો તો કહું છું તુને,રખે છતાં કરોજી મુને, જે દહાડે કહી તમોએ વાણ, તે વેળા નહી દેહમાં પ્રાણ. મહારા દેહમાંથી જીવજ જશે, નગર બધુડટંતર થશે કરજોડી રહી ત્રણ કામની,કરી વાત વિતી જામની; રાત પડે ભોગવે રાજ, જાય પ્રભાતે ચરવા કાજ નીત પ્રતે એમજ હોય, ચોથુ મર્મ ન જાણે કોય; તેતો ગરધવ તણા ઘરમાંય, શોભા ઇંદ્રિના સરખી થાય, નારી નરખે નરપતી તણો, ઘડી નેહ વાધે ઘણો;લીલા લેહેરથી લીલ વીલાશ તારૂણરૂચો ત્રણ કર્મ પ્રકાશ. એમ કરતા ગયા બહુ દીન. કોઇ વાત ન જાણેઅન્ય. નઉતમ શોભા નરખે નેટ,રહયો ગરભ ત્રણને પેટ; એક દીવસ રાણીની માત પ્રીતે કરવા આવી વાત દોહા—આવી રાણીની માવડી; પુત્રીને મળવા કાજ;દીઠી ચરચા ચતુરની, દીલમાં પ્રગટી દાઝ. રૂપ રત્ન સરીખડું. ઘણો હરખ મનમાંય; તેજ પુંજ તરૂણી તણું, સુર જેવી શોભાય; કહો બાઇયો શા સુખ થકી, તાહારૂં વાક્યું તેજ; તાહારૂં દુખ દેખી બણું, છે કેમ હરખને હેત, નીશંક નહી કો તમ સમી,રામા વા-ક્યું રૂપ; ભરથાર ઘરમાં ભોગીયો. ભારે ગરધવ ભુપ, દેહ છંડુ હું માહરો; દુખે ન ભાવે અન; કવોહે કુંવરી પડી,મારૂં ઘણું દાઝે તન; કેમ માહરે પેટે પડી,જીવી શાને કાજ, કરમ લખ્યો ગરધવ ધણી; લાગી કુળમાં લાજ.

છપ્પો—બાળ તાહરૂ રૂપ, બાળ ડાહાપણ સુખ તાહારૂ, બાળ તાહરૂ બળ,બાળ જણતર એ માહરૂ. બાળ સહીયરો તમ ત્રણ. બાળ સદગુરૂની શેવા;બાળ બુદ્ધ સ-બુદ્ધ, માગ્યા વર ગરધવ જેવા. બાળ રંગને રાગણી, બાળ અકલ આવડી; કયારે કરે બે પુટીયા, માહા દુખ પામી માવડી.

દોહરા—વચન માતાનું સાંભળી,બોલી પુત્રી વાણ;શાને કાજે દુખ ધરો,મુજને છે કલ્યાણ. માહારો વર છે દેવતા, જેઓ હોય ઇંદ્રિ; વરૂણ વાયુ કુબેર કરત ગ્રહ ગુણ તારા રવી ચંદર. ભલુ થજો એ તાતનું, પરણાવ્યો એ કંથ, પુરયા મનોરથ મનતણા, આનંદ અદકો ચંત માડી મહારે સુખ એ ઘણું, નિત નિત હરખું આપ; આનંદે દીન નીરગમું, તે માત તાત પરતાપ ફરી વાત પુછીશમાં, જો મન રૂડુ ચાહાઓ; દુખ નવ ધરશો માહરૂં, ઘેર તમારે જાઓ. માતા કહે સુણ કામની; ચેતીછું હું ચંત; કુળ બોળ્યું તમો માહરૂં, કરયો છે બીજો કંથ. મરમ વચન સુણી માતનું, ખીછે પ્રેમદા પેર; માત રાખુ મંદિર વિશે, ઘણે હેતથી ઘેર. સ્ત્રીની સુધતો પાનિયે, કરી વનીતાને વાત; છાનાં રાખી માતને, તરત પડા ત્યાંહાં રાત.

છપ્પો—સ્ત્રીના પેટમાં વાત, છેક રહે નહી છાની; કરે ઉદવત બધું ગામ, મનની હોય જો માની, સ્ત્રીને છાની વાત, કહે તે મુરખ માનો; સ્ત્રીને છાની વાત, કહે તે શાનો શાણો; સ્ત્રી આગળ વાત છાની કરે, તે જુગ આથે જાહેર થશે; શામળ કહે સ્ત્રીના સંગથી, અધીક ઉતપાત અનરથ થશે.

દોહરો—ખોળ ઉતારી ગરધવે, તજીયું રૂપ કરૂપ; રઢીયાળો થયો રાજવી, ભોગી ભારે ભુપ; તે નારીએ નરખીઓ, શરદ તણો જેમ ચંદ્ર; જેવો દીનકર દીપતો આનંદ કેરો કંદ. જેવો પાર જળહળે, જેવી દીપક જોત; શોહ તો દીઠોસાસુએ, ઉદેકાર ઉદોત; ખાય પીએ ખુબી કરે, પ્રીતે ચાવે પાન નરનારી ત્રણેને હસુ, માણે મન ગમતા માન; માને મન વીચારીયું, દાહાડે ગરધવ થાય. બાળુ ખોળીયુ એહનું, તો ભવની ભાવટ જાય; ખરા અંગરા ખેરના પ્રગટાવી છે ઝાળ; તેમાં નાંખ્યું બાળીયું ખાંતે ગરધવ ખાળ. અગ્નિ લાગી અંગમાં ચીતમાં ચેત્યો તરત; ઉઠો ઉઠો નાસો તમો, માથે આવ્યું મરત બાળવું ગરધવ ખોળીયું, કુડુ કીધું કામ; ડટંતર થાશે પ્રથવી વિષે ત્રાંબાવટી ગુણ ગામ. ચાર ગઉ ફરતું બળે, ગામ ડટંતર હોય શશુ પંખી કે માનવી જીવે નહી જન કોય; નીશા સમે નાસો તમો, જવાય એટલે જાઓ. કહેશોમાં કોઇ આગળે, થવાય એવાં થાઓ, આવ્યું વીમાન અંતરીક્ષથી, ગરધવ બેઠા માંહ અવતાર તો પુરો કરયો, થયો ઓશીંગન તાંહ.

ચોપાઇ—ઇંદ્રિ પુત્ર ઇંદ્રાસન ગયો, શ્રાપ બાપનો પુરો થયો; શામા ત્રણને લાગી શીખ, મન માંહે પ્રગટી બહુ બીક; કોઇને કહેવા તે નવ રહી, વનીતા ત્રણે મારગ વહી, નાઠાં વાત સુણી તે કરણ, ગરભવંતી તરૂણીઓ ત્રણ. અરવણ ઉદયની વેળા થઇ ચાર જોજન ત્રણે ગઇ; પ્રાતઃકાળ થયો જેટલે, ગામ ડટંતર થયું તેટલે પશુ પક્ષીકે માનવ જાત. ઘણાક જીવ તણી થઇ ઘાત; ત્રાંબાવટી થઇ ગયું અલોપ; કીરતાર તણો જણાયો કોપ. ત્રાંબાનો કોટ રૂપાનો રાછ, કળીયુગ માંતે કયમ રહે તાછ; અલખત તે અલોપજ થયું, નગ્ર ઉજડ થઇ રહયુ તે ગામે થયો ઉતપાત, ત્યાર પછી વશીયું ખંભાત; તેની પાસે વસે એક ગામ. નગ્ર તણું છે તેનું નામ. ગરધવની તો એ ગત થઈ, નાઠી નારીયો ત્યાં તે ગઇ રહી અસ્તે તે બીજેદન, વનીતા ત્રઠ વારૂ એહવન; વરદ્ધ રૂશી વેગે તપ કરે રૂદે ધ્યાનઇશ્વરનુંધરે રૂશી ચરણે નારી જઇ નમી, દીધાં માન ગુણવંતી ગમી શુભ વેશે દીશો છો સતી તમારી કયમ ભુંડીગતી, બુધવંત બાળપણ વેય, પ્રેમદા કીયમ આવ્યાં પ્રદેશ; કયમ જોવું પડયું વન, સાચું બોલો આણે દન. હેતે નારીએ જોડયા હાથ, સાચી વાત બોલ્યા તે સાથ; મન થકી મેહેલીને ગરવ, વીતી વાત માંડી કહી સરવ, ઉપજનીપજ પરણ્યા તણી, કહી કથા માંડીને ઘણી; આખુ નગર અવનીમાં ગયું, પ્રથમ જાણુતો અમને થયું; અમો નાઠાં આવ્યાં અરણે, એહ વરને વરતયાં ત્રણ. એ હ-

ફીકર છે માહારી, આવી બાંહ વળગી તાહરી અમો રૂપવંતી જાતે બાળ,પગલે પ ગલે બેશે આળ. બેસો બાઇઓ માન્યું મેં જાત, તમો પુત્રીઓ હુ તમ તાત ઘણી પ્રીતથી રહો મુજ ઘેર, અરસ પરસ પ્રીતેથી પેર; નહી લોપે દેવકેદાનવી, મરઠીન નશકે માનવી; પશુ પંખી પીડા નહી કરે,ચુગલ ચોર હારદ નહી હરે,ખાઓપીયો નથી અહી ખોટ, માહ રૂદ્ર તણી છે મોટ, ત્રણે તરૂણી ઠરી તાહા રહયાં,સીધનેઆ શ્રમ સુખીઆં થયાં નીત પ્રતે દહાડા એમ જાય,ઉદરે ગરભ મોટેરો થાય;માનનીને મોટીછે આશ પુરા થયા દીવસને માસ; પ્રથમ વજીરની કુવરી જેહ, સુરજમુખાછે તેની દેહ પુરણ પ્રગટયે, પ્રાક્રમી પુત્ર;શોભાવ્યું બધુ ઘરસુત્ર;જેમ મયંક શુદ બી-જજ તણો તેજ પુંજ તરતીબે ઘણો; ધન લગ્નરાશી ધીર, નવગ્રહ પ્રસન નઉતમ નીર; ભરથરી ભુભીપત થશે, પાંચશે પરીયા તારશે જોગ ભોગ રાજશગુન રાજ, અસત્ય અન્યાય કરશે તાજ. અતીશે આયુષ ભોગવે જોગ મારગ જુગતે જોગવે; જન્મપતરી કે રાજ રૂખી સુખ પામી ને તરણે સખી; ત્યાર પછી મછવાડા ચાર, પ્રસવ્યો રાજકુવારીયે કુમાર, રોહણ નક્ષત્ર પંચમીનું પ્રસ્ન, જે ગ્રહમાં નવમી છે ક્રસ્ન, સકળ ગ્રહે સરખાછેસાચ;કેદ્ર વરતીક પુરાગ્રહ પાંચ;માહા દશા દીનુ દશા ગુરૂ રાજ, સીદ્ધ દશા જોગની શુભ કાજ; અમ્રત ચોઘડીયું અમ્રત લગ્ન,મહીમા જો ઈ સહુ થયાં મગન; વીકો નામ વીરાધનો વીર; નામનું રાખી શકશે નીર; વાસવ જેવો એહ વિવેક;અવનીમાં થાશે અધીપતી એક; ભાટણ ભાટે નીધી છે મન,તેને પેટ પ્રગટયો શુભ તન, ઇંદુ અમ્રતથી પ્રગટયો છે જેમ,તેજ પુંજ પ્રગટયો તનનેમ હસ્ત નક્ષત્ર જન્મ જેહનું; પ્રભવ નામ પાડયું તેહનું ચાર ચૌદ બોહોતેર બુજશે; આગમ નીગમ એને સુઝશે; રાંચ પંદર પચીસ પ્રીછશે આઠ હજાર એનો પ્રીછશે, બે બાર બત્રીશે લહે, અગીયાર એ વિશે કહે; છય સોળ છત્રીશે છન, પશુ પક્ષી બોલી ગુણ ગત; જુદી જાત જુવાં છે વરણ, દેવાધીદેવ સરખા જણ ત્રણ. આનંદ ધન અદકેરો થાય.દીન પુઠે તો દીન વહી જાય;ઉની નાવે તેને આંચ,પુત્રી પ્રાક્રમી વરશે પાંચ. છપ્પો—જેને જેવો સંગ,રંગ સઉ તેવો બેસે; જેને જેવો શંગ,પ્રીતપણ તેવી પેસે. જેને જેવો સંગ, તેને એવાં ક્રત કાવે; જેને જેવો સંગ,ભક્ષ ભોજન તે ભાવે, રૂડા સંગે રૂડુ રચે,અધર્મ સંગ અવગુણ હણે;રૂડે સંગ રહી રાજવી, ભાગ્યશાળી વિદ્યા ભણ.

ચોપાઈ—નવ નવા ઠરાવે ઠાઠ,એમ કરતાં વરસ થયાં આઠ;એક દીન પ્રભવ રમવા ગયો, જોજન એક બેઠો તે રહયો, રાત અંધારી ભુલો પડયો વણઝારાની પોઠે અઢયો; વણઝારા લેઇ ગયા વિદેશ, દીઠો સુભટ સુર સુશેશ કર્મવંતો ધર્મવંતો ધીર, ધીરાધ સરખો દીઠો વીર. તેના ઉપર સહુને નેહ; કાગરક્ષી ભણાવ્યો

તેહ. પશુ પક્ષી બોલે જેટલું, તત્વ તોલ જાણે તેટલું; સહુનો નાયકને સરદાર, પ્રાકરમ તેનાં અપ્રમપાર.

ચોપાઇ–તે વણઝારો સુખીયો થયો,વીજોગ વાલા કેરો રહયો;પ્રશવ્યા પુત્ર ત્રણ રાજ રતન, રાજવી તે જોડે રતન. તેજ પુંજ મહા કોટીક દામ, વીકોભર થરી પ્રભવ નામ;કરી જન્મોતરી ત્રણે તણી,થશે તરણ પ્રથવીપતી ધણી;થયાં સુખીયાં આનંદ ભેર,ઉછર્યા પુત્ર રૂખીને ઘેર. અસ્ત્ર સહસ્ત્ર ધનુર માહા ધીર, માહા જોદ્ધા દીશે બે વીર. પુરાણ શાસ્ત્ર જોતિષને વેદ, ભારે સંસકૃત ભારથ ભામનીના ભોગ, એક બંધવાનો થયો વીજોગ; આપ વરસ એકાદશ થયો, મહીપતી સુત તે રમવા ગયો; ચાર પોહોર તે વનમાં રમે; આવે છે સંધ્યા સમે;મ્રગયા રમવા આવે વહાલા ખરો દુત વિદ્યાનો ખ્યાલ. એક દીવસતે કઉતક થયું, જોબન જોરે ડહાપણ ગયું; બંધન કર્યાં મ્રગયા દસ વીસ આવ્યા ઘેર આથમતે દીશ. રૂખીને ઘેર સાધુનો દીન બ્રાહ્મણ આવ્યા કરવા ભોજન; એટલે બાળક આવ્યા ત્યાંહ,હણ્યા જીવ દીઠા કર માંહ;તે વીપ્રે દીઠા દ્રષ્ટ, કાયામાં તે પામ્યા કષ્ટ. પાપી એ જીવ દહાડી હણે, એ હત્યા મનમાં નવ ગણે. દેવતાઇ પુરૂષ મળ્યા દસ વીસ,રાખી રૂદેમાં અદકી રીસ;એને ઘેર ભોજન નવ કીજીએ,મહા પાપ દેવતાઇ લીજીએ.રીસાઇને ચાલ્યા સહુ રૂખી વ્રદ્ધ વીપ્ર થયો મન દુખી. આળોટેને આડા થાય, બ્રાહ્મણ એ કયમ ભુખ્યા જાય, નોતર્યા બ્રાહ્મણ ભુખ્યા જાય,તે માર્યાની હત્યા થાય; જે કહો તે અમે કીજીએ,પરઘેર ભોજન લીજીએ.

દોહરા–બીજા વીપ્ર બહુ બોલાયા,એ કેમ આવે કાજ;તમ ઘેર ભોજન કીજીયે જો કરો બે પુત્ર તાજ. વીકે ભરથરીયે કહયું, ભોજન કરો નીચંત; આજથીઅમો અહીં રહુ નહી, પરવરીગે છે પંથ. માગી શીખ માતાની, દુઃખ નવ ધરશો લેશ; નાહાના ભાઇને ખોળવા,પંથ કરૂં પ્રદેશ. થોડેક દીવશે તમ કને,વાસુછું ગુણ ગામ પ્રભવને કરૂ પાટવી, તો વીકો મારૂ નામ. આશીશ દીધી ત્રણ જણે. ચોથો વ્રદ્ધ રૂખી રાજ;શુકન જોઇને સંચર્યા. કરવા રૂડુ કાજ. ભોજન કર્યું સહુ બ્રાહ્મણે, અતી દીધી આશીશ; પ્રસન હજો બે ભ્રાતને આદ્ય ઉમીયાપતી ઇશ,પ્રણામ કરી બે પરવરયા,અંતર નહી ઉચાટ.આરાધી શીવ અંબીકા, વારૂ દીધીવાટ. રમે જમે ભુમી ભમે, દુત મરગીયાને મેલ;જુએ ચરચા ચોદેશની,ખરા હુનાળા ખેલ,અનેક દીવસ વાટે રહા, વિરાધ વીર વરેણ હરતા ફરતા આવી ચડયા, માળવ ઉજેણ.ક્ષીપ્રા ત્રડ ખુબી ઘણી, જ્યાં ગાંધરવું મશાણ; હરશીધ મહાકાળેશ્વર,સકળલોક સુજાણ,તેહ ગામનો રાજીયો, કાયા દેહમાં કષ્ટ, આઠ વરસ અગ્ની બળે, વીશમ દુખની વષ્ટ, બીજુ દુખ વળી વાંઝીયો; પેટ નહી કાંઇ પુત્ર; અળખામણી આખી મેદની, નહી

ભોગદારી ધરસુત્ર. શીવ દેહેરે તેનો ગયો. પુજ્યા ઉમીયાપતી ઇશ; મનમાં ધરીને ધારણ હોમું શીવને શીશ; ગેબ્રી શબ્દ ગુણનીધ થયો, હું તો શીવને શરણ;માંકર ધાન તું મહિપતી. તે સાંભળીયું કરણ. એરે શણગાર એક રસ્તીને,સ્નેહ રાખ તે સાથ. કળશ ગંગોદક ભરી, હેતે આપો હાથ. કળશ ઢોળે જ્યાં હાથણી; તેનેસાંપો રાજ. રોગ શોકને દુખ જશે, કરો રાજાજી કાજ. મુસ્તક વચન ચઢાવીયું,ગુણવંત આવ્યા ઘેર. હુકમ થયો તેતો કર્યો, પ્રભાત સમે ને પેર, પડો વજડાવ્યો પુરવિખે, મળ્યા રાણાને રંક; ઉંચ નિચને અધીપતી, નગ્રી લોક તીશંક વણીક આધ વટેમારગુ, વળી વરણ અઢાર; મળી અસંખ્યાત મેદની, ચોવટ ચોદેશ ચાર; ઘોર નીશાન ગડગડે, ઓછવ અદકો થાય;શુભ શણગારી હસ્તની,રીઝે બેઠો રાય;ફરતી ફરતી પુદડી, કળશ ધર્યોછે શીશ.જેને શીર કળશ ઢોળશે,પ્રસન ઉમીયાઇશ ભાગ્ય શાળી ઉભો હતો, ભરથરી વીકો વીર, હેત કરીને હાથણી, ઢોળ્યું નારમળ નાર, ભરથરી ભીનો રગથી, પુરવ જનમનું પુન્ય. કળશ ઢોળ્યો શીર હાથણિ,નવ રહી એકે નુન્ય તરત બેસારીઓ,પંચ પીરોજા પત્ર,મણી માણેક મોતી જડયાં,શીર સોનાનું છત્ર; ભુપતી થયો ભરથરી,ઇંદ્રિ અવતાર અમીર;આણ વરતાવી નગ્રમાં, વીકો રાજ વજીર. ભરથરીએ ભુમી ભોગવી, થયો દેવાંશી દેહ; આગળ કહેવાશે વારતા નાર સંગાથે નેહ હવડા સંક્ષેપે કહુ, વીક્રમનાં વખાણ; આગળ સંદેહ ભાગશે;પંચ કરે પ્રમાણ,બીજી વાતમાં પુતળી,કહેશે સરવ કત. ભરથરીએ ભોગ ભોગવ્યા,વટક સાવટ નરત; જોગ ભોગ જુગતે જાણીયા અધિકારે કહેવાણો ઇદ્ર. થોભ્યો રાય સમસ્તમાં, જેમ તારામાં ચંદ્ર; સાઠ સહસ્ત્ર શોળ વરસની, પરણ્યો પદમની પેર,એંશી સહસ્ત્ર ધરતીતણી અલખત આણી ઘેર; પંદર લક્ષ પરણીયા;ઘણા ઘણા મુલાવડાય, એક છત્ર અવનીપતી પ્રતાપવંત પોહોડાય;વજીર વીક્રમ કરે,ભરથરી ભોગવેભોગ; એક દીવસ શું નીપન્યું. સવળો અવળો સંજોગ. સાઠ સહસ્ત્ર રાણીમાં શીરોમણી; અનગલનામ અમુલ; સોરઠ દેશની સુંદરી. ત્રીલોક રંભા સમતુલ. મોહ પામ્યો તે મહીપતી વચન કરે નહી લોપ; વેચાણ થયો વનિતા તણો,કયારે નવ કરે કોપ,અનગલ સેના આજ્ઞા,તે પ્રેમદા રહે પાસ;રાણી રૂઠયા ને ઉપરે, મુલ ખરીદી દાસ.મદારી વશ માંકડુ, વાયુ તણે વશ તરણ; ભામનીને વશછે ભરથરી,દેહ દેખી શરણ,બાંધી લીધો બળ કરી, વશીકરણ વીદ્યા વીવેક; બીજું કાંઇ સુજે નહી, નારી સાથે નેક, નરનું લક્ષણ નારમાં, અપલક્ષણ આડે આંક; ભરથરીને તે ભોગવ્યા, વનીતાને તન વાંક; વનીતાએ મન વીચારીયું,વીકો જે મહાવિર કોઇક દહાડો માહરૂં,નિશ્ચે ઉતારે નિર. હું આ ચરીત્ર આદરૂ. પાણી પેહેલી બાંધું પાજ; વીકાને જો વધ કરૂ, રહે લાખેણી લાજ, કાહાડયો વાંક કોપે કરી, વીકા સાથે વેર; મારી નખાવું માનની, જુવતીએ રાખ્યું ઝેર. શામદામ ભેદે કરી, કપટ કામની કીધ; પુર થકી પ્રધાનને,

દીવ્ય દેશવટો દીધ. આવરદા જો એહનો,હરી પ્રસન્ન જો હોય;છો એનેલાખ શતરૂ મળે તોએન મારી શકે કોય;ભરથરિ હેત ભુલી ગયો,ધારણ નવરહયું ધીર;વનીતા કેરા વચનથી, વનમાં કાહાડયો વીર.

ચોપાઇ—વનીતા વચનથી કાહાડયો વીર, ધર્મવંત ઘોરંધર ધીર; વીકોવન બે નાશી ગયો,અડસઠ તીર્થ કામે થયો,ગુણવંતી ગોતમ ગંગ,ભાગીરથનો કીધોસંગ; વિશ્વનાથ તણી વાશીએ,કરિ જાત્રા જઇ કાશીએ; સ્વેત બંધુ રામેશ્વર રાણ,શીવ કાંતી વીશનું કાંતી ઠામ; તીરથ જાત્રા પ્રાગે ગયો; નાહો નીરમળ ન્યાલજ થયો. આકાર માંધાતા આવિયો, ભરગુક્ષેત્ર ભરચ ભાવિયો; ઓરસંગમાં નાહયો કુબેર સુરપાણ મોટમપદમેર. શી ળહુચર પાવે કાળીકા,બોહોસામર બુધા બાળકા, હીંગ ળાજ હરસીધ ઠામ, અંબેમાત આરાસુર ગામ; ગોપનાથ ગોમતીમાં ગયો; રણછોડ દેખી સુખીયો થયો;આબુ માંહે આબુદા,સરસ્વતી તીર્થ જેનર્મદા;શેતરંજાગીરનાર ગયો, શ્રમેતખી ખરવીશ્વંભર રહયો; દવાદશજો, તીર લીંગ નીરખીયા, હેત પણા મનનાં હરખિયાં; અડસઠ તીરથ કાવેરી કદી, નવસેનવાણ નંદને નદી; અષ્ટકુળ પર્વત નવકુળ નાગ,જંબુદ્વીપ ભરતખંડ ભાગ;નવ નાથ ચોરાશા શીધ નરખિયા પોહોડા ગ્રહ પરવત નરખિયા, દેશ દેશની નરને નાર,દેશદેશની વાણી વાર;કામણ દુમણ મોહ મંત્ર, થાપેઉથાપે જોગી જંત્ર; પાખંડ લાંઠ પુન્યવંતા પુર, નવ રાખ્યા દાતા કાયર સુર; જશવંતા જાણીતા જતી, સતવાદી શીરોમણ સતી, પ્રથવીનીપ્રદ ક્ષણા કરી, અંતકરણ માંહે બુદ્ધ ધરી;ભમતો આવી અડયો, પોઠ વણઝારાનીમાંહે પડયો; આજની રાત તો વનમાં રહું,વણઝારાની વાતો લહુ; જોવા કારણ રહયોતે ધિર, વીકોવીરતણો છે વિર.

દોહરા—રાજવી ચાલ્યો ચરણથી, ચીત ચતુરભુજ ચોટ; વાટ વનમાંહે પડી, પોહોડી વણઝારાની પોઠ. ઘા વાજે ગાજે ગગન, નીશા અંધારી ઘોર; ત્યાંહાંજઇને ઉભો રહયો, ચીત વરતે જેમ ચોર, આગળ પાછળ પોઠીયા, વચમાં ગુણ અપાર, તેમાં બેઠા જંગલી, કરમાં ગ્રહી હથીયાર; સઉમધે શણવી રહયો,જેને ઝાઝુ જ્ઞાન; એટલે વનચર બોલીયાં, લાવિ પહેલે પોહોર;કહો શણવી એ શું કહે,પુછે ઠોરેઠોર

ચોપાઇ—શણવી કહે વારૂ કહુ નાત, એ વનચર બોલે ઉત્પાત;ચતુર પછવાડે છે ચોર, ઢુકી રહયો છે મહા ધમઘોર; તે જાળવજો વેગે કરી,નહીતર એ જશે છે-તરિ; જે બોલે છે પક્ષી બોલ, તેનું સઉજાણુછું તોલ; કાગપરીક્ષા કેરાંમર્મ, ધારી ધારી જાણુ તેના ધર્મ. પળે ચુકે નહી વિદ્યા વેદ, ભારે ગુણ જાણુછું ભેદ,પુરવ દ-શાએ તરસ્કર રહયો વનચર બોલીયાં મેં લહયો. સજ થયા વણઝારા તાંહાં, વીકે વીચારીયું મનમાંહ; શણવીતે સાચુ ભાખશે,જંગલીજટ મારી નાંખશે;બીજીદીશા થઇ ઝાડે અડયો, બીજે પહોરેસોરજ પડયો બોલ્યાં વનચર વનમાં ઘણા, કહો

શણુવી શા ફળ એ તણાં. વણઝારાને શણુવી કહે, સહુ વનચર સાંભળવા રહે; નદીએ પુર છે અપરંપાર; તેમાં તણાઇ આવે એક નાર;તે પાસે ધરેણુ ઘણું ઘણું, સત શહસ્ત્ર નવ લાખજ તણુ; તે મુસ્તક પાસે દ્રવ્ય,ભરયાં આભુષણુ સોના સર્વંક તે વહુ વેહેવારીયા તણી, લક્ષમી લીલા તેને ઘણિ;બહુ આવે વેગળેથી પુર, નદી વચે છે હાથ હજુર; ઝળક ઝળક ઝળકેછે હાર, હીરા અમુલ અપરંપાર; પાણા તાણીને લાવશે, એક મહુરતમાં તે આવશે; આવે છે તણાઇને તુલ, રત્ન હીરા ઝળકે અમુલ; જેમ સુરજ તે ઉગ્યો હોય,દીપક જોતો જાળમાં જોય;તે તેડે લાલી જાય છે. કરક ભક્ષ કરવા ચાહ છે; કાહાડો કાહાડો કહે છે તેહ, અચંડ ધારા વરસે મેહ; તે કરક જોજન છે પરૂ,મુહુરત એક આવ્યું અરૂ;તે વીકે સાંભળ્યું કાન, વાત નીરધાર કરી મન માન; અહીયાં રહુ જો આણે દીશ, તો વણઝારા છેદે શીશ. જોઉ તમાસો મરતગ તણા, લેઉ માલ લાખેણો ઘણો; બીક નથી મનમાં કો તણી; ધાયો ધીરતે સરીતા ભણી;ભુત પ્રેમના તડકા થાય,નવ ગણે કો લેખા માંહ ચસકે બિંદુજલ વરસાત,ધમકે ઘોર ધમકતી રાત કાયર થાય તે તરતજ મરે, સુર પુરૂષ ડાહ્યો કયમ ડરે; શરીતા તેડે ઉભો રાય નદી સમુદ્રની લેહેરે જાય. કાંઠડે ઉભો છે જેટલે સબ દ્રષ્ટે દિઠું તેટલે; વીજળી ચમકારે નીરખું, કરી પ્રેમદાનું પારખું; વાળ્યો કાછડો દ્રઢના ધિર, જંપાવ્યું દ્રહમાં જ્યાં નીર; જગત અંબાનું ધરયુ; ધ્યાન, મનસાસીધેદીધાં બહુ માન. ભરિ વામ દાવે દસવિસ. ચતુરા ચોટલો ઝાલી શીશ; બહુ જોરે લાવ્યો બારણે, આભુષણ કેરે કારણે; કાંઇ મુકતાફળના હાર શોભીતા શોભે શણગાર. શ્રવણે ઝાલો લાખો તણી; મણી માણક જડાવે ઘણી. ગાંડે બાંધ્યા આભુષણસાર, કરંક કાહાડી નાંખ્યું બહાર; આવ્યો પાસ વણઝારા શણુવી કહો; લાખેણી બોલા જે લહો; કહે શણુવિ મેં પેહેલું કહયું,તે જાણ કોઈ કરમીને થયું તેણે કામ જોરાવર કરયું, કર કનું આભુષણ હરયુ; મરતગ કાહાડી નાંખ્યું બાહાર, વનચર સહુએ કીધો આખર વનચર સતોખ્યા તે દીશ,અદકી દેછે તે આશીશ. જેણે મરતંગ કાહાડયું આજ નવખંડનું ભોગવજો રાજ પ્રથવીપતી તમોનો થજો, તાહારાં દુખ દેહવટ તે જજો જેણે અમારી ભાગી ભુખ, ધન તાહારિ જનુની કુખ;મરદ મુછાળો તાહારૂ નામ,બીજા બીચારા ઠામોઠામ. સંતુષ્ટ થયું અમારૂ મન કરંક કાહાડનાર થજો રાજ; મુખ રાગેવર કેરાં પત્ર.છત્રપતી ધરજો શીરછત્ર પ્રસન થજો ઉમીયાઇશ. વનચરનિ એ છે આશીશ શણુવી વનચર એ સાચુ ભાખ,વીકે ત્યાં બાંધી શણ ગાંઠ.એમ વીત્યા જ્યાં પોહોરજ ચાર.બોલ્યાં વચન ઠારો ઠાર; કહો શણુવી શું બોલ્યાં એહ, સારી પેરે ભાગો સંદેહ.

દોહરો—શણુવી કહે હું સત્ય કહું,બોલ્યા વનચર જન;તે હું વાત સાચુ કહુ, નાયક શીર વીચન.માલ લુંટે કોઇ આપણો,કે દુખ પડશે ઘોર;કે કોઇ જાશે છેતરી,

મારગમળશે ચોર;અહતણા વાંકાદાહાડા, હારીશુ કહીહોઢ;ગ્રીસ્તબોલ જશેઆપણો, ખરી લગાડશે ખોડ; કેહે નાયક સઉ ઉપડો,છેઘડી ચારેક રાત,હવડા શુકન પ્રભાત. લાદું ટાડુ લખ વશા,વીકે વીચારયું મન;અમુલખ રત્ન શણવી ખરો,ભીજુનહિ દો અન્ન;એને લેઉ શે વશા, પચાવું સઉપોઢ. ઈશ્વરસંભારી ઉતરયો સું ઢયોવણઝારા સાથ; વાટ જતાં વીચારીયું ઉદ્યમ કરૂ મહા મરમ; સાચુ વચન શણવીતણું, ફળશે નીસ્ચે કરમ. ચીરી ગુણુ તે ચતુર નર, તેમાં શીવી ઝાલ; બીજીમાં હાર નાંખીયો ભુલવણ કીધી ભાલ; અડધો હાર ઘાલ્યો એકમા,અડધો રાખ્યો હાથ;હાય હાય કરતો ફરે,શોભે વણઝારા સાથ ત્યાંથી એક જોજન વેમળું,ગુણસંમુખાપર ગામ; ઇંદ્રિ જેવો શુભ અધિપતી,રાજ કરે તે ઠામ. રાખ કરી જઇ રાવણુ, પાડી બુમ વિશેષ; ધાઓ ધાઓ ધરણીપતી,છાનો રહે નહી વેશ. મને વણઝારે લુંટીયો, લીધો માલ સમેત. ધરણી હોય તો ધાઓ તમો, નાશ તું નીશા સમેત, રોકી રાખી સરજને, પોઢયો થયો પ્રભાત. અથ ઇતિ માંડી કહી, વીકે વીગત વાત, પરવરતો હું ચોકમાં,અનગળ હતુ ધન; નાયકે સરવે નિરખીયુ, માઠુ કીધુ મન. છપ્પો—જર દેખી જશવંત ગુણને ગામ ગમાવે; ધન દેખિ ધનવંત, નીચને શીશ નમાવે. સોનું જોઈ શ્રીમંત, અસત્યનું કામ કરે છે; ગ્રંથ દેખી ગુણવંત હેતથી હાથ ધરે છે;રામા રૂપવંતી,સતી નીરમળ કુળની નારીયો; શામળ કહે સત્ય છે, જર દેખી કરે જારીઓ.

ચોપાઈ—રાજા કહે વહેપારી તમો, સાચી વાત પુછુંછુ અમો;એનો માલ આપી જાઓ, નહિતર તમે દુખીયા થાઓ. નાયક કહે નવ જાણું અમો,શાને આળ ચડાવો તમો; વીકો કહે મુજને લુંટીયો, હુંતો નાશીને છુટીયો; વાત વીમાસણ ચીતમાં અડી, ઠાલી પોઠ મારગમાં પડી; વણઝારો કહે જુઠો થાઉ, સરૂવ પોઠ આપીને જાઉ ભારે વણજ લાખોનો કરૂ, ચોરી વાત કેમ ચીતમાં ધરૂ, વિકો કહે જુઠો પડુ, શીવ સાનીધે શુળીએ ચડુ. રૂડા દેશપતી રીધ રાય, દીજ પતિજથી તોળો ન્યાય;તે ાત બંધન કરી; લખ્યાં લખાવ્યાં ધીરજ ધારી. વણઝારો કહે એ સમ ખાય, અમથીતો તે નહી મનાય; સાચાં વણ રાચુ નહી ઠરે; જુઠો થાએ તો એ મરે. ખોલોગુણુએમ વિકો કહે, મહાગ માલ એ પાસે લહે; ગુણ દસવિસ જોઇ જેટલે, હાથ ઝાલ્યોઆવી તેટલે. વિકો કહે એ વસ્ત મારી, ચોરી સાબુત થઇ તાહરી. જોતાં માલ નીકળ્યો નહિ, જે બીજા માલ થકી નીકળી એતો મારી વસ્ત; લેઉ પોઠ તે વસ્ત. સમસ્ત નીકળ્યો એકજહાર; નીશ્ચે વાત થઇ નીરધાર. વણઝારો કહેએ માહરાં,મુજ પાસે કયાંથી તાહરાં એની જોડ જો લાવો તમો, તો સાચો તું જુઠા અમો. બીજુ નેપુર બીજીઝાલ,અડધોહાર આપ્યો તતકાળ;વિકાનેતો સાચો કહયો,તેવણઝારો જુઠોથયો

દોહરા—જીતવંગ વીકો થયો, હઇડે વધ્યુ હેત;વણઝારેહોડે હારીયો, પોઠ ગુણુ સમેત કહે વીકો છે તુજકને શણવી જેનું નામ;દૃષ્ટ પાડો માહરી, તો થાય તારૂંકામ

આવ્યો શણુવી ઓળખ્યો, હરખ બેહુને થાય;પરસ્પરે મન હરખીયાં,આનંદ અંગ ન માય. ચોપાઈ—કરૂણુ દ્રષ્ટ વિકો કહે, લક્ષ વણઝારો તે લહે;પાછી પોઠઆપુછુતને એ શણુવીજે આપો મને. ઉલટ વણઝારાને થયો;આટલા દિવસ કયાં શણુવી રહ્યો પાયે પડયો વણઝારો નમી, વાત માહારે મન ગમી; લાખેણો શણુવી જે લીધ,પોઠ ગુણ સઉ પાછી દીધ; રાજા કહે ચોથ માગુ હું, કયમ શણુવી લેઇ જાઈશતું નેપુર ઝાલ આભુશણુ હતુ, રાજા આગળ કીધુ છતું. ચોથ માંહે તે આપ્યો માલ. ગામ માંહે તે ગયો ભુપાળ; પછી વણઝારે લીધો પંથ, ચતુર પુરૂષ ચેતાવ્યા ચંત; એક એક વિતી કહી હસ્યા, માળવ ભણી ધરમવંતા ધસ્યા ભેટયા બેઉ ભીડીને ભ્રાત, સરસબાર વીતી કહી વાત. ભરથરી રાજ કરે છે ભુપ, અલખત પામ્યો અધીકઅનુપ અસ્ત્રીઓ પરણ્યા હજાર, અનગલ સેન્યા સહુ સરદાર. એક દીવસ હું મેડે ચડયો, થોડોક વાંક અમારો પડયો. મુજને દેશવટો તો દીધ, તેણે કામ થયું શીધી. તું તો મુજને મારગ મળ્યો,શોક સંતાપ તે રણનો ટળ્યો. મળી વાત ભાઇ ભાવીયા ઉજેણી નગરી આવીયા. નીરમળ ગંગા જેવાં નીર, ત્રવેણી જેવી ક્ષીપ્રા તીર. શુભ શુકન થયા છે ત્યાંહે,બોલ્યો શણુવી માહી સુખ માંહે. પુરવદશા વાયુવાયછે, વનચરના શુકન થાય છે. ભાવતાં પામીશું ભોગ,વાહાલા તણો છે કાંઇ વિજોગ.સુખસાગર જેવું સુખ, વીજોગ વાહાલાનો એ દુઃખ રખે ભરથરી હોયે પડયા. કહેકો દાશી દુશમન નડયા. ઇષ્ટદેવની કીરપા ઘણી, દશે દિશા કહેવાશે ધણી. આણુભર તખંડ જંબુદ્વીપ, આવ્યા ઉજેણિ સમીપ. ઇકોતર પરીયા તારશો, મોટા દુષ્ટોને મારશો. વિકો કહે સાંભળરે વિર, હું રાજા તો તુંય વજીર. લો કોલ આપુછુંઅમો, હું પુરપતી પ્રધાનજ તમો,રાજપાટ ચલાવજો તમો;સનસુખ મન ધરજ ધરૂ,સંકટો સરવ લોકનાં હરૂ. ભરથરીની સુસાતા પડે,ત્યાર પછી મુજને સુજ પડે. પ્રમાર થના છત્રજ એહ, ગાજે જેમ અશાડો મેહ; વિચાર કરીએ મોહોટો મરમ, ઇશ્વર સહુનો રાખે ધરમ. મોટું ગાંધરવનું મહા મશાણ, રાક્ષસી ભુતાવળનું રાન, મહાકાળેશ્વર છે મહાવીર, નિરમળ વહે ક્ષીપ્રાનાં નીર. આકાશ દેવ્યા ભાવે ભમે; બાવન વિર રાજશ ગુણ ગઈ. અષ્ટભઇરવ જાણિતા જતી,નવકોટી શક્ત શક્ત સતી નવ નાથ ચોરાશી વીર, ગાંધરવ કોટી પંચાયણ ધીર. વનચર ખેચરને ડગ ઠેઠ. કહેતાં સીધવડ ઉપર હેઠ છપન કરોડ ચામુંડા ચાહ,હરસીધ માત રાજેશ્વર રાય.બાવનવીર આદે વઇતાળ;વીકટ છે વીખની ઝાલ,સઉની સાયક હરસીધ માત રાજેશ્વર રાય,બાનવીર આદે વઇતાળ;વીકટ છે વીખની ઝાલ,સઉની સાહક હરસીધ માત, જેની વાત વિશ્વવીશે વિખ્યાત. સરજે પાળોમાંજે ઘડે,સાધુને સાહક નરતાં નડે, નોધારાની વહારે ચડે,ઘાટ દવેશી દુશમનના ઘડે. નવેખંડ જેની નામના,પુરે શેવકની મનકામના. વેદ પુરાણુ શાસ્ત્રે જે કહી, જળ થળ માંહે વ્યાપી રહી, અષ્ટ

કરતા સહુ એથી થયા,વિજોગે શરવે લહયા,પંચામરત તત્વ છે જેહ,અધીક જનની ઢુપજ એહ.સારણુ પાલણુ પોષણુ નામ. કરતા શ્રેષ્ટ તનું કામ; પુરૂષ પ્રકૃતિ કાહાવે એક. અનેક એક તે એકનિ અનેક; ત્રીગુણરૂપ તેનાં છે રૂપ, તેનાં છે રૂપ, ભેદ ન જાણે બ્રહ્માભુપ;વેદ શાસ્ત્ર શ્રષ્ટી તે શકત,પાંચ પદારથ મુકતી મુક્ત.આજ્ઞુમાન વશે છે જ્યાંહ,તે બે વીર પધારયા તાહ,નીરમળ છાયા નીરમળ નિર,ભોજનકાજ નોત રયા બે વીર;મશાણુ સુઆ પ્રસ્તને કરે, એકરે તે નીશ્ચે મરે.ગયા ભટારક ગામજ માંહ,ઠરી રહયો વીકો ભાઈ ત્યાંહ પુરણુ નવગ્રહ છે પ્રસન,મહા ભયાનક છે તે વન; માનવી જાતે રહે નહીકોય,જીવતો પાછો ફરે નકોય.જેનો આવરદાપુરો થાય,તે નર તે ઠેકાણે જાય.હરસીધ રૂપ પોતાનું ધરી,ત્યાં આવ્યાં ત્રિપુરા સુંદરી,ઉજવળ વરણુ અલોકીક અંગ,શેવક સાથ નથી કોઇ સંગ;આભુષણુ અંગ અપાર,આપે રૂપ તણો અવતાર ચરણાં ચોળી સુધાં મુધ,કરમાં ગ્રહયું કમળનું ફુલ;રંભારૂપછે જોબનરૂપ છે જોબન વેશ. શીશ સુરંગી છુટા કેશ;રમઝમ કરતાં લીલવીલાસ, પધારયાં પોતે વિકાનિ પાસ. માનવિ માહારા મોહોલા માંહ. કેમ આવ્યો તું એકલો આંહ; જો આવ્યો તો ભલે તું આવ,મહારૂ દાણ માગુ તે લાવ.એવાં વચન સાંભળીયાં કરણ ચતુર નર લાગ્યો જઇ ચરણ; માતા જે માગોછો તમો,તે દાણ સઘળું આપુ અમો; હું નહી મેહેલુ મારૂં પત, સાચુ માનજો સાચી શક્ત;હરસીધ કહે હવડાં તો જમો; ઘડી બેચારેક રંગે રમો; કોલજ સાત પરીયાનો કીધ, હરખ ધરી ચાલ્યાં હરસીધ. પછે વચન માહારૂ થાપજો, ઘટે દાણ તે તો આપજો,ગયાં પ્રેમદા પોતે ઘેર, પછે શી થઇ તેની પેર, જગત અંબા ગયાં જેટલે, તરત પરભવ આવ્યો તેટલે.કરી રસોઇ જુગતે જમ્યા; ઘડી બે ચારેક રંગે રમ્યા વીર ગયો વાસણુ આપવા, આવ્યાં હરસીધ કષ્ટ કાપવા, અલ્યા પંથી મુજ પાસે આજ, પરઠયું છે તે લેખે લાવ. વીકો કહે જે દાણ, માગો માતા ચતુરસુજાણ. હરસીધ કહે સાચુ કહો ધીર,કેટલું તે વાવરીયુ નીર. પાણિ પીધું કહે નહિ કોઇ,પાણી સાટે આપો લોહી તેં વાવરયું જળ જેટલું, તાહારૂ રૂધીર મારૂં તેટલું.આપો તો તો આશીશ દેઉ,ના આપે તો જીવજ લેઉ. ઉઠો ઉઠો સાવધાનજ થાઓ, પાણી પ્રમાણે રૂધીર પાઓ; ત્રપ્ત કરે જો મન માહારૂ, તો ધરમ ધીરજ થાએ તાહરૂ; પુરણ પેટ ભરે નહી પાપ, તેનો તુજને દેઉ શ્રાપકદાચકરોધ જોહઇદેધરૂભાળી ભસ્મએકક્ષણમાં કરૂ.હરખ્યો વિરકહાડીછેછરી આપે જીવ્હા ઉપર ધરી. સોંસ્યું રૂધીર મળે નહી ટાંક. વિકાનો તો પડીયા વાંક, પગ પીડી માંહિ કાપવા, હરસીધને રૂધીર આપવા. લાવ લાવ ભુખ્યા છું અમો, શીદ વચન દીધું છે તમો;રૂધીર તણું બીંદુ નહી એક.થયો આકળો વીરવશેક.પછે હાથની કાપી બાંહ, રૂધીર રેખ ન આવ્યું તાંહ;રૂધીર આપ કે કહે મુખ નાય,વાજુની વેળા વહિ જાય, વીકરમશેન બુધ જે ધરી, આપ કાળજે ઘાલી છરી;કહાડી

કાળજે ધીરજ ધરૂ,રૂધીર ટીપુ નવ નિસરયુ.પછે મનમાં આણિ રીસ.છેદવા માંડયું પોતે શીશ.લેજો મા ભવાની ભોગ,વચન ઓશીકલ ટાળજો રોગ.શુભ વચન બોલ્યો તે સાથ,માંમાં કહીને ઝાલ્યો હાથ.માગ માગ હું પ્રસન થઇ,તારા મનની ચીંતા ગઈ; લેશ નવ રાખીશ તારા રૂદે. મન ગમે તે વાણી વદે, અમર દ્રષ્ટે વરસ્યો મેહ,દેવીયે કીધો દેવાંશીદેહ. હરસીધે હાથ ફેરવ્યો શીશ,પ્રસન થયા ઉમીયા ઇશ; માતાજી મન રૂડુ તુને, હેત કરી આહો મુને.તું પ્રથવીપતી રાજા થજો, તાહારા ગાજ્યા સહુકો જજો;કરજો પુન્ય પરમારથ કામ, નવખંડે તહારૂ નીજ નામ; કોડી કલ્પે નાશજ થશે તુજથી દુખ લોકનાં જશે. ધીરવીર તું સાહસીક હોય, તુજ સાથે જીતે નહી કોય;ભીડ પડે સંભારે મુને,રક્ષણ કરૂ તે વેળા તુને. મહારો તાહારે શીર છે હાથ, અહરનીશ તાહરે હું સાથ; વીક્રમને આપ્યું વરદાન, આદ્ય શક્ત થયા અંતર ધ્યાન.

છપ્પો જે શેવે શીવશક્ત, જગ વશ તેને હોયે; જે શેવે શીવશક્ત,ગાંજી શકે નહી કોયે. જે શેવે શીવ શક્ત, અષ્ટમા સીધ નવનીધ પામે; જે શેવે શીવ શક્ત, વેદના સઘળી વામે.સાચે દલ શેવે શક્તને, અકળામણ તેને નહી કશી;શામળભટ કહે જુગ જીતીયો વીશ્વંભરી જેને મન વસી.

દોહરા—એટલે શણવી આવીયો, તેહ નવ જાણે વાત; શમણાની પેરે થયુ, મહીમા દીધો માત. ખાન પાન તરતિબ તર, સમરો ઇષ્ટ શીવ શામ; શુકન બાંધીને સંચરયાં, ગુણ ઉજેણિ ગામ મહાકાળેશ્વર માહા પ્રભુ, આજ્ઞા તેની લીધ; પ્રસન પ્રસન પ્રસન છું, દીવ્ય વરદાન જુગદીધ. ગયા ગામમાં ગુણનીધી, ભુમીમાં નહી ભાર, ઉદવસ્ત સરખું ગામડું, વીકરમે કર્યો વીચાર. નુર નથી એ નગ્રમાં,રઇયતમાં નહી રૂપ. લીલા લહેર જોઇએ ઘણી, જ્યાં ભરથરી સરખો ભુપ. શકે ભરથરી ભુમી પડયો,શકે લુટાણા લોક;શકે પાપી પેદા થયો, શહેરમાં દીસે શોક,સત શહેરો વીશે વશા,વીઘન થયું છે વસ્ત;કહે કુણ નરપતિ પડયો, મહીપતી પામ્યો મરત. તેણે કાહાડી મુકીયો, કે ચુકયો ચીત બ્રહ્મ; વીમાસણ વીકે કરી, ધારણ નહી એ ધરમ,દેશવટો મુજને દીધો કહાઠી મુકયો બાર;માન વીના મહીપતી રહ્યુ, એતો નહી વેહેવાર. વનીતા એ ઘણો વશ કરયો. રાયે કીધી રીસ; માટે રાખો રખે, છેદાવે મુજ શીશ.

દોહરા—ધરે નેહ જે નાર,મહી પત જાણે મીત્ર; તેને મુરખ જાણજો,કાગને જાણે પવીત્ર. છાનો રહે એ ગામમાં, ચરચા જોઇ હું ચંત; જો રહુ તો અહીં રહુ, નહીતર જાશુ પંથ. ચોપાઇ—પોતે વીચારી મનમાં પેર, ગયા પ્રજાપતિને ઘેર. વાસો રહેવા દો એક રાત,પંથ જાશુ પહોડે પ્રભાત;ઠરી ઠામ તે વાશો રહયા,સુવા કારણ સુખીયા થયા; પ્રજાપત શું કીધી પ્રીત, ગામ બધાની પુછી રીત. કુણ રાયને કુણ

પ્રધાન, રઈયતને કેવાં દે માન; પાન ફુલમાં પ્રાક્રમ પુર, દીસંતો દેવાંસી સુર રાણા રાવ સરિખા દીસંત, દેખી મન હરખી હસંત.

દોહરા—જેને ઘેર વાસો રહયા, તેને દુખ અપાર, રૂદન કરે હઇડુ હણે, કલ્પાંત કરે કુંભાર. અતિ દુખ પામે આકળાં, જાણિ નવ શકે કોય; વીક્રમ બેઠો વાસમા,તે તો દ્રષ્ટે જોય. હાથ જોડીને પુછીયું, માતા તુજને શું દુખ,સંકટ ભાગે તાહરૂં,શીવ જી કરશે સુખ. મારે ઘેર તો એક છે. લાડકવાયો પુત્ર; તેને તેડું રાયનું ભાગે છે ઘર સુત્ર. દુખ મોહોટું જે દેશમાં દુષ્ટ છે વીર વઇતાળ;રોજમારે માણસ એક,કતાંત સરીખો કાળ; એ દુખછે ગામમાં દૈત્ય માણસને ખાય; કર કરી આવ્યો તેહને, વારાફરતિ જાય; આજ વારો મુજ પુત્રનો, તેની મુજને દાઝ; કાલ રાતે એને હણે આખો દહાડો રાજ; વિકો કહે છે વાત સુણ,કોણ નરપતીનું નામ;કુણ પ્રધાન કુણ પાટવી, ઉદવસ્ત થયું સઉ ગામ. સુકયાં વાડી વનસ્પતી, લક્ષણાકયાં ગયા લોક; કેમ દેશ દેહવટ થયો, સહુને પડીઓ શોક, નઅળો કુણ છે નરપતિ;પાપી કુણપ્રધાન; શાહાવત નથી કે શેઠીયો, નથી દયા કે દાન; કોનું રાજ કોનું ચલણ, કુણ મર્દ કુણ સુર. રજાડે રઇયત રાંકને, નરપતીમાં નહિ નુર. શુભક્ષ દુર ભક્ષદેહમાં,દહાડી દુખ છે ઘોર ગડ હરામી દંડ દે, કે ચરીયા કે ચોર, વનીતા કહે છે વીર સુણ, કહુ પુર કેરી પેર; દુખ સાંભળી દુખીયા થશો, આવ્યા દુખીયાને ઘેર; ભરથરી ભુપ ભુમી તણો નવખંડ નરપતી નામ જેવો દશરથનો દીકરો, રાજ્યરે શ્રીરામ. સુખ સાગર રઇયત સુખી, આધપતી જેવો ઇંદ્ર;ભરથરી શોભ્યો ભુપમાં,તારા મંડળમાં ચંદ્ર; પુરપતી પરણ્યો પ્રેમદા, અદકી તેમાં એક; હેત ઘણું તે ચતુરાતણું, નરપતી સાથે નેક નીચ નમેરી નાર તે; એકલહિણુ તે અંક; કોણ જાણે તે શો પડયો,વજીર તણે શીર વાંક. વજીરનું નામ વીકો હતો, ઉતરયું રાયનું હેજ;તેને વનમાંકાહાડીઓ, તે સાથે ગયું તેજ. વનીતા વચન વિવેકથી, ભરથરી જીત્યો ભોગ;રાખચોળી વનમાં ગયો, જશવંતે લીધો જોગ, હસ્તી ઘોડા માલ ધન, નીગમુ ચકવેરાજ;તપ કરવા તીરથ ગયો. સાધન કરવા કાજ. ઘેર પ્રધાન એક ઘરડીઓ, રાજ ચલાવે રીત; નેક વાંકી નથી તેહનો, પ્રજા ઉપર પ્રીત; બળવંતરાય બાહેર ગયો, ચતુરચતુર સુજાણ; રાક્ષસ એક પેદા થયો પ્રજાના લેવા પ્રાણ. આવે અચાનક એકલો, અંતરીક્ષ ઉડી જાય; સો બસેં દસવીસને, ખાંતે દુષ્ટ તે ખાય. ઉંચનીચ નરનારને કાં રાય કાં રાંક;ભુંડે ભક્ષ કર્યાં ઘણાં,વાઢ્યો આંડો આંક,કોઇ પ્રદેશપરવાર્યાં કોઇ નાઠા નરનાર; શાણા થયા સહુ એકઠા,મનમાં કરયો વિચાર સ્નેહ દઇત્ય સાથે કરયો; વસવા દે એ ગામ નીત્ય માણસ એક આપશું,કરી રહો એક ઠામ;નારી નહિ બાળક નહિ, નાહ વરધ વિવેક,વારૂ જરૂર જવાનને,નીત્યે માણસ એક પ્રાતઃકાળે પરવરે, રીઝ ભોગવે રાજ;રાક્ષસ ચાવે સતમાં, તન કરે છે તાજ.કાલ વારોછેમાહરો

મોહોટો જાશે પુત્ર; એથી દુખ બીજું કીયું, ભાગે છે ઘરસુત્ર. પંથી કહે સુણ પરે-
મદા, ખાંતે સમ હું ખાઉં; માટે તારા પુત્રને, જરૂરપણે હું જાઉં;દુખ તારૂં તું તાજ
કર, કાળજડુ થીર રાખ; એ વાતે ઇશ્વર આણ છે, સુરજ ચંદ્ર બે સાખ કાહાડુ
ભાવઠ ગામની ચીતમાં એ હું ચહું;મારૂં પાપી દુષ્ટને,એને જીવતોસાઉં. પ્રજાપતને
પ્રિછવ્યો, પુરણ કીધી પ્રીત, મંદીરમાં મોજે કરો ચીત ધરશો નહી ચીંત. પુરેપર
ણવા જેટલો હરખ ઘણેરો હોય વીક્રમ વાટ જુવે તીહાં,તેડવા ન આવ્યું કોય;એટલે
તેડું આવીયું, તેડે છે પ્રધાન, વીક્રમ સાથે ચાલીઓ, ચાવીને મુખ પાન. પરણવા
કારણ પરવરે જેમ દિપે છે વદન, હસતો રમતો સંચરયો બીક નહી કાંઇ મન;
મયો રાજવી રાજમાં,ઉઠી સરવ સભાય; સીંહાસન સોનાતણું ત્યાં બેઠો જઇ રાય;
અચરત પામ્યા સરવકો, દીઠો દેવાશી દેહ, કોઇ પુરૂશ એ કારમો, માણસ અમરત
મેહ; આજ દીવસ રાજા તમો, કોહો મન ગમતિ વાત; રાત સુધી રહીએ અમો;
પોહોડુ દુખ પ્રતાપ, દુખ કાહાડુ બધા દેશનું, મારૂ શતરૂ ઠામ; ઝાલુ પાપી જીવતો
તો શીવ શેવક નામ. ચોપાઇ—કહે વિક્રમ રાજાછું અમો, કહુ તેકબુલ કરોને તમો;
મધ તેના ભરાવો માટ, મુકાવિ દો ઘાટેઘાટ. બળ બાકળા વડાંને ખીર, સાકર સર
બત કેરાં નીર. દ્રાક્ષ ચારોળી મેવા પકવાન, ખાંડ ગોળ ઢગલે ઢગ ધાન. ઘેબર
પેંડા સુખડી સર, અતી કીધો તેને અંબાર; કસ્તુરી કેરા કદમ કરયા ભંડાર
બધા મેવાના ભરયા કસ્તુરી કેરા બેહક બરાસ, લીલા લેહેર વારૂ વીલાસ; દર
વાજેથી દિપક ઓળ, એક ઉઘાડી રાખી પોળ; બાંધ્યા ચંદરવા ચોપાસ, વી-
વીધ શોભા કીધી વાશ; ચંદન કેશેર છાંટયાં છાંટણાં, કનકાયમ માંડયાં માંડણા.
વેરયા પુષ્પપારી જાતક ઘણાં, કુમકુમરોળ કીધાં તેતણાં, મોતિયે પુરાવ્યા ચોક
અજવાળાં ગુણ મેડી ગોખ. ઇંદ્રાસન સરખુ છે નામ, એમ શણગારયું બધુ ગા-
મ; એક સંવતસર સુણે ખાય; ભરી મીઠાઇ તે મારગ માંય, કઢયાં દુધ સાકરી-
યાં કરી, મુકયાં મારગમાં તે ભરી; પંચ સુધાન પાકાં તેલ, રાયે કીધિ રંગની રેલ.
પાન ફોફળ બીડી બરાસ, લવીંગ એલચીને મુખવાસ; સુખડી શીખંડ દહિના
મઠા, સાકર સરબત રૂડા રઠા. આવે પોળ દરવાજા બાહાર, કીધો એક જોજન
વીસ્તાર ત્યાંહાં સુધી શોભા મહા મચી ચંદન કુમકુમ દુધડે રચી. મહીપત
મીઠાઇ બાંહેર બાંધીયાં, શહસ્ત્ર અજા શોભીત સાંધિયાં. વાકલક્ષી બારકળશીતણા
ભક્ષ ભોજન માંહે નહી મણા. ધિરવીર પોતે વડ થયો, ઝાલી ખડગ અગોચરરહ-
યો. રાત ગઇ પુરે એક પહોર, ગયા લોક તે ઠોરેઠોર. એટલે આવ્યો વીરવઇતાળ,
રાજા મહીશનો ઠરતો કાળ. પીધુ મદીરા ખાધો ખીજ, રૂદયામાં આણિ બહુ રીજ.
જેમ જેમ પગલાં ભરતો જાય, અમરત મેવા ખાતો જાય; ચાવે પાનને ચોળે તેલ,
કરે કલોલ રાજી થઇ ખેલ; બળબાકળા અહારજકરે, તેમ તેમ હઇડુ એનું ઠરે.આ

જના રાજા તુજને ધન, ત્રપ્ત કરયું તે મહારૂ મન; સાકર રસ સોપારી ખાય, રંગ મોહોલમાં આપે જાય. દોહરા—હસતો રમતો ત્યાંહાં ગયો, જ્યાં રાજા દરબાર;માણુસ કોઈ દિઠો નહી, શોભા ઠારોઠાર. આવ રાજા તું આજના;કરૂ તુજને હું નહાલ માગ માગ વર મુજ કને, વપુથી અદકો વહાલ;નિશ્ચે તુજને નહી હણુ, સત્ય વચનનો કોલ. તરતીબ જોતાં તાહારિ,બુધ વીચારી બોલ.પરીયા સાત હજારનો,બોલ કોલ ભલો ભાખ; ધાત કરૂ જો તાહરિ, શીવ સુરજની સાખ.

ચોપાઇ—નરપતિ આવી પાયે નમ્યો,જુહાર કરયો તે મનમાં ગમ્યો;તમ પાસે જોરજ કેટલું, માગુ તમ પાશે તેટલું. તમારૂ તે શું છે નામ, સારાં નીપજે તમથી કામ; મહારૂ નામછે વિર વઇતાળ,કરોધ ભરયો કૃતાંતજ કાળ.મન ચીતવ્યાં મહા કામજ કરૂ, સ્વર્ગ મ્રત્યુ પાતાળે સંચરૂ; બાવનવીર તણા શીરદાર. મહારા પ્રાક્રમ અમમપાર. શકતી હરસીધનો માથે હાથ, તેથી સરશે સરશે તમ કામ; ઇંદ્રાસન બ્રહ્માસન જાઉ, નાહાલ કરૂ જો પ્રસન થાઉ; કોપ કરૂ તો લઉ પ્રાણ. અદ્રષ્ટ વિદ્યા ગુણ તે જાણ; લધુ લાઘવી વીદ્યા કરૂ, પલક એકમાં પ્રથવિ કરૂ. જુદ્ધ કરતાંમાં નવ હારીયે, જોર કરે તેને મારિયે. એવું જાણીને તું માગ, પ્રિત ધરી તું પાએ લાગ. વિકો કહે વચન મુજ આપ,કોડે કષ્ટ અમારાં કાપ.વચને બાંધિ લીધો વિર,સતવાદીયો તે સાહશ ધીર; વચન ભ્રષ્ટ જે કોઇ થાય, તેને માતા હરસીધ ખાય.

દોહરા—પ્રથમ તો તુજને કહુ, મન વીચારિ જોય; વરસ દિન ઘડી પણ, મુજ આયુશ કેટલું હોય. આવરદા જે માહારો, કહો તે સાચુ સત્ય; તો વીસ્વાસ આવે મને,સ્વર્ગ સુધી તુજ મન.વાયુ વેગે સંચરયો બ્રહ્માસદ જ્યાંય; કરજોડી ઉભો રહયો, મહારાજ બેઠા છે ત્યાંહ. વીકો નામે માનવી, હેતશુ પાડી હોડ; આયુષ તેનું કેટલું, કહોતો પોહોચે કોડ. વરસ એકસો પાંતરી, ઉપર મહીના સાત; દશ દીવસ દીવસ પંદર ઘડી. જઇ કહો તેને વાત. કમળ પુજા કરશે કોડથી, શીવ શકતી પ્રસન સાર; ફરી આવરદા ભોગવે, વરસ સત અગીયાર. વદન નામ્યુ વીશ્વપતિને, પ્રીછી સઘળી પેર; એક પલકમાં આવીયા,ઘણા હેતથી ઘેર. માંડી વાત કહિ તેહને વરસ માસને દિન;અધીક ઓછું એમાં નથી, માનજો સાચુ મન; મહીપત કહે મેં માનીયું,દોલ ઓશીંગલ થાઓ;એક દીવસ વધારવા, પાછા ફરી ત્યાં જાઓ.આવરદા એક દીનનો, વધારી આપે મુજ;તો તે માગ્યું આપીયું,સાચુ તે જાણ્યું તુજ; વચને બાંધ્યો વીર ગયો, જ્યાં છે પુરૂપ પુરાણ; કરજોડી ઉભો રહયો, વીસ લાખ કરયાં વખાણ. મહારાજ મુજને તમે કહો, વિક્રમ જે માનવી જન; તેનુ આયુષ્ય વધારીયે, અદકો એકજ દીન. લાખ વશા મુજને કરયાં, પુરી મહારી આશ; એક દીવસ તેનો વધે,પામુ સુખ વિલાસ.ગોવિંદ કહે ઘેલો થયો, મોટો એનો મરમ;વધે ઘટે નહી કોઇકી જે લખાણું કરમ. આવ્યો વીર નીરબળ થઇ, સાંભળ રૂડા રાય;

માગ કાંઇ બીજું અવનવું; જે ઇચ્છા પુરી થાય.

ચોપાઈ–કહે વિકો તમે પાછા જાઓ,આપ્યું વચન ઓશીંગલ થાઓ;વચન ફેરો જો થાશે લોપ, કરશે માત હરસીધી કોપ; વધે નહીતો કરજો વિવેક, ઘટાડી લાવો દહાડો એક; વિર ઓશીયાળો ઝાંખો થયો, પાછો ફરી તે સ્થાનકે ગયો. તમ પાસે મેહેનત માગીએ, તમને ઘણું પાએ લાગીએ; વધતાની પુરો નહી આશ, ઘટાડો એક દિવશ કે માસ.સાંભળી વાત બોલ્યો શ્રીહરી,મુરખ શું પુછેછે ફરી;લખ્યો જે વિધાતાએ લેખ ઘટે વધે નહી તેમાં રેખ. બીંદુ પટયું જનુની પેટ. છઠે દીવશ લખાણું દેહ;સુખ દુખ હાણ વરસ જે હોય, મટાડી નવ શકે તે કોય,લક્ષ ધન કરજો અડી;અયુષ્પુ ન વધે એકજ ઘડી;બ્રહ્મહત્યા નીત્ય પાપી રટે,ઘડી આયુશ તેનું નવ ઘટે. સારૂ કરનાર સારાં જોગવે, ભુંડું કરનાર ભુંડું ભોગવે લખ્યુ વિધાત્રી તે સહી, ઘટયા વધ્યાની મેખજ નહી.છપ્પો–લખ્યો ચિત્ર વિચિત્ર ચરીત્ર,ચારૂ કરૂ કર દેખો; મંત્ર જંત્ર જળતંત્ર, વછ લંછન કર લેખો સંચ પ્રસન; સયાન;પ્રયાન કરો પ્રદેશે; વ્યાકરણ વિદ્યા વેદ, વાણી વર વેશે. ગુફા ગરફમાં રહે, કો રણુ માંરગ રટે;શામળ કહે રેખા કરમની, જંત્ર ભાર વધે નહી ઘટે.

દોહરા–કોડ ઉપાય કરે, પ્રપંચ બંધન ભેદ; કરયું નવ થાય કો તણું, વાણી બોલે વેદ ડાહાપણ કળ વીકળ વિવેક જુગ જાણ;મુરખ જાણે જે કરૂ,પુરણ લખ્યું પ્રમાણ અન તો પાણી વજન, નેત્ર પલકારા જેહ; સ્વાસો સ્વાસ દમો દમી, સરવે લખ્યા વશ એહ. નિંદાજાગ્રત સ્વપ્ન સુખ, ધરમ કરમ પરીવાર,લખ્યા વછ સહુ ભોગવે, શું કહું વારંવાર; જપ તપ ને પુન્ય પ્રાક્રમી અસત્ય અન્યા જે આપ;અધર્મ અન્યા આચરે, તે તો લખ્યા પ્રતાપ.

છપ્પો–થીરરહે જો ચંદ્ર.ઇંદ્ર ઇંદ્રાસન ડોલે દશ દીગપાળ,આળ સત્યવાદી બોલે ચળે અવની પુરવ મેર, ફેર શ્રષ્ટી મંડાણી, વહે ઉલટી જો ગંગ; જતી સતિ વ્રત ખંડાણી; અનીલ મન બાંધી રહે, કોઇ કાળે વંઝા ફળે;શામળ કહે રેખા કરમની, તેતો ટાળી નવ ટળે.

ચોપાઇ–કરમ રેખાની હકીકત લહી,વૈતાળે વીક્રમ આગળ કહી; બીજું માગ જે મુખથી મળે, લખ્યો લેખ ટાળ્યો નહી ટળે. કહે વીક્રમ તારૂં શું જોર, વચને બાંધ્યો મારો ચોર; ધશી ચોટલો ઝાલ્યો તે દીશ, કાહાડયું ખડગ છેદવાને શીશ. ઘણાક લોક હણ્યા છે તમો,તેનું પાપ પ્રકાશું અમો;તુજ ઉપરરૂઠયા છે ઇશ.સાંભળ તારૂ છેદુ શીશ.ઘણા દીવસનું પ્રગટયું પાપ,તેતો તાહારૂં ભોગવ આપ;કાળ માણસનો તું કાહાવીયો,તે દહાડો તાહારો આવિયો;તુંતો મને ન મારી શકે,મુજ આવરદા ખુટયા પખે; એકશો પાંત્રિશમાં પંદર ગયાં, બાકી ભોગવવાનાં રહયાં; વચન આપ્યું તેજ ગયુ, જીવનું જોખમ તાહારૂ થયું.કોલ આપ્યોતે નવઅપાય, તેતુજથી

કેમ ઉથાપાય; સંભાળ તું હરસીધ માત, કરૂં છું તાહરી દેહની ઘાત. કોટી ઉપાયે નહિ મુકીએ, ચોટ ચડયો તે કેમ ચુકીએ: શામ દામ કરશો બહુ ભેદ; નહી જીવતો મુકુ વેદ. વઇતાળ કહે સીધુ સાંભળો,મારો ઉસ્તાદ તું મોટો મળ્યો, સીસો તું શત્રુનો શલ્લ, મલને તું તો મળ્યો પ્રતીમલ; આપ્યો કોલ દલ હેતેથી હાથ, હું વેચાણુ છું તાહરે સાથ; ઉગારે જીવ તું માહરો, ચાકર રાખ હું છું તાહરો, ચીતમાં આવે તો ચાકર રાખ, સુરજ ચંદ્ર બે આપુ શાખ.

છપ્પો–ભોળો થાય શતરૂ સાથ, તે રૂદેમાં રૂચે;શતરૂને જાયે શરણ,જીવ પોતાનો ખુવે. દેખાડે દુશમનનો ઠામ, ઠામ ઠેકાણું જાશે; શતરૂનો વીશ્વાસ,કરે તે ખત્તાખાશે શતરૂને જે ગુણ કરે,દયાઆણે જેદેહમાં;શામળ કહે દુખપામશે,નર અજાણ્યાનેહમાં

ચોપાઇ–વીર કહે છે તું છે વીર, શોધી જોતુ આપ શરીર; મુજ સરખો માગ્ય નહી મળે, ભુપતી તાહારૂ ભાગ્યજ ભળે.લાગ્યો પાય નેહશું નમી,તેતો વાત વીકાને ગમી; તાહારી કાંઇ પ્રતિજ્ઞા લેઉ, ત્યારે તુને મુકી દેઉ. પાય નમીને બોલ્યો વીર; સોંપુ તુજને સર્વ શરીર, મુજ સરખો તણુને નહી મળે, માહારૂ કારણકા નહીકળે; અહરનીશ તમ પાસે રહુ, કરૂ કામ જે મુખથી કહુ, વીક્રમ કહે શેવક શક્તિનો તુ હરસીધનો હજુરી હું; એહ માતને વચમાં આણુ, પોતાનો ઉગારો પ્રાણ; માહરૂ વચન કરે નહી લોપ,કો વેળા ચડાવે કરોધ જ્યારે સમરૂ ત્યારે પાસ, મુજ ખરીદી લીધો દાસ હવડાં ખાર મનમાં નવ ધરે, અજીત કામ કહુ તે કરે. પરછાયાની પેરે પળે, રાત દીવસ રહે મુજ તળે કહે વૈતાળ સાભળરે ભુપ, તું દિસે છે કારણરૂપ; હીંમત તારી ચીતમાં ચઢે, બીજો કુણ મુજ સાથે વઢે; તુજ સરખાને હું ઇચ્છતો પુન્યવંત પ્રાક્રમી પ્રિછતો. દોહરા–વારજીત વીક્રમ હતો, પ્રાક્રમ બાધુ પુર; વાગ્યાં નગારાં જિતનાં શીર ઉગમીયો શુર મંગળ ઓછવ ઘેર; ચાલી વાત ચોપાસ;વીકે જીત્યો વીરને, પોહોચી મનની આશ. ચરણુવ ઉલટયો હરખનો, ગુણ જશ ફેલ્યો ગામ; જીત્યો વીર પૂન્ય પરાક્રમે, કરયું વિકરમારક નામ;ઘોર દદામા ગડગડે,પુરણ શોભા પેર; દુધે ઉમરા ધોઇયા, તોરણ બાંધ્યા ઘેર; કુમકુમ છડા દેવરાવિયા, કોડે દીવાળી દિસ; અમરત ધન ઉજેણુમાં, પ્રશન ઉમીયા ઇશ, મરણવાત સહુનેટળી એથી કેવો હરખ ઇશ્વરથી એનો અધીય કાહાવોકલ્પનો વ્રક્ષ;જીત્યો ક્રતાંતજકાળને માણુસ તણો જે કાળ એથી તે ઓછવ કીયો, વધો વીર વૈતાળ; કો પુજન કરેવીપ્રનાં, કોઇક પુજે દેવ, વેરે પુષ્પ કો વાટમા, કરે સતગુરૂની શેવ. કુમકુમ રોળરંગે રમે, ગાયે ગોર્વાદના ગીત; કોઇક દે વધામણાં, પરાબ્રહ્મ ઉપર પ્રીતકોઓછવઅદકો કરે, ધરે આભુષણ અંગ; કો નીચ કો ઉછળે, કો કરે રાગને રંગ. વંઝા પામેપુત્રને નીરધન પામે ધન; તેમ સઉને ઉલટક તે મારવું પડે. તેની હત્યા માંથે ચડે; તોયે અહાર પુરો ન થાય, ચીતમાં મોહોટી ચીંતા થાય. એક દિવસ નવ ભાગે ભુખ,તેનું

માહારા દેહમાં દુખ. તમ ઉપાશીક મુજને કરો,ભારે પેટ અમારૂ ભરો;કરૂ પ્રતીજ્ઞા તે લે જોઇ, તાહારૂ થુંક ને માહારૂં લોહી; વાગે તુજને ત્યાં વાંશો ધરૂ,તે વાતે નહી સંસા કરૂ. તારૂ મનમાં ગાળુ વાડ, તુજ શતરૂણા ભાગુ હાડ; આપો આહાર સુખે તેડજો, ધરી ધુંસરી ખાંતે ખેડજો. ભોગ આપતાં કરશો ફોક,તે દહાડે સઉ લોકના ભોગ આપતાં ચુકી જશો, તે દહાડે દેહ દુખિયા થશો,કર ઉપર બીજો કરકરી, વચમાં આણ્યો અધીપતી ઇંદ્રિ સાક્ષી રાખ્યા સુરજ ચંદ્ર. વચમાં આણ્યા શીવને શક્ત, દેવ શાસ્ત્રનીવાણી વત; વચમાં આણ્યા હરસીધ માવડી,સમ ખાધા પુજી પાવડી સુખસાગર રાજસની રીત,અરસપરસ કીધી બહુ પ્રીત; એકજોર હરસીધ હાથમાં,બીજો વીર બાંધ્યો બાથમા મહાકાળેશ્વર પ્રસન થયા,દેવાધીએકીધી દયા. સાત મણ ખીચડાને ત્રણ મણ તેલ,થઇ સઉને રંગની રેલ;બાર મણ બાકળા ખટ ખીર, વીકે સંતોખ્યો મહાવીર,પંદર મણ કુર દશ મણ દાળ;ધ્રરૂત અઢી મણ શોભીત શાક. સવામણ શોભીત સુખડી, ભાગે નીત તેની ભુખડી;મધમાંસ તજાવ્યુ તરત, જીવ હંસા મુકાવી વ્રત; કરવું પુજન નવ કરવું પાપ, તેની વેદ પુરાણે છાપ. માણસનાં તે બાળવા પાપ, કરી પ્રતીજ્ઞા અદક્ષી આપ પાપીને કરાવ્યું પુન્ય નીમેખ માત્ર ન સખી નુન્ય. જીત્યો વર તે કીધું કામ વિક્રમાજીત વિકાનું નામ; ત્રીલોકનાથ તેને તરૂઠીયો. અમરતધન વેગે ઉઠીયો.

હવો મહીપત જોવા મન, ટોળેટોળાં નરનારનાં, રાજદરબાર જાય;તલપડે તેટલી જગ્યા નહી,સુરની શોભા થાય;કાંશી ત્રાંશી નવ ફેરવી,ચોખુટે ચોટાટ,વરણ અઢાર આદે સહુ; વખાણે ચારણ ભાટ, વાજાં વાગે વીધ વીધે; માહાદલ રૂડો રંગ;કેસર કસ્તુરી કુમકુમ, શોભા સુંદર સંગ. નીરખે રાજા વીરને, જય જય શબ્દ બોલાય ચંદન કેરા છાંટણાં ઓછવ મંગળ ગવાય; વીપ્ર આશ વદે ઘણી,ભલે ભલેરાભાટ. ચારણ ચાતુરી ચળવે નઉતમ શેણના ઘાટ;સ્ત્રીઓ કરે ઓવારણાં, પુજેપ્રેમે પાય; ધન ધન સહુકો કરે; આનંદ અંગ ન માય;પટ ભીશેક પ્રેમે કરે; શીર શોનાનુ છત્ર; દેવનંદિ ડાહરા, લખીને આપ્યા પત્ર; મોતી વધાવ્યા મેદની, રત્ન અમુલખ કરોડ; કોટીક લાખ ભેટા કરે હિરા માણેકપોડતોળે નીર અરણવ તણો ગણતા નવગણાય તે થાનક શોભા હવી, કહીયે કળી ન જાય. ગ્રંથ ખજાનો માલ ધન, લક્ષમી થઈ લક્ષ લાખ;અગણિત અલખતતાં ગમે, શાસ્ત્ર પુરે શાખ. આનંદ ફેલ્યો અતી ઘણો, કીધાં સહુનાં કાજ; માળવ સુખ ઉજેણનું, વીક્રમ પામ્યો રાજ. નગ્ર ભોજનભાવે કરે,સ્વપ્નામાં નહી શોક; રાત પડી રળીયાતમાં, ઘેર ગયા સહુ લોક. તુરંગ તેજી ઘોડા,મદઝરતા માતંગ. ગડેગડે નાદ નીશાનનાં;અધિપતી ફુલ્યો અંગ;સુખાસન શુભ મોકલી જ્યાં પોતાની માત; રૂખી સહીત સહુ તેડીયા. કહી સુખ દુખનીવાત જણે માતને પુત્ર બે, ભાવતા પામ્યા ભોગ; ખબર પામ્યા સઉકો પછી,ભરથરીએ

લીધો જોગ. વિક્રમસેન મળવા જશે,જ્યાં છે ભરથરી ભ્રાત;સંદેહ આગળ ભાગશે કેહેવાશે બીજી વાત રૂડા જશ રૂખી તણો;પુરણ હરસીધ પ્રતાપ રાજ પૃથ્વી તણું, ઇષ્ટ કૃપાથી આપ.પુર પ્રધાન પેહેલા હતા ધર્મ કામે કર્યાં ધીર; દીપક દશોદી સહુ થકી, કીધો વડો વજીર. અનંગ શેન્યાને જઇ મળી;પ્રીતે પ્રણમી પાય; એ પ્રતાપ સહુ તાહરો,જુગતિ આપી જાગ;વીચાર કરી મન વિક્રમે શક્તિ પ્રતાપે સુખ;રાજ ચલાવું ઠામનું. દુખીયાના ભાગુ દુખ ધન જોબન છે કારમાં;જેમ આવે તેમ જાય; જેના જુગમાં જશ રહ્યા, ધનધન તેની માય, ધન હરિશ્ચંદ્ર રાયજી, કરણ યુધીષ્ટિર જાણ; એવાં નામ જુગમાં રહે. તો જીવતર પ્રમાણ,

ચોપાઇ—એમ વીચારયું વીક્રમ વીર; ધરમવંત ધોરંધર ધીર; રાત અડધી જયારે ગઇ; લોક સહુ સુતા સુખીયા થઇ.સુતા પાયક સુતા પ્રધાન,જાગે રૂડા વીક્રમ રાજન; આજ હરખ છે સહુને સુખ, જોઉ કોની દેહમાં છે દુખ; ચરચા જોવા ગામજ તણી,ઉઠયો આપ ઉજેણી ધણી.વાળી કાયા ઘાટની કશી ધાયો ધરમ જોવાને ધશી;ખડગ ચોધારૂ હાથે ધરે;ગલીકુંચીઓ જોતા ફરે,નવતેરી નગરીના ઘાટ, દેશે દિશાની જોઇ વાટ. પેહેલે દીવસે વાસો રહ્યા તે કુંભારને મંદિર ગયા; મા દીકરો જાગે છે નેટ, કરે રૂદનને કુટે પેટ;વીક્રમાજીત ત્યાંહાં જોવા રહયો;ત્યાંહાં તો એક તમાસો થયો, રયો પંથી આપણે ઘેર જોજો કર્મ કેરી તે પેર. સફળ ફળ્યો. તેને જુગદીશ,રાજ છત્ર ધરાવ્યું શીશ;પુત્ર કહે મા તાયરો વાંક,તેનો મુજને કીધે રાંક માહરે ઠામે એ મરવા ગયો, અધીપતી ઉજેણુનો થયો; જીત્યો એ વીર વૈતાળ;અસંખ અલેખે પામ્યો માલ; જો તું મુજને જાવા દેત, લાખો માલ હું સરવે લેત,વઇતાળને પમાડત મ્રત.બંધીખાને નાબત તરત.ત્યારે ધન સહુ કહેતજ મને,પનોતી કહેતજ તને;તે સરવેની ઉડી વાટ.મુજને જાવા ન દીવો શા માટ,જીવતર માંતો ઉઠી વેઠ. એમ વહીને કુટે પેટ. શીશ કુટેને ધાઢે રોય, તેતો રાજા દ્રષ્ટે જોય; એ પંથીનું માઠું થજો, મહારૂ ધન લીધું તે જજો. મહારૂ ધનને મહારૂ રાજ, ભોગવશે તેની મુજને દાઝ; ના દીકરે કદી મન ારસ, ભુંડી ગાળો દીધી દસવીશ શ્રાપ કરકડા બોલ્યા ઘણા, અવગુણ ગાયા અધીપત તણા. કણે પુત્ર કરજો અમ માત, નહી તો હું ત્યાં જાત, ખાવા આપત એહને, સંતોખત દુષ્ટની દેહને; પ્રસન થાત તો ટળતા દાઝ, માલ ખજાનો પામત રાજ;ભુંડી રાંડ વણસાડયો અરથ, ગયો હાથથી ગુણ જશ ગ્રથ.માત તને મારૂને મરૂ,એ દુમ કેમ હઇડે ધરૂ;રાજા બાહાર નિસરયો;કહો ભાઇ દુખીયાછુ અમો,મારતા હોય તો મારો તમો. તાકતા હોય તો માલ વશેક, પુંજીમાં છે ધંધો એક; કામ હોય તો તે લઇ જાઓ,માટલાં શાવીશેક કરમાં સાઓ; આ અમે મરીયે છીએ આજ, તું મારે તો થાયે કાજ; કહે નરપતી મારે નહી કોય, સાચુ બોલ મુજ સામુ જાય; સાચુ બોલજો વીગત વાણ, જુઠે તો

ઇશ્વરની આણુ કહે કુંભાર સાંભળ તું ચોર, ઘણુ દુખ છે માહારે ઘોર; પંથી એક રહ્યો મારે ઘેર, પાપીની રૂડી પેર; કપટી કુડોલ પટ ગંડ,દુઃખ દીધું તેણે મુજ દંડ; માહારે સાટે તેતો ગયો,અધીપતી ઉજેણીનો થયો;ઘણો અલેખે પામ્યો ગ્રથ,માહારો ન સર્યો એકે અરથ.તે માટે તે દુખ હઇડે ધરૂ, આપઘાત કરીને મરૂ;જીવ કાહાડતાં શાનું દુખ; કેહે રાજા સાંભળજો તમો, ઘેર રહયાના તે તો અમો; સાચા શમ દીધાં એંધાણ; ઓળખ્યો રાજા ચતુરસુજાણ; સમરથ પામ્યો ગ્રવ રહી નુન્ય, તે સરવે ભાઇ તાહરૂ પુન્ય;તાહારા મનની ભાગુ દાઝ;આવ ભાઇ બેસારૂ રાજ.કોડવાર સાચુ કહુ કથી ઇશ્વર આણુ તે જુઠ નથી; કુંભાર પ્રીતે લાગ્યો પાય,માહારાજ રાજ મુજથી કેમ થાય. ગધેડા હું ચારણ હાર, તે શું જાણે રાજ વીચાર. બેઠો માટલાં મોટાં ઘડુ, ને હાથી ઘોડે કેમ ચડુ;વીક્રમ કહે સાચી કહુ વાત,રોતીતી ગરમાં તાહરી માત. મરવા ઉપર તાહારૂ મન; સંત પુછું પોતે રાજન.

દોહરો—કહે કુંભાર સાચું કહુ, નથી રાજનો અરથ; મરતો તે માટે હતો, માહારે જોઇએ ગ્રથ. રીઝી ખાઇએ રોટલા, દુખડુ કરીયે તાજ, ઘણું નાણું ઘેર લાવીએ; રીદ્ધરીદ્ધ પામ્યા રાજ, માટીચુંથવી નવ પડે,રહેનાતમા નામ;સમ દીધે સાચુ કહુ,માહારે દામનું કામ;રૂડી વાતે રીઝીયો,વીક્રમે કરયો વીચાર પ્રાતઃકાળે તેડીયો દલરડે દરબાર. સર્વ માલ સમર પીયો અગણીત કાકઈ કરાડ દુખ ફીટીને સુખ થયું. ગયા ઘેર મોડા મોડ; ધીરવીર દાતારદલ, પરદુખભંજનહાર;નથી થશે અવની વીશે. સોધ તે સંસાર ઓળખ્યો નગ્ર ઉજેણમાં પહેલો એ પ્રધાન, અધ રાજ છે એહનું, મહીમા મોટો માન.દાતારનુ મન રીઝછે કુડાને મન કોપ સતવાદીને સોહામણુ, લડતણ તન લોપ. પારકાં દુખ એ ભાવશે, ભાવંતા પામશે ભોગ; વ્યાપે શોક વ્યાપે નહી, રેખ રહે નહી રોગ. વીજોગ રહે નહી વાલા તણો,નીરમળ રેહેશે મન ધીરજ ન હોય ધંધલ હવે દાતા ગણે દનદન; સર કરેસીતાપતિ, હેત હરિશ હોય; ભુત પ્રેત પીડ નહી ગ્રહ ગજ નહી કોય, પુન્ય કરે પરમારથી, લક્ષ કોટીધા થાય;પરીયા ઇકોતેર સત તરે પાંચે પાતીક જાય,એવું સાંભળી આપશે અન્ન વસ્ત્ર દક્ષણાદાન;આ લોક સુખ પામશે, પરલોકે પ્રભુ માન.કહે પુતળી ભોજ સુણ કથા સાંભળો કરણ એવાં પ્રાક્રમ જો કરો,ચતુર ધરજોચરણ એમ કહીને ઉતપતી આપે ગઈ આકાશ.એહ કથા પુરણ હવી,કેહે કવી સામળદાસ શ્રોતાવકતા સમજતા કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો, જયજય શ્રી રણછોડ.

## વારતા ૧૧ મી કળસની.

બાળા નામની અગીયારમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાયનમઃ શ્રી સારદાયનમઃ દોહરા—વાહ વાદની વરણવું પુજુ ગણપત પાય; કરૂ દ્રષ્ટ અવિલોકતાં, બુદ્ધ પ્રફુલીત થાય, શુદ્ધ બુદ્ધિ બે સ્રીઓ લવાભ બે તન વેપાર કામ કરનાર છે, મોટું તેનું મન. અષ્ટ શીદ્ર નવનિધ ધને રત્નાગીરીએ વાસ; મન વાંચ્છીત ફળ દેયણો, પુરે સરવે આશ; પીતા કે મહાદેવજી, પારવતી એની માય, મોટો એતો વિશ્વમાં સરવે પેહેલે પુજાય. નઇવેદ જેને મોદકા,સઘળી વરતમાં સાર; પ્રથમ નામતો એહનું દેવવડે દાતાર; સરવ સમરથ એને ધણી, અલખતનો નહી પાર. પ્રથમ પુજા એહની કરે; સહુકો નરને નાર; શુભ કામે લે એહનું;નીરમળ રૂડુ નામ;સંકટ હરે એ સર્વતા,કરે મનવાંછીત કામ,વરણવુ વિક રમશેશને રાખો મારી લાજ. કરૂણા નીધી કરૂણા કરો, બટુક ભઇરવ મહારાજ. આદ્યશક્તતું ઇશ્વરી, સનખલપુરમાં વાસ બહુચરબાળા ચંદરી, તે રાખો મુજદાસ; કળયુગમાં પ્રગટ સદા, તેજ પુંજ પ્રકાશે; તે તો માતા બહુચરી, પુરે માહરી આશ; ધારા નગ્રનો રાજીયો ભોજરાજ મહા સુર, ચતુર શીરોમણી આગળો; નારાયનું નુરશીહાસન શુભસજ કરયું ભોજન કરાવ્યું ગામ; મુહુરત જોઇ કરી બેશણવાલીહામ પ્રણામ પ્રદક્ષણા કરી, ધરે શિંહાસન પાય; બોલી બાળા પુતળી, રેહે રેહે વેગળો રાય. આ સીંહાસન ઇંદ્રનું, આવ્યું વિકરમ હાથ,એવાં પરાક્રમ જે કરે સ્પર્શ કરે એ સાથ. બીજો બેશી નવ શકે, વિક્રમવિના નહી કોય; ભોજરાજ બેશીશમાં, વિક્રમ જેવા નર હોય. રેહે વેગળો તું રાયજી, નહી બેઠાનું કામ; પગમાં ધરીશ પ્રીતે કહુ બેઠો વિક્રમ ઠામ.

ચોપાઇ—ચેત્યો રાજા ભોજ સુજાણ, રહયો ઉભો જોડી બે પાણ વિક્રમ મહી-મા સાંભળુ આજ, તોતો રેહેશે મારી લાજ. પુતળી પગે લાગુછું તને, વીક્રમ ચરીત્ર સંભળાવો મને, તેવો થાઉ તો પગજ ધરૂ, નહીતો એનો પુજા કરૂં; બાળા કહે સાંભળ નર નાથ, બેસો હેઠા જોડી હાથ; કહુ વાત તે સાંભળો અરજ જો હોય સાંભળવાની ગરજ, સનમુખ હુંકારો દીજીયે, વખાણ વિક્રમનાં કીજીયે; સભા સહુ સાંભળવા રહી, બુધ વિચારી બાળાએ કહી; બાળા તે છો વાતજ કરે ભોજ રાય રૂદેમાં ધરે. પુરૂ પુન્ય પ્રગટે છે ઘણું. સુણે વખાણ જે વિક્રમ તણું. માળવ મુખ ઉજેણી ગામ, વીકરમાજીત રાયનું નામ; આધ સુર નાયકનું અંશ, મરત્યુલોક માનવતો વંશ દીસે દેવતા કરી જોડ, પુરે સઉના મનના કોડ; માહા દુખીયાનાં ટાળે દુખ, પ્રજા ઘણું પામે છે સુખ; ધન ધન એહની માના

કુખ; કઇ ભીક્ષુકની ભાગી ભુખ,સકળ વારતા ચાલી જગી. ચકવો આણુરૂએ તે તણી; ભલી આણુ ફરે ભરતખંડ, દેઇ ન શકે કો તેને દંડ,સુખ પામછે સરવે લોક કોઇને નહી વ્યાધી કે શોક; કોઇના જીવને નહિ સંતાપ, આનંદ સઉકો મનમાં આપ; ફળે વનસ્પતી બારે માસ. વરતે પુન્ય પ્રજાને પાસ; સતવાદી સહુકોની વેહ, મનના માગ્યા વરસે મેહ; સોંઘા અનને સોંઘા ધાન, માગણતો પામે બહુમાન; સઘળા દેશ માંહે છે સુખ, દુનિયામાં નવ પામે દુખ;પશુ પક્ષીને નવ મારે માર, ઘોડી ઉપર ના ભરે ભાર; પીડા કો વિપ્રને નવ કરે, સઘળે આણ ધરમની ફરે;મહીપત હરસીધ મન ભાવિયો, પંચદંડ જીતી લાવીયો; જેવા અવનવો હોએ ઇંદ્ર શુકલ પક્ષનો શોભે ચંદ્ર; પ્રધાન રાજપોતાનું કરે, પોતે પરદુખ ખોતો ફરે; એક સમેપડી છે રાત, રાયે વીચારીયું રૂદયા સાથ; સુતાં માનવ જાતો જાત, મહા ભયાનક દીસે રાત; અંધકાર દીસે ઘનઘોર; કોઇનું નવ ચાલે ત્યાં જોર; ભય કોનો મનમાં નવ ગણે, વાઘ વરૂ બોલે તે સુણે; નીશાચરથા જેવા નીકળ્યો, પાળે પંથ આપેએકલો બીજું સાથે છે નહી કોય, ભુખ તરસ તે સરવે ખોય. બીજા વેશ પોતાનો કરી, ચાલ્યો કરમાં આયુદ્ધ ધરી;અંગ ઘાટડી વાળી ઘણી,પરવાયો અવંતી ધણી.માથા ઉપર બાંધ્યા મોળ, ફરે શેરીને પોળેપોળ; નગર થકી તે આવ્યા બાહાર ત્યાં બેઠા દીઠા જણ ચાર. તેતો જાતે છે ચોર; વીક્રમે જાણ્યો અંકોર; તે જોવાને ઉભા રહ્યા ઠેકાણું મેલી નવ ગયા, અદ્રષ્ટ વિદ્યા આપે કરી, રહ્યો સાંભળવા ધિરજ ધરી, વાતો ચોર ઉલટમાં કરે, વિક્રમાજીત મનમાંહે ધરે. કહો આપણ નીકળીઆ આજ,શુ આપણે કરવું કાજ; આપણે જોઇએ ઘણેરા ગરથ, ચારે જણ છઇએ સમરથ.આવે ગરથતો થાએ કામ, ઝાઝા લાવીયે આપણે દામ; એક ઉપાય આપણ કીજીએ, તસ્કર વિદ્યાએ ધન લીજીયે. જેહમાં જેટલી વિદ્યા હોય, તે છાની રાખે માં કોય, પ્રકાશ કરો આ પંચજ માંય, જેથી કામ આપણું થાય. ચારે મળીને કરયો વીચાર આપણે જેવા બારે ભંડાર; એક કહે કેમ રહેસે લાજ,વિકટ રાજ વિક્રમનું આજ બીજો કેહે ચુની દેઇશું, નગ્ર માંહેથી ધન લેઇશું; ત્રીજે કહે કરૂં હું કામ, લેઇના શકે કોઇ આપણું નામ; ચોથો કહે હુંતો નવ બીહું, રાખું બળ અતીશે તીહું; જેમાં જેટલી વીદ્યા હોય, તે છાની રાખેમાં કોય. એક કહે મારો એ હાલ, ભાળું ધરતી ચાલ્યા માલ; રહું વેગળો દેખાડું ઠામ, એટલું મુજથી થશે કામ;બીજોકહે વિદ્યા મુજ શેહેલ, ફાડું વજર મોટા મેહેલ; ખાતર પાડી ઘરમાં જાઉં,એટલો આશીંગલ થાઉં; ત્રીજો કહે વિદ્યા મુજ તણી, ઘેરણ નીંદ્રા મુકુ ઘણી. તેરે નીંદ્રા મુકુ અંગ, બોલી ના શકે આપણ સંગ; ઘર સુધાં લેઇ જઇશું જાર, તબ સામુ નવ બોલે બાર; ચોરી રાજા કેરી જેહ; જખમારાને રેહેશો તેહ; ચોથો કહે વીદ્યા હું કહું વનચર પંખી બોલી બહુ, બોલતા પહેલાં પામુ પાર, બહુ સાંભળીને વીવેક

વીચાર,વીચાર કરીને નગરમાં ગયા, નરપત તેની કેડે થયા, રાજાને નવ દેખે કોય, અદ્રષ્ટ વીદ્યા આપે હોય. આજ તો મારે એછે કામ, પેઠા પાંચ ઉજેણી ગામ, આગળ ચોરને પાછળ રાય;દડબડ દડબડ ચાલ્યા જાય; મોઢે મોવટ બાંધ્યા ઘણા,નવ નવ ઓળખ્યાં રૂપ તે તણાં; પોળે પેસતાં મંદિર ઘણાં, તે તો દિસે બ્રાહ્મણ તણાં બ્રાહ્મણ ધનની ન કીજે સંગ, રગતપીત ગળે તે અંગ. બ્રાહ્મણ ધન ખાતરીયો ખાય; જડામુળ વંસ તેનો જાય; બ્રાહ્મણને તો અદકો લાભ,ધન માન માટે અતી ક્ષોભ આખો દિવસ ભટકતો ફરે, ત્યારે પેટ પોતાનું ભરે; કેશરીયો કાકો કહેવાય, ચોરે વીચારયું દલનિ માંય, એમ કહી આઘા નાસરયા, દીઠા વણીક તે ધનના ભરયા; કોશર કરીને જોડે ગ્રંથ. એ સારૂ વા સરે અરથ. દરીયા માંહે મુકે વાહાણ, કરે પારકો પોતાનો ત્રાણ. બદામ બદામ લેખુ ગણે, રંક જાત જુઠુ .નવ ભણે; મુકે નીશાશો ધન જાય, તેનિ વાતે પ્રાશ્ચીત થાય; હાથેથી નવ છુટે દામ; કરે મહેનત તે ગઝે ગામ. પેટ ભરી ન ખાએ અન,વણિક જાત કરૂ એ મન; એનું ધનતે કોણજ લે, છાન ગુંજે ગાળો દે; એમ કહીને આઘા જાય, કોઇને નવ ગણે લેખામાંય;પ્રીતે આવ્યા પોળની પાસ; વાકુ ગુણકાનો દીઠો વાસ; નાચે ગાયને જોડે ગ્રંથ, એ સારૂ સરે નહી અરથ. પોતાનું દેખાડે અંગ, નાચે કુદેને કરે રંગ. અતી ઘણો તે મજરો કરે, ફેર ફુંદડો બાઝી ફરે. કરે મચકારા આંખના જેમ, ખોસી લે પઇશા તે તેમ.એમ કહી ચાલ્યા ને વાટ. વસતા દીઠા ભારે ભાટ; માય બાપ કહી ભાટ એમ ભણે, પોળ વીખાણે શોભા શાણે; અદકી તેજ માનાં કરે; એમ કરીને પેટજ ભરે આપો બા । કહીને બોલે, ભાટ તણા તો છે એ તાલ. એ દ્રવ્યનો કરે છે નેહ તેની કુસ્ટા થાએ દેહ; બીજા જોયા સોનાં સાર, સોની ચેરે અપરમપાર; પોત પોતાનો હશબજ કરે, એણા રીને પેટજ ભર. સોનીનો તો મહા વિસ્વાસ, એને બેશે ગ્રહી કો પાસ. એના વિશ્વાસમાં ભાર નર હોય; તે તો શાણામાં નહી કોય; ચારણનાં જોયાં છેવર, તે માંથે એકુ નહી કર. ગીત રૂપ કરે છે ઘણાં;ભણે વિદ્યામાં નહી મણા. ધન રજવાને તે શોહવા, ઘર નહી તેનાં દોહલાં. ત્યાંથી જોયા ઘર સુતાર કાષ્ટજ વહેરે છે તે સાર; આખો દીવસ કરે છે કામ. એમ કરીને જોડે દામ; દીઠાં રાંક જન કેરાં દ્વાર, એ દ્રવ્યનો નવ પામુ પાર; વાત કરંતા ચાલ્યા શેહેલ,દીઠા મહીપત કેરા મેહેલ, વીક્રમ કેરો દીઠો વાસ, આવ્યા તસ્કર તેની પાસ; નરપતીનું મોહોટુ છે નામ, સરે આપણું એથી કામ કહો એમાં હશે ક્યાં ધન, વીદ્યાવંત વીચારે મન; ઠેકી આપો એહના માલ; લીજે ચાર આણી વાહાલ; સરખા સરખી લેઇશું બાટા જનવાદ્યા દેઇશું; તેમાં દોશ નથી કોઇ આજ, એનું ધન લીધે શી લાજ; લુટી લોકનું એકઠું કરે નીત જાઇ ભંડાર ભરે; એ તસ્કરને દેછે માર,એનું ધન લઇ વેહેવાર, તસ્કર તેનું ધન જો હરે, એનાં છેયાં ભુખે નહિ મરે; એના મેહેલમાં અઢકુ ધન છી

હ જઇએ બીજે ભોવન,અનગળ ધન હોયે જ્યાંહાં,કોહો તે ખાતર પાડુ ત્યાંહ.મારવો તો હસ્તિ છે સાર, લુંટરો તો રાજા ભંડાર; વહવું તે બળીયાને સાથ કરવું પુન્ય તો જમણે હાથ;મરવું તે ગંગાને તીર, નાહાવું તે નરમદા નિર, કાશી માંહે કરવો વાસ, સજ્જન સહોદર રહેવું પાસ; કરવું તો તે પુન્ય કામ, લેવું તે શ્રિરામનું નામ.ઉપાસનાં તો આપે ઇશ, નમવુ તો શજનને શીશ,લવું તો રાજાનુ ધન જેનું મોહોટું હોયે મન; રાંકનું ધન લેવું તે વેઠ, ઉતારો માલ જે હોયે હેઠ.

દોહરા—પ્રથમ તાકવો લાગતે, ડાબી પાશે સેજ; અણે ખાતર ખોદવું, આગુ અડકુ હેજ, રાજા વિક્રરમ જ્યાં સુવે, પલંગ પઇયા હેઠ, કળસ ચાર છે નાંખ્યા; ત્યાં પોહોચાડુ ઠેઠ. પલંગ તળે છે ભોંયરૂ, ઉપર વાળી છાગ,માં રાખ્યું પઇયાતળે, ઉપર મેહેલો ખાટ; પઇયા ચરાચર કરી ફરેછે દરશન;વિક્રરમ રાયના હેજના,થાય મન પરસન; અલેખે માલ અગણીત છે, કોઇના જાણે મરમ; તે આવે જો હાથમાં, તો ફળે આપણું કરમ; હાથ ગાંઠડાં રાયનિ, જે છાતીનું જોર; પ્રધાન પુત્રી જાણે નહી, તે ચીત ધરીયુ ચોર; પેહેલે માળે થેક્રીયો, બીજે પાડયું ખાત્ર; ત્રીજે ઘેરણ મુકીયું, ઉંધ્યા પ્રાહુા માત્ર.

ચોપાઇ—પેઠા જ્યારે તસ્કર માંય.વીક્રમરાય જુવેછે ત્યાંહ,જોઉં એમાં શુકેજોર, ધન કહાડી લઇ જાશે, જોઉં એથી શું પ્રથમ થશે, મુજ આગળ ક્યાં લેઇ જશે; જોઉં કેટલુ છે જોર, કીયે વાસ વસેછે ચોર; કયાં વાસ વસે કયાં રહે તસ્કર જાત એ કોની કહે; ચારે એ તસ્કરની જાત, ધન લીધાની કરે વાત; કઈક લોકને મગાવિ ભીખ,આજ દેઉં હું એને શીખ;સુની સેજ્યા રાજાની ખરિ,ઉપાડીને મેહેલી પરી; ચારે પઇયા કીધા પરા,ત્યાં હેઠાં દીઠાં ભોંયરાં કળશ નાંગલા દીઠાં ચાર,માલઅનગળ છે બહુ ભાર. છનું ટકાની મણિ ભરયા અલેખે તેમાં મણિ; રાજદ્વારની સમ રથ જેહ,કળસ ચારમાં ભરીછે તેહ;એકેક કળશે છનુકરોડ, કળસ એનાં જોડાજોડ; અંધારે અજવાળુ થાય, તે જાણે એક પોતે રાય મળી માંહે ઝાઝો મહિમાય, અકળીત ધન કોએ ન કળાય; એક રાયનું જાણે મન, બીજુ કોઇ ન જાણે અન્ય; ચારે કળશે સરખું છે ધન ધરમાં રાખ્યું છે કરી જતન; ધરતિમાં સે પ્યુ તે રહે;માક્ષાત કાર માહાલક્ષ્મી જેહ,વસે કળસ ચારમાં તેહ ચારે કળસ લીધા શાર ચાર આવ્યા મોહોલ મધેથી બહાર, ચારે કામ કરયું માહા ઘોર, લેઇ કળસને ચાલ્યા ચોર. હેત પ્રીતને ઉલટ ભેર, જવા માંડયુ પોતાને ઘેર; રાજા કહે જાઉં એણે ઠામ, ચોર વસે છે કુણે ગામ મારો કયાં જાએ છે દામ, રાત અરધ ગઇ છે જામ; એ તસ્કર મહા જોરજ કરે, સત ઓણુ મહારી શી ફરે. એટલે બોલ્યાં વનચર શીયાળ, તસ્કરે તો ભાળ્યો ભાલ,કહે ભાઇ એ બોલેછે શું, વનચર બોલી જાણેછે તું કહું એ વનચરની ચીત, આપના ઉપર અદકી પ્રીત; કહેછે લોહો સમરથ ધણી, દેખે છે પોતાનો

ધણિ. આણુજે મનમાં અદકો ડર, કોઇને ન દેખાડશો ઘર; જોરાવર કેરો છે માલ ફરશે ભુંડા એહ હવાલ. એ મોહોકમ જોરાવર ઘણો, એ દ્રવ્ય લેશે આપણો; એ સરવે ખુંચીને લેય, આપણને શીક્ષા દેય. એવું જાણિ જાણો તો ડરો. માલ ત્રીજે ઠેકાણે ધરો; ત્યારે તેમણે કરયો વિચાર, આવ્યા નગ્ર થકી તે બહાર. પર્વતમાં ગુફા સમરથ, ઉંડા ખોદી ઘાલ્યો ગરથ; ટાઢું થશે તો પેદા થશું કળસ એકેકો લેઇ જશું મંદીરમાં એ આવે માલ, તોતો થઇએ આપણે ન્હાલ; ત્યાર સુધી નહિ જઇએ ઘેર ડાહ્યા થઇ વિચારો પેર. કદાચ કોઇ જન જોતો હશે, તો તે આપણિ પુઠે આવિક-રશે ધાય; આપણિ તે કેડે નહિ થાય, ચારે વાટે જુજુઆ જાય, પાંચ દીન પુઠે પેદા થાય; કાચો પારો ખાવો અન, તેવું છે ચોરીનું ધન; એવો વિકરમ રાયનો માલ, અગ્ની કેરી જેવી ઝાળ; તેવો વિક્રમ રાયનો માલ; જખ મારી રહેશે જ્યા-હરે, આપણ પેદા થઈશું ત્યાહરે. પાસે દેખ્યો નવ ટુકડો, જેવો બહુચરનો કુકડો; જીવતી માખી મળે છે ઘણી, તેમાં લક્ષમી ન પચે ચોરી તણી, આપણે લેવું એનુ ધન, છેતરવો રૂડો રાજન; ચારે સાથી જુજુઆ થયા, જ્યાં જેને ગમ્યું ત્યાં ગયા. વાળી મુઠી નાશી ગયા, અધિપતિ ત્યાં આંખો ચોળી રહયા, વિકરમે વિચાર્યું નહિ. સુનો માલ તો મુકુ નહી. કદાચ એહની કેડે જાઉં, મા તને દુખીયો થાઉં; રહયો એ કલો રણમાં રાય, વિચાર કરયો છે મનની માંય; પ્રથમ ચુકશે તે ઝ.લ્યો નહી, માલ સુનો હવે મુકુ નહી; હવે દ્રવ્ય મને મળશે ક્યાંહાં, હું બેશી રહું અહીંયાં નવઓ-ળખ્યા ઝાલીયા, ઝાઝા નવ દ્રષ્ટે ઘાલીયા; મોહોટા મોહોટા બાંધ્યા એહ, નવ ઓળ-ખ્યા તેની દેહ; ભલે ગયા તો જાવા દેઉં. માલ માહરો સંભાળી લેઉં એટલી વાત તે રણમાં હવિ થયુ અજવાળુ ઉગ્યો રવી; રાજા આવી સુતા ઘેર. શી થઇ પ્રભાતે તેની પેર. રખવાળ સહુકો જાગીયા, રણમાંહે બીવા લાગીયા; ખાતર પડયું દીઠુ જેટલે, પડયો ધ્રાશકો તેને તેટલે. પડી બુમ થયો બહુ સોર, અહી આવ્યા પ્રધાનને ખેડીઆ પુર તણા પગી તેડીયા; પગ કાહાડો જેમ સરે અરથ નહીતર ઘેરથી આપો ગ્રથ; અરાપરા અથડાયા ઘણું પગલું નવ જડયું તે તણું; ઉઠી રાય સભામાં ગયા સમાચાર વજીરે કહ્યા; આજ રાતે જે ખાતર થયું. જોવરાવો જે શું શું ગયું; સાં-ભળો હો તે ઘર માંહ ચોર આવ્યાતા આપે આંહ તસ્કર ન જડે તો દંડજ દેઉં, માલ ચોકી પાસેથી લેઉં રાજા કહે જુઓ દરબાર; કળસ ગયા ઘરમાંથી ચાર; વજીર આગળ વાણી કહી, બીજી સમરથ ઘરમાંથી ચાર; ઘર બાર સરવ વેચે તાહરૂ, પુન ધન ન થાએ માહરૂ. વેચે હસ્તી ઘોડા સરવ તોએ એટલો ન મળે દ્રવ્ય; માલ અનગળ ગયો છે ઘણો, તે લેઇ ગયો આપણો આપણા, ઘરમાં આવ્યા ચોર, નવ જાણ્યો તેનો અંઠાર માટે તસ્કર કુરા હામ, શોધ કરાવી બધે ગામ નવ જાણ્યો તેનો કોઠામ, ફરી મુવા બધુ સહુગામ

ન જડ્યું પગલું તસ્કરનું નામ રાજા ડંડ જાણો તે દાય સમરધ સરવ લુંટી લેય; કરમ આપણામાં જો હશે,કોકજ દાડો પેદા થશે. હવડાં અમથી ન થયું કામ,જાણો તો મારોજી ઠામ. અમથી ચોર પેદા નવ થયા. લઇને કોણ જાણે કયાં ગયા,જોગમે તો મારજ દો, જો ગમે તો લુટી લો. એમ કરતાં દીન ચારજ ગયા, તસ્કર તો નવ પેદા થયા; રાજા કહે એ સરવે ફોક, પુછી જોયા સરવે લોક; કોઇથી કામ એકે નવ થયું,ડહાપણ સહુનું વહેતુ ગયું; દીવસ પાંચમે પડી રાત,સુતા માનવી જાતો જાત. જોડી વહેલ પોતે પરવર્યો, ગુફા છે ત્યાંતો સંચર્યો;તે વેળા એકલો છે જાત, મહા ભયાનક અંધારી રાત; લોઇ આવતા રસ્તા માંહ,વાટે કઉતક બીજું થાય;આવતા દીઠા જણ ચાર, બે નર ને તેમાં બે નાર. નયણાં તેના ટીપે ચુવે, માઝમ રાતે અ-હકુ રૂવે;દુઃખ વના રૂવે નહી કોય, તેતો રાજા નજરે જોય, બે વરધ બે જોબન વેશ, ઘર મુકી જાએ પ્રદેશ;નગ્ર થકી આવ્યાં બારણે,મહા દુખ સંકટને કારણે દ્રવ્ય લઇ રાજાજી વળે, એટલે પેલાં સામાં મળે;નીકટ સમીપ આવ્યાં છે જ્યાંહ,નવ રાજાએ ઝાલી બાંહ. મધરાત નીશા છે ઘોર, કયમ ચારે આવ્યા કો ચોર. લંપટ જાર કે છો કુણ ભુત, કોના મોકલ્યા આવ્યા દુત; વ્યંતર ખેચર કે ડાકણ જક્ષ શીકોતર કે સાકણ;શું ધારોછો મનમાં કાજ, વિકટરાય વીક્રમનું રાજઃ સાચાનો ગુનો સાંખશે; સીધ સાચુ કહોને આંહ, નાશી રાતે જાઓ કયાંહ;તે સાચું બોલો આ દીશ, નહિ તર સઉનાં છેદુ શીશ,નાશીને નહી જાવા દેઉં, ડંડ તમોચારેને દેઉં, ડંડ તમો ચા-રેને દેઉં, સાચું બોલે અરથ થશે, જુઠું બોલે જીવજ જશે; જુઠુ બોલે થાશે હાણ, જુઠુ બોલે જાશે પ્રાણ; જુઠુ બોલે થાશે જાન, જુઠુ બોલે થાશે અપમાન; સત્યવાત જો ન કહો આપ, બ્રહ્મહત્યાદીક ચારેને પાપ.

દોહરા—રાજા પ્રતે બોલીયા, મન મુકીને વાણ; તુજને પગે લાગીયે, જો લે તો હોય પ્રાણ. ધન દહાડો વેળા ઘડી,જો તું મારે આજ; ઘર મેહેલી અમને જતાં,અ-ધિક આવે છે લાજ. દળીદ્રથકી મરણું ભલું જાણે એનું સુખ, મનુશ સુકત નીર-ધન થયો, જીવ્યાનું મહા દુખ.

ચોપાઇ—રાજા કહે એવડુ શું દુઃખ,ઇશ્વર તાહરી ભાગે ભુખ;મન મહેલીવાતો કીજીયે, અમો પાર તેનો લીજીયે. તમારા દુખની કહોને વાત, તેથી તાહરૂ સરશે કાજ; તુજથી થાય તો શેવા કરૂ,નહીતો તમ સાથે સંચરૂ દુખીયા કહે માહરૂ દુખ ઘોર, તું દુખીયો દીસેછે ચોર; અરધી રાતે આવ્યો એકલો,વણસાથી દીસે પેખલો; દુખ સાંભળ્યાનો શો લાઓ, જે કામે આવ્યા ત્યાં જાઓ વીક્રમ રાયની ચોકી ફરે, તસ્કર લાંડ હરામી મરે. છાનો છપનો આવે આપ, મારે ઠાર એવો છે તાપ, રાતે નીકળી ન શકે કોય. એવો ડર વીક્રમનો જોય; વિક્રમ છો જે દુખ ભાગશો, આપ ગજા સારૂ માગજો; ઘરમાં પોઢયા હસે તે સુખી,મુજ સરખો દીસેછે દુખી મધરાત

મહા વનમાં હોય, દુખીયા વિના ના આવે કોય; દુખ સાંભળી શું નહાલજ થશો, મુખ મરડીને નાશી જશો. જે કામે આવ્યા ત્યાં જાઓ, જેવું કર્મ લખ્યું તે ખાઓ અમને તું જાવાદે પંથ, શી અમારે તમને ચંત. નહી કહું તુજ આગળ વાત, જો જાણો તો કરજો રાત; મોત ભાગી નવ બીજીયે, સહજ માંહે જાવા દીજીયે, પ્રભુ પાસ મોત માગીએ, તારે તો પગે લાગીયે; બીક નથી અમારે મન, રોતો રોતો આવ્યો છું વન. દોહરો— રાજા રથથી ઉતર્યાં, લાગ્યા નમીને પાય; હું નરપત આદેશનો મન ગમે તે માગ હું સેવક હરસીદ્ધનો. વિક્રમ મારૂં નામ; ચર્ચા જોવા નિસર્યો, આવ્યો છું આણે ઠામ. માજમ રાતે નિસર્યો, આવ્યો છું હું આંય; કર્મ તમારે હું મળ્યો, કહો જાઓછો ક્યાંય. સોરઠો—મરજી સંકટ કષ્ટ, સત વચન માહારૂ સહિ, ભાગે સંકટ ધ્રષ્ટ. એવો બીજો કો નહિ, મનાવું તાહરૂં મન; દુખ તમારૂં દેહવટ કરૂ જો સાચુ બોલશો, દુખ તારૂં પ્રાજે કરૂં. ચોપાઇ—હરખ ધરીને બોલ્યો તેહ, મારે દુધે ઉઠયા મેહ; સાંભળજો મહારાજા મન, જુઠુ તો નહી બોલુ અન; પુછોછો તો સુણજો કરણ, જાત તો છુ બ્રાહ્મણ વરણ. અજાતીક રાખું અહંકાર, કરમહીણો છું અપરમપાર, કરમ વિના નિરભાગી રહયો, દામ તણો સંચો નવ થયો; વસુ વાસ તમારે દેશ, હવે જાઉછું પરદેશ. નાનો બાંધવ કુંવારો હોય, ગણે ન ઘરમાં તેને કોય તેને વરસ થયાં છે ત્રીશ તેને જઇ ઉપજ્યા ધ્રશ; તેને આપ સદાશીવ ફળ્યા. રૂડે ઠામે વિવા મળ્યા; હિમત રાખી વાતો કહી મળી સહોદર ઠીધો સહી; લગન આગે મસવાડા ચાર. ત્યાં સુધી ઘરનો છે ભાર; લીધું લગન તે વરસ વશેક, નહી નિશાની ઘરમાં એક; માહારે કામ પીવાની ગરજ;ન કહ્યું કોનું કહાડું કરજ, ઉધારે કો આપે ગ્રથ. ત્યારે સરે કેમ આપણો અરથ; નાવ્યું સગુ સહોદર કામ અમો અથડાયા બાધુ આમ હળવાંથયાં જેમ પીંપર પાન,માનવી કોઇ નવદે માન;નવ જડ્યું ઉછીતુ ઉધાર, ખોયો અમે અમારો ભાર; જોતે ન જડયો તો જજમાન, માગ્યાંન આપ્યાં કોએ દાન; છાનો વાતો કરે છે લોક, વીવા થાવા માંડયો ફોક, નાત જાતમાં નામજ ગયું, લોક કહે બોલ્યું નવ થયું; એના ઘરમાં ન મળે માલ, શા થાશે એના હેવાલ. લગન આડે રહયા દન ચાર, આપ ઘરમાં કર્યો વિચાર; સહુ મળીને વાતો કરે, એનો વિવા પાછો ફરે. તમો ત્રણ જણા રહોને ઘેર, હું કરૂં પરણ્યાની પેર; મહેણાં લોકનાં નવ ખવાય, નાત જાતમાં નવ રહેવાય; એ દુખ અદકુ સોપે સોય, પુંઠે બોલે છે સહુ કોય. કામની કહે સાંભળરે કંથ, હું તો સાથે આવું પંથ. ઘેર એકલી રહી શું કરૂં, સાથે નવ તેડો તો મરૂં; જ્યાં જઇએ ત્યાં આપણું ઘર, કોનો નવ રાખીએ ડર; નાનો બંધવ કહે સુણ ભ્રાત, તમ આગળ કહું સાચી વાત; સગા સંબંધી નાવે સાથ;કરગરી કહે બેજોડી હાથ,માહારૂં તો છે જોબન વેશ. હું પુઠે આવું પ્રદેશ;એ નવ રેહેવાય ગામમાં,ખોટાઇ કરૂ નહી ગામમાં

ભાઈ બાંધવમાં હળવો થયો, કરમહીણ કુંવારો રહયો; બીજો કો પરણે કન્યાય,ને દ્રષ્ટે જોયું કયમ જાય. માહારૂ દુખ એ સાગરતણું, થોડામાં કહુછું ઘણું;માટે હું આવુ તમ સાથ. અમારે બીજી શી આશ. સત વસા એ સાચું કહયું, લક્ષણ વાતે સાચું લહયું,વળતિ બોલી ઘરડી માત, હું તો કરૂ દેહનો ઘાત,પાણી વીના વાહાલુ કોણ આજ, રેહેતાં એકલાં આવે લાજ;માટે સાથ તેડો તમો,નિકર હત્યા આપશું અમો. વિચાર કરી ચારે નીસરયાં, સગાં સહોદર સહુ વીસરયાં, દેહમાંથી જેમ જાએ પ્રાણ, તેથી અદકી અમને હાણ માટે અમો નીકળીયા રાત, જાણે નહી કો માનવ જાત; દાણો પાણિ હશે ત્યાંહાં જશું, સુખીયાં કે પછે દુખીયાં થશું. કુટુંબ સહુ ભુંડુ બોલશે, ને દુખે ડુંગર ડોલશે. કેહેશે જેવાં હતાં તેવાં થયાં,ઘરબાર મુકાને ગયાં; કો કહે શેર ખવા ન મળ્યું અન,દેશ મુકીને આવ્યાં વન;ભુંડાયા માથે મેહેલશે ઘણાં સહોદર તે આપણાં, દેખી દુશમન બોલે મન ગમે, તે દુખ માહરી દેહને દમે;દ્રવ્ય વિના દુખીયાં થાઉંછું,ઘરબાર મુકી જાઉંછું; શીવ આજ્ઞા બોલ્યાં અમો; અકલ બુજે તે કરજો તમો.

દોહરા—વિક્રમ વાણિ બોલીયા, જેમ સરે તમારો અરથ; કળશ ઉઘાડી દાખવું તેમાંથી આપું ગ્રંથ, જેટલું ધન જોઇએ તમારેદે;તેટલું લોને આજ, ઉચન કાંઇ ન રાખશો, શરે તમારૂં કાજ. જેટલે ધન કન્યા વરો, થાશો નાત જાતમાં નાથ; ધન આપુ હું તેટલું, જેટલું તમારે કામ; કોસર રખે કરો તમો, ન કરશો જાજે લોભ; જોઇએ તેટલું માગજો, ક્ષણુન રાખશો ખોળ,કળશ ઉઘાડી મુકીયા, મોહો આગળ તઇઆર, વીચાર કરિ વાણી કહો, જેવો આળે વ્યેવાર, ઉત્તમ રાખો વહેવારમાં તો બ્રહ્મહત્યાદીક પાપ,ઓછું અદકું બોલશે,ગુનો તમારો માફ જોઇએ તેટલું માગજો, મન ના ધરશો લાજ; આપું મારે હાથે કરી, જેટલું હોયે કાજ. ઉઠો શકુ વિવાહ કરો, પોચે મનની આશ; તેટલું માગી લીજીએ,ચિતે મારી વાત. ચોપાઇ— ચારે જણ બેઠા તે મળ્યા, દ્રવ્ય દેખે મન ચીતેથી ચળ્યા; પેહલું ચિંત્યું તે નવ લહ્યું,મન તો આઘુ આઘુ ગયું બમણું લાજે જો આજ જાય વધારે લાખે ગુલાજ: કસબી વાઘા કોડે કરી, શણગાર રૂડી સુંદરી; પહોચે કોડ વીવા કીજીએ, દાન તો ઝાઝા દીજીએ; ધન આપી કરીએ વિવા કાજ. શમરથ હોય તો કરીએ રાજ;થોડે ક ધન વીવા કીજીએ, ધન આપણ દેખી રીઝીએ નવાં કરવીએ આપણાં ઘર;ઘણા ખરચીએ આપણુ જર; ઘણા ખરચીએ આપણે જર, એ ધન અદકોરો હરૂં, તો ઘરમાં બેઠા અલખત કરૂ, વધતું હોય તો કરશું વેહેવાર, સંગરૂ તો થાએ શણગાર લેખાવટી અદકુ લેઉં; નાત જાતમાં લાહાણુ દેઉં; દાનદક્ષણા આપુ ઘણું,નાતો જમાડું બ્રાહ્મણ તણું, પકવાન કરાવીએ અપરમપાર ઘેબરજલેબી અતિસાર; સાત વાનાની કરાવું સુખડિ, ભાગુ સાસુ કનિ ભુખડિ ઘણુ લેઉં તો ઘોડે ચડુ, વજનો

વેહેરીની સાથે વડુ; ઘરમાં હોયે ઝાઝો ગરથ,બાહાર સેવરાણ રૂઠા રથ. તોણુ માત રૂપીયા સાથ. કનક કડાં ઘાલું હું હાથ, બાંધુ મન્ન સદાવ્રત કારણે, મોતી તોરણ બાંધુ બારણે, મનવિ લેહેર ચાલે છે ઘણી; ચઘ બેઠો મારૂનો ઘણી; ત્રષાપુરી કેમે નવ થાય. મા આને તો નવ જીતાય, લેતાં નહી મન તરપત ઠેઠ ના કહેતાન ભરાયે પેટ; એવો વીચાર કરે મન વીખે, વીકરમ આગળ કહી ન શકે; રાજા કહે બોટી થાઉછું, હું મારે મંદિર જાઉછું,સાચું બોલે મારી સાથ, કેટલું ધન આપુ તમ હાથ; મહીપત વચન સાંભળી બ્રાહાણ વળતો બોલ્યેઃ ફરી, કપા સમ દીધા છે તમોઃ તે મારે સાચું બોલો અમો; કળશ ચારમાં જેટલું ગરથ, બધાનો માહારે છે અરથ લોભ સમુદ્રમાં હુતો પડયો.તે મારે તમસુ હું આવી અડયો; પેટ ભરીને આપોઆ વાર, નજર કળશ લીધાની ચાર.થોડુક આહો હવડેચડ, ઉજેણિ જે વાટેથી જડું; નડયું જડયું પરખાવે આભ,જે જડયું તે માહારે લાભ,જે આપો તે ભાગ્ય ભળ્યું માહારા કરમમાં હતું તે મળ્યું; નાસતા ભુતનો કેસજ ભલો; સત કહુ હું છું એકલો પેટ ભરો તો ચારે આસ, નીકર ભંડારમાં જઇને ઘાલ; આપોતો બોરશીકલ થાઓ, નહી તો ઘરમાં લેઇ જાઓ. આમા ધન અમારે નથી, શું કહીયે તમ આગળ કહીઃ મારવોયો હસ્તિ મહાસાર.લુટાવોતો રાયનો ભંડાર.જાચીક જનને દુખ જ ઘણાં, દુખ થાયે મરવા તણાં; મોહોત રૂડુ મનમાં આણજો, માગ્યુ નો મીઠુ જાણજો કરપણનો કહેવો કરણ, ભીખવાથી ભલેરૂ મરણ. સોમને તો કહે લો દાતાર, ભુંડાનો તો રાખજો ભાર; રાંક જનને કહેવા રાય, અકરમીના તો ગુણ જ ગાય. અમે તો માગતું હાંડે ધરૂં, શા માટે કેશરજ કરૂં, તમ સર ખોદાતા રજ મળ્યો. મહામારા મનનો સંદેહ ટળ્યો, બીજાને જાચવા કેમ જાઉં, સો પરીયાં સુધી તે ખાઉં માગતા કેશર કરૂ તે માહારૂ જાય, ત્યારે કોશર કરે માહારિ બલાય. પારખું દાતાનું કીજીએ,જેથી દાતા તેવું લીજીએ; કમોદ મળી માગ્મ જે હવે. કુશકા શાહપોંખ દેહને; પદમણિ પરણેજે ઠામ, ત્યાં શંખણીનુ શુ છે કામ; જ્યાં મલ્યાં ગંગા નરબદા તિર, કુપ તળાવના શાં નીર, જ્યાં મળી કામધેનું ગાય, બકરાંને તે કોણ ચહાય; શાકર ખાંડના શીરા જમે. મઠ બાજરી તેને કેમ ગમે; દક્ષણાવંત જે ચીતમાં ધરે, અધરાવ્રત જેને ઘેર અડેઃ તે નર ખરવા હન શાને ચડે; જેને ખાણ કંચન ઘેરમણી, છીપો શંખલા શીદ ઘણી; મળ્યો મહિપત મોહોટો મર્મ, એકવાર રાખો સહુનો ધર્મ; કરૂ આજ અમારૂ કરમાં પરમેશ્વરે રાખી છે શરમ કોશર અમો શાને કીજીયે, મનુશ તેવુ માગી લીજીયે કુબેર સમ ભંડારી તમો, શાને ઓછું માગું અમો; કામ ધેનુ મળી જ્યાહરે, પછે તુન્ય શી છે માહરે. ગંગોદક વત મળીયા આપ, હજીહ્ર દુખ રહે કેમ પાપ; ઘરમાં ખાવાને ભુખ્યો રહે, મહા પાપી તો તેને કહે; જેના ઘ-

રમાં ગંગા નીર, તેણે શુદ્ધ નકર્યાં શરીર, કોઢી થાયે જેની દેહ, સુખે ટુરી નગેસે તેહ, રસસુમતેશ્વર મુજને મળો, સાત જનમના રણુથી ટળો. દાતાર મોહોટા છો મહારાજ, તેહુ મેં નથી માગ્યું આજ; માગનારને છે દુરબલ દેહ, આપનાર તમે મહિપત મેહ,મહારે મન સાગરનું પુર, એકાબુદ તારે મન નુર, દોહરા—હરખ્યોરાય હઇડા વીખે, બોલ્યા બ્રાહ્મણ સાથ; કૃષ્ણાર્પણ કરી આપીયા, હું શ ધરીને હાથ. વિક્રમ રાય આણંદીયો, કંઇના પુર્યાં કોડ;દુઃખ ભાગ્યું બ્રાહ્મણ તણું,હરખવણેથી હોડ. ઉલટ આપ રૂદે થકી, કળસ આપ્યા તે ચાર; બ્રાહ્મણ સુખ પમાડીયો.ક્ષણુન લાગી વાર. ગાડી હાંકી લાવીયો,બ્રાહ્મણ કેરે ઘર; કળસ ચાર ઉતારીયા,કોઇ નવ જાણે મેર. મંદિર આવ્યો મહિપતી; કોઇ ના જાણે વાત:બીજે દીવસ શું નીપજ્યું પહોડયો પ્રભાત. ચારે બ્રાહ્મણ તે સમે,હરખ્યા છે ઘણું મન; મન નિરખી રીજ્યા ઘણું, બેઇને.ઝાઝુ મન. આનંદ તેને ઉપન્યો, મદ ઘણેરો હોય; અનગળ ધનત્યાં આપીયું, ત્રપ્ત થયા સઉ કોય. સગાં સહોદર નોતરયાં, સહુને દિધિ આશ; નિત્યે ભોજન તમો કરો, ખરા પુરા ખટ માસ. અચરત પામ્યા સરવ કો, ધન આર્જુનો દિશ; ચીંતા ભાગી અમ તણિ, પ્રસન થયા છે ઇશ.

ચોપાઇ—કરી જાત્રાં આવ્યાં ઘેર, પોતે મન વીચારી પેર, આજછે વતીપાતનો દન, કળશ થકી નહિ કાહાકુ ધન. વહાણે થાશે પ્રાસુતકાળ, કાઢીશું તે અનગળ માલ; ધન ચારે દીશા વેંચશું, સગા સહોદર સહુને તેડશું. દિશાના બ્રાહ્મણ જેહ, તેવડ કરી તેડાવો તેહ; અરે દિશ બ્રાહ્મણ નોતરો,સીધાના તો ટીંબા કરો.મંગાગો ગોળ ઘી ને ઘહુ, શાક માક સામગ્રી સહુ; ધન વઢાવી લેશું ધાન, મળશે સજન દેશું માન. આદર ભાવ પુરણ કરો, ગાલેચાસુંદર પાથરો; આજ મંગળછેઆપણે ઘેર, રાખો રાજરીતીની પેર. રાખોજ પાણાની રીત, પુરણ રાખા સહુથી પ્રીત; એમ કરતાં તે રાતજ પડી, વાતો કરતાં વીતી ઘડી. બ્રાહ્મણ સુતાની ચીંતા થઇ હરખ ઉલટમાં રાત ગઇ; સુખસાગર માંહે જે વહિ., રૂડી રીત કાઢે છે તહિ.થઇ નીશા અંધારી ઘોર, મળ્યા એકઠા ચારે ચોર; મળ્યા ચોર જોયું તે ચીત, લાસઉ ઉતમ રૂડી રીત. આપણું ધન કહો કયાં ગયું, કળશ ચાર કાટયા શું થયું; ભોમ ખાલી દીઠી તે તણિ, તેની ચીંતા થાયે ઘણી. જોયું તોલા તે ઠામ, નહિ કળશ એકેનું નામ; કહો ભાઈઓ તે શું થયું, આપણું ધન કહો કયાંગયું. ખોઇએજીવ પણ લેઇએ એ ગ્રથ; બાંધો હીમત સરશે અરથ;કરો પ્રાક્રમ અપરંપાર,ત્યારે જડશે કળશજ ચાર. આપણી વિદ્યા તો કીજીએ,મેલ્યો હોય ત્યાંથી લીજીએ;તાહારી વિદ્યા તો બતાવે તું, તેતો ખાતર પાડું હું. ત્રીજો કહે હું માથે લેઉ,સાચી વિદ્યા રૂડી પેર, કળશ ગયા બ્રાહ્મણને ઘર; બ્રહ્મ કરારે સુતા જ્યાંહ,તસ્કર ચારે આવ્યા ત્યાંહ ઘણી વિરજ ને તે આવિયા, શ્રવણ વિદ્યાનું લાવિયા; ઘરમાં બ્રાહ્મણ ઉંઘે ઘોરત્યાં

આવ્યા છે ચારે ચોર. દીધું ખાતર નવ લાગીવાર, કહાડયા કળશ ઘરમાંથી ચાર; બાહાડ પડયું તે ધારણ ઘણું, ધન હરયું તે બ્રાહ્મણ તણું. બ્રાહ્મણ ભાઈ કરે શું કથી હવે બહાર બુમ એની નથી; તસ્કર ચાર કળસ લેઈ ગયા, બ્રાહ્મણ ભાઈએ મને એમ રહ્યા. નચિંતપણે શું પહોડયા તેહ, શીતળ કરી પોતાની દેહ; પ્રાતસકાળ થયો જ્યાહરે, સઉ સુતા ઉઠયા તાહરે. હરખે સુતા ઉઠયા સરવ. કહાડો કળશ ઘરમાંથી દ્રવ્ય; ધન ઘરમાંથી આણો બહુ, તેડો સગાં સહોદર સહુ. નાત સહુકોને નોતરો, બ્રાહ્મણને કહી ભોજન કરો; ગામ સારણી કીજે ઘણી, એમ વિચારે ઘરનો ધણી. એમ ઉઠયા તે ઉલટ ભેર, ખાતર પાડયું દીઠું ઘેર; થયા નીરાશ પડી છે ફાળ, ગયો સરવ ઘરમાંથી માલ. અરૂપરૂ ને આધુ જોય, ગયો અર્થ જાણે નહી કોય; ઘરમાંથી ઉઠયા જણચાર, વિપરે મનમાં કર્યો વિચાર. આપણે રાજા જાચો જઈ, ઘરમાં ના કહેવાણી નહી; દાન આપીને દાતા થયો, ખાતર પડાવી તેણે તે ગયો. ફજેત આપણે કીધા ઘણા, દીધાં નોત્રાં નાતો તણાં; મોટા થવાને કારણે, દાનજ આપે તે બારણે. રાજા સાથે માંડયો રાડ, કળશ લેઇ ગયો તે કાહાડ; રાજાની દાઢે હારીએ, આપ પંડ પાળી મારીય. આપણું કાંઈ ન ચાલે જોર, આપણે તો શીદ કરીએ તોર; આપણુ બીજું શું કીજીએ, પાપીને હત્યા દીજીએ. ઝાલી પાળીયો ચાલ્યા ચાર. જ્યાંહાં છે રાજાનો દરબાર; રાજા બેઠો દાતણ કરે, અદકી હોંશ મનમાં ધરે. દાતણ દેવાને કારણ, હસ્તી ઝુલે છે બારણે; ઘોડા બાંધ્યા છે ઘેર, ત્યાં શોભે છે અપરમપાર. કચ્છી સુલતાનાં ઢેકાંણ જોય, કુતલ ઘણા અદકેરા હોય; પલાંણે જડયાં છે નંગ, સારી શોભા સુંદર રંગ. ચોકડે મોતી ઝવેર જડાવ, હીરા રતન તો શુભ બનાવ; પંચડંડ શીર છત્રજ ફરે, કલ્યાણ વરત પ્રભાવતી કરે. રાગાંગી કરે રાગ, વસંતના કંઠ બોલે ફાગ; અવિ બળ જોદ્ધા છે અતિ. સામા ઉભા સેનાપતિ. પ્રધાન પાસે બેઠા ઘણા, ખાશા વજીર તો પોતા તણા; જાચીક ચાલી આવે વાટ, વખાણ કરે ચારણ ને ભાટ. બ્રાહ્મણ ઉભા છે આંગણ. બારણે આવે બીજા માગણ; ગુણ ગાંધરવ કવીજન ગાય, પંચ પારગ પ્રસ્તાતી થાય. બીજા ગુણીજન ગાયે ગીત, તે ઉપર છે બહુ પ્રીત; વાજે ચંગ ઉપંગ મરદંગ, થઈ રહી છે નાટારંગ. ઝાલર વાજે જે સાર, થઇ રહયો ઝાંઝર ઝમકાર; બેઠા જોતિક શુભ સ્થાનમાં, કનકલેખ ટીપણું હાથમાં; લક્ષધાત્યાંહાં આવે છે કવિ, નઉતમ વાતો લાવો નવી, સહસ્ર સાત પાસે વેદીયા, બારે વાતેના ભેદીયા; કંઇ પંડીત વાંચે પુરાણ. કઈ જણ પામે એકાદ સાહણ; પંડીત પાસે છે શેઠે પાંચ; સાચી વાતો થાએ સાંજકો સાથે ન બોલે જુઠ રંક પર રહે નહી રૂડ; સાચી વાત રાજાને ગમે, દેખી દુસ્મન ન અદકુ ક્રમે; સહસ્રો સવછી શોભે ગાય, ધાન પ્રીતિ પ્રભાતે થાય; બેઠા પુન્ય કરે છે પુર તજે ઝાંખો છે સુર; ઉજેશ જેવો શોભે ઇંદ્ર. તારામાં શોભે છે ચંદ્ર; દીપક એત છે ઝાક ઝમાળ.

કોને નવ દેજુઠી આળ, દીશે કરણથકી અવ નરો ચદ્ર ઘડા હાથી હવે સેનમાહે શોભે જેમ ગજ,જેને શીર ફરકે ધજ; સભા મધે શોભે છે રાય, ધરથી વીપ્રને જાશે જાય એવો મહીપત બેઠા જ્યાંહ.બ્રાહ્મણ ચારે આવ્યા તાંહ.ફટ ફટરે પાપી ચંડાળ ભીખુક દીધી મુખથી ગાળ; જીવ ઉપર જે આદર કરે, તે શાજાથી શાને ડરે. લઠા લઇ ચારે કર થઇધા, હાંહાં કરી રારે સઇયા. પગે લાગીને પુછી વાત શામાટે દુખ પામ્યા ભ્રાત. અહ્યા વિચારી જોને મનશાને કાને આપ્યું ધન;કીધાં અમને દાનજ પાત્ર, પોતે રાતે પડાવ્યું ખાત્ર;કળસ લેવરાવી ઘેરજ મયો; અમ આગળ મહાદુના થયો. અમો બ્રાહ્મણ દેશે જાત. ફજેત આવડો હું નવ થાત; હીવાનોત્રા નાતેરહયા જુઠા જુઠા લોકે કહયા;માટે દેઉં તને શ્રાપ;અમચારે હત્યાનું પાપ,સંધ્યાએ તે થોડું લેત, તો તુજને આશીશજ દેત.આ ફોગટ વીખાણે લોક,પરદુખભંજણ તેતો ફોક. નહીતો ફેજ અમારી પાસ, તો તે શાને દીધી આશ. વચન કહી એવાં તે ઠેઠ,પાળી મારૂવા માડી પેટ, સભા સહુકો દ્રષ્ટે જોય, તેતે કારણ પ્રિછે નહી કોય. જોઇ રહયો છે સઘળો સાથ;રાએ હશીને ઝાલ્યો હાથ. પ્રણામ કરી પાગે લાવિયો,માન મેહેનત માગીયો. હું શેવક તમારો રાંક, ક્ષમા કરો માહરોછે વાંક. શું વિગત થયુંછે રાન, દુખ પામ્યા આવ્યા પ્રભાત. શાથી કુહતા આવ્યા કેમ, સાચું ના કોહોતો માહરા સમ. વીપ્ર કહે જાણો છો તમો, ભરી સભામાં શું કહું અમો. પેહેલે દહાડે દાતા ઘોર, બીજે દીવસે થયા ચોર પોહોડયા ઘરમાં સાંકળ દેય, કળસ ચાર ગયાછોલેઇ જાણ્યાં એ મેં તાહરાં કામ, બીજે કોઇ નવ જાણે ઠામ, માટે હતા ત્યાં મુકી જાય દોષ તુજ મધેથી જાય. રાજાજીતે નકશી નીસ્ચે નીરબળનું ગયું જાય તેનું ઇનામ મજ જાય. એને ભરૂશો માહરો થાય. લેઇ ગયો આડે આંક શો ગરિબ બ્રાહ્મણનો વાંક. મહારાજ ધન બીજુ લીજીએ.વારૂ કામ વિધા કીજીએ.ભંડાર ઉઘાડીઆલું અમો. ખપ હોય તેટલું ખરચો તમો. મહારાજ દ્રવ્ય લેઇને વળો ઘેર વીત્તાનેકામે ભળો; કોળે કાળજ રૂડું કરો, ધન આપું તે ઘરમાં ભરો કેહે બ્રાહ્મણ શું બોલે આળ, બીજું ધન આપે તે બાળ.એક વાર તો કીધી હાણ,બીજી વારતે લે તું પ્રાણ હવે જીવ અમારો જાય, કાયાની ઘાતજ થાય; તે કળશ આપો તો જાઉં, નહીતર ચારે હત્યા દેઉં; મુકયાં કળશ જઈ ઘરમાં જેમ, બીજુ ધન તું તો લે તેમ; લાવો કળસ સભા છે જ્યાંહ; તસ્કર કહેતું મારે મોહે. જો કળસ તે લીધા હોય;તેતો દાતા જાણું સહુ, ભાગે સંદેહ મારા મનતણો; તેના તે જે કળસજ ચાર, લાવ સભામાં આણે ઠાર. આપો તો છે તમ વેહેપાર. સરવ સભામાં રાખો ભાર;સહુ દેખતાંસાચો થઇ લેઉં, નહીતો ચારે હત્યા દેઉં; બેમાં સાચું જાણો જેહ, કરો સીઘ્ર રાજાજી તેહ તેહ; જો ગમે તો કળસજ દે,નહીતર મારી હત્યા લે દોહરો—મહીપત મન વીચારયું એને છે હાણ; વાંક કાહાડું જો વિપ્રનો, નીચ્ચે છંડે પ્રાણ;દુખે થયો આકળો, સંકટ

એને ઘેર; કળસ ચારે ચોરી ગયા, પેલા ચારે ચોર. હાહામીસ કીજીએ,ધારણુધીર રાખી ખાળા પાથરી કરઅરે, પોતે વિક્રમવિર; તયરાજ તમારો ચોર હું લીધા કળશ ચાર; તે ગુનો બક્ષો મુને, આપુ આણે ઠાર. કાહાડયા હેમ ભંડારથી, લક્ષ ટેકાં તારાં રોક; ખાઓ પીઓને વાપરો, શાંત પમાડો શોક; વિલા કામ વેગે કરો નવ લગાડો વાર;કળશ ચાર આપુ અમો,વાટ જુઓ દનબાર, પેદા કરૂ ક્રન બારમાં, મનાવું હું તમ મન; ત્યાર પછી મુખમાં ધરૂં, આપે જળને અન; લક્ષમોહોર લઇ વળ્યા, બ્રાહ્મણ આવ્યા ઘેર; વિવા કામે રાજ થયા, મિત ધરી બહુ પેર. બાર બારે દીવસ પુરા થયા, માલ અમારો લેશ; તાહારે કરશો વાયદો.હું આવિતમદેશ.

ચોપાઇ—ગયો વિપ્ર પોતાને ઘેર, પુછો સહુ રાજાનિ પેર; અદષ્ટ વિદ્યા આપે કરી, ચરચા જોઇ ગામમાં ફરિ; બહુ મુખે બોલે છે લોક, સાંભળી વાત સમાવ્યા શોક. ટોળે ટોળાં મળ્યાં છે ઘણાં, વિખાણ કરે છે વિક્રમ તણાં એક કહે સતવાદિ ભુપ, ધન ધિરજ ધન એનુ રૂપ, અમુલખ કળસજ ચાર. તે આપતા નવ લાગી વાર. ચોરી ગયા કો ભુંડા ચોર, ઉપર આપી લક્ષ મોહોર. કળસ તણો કરયો વાયદો, બ્રાહ્મણને થતો ફાયદો; બિજો કહે તું નથી જાણતો, કઇએ જ્ઞાન નથી આણતો. બ્રાહ્મણે દીઠો ભંડાર, લોભે માગ્યા કળસગ ચાર, ના કહી શકયો નહી રાય. કંઇ કરોડ કેમ આપ્યા જાય. રાજદ્વારનિ સમરણ એહ, કેમ આપે બ્રાહ્મણને તેહ, કહેતાં શું કહેવાઇ ગયું; આપ્યા કળસ મહા જાનજ થયું; મોહાનિ વાતો છે ઘણિ, રીતે પેર કરી તે તણિ. રાજાએ વિચારયુ અસુ કીડા મુખમાં કોણું કશુ, એક દુઃખય બિજુ હશુ, ના મળે બ્રાહ્મણ પાસે કશું. બ્રાહ્મણ પોહોડયા રૂડી પેર, કળસ ગયા પોતાને ઘેર, બિજે દીવસ દેવરાવિ શાખ, આપી મોહોર ગણિને લાખ. એક કહે એ દાતા થયો, બીજો કહે ધન લેઇ ગયો, પુત્રિજો કહે એ નિસ્ચે એમ, નહિતર કળસ જાએ કેમ,વિતિ જશે દહાડા દશવિશ,બ્રાહ્મણ કુટી રહેશે શિશ, ચોથો કહે નિરમળ છે મન, પાંચમો કહે તજ્યું છે અન; છઠો કહે કોશર શિદ કરે,ભંડાર કઇના અભરે ભરે.સાતમો કહે છે સર્વે ફોક,બહુમુખી એમ બોલે લોક, રાજા તે સાંભળે છે કાન, જેટલાં પીંપળ હોએ પાન;લોકોપવાદ બેઠો છે શિશ, હવે શું કહેવું જગદિશ; હીંમત મેલેતો નહી સરે. મુજ વિનાચોર કોણ પેદા કરે; ઉતારવા મુજ શિરનિ ગાળ, સોંપુ બ્રાહ્મણને એ માલ, તો દુખભંજન માહારે નામ, કાહાડુ ચોર દેખે જેમ ગામ; ગંગોદક શુભ કાયા કરિ; કનક થાળમાં પુજા ભરિ. શીવ પુજન શુભ રીતે કરયું, રૂદે ધ્યાન હરશિધનું ધરયું માહા કાળેશ્વર કરયુ ભજન, કરયું આપ વિક્રમ રાજન પંચામત ઉપર પચધાર પુષ્પ વળી તાંહ ભાર અઢાર, તલ તાંદુલને બીલિ પત્ર, રત્ન જડિત સમરપ્યાછત્ર, સંકટ હરણ કરણ શુભ કાજ,સદા રાખે સેવકના લાજ. સદાગુણ હું તાહરા ગાઉં

પર દુઃખભંજન હું કહેવાઉ;એવી સ્તુતિ શીવની કરી,આવ્યો મહીપત પાછો ફરી બીજે દિવસ થયો જ્યાહરે, સભા ભરી બેઠા ત્યાહરે; પ્રથમ પુછી જોયું ધરી, પ્રધાન પાસે બેસારી દીધાં માન. આદરભાવ અદકેરો કરી હઇડા માંહે હેતજ ધરી. કહો ભાઇ વિચાર કરો, બુધ પોતાની મનમાં ધરો; પેદા કરો મારો માલ તેનો શો કરવો હેવાલ, નહિ મુકુ હું કોઇનો ખ્યાલ, પેદા કરો કરો નહિ તો ખુટશે કાળ;હેને પ્રધાને જોડયા હાથ, ડાહ્યા છો પૃથ્વીપત નાથ; દાતા સત્યવાદી દીસો જેહ, તમ ડાહયા કે પહેલા તેહ; કહોતો દંડ ચોરીને દઉ, કહોતો લોકનું લુંટી લઉ. કહોતો કોટવાળને દેઇ વીશ, કંઇક જણને દેખાડું બીક; કહોતો કઇને દેશું માર, કોડ કેરો કરૂ પ્રહાર; કોહો તો પગ કડાવું ઘણુ, મારૂતો કોકીલમાં લવણ; કોહો તો કઇને પ્રાજે કરૂં, કોહો તો કઇકની લક્ષ્મી હરૂ, પ્રાક્રમ અતીશે કીજીયે, દેશવટો કોને દીજીયે. બીજે દીન બેઠા મહારાજ, તેડરા પોતાની નજર બાજ. દાહાડી બેઠા મહીના હરો, તસ્કર માગ પેદા કરો. મનુશનો પારખુ જાણુ તુને, જો તસ્કર દેખાડો મુને; તેમાં પ્રાક્રમ છે જેટલું, કુટી મુવા કીધું તેટલું; ચોથે દિવસે તેડગા ચોર, કાફીલ જાત હરામી ખોર. તેને તેની શોધજ કરી, ગરજ સાધે બોલ્યાં ફરી. અમારી જાતમાં નથી એ ધન, નીસ્ચે મહીપત માનો મન; મુજમાં નીસરે તમારો ખેલ, તો પીલીને કહાડો તેલ. પેર પેરના પુછયા સાથ, તેની કળસ ના આવ્યા હાથ. તેડયો પાંચમે દીવસે તેહ, મદીરા પાન પીનારાજેહ. તમ સઉકોમાં પાણી મરે, પુછો માલ જેપેદા કરે; તેણે ખેપ કીધો છે ઘણો પુછયો તાયટો પોતા તણો; રાજા તમને કહીએ કથી, અમમાં પાણી મરતું નથી. જાણે દંડ અમને આલજો, મદીરા ભઠીમાં ઘાલજો. પુછી લીધો તેનો પાર, નવ આવ્યો ત્યાંથી ભંડાર; કંઇ રૂડા શાણા તેડીયા,હલકારા પંથે ખેડીયા. બીજા તાયફા પુછયા સેહુ વેસ્યા વ્યસની બાગી બહુ; કોહોડા થાય કુડા નવ થાય, વિચાર કરો આપે મનમાંય. રાજા લે ભંખીનું નામ, એ તો નહી અમારા કામ; તમ પ્રમાણે આનંદ કીજીયે, બેઠા કે પાણી પીજીયે; અમને ભલાઇ છે તમ તણી વાત ન જાણું ચોરયા તણી. પુછી પાર દીધો તે દન, ના આવ્યું હાથમાં તે ધન કેટલા એકને દીધી આંચ, કેટલા એકને દીધી લાંચ કેટલા જુઠા બોલ્યા બોલ, કેટલા એકને દ.ધા ડોલ; કેટલા એક મોરખાઇયા કરયા, કેટલા વન સંચરયા; નીસ ચરચા જોઇએ બહુ રાત, મધ્યાન સાંજ સવાર મધરાત પુછી જોયુ બધુ ગામ, લવલેશ જડયો નહી ઠામ; વિપ્ર આદ અઢારે વરણ પુછી વાત સુણી સઉ કરણ; વાત કરાવી વાતે ઘણી ચોરી ન જણાઇ માલજ તણી; જેટલી બુધ પોતાની હતી, તેટલી સહુમં કીધી છતી. અગીયાર થયા એમ કરતા દન, અધી-પતીએ તજ્યું છે અંન; રાજ તેની શોચના કરે, હઇડે હરખ પોતે નવ ધરે. એનો ચોર કેમ પેદા થાય, વીચાર મનમાં કરેછે રાય; રહયો આજનો એકજ દિશ, સુણે

અરજ અમારી ઇશ. તો તો કામ અમારા થશે, નીકર બ્રહ્મહત્યા બેસશે;કહેશે લોક મુને જુઠા તરત, પરદુઃખભંજન જાશે વત. પ્રભાતે રાજા આવ્યા તાંહ.ભરી સભા બેઠી તે ચાંહ. કરી સભાને બેઠા રાય, સકળ લોક સહીત સભાય; સરવ તાયફા મુજરા કરે, આપ આપણે સ્થાનક ઠરે, એટલે જુવારી તે આવીયા, તે મહીપતને મન ભાવીયા. તેને પણ તેડયાં એકાંત, મન તણી ભાગવાને ભરાંત,કોહો ભાઇઓ મુજ માલજ ગયો, તે કોઇથી નવ પેદા થયો; તમારે માથે આવીયું, કલંક મોહોત મારૂં લાવિયું માટે સાચુ બોલો તમે,હેતે કરીને કહું છુ અમે. એમાં ચોર છે પેલા ચાર, જુવારખાના તણા સરદાર;નીત સભામાં આવે તેહ, શીતળ છે પોતાનો દેહ; ભય કોનો નથી લાવતો, તેને નથી તસ્કર જાણતા પછીથી જોયા સઘળા લોક,તમે અમને પુછો તે ફોક.મનમાં આપ વિચારોરાય,તાહારો માલ કહીંયે નહી જાય;ખરેપેટ હેડ ફુકડો, જેવો બહુચરાનો કુકડો,ઘણી ગોગી નેપાળા તણિ જીર્ણત્વ માખ ગળેકા ઘણી;તર દારની આંસુજે સેહે,અગ્નમાંહે ઘરેછે દેહ;વાઘ સામો ધસે જે ઘણું,જાયજ્યાં હાં અંધારછે અણું તરી નીસરેસમુદ્રતીર,સોસરા ઘાવસહેશરીર. બોલીજાણુ પોતાનું મન,ઘરમાંનુઅરમાં છે ધન;જાણો સઉને મારોઠાર,ઉતારવામાંથેથી ભાર.કે હોડાઆય ક્રીધના થવાય, વીચાર કરો આપે મનમાંય રાજાએ દીધા પ્રતિબોધ,કહાડી નાંખ્યો મનનો ક્રોધ. ધીરજ રાખી પોતાને મન, કલાવિ પુછે રાજન; ઝાઝી વાતે સાચ ન થાય, માનો નહી તો મશકરી થાય; એનાં પ્રાક્રમ દીસે ઘોર, જુવારી માંહેછે ચોર તે સમે પાવકાનાં રૂપ,ઓળખી ન શકયો ભારે ભુપ મારે મન તારૂ નાહે અરથ,ની જ ગયે તો આપે ગ્રથ. જુવારી મળ્યા છે ઘણા, ચાર ચોર કાઢયા મુજ તણા.પાસ બેસારી ચવરાવ્યાં પાન, ભરી સભામાં અપાવ્યાં માન; મનોરથ તેની કીધી ઘણી, આગત સાગત કીધી તે તણી. રાજાને પુછયાની રીત, તે સાથે કરી બહુ પ્રીત;તમ સાથે મારે છે નેહ,તે વાતમાં નહી સંદેહ; હારજીત તે મહારે હાથ,નીત રમવું તમારી સાથ.દ્યુત જુવારીમાં નહી કર્મ એ આ ક્ષત્રીનો છે ધરમ;નીત તમારૂ માહારે કામ,લેઇ ન શકે તમારૂ નામ. ઘણા દીવસની મારે ભુખ,કહો વાત તો પામું સુખ; કહો વાત ચતુરાઇ તણિ,ઇચ્છા સાંભળવા તે ઘણી.અમો શી વારતાકીજીએ,કહો તો હુંકારો દીજીયે;વાત રાજા વિક્રમ ત્યાં કહે.હુ કારો જુવારી દે;તા ગ દમલપુર પાટણ ગામ; નાહારસંઘ રાજાનું નામ; રાજા ચાલે રૂડે કરમ,કો કોનો ના લોપે ધરમ વચન ભ્રષ્ટ કોઇ નવ થાય, સતવાદી સકોમળ રાય, સુંદર બ્રાહ્મણ વીદ્યાવંત, સાહ શીરોમણ અદકો સંત. નગ્ર મધે માંડે નીશાળ,ભણે વરણ અઢારે બાળ;કામ સારૂ જે વિદ્યા ભણે, લેખાં લાખ કરોડો ગણે;વણીક વેપારી તન,તે તો મરમ મહોટો મન, ડાહયો શાણો દીઠો ઘણો,નહાનપણમાં વિદ્યા ભણ્યે; ભણે પુત્રી એક વણીકજ તણી, તેણે પ્રીત રમાણી ઘણી;કરે એકાંતે દહાડી વાત ભણતાં,વરસ થયાં શુભ સા

ત; ખાણું ખોળામાં લઈ જાય,મળી એકઠા બેઉ એ ખાય;જીવ એકને જુદી દેહ.પ્રીત જેમ બપઇગા મેહ. એમ કરતાં બેઉ વિદ્યા ભણ્યા, પોલ્યા કોડ તેના મન તણા; રહેછે જુજુવી શેરી છેક,રાય રંક પણ ન્યાતે એક. ત્યારે બોલી ન્હાની બાળ, હવે નહી આવું નીશાળ; ત્યારે તે મીરમ બોલીયો, પડદો મન તણો ખોલીયો. આટલા દીવસ ભણાવી તને,શું ઓશીકલ થઇશ મને;મન માગ્યું હું લઉ આજ,ત્યારથાય મ્હારૂં કાજ.કહે નારી જે માગે તું, સત વચન તે આપું છું; ત્યારે તેનું જોયું મન માગ્યું કપટ તે દન;માગું બોલે દીજે તન,કન્યાએ સાંભળ્યું વચન; માગતાં આવે છે લાજ મને, પરણે તો થાયે કાજ;આપી ધન કરૂં તાહરૂં,સફળ જન્મ થાયે માહરૂં એટલું માગું તારી પાસ,તું પુરને અમારી આશ. અદકી પ્રીતી આપણી હોય, તે વાત ના જાણે કોય;કુંવરી કહે ચેતાવું તાત,પછે કહું તુજ આગળ વાત;મહારૂં મન તો તાહરે સાથ;બાકી તો પીતાને હાથ;એમ કહી નારી ગઇ ઘેર,પીતા આગળ માંડી કહિ પેર. પીતાવર દેખાડું અમો, ને વરને પરણાવો તમો; તે વાત ગમ તે તુને, દીન થકી ચેતાવું તુને;નાત આપણિ આપણું ગામ;લીધું વડ મીરમનું નામ; ત્યારે ખીજ્યો તેનો બાપ,શું બોલી અજાણે આપ;હત્યારી આપ અતીરા,એ વાતથી છેદું શીશ. તું દીશે છે કરમ ચંડાળ, અતીશે એવી દીધી ગાળ; બીજીવાર ભુંડું ભાખશે. મરડી કોટ કુપમાં નાંખશે; હવે જો લેઇશ એનું નામ, તો તુને મારૂં આઠામ; એ રંક જાત મજુરી કરે,તે મહારી કન્યા કેમ વરે.કરી પીતાએ અદકી રીશ,ગાળો તાંદાં દીધી દશવાંસ,ને કુંવરીએ મુકી આશ, આવી મીરમ કરે પાસ, માહારી તો પોહોતી નહી આશ, તમ પાસે આવી છું દાસ;મીત્ર સાંભળ તું મ્હારી વાત;તમ કારણ પુછ્યું મેં તાત;સાંભળતામાં રીસજ હુવે.ફરી કહે તો નાખું કુવે;સાંભળતા મુને મારી ઘણી,અવગણના કીધી તુજ તણી; એવું કામ મેં તે નવ થાય,વચન ભ્રષ્ટ મહારૂં કેમ જાય. મીરમ કહે મારૂં શું ગયું,વચન ભ્રષ્ટ તારૂં તો થયું;કહ્યું કરે તે સાચી પ્રીત, નીકર લોકાચારજ રીત. હવડાં તો કુંવારી છું, મન વિચારી જો તે તું; પરણીને પતી પાસે જાઉં,એ વચન ઓશીકલ થાઉં;તેના પહેલી આવું તારીપાસ તમે રાખજો દ્રઢ વિશ્વાસ;હું વાચા સત વાચા લેઉં,કોલ સાત પરીયાંનો દેઉ પ્રથમ તમને મનાવું સુખ,પછે સ્વામીનું ભાળું મુખ;દીધો કોલ તે સુખી થયાં,આપ આપણે મંદીર ગયા; વાત કરી મનમાં તે ઘડી,વળતી વાત વીસારે પડી.દોહરા—વણીક તણો વીવાહ કર્યો, વરસ થયાં છે બાર; પંદર વરસે પિતા મુઓ, તેને શીર પડ્યો ઘર ભાર.એ ત્રણેક વરસ થયાં, કરે પોતાનું કામ;કરી કોથળો તે ફરે, ભટકે બધું ગામ, વેહેવારીયાની બેટડી, વરસ થયાં અગીયાર;વીવા કીધો નયનાં,વાહાણવટી વેપાર.પુરૂષ પરણ્યાને પરવર્યો, પરમુલક પ્રદેશ; પીયેરમાં રહિ પદમણી,જોબન આવ્યો વેશ,રમે જમે સહુ સાથમાં, રાખે પોતાનો ધરમ; અવિદ્યા એકે છે નહી

સાંભળે નીત ધરમ. ચોપાઇ—વર પરણી પરદેશ ગયો. વહાણવટી વહેપારી થયો;પ ડી શાહુકારીમાં શાખ, જોડયા દ્રવ્ય હજારો લાખ. પ્રસન્ન થયા છે બોલ્યા ઇશ, એમ વરસ ગયાંછે ચોવીશ; કાશદ ઉતાવળો આવ્યો ત્યાંહ. વહેપારીઓના મહોલા માંહ. વધામણી લોબી લાવીએ, વહેપારીને મંદીર આવીયો; સામા ચાલ્યા સહોદર સહુ માલ અનંગળ લાવ્યો બહુ મળ્યો ભેટી સહોદર તેહ,અહકો મન ધરીને સ્નેહ;વહાલા ને અહકુ હેત,માસી આવ્યાં ભાણેજ તેડી સ્ત્રી નવ લાગી વાર, પહેરાવ્યા સોળેશણગા ર;આભુશણ શુભ મોતી તણાં. પહેરાવ્યાં વસ્ત્ર અમુલક ઘણાં; જયાબંધ જમ્યો સહુ સાથ, એમ કરતાં થઇ મધરાત. સ્ત્રી ભરથારને અહકુ હેજ, એકાંતે પથરાવી શેજ; દીપક રાખ્યા ઝાકઝમાલ, બે જણાંને અહકુ વાહાલ. ચંપા દેવડાં સુકચમાંહ, પેંડા પતાસાં આંણ્યાં તાંહ; કોટ માંહે મુક્તાફળ હાર, ટીલાં ટપકાં કીધાં સાર. કસુંબલ સાળુ કસબી કોર, ઝાંઝો તાન કરે છે શોર; જળપાત્ર છાંટી દીવડો, આપ ઉલટમાં જીવડો. મધરાતમાં ઓાછી છે એક ઘડી, તે વેળા સ્ત્રી માહોલે ચડી; બેઠો વર મહા ઉલટ ભેર, ઘણેક દીવસે આવ્યો ઘેર. શેજે પગ ધર્યાં જયાહરે, પેલી વાત સાંભરી તાહરે; બાળપણાની વાતજ જેહ, વેર્શી દીલમાં આવી તેહ. બોલીછું હું મરમની સાથ કોલ વચન આપ્યું છે હાથ; તે કોલાહરો જો જશે, તો તો કાયા કોઢી થશે. પગ ખેંચીને રહી, જોતામાંતો ઝાંખી થઇ; ચતુર ઘણો પુરૂપ તે તણો, સ્ત્રી ચરીત્ર ભણ્યો છે ઘણો. વરત્યું આપ નારીનું મન, બોલ્યો નારિ શું જુક્તિ જન, જેતામાં કયમ ઝાંખાં થયાં, પગ ખેંચ્યા કેમ ઉભાં રહ્યાં, સાચું બોલો અતરે આપ. તેનો ગુન્હો તમારો માફ. તેની શાક્ષી છે જુગદીશ, જો કાંઇ આળ ચડાઉં શીશ, તું જુઠું બોલે મુજ સંગ, તો કુષ્ટી થાજે તુજ અંગ.

દોહરો—સ્ત્રીએ મન વાચાશીયુ, સીધી સાચે હોય; સુરજ શાખે હું કહું, અન્યાય બોલુ નહી કોય, જુઠી વાત બોલુ નહિ, જુઠી વાતે દેહ દુખ; સાચે સીધી પામીએ સાચી વાતે સુખ, સાચુ પુછો તો સાંભળો, થઇ છે વિપ્રીત વાત; નિશાળે હું બેસતી, વરસ થયાંતાં સાત. મુજને એક ભણાવતો વણિક તણો એક બાળ; તે શું પ્રીત ઘણી મુને, જીવથી અહકુ વહાલ. જેવારે ભણી ઉતરી, જવા માંડયું ઘેર; તે હાડે તે બોલીયો, કહી અણઘટતી પેર, તુજ સાથે સંગે રમુ, તુજશું મેળું સંજોગ. આલીંગન અપાવીએ, તુજ સાથે કરૂં ભોગ; મન મુકી મુજશું કહ્યું. મેં ધરયું તે ચીત આજ થકી મળશું કયાંહી, સંસાર તણી એ રીત.

ચોપાઇ—તાહાં વચન આપ્યું તું અમો,ધીરજ ધીરજ રાખો તમો;વશીએ છીએ તો એકજ દેશ; હવડાં છુ કુંવારે વેશ; પરણિ પતીના પાસે જશું, ત્યાર પહેલાં ઓ ળશમલ થશું; પરણિ રાજ ગયા પરદેશ. ઘેર રહિ હું જેગનવેશ, એ વાત તો ગઇ વિસરી, ઘર મુકી હું નથી નિસરી; મુખ તમારૂ જેયું નહિ. તે વારતા સાંભળે નહી.

મારા ભાગ્યે આવ્યા મહારાજ, તે દહાડો હવડાં છે આજ,તે વાતની સુરતા થઇ,પગ ખેંચીને ઉભી રહી. તે મનમાંનેતો સાંખ, જો ગમેતો મારી નાખ;સાચીવાત ઇશ્વરને ગમે, સાચે શોક સજનનો સમે; એમાં જુઠું જે ઉપરે પુરવ જનમનું સુકરીતકરે; ઇશ્વર આંણુ એ સાચુ અમો, મુને આજ્ઞાદીને જે જીતમો.

દોહરો—નાવ કહે નારી સુણો,વેગે તમ સજ થાઓ;વચન જે આપીયુ તાંહાંઆ વેળા જાઓ, આતો પલકજ એકમાં, ના ધરશો કાંઇલાજ;જુઠા સંગે નવ રહુ,સાચાનું છે કાજ; સાચું બોલો તમો, તેમ સાચો હું આપ;તેમાં ખેદ ચરૂં અમો, તો બ્રહ્મહત્યાદીક પાપ, રીસ નહી એ વાવમાં, સાચુ કહુ આ દીશ;ચાર હત્યાશીર માહરે, તો કોપે ઉમીયા ઇશ.

ચોપાઇ—એવું સુણતાં નારી વળી, પાછી પગલે પાછી ફરી.તાંહાંથકી નારીની સરી, પેહેલી વાત હઇડામાં ધરી,મુકયોમોહોલ શેરીને ગામ,આવી ચઉટામાં તેઠામ નીશા અંધારી માઝમ ધોર;મળયા નારને તે વેળા ચોર તેણે મનમાં કરયો વિચાર, લુટવાને માંડી તે વાર, આવ્યું ઘરેણું હળદર ગયું, બેડા કામ તે આપણું થયું; એની પાસે અદકા માલ, આપણે ચોર થઇશું નાહાલ, એ પાસેછે અદકુ ધન.ચારે ચોરનું રીજ્યું મન;ઉતાવળા ભાઇ જઇએ ઘેર,પછે કરીએ બીજીપેર,છોકરાંને સુખ પમાડીએ, રૂડી રિતે રથાડીએ, ત્યારે તે બોલી કામની નીશા અડધી દીશે જામની પગે લાગીને નારી કહે, ત્યારે ચોર સાંભળવા રહે, ભાઇ મારે કામે જાઉછું, લાગે વાર ખોટી થાઉંછું, એવું તે બોલી કામની રરે પ્રતીજ્ઞા તે ભામની, ઘડીએકબેસો આ ઠાર; ઉતારી આપુ ચણગાર; જાવાદોને મુને આજ,તો થાઓ અમારૂં કાજ, વચન અમારૂં પાળો તમો, સુખેજાવાદોને અમો;કરવા જાઉછું માહારૂં કામ, પાછી ફરી આવું આ ઠામ, ત્યાં ગયે સરેછે કાજ, ત્યાંથી ઉતાવળી આવું આજ;જોકાંઇ આવે તમને હેત, તો જાવું શણગાર સમેત;તુજ આગળ ખાધા કમા સમ,તો આ વેળા ન આવું કયમ; ખરા સમ નારીએ કહયા.ત્યારે ચોરે સાચા લહયા;તેમાં તસ્કર બોલ્યો એક, મેલુ કયમ આવ્યૂં વશેક; બીજો કહે જાવા કયન દઉં શણગાર સરવે લુંટીલઉં, ત્રીજો કહે કેમજ મુકીએ, આવ્યું હોય તે કમ ચુકીએ,ચોથો કહે મારૂં એ નામ લુંટી લેઇશ આણે ઠામ, તારે નારી બોલી ત્યાંહ, હું તો પાછીઆવું આંહ. નારી કહે રહો ઘડી, શાને વાત કરોછો વડી, હવણાં આવુ નલગે વાર, આવું વસ્ત્ર સરવે શણગાર, લેજો સરવે અમારો પાસ, તમ ચારેની પુરશે આશ, ચારે ચોર દયાવંત થયા, એવા બોલ તો નારીને કહયા; ત્યારે બોલ્યા ચારે ચોર, કહી વાત એક તેણે ઠોર;હવડાં જઇ વહેલા આવજો.પાછાં અ ભુશણુલ વજો; ચારે કહે જોઇએ પારખું, સતવચનએનું મારખું; મુકી દીધી ગઇ એ નાર.તસ્કરેમળી કરયો વીચાર. એવી માનની ભોળી હોય,આપવા આવે બાજુ કે.ય;તાડે ચડી કો-

ણુજ પડે,તાવને કહેશે કોણુ એચડે;કોણ જઇને બુડે એ નીર કોણુ બાળે અગનીમાં શરીર.ઘાવ કરે પોતાની કાય; કોણુ ગાળદે પોતાની માય, મરવાને તે કોણુજ જાય, હોંશે વીખતે કોણુજ ખાય.ખાતરપાડાં આણે ઠામ, કરો આપઆપણું કુળકામ; તે વીધા છે તેને શેલ, ફાડયા સરકાર કેરા મેહેલ; કહાડયા માલ તે લાખ કરોડ, લેયો માલ હજારાં જોડ નીકળ્યો માલ નવ રહી મણા.હીરા ઝવેરમે મોતી ઘણાં;લેઇમાલ ચારે નીસર્યાં,ગયા ગામમાં બાધાપરા;ઘડી એક બેઠા ચઉટામાંસી,તે નારીની શી મત થઇ, ઉતાવળી શેરીમાં ગઇ; પ્રિત હઇડામાં રૂડી પેર ગઇ પેલા મીરમને ઘેર, કોણુ આ વેળા અહીં આવીયું. રાત સમે તે શું લાવીયું કોણુ છેરે બારણે તું, રાત સમે ન ઉઘાડું હું.તાહરૂ મુજને કહેરે નામ,આ વેળા મુજથી શું કામ હું હરજીશા કરી દીકરી, પ્રેમે પુરૂશોતરને વરી; વહુ બેઠી છું વણીકજ તણી, તુજને મળવા ઇચ્છા ઘણી.ઉઘાડી બાર ઉઠયો તે ધાઇ ભલે આવ્યારે મહારી બાઇ;ઘણે દહાડે તો મળ્યાં,તમોને દીઠે દુખજ ટળ્યાં;તું બહેન તું માહારી માત,કોહોજે કહેવા આવ્યાં રાત,પુછો તેવું સાચું કહું, જે હું માહારા મનમાં લહું. જુવંતીએ જોડયા બે હાથ બોલી તે વણિકને સાથ નહાનપણે ભણતાં જે દન,તે વાત વિચારો મન;પીયુ ગયો પરણી પ્રદેશ હું રહી ઘેર જોબન વેશ.આજ આવ્યો ઘેર માહરો પમી,ઇશ્વરેરાખ્યુ છે સતી; સાંભળી વાત બાળપણુ તણી,તુજને મળવા ઇચ્છા ઘણી.તેથી આવી હું તમ પાસ, તમને સંતોષી જાવુ વાસ. ભરથાર જુવે છે માહારી વાટ. હું આવીછું કોલજ માટ; કોલ પાળુ તો સઘળું પળ્યું, નહીતો તેનું જીવતર બળ્યું શીઘ્ર બહેન તમો પાછાં વળો, ભરથાર તણી ભક્તિ સાંભળો.જાઓ જાઓ લાગે છે વાર,સંતોખો ભાવે ભરથાર; પસલી આપી તેને ઠોર, દશણુણો આપી તે મોહોર: અમો શું આપુ બાપડા,લો રૂડાં કોરાં કપડાં. આપી પસલી વળાવી તેહ,શીતળ થયો નારનો દેહ. નારી ચાલી આવિ વાટ, બેઠા તસ્કર જોવા માટ; તાંહાં આવિ તે જાહેર થઇ ચોર આગળ તે વાતો ગઈ;કહો ભાઇ આવી હું આજ,તમો કરો તમારૂ કાજ. જાવાદો મુજને લાગે વાર,ઉતારી આપુ શણગાર. સરવે વસ્તુ તમે તો લો,મુને મારગ જવાદો;બોલ્યા ચોર નારી સાથ,ધન આવ્યું અનગળહાથ. પ્રથમ શુકન અમોને મળી, અમારી મનની પોહોચી રળી, મોતી જડીત્ર પહેરી કાંચળી,આપી પસલીમાં તે વળી.હીર ઝવેરને કનકે જડી,આપી વીંટી માંહે મઢી; સઉને આવી મનમાં દયા,પ્રણામ કરીને તસ્કર ગયા. ચાર ચોરજે કહી ગઇ, નારી આપ ઠેકાણેથઇ;વાટ જુવે બેઠો ભરથાર, આવી નારી ન લાગી વાર. જેના મુકે પોતાનો ધર્મ, ઇશ્વર રાખે તેનો મરમ.જેટલી વાતો થઇ, સ્વામી આગળ માંડી કહી, સાચું માન્યુ તેણે સહી.એ વાત ઇહાંથી રહી, વીક્રમ બેઠો વાતો કરે, જુવારી રૂદે ઘરે.એહ ચોરમાં કૂડો જેહ, એમ આગળ માંડી કહો તેહ. તમને ચતુર જાણુછું અમો, મહારો સંદેહ

ભાગો તમો;શહુ બેઠા કરે કલોલ,શભા માંહેથી ઉઠો શોળ;જુદા બેસે જ્યારે ચાર એકાંતે બેશી કરોવિચાર; રૂડીનાર કોરૂડો નાવ. એટલી વાત સુણ્યાનો લાવ; રૂડા ચોર કે રૂડો મીત્ર, એ ચારેમાં કોણ પવીત્ર;શદેહ ભાગે મહારા દેહને, હું શીરપાવ આપુ તેહને.જેના મનશું જેવું લહો,મહારે મોહોડે તેવું કહો. ઉલાસે બેઠા એકાંત, રાજાના મનની ભાગવા ભરાંતે;ચારની કીધિ થોક, બેઠા છે બહાર બહુ લોક; એ-કાંતે તેડી કરીઠી ગુજ, જેને જેવિ ઉપજી સુજ. પ્રથમ ચાર પાતે આવીયા, તે વાતો એવી લાવિયા. ચારેમાં ભલો છે કથ, બીજા નાહ જવાદે પંથ; સ્ત્રીઓ તે ઘણી દે આશ, કેમ જવાદે બીજા પાસ.સ્ત્રીનાં વાઢો નાકને કાન,એવાનું ઉતારે માન;અહું વચન તાહરૂ તો બાળ એવે વચન ખુટે કાળ.સ્ત્રી બોળે બાપનું નામ,કંથ ન કરવા દે એ કામ; કંથ ભલો જાણુછું અમો,પછે મન વીચારો તમો;બીજા ચાર વળી હા જર થયા, તેણે બોલ રાજાને કહ્યા. માહારા મનમાં રૂડીકા મનિ, નહીતો કેમ આવે જામની; બોલ્યુ હતુ બાળપણ તણું, પાળ્યુ એટલુ અચરત ઘણું;બોલનાર તે સહુ-કો હોય; પાળે એક લાખામાં કોય; મારે મનતો એ વીચાર,એહ ચારમાં રૂડી નાર; પેહેલી વાતતો સંભારી કહી, મીત્ર પાસે જાવું જે સહી; ત્યાંહાં ન જવાય તો શું થાય, બોલ ગીસ્ત એનો કેમ જાય; ત્રીજો કહે બોલુ ધરમ, સહુ પેહેલુ મીત્રનું કરમ. જેયાં તે જુવંતીના ચેહેન.ઓરત માણુસ મુકી એન;નેતો ભલો છે મારે મન રૂડો વણીકનો તન; ચારે જણે તો દીઠો તેહ, જેને લીધાં ઉપર નેહ; અમારે મનનો રૂડા ચોર, નીશા અંધારી હુતી ઘોર;નોહોતુ પાસે તેને કોય;શણગાર હજારજ કેરો હોય, સમતો ગરજે ખાએ ઘણી.કેમ તસ્કર માને તે તણિ આવ્યું હાથ જાવા શીદ દેત, નારી પાસે સુખેથી લેત; નારી પાસે કોનુ જેર,રાત અંધારી માજમઘોર બો-લાવિને પથે પળ્યા, ચારેમાં ચોરજ ભલા; રૂડા ચોર એ મનમાં હરે, પછે વિચારો દીલ તાહરે.

દોહરો—વિક્રમસેને વીચારયું,ચતુર ઓળખાય ચાર;કળસ ચાર ચોરે ખરા, લું ટયો છે ભંડાર.એકાંતે તેડી તેહને,ભાઈ તમારે શું કામ;આપો કળસ બ્રાહ્મણ તણા નહીતર મારૂ આ ઠામ, નામુકર ગયા માનુ નહી,મુજને દ્રઢ વીશ્વાસ,લક્ષ કોટી વી-શે વશા દ્રવ્ય તમારે પાસ કળશ લીધા તેતો તમો,બીજા નહી સમરથ;હીમત કો-ઇની ચાલે નહી. ન લેવાય કોઇથી ગ્રથ.ત્યારે તસ્કર બોલીયો શું બોલો એ આળ; પડ ગળે કોઇ પારેખને. ઉતરે શીરની ગાળ. ચોર તમો અમને કરો.અમારે શહુકા રી વાત; જેવું દેખું તેવું કહું, તેહ અમારી જાત. એતો કામ મહિ રાવળાં, એ જુઠાનાં કામ;જે આવે દ્રષ્ટ આગળે, લોછા તેનું નામ. જાણોતો મારો ચોરને, જાણુ-તો લુટો વાસ;જાણો તો કરી જુવો, પણ દ્રવ્ય નહી અમ પાસ. અનેક પ્રકાર રાજા કરે, પુછી લીધો પાર;શામ દામ કોટીક કરયા, પણ ચોર થયા નહી ચાર.રાજા કહે

દીજીયે શુળીયે ચોર ચ્યારે એ ચાર; પણ જીમ કઢાવો તાળવે,પંચ ઇટાળી માર. પુછે ન આવ્યા હાથમાં,ત્યારે આવ્યો કાળ;મેગલ રૂજનિ આજતિ, પીછશે પ્રાતસ કાળ. રક્ત ગમે તેને હશે, તે તસ્કર મહાવીર; નીશ ચરચા રાજા મયો તે રાજારે-હેવા ધિર. ઘેર રાખ્યા ચારે જણા,તસ્કર જેનાં નામ; માલ પેંદા કરીદોમુને,હવડાં આણે ઠામ.

ચોપાઈ– જોતો જોતો રાજા જાય, ઉજેણિમાં શું બોલી થાય; બહુ સુણી બેઠો સહુલોક,તસ્કર ધાલ્યા તેનો શોક.છાનિવાતો કરેછે સહુ, સજ્જન દુર્જનબોલેબહુ નગર વારતા તે શી થાય, ગામમાં બોલી કેવી બોલાય. એક કહે તસ્કર ઝાલીયા, બીજો કહે અદ્રષ્ટ ઘાલીયા; ત્રીજો કહે ચતુર એ રાય;એ આગળ કયા નાશી જાય; ચોથો કહે બનાવી વાત, અન્યાયથી આ ઝાલ્યા હાથ; ત્યારે બીજે મરડયું મુખ, વાત સાંભળી લાગ્યું દુખ;ત્રાહ્મણ તે જાણું છું હું, હાહા થઇ શું કરેછે તું;માથાની ઉતારી ગાળ, પચાસ બ્રાહ્મણનો માલ. મરીજને શુળીએ ચાલશે.;થોડુક બ્રાહ્મણને આલશે; માલ પચાવવાના એ કામ,રાજા લે તસ્કરનું નામ;જીભ્યાકે લાંબીબાહરી મુજને પરગત છે તાહરી; વાતો મોટાની કોણ્જ કરે. આગરહા વણ પુટે મરે;માંહો માંહે એમ બોલે લોક; તેમ તેમ રાજા પામે શોક;લોકો વાત નગ્રમાં કરે,તેનો રા-જા રૂઠયે ધરે; પ્રાહ્રશકાળે થાય દરબાર. તેડયા સભામાં તસ્કર ચ્યાર;વણ વાંકે શા માટે મરો, કળશચાર તે હાજર કરો. તમ ચારેને શુળીયે દેહશ,કળસ ચ્યાર પાસેથી લેહશ, તસ્કર કહે અમશું મેલ. આ તલ માંહે નથી તેલ;અમપાસેતો દ્રવ્યજનથી કોટી વગં શું કહિએ કથી;બહુ ગામ જાણેછે તુને,સાચા થવા મારોછો મુને.કળસ ચાર પોતાને ઘેર ધરો, ચોરી ઉતારવા હત્યકરો; ઉતારવા માથાની ગાળ, તસ્કરને મારો તતકાળ;એ પ્રદુખભંજન કામ; થાશે નવખંડમાં નામ.એટલે આવ્યો પેલો બ્રહ્મ, રાજા શીદ કરે એ કર્મ;કરે હત્યાએ ચારે તણી. હુંતો લક્ષમી પામ્યો ઘણી; જાવાદો એને અનીવાટ, શીદ મારો ફક્ત મુજ માટ; સમજ્યા રાય તમારો ઠાઠ,ક-ળશ ચારના પામ્યા આઠ; તમને કહ્યું તે હા કીજીએ,નામેશ હની રહી લીજીએ; સહુકો આપ હઇડામાં લહે,રાજા મોહોડે તે કોણકહે;સાચા તમોને જુઠા સવ,પેટ ભરી પામ્યો હું દ્રવ્ય; રાજાજીને ચેનન પડે, બોલ્યે લોક તો અચરત અડે;કહ્યું અ મારૂં કીજીયે, તસ્કરને મુકી દીજીએ; ભરી સભામાં પાણિ મયું, કામ બ્રાહ્મણનું નવ થયું; તસ્કર મારે નવ આને માલ, ન ઉતરે માથેથીગાળ,તસ્કરને તેડા એકાંત મન તણી મુકીને ભરાંત. ચાર તસ્કરને પોતે પાંચ; સતવચન દેઇ બોલ્યા સાચ, જે તમો કહો કીજીએ, કળશ ચારમુજને દિજીએ, ત્યારે તે તસ્કર બોલીયા, મન તણો પડદો ખોલીયા, સાક્ષાત કળશ લીધાછે અમો. શું જોર કરશોજી તમો, ઘણું કરો તે મારો ગોજ, તેથી તો સરે નહી કાજ,એકાંત પુછે તો સાચું કહું,સભા વ

યે નામુકરર જાઉં; અમને મારે બેસે ગાળ, હાથ ન આવે કોડી માલ;કળશ કાઢય. તેનાં રહ્યા, રકયતે સહુ અન્યાઇયા કહ્યા; બાર દીવસ આજ પુરા થશે, વચન કહ્યું તે મીથ્યા જશે; જો કરશો મુજ સાથે મિત,તે તો રાજા રહેશે રીત તમ જાનોયે તો. સાચા થાઉં;સભામાં સમ કરોડો ખાઉં;કળશ આપુ તો કોપો રાય, મારી નાખો પ-લકમાંય;અમો અમારે ઘડીયે ઘાટ,બેવાના ખોઇયે શામાટે.કદાચ જીવતો મુકો તમો તો રોજગારે જીવું અમો; ચોરે ગકલે ચડાયું નામ, ચોર કહેવાણા બધે ગામ નવ ધીરે નવ પાસે રહે, ચોર ખરા એ અમને કહે; માટે આપ વિચારો મન,ને માટે નવ આપું ધન; અમો ખોશું અમારૂં શીશ, જે ખાશે તે દેશે આશીશ.

દોહરા—ભુપત કહે ભલે કહ્યુ શારે હેમાફ કામ;ત્રાંબાને પત્રે લખી,આપુ વિશજ ગામ, મન મનાવું તાહરૂં, પોચાડું તમ આશ; વડા વજીર થાપુ અમો કાંઇ ન રાખુ પાસ; પુત્ર થકી વાહલા, ઘણા. સભામાં બોલું બોલ. તે વાતે સુરજ સાખિયા પ.ીયા સાતનો ક્રોલ; આગળ કોઇ અંગ મળે,જે નહી પાળે બોલ રોજુ પણ બીજુ નહી, ખરો દેખાડું ખેલ. મનમાની માંગે કરો, કરો રૂડી રંગમાં રેલ;વચમાં હરસીધ્ધ માવડી, મહાકાળેશ્વરમેળ;મન માન્યું તસ્કર તણું, પ્રીતમાં રીઝ્યા ચોર; કળશ આણીને આપીયા ક્ષણુનલાગી વાર, દેખે વધી મેદની,નરનારી સઉ કોય; અ ભુત કળશ સભા વીશે,જગત બધું ત્યાં જોય,તેમાં જાણીને નાણું ભર્યા,ટકા છનુ કરો-ડ; માહાલક્ષમી આવે તહાં, એતાં પોચે કોડ. મહાલક્ષમીજી કળશમાં, ઇંદ્ર પુરીનો વાસ,તે અગણિત આણ્યાં તહાં,મિને મહીપત પાસ સમસ્ત તેમાં અતી પ્રૌઢાઇ-એ ન જાણ્યો મરમ; એક વીક્રમ જાણે ભેડા હરીરે રાખ્યો ધરમ;નમાસહુકો દેખ-તાં, ઝાલ્યા બ્રાહ્મણે હાથ; પ્રણામ કરયો પગે નામી,સ્તુતિ કીધિ તે સાથ; હું અપ-રાધી અતી ઘણો, હું છું બ્રાહ્મણનો રાંક આપ મંદીરે પોચાડુ હું, ક્ષમા કરો મુજ વાંક એમ કહી પગે નમ્યો, રાજાએ નમાવ્યું શીશ; હરખ્યો બ્રાહ્મણ હૈડે ઘણું, અતી દીધી આશીશ કોટી કલ્યાણુ તરૂ થજો, નીત કરજો એવાં કામ શાક વારતા ઘણી ચાલજો, થાજો જુગમાં નામ. કળશ ચાર લેઇ ગયો, બ્રાહ્મણ પોતાનેઘેર; રાય પ્રજા પામે ઘણું. નીતનીત નવલી પેર બોલ્યુ તે પુતળીયુ,વચન પોતાનુસાર; તસ્કરે તે આપીયુ,ક્ષણુ ન લાગી વાર, તસ્કરને વળાવીયા,કરીને મન પ્રસન, ઓછવથયો સહુને, રીઝ્યો મન રાજન.

ચોપાઇ—કહે પુતળી સાંભળ રાય,પ્રદુઃખભંજન તે કહેવાય; એવું સાંભળી ક-રશો દાન; આ લોકે પરલોકે માન. દોહરા—શ્રીગોડ માળવી વીપ્ર શુભ,વિરેશ્વર સુત નામ; શ્રી નરમ રેવા તણું, વેગનપુર શુભ ગામ; એમ કહીને પુતળીઆપે ગઇ આ-કાશ; એહ કથા પુરણ થઇ,કહે કવિ શામળદાસ, શ્રોતાવક્તા સજ્જના, કહેકવિતા કરજોડ, સામળભટ સાચુ કહે, બોલો શ્રી રણછોડ.

## वारता १२ मी विक्रमचारित्रनी.

સિંહકા નામની બારમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

દોહરો–કલમ ભુતનયા વરણવું. આપો ઉતમ બુદ્ધાવાસ કરો રસના વિશે.તો અક્ષર બોલું શુદ્ધ. વરણવું વીક્રમસેનને,બુદ્ધિ પ્રફુલીત થાય, ધરમ બુદ્ધિ બહુ ઉપજે, પાપ સમુળાં જાય.એક અક્ષર એ પદ તણો.જે જન ધરશે કાન પુન્ય ચંદ્રાયણ વરતનું, પ્રતિ અક્ષરે ગૈદાન; શીંહાસન કંચનતણું લાવ્યો ભોજમહારાય;ગંગોદક શું શુદ્ધ કરયું, ભરિ સભાની માંહ;પ્રૌઢ પંડીત પ્રતાપથી મુહુરત લીધું રાજન, જગ જાગ મંગળ કર્યાં નગ્ર બધું ભોજન, ઘેરઘેર મરૂં દગ વાજીયા, ચિત્ર મોહોલ અવાસ; જળહળ સ્થર શણગારીયાં, કરી સભા ચોપાસ; દુધે ઉમર ધોવરાવીયા, મોતીયે પુરાવ્યા ચોક. કુમ કુમ છડા દેવરાવિયા, અજવાલ્યાં મેડી ગોખ; રાજપુત્રી છત્રીય શુભ, મળ્યા રાણાને રાય. આજ્ઞા માગી ઇષ્ટની, ધરવા માંડયો; પાયહાહાં રહેરે વેગળો, ભોજમાં ધર તું ચરણ. બોલી શીંહિકા પુતળી સુણો રાયજી કરણ. આસન ઇંદ્રજ પુત્રનું, પરદુઃખ ભંજન નામ; આસન જે નર બેશશે, કરે પ્રમારથ કામ. ભોજ કહે સીંહીકા સુણો, કોણ તે વિક્રમ ચરીત્ર ચરીત્ર; કોમળ મન થાય પવિત્ર. કેઇપેરે એ સાંભળું, કેઇ પેરે દેઉ દાન; કોણે એ વાતજ સાંભળી,જેઆવ્યું ભોજ સુણે છે કાન.

ચોપાઇ–એક સમે એક વ્રજની ગાય જેમ હાંકે તેમ વાંકી જાય; ચઢી ગોવાળ કોશીલનેરીશ,મારીગેડીકા તેને શીશ. નહીજ્ઞાન દયાનું વરત,સખ ઘેનુ ત્યાંપામીમરણ;ઉભો ઉભો જુવે ગોપાળ; ત્યાં આવ્યો બ્રાહ્મણનો બાળ.અહ્યા દુષ્ટ ઘેનું મારી તેં, નેતો દુષ્ટ દીઠીમેં;નગરમાં જઇ કહીશું જઇ,એની ગતી તે તાહરી થઇ ગોપ કોપ્યો તેહ અજાણ,લીધા બ્રાહ્મણ કેરા પ્રાણ. નવ લહી તેની કોણે પેર.આવ્યાં દુષ્ટ પોતાને ઘેર. ગઇ રાત્રી અરધી જાહરે; ઉદર ઘેનુ બોલી તાહરે. ઘરમાં ધરૂણી પોઢનાર; તણ રનમ કરયા વીચાર નથી માહારા ઘરમાં ગાય, ગેબી શબ્દ તે કયાંથી થાય. દીવો લઇ પેઠી ઘર માંય,જાણ્યુ પાડી પોડયો છે ત્યાંહ. મુખમાં દીઠા કરોડ,ઉદર ઘેનુ બોલે ગોડ;દુરગંધ ગંધ તેનો ગંધાય.પાશે ઉભા નવ રેવાય.નારી તે દેખીને વળી, હત્યા બેઠી તેતો કળી. કીધું પાપ પાપીએ પુર, વિતી રાત ઉગ્યો છે સુર; અરે પાપી તે કરમ ચંડાળ,સ્રીએ શીખ દીધી ગોવાળ;દુષ્ટ કરમ તેં એશું કરયું, તાહારૂ ઉદર કીડે ભરયું, શીર હત્યા બેસારી કયાંહાં,ગાય બોલેછે પેટજ માંહ;મીલે જઇને ગંગા તીર, પાડ પડને ખોઇ શરીર ભઠ પડયો તાહારિ દેહને, ત્યારે જ્ઞાનઆવ્યું તેહને શું કામ ઇચ્છે તું આજ,તે કેહેતાં ન માનીશ લાજ.ગઉહત્યા બ્રહ્મહત્યા જેહ,ઉતારવા પાડુછું દેહ. અહ્યા કામ તાહારૂ નહી થાય,મુકીશ હેત્યાગ ગંગામાંય હાંકી કાડયો દીધો માર,નાહાવા ન પામ્યો તે ઠાર,વીચાર કરયો પાપી મન, નીશા

પડે ગયો એક વન; મોહોટી કાષ્ટની ચીતા કરી, ઝંપાવા બુદ્ધિ મન ધરી,જેવો પડે અગ્નિમાંહ, ચવનત્રડષી તવ બોલ્યા ત્યાંહ; મુજ દેખતાં બળમાંતુ આજ,કેહે તાહ રા મન કેરૂં કાજ. એહત્યા માહારે શીર પડી, માટે દેહ બાળુ આ ઘડી.

દોહરા—વચન સુણી ચીતામાં ધરો, વાક્યસાંભળ કરણ;હવડાં હત્યા બેયછે,વળતિ થાશે ત્રણ લક્ષત્રરા અગ્નિ ભખે, બ્રહ્મહત્યા નહી જાય; ચરણે લાગ ગઉતમ તણે, તો કામ કદાચિત થાય. માહારાજ જાણુ નહી, ગઉતમ કેરો ઠામ;હુ પાપીજઇ કેમ વસુ ક્યાંહાં ગઉતમધામ; જા પાપી તું પાધરો, દક્ષણ ગંગા વાટ;શ્રીનરમદા તીર છે, રામકુંડને. ઘાટ. શુલપાણી શાનીધછે, સીતાવાડીજ્યાંહ.નીત કરવા સંયાસમે, ઉગતમ આવે તાંહ; ઉતમ ઉપાય બતાવસે, જો લાગે જઇ પાગ;બાકી જે હત્યા થકી, નથી રહયાનો જોગ.

ચોપાઇ—મહારાજ રૂષી પરકામ, દેખાડો ગઉતમનો ઠામ;માત તાતને ભરાતજ તમો, તમ શરણ આવ્યાછું અમો, ઘણાક દીનતા નાખી મુખ, પ્રસન થયા તાંહાં પોતે રૂખ; તે પાપીને ઝાલ્યો બાંહ,આવ્યા રૂદ્રદેવ છેતાંહ. નાહયો નરમદાથઇ પ્રસન ગઉતમનું કીધું દરશન; વચન રૂપીએ જોડયાહાથ, બોલ્યા ગઉતમજી સાથ. તુજ સ્તુતી મનમાં આણુએ; મુજથી અધીક એને જાણુએ; ગઉહત્યા બ્રહ્મહત્યા જેહ,માથે લઇ બેઠાછે તેહ, તે માટે આવ્યા તમ શરણ, માહરી અરજ સાંભળજો કરણ; હત્યા ઉતરે નીરમળ થાય, માહારાજ કરોને તે ઉપાય.

દોહરા—કહે ગઉતમ રૂષીજી શુણો,પાપી થાય પવીત્ર;નરમદા આનીધછે સભળ વિક્રરમ ચરીત્ર કીયા પુરાણ કોણ ગ્રંથમાં, કઇ પુરીમાં કોણ નામ;કેઇત્રીવે તે સાંભળ, તે રેહેનો કોણઠામ. ચોપાઇ—કળિયુગમાં તે વિક્રરમ થયો, મનુષ્યદેવ રૂશીએ લહયો; પુત્ર તેનો ઇદ્રજ તણો, સ્કંદ પુરાણે મહીમા ઘણો, દાત નહી કે રાજા પખે, રાજ કરયું ઉજેણિ વિખે;તેના પુન્યની પદવી ઘણિ,શીઘ્ર કથા કહુ વે તે તણિ. બ્રાહ્મણવી પુજા કીજીએ,ચરણામરત તેનું લીજીએ. હંકાર એનો છાંડીયે, રાજ્યાસન વળતુ માંડીએ; સુખડ કેશર કુમ કુમ ઘણા, પુજીએ તેનો પોથી તણાં;કોટે પુષ્પનો પેમલ હાર, સભા કરીએ ઉતમ સાર પોતાની કાયા શુદ્ધ કરી. બેશીએ સ્થાનક સાંભળવા ઠરી. કથા બત્રિશ સાંભળીયો કાન. પોહોચે તેવું દીજે દાન. દાન સુણું તે લક્ષજ થાય, બ્રહ્મહત્યોદિક પાતીક જાય; સત વચન બોલુ નહિ આલ, સાંભળ રાજા આણી વાહાલ. મન તણો સંદેહ ભાગીયો, ભોજરાય પગે લાગીયો; વિક્રમના પ્રાકરમ હોય જેહ, અમ આગળ સંભળાવો તેહ. કોણ દુખીયાનાં ભાગ્યાં દુખ,કેમ પ્રજા પમાડી સુખે; કેમ દાન પુન્ય આચરયાં, પરદુખ ભજન કેવા કર્યા; શારદાતી ચાલે છે ઘણી. કથા કહો મુજને તે તણી;જે કથાથી પાવન થાઉ,ઘરમાં બેઠા ગંગા નાઉં; સાંભળ રાજા ચતુરસુજાણ, વીક્રમ કેરાં કરૂ વખાણ, એક સમે પોતે તાંહાં

જાય, બેઠે સીંહાસન સભાય, એટલે કાવડિયા આવ્યા જાત્ર,પુજવા જેમ એ પાંચે પાત્ર, ગંગાજળ ભરયાં તે માંહ, વઇજનાથ ચડાવા જાય. બાવો પાડ ખંડિ જ્યાં ત્રાસે, કાવડિયા તે શ ણે ધરી, તિરથવાસી તેના નામ,ફરતા આવ્યા ઉજેણિગ્રામ, નગ્ર લોક લાગે છે પાગ સુંદર રહેવા આપી જાગ.કાવડિયા કહે છે કરજોડ,વિક્રમ સેન જોવાના કોડ, વા ભાઇ મોહોટો પુન્યવંત.શેન્યા ચહીત બેઠા છે સંત, જુઓ સભામાં શોભા હોય,આડિ છડિ ન કરે કોય જાત્રાળુ જોવા આવ્યા જ્યાંહ,મહીપત આપ બીરાજે તહી. પ્રણમી ણુપને દીધાં માન મેવા ફુલ ફોફળ પાન,કીયા દેશવશો છો કયા, શા કામે આવ્યા છો અહી. સુખીયા કે દુખિયા છો મન, દાન પાત્ર કે જાચીક જન.

દોહરા—કાવડિયા કહે છે સુણો,નહી જાચિક નહિ દુઃખ,તિરથ સઘળે જળ પીવુ સદા અમારે સુખ. દેશ નિરખું નિત નવા,ઉતમ તીરથ હોય,રાજ સુખ તમોહ્ડો એ સુખ નવ લહે કોય, દેશ દેશની બોલીયો દેશ દેશના ઠાર, દેશ દેશના વરણવ સહુ સોભા અપરમપાર. કોનકો એક કઇ તણો, મારગમાં થયો સાથ, હરદારકાશી થઇ, જાશુ શ્રી વઇજનાથ. શોભા તમપુર દેશની, જોઇશું દિનને રાત, સ્નાન કરી ક્ષીપ્રા તણા પંથ જાશુ પ્રભાત.

ચોપાઇ—વીક્રમસેનનું હરખ્યું મન, અન્ન આહાર જમાડયા અન,વાટ ખરચી બંધાવ્યો દ્રવ્ય, નવિ કાવડો કરાવિ સરવ. તીરથવાસી બોલ્યા તેહ,વિચાર કરયો પોતાને દેહ,હું પણ પૃથ્વીયાત્રા ફરૂં,અડસઠ તિર્થ જાત્રા કરૂં,મુલક મુલકની ચર- યા જોઉં, માહારા મનનો સંદેહ ખોઉં,પોતાને મન ઘડીઓ ઘાટ, પ્રધાનને સુંપ્યો છે પાટ. માહારૂ રાજ ચલાવો ધરમ, નવ ચાલીશ કાંઇ કુડાં કરમ,જાત્રાળુનોવેશજ ધરિ, આપ ખભે એક કાવડ ધરી,ચાલ્યો આપ વીચારી મન,તે કોઇ વાત નજાણે અન્ય જ્યાં તીરથ આવે ત્યાં નાહાય, અનેક તીરથ એમ કરતો જાય. નાયો રેવા ગંગાવડી, વઇજનાથને કાવડ ચઢી,ઘણા દીવસ રાજા રડવડયો,કરણાટકમા આવી ચડયો. મધ્ય ચઉટા વચે ચોક, એક વણીક ગરિબનું હાટ;થોડિ પુંજી થોડો વેપા- ર, દુરબળ જનનો ચાલે કાર. રાજા બેઠા હાટે જઇ, ત્યારે કાવડ ભારે થઇ. મેલિ કાવડ રાખી ધિર, સુખ પખાળિ પીધુ નિર,ઘણાક ઘરાક હાટે ગયાં,જ્યારે રાજાનાં પગલા થયા, એક આવેને બીજો જાય, લાભ સવાયો તેને થાય, પોહોર એક એમ કરતા ગયો શેઠ સરવ વિચારિ રહયો, એક માસમા વેચાયું જેહ, એક પોહોરમા વેચ્યું તેહ.

દોહરા—એટલે ત્યા નિશાપડિ,વણિક લાગ્યો પાગ, મુજ મંદિર પાવન કરો તો આપુ રહેવા જાગ રાજા કહે તમે સાભળો માહારૂ રહેવાનું મન, નવ રાત્રિ છે મા- હારે.માટે રહેવું છે દશદીન,ત્યારે હરખ્યો વાણિયો,મનમા ઉપન્યો રંગ,મનવાછીત

માહારે થયું,આળસુને ઘેર મંમ.ચોપાઇ—પાછળ ઘરને આગળ હાટ.તેનો મારગ વચમાં ઘાટ;એકાંતે જોતયાં હેતે કરી,ભલી પેરમન હેતજ ધરી,પુત્ર વહુ પોતાની નાર, કહયો માંડીને સઘવે વિચાર દેવાંશી દીશે પુતળુ, આપણું ભાગ્ય એ આવી મળ્યું;કર્મવંત પુરૂશ કો હોય, તે માટે રખે દુભે કોય. તે દહાડે રાજાને અપવાસ, કરિ રહયો વનીકને વાસ;વિતી રાત્રી દિવસ આવ્યો,વણીક સોદો લાવીયો,આણુ-તાં પહેલાં વહેરે લોક, ઘટે દોકડા કોરા શોક, અમલ થયો ત્રીજા દીન તણો શોદો લાવ્યો દશજ ગણો;થાકે બાપડા લેનાર વેચાતાં નવ લાગી વાર, ચોથ સત ગણો આણીયો. વેચીને હરખ્યો વાણીયો;વહેવાર તણો તો કહીયે ઠાઠ,થયા એમ કરતાં દીન આઠ;દ્રવ્ય કમાયો પુંજી થઇ, તેના મનની ચીંતા ગઇ. કંથ કામની સુતને વહુ, મળી વિચાર કરે છે સહુ;કુંવરી કન્યા વરસ તેર તણી, તેની તો ચીંતા છે ઘણી આપ્યો લાભ ઇશ્વરે આજ,તો વીવાહનો કરાએ કાજ,વર ખોળી જોયા દશ-વીશ, તેમ તેમ ચઢે કન્યાને રીસ,એકે વર તેને નવ ગમે, માબાપને તો અદકુ દમે; બોલી ભોજાઇ તે કન્યા તણી, મુખ મરડીને રીસજ ઘણી, એનો વાણીયો કેમ કહેવાય એતો વરશે વિક્રમરાય, રાણી થઇને ચાવે પાન. તે. સાંભળ્યું કુંવરીએ કાન;ભાભી તું જે બોલી વાણુ, તેનો નીસ્ચે સાચું જાણુ,નિસ્ચે વર વિક્રમને વરૂ નીકર હું કુંવારિ મરૂ. વિક્રમ વિના પુરૂષ જે જાત, તે મારે પ્રાણી જાયો ભ્રાત.બ્રહ્મ હત્યાદીક પાતીક ધરૂ વિક્રમરાય વીના જો વરૂ,એવી પ્રતિજ્ઞા કન્યાયે કરી બાહાર બેઠે રાયે સાંભળી; મહા કવરખા ખાધા સમ, વીક્રમને વરે છે કેમ. દિવસ એક એ વસતો રહ્યું,એ કન્યાનો પારખ લેઉં. સહુ સાહુકોને લાગ્યું કામ,રાજા પોઢયા પો-તાને ઠામ. અરધ રાત ગઈ જ્યાહરે, એ કન્યા ઉઠી તાહરે ઘર ઉપાડી બાહેર ગઇ, મહિપતને મન ચીંતા થઇ. ઉઠયો ચરચા જોવા કાજ,સુખ સેજયા કરિને તાજ. ની-શ ચરચા તો નરપત જુવે કન્યા ગઇ પાણીને કુવે.મુસલમાન નારીયે કરયું, ઝંપા-વા માંહે મન ધરયું.

દોહરા—વીક્રમરાય પ્રગટ થયો,ઝાલ્યો તેનો હાથ;શા માટે એમાં પડે,મુજને કહે તે વાત. આપે હત્યા કોણને, તજે છે સઘળુ સુખ, આગપણે કુવે પડે, શું પ્રગટ્યું છે દુઃખ સત્ય વાત જો કહે નહી, વા બ્રહ્મહત્યાદીક પાપ. આપની રંજાને ગમે, સમાવે તારો તાપ.ચોપાઇ—મધરાતે ઉઠીછું હું,કયાંથી કરમે આવ્યો તું, સંક્ષેપે કહું તે સાંભળો. લાગે વાર નથમાં વળો, મળ્યા સહુ સહોદર સાથ,માહારા વીવા-ની કરવા વાત,સરવ જાતનાં જોયાં ઘર, ગણાવી દેખાડયા સર. ન ગમ્યો મુજને એકે સીધ, મુજને ભોજાઇએ મેણું દીધ. તેને તો કેમ ગમે વરરાય, વીક્રમ સાથે વીવા થાય.મેહેણું દીધું રાજાતણું, મુજને તો દુખ લાગ્યું ઘણું,હું રાંક જાત તે કયાંનાં હણુ, વીક્રમ રાજાને કેમ ગણું. માટે કુપ પડીને મરૂ અંતકાળ બોલ્યુંછું ખરૂ.

બાળપણે મરૂછું આપ, તે વિક્રમ રાજાને પાપ. કાને સાંભળ્યું છે મેં નામ, કોણ જાણે રહે છે કુણ ગામ. દોહરા—રાજા કહે શામા સુણો, અસત્ય બોલે આપ; તાહરે દુઃખે તુ મરે, રાજાને શેનું પાપ: મરણ તજો હરીને ભજો, પાછાં આવો ઘેર;વીક્રમ-રાય તુજને મળે. કરૂં હું તેની પેર. માનનીએ માન્યું નહી કરે ઝંપાપાત; હાંહાં કહી વિક્રમે, ઝાલ્યો તેનો હાથ;અલ્યા શ્રાપ દેઉં તુજને,કેમ ઝાલ્યો મારો હાથ;વરત માહારૂં ભગાવીયું.કુંવારાનું મન સાથ;પરનારીનો કર ગ્રહ્યો,થયું કન્યા વરત ભંગ હવે જો બીજો વરૂં તો કોડી થાએ અંગ, આપ પ્રાણ વેગે તજું; હત્યા તાહારે શીશ, ખાંપણ લાગે લાજમાં એમ લખ્યું જુગદીશ,

ચોપાઈ—રાજા કહે શામા સુણ તું, વીક્રમસેન કહે છે તે હું; ઉજેણીનું મુકયું રાજ, અડસઠ તીરથ કરવા કાજ; જાતો તો હું માહારી વાટ, થાકયો બેઠો તાહરે હાટ;દસ દીવશ રહયો તમ ઘેર,શાબળી નીરખી તાહારી પેર માહારી જાત્રા પુરાણ કરૂ, ઉજેણ જઈ તુજને હુ વરૂ;સુણી વાત હરખી કામની,પાછલી પોહોર રહી જા મની;દુઃખ દહી રહ્યુ માહારે, હું તો પગે લાગે તાહારે;વ્રત કુંવારૂં સાબુત રહયું;વી-ક્રમ પામી કારજ રચું, અબળાની અરજ સાંભળો કરણ, માંગ્રવ વીવા કરીને પ-રણ કામતુર આલીંગન આલ; કહે વેદના મહારી ટાળ;રાયને ચઢી છે રીસ, ગાળો દીધી છે દસવિશ; એક તો લંપટ કહે સહુ લોક બીજુ યે તીરથ વરત ફોક, નારી વીના જોડુ નેહ, તો કુષ્ટી થાએ મારી દેહ; વળી વિચારે વિક્રમ રાય, આશા ભંગ એની કેમ થાય;અસી હત્યાદીક પાપ થાય, કુંભી પાપની પાણે જાય. દોહરા—રાજા કહે એનું કરયું, એ ભોગવશે પાપ; હવડાં જે કહે તે ખરૂ,પછે કરૂની આપ;સ્ત્રીની બુદ્ધિ પાનિયે કરે ઉતાવળું આજ;કામ વશ થઇ છે ઘણી,એનિ જાગુ દાઝ.ચોપાઈ—રાયે ગાંધરવ વીવા કરી,તે વેળા તે નારી વરી;રૂતુ દાન આપ્યું ત્યાં સ્ત્રીનુ મનાવ્યુ મન. આગળ પાછળ આવ્યાં ઘેર, બીજું કોઇ નવ જાણે પેર;પ્રાતુશકાળ થયો જેટલે. સહુ સુતા ઉઠયાં તેટલે રાજા ઉઠયો કાવડ ગ્રહી,પંથ જવાની વેળા થઇ;છાની ચીઠી રાખિ સાથમાં આપી તે સ્ત્રીના હાથમાં; રાખે જઇ તે અગોચર ઠામ, આગળ એનું પડશે કામ. સહસ્ત્ર મોહોર શોવરણુજ તણુ, ખરચિ તેને આપી ઘણી;તે કોઇ નવ જાણે વાત સુતા ઉઠયાં જનુની તાત,ચીઠી ખરચિ તેને દીધ.શિખ માગી કર યો પંથ શિધ. અડસઠ તીરથ પુરાં થયાં, રાય વિકરમ ઉજેણી ગયા; વિક્રમ બેઠો સીંહાસને જઇ; જઇ;પ્રજા સહુ રળીયાતજ થઇ;દીન પુઠે દીન તો વહિ જાય, આ-નંદ સહુને અદકો થાય, દીન પ્રતે દે ઉત્તમ દાન;જાચક જન પામે છે માન; દુખી-યાનું ભાગે છે દુઃખ, પ્રજા સહુ પામે છે સુખ;એહ વાતતો! અહીંથી રહી પેલી સ્ત્રી-ની શિ ગન થઇ.દોહરા—ઉદરે ચરભજ વાધીયો,જેમ જેમ જાએ દીસ;ખાંપણ લાગી દેહને. ચડયું આળ એ શિશ. જગ્યા ના આપી ગામમાં, મહીયરને મુસાળ; વરણુ

અઢારે સાંભળ્યું, ચઢયું કુંવારા આળ. ચોપાઇ—માત પીતાએ તે પરહરી, ફટ ફટ સહુ કોયે તે કરી, કુળ લજાવ્યું છે અમ તણું, જાણ્યું તારૂં મોટમપણું; ભોજાઇ કહે એ પ્રાક્રમી ખરી, નણંદ વીકરમ વરને વરી; એવાં અનેક સહુ મહેણાં દીધ, તે સૌ આયે માંથે લીધ; મોહોટી નાત હાકમનો ડર, માબાપે તજાવ્યું ઘર. સોનુ અરશે આવે વાન, જે પહેર્યાથી તુટે કાન; કહો પગ કાહેથી સુખ થાય, ઉત્તમ સંગે ઉત્તમ જાય; ઉદર ગરભ તેણે કારણે, તે કાઢી મુક્ી બારણે. દોહરા—માનની મન વીચારીયું ન સરયું એકે કામ; હવડાં કો માને નહીં, જે લઉ વિક્રમ નામ; હસારત એકલી કરૂં, તેનો સરવે ફોક; કહુ કુંવારી રાયે વરી, તો હસશે સરવે લોક; કામ જોડીએ હાડથી મોહોનાં વિદ્યા હોય; ભુરકી નાંખી વાતમાં, તે અન્ય ન જાણે કોય; વિકરમ રાય પોતે થયો, જુઠું દીધું નામ; હું એને કહે વરી, કરયું અણઘટતું કામ. સ્ત્રી બુદ્ધ તો પાનીયે, થઇ હું તો અજાણ; ખાંપણ લાગનારૂં લાગીયું સત તજુ હું પ્રાણ; સાચાનો સુરજ સાખીયો, પ્રતક્ષ દેવ કહેવાય; જોઉ ગરભ શો પ્રસવે, જે લખ્યું તેથાય

ચોપાઇ—તે નાશી આવી ગામજ બહાર, શીવ પ્રસાદ કરે તે ઠાર; પાસે પોતાને છે ગરથ; તેથી સરશે સઘળો અરથ; ગાંભરવ એક છે અવાસ, રાખી ઘરમાં કરી તે દાસ; મેહેણાં દેઇને થાકયા લોક, પોતે છાંડયો રૂદેમાં શોક આપે માંડી બેઠી ઘર સુત્ર, પુરે માસે પ્રસવ્યો પુત્ર; રવિ આકારે તેનું તેજ, જે દેખે તે અદકુ હેત; આવે નિરખવા બધુ ગામ, રાજરતન પાડયું છે નામ; દેખે સામુદ્રિકનાં છે ચેન, અરજુન સરખો બીજો એન. દીરઘ બાહુ ને ભરકુટી કપોળ, ઉર વિશાળ સરખું છે લોળ; રાંક ઘેર આવ્યું રતન, તેનાં સહુ કરે જતન જનમ અક્ષર માંડયા તે તણા, નવગ્રહે ઉતમ નહી મણા; અંતર ગુરૂ ચંદ્ર માહ દશા, કેંદ્રસ્થાન કે ભગુજી વસ્યા. તન સાત મે છે શની, પ્રાક્રમ ભુવન બલબની; દશામે મંગળ આણંદે જાય, તેમ તેમ બાળક મોહોટો થાય. શુકલ ચંદ્ર વાધે છે જેમ, લક્ષણ રૂપ વાધેછે તેમ; વરસ સાત થયાં જ્યાહરે, નિશાળે મુકયો તાહરે; વળ શીખવે વિદ્યા તે ભણે, લેખુ તો લાખેણુ ગણે; મહોટો તેને સઉએ કહયો, વડો નિશાળીઓ તેનો થયો; પુંઠે જે નિશાળીયા રહે, તેને સહુ નબાપા કહે; મારયો કોરડો એકજ બાળ. તેણે મહોડે દીધી ગાળ; ન બાપો કેમ મારે મને, મેહેતા કને હું લઇ જાઉં તને; કાન સાંભળ્યું તેણે રીશ, પગની જ્વાળા લાગી શીશ; તે સમે વરસ થયાં છે બાર, જાણે સઘળા રાજ વિચાર; મક્યાને આવ્યો તે ઘેર, જનુનિને પુછી સહુ પેર; પેટે પાળી મારૂ આપ, દેખાડને તું માહરો બાપ; હાથ ચુડો માથે કેશ, જોબનવંતિ બાળે વેશ. શીવ આજ્ઞા બોલોને સત્ય જાણે અજાણે થઇ જે ગત; કલંક તે માનવિને ચઢે, માહા દુખ મનુષને પડે; માટે સાચું બોલજો. મન તણો પડદો ખોલજો. તું જોવે તેલિ મારી માય, તુજને દીઠે તિરથ થાય; સાચું બોલો તો દીલમાં ધરૂં નહીં કહેતો મારીને મરૂં. સત કહોને કયાં

મુજ બાપ,તુજને બ્રહ્મહત્યાદીક પાપ.એવિ વાત માએ સાંભળી,બ્રહ્મહત્યાથી આમ મન ડરી. લખી એહેવ્યું છે અરમાં પત્ર, આપ્યું પત્ર હાથે તત્ર. તાહારો પીતા નવ જાણું હું.આ વાંચી ઓળખને તું.અરે તે શીક્ષા આલજો,માંહે લખ્યું તે પાળજો. ઉકેલ્યો કાગળ હેતે કરી, માંડયો વાંચવા દ્રષ્ટે ભરી.

દોહરો—સ્વસ્તિ શ્રી ઉજેણિ ધણિ, શ્રીરવિર જેરાય. મદુખભંજન સુખકરણ, વિક્રમજીત કહેવાય, સહોદર પરનારેનો, સુખકારી જે આપ,ઇંદ્રિયથકી ઉત્પન હવો, વહ તમારા બાપ.નથી કાંઇ ખાંપણ નારીમાં, ઉજ્જળ કરમી અંક,પરણિને મહેલે પરહર્યે, મન નથી જાણી કઇ વંક.દ્રવ્ય આપ્યો છે ઘણો, પછે લીધિ છે વાટ.એઠા ખાજો બે જણાં, પુત્રને માતા માટ. આવે પુત્ર જો રાજવિ, મુજ વિર્યથી હોય તો મુજ તે જમાડજે,મન નવ જાણે કોય.બત્રીસ લક્ષણ આગળો,સંગીત શાસ્ત્ર સુજાણ મુજને આવિ છેતર, એ લખીયું એંધાણ.

ચોપાઇ—એવું પત્ર પોતે વાંચીયું, ખાંતે હ્રદમાંહે સાચીયું. હરખ મનમાં જાગીયો, માતાને પગે લીગયો. મારી માતા જીવતારજ ધન,કોઇ જન્મનું પ્રગટયું પુન્ય. અશ્વ એક અનોપમ લીધ.દો આજ્ઞા મા કરીયે શીઘ જઇ વેગે જમાડું રાય, તમને હું તેડાવું માય,લોક અપવાદ ટાળું મન સુત્ર,તો જાણજો જાયો તમ પુત્ર મારિ ચીંતા નવ કરશો તમો, કોઇનો ગાંજ્યો ન જાઉં અમો પ્રદક્ષણા દેઇ પગે લાગીયો,આશીર વચન માગીયો ઉત્તમ દિકન ચારગમાં થાય પુત્ર પીતાને મળવા જાય વનમાં શુકન પંખીતણા, પામે રાજ તેમાં નહીં મણા. ઉજેણુ તુરં ખેડયો તે રાય, પુત્ર પિતાને મળવા જાય. એક માસ ઉપર દીન ચાર, ગયો અવંતી રાજકુમાર. પાંડવ નરત્ય સભામાં થાય,તે એક જોજનથી સંભળાય. નગ્ર માંહે અઢારે વરણ, હરીકથા સુણ નીત કરણ પગલે પગલે શિવ પ્રસાદ,સઉ તણે મન ઉલાદ. રચ્યા સ્થાન વિશ જોજાન વાટ, ગણ્યા કુંડ પાણિના ઘાટ. ક્ષિપા ત્રટ બીજી ગંગ, સ્નાને થાય પાવન અંગ.સહુ માનવિ જાણે વેદ;ઇંદ્ર જેવિ અધિપતની ટેવ વિષ્ણુ સરખા સગળા બ્રહ્મ, અગ્નિ હોત્ર પાળે ખટ કર્મ.જાણે પદમની સરવે સખી, ઇંદ્રપુરી આકારે લખી.ધર્મવંત અઢારે લોક,નહિ કોઇને વ્યાધિકે શોક.કામદુરગા જેવિ સઊગે ગાય,ધર્મમાર્ગ તે સહુકો ધાય. રાજરાજ શ્રી વિક્રમતણું, શું વખાણ કરિયે મુખ ઘણું. ઇંદ્રિઆકારે ફરકે ધ્વજ,અઇરાવન સરખા માંહે ગજ.ઘેર ગંગાજળ ઘોડલા ધડ જાણે લંકા ટોડલા.એવિ નગ્રિ ઉજેણિ વડી,શકે વિશ્વકર્માએ ગડી.શીના ચીન્તામણ ઘેર ઘેર, પતીવ્રતા પાળે બહુ પેર; સહુનેમન પરમેશ્વર બ્રહ્મ, કો કોનો નવ ચુકે ધરમ. વઇશ કરે વેપારિ હાટ,લાભ લે બ્રાહ્મણને ભાટ. ક્ષાત્ર ક્ષાત્ર વટારણમાં ચઢે,સાધુ પીડે તે શું વઢે.રાજાનો સત્ય બાંધ્યો પંડ, કરે અપાધ તેવો દે દંડ.વિપ્ર અજાચિક સહુના મન, રાજા પુરે બેઠા અન. પવિત્ર કાયા નિર્મળ દેહ, મનવાંછીત

વરસે છે મેહ; એઉ જનને અઢકે લાભ, રાજા લે દસમો ભાગ; જ્યાંહાં આખુ ધરમની ફરે, ત્યાંહાં વીઘન કોઈ નવ કરે. રામ રિધ એવું છે નામ, રાજકુંવર આવ્યો તે ઠામ, અજાણ્યો રાજ સભાએ જાઉ, તે તારણથી હળવો થાઉ.

દોહરા—ઘેડે ગામને પેસતાં, સુંદર વાડી વન; તે જોવાને આવિયો, તે દહાડે રાજન. હળ પરાઠી ઉપડયું, જાણે સાગર પુર; તે સાથે શોભી રહયું આભા મંડળમાં સુર. દુદંભીવાજે ગડગડે, જેમ ગાજતો તેહ; તારા મધ્યે જેમ ચંદ્રમા, તેમ રાજાનો દેહ. ઘટા ચડી ઘન તણી. તેવા સોભે ગજ; તે મધે જેમ વિજળી, તેમ ફરકે ધ્વજ. ઘરૂજે કાયર દેખતાં, ગળે દુશામનનિ જાત; સરોદર ખીલીરહયો. જેમ અંબુજે પ્રભાત. ખલક જોવા ઉલટી, મરેહીને ઘરસુત્ર, માંહો માંહે નિરખીયો, મહીપત પોતે પુત્ર.

ચોપાઈ—નરપતી નીરખી ઉલટ થયો, રાજ સભામાં રાજા ગયો; સહુ સહુકોને વળગ્યું કામ, રાજકુંવર ઉભો તે ઠામ બુધ વિચારી તાંહાંકારણી, નારિ માંહી ચતુર માલણિ; નારિ એક બેઠી તાંહ, પેઠોપોતે વાડિમાંહ બાંહયો તરિઆણીને ધીર, મુખ પખાળી પીધું નીર; આડી દરટે જોયું ચેહેન, હારજ એજ માહાગી બેહેનપ્રહેરી પરૂણોઆવીયો, પસલી એકકાપડુ લાવિયો એમ કહીગયો તે પાસ. મુજમોહોર હેમની પચાસ; ભલે આવ્યો માડિનો વીર, લીધાં ઓવારણાં દીધી ધીર. જીવી જીવજો ડુંગર તણિ, વાઘેલજ વિક્રમથીઘણિ; અનેક એવિ આશીશકરિ, મેહેલી છાબ લાવિ પુષ્પતણિ, પરેમ હેતને ઉલટ મેર, તેડિ ગઈ પોતાને ઘેર; ખાનપાનને અમરતપાક, રસોઈ સુંદર બત્રિશશાક. ત્રીંગસોપારિ ઉજવળ પાન, સંતુષ્ટકરયો દઈને માન; ઢાળ્યો ઢોલીયો સકોમળ સેજ પોઢાડ્યો બાંધવ આહ્નિહેત રતનકમળ મુકયો દિવડો, તું માડિજાયો વિરડો; સુખ પામ્યો શાહોદર ભ્રાત, પછે પુછી વિગતનિ વાત. કુણ દેશને કયાંહાં ઘરસુત્ર, કુણ રાજવંશીના પુત્ર, કુણ પનોતી કુખે ધરયા, રૂડા કરમનિ કુને વર્યા શું જાણું સેજે છે કષ્ટ ઘણું, પંથે પળ્યા છો એકલ પણું, સત્ય વાત ગમે તે કહો, મુજ આશ્રમે સુખે રહો, મુજથી થાય તે કીજે કામ હું બેન બાંધવને નામ. રખે રાખો મનમાં ખરેખરો, મન મેહેલીને વાતો કરો.

દોહરા—રાજકુંવર કહે બેનડિ, હવડાં નરપતી કામ, તારે ઘેર રહયા થકી જણાશે બાપનું નામ, પ્રગટ થાશુ એક માસમાં, ભાગશે મનસંદેહ, ત્યારે પસતીઆ પશું, મન ચીંતવશો તેહ. જો અમને રાખી શકો, તો રાખો આ ઠાર, આગળથી તમને કહું, હું છું રાજાનો ચોર અમને રાખે કોપશે, તારો વિક્રમરાય. પેહેલીકુભણ તે રૂઠિ, હવડાં કરશીનાય. બેનકહે શુણુબાંધવા, ધન આજનો દીશ, રાજાવિક્રમ કોપશે, તો તાંહાં હેઉ શિશ જેનેઘેર પરૂણુલો, તેને મનતો દેવ, માટે મારે ઇષ્ટતું, કરૂ તમારિ શેવ માહારિ જાત માહારો ધણિ, મારો જાયો પુત્ર, તે સર્વે છે તાહરૂ,

શમરથ સહિત ઘરસુત્ર; ઘરમાં બેઠા રહોતમો, મુજને સોંપો કામ; ઇચ્છા ભોજન નીત્ય જમો, ખરચો દાહાડી દામ જાઉં નીત રાજદ્વારમાં, લાઉં ઘણેરો અર્થ;ચરચ્યા નીત્ય તેનિ કહુ, જે કાંઈ હોએઅર્થ ચોપાઈ—ચારૂ બેનડી દુઃખ જશે, ભારે કામતો તેથિ થશે; એમ કહીને હામજ ધરિ પોહોડયા સહુકો નિદ્રા કરિ. પ્રાતુસકાળ ઉગીયો રવિ, દાતા ભક્તનિ વેળા હવી; સ્નાન દાન કીધાં ભોજન, પંચામ્રત આરોગ્યાં અંન; બીજા દીવસનિ રેહેણિ થઇ. ફુલ આપવા માલણ ગઇ. બેહેન તુજને આપુ પત્ર, રાજસભામાં નાંખો તત્ર, એ પી ફુલ વળી તે નાર, નાંખ્યો પત્ર સભામોઝાર; બીજે દીનસે બેઠા સહુ સાથ,કાગળ ગયો રાજાને હાથ;બીડ઼ દેખી વાંચ્યુ હેત, વાંચ્યો સાંભળતાં સભાસમેત સ્વસ્તશ્રિ વિક્રમ રાજન, પવીત્રછોજી નિરમળ મનલખીતંગ છે માહારૂ નામ, અમો રહ્યા તાહારે ગામ; ગરાશીઓ ઉજેણિતણો, માગુ દ્રવ્ય અનગળ ઘણો; માટે આવ્યો છું તમપાસ, બાર વરસનો લેઇ ગ્રાસ. આજન આપો તો બમણો લેઉં, ડંડ રાજા પ્રજાને દેઉં આહારો માલ ભોગવશોતમો,બારવટીએ રહીશું અમા; જાગ્ય જાગ્યરે હવેતું, મારા માલને ભોગદારિ છું સંક્ષેપ લખું છું આજ, નહી ચેતે તો લેઇશ લાજ;એવું વાંચ્યું પોતે રાજન, લાગી ઝાળ પોતાને મન. સાંભતામાં સહુકો હસ્યા,મર્મ બોલ આ મનમાં વસ્યા;ચિતરામણ લખ્યા હોય જેમ, સભા રહી સાંભળવા તેમ. કહો ભાઇ આ લખનારો કોણ,થયો ગરાશીયો પેદા ઓણ; લખી વાત જેણે આવડિ ઘન કુખ એનિ માવડિ લખ્યું પાળે તો ચો હોય, નહિતો લબાડ લખ્યું છે કોય; છાના કાગળ નાખે મેહેલ, કરવું કઠણ ને લખવું સેહેલ. એમ કહીને બીડું કરયું, ભરિ સભા મધે તે ધરયું; આ લખનારને લાવે અહીં, રાજાનું બીડું ચાવે સહી; મોટી વાત મોટાના કામ,કોઇ ઘાલી શકેનહી હામ; શેહદેવ મુળદેવ બાંધવા જેહ. માહા મશકરા પંડિત તેહ,તેણે ઉઠીઆવ્યાં પાન, મહિપતે દીધાં બહુ માન; આજતો આ કારજ કીજીએ, શરપાવ શવારે તો લિજીએ.

દોહરો—પડો વજડાવ્યો પુર વિષે, રાતે નિકળે કો બહાર;તેને તસ્કર જાણવો, મારિ લાવું આ ઠાર. ચોપાઇ—આજ રાતે નિકળશે ઘોર,તેરાજા વિક્રમને ચોર;પંડીત લાવ્યા પોતાને ઘેર, મનમાંહે વિચારિ પેર;ચતુરાઇએ તસ્કર ઝાલવો, પંડિત જસ રૂડો આલવો;મુકાવ્યા દરવાજા ઓળ.બે ઉઘાડિ મુકી પોળ જો લખનારો પ્રાક્રમી હશે,તો આજમ રાતે પેદા થશે હેડ સાંકળીને બંધે કરી ચાલુ ચરણ તેને છેતરિ. શેહદેવ ઉગમણો ગયો, મુળદેવ આથમણો રહયો; તે માલણે લીધો પાર. કહયો કુંવરને સરવ વિચાર. કોઇકે ઠગ નગ્રે આવિયો રાજાશુ આડિ લાવિયો;તેને આજ પંડિત ઝાલશે,બાંધિ બંધ હેડે ઘાલશે.વારૂ કહીને પોઢયો વિર;હવે કરૂં હું પ્રાક્રમ ધિર; સહુ ધારણ પડયું જ્યારે, મધરાતે ઉઠયો ત્યારે. શ્રિ શણગાર તે સારા ઘણા,

શત સહસ્ર અલેખે તણા; છુટી વેણુ સવાગજ કેશ, થઇ રંભા કોઇ બાળેવેશ; નખ શીખ સજ્યા સોળ શણગાર, પારીજાતીક મુક્તાફળ હાર; હેમ ઝુમણુ મોતિલેહેક, પરેમલ બરાસ કસ્તુરી બેહેક. જેવી પદમની બ્રહ્માએ ઘડી, તે થકી દીસે કોપકવડી ચરણાચોળી કંઠી રંગ, લીધા થાળ મોતીના સંગ. કુમકુમ ચંદન પુજા ભરી, દીપક જોત માંહે ધરી; શેહદેવ બેઠા છે જ્યાંહ, રમઝમ કરી આવી તાંહ, નાંખી ભુરકી મોહનીતણી; લાગી ખંત જોવાની ઘણી; ઉઠી આવ્યો જોડી હાથ, બોલ્યો તે જુવતીની સાથ માઝમ રાતે આપે જાણ; કેમ લોપો રાજાની આણ; શાની થાળભરી લાવિયાં કેમ મારગ આપે આવીયાં.

દોહરા—રાતે શીવપુજન કરે, માહારે બાધા આજ; ભરી થાળ પુજા તણો, આવી છું તે કાજ; પ્રધાન એ મારો ઘરધણી, નારી કહ્યું કેમ હોય; પડો વાગ્યો છે રાયનો, સાથે ન લીધું કોય. ચોપાઇ—એમ કહીને ચાલી જાય, વિપ્રતણું મનવિહ્વળ થાય; ખોળીયું તે ઠેકાણે રહ્યું, જીવને મન તે કેડે ગયું; કરી પુજાને પાછી વળી પડીતને મન પોતી રળી, બેઠા વાટ જોઉં છું અમો, કાંઇક પ્રસાદ આપોને તમો. લટ પટ કરી રાખી કામની, નહિ કોઇ પાસે જામની; જાતે નારીને ઠામ એકાંત, તેનેમન કેમ આવે ભ્રાંત, કામના કહે કેમ બેઠા આંહ, શો વિચાર કરો મન માંહ; એક ઠગછે તેને ઝાલશું, તેનો ચરણ હેડે ઘાલશું; કહે સ્રી મુજને દેખાડ, મુજ સાથે નકરશો રાડ; મ્હારૂં કહ્યું કરજો ઘણું, અમો કહ્યું કરૂ તમ તણું, એવી વાત કરે જેટલે મુળદેવ આવ્યા તેટલે; ડાહયા ચતુર વીદ્યા સંધઅકલવંત પણ કામેઅંધ. મોહમાયા જીતી જાય, કામવશ સહુકો કહેવાય, સ્રીનાવાયક ધરીયાં કરણ, ઘાલ્યો હેડેપંડિતનો ચરણ; મુશ્કી ખીલી તેણે ઠાર, ઉપર મારયો સ્રિએ માર. બેઠી ખીલી આકરી સાથ. પાછળ સાંકળે બાંધ્યા હાથ; હસુ ન કરે નારી તું, મણ માતે મરૂં છું હું નારી શું કહો મુરખ તમો, રાજાના ઠગ તેતો અમો, નારી નહીં હું નરનિ જાત, તુજને જીતતા ઝાલ્યા રાત; મુખે કાજળ ખરડયું દીશ; ચુનો ચોપડયો તેને શીશ. રાજા આગળકેહેજો જઇ, પંડિતનિ તો આ ગત થઇ; કાળામહે કીધા બેઉ જણા. ચતુર પંડિતતે ડાહયા ઘણા; રહી નિશા પાછલી પોર, આવ્યા માલણ કેરે ઠોર; સહુકો છે નિદ્રાવશ કામ, શણગાર ઉતાર્યા તેણે ઠામ; પહોડયા સેહેજે નિશ્ચળ મન, કોઇ વાત ન જાણે અન્ય પ્રાતુસકાળ થયો જ્યાહરે, નગ્રલોક ઉઠયા તાહરે. ગયા દરવાન મન ઉલટ ધરી, જઇ રાવળે જાણજ કરી; રાય અમે દ્રશ્ટે ભાળીયા, પંડીતે બેચોર ઝાલીયા; હુકમ હોય એવું જાણિયે, કહોતો બાંધી આણિયે. રાજા હરખ્યો હુદીયા સાથ, બોલ્યા પોતાના સેવક સંગાથ. જાઓ તેને ખરવાહન; કરો નગર બહાર બધે ફેરવો; રૂદન કરાવો તેવુ થાય, ફેરવો તેને દેખે ગામ; ફેરવી ઠેકાણે આવજો, પછે હજુર મ્હારે લાવજો કહેતામાં ધાયા તેજોધ, અંતઃકરણમાં આણિ કરોધ. મોહોટુ પરેઢીહું જ્યારે થયું, સૈન્ય

સહુ તે ઠગ પાસે ગયું;બાંધીને ખરવાહન કીધ,બધા ગામમાં ફેરવિ દીધ.પંડીત કહે છે ઠગ નહી અમો,શામાટે મારો છો તમો;તેનું કહ્યું તે કોણ સાંભળે,બાર બાપની વેળા મળે.

દોહરા—રાય વીક્રમ સભા ભરી, બેઠાતા તે ઠાર;તે વેળા ઠગ આવીયા,ક્ષણુ ન લાગી વાર. રાજાએ નીરક્ષણુ કરયું,જોયો તેનો મર્મ;ફટ ભુંડા આ શું કર્યું એ તો આપણા બ્રહ્મ એક દુખ બીજું હસું,કઉતક કેરી વાત,કહો બાઇઓ કેમ નીપન્યું, જાગ્યાતા ગઇરાત;કેમ ઠગે તમને ઠગ્યા;તે સરવે કહો મરમ.દુખ પામ્યા હીણપણું, કહાવો જાતે બ્રહ્મ.કહે બ્રાહ્મણ સુણુ મહીપતી,શું પુછો છો એમ;તાત વીગતનું શું કહુ,કરમ તણા એ ભોગ ચોપાઇ—ભરી સભામાં ચાવ્યાં પાન, તમે ઘણાં દીધાંતાં માન;તે સરવે ઉઠી વાટ,ડાયા વાયા છું તે માટ.જુજુવી ભાગોળે બેઠા બેય, અંતઃ કરણમાં આણિ નેહ.મધ્યરાતે ઠગ તે આવીયો,નારી રૂપ ઠગી લાવીયો;મીઠાં વચન સાંભળ્યાં કરણ,પોતે પોતાના ઘાલ્યા ચરણ કરી ગયો માં ભારે કામ,શીર શ્વેતને વદનજ શામ.ત્યારપછી વીત્યું જેટલું ગાજી સુણજો તેટલું.સંસ્કાર અઢારે વિત્યા મુને,સું વિસ્તારિ કહીયે તુને.માહારા મનમાં મોટી દાજ,આખર જાતા લેશે રાજ; માટે રાજા ચેતી ચાલ. ખબર ઠગનિ વલિ કહાડ, ફરિ સભા રાજાએ ભરિ,મેહેલ્યું બીડુ તે પણ કરિ. દોહરા—આપથકી જે ઉપન્યો,ધાયો માતુસ્થાન, સુંઠખાધીજેનિ માવડિ, તે આવો આ પાન. સુખ જોજો પંડિતતણુ પછે ચાલજો હામ પંડ કરે જે પારકો, તે કરશે એ કામ. ચોપાઇ—લલાપતો માનાજાયા ભાઇ,રાજાના તે ખાસહલ વાઇ,મહા ઠગના તે છે ઠગ,ગરમાં રૂપૈયાના ઢગ માંડે ચઉટા વચે હાટ,બેસે ઢાળીને તે પાટ.વિવિધ જાતનાં વેચે સુખડિ.જે ખાપે જાગે ભુખડિ.મોતીચુરનો માલવશેક રૂપઇયાનો લાડુ એક.નજરબાજ હિમાતીગણા,પારખું માણસ હીરા તણા.તેહ સમે ઉભા છે તાંહ,બીડુ રાયે ધરિયું જયાંહ.બિડું લીધું તરતજ ધશી.રાજા બોલ્યાપાસે હશી.તેઠગનેઠગી લાવિયે,જમણો કર કાપિ આપિયે.બિહાના તેકટકા કર્યાં,બેભાઇયે બે ગાલજ ભર્યાં.દર્પણ સાથે જોયા મુખ,દેખિ રંગને બાગ્યુિખ ભલાભલા ભુપતે કહ્યું,બમણું જોર કહ્યાથી થયું.રાતે બહાર દેખું જેહને,મારૂ ઠામ આમો તેહને.લલ્લો પતો બેઉ આવ્યા ઘેર,ઢુંઢિ ફેરવિ બધે શહેર.વાત બધા નગ્રમાં થઇ,માવણેઆવિ કુંવરને કહી.રાતે બહાર ન જાશો ભાઇ,રાજાનીતો ફરે દવાઇ.રવિ અસ્ત વેળાજમ થઇ પ્રજા સહુ પોતે ઘેર ગઇ.હડતાલ પડિછે બધે ગામ,બજાર ન દીશે માણસનામ વટેમાર્ગું કુંવરજ થયો, લલાપતાને હાટે ગયો. ગર દુકાન છે તેને એક,ભલી સુખ ડિ માલ વશેક. હાટે તાળુ દીઠુ જયાહરે,બહારથી કુંવર બોલ્યો તાહરે.ઉગાડ ભાઇ લાગી ભુખડિ,લો દામ આપો સુખડિ.ગામથી થાકયા આવ્યા અમો, શિઘ્ર આહાર આપોને તમો. અહયા પરદેશી ખોઇશ પ્રાણ; રાજાન ફરે છે આણ; નીકળે બાહાર

આથમતે દીશાણુ વાકે તે ખેખે શીશ. માટે રાત ઘડી બે ગઇ, ખુણે ખોચરે પડી રહે જઇ; ભાઇ કેમ વેઠાશે દુખ. બાર પોહોરની મુજને ભુખ; જાળીએથી જો આપે દામ આપુ સુખડી થાશે કામ; કદાપી ના આપે તો શું કરૂં, આખી રાતને ભુખે મરૂં. ઘરમાંથી બોલ્યા હલવાઇ, સાંભળ પંથી મારાભાઇ; લાડુ લેઇને નાશી જાય, કયાંથી પેદા તું થાતે થાય,ગરજવંત માટેછે આશ, જાળીયાંમાં બોલી પાસ, એક હાથમાં દ્રવ્ય આલ, બીજે સુખડી ખોળે ઘાલ; લસો હાથ રૂપૈયો આલીયો; મુઠી સહીત બોરથી ઝાલીયો, પતો પાસેથી લખવું લેઇશ, ત્યાર પછી કર મુકી દેઇશ. બીજો ભાઇ કહે લેતુ ખા, એ પેલે ઠેકાણે જા; લાડુ આપવા કર કહાડીયો, બાંધ્યો હાથ પુંચો બાડીયો, લલોપતો જે ભાઇ સાથ, જાળીયાશું તાણીબાંધ્યા હાથ, માંહજુજવાને એકઠા બાહાર, મોહોડેથી વધેરો કરે પોકાર; ઘરમાંથી સહુકો સાંભળે,બાહાર કોઇ નવ નીકળે જાણે ઠગકમ વીઘા કરે નીકળે બાહારનીસ્ચે મરે. કુણીસુધાં બાંધ્યા હાથ, પુંચા વાહાડી લીધા સાથ, પડયો રાજનાં વેગે કરી,હીમત એ હૈયામાં ધરી ઉઠ પ્રતીહાર રાજા પાસે જા, ઠગ તણા બેઉ પોંચા શાક ઠગ બે બજારે ઝાલીયા, નીશાની પુંચા આલીયા; વધામણી મનમાની દેશ, સાંભળતાં સરપાવજ લેશ મધ્ય બજાર તણી છે વાટ, બાંધિયા ઠગ હલવાઇને હાટ.

દોહરો—પ્રતીહાર ગયો છે રાજમાં, મનમાં ઉલટ ભેર; કુંવરે અગીયાર ગણ્યા, આવ્યો માળણને ઘેર. પ્રતિહાર જઇને પ્રણમ્યો, રાજા ચતુર સુજાણ; હલવાઇએ હાજર કરયાં, ઠગ તણા બે પાણ બાંધ્યાં છે બજારમાં, કોઇ નથી તે પાસ; ગરજ હોય જો રાયને, તો આણો વીશ્વાસ. સાંભળતા સુખ ઉપન્યુ, શેવક સાથે કાહાવ્ય; બાંધો જઇ ઠગને, હુકમ હજુરનો લાવ્ય.

ચોપાઇ—કહેતામાં ધાયા દશવીશ, અંતકરણમાં આણી રીશ; દ્વારઉઘાડી પેઠા માંહ. પોકાર કરે હલવાઇ તાંહ. એનો હું એમ ઘણુંએ કરે, રાજાનો હુકમ કેમફરે; રાજા તણાતો ઠગ જાણીયા, ઘણે બંધ બાંધી આણીયા. કરે વીલાપ તે અત્યંત રૂવે, હાથે રૂધીરનાં ટીપાં ચુવે; રાજદ્વાર જઇ ઉભા કરયા, શેવક પછી માંહે સંચર્યા, જીવો રાજાજી ઘણું તમો, ઠગ બે બાંધિ આણ્યા અમો; શીરપાવતો લીજીયે. કાહો તે દંડ તેને દીજીએ, નવ બોલ્યા પ્રૃથ્વીપત ધણી, હમણાં નિંદ્રા આવે ઘણી; ઉંચા ચરણને હેઠું શીશ, બાંધ્યો જ્યારે ઉગે દિશ ભરી સભા બેસીશું જ્યાંહ, તેડી હાજર કરો તાંહ કહી મોહોલમાં મહીપત ગયા. ઠગ પાસે શેવક બેસી રહયા. રાયે હુકમ કરયો તો જેમ, ઠગ બે બાંધી મુકયા તેમ.

દોહરો—રેણી વીતી રંગમાં થયો, પ્રગટ થયે પ્રભાત; ઉજ્જેણી તે નગરમાં,બધે ચાલી વાત; ઠગ હલવઇએ ઝાલીઆ, ઉલટ સહુને થાય,ઘેર ઘેરને બાહારથી ખલક જોવાજાય. વીક્રમરાયે સભા ભરી, બેઠા માનવઇંદ; શોભે દિપક રેણીએ,જેમ તારા

માં ચંદ્ર; વેદ પુન્ય પંડિત કરે, થાય પ્રભાતી રાગ મળી રહી તાંહાં મેદની, નહી તલ મેલવા માગ; એટલે ત્યાં ઉભા કર્યા, હલવાઇ બે ભરાત. રાજાએ નીરખણુ કરયું, કઉતક સરખી વાત; સીઘ્ર છોડોરે શેવકો, દુખન વદો તમે કોય; એતો માહારા ઘર તણા, ખાસ હલવાઇ હોય. ચોપઈ—છોડાવિ બેસરયા પાસ, કર ફેરવ્યો ને દીધી આશ; કોહોભાઇઓ આ કેમ થયું, ડાહાપણ તમારૂ તે કયાં ગયું. તમો છેતરાઇ ગયા, હાથ વઢાવિ ઠુંટા થયા; શું ફોજ આવીતી તાંહ, ધાઇને શું પોઠા ઘર માંહ; કેટલા ઠગનો હતો સાથ, જોરાવરીએ વાઢયા હાથ; શીઘ્ર વાત કહીને પરવરો, પાટાપીંડી ઓસડ કરો. દોહરા—કેહે હલવાઇ રાજા સુણો, નથી કેહેવાની જાગ; અમારૂં ડાપણ ઘણું, તેમાં ઉઠી આગ. ઠગ તો જાતે એકલો, તેમા ઝાઝી બુધ; અમો બંધવ બે ડાહરા, પણ ગઇ અમારી શુધ; થોડામાં કહુંછું ઘણું, પણ કેહેતાં આવે લાજ હું જાણું ભેળસે, રાય તમરૂં રાજ સાભા સહુકો સાંભળો, રખે ઘાલો કોઇ હામ; કેહેશે કે ઠગને ઠગુ, તેનું થાશે આ કામ. ચોપાઇ—સાંભળતાં સહુકો હસ્યા, બોલજ તેના મનમાં વસ્યા; તે ગયા છે તેને ઘેર, કરે ઓસડ વેસડની પેર; કઉતક ચાલ્યું બધે ગામ. સહુ મેદના ચાલી કામ; રાજાને મન ચિંતા થઇ, ખટક આપ રૂદેમાં રહી રાજાએ મન કરયો વિચાર, ઠગ ઝાલતાં છે બહુ ભાર; જોઉ કોઇ જન પેદા થાય, બેઠા સહુ મુસારો ખાય. ભરી સભાને બેઠો રાય, જુગતેશું જાચક ગુણગાય

દોહરો—બીડુ બાસઠ પાનનું, કરયું રાજાએ તાંહ; આપ્યું હાથ પ્રધાનને; ફેરવ્યું સભાની માંહ સુઠ તણો એક કાંકરો. ખાધો કોની માંય. મોઢે મુછ હોયમરદને ઠગને ઝાલવા જાય; હામ ઘાલીને ઉઠશે, તેને આપું ઇનામ. રાણી જાઓ રાજવી, ચતુરાઇ એ ચાવે પાન; નટણી ગુણકાનરતકરે, સાંભળ્યું તેણીએ કાન; સલામ કરી સભાનાં રહી. તતક્ષણ ચાવ્યા પાન એ કામતો અમ તણું, બીજાનું શું જોર, આજ રાતે આપુ તુને: છેદી નાકને ચોર. પ્રથમ તો કહ્યું નહી, અમને અક્ષર આંક, દુખ પામ્યા બે બાપડા, તેમાં તમારો વાંક; પકડુ એકજ પલકમાં બોલ્યુ વાળુ વાંક, પાંચ આંગળ પુરૂ ભરી, કાપુ તેનું નાક, પ્રભાતે હાજર કરૂં, દેખ તે બાધુ ગામ; ગુણકા કહી બોલાવજો, સકોમલાજી નામ; આજ મારે ઘેર આવશે, તેનું છેદુ નાક; પડો વજડાવ્યો પુર વીખે, કહેજો એવું વાકય. જો રાણી જાઓ હશે, તો તો આવે ઘેર; ત્યારે હું તેને કરૂં શીક્ષા રૂડી પેર.

ચોપાઇ—રાજાજીએ દિધાં માન, ભરી સભામાં આપ્યાં પાન; આખા દેશમાં ચાલી વાત, એમ કરતાં પડી છે રાત; સાંભળી માળણ ઘેર ગઇ, વાત કુંવરના આગળ કહી; ગુણકાના ઘર આગળ જશે, આજ ચોતરો સામુત થશે; નાક છેદશે આગળ ચાર, એવો તેણીએ કરયો વીચાર. તે સાંભળીને પારજ લીધ વિચાર આપ રૂદેમાં કીધ. અસ્ત રવી થયા જ્યારે. વાટે કુંવર ગયો તાહરે; ના આતી બીક લગાર. ગયો

ઠેકાણુ.ગુણકા દવાર; ઉઘાટ ઊઘાડ વંચામણી આલ. રાજસભામાં વેગે ચાલ. તમને તેડે વેહેરા રાજઠગ ઝાલી આણ્યો છે આજ; તેને સભામાં ઉભો કરયો, માટે તમો ત્યાં પરવરો; સ્ત્રી માણસમાં ઓછી મત, તે ગુણકાએ માન્યુ સત્ય; વહેલ જોત્રી આણો ઇહાં, ખડુ નથી કો ઘર માંહ. કુંવર હાંકી જાણું હું, સુખે વેહેલમોં બેસને તું; બેઠી તે વહેલમાં કામની, આઠ ઘડી રહી જામની જાતાદિઠી એક ધરમશાળા, બાળક ભણવાની નીશાળ; સુની પડી તે વેળા સેહેલ, તેમાં કુંવરે હાંકી વહેલ; હેઠો ઉતરીને બાંધ્યા હાથ, બાંધી ઉંચી મોભને સથ; પોકાર ઘણો નારીયે કરયો, કુણ સોર સુણે તે તણો.નરમ બંધથી મોર કાઢીયું નાક ચાર આંગળ વાઢીયું; અરે રાંડ ઓળખજે તમો,ઠગ રાજાના તેતો અમો વિવાદ કરશે તેને દંડ દેઇશ, ખુંચી રાજ રાજાનું લેઇશ,મેશે ખરડયું બધું અંગ, નહી કો માણસ બીજું સંગ છેત્રા તેણીના બેઉ કાન વાઢયા હોઠ ચાવ્યાંતાં પાન;આગળ વરૂના દીસે ઘણા,દીશે દાંત મહા બીહામણા કાત્રી નાખ્યા શીરના કેશ,આવ્યો તે કુંવર દેશ,વીલાપ કરે ને ગણુકા રૂવે, તેની ખબર તેતો કુણ જુવે.રવી ઉદે થયો જવ કાળ,ભણવા આવ્યા નહાના બાળ. દીસે છે કો શીકત્રી, બાળકને ખાશે છેત્રા. પડી બુમ તે નાઠી ગયા, લોક એકઠા ભુમે થયા.વીક્રાળ ભયાનક છે તેનું રૂપ,જાણ કર્યું જ્યાંહાં વીક્રમ ભુપ વેશ્યા ડાકણ ભુંડી નાર, મહા પ્રાશ્ચત કેરી કરનાર; હુકમશીશ રાયનો લીજીએ, જે ફરમાવો તે કીજીએ.

દોહરા—રાજા કહે શેવક સુણો,દસ વીસ સામટા ધાઓ; જઈ ઝાલો શીકોત્રી શમશાને લઇ જાઓ.ભુમી ખોદાવો ખાડશું, ભંડારો અરધુ અંગ;અંન પાણી તેમાં નહી. ન રહે કોઇ સંગ.સુણતે શેવક પરવર્યા, જઇ ઝાલી એ નાર; હુકમ કયો તે રાયજી, લઇ ગયા તે ઠાર.ભાઇઓ મુજને કાં હણો, માહારૂ ગુણકા નામ. ઠગ આવ્યો છે નગરમાં,કરી ગયો આ કામ.શેવક કહે સુણ શાકણી, ન લોપુ રયની આણ;ભાગ્ય ભળે જો તાહરૂ,તો જઇને કરૂં હું જાણ. ખલક જોવાને ઉલટી, નાવેપાસે કોય;લીક્રાળ વદન દેખી સહુ સાચી શીકોતરી હોય.કોઇ રેણું કોઈ કાંકરા,છાંટે રહીને દુર. રઇયત જોવા ઉલથી જેમ સાગરમાં પુર. ડાટી શેવક પાછા વળ્યા, આવ્યા રાજદરબાર; માહારાજ જીવો ઘણું, લો લાખેણો ઝવાર.ડાટી શાકણ ભોંયમાં, ત્યાંહાં એક કઉતક કમ; કહે છે હું નહી શાકણી, માહારૂ ગુણકા નામ;જેમ હુકમ હોય રાયનો, તેવા કરીએ પેર; કોહોતો અહીં હાજન કરૂ,આણી આપુ ઘેર;મહીપતે વીચારયું મન વીશે, ઠગી ગયો હોય હાક; કપટ કરીને છેદીયું,બાપડી ગુણકાનું નાક.જાઓ શીઘ્ર લાવો ઇહાં, જોઉ તેહનું રૂપ;સુણતાં શેવક સજ થયા,હુકમ દીધો તે ભુપ. કહાડી કામની ભોમથી.તેવુ જ શામ શરીર; રાય આગળ ઉભી કરી, નયણે આલ્યાં નીર.વીકટ વદન બીહામણુ,દીસે વરવુ વાન; દીસે દાંત હોઠ છેદીયા,

છેદ્યાં નાકને કાન. રાજા કહે શું નીપન્યુ વિગતના ગુણ ગાઓ, સંક્ષેપમાં સાચું કહો, મુખ આગળથી જાઓ. માહારાજા શું પુછશો, મહારા કરમનો વાંક; રાજ ભેળશે રાજનું, તે વાળે આડો આંક, કઉતક જુવે હાંશી કરે,પાડે તાળી લોક;વીત્યુ જેને તે રૂવે, જેનો દુખનો શોક. જાજા ઘર ઉતાવળી, કર ઓશડ જે રોગ;કાન નાક છેદાવીયાં તે તાહારા કરમના ભોગ.

ચોપાઇ—રાજાએ વિચાર્યું આપ,અણચીતવ્યું લાગ્યું છે પાપ;આપવીણ ન સરે કાજ. ઠગ પેદા કયાંથી થયો આજ. દોહરા—આપ દુખની વેદના, હાંશીકેરિ ખાજ; આપ વિના અર્થ નવ સરે,કદી ન ભાગે દાજ.આપ પોતે મુવા વીના સ્વર્ગના પહોચે કોય; મુજ વિના નહિ એ પાધરો, ઠગનો રાજા હોય.

ચોપાઇ—કરિ પુછાવ્યું બધુ ગામ,કો નવ ઘાલે ઠગની હામ;ઠગ ઝાલવાની હીમત કરે, વણ ફુટે તે નીશ્ચે મરે. માહારૂ પ્રાક્રમ દેખાડુ જોર, આજ નીશાએ ઝાલુ ચોર; પ્રથમ પુજા હરસીધની કરૂં,પછે અંગે આયુધજ ધરૂ મારૂ ઠાર કે બાંધુ માંહ, મુજ આગળ તે જાએ કયાંહ, જો મરદ મુછાળો હશે તે મુજ આગળ પેદા થશે. ત્યારે જાણ્યું ઠગવિદ્યા ભણ્યો,જનક આપ જનુનીએ જણ્યો.આપ મુછે ઘાલ્યો હાથ હાથ,ફરી ચતાવ્યો સઘળો સાથ જે જીવ ખોવાની ઇચ્છા કરો,તે બહાર સુખે નીસરો; એમ કહીને ઉઠયા રાય, સભા સહુ ઠેકાણે જાય ગઇ માળણ પોતાને વાસ; આવી બેઠી તે બાંધવ પાસ;વીરા સાંભળ માહારી વાત,રખે નીસરતા માઝમ રાત વીક્રમ રાજા મોહોકમ સુર, આજ ઉતારે ઠગનું નુર. જેને માથે હરસીધ માય, તે ગાંજયો કોઇનો નવ જાય. માટે રહેજો મોહોલા માંહ,રખે ભાઇ જાતા કયાંહ. એવી પોતે વાત સાંભળી, વારૂ વાત ભણિ માળણી, રાજકુંવરે વજાડી બાથ, હવે જોજે તું મહારા હાથ. રાજાને કાળાગ્રહેદેઉં, તો ખરી જાણજે તું; રાજકુંવરે વિચાર્યું મન. મહા બળીયો વીક્રમ રાજન, એ પાસવ વળગ્યો જેહને, હું પણ આરાધુ તેહને મનવિખેથી મુકી ગામ, ધર્યું આપ ચંડીનું ધ્યાન. દોહરા—વિશ્વજનેતા માવડી, જડ તે ચૈતન થાય;ભવ ભુલા બ્રાહ્મણ ભણે, ઉપાશીક કહેવાય. વીકરમસેનછેતમ તણો, તાહારૂ જેને જોર; હું પુત્ર શું તેહનો, આવ્યો છું થઇ ચોર. સદવીરજ હોય એહનું. તો રાખે મુજ નામ; હુ આજ ભુંડો પડુ; તો જશે વિકરમની લાજ;હુકમ હોય મા તાહરો. તો નાવે ઉની આંચ. એમ કહિ શુકન ગ્રહ્યા ત્યાં આવ્યા અક્ષત પાંચ. સુણી ગાંઠ શુકન તણી, આપ ચડાવી શીશ; થઈ રજની સંધ્યા સમો, ગયો આથમણી દીશ ચોપાઈ—સજ થયો ત્યાં વીક્રમવીર,રાખી આપ રૂદેમાં ધીર;અષ્ટાદશ આયુદ્ધ અંગે ધરિ, છાબ માંહે સામગ્રી ભરિ. પ્રથમ હરસીધની પુજા કરૂ,પછે ઠગને બંધન કરૂ;મન માંહે આપે ઉલાદ,ચાલ્યો જયાંહાં હરસીધપ્રસાદ.મનુષ નામ ન દીસે કોય,એકલો આપે નરપત હોય.દેવીનું કીધું દરશાન,આપરૂદેમાં થયા પ્રસન

કીધો દીપક ઝાકમઝાળ,પંચામરતે કીધો પંખાળ પુજાઅરચા કીધીત્રણી,સ્તુતીકીધી હરસીધ્ધ તણી માળાઝાલી સ્મરણજ કરયું,ધ્યાન એકાગરે ચીતેધરયુ;દેરામાં રહયો રાજન,પછે કુંવરે વીચારયું મન.આળસ મરડી ઉઠયો,જેમ મદગલ હસ્તી છુટીયો. અંગવિશે ભીડયાંહથીયાર.આવ્યો જ્યાંહાં રાયનોદરબાર;પદગલાંદીઠાં વીક્રમ તણાં, ત્યાં રાજાનાં પેનજ ઘણાં;ધજા અંકુશ ચમરને છત્ર,લખ્યા વીધ્યાતરે પાગે પત્ર.એવાં ભોમીએ પગલાં પાડયાં, દેખી કુંવરને અચરત અડયાં એ એધાણ રાજાને હોય,સકે તાતને મારે જોય.પગલે પગલે ચાલ્યાં જ્યાંહાં હરસીધનું દેરૂ છે ત્યાંહા. પુજા કરે છે રાજા જઇ, નીશા ઘડી તાંહાં ચારજ ગઇ, જુવે તો ઝાકમઝોલ, રાજા બેઠો કરે કલોલ.હાથે માળા ધ્યાનજ ધરે,તુહી તુહી મુખ રાજા કરે.આજે તે ઠગને ઝાલીએ,માતાજશ એટલો આલીએ. નવિતોજાશે માહારીમામ,હસ્સેસકળ ઉજેણી ગામ.એવાં વચન મહીપતે કહ્યાં,બેઠાં બાહાર કુંવરે લહયાં;જો બાહાર આવે આણી વાટ,તો નીશ્ચે ઘડે મારો ઘાટ.પાણી પેહેલી બાંધુ પાજ,જો રાખે મહારી એ લાજ; માતા પોહોચાડો રળી, એમ કહી દીધી સાંકળી, દીધું તાળું જતને કરી, ઉપર મોહોર પોતાની કરી; લખ્યા અક્ષર જઇ ભીંતે ચાર,ઉઘાડશે તે ખાશે માર;એમાં ઘાલ્યો ઠગનો બાપ; ઘાલનારો હું આપોઆપ; પુરૂં ધ્યાન રાજાનું થયું,ચીત ઠગ ઝાલવાને ગયું;માતા પાશે માગી શીખ, મનમાં ન આણી કાની બીક;સવારે તમ પાશે આવશું,જ્યારે ઠગને ઝાલી લાવશું;દીધાં મંદીર માંહેલા પાટ,ચાલ્યા બાહાર નીકળવા વાટ; બીજું બારણું ઉઘાડે જેમ,દીઠું તાળુ સાંકળ તેમ; અલ્યા કુણ છે ઉભો બહાર.હવડાં મારૂ તુને ઠાર; કેમ કીધું તે આવું કામ, બળીયા સાથે ઘાલી હામ; ઉતાવળો તું થઇને બોલ, નહીં મારૂં હું બારજ ખોલ. દોહર–રાજા મારો રોટલો, જેણે પેટે ભરાય;હું ગરાશીયો ગામનો તેહ તેડ કેમ મારયો જાય; મહીપત માટે ગુજરૂં,બીજો હરસીધ હાથ. નહીતો લેહેણુ લેવરાવવું, જો બોલે મુજ સાથ; આજ તો ઘાવ્યો મેં ઈહાં, માતા આપણી પાસ, કાલ રાખું કાળાગ્રહે, જો ન આપે મુજ ગ્રાસ;રાજા માંહે સાંભળે,મણધર પ્રાક્રમ રાત;નહી સેવક સાથે તાંહાં;માનવી કેરી જાત;રાજા કહે તું,કોણ છે,શું છે તાહરૂં નામ; આટલા દીવસ તું કયાં રહયો, કુણ તમારૂ ગામ. કુણ તાત છે તાહરો કોનું માંથે જોર, બળ રાખે છે અતી ઘણું, જાતે કાહાવો ચોર,રખે હુંશ હઇડા વીખે.મુછે ઘાલો હાથ ભોરંગનો મણી લેઇ શકે, તે વાતજ કરે મુજ સાથ. સીંહ સાથે જો વઢે હરણ, તો તે નીશ્ચે પામે મરણ; તે જીતવાને રાખે આશ, તે મને જીતવા આવે પાસ; તાહરી માને શા છે તન. મુરખ વીચાર કરને મન;મારા પ્રાક્રમ દીઠા નથી, શું મોહોડે કહેવરાવો કથી; વીરજીત પ્રાક્રમ જે નામ,કરૂ ચીંતવ્યા ભારે કામ; સાધુજનને પાળી લેઉ, દંડ ખંડ લપટને દેઉ.હંકાવું હવડાં વીર વૈતાળ નીશ્ચે આણુશે તારો કાળ,તારાં પ્રાક્રમ જાણું સહી,

વગર ઓળખે મારૂં નહી. સેહેસા ન આણું તાહરો કાળ,બોલતાંદીસેછેનાનોબાળ; હવડાં સાંખી રહું છું અમો નાહાનાં પ્રાક્રમ ન કરો તમો;બાર ઉઘાડીને પાયે લાગ. મનવાંછીત ગમે તે માગ; વણ ખુટે શામાટે મરે, બળીયા સાથે બાથજ ભરે કહે કુંવર સાંભળો રાય,સંક્ષેપે સમજો મન માંય;ઉત્તમ કુળછે માહારો વંશ રાજ બીજે દેવાંશી અંસ,બારે વરસે ચત્યો ઓણ,ગરીબ ગુરબાને લુટે કોણ;માટે મનમાં ઘાલી હામ. માહારે છે બળીયાનું કામ.દેશો માનતો પાયે નમુ,નહિ તો નગર બધાને દમુ; પ્રજા દેશે સહુકો શ્રાપ, તે બેસશે તમને પાપ. હાથ અક્ષર લખી આપ્યા તમો,ત્યારે લેવા આવ્યા અમો;નહી પચે તમને મારો માલ. જોશો આગળ તે હવાલ. સાચું હું સરવથી,પાટ ધાઓ તો હું દેતો નથી હિમાતો ના રાખીશ ધણી,હરસીધ માતમુજ તાતજ તણી, વીર વઇતાળનું રાખે જોર, તે તો મુજ પીતાનો ચોર;તમને આસન કરાવું તાજ, આગળ જાતાં બેસુ રાજ. તો જાણે જનુનીનો જણ્યો, ઇષ્ટ દેવા હું વીદ્યા ભણ્યો; રાજ તમારે શું સંકટ ચડયું,આપ ઘડયું તે હઇડે પડયું.ગરાસલખી આપીને ગયા,ફરી ત્યાંહાં પેદા નવ થયા;રાજા કહે લવે છે તું,તે કાંઇ નવ પ્રિછુહું. ખરો ગરાસ તે દેખાડ, શીદ વધારે ફોગટ રાડ; માંહેમાંહે એકજ કહય,ઉદે અરૂણ દેવ તે હવા,રજની એક ઘટીકા રહી,ત્યારે પુત્ર વળ્યો પાછો સહી;માર્ગમાંછે રાજ-દ્વાર, ઉભો રહયો કુંવર જઇ બાહાર; પ્રતીહારને દીધો સાદ, ઉઘાડ પોળ મેહેલ વીખવાદ;અવ્યા પ્રધાનની પાસેજા,તાંહાં જઇને વધામણીખા,મહિપતમોકલ્યોમને, માટે કહેવા આવ્યો તુને;રાજેજીએ ઠગ ઝાલીયો, હરસીદ્ધનેદેહેરેઘાલીયો.કહીસૈન્ય સુંદાડી ચડો, તેનો ઘાટ તમે તે ઘડો. બોલ એવો રાએ કાવીયો, માટે હું કહેવા આવીયો;વેગે જાણ જો તું નવ કરે, વણ ખુટે તું નીશ્ચે મરે. સમજાવ્યો તેણે બહુ પેરે,કુંવર આવ્યો માલણને ઘેર પ્રતીહાર ઉઘાડો જોય,બાહાર ન દીશે માણસ કોય. એટલે તાંહાં આવ્યો પ્રધાન, પ્રતીહારે દીધાં બહુમાન. એક અરજ મારી સાંભળો હવડાં કોએક કહીને વળ્યો; કીધું મહિપતે કારજ ઘોર,હરસીધ દેહેરે ઘાલ્યો ચોર. વેગે વહાને જાઓ ત્યાંહાં,ઠગને બાંધી લાવો ઇહાં;વાયુ વેગેવાતજ ગઇ,ખબર બધા નગરમાં થઇ. ચાલો જોઇએ ઠગનું રૂપ, જેણે ભોળવ્યા ભારે ભુપ; ઘેર ઘેરને બારે બાર, જોવા ચાલ્યાં નરને નાર; નાહાનાં મોહોટાં નગરનાં સહુ મળી મેદની જોવા બહુ; પ્રધાન સહુ અઢારે વરણ,દીવસ ચડયો છે ઘટીકા ત્રણ.આવ્યા દેહરે હરસીધ તણે, મારો થારો સહુકો ભણે; આવ્યા દેહેરે સમીપ જ્યાહરે, લખ્યા દીઠા અક્ષર તાહરે. ઉઘાડશે તે ખાશે માર, દીઠું તાળું પડીયો ભાર, પ્રધાન આપ હેઠો ઉતરયો, પ્રસાદ સમીપે તે પરવર્યો. અલ્યા બોલ નગરના ચોર. એવું કહીને કીધો શોર;પુઠે લોક રહ્યા તરવરી, બેઠા વજીર તહાં સભા ભરી,કોહો ભાઇઓ મહીપત છે કયાંહ, સુંદર અંક લખ્યા છે આંહ; અક્ષર દીસે સોહામણા, વિસ વસા તે વિક્રમ તણાં

ઉઘાડતાં અન્યાઇઓ થાઉ. પાછો વળી પુરમાં કયાં જાઉં; પુછી પારતેનો દીજીએ હુકમ દે તેવું કીજીએ, ધાયા જોદ્ધા કેહેતાં પહેલ,જઇ પોત્યા પોતાને મહેલ;રાજાજી તો રાતે ગયા, ચડયો દીન પેદા ન થયા.

દોહરો–પ્રધાને મન વીચારયું, એનું તે શું નામ; અક્ષર તો નહી રાયના, ઠગ નું એ છે કામ. રખે ઠગે મહીપત ઠગ્યા, મુજ પાઠવીઓ આહ; અક્ષર મહોર કરી ગયો, મહિપત ઘાલ્યા માંહ. એવું વિચારી ઉઠીઓ, હઇડે આણી જ્ઞાન; ઝાંખી જોયું જાળીએ. દીઠો વિક્રમ રાજાન. હુકમ હોય જો રાયનો, તો ઉઘાડું બાર;પ્રણમું હું પટ તરે, લો લાખેણો જુહાર.

ચોપાઇ–રાજા કહે ઉઘાડો આંહ, અમો ધ્યાન ધરૂં છું માંહ;એતાંત થઇને કીજે વાત. હસારત થયું છે રાત, બાહાર આવી ગજ વાહન કરે, પચડંડ શીર છત્રજ ધરે, વાજે માદલ ઢોલ નીશાન, દીઠો રાજા ચતુર સુજાણ, રાજાજીનું દરશન કરિ, રઇયત સરવે પાછી ફરી; રાય ઠગ્યા તે સરવે લહ્યું, કુણે કો આગળ નવ કહ્યું; મધ્યાનકાળ થયો જ્યાહરે, મહીપત મહેલ આવ્યા તાહરે. આપ વિચાર કરેછે મન; ન આવે નીદ્રા ન ભાવે અન. કીધુ ભોજન વીતી રાત, સભા ભરી બેઠો પ્રભાત; પોતીકા પ્રધાન તેડાવ્યા સરવ, મનમાંથી મુકીને ગવ; શેવક સરવે સાથી માહરા, વિચાર કરો મનમાં ડાહરા; સહુ મળે. ઠગ પેદા કરો, પ્રધાનપણુ સહુકો પરહરો.ત્યારે પ્રધાને મુકી માન, એતો રાય તમારૂં કામ; તમ સરખાને જીતી જાય, અમથી કેમ તે પેદા થાય, રાજા વિચાર હઇયામાં કરે, ભારે દુખ અલેખે ધરે; એ ઠગ તે કેમ પેદા થાય, નગરમાંથી કયાં નાશી જાય; આજ હીમત હઇએ ઘાલીએ, રાતે તે ઠગને ઝાલીએ. કાલ રાતે હું ભોળવાઈ ગયો, એવો વિચાર હઇયામાં થયો;જો કે સભામાં કોઈ છે રાય, હીમતવાળો ઝાલવા જાય.

દોહરો–બીડું બાસઠપાનનું,આપ્યુ પ્રધાનને હાથ;ફરે બીડુ સભાવિષે તાંહાં બેઠો સઘળો સાથ, પ્રધાન તહાં ચરણે નમ્યો, ફરે સભાની માંહ; સહુકો ભુમીભોનરે, ઉંચુ ન જુવે તાંહ. વીકરમ સરખા ભોળવ્યા, તો આપદા શા ભાર; કોઇ સામુ જોતું નથી,મનમાં કરે વિચાર, પ્રધાન પાછો આવીયો,વીકરમકેરી પાસ; સંધ્યાકાળ થઇ તે સમે, સહુકો ગયાઅવાસ; ફુલઆપી માળણ ગઇ, પોતા કેરે ઘેર; વીરો છે પોતા તણો, કહી માંડી તેર, ભ્રાત ન બહાર નીકળો કઠણછે આજની રાત; રાજા નાકળે નીશા સમે,ઝાલશે ઠગને આજ વારૂ કુંવર કહી રહ્યા, સુતો તેની વાર; નીશા પહોર તેતોગઇ, હઇએ કરયો વીચાર રાજા વીકરમ આવશે, નગ્ર તણે ને બહાર, અશ્વ બેશી ફરશે ઘણો, જોવા એતોઅપાર, આળસ મરડી ઉઠીઓ, વીર તણો જે વીર; ઘરમાંથી તે નીસરયો. હઇડુ રાખી ધીર, વીચાર કરતો ચાલીઓ, દીઠુ પરીએટ ઘેર વ્રષભ દીઠો ત્યાં બારણે બળદ ઉપર અપાર; નાથ ઝાલીને ચાલીયો; આવ્યો

દરવાજા બહાર, ક્ષીપ્રા ત્રઠ રળીયામણું, નીરમળ જળનું નીર; ધોવાકારણ આવીયો, બળદ લઇ તેતીર; કુંભ પડયો એક વાટમાં, તે રાખ્યોછે પાસ; રાયવીક્રમત્યાં આવશે, કરવી એની હાંશ. કુંભે ચુનો ચોપડયો, વીચારેછે તાંહ; આવતા દેખુ તાં તને, મુકીશ જળનીમાંહ. ધોવા માંડયાં ધોતીયાં,પટકા જામા અપાર;શીઓશીઆ મુખે કહે, અચરત વાત અપાર. ચોપાઇ—એ વાતતો અહીયાંથી રહી,વીક્રમનીત્યાં શીગત થઇ; આજ કરૂ કાંઇ ઠગનું કાજ, હરસીધ્ર રાખ મહારી લાજ. મોહોટીછાબમાં પુજા ભરી, દીપક જોત તીહાંજારી કરી; આવી પહોચ્યો દેહરા પાસ, રાજાને મનછે ઉલાસ; પંચામ્રતે પખાળ કરી, ચંદન અરચી પુષ્પની ભરી. અબીલગુલાલ અરગજા જેહ, નઇવેદ પંચામરતે મુકયું તેહ. પછે ધરવા માંડયું ધ્યાન, આજમાતાજી દેજો માન. કાલ બપોર મુધી દહેરે રહયો, નવ ઝાલ્યોને ફજેતજ થયો. આજ માતાજી રાખો લાજ, ઝાલુ ઠગને થાયે કાજ. એક પહોર વીતી ગયો, પછે રાજાજી બેઠો થયો;જ્યારે ઠગ ઝાલી આવશું,પુજા સામગ્રી લાવશું, અશ્વ પોતીકો કરયો તઇયાર, નીકળ્યો દેહેરામાંથી બાહાર; બેઠો છે અશ્વે સજ થઈ, નિશા પહોર ત્યાં એકજ ગઇ. શોધવા આવ્યો દરવાજા બહાર,મન મધે ત્યાં કરયો વીચાર; કયારેએ ઠગ મુજને મળે, ત્યારે સંદેહ મારો ટળે. આવ્યો રાજા ક્ષીપ્રા તિર, હઇડામાં રાખી ધીર; મધરાતે ત્યાં ધુવે, રાજા તેતો કઉતક જુવે; ઈહાંતો એકલો ધોબી ધુવે, રાજા તની ચરચા જુવે ધીમે ધીમે પાસે ગયો, ક્ષણ એક રહી બોલજ કહયો. કહે ભાઈ ઠગ આવ્યોછે અહી તેની મુજને ખબરજ થઇ;ત્યારે ધોબીને આવી હામ,તમોકેમ આવ્યા આ ઠામ. દોહરા—ધોબી વળતો બોલીયો, સાંભળજો મહારાજ તમો નીશાએ આવીયા, શું છે અધુરૂ કાજ, ઠગ એક છહા આવીયા. ચુનો ચોપડયો શીશ, ઠગવા આવીયો મુજ કને, કરિને અદકી રીશ. મુજને કહે રાજા કયાંગયો,બતાવોતે ઠામ; તમને નાહાલ કરીયે અમો,થશે તમારૂ કામ.ત્યરે મેં મન જાણીયુ, નીશ્ચેઠગ એ હોય;વીક્રમ મુજને નથી મળ્યા,આતો રાજા ન હોય, એવું કહી અહીંથી ગયો હું ધોઉ આણી તીર.પણ નગ્રમાંહી ગયો નથી, પડયો ઉડાડે નીર; ઠગે જઇકઉતક કરયું, ચુનો ચોપડયો માટે; મુકયું વેહેતા નીરમાં, ચાલે જળનીવાટ. રાજાવિકરમ જોયા કરે, ઘેર પાછો કેમ જાઉં, મળેઠગ જો અહીમને, તો તો એને સાઉ, ઘડો જે ચુને ચોપડયો, તે આવે જળ માંહ;વીકરમવેગળેથી જોયાં કરે, કઉતક સરખું તાંહ, રાજાએ વિચારયું એ પડયો જળને માંહ એને જઇ ઝાલીએ,એશુંછે તાંહ. ચોપાઈ ધીમે ધીમે રાજા જાય, હઇડામાંહે અચરત થાય, ધોબીને કહ્યું તે ઘડી, મુજને વાર થાએ નહીવડી.મારો અશ્વ સાચવજો તમો, ઠગ ઝાલવાને જઇએઅમો; કછલીડીને થયો તૈયાર, કાડયા વસ્ત્ર નલાગી વાર. સમરી પોતે હરસિદ્ધમાત વિકરમચાલ્યો જળનીવાટ, સ્વેત રંગ ઘડાનો હોય, રાજા તાંહ તો અચરતજોય. રાજાએમજળમાં

સંચરે,તમ છલકાર પાણી ચડે;અધવચ્ય જળમાં ગયો જ્યારે,ઠગ વિચાર કરે તાહરે, તે ઘોડા ઉપર બેઠો ચડી, હીમત રાખીને તેની ઘડી; દરવાજે પેઠો કરે જ્યાહરે, ખબાર કહી તેને તાહરે. રાજાજીએ ઠગ ઝાલીઓ, ક્ષીપ્રાત્રષ્ટ ઉપર આવીયો; મુજ કહેવા મોકલ્યો અહીં, રાજાજી બેઠા છે તહીં,દરવાન આગળ એવું કહી જાયો.ઘેર આવી માલણને મળ્યો;રાજાજીને મન ચિંતા થાય,ધોબી ઠગીને જાય.રાજા જળથી આવ્યો બ્રુાહાર,હઇડા માંહે કર્યો વિચાર;હું તો એકલો વનમા રહયો,અશ્વ માહરો ઠગ લઇ ગયો. હવે કેમ જવાશે ઘેર,અરે હરસિદ્ધ શી કરવી પેર;હવે ઠગ કેમ પેદા થાય,મુજ સરખાનેજીતી જાય.દરવાજે વીક્રમ આવ્યા જ્યાહરે.થયું પ્રભાત વાહાણું તાહરે; જોવા આવ્યા નગ્રના લોક રાજા રઇતનને મન શોક. વીક્રમને દીઠા જ્યાહરે રઇયત પાછી ફરી તાહરે;ચડયો પોહોર ઉગમતો દીસ,રાયે મેલી મનની રીસ.ધન ધન એની માની કુખ, મુજ સરખાને દીધું દુઃખ;હવે ઠગ કેમ પેદા થશે,ભારેદુઃખ માહારૂ કેમ જશે. સભા ભરી બેઠા તતકાળ, રાજાને હઇયામાં ફાળ.

દોહરા—રાજાએ પ્રતિજ્ઞા કરી, જોઉં ઠગનું મુખ; ભલા ભલા નર ભોળવ્યા,ધન એ જનુની કુખ. પડો વજડાવો પુર વિખે, તેડે રંગે રાય;ચોર નહી તું ચતુર નર, આપે પેદા થાય. સજ થઇ આવે સભા વિખે, જોઉં ચતુર સુજાણ, જો આવે આણે સમે, લાખેણી લે લાહાણ. રીધ દઉ તને રાજમાં કરૂં હું તેને નાહાલ; તુજને પાટ પ્રધાનનો, દેઉં મોહ માગ્યો માલ. જો સુરત સુરાપણું,જોઉ ભાગને તોલ; રીજું પણ ખીજું નહી, લ્યો પરીયાનો કોલ. ડુંડીવાળો આવીયો, ફરતો માલણ ઘેર; પુછયું જઇ પટંતરે, પીછો સઘળી પેર.

ચોપાઇ—માલણને તેડી એકાંત, મન તણી ભાગી છે ભરાંત; રખે બીક મન આણો તમો; રાજાના ઠગ તેતો અમો; હું કહુ તે કહે કરજોડ. તે વાતે પોચે મન કોડ. રાજા રીસજ તાંહાં નહી કરે, હેત ચંત સહુ તમશું ધરે; શણગાર રાજાના લાવજો, પ્રધાનને તેડી આવજો, પછે રાજાને મળવા જાઉં, પણ ઓશીકલ તાહરો થાઉ;સાંભળતામાં હરખીનાર;સોળે અંગ ધરયા શણગાર;પુષ્પ છાબ પોતાની ભરી, ભાલે આડ કેસરની કરી; મલપતી માલણ ચાલી તાંહ. મહિપત પોતે બેઠાં જ્યાંહ; પુષ્પ વધાવ્યા વિધ વિધ તણે,ઉભી રહી છે હરખે ઘણે;સનમુખરાહી જોડીને હાથ; બોલીમાનની લહિપત સાથ.કોલ રાય મુજને દીજીએ,પુરૂષ પ્રકાશ અમો કીજીએ, મહિપત કહે મનવાંછીત માગ. ઉણુમત મન રાખે નહી આગ; સાચે જુઠે નહી રીસ કરૂં,સતવચ્યન એ વાતે ધરૂં.દોહરા—માનની કહે મહિપત સુણો,મનમાં સમજો પેર; ઠગ તે આવ્યો નગ્રમાં, તે રાખ્યો મુજ ઘેર. પડો વાગ્યો જગપુર વિષે, ફરી રાયની આણ; જાણ કરયું મેં જુગતશું,માગુરાય ઇનામ.પ્રધાન તેડવા પાઠવો સુપો સરવ શણગાર; તો તમને એ નર મળે,ક્ષણ ન લાગે વાર.સુણતાં આપ ઉલટ થયું

રાજ નીરધનને ઘરસૂત્ર; રાંક પામે જેમ રાજને, વંઝા પામે પુત્ર શેન્યા સુઢાઢી તૈયાર કર્યો, પોતાનો પ્રધાન; તેને તેડી લાવજો, દેઇને ઝાઝા માન. ઐરાવત ગજ પ્રઠાવ્યો, જેથી શોભે રાજ; બીજા વાહન અતી ઘણા, તે તો ઠગને કાજ, આપ્યાં ભુષણ અતી ઘણા, હાર તણો શણગાર. બીડુ બાસઠ પાનનું, મુકતાફળ હારપ્રધાન આયો પલકમાં, માલણ કેરે વાસ; જેવો હોય રાજવી, તેજ પુરણ પ્રકાશ;રીત્યેશું તેને મળો, રાજ સભાની રીત. અરસપરસ આવી મળ્યો, કરી પ્રધાને પ્રિત;ધીર-વીર મહા સજ થયો, બળીયો ચતુર સુજાણ. ગજ ઉપર વાહન કરયું જાકે. દીધાં લાહાણ;સમયો હરસીધ માતને સમર્યા. ઇશ્વર આપ,અવીચળ અખંડહું આવીયો; તે તમ ચરણ પ્રતાપ. ઉજ્જેણીમાં જે વશે, તે સહુ જોવા જાય; ઠગ થઇઆવ્યોનગ-રમાં મળવા રાયને જાય. કો ચઉટે કો ચોકમાં, કો ઘર કો ઘરબાર; એમ કરતાં આવી ચડયો, વીક્રમ કેરે દ્વાર; ગજથી હેઠો ઉતરયો,સભા ભરી છે જ્યાં; પ્રણામ કરતો પરવરયો, મહીપત બેઠા ત્યાંહ;વખાણ કરતી બહુ મેદની, લોક વીવાદ બહુ પારઃ એમ કરતાંની રખે સહુ, નાહાનાં મોટા નરનાર; નરપતે નીરખ્યો નેહશું, મનમાં થયો પ્રસન; ફળ પામ્યો નરબદા તણું, રેવાનું દરશન. ગંગા ગયાને ગોમતી કાશીને કેદાર; વીક્રમ નીરખે ફળ લહયું, ભાગ્ય તણો નહી પાર.

ચોપાઇ—જેવો અવનવો હોયે ઇંદ્ર, જેવો સરદ પુનમનો ચંદ્ર; વાડીમાં અંબુજ જેહવું, મુખ કમળ દિઠું તેહેનું; નરપત નિરખે તેનાં ચહેન, અંબુજ દલ આકારે નેહ; સામુદ્રિક છે લક્ષણ ઘણાં, ધ્વજાકાર પ્રથવી પ્રત તણાં બત્રીશ લક્ષણ ચતુર સુજાણ, સભા વચે શોભે જેમ ભાણ. જોતાં આંખ રાજાની ઠરી, પાસ બેસાડયા હેતે કરી જેવો વીકરમાજીત આકાર, તેવો સોભે રાજકુમાર;પુછી વાત તમોશાચું કહો, કયાં આવ્યા કયાં વાસો રહો કોણ રાજવંશીના પુત્ર, કેમ મેલવું પડયું ઘર સુત્ર;કેમ તજ્યો પીતાનો દેશ,બાળપણામાં જોબન વેશ. તે વિસ્તારી કહોને વાણ, જુઠુ બોલોતો ઇશ્વર આણ; લાજ વીચાર તેતો પરહરો. મન મેહેલીને વાતજકરો. માગો જોઇએ જે કામ, સરવ સભા તાહરે છે નામ;તે વાતમાં કરે જો રીશ, તો સા-ક્ષી આપુ જુગદીસ જોવા મળ્યું છે બાધુ ગામ, વીચાર કરે છે ઠામો ઠામ; કોઇ કહે ઇંદ્ર આવીયો, માનવ રૂપ ધરી લાવીયો. કોઇ કહે અવતારીક અંશ, કોઇ કહે વીક્રમનો વંશ.

દોહરા—કુંવર આવ્યો ઢુંકડો,છોડયો પોતે પત્રઃમહીપત મુખ આગળ ધરયો, વાંચી જોયો તરત. પત્ર તરત ઉકેલીયો જોયા અક્ષર અંક; માહારો પુત્રમેં પરહરયો એનો શોછે વાંક રૂદીયા સાથે ભીડીયો,ભાગી મનની ભ્રાંત,વાત કરવા વીતકતણી બે બેઠા એકાંત, કહો વાત વણી, સાજી તાહરી માય;સુખદુખ કેવું ભોગવ્યું લોકા પવાદ બહુ થાય, ચોપાઇ—સાંભળીએ મહીપત માહારાજ દુખ કહેતાં આવેછે લાજ;

તમ ચાલ્યા પછે સંકટ પડ્યું, કલંક માનનીને શીર ચડયું. તજી તેને માને બાપ, દુઃખ પામી તે નારી આપ; આપે જઇ માંડયું ઘરસુત્ર;પુરે માસે પ્રગટયો પુત્ર.બાર વરસ તે વેગે ગયાં,જાણુ તમ સેવકને થયાં, પછે કાગળ લીધો છે હાથ, મન કરયુ તમને મળવા સાથ. હુકમ આપ માતનો માગીયો, આવી પાગ તમને લાગીયો. કોટીક જનમનુ પાતિક ગયુ દરશન રાય તમારૂ થયું;માલણ ઘેર ઉતરીયા અમો,પછે થયું તે જાણો તમો માતા મુજ ઘેર જુવે વાટ,હું આવ્યો ક્ષીપ્રાને ઘાટ;હુકમ રાયનો શીશ લીજીયે, સેવકને આજ્ઞા દિજીએ.

દોહરા—વાત સુણતાં વીક્રમ તણુ, હરખ્યું આપે અંગ,ઘેર બેઠા આવી મળી, આળસુને ઘેર ગંગ;પંડીત તેડી પુછીયું જુવો સુમુહુરત આજ;એ પુત્ર જે માહારો હુંશે સોંપુ રાજ;મેહેણું શીર વાંઝીયા ટળ્યુ,રહ્યું રાજ ઘરસુત્ર પાટ બેસારૂ પાટવી પ્રાક્રમી મોહેટો પુત્ર. જીવ થકી વાહાલો ઘણું. કુળના તારણુ હાર,રઇયત તે રીઝે ઘણી, શતરૂ દેયણુ માર; પ્રસન થયાં હરસીધનજી, પુજા માને મન, માહાકાળેશ્વર તુઠીઆ, આપ્યો પુત્ર રતન; સોંપુ પદવી એહને, નગ્ર વરતાવું આણ; ગુણ લક્ષણ પુરણ ઘણો, બળીયો સુખણ, પ્રધાન એહને પાઠવો, કરણાટક તે જાય; તેડુ એની માવડી, જગ જાણતી થાય; અપવાદ ઉતારયો એહનો, કરયું નગ્રમાં જાણ;વીક્રમ પુત્ર પાસે રહયો,લ્યો લાખેણી લાહાણ ચોપાઇ—પ્રધાન તેડવા પોને પળ્યો રાજકુંવર રાજાને મળ્યો; સુખ પામ્યું બાધુ ગામ, વીક્રમ ચરીત્ર વધારયું નામ, ગુણ ગાંધ્રવ બહુ કરે વખાણ, મન ગમતા પામે છે લાહાણ; વાગે મરદંગ ઢોલ નિશાન ઘેર ઘેર વાત કુશળ કલ્યાણ; સુખ પામ્યા સહોદર સરવ, માંડી પુન્ય તણી પર્વ;માઘ સુદ દસમ રવીવાર,ઉતમ મુહુરત આપ્યુ સાર પ્રધાન જે કરણાટક ગયો, દેશ મધે જાણિતો થયો વણિક રાંકની જે દીકરી,આપ કરમે વીક્રમને વરી કાલડ વેશ ધરી વાવીયો, તે તો રાય વીક્રમ આવીયો રાખ્યું બદ ઇશ્વરે એ તણું,સુણિ સહોદર હરખ્યું ઘણું;ગામ કુટુંબ સગાં સમેત,તેડયાં રાણિ આણિ હેત;ભલુ થયું ભોજાઇતુજ માથે મેહેણું દીધું મુજ. અટક્ષાંછો તમો,તેણે વીકરમ વરીયાં અમો.તે ગુણ તાહારો મનમાં ધરૂ એક દેશની રાણિ કરૂ. મુહુરત દિન હતો જ્યાહરે, ઘેર રાણી આવ્યાં તાહરે. રાણિ રાય સહોદર મળ્યાં, વીજોગ રૂપી સંકટ ટળ્યાં. દોહરા—રાજાએ ચેતાવિયા, પ્રધાન પંડીત સમેત; રાજ બેસારયો કુંવરને, આણી અદકુ હેત. પડો વજડાવ્યો પુર વીખે. ભોજન કરાવ્યું ગામ રંગાવ્યાં સજી માળીયાં, ઓછ્ય ઠામો ઠામ. ધજા બંધાવી ધરમની, કરયો પુન્ય પ્રવાહ; તેડયા નરપત નવખંડના, મળી સરવ સભાય; અધીકાર સુંપ્યો કુંવરને સુખ સવાઇ હોય; સંકટ ભાગ્યાં સરવનાં, દુખીયું ન રહે કોય

ચોપાઇ—પ્રધાનને પ્રણામજ કરી, સહુકોની પહોચી મન રળી; અભીશેક કર્યો

જેટલે, કઉતક એક થયું તેટલે, જાચકજન મળ્યા છે બહુ,મન ગમતુ માગેછે સહુ ત્રધ એક ઉભો વાણીઓ, દુખીયા સરીખો તે જાણીઓ. કરમાયું શું દિઠું મુખ રાજા કહે તારો શું દુઃખ સુણતે ધ્રુજ્યો વણીક કુમાર, આંખે ચાલી આંસુ ધાર માહારાજા શું કહીએ કથી,માહારે દુખતો કાંઇએ નથી;વણીક જાત જોવા આવ્યો પુન્ય સંચો મારો લાવ્યો. દુખ મસે તમ દરશન થયું, શાત જનમનું પાતીક પયું; નીશ્ચિત થઈ સભામાં રહે. તારૂ દુખ માંડીને કહે; થરથર ધરૂજે તેનાં ગાત્ર, બીક ના આણે રંચક માત્ર; બ્રહ્મહત્યાદીક પાતીક તુને, સત્ય વાત જો ના કહે મુને. જો નવ ટાળું તાહારો શોક, તો તિરથવરત થાજો ફોક; જોસુખ કર તુજ શરીર, રેત્યા મુખમાં લેશું નીર.તુજશું નવ રાખુ,તો કષ્ટી થાજો મુજ દેહ;ખરી વાત નહી કહે મુજ સંગ;તો રગત પીત થજો તુજ અંગ; જોડયા વાણીયે બે હાથ, બોલ્યો મહીપત કેરે સાથ;કહેતાં મહા ગાગર ડોલશે,ફટફટ સહુમમે બોલશે તુટેજીભ મુજ કહેતાં દુખ નથી કહેવાનું માહારે મુખ; ત્યારે રાજા બોલ્યો વાણ, ફરી ફરી શું કહીએ અજાણ' તાહારી વાચા હું શીર લેઉ, રાજ સહિત સમરથ તુજ દેઉ;ઉતાવળો થઇ સીગ્રજ બોવ,પડદો આપ ફદેનો ખોલ.સનસુખ ઉભો રાજા સુખી,દ્રઢ થઇને બોલ્યો દુખી;માહારો દેશપ્રલવપુરી ગામ વીરચંદશાઆહારૂનામ.વીશ વહાણ અમારાં ફરે, ભારે વણજ દાણોતર કરે;આધેમોહોડુ હુતુ આળ,અપુત્રવાંઝિયાની શીરગાળ,કરયા ઘાટે પાણીનાઘણા,પ્રસાદ કરાવ્યાશીવજીતણા;શીવ થયા મુજનેપ્રસત,દીધુ સ્પનામાં દરશન;કહયું અલ્યા તું સુતો જાગ,વરદાન મહારી પાસે માગ;મેં કહયું જે આપો પુત્ર,ભોગવે ધન લક્ષમિધર સુત્ર. નવાણુ ખોદાવે જા દુખ જશે, તે પુન્યથી પુત્રજ થશે. તેવાયક મેં મસ્તક ધરયું,નવાણુ મ્હોટુ ખોદાયુ ખરૂ;સજાળ જળ આવ્યું તે માંહ;પ્રજા સહુકો સુખિયાં થાય;પશુ પંખિજન પાણીપીયે,નીત્યેપ્રત્યે સહુ આશીશ દિએ; તેના પુનનો ઉગ્યોસુત્ર, પુરેમાસેપ્રસવ્યોપુત્ર;પુત્ર પ્રસવ થયો જેટલો, નવાણુ નીર ખુટયાં તેટલે;તે વાત ચાલી ગાવા દુકાળવો પડપુંછેનામ;કયાંથી આવ્યો પાપી એહ,દુખ દેવા લોકોનેદેહ.જેમ જેમ મોટો થાએ બાળ.તેમ તેમ ઝાઝી ખાએ ગાળ તે મેહેણું ન ખમાયે શીશ;ફરી જઇ ઉપાશાઇશ,શીવ આવીને પ્રસન થયા,અમ્રત બોલ મુજને કહયા. હું માગતાં ચુકી ગયો, અહંકાર મેં મુખથી કહ્યો; જે કહો તે કરૂં હું ધીર, જેમ સરોસર આવે નીર;શીવ કહે કરોને આંએ,કહ્યુ કરો તો કામજ થાએ.બત્રિશ લક્ષણ પુરૂશનો જોગ;મધ્યતળાવે કરજો ભોગ.ત્યારે તારૂ કામજ થશે, પશુપંખી પીત્રપત થશે. નીત્યેપ્રત્યે તે આશીશ દીએ, તે આશીશથી પાણી રહે. તાહારે માથે મેહેણું જશે, તોદેશથી જળનું દુખજશે. બત્રિશ લક્ષણો મહારો પુત્ર, ભોગ આપતાં ભાગે ઘરસુત્ર. એવું કામ હું કયમ નવ કરૂ, દેશપ્રદેશે હું નિસરૂ માહારી ગાંઠે ગ્રથજ ઘણો,નર લાવું બત્રિશ લક્ષણો,તે વાતને થયા વરસ બાર નથી

મળ્યો કોઇ રાજકુંમાર. જોતો જોતો આવ્યો આંહ, તાહારા નગ્ર ઉજેણી માંહ; દુખ સાગર બધુ વાવીયો,રાજસભા જોવા આવીયો. એ દુખ ઉદર બાળુ અમો,પુછોછો તો સુણજો તમો; બત્રીશ લક્ષણો પુરૂષ લાવશું, તો પાછા મંદીરઆવશું, તે માટે કારજ કીજીએ, મુજને તો શીક્ષા દીજીએ. દોહરા–વીચાર કર્યો રાય વીક્રમે,કરવું એનું કામ; આંજે કયાં ખોળાવીએ, બત્રિશ લક્ષણો મુજ નામ મેહેલોદુખ મનડા થકી, આજ મળ્યો તુજજોગ; તેડી જાઓ ત્યાં મુજને, આપો મહારો ભોગ. કામ થશે ત્યાંહાં તમતણું, રેહેશે સરોવર નીર; માહારો જન્મ સફળ થશે, પરકાજે પડે શરીર, ત્યારે દુખિઓ બોલીયો, અસત્ય એતો વાત; પાટ ઘાવ ના દીજીએ, તું નરપતનો નાથ બ્રહ્મહત્યા થકી લક્ષધણી, નરપત હત્યા હોય; માટે એ તો કરૂ નહી, મન વીચારી જોય; પ્રથવીપત કહે સાંભળો,જો ગમે નહી હું સુત્ર; તો આ લેઇને પરવરો, પેટ તણો મુજ પુત્ર. ભોગ આપો જળ દેવતા, તાહરૂ કારજ થાય. સુખ પામે રઇયત સહુ, સજળનિર ભરાય.

ચોપાઇ–વણીકકહે સાંભળરે રાય,રાજકુંવર મેં કેમલેવાય; બારવરસનોબાળો વેશ, આવ્યો આજ તમારે દેશ.વિજોગ ભાગ્યો કઇક દીન તણો તમને ઉલટઆવે ઘણો; જેને તને આપતા રાજ, કેમ મોકલશો મરવાકાજ. તેનો કેમ હું હરખજહરૂ કુડાં વચન કેમકરૂં સાંભળ એની જનુની દિશ. કેદાવે હવડા મારૂશીશ કેમ. હત્યા ધરૂ હું બાળ, જીવીશું તે કેટલાકાળ; જોરાવરી લઇ જાવું કેમ, એ વાતના મારેછે સમ. ત્યારે વીક્રમ કહે શુણવીર, રાખો આપ રૂદેમાં ધીર; પુછું પુત્રને તેડી આંહ, ભરી સભાની માંહ, હશે આવે તો તેડી જાઓ, કરો કામને સુખિયા થાઓ; એમ કહીને તેડયો તન, જોયું રાએ કુંવરનું મન; સાંભળરે તન માહારી તાત,તમો પુત્રને હુંછું તાત; વણીક દુખીયો અહીઆવીયો,ભારેવાત મનશું લાવીયો, બત્રીસલક્ષણો જોઇએ વીર,રહે અખુટ નવાણેનીર; અમો જશું તેને કાજ, તુજને આજ સુંપીને રાજ; ત્યારે પુત્રે જોડયાહાથ, બોલ્યો મહિપત કેરે સાથ; મુજબેડે કેમ જાઓ તમો તમ વીર્યથી ઉપન્યા અમો. તમ વિરજ તે માહરો દેહ, એ વાતમાં નહી સંદેહ; તમ ઠેકાણે હુંતો જાઉ, બાળપણે ઓશીકળ થાઉ. પર ઉપકારે પડશે તન, બીજું શું એથી છે પુન્ય; જાતાં અમારૂ હરખે મન, ધન વેળા આજુનો દન. રખ્યો રાજા મનમાં આપ, છુટયાં પાંચ જનમનાં પાપ; કહે રાજા સુખ લઇજાઓ, દુખીયા શાને ખોટી થાઓ. દોહરા–વણીક કહે પછે કયાંવસુ, કેમ મળે એ મેળ; તું પહેલામારાં છોકરાં, કાઢે મારૂ તેલ. હા કહુતો હણે મુને, જુઓછો મારૂ મન; કાઢે આંખ તું માહારી, જો નીરખું તાહરો તન. માહારો પુત્ર વાહાલો મુને, મેં મારયો કેમ જાય, તમને કેમ અળખામણો, જેની કોમળ કાય.

ચોપાઇ–વિક્રમ કહે અમે આવશું, માહારોપુત્ર સાથે લાવશું;માહારેહાથે આપુ

ભોગ, ટાળુ દુખીયા તાહારો રોગ. દેઇ દદામા મહીપત ચડયો, નીશાન ગાજતે તે પરવરયો; તેજે પુત્રને દેતે રાજ. પરાકામે તે કીધું કાજ, પ્રધાન પંડીત સહુ તેડીયા મારગે માહાંત ખેડીયા; પરકામે પંથે પરવરયા, પવનપુર ઉતારાકરયા, ચાલીવાત બહુ ઠામોઠામ, કઉતક જોવા આવ્યું ગામ; લોકકહે રજાદીસે દુષ્ટ,કેમ પુતરને દેશે કષ્ટ. કોકહે વણીક ચંડાળ, વણવાકે મરાવે બાળ; કો કહે સતવાદી ભુપ, દેવાંશી દીસે છે રૂપ. પ્રદુખ ભંજન એનું નામ, માટે કરવા આવ્યા કામ; કરતા પુરૂષ કરે કોઇ કામ; મુરખલે માનવીનું નામ, તું કરતાહરતાછે ઇશ, નહીદોષ અમારે શીશ; એમ કહીને મેહેલ્યો ઘાય, જેજે શબ્દ બોલવા ચાય બીજા લોક સહુ પાળે જુવે, નંઘાએ પાવનપત ખુએ; રૂધીર ભોમ્ય પડયું જેટલે, સજળ જળ ભરાણું એટલે ગંગાજળથી નીરમળ થયું,ધન્ય ધન્ય સહુ લોકે કહ્યું; શ્રાવણ વદી શ્રષ્ટીનો દન, રાંધ્યાં હતાં જે લોકે અન. પ્રગટયો મનમાં આવી શોક, રાંધ્યાં મુકયાં છે સઉલોક; પુત્ર દુખદેખીને વળ્યા, બીજા દીનસુધી નવજમ્યાં. સત્વળીવાતનું દીઠું સુખ,માર્યો કુંવર તે મોહોટું દુખ; લોક ગયા પોતાને ઘેર, પીતા પુત્રની શી થઇ પેર; સરોવર ભરાણું જેટલે, બે બુટયા માંહેતેટલે. એનો મોટું સરોવર સાર. સાત વાંસ તે ઉંડુ વાર. જળ દેવ્યા શીતળ માત, તેણે આડા દીધા હાથ; મુજને તાઢી ટીધી તમો, તારા કોડ પોચાડુ અમો; લોક જાણે બુડયા બેજણા, તે શોક વાધ્યા છે ઘણા;સત્ય પુન્યનો ચાલણહાર, તેને કોણ છે ગંજણહાર. હાહાકાર તે સઘળે થયો, કાળરૂપ તે વણીકને કહ્યો; રાંધ્યા અંન તે ટાઢાં રહ્યા, દુખ લાખેણા લોકે લહ્યા; એમ કરતા ગઇ રાત, પાળે સહુ આવ્યા પ્રભાત; રાજાને રાજાનો તન, બેઉ ગયા કેમ જમાએ અન; એવું દુખ ધરયું જ્યાહરે, કઊતક એક થયું તાહરે.

દોહરા—ધરતીમાત ધીરજ ધરી. પામ્યા જ્યારે ભોગ, પ્રસન્નથઇ ત્યાં તતક્ષણે, પુત્ર સંજુગત જોગ; અમરત અદકું સીંચીયું, સજીવન કીધો તન; સરવઅંગ શીતળ થયું, આપે રૂડે મન. વસ્ત્ર આભુષણ અતી ઘણાં, મુકતાફળના હાર; બેસારયાં વગમાનમાં, માત્ર પુત્રને ભુપ. કઊતક દીઠુ કારમું, હરખ્યો પોતે તેદીશ મુકતાફળ વધાવીઆં, રાજા કેરે શીશ. બાહાર વઇમાન આવીકું, સહુકો જુવેદ્રષ્ટ;સંગમ થયો છે સરવને, ગયાં કલંકને કષ્ટ. મળી હુતી જે મેદની, આવી લાગીપાગ; મહીપતને કહે પ્રાવદી, મનવાંછીત ફળ માગ. માત માગુ એટલું મળ્યાછે સરવેલોક; દરશન દીઠુ તાહરૂ, ટળ્યો સરવનો શોક. મહીમા તારા દરશનનો, જે હોય તે આપ; ખુશી કરો આ ખલકને, તેનાં દુખ સઘળાં કાપ માતા કહે રાય સાંભળો, આ દહાડે મારૂ વરત. શ્રાવણ વદી સપ્તમી, મરસ્તવરત નરપત. પુન્ય દાન જે આશરે,વાશી જેકો ખાય; ઓછવ કરે આણંદશું, નારી ગીતજ ગાય; અગ્ની ચુલે ઘાલે નહી, પુન્ય ઊપર રાખે પ્રીત; કથાસુણ જે માહરી, તે પામશે વેદ શાસ્ત્ર જે મીત્ર જેમ પુત્ર તું

પામીયો, આવ્યો માહારે પાસ; તેમ વરત માહારૂં આચારે,તેની પોહોચે આશ. પુરાણ એ વરત છે, વેદશાસ્ત્ર વા વાટ; અદકુ ઘણું મન આજથી,તમ પધારયા માટ

ચોપાઇ—જળમધે ગયું વર્દમાન,દેવી પામ્યા અંતરધ્યાન;ધનધન સહુલોકે કહ્યું માતા મહીપતનું દરશન થયું વેહેવારીયાની ઉતળી ગાળ, પછે માન પામ્યો તે બાળ. સજળ અખુટ સરોવર ણાંય, ઓછવ મંગળ અદકો થાય; વેહેવારીઆની શીખજ લીધ, રાજ્યે પંથ કરયો તે શીધ. રાજાજી ઉજેણી ગયા ઉલટ સહુ લોકોને થયા; પુત્ર ઉપર વાધ્યુ બહુ હેત, ફુલ જેમ વરશા રૂતુ ખેત; આણુવરતાનાં તેહજ તણી, વાધી પ્રીત પુત્ર સાથે ઘણી. તેની માતા પટરાણિ ઠામ, કુંવર થયો રાજાને તામ; જાણ્યો પુત્ર સતવાદી માટ, પોતે જીવતાં સુપ્યું પાટ, પોતે કામ તે પુન્યનાં કરે, માહા દુખીયાના સંકટ હરે;શું કહુ તેની કીરતી કથી,થાય નહી કો થયોનથી બીજો થયો હોય પ્રક્રમ પખે તો જોતીશશાસ્ત્ર કેમ એ લખે એવા કામતો જેથીથાય પ્રદુખભંજન તે કહેવાય. એની કથા જે સુણે કરણ, નહિ પાપીને અલ્પજ મરણ. નીરધનને લક્ષ્મી બારણે, વંઝાને બાળક પારણે; શીશફોટક રોગજ જાય, કઠણ રૂદે તે કોમળ થાય; સાધુજન તો સાચુ માનશે, અન્યાઓ અંત આણશે. એવું જાણિ કરે જે પુન્ય, રૂડુ નથી કાંઇ બીજુ અન્ય;પ્રદુખભંજન રાજજ કરે, પુન તે મોક્ષ તણું છે મુળ. પુન થકી જાએ સરવે સુળ; પુનથી દુશમન પાછો જાય,પુનથીજશ ઘણેરો થાય.

દોહરો—ગાય શીખેને સાંભળે,મનમાં પોહોચે કોડ; રણદુતે જશ ઉપજે જીતે દુંશથી હોડ, સ્નાન ભાગીરથ ગંગનું, રેવાનું દરશન; સુણે મહીમા વિક્રમ તણો પ્રભુ સદા પ્રસન. હરસીધ હજુરી તેહેને,માહાકાળેશ્વર નાથ;મન ધરી મહિમા સાંભળે, તેને મસ્તક હાથ.

દોહરો—ભોજ પ્રતે કહે પુતળી,જો તમ એવા થાઓ;એવા શ્રાકરમ જોકરો તો ધરો સીંહાશન પાએ; એમ કહિને પુતળી, આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ,કહે કવી શામળદાસ શ્રોતા વકતા સમજતા,કહે કવીતા કરજોડ;એકવાર સહુ બોલજો, જે જે શ્રી રણછોડ.

## વારતા ૧૩ મી સાગરની.

માદલી નામની તેરમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણપત શેણનીધી, દેવ રૂડો દાતા; શીંદુર અંગે શોભીતુ, મોદીક અમરત આહાર. પીતા પંચાનનપ્રભુ, ગીરજામાત ગુણનીધ; લક્ષ લાભ બે પુત્ર છે, અસ્ત્રી છે સુધ બુધ તેત્રીશ કરોડમાં એ મણી,સઊ પહેલો પુજાય;નવનિધિનામ ગણેશનું રીધશિધ કેરો રાય. હંશવાહની માતા તું, વીણા પુસ્તક પાણ; સાદ કરો માતાશાર સ્વતી, વદયે આપો વાણ;શારદા કેરા ગુણ સ્તવુ, પ્રીતે પુજુ પાય સીંહાસન બ-

ત્રીશમાં,વરણવું વિક્રમરાય;ચુકવ્યો ન્યાય ગોવાળીયે,થયુ ભોજને જાણ;તેણું હેઠળથી કહાડીયું,સીંહાશન પ્રમાણ;રત્ન જડીત કંચનતણું અધીક તેજ અપાર;પાછળ જડી છે પુતળી,પુરણ વીશને બાર.ભોજ લાવ્યો સભા વચે.મેલ્યું રાણીને પાસ;ધજા બંધાવી ધરમની.ઓછવ મંગળ થાય ઘેર ઘેર નોબત ગડગડે,જેમ વિવાદીન અંગ,ટોડે તોરણ બાંધીયાં, રૂડે શોભીતરંગ જોતીક પુરાણીને વેદીયા, મેળવ્યા વીપ્ર અનેક; સીંહાશન આશનતણું, આપ્યું મહુરમ એક રાય ભોજ હરખ્યો ઘણું. જે બોલ્યા બહુ દન; શીહાશન બેઠા તણું,કરવા માંડયું મન સહુ મુહુરત લગ્નજ ભલું,જેણે દીશ;શીહાશન પુજા કરી,પાય નમાવું શીશ.કુમકુમ ચંદન અક્ષત ધરી કીધા દાનને પુન્ય;નગ્ર ભોજન કરાવિયા ભોજરાજ રાજન.વીપ્ર વચન મસ્તકધરિ,બેસવા ઘાલી હામમાં કહી બોલી પુતળી, માંદળી જેનું નામ રાજા ભોજ ન બેસતું, રાય આસન અતી સાર;વીક્રમ સરખા નહી તમો, પરદુઃખભંજનહાર. રાજા પગ ખેંચી રહ્યો.કહો મુખથી વાણ;પ્રાકરમજે વીકરમતણું.તેહસુણુંહુકાન. ચોપાઇ—ભોજ પ્રતે બોલી માદલી, કહુ કથા વીકરમની વળી; એક સમે બેઠા છે રાય, ભરપુરછે પરવ સભાય. બેઠા મોટા પંડીત ઘણા,અનેક જ્ઞાનીઓ તેતણા.કંઇ પુરાણી કંઇ વેદિયા, કંઇક ઉપાસી કઇ ભેદિયા; અનેક જ્ઞાનીને નાટકી, ઘણા હશારત ચેતકી. વળી પીંગળ જાચીક બહુ પ્રધાન આદે સભા તે સહુ; વીક્રમ માહારાજા બેઠા જ્યાંહ, ફરે છત્રકનકનું ત્યાંહ. નાચે અપશરા અપરંપાર, ગુણીજન ગાયે છે ગુણ સાર;પંડીતને પુછે છે રાય,કહો ભાઇ જશ શાથી.થાય,જેથી પામીયે સઘળું સુખ,ટાળીયે માહા દુખીયાનાં દુઃખ આ લોકમાં પોહોચે મન આશ,પરલોકમાંજમ નાવેપાસ.સકળ લોક તે કેમ વશ થાય, તેહ તણો તો શો ઉપાય; ચાર પદારથ પામે જેહ, દુનીયામાં શી વસ્તુ તેહ.દોહરા—બેઠાછે પંડીત સહુ,અવર બીજા મેહેરાણ બહુ એકવસ્તુ કહોમુને. મન વીચારી વાણ.સઉએ જ્ઞાન વિચારીયું બેઠા જઇ એકાંત;વાત પુછી એ વીક્રમે, ભાગવી તેની ભરાંત.

સોરઠો—ભોગ જોગ રંગ રાજ, પરવાશી પ્રપંચ છે તે સહુ ધનને કાજ, ભોગ જોગને વશીકરણ;ધરમ કામ મોક્ષને અરથ,તે સરવેને પામીયે જો ગાંઠે હોય ગ્રથ, ધન સદા બુધ ખરચીયે; જગન પુન્ય માહા દાન, આ લોક તે જશ ઘણો; પરલોકે હરી માન, ધન જેની પાશે ઘણું, ચોપાઇ—વિક્રમ કહે મેં માન્યું સહી.સૌથી મોટી લક્ષ્મી કહી; તે લક્ષ્મી કેમ આવે હાથ,તે વાણી બોલો મુજ સાથ.મનવાંછિત ગ્રથ ખરચું ઘણો. નવ ખુટે ભંડાર તે તણો; તેનો મુજને કહો ઉપાય, મળ્યા છો સઉ પંડિતે કહયો છે ભેદ,કહે રાય ન કરશો છેદ,દ્રવ્ય પામ્યાનો એજ મર્મ,પુરવ જન્મ લખ્યું હોય કર્મ.વળી છે બીજો એક ઉપાય,તે કહીયે તે સાંભળો રાય.વીરનુ યજ્ઞ કહેવાયે જેહ, મનશા સીધ કરે વળી તેહ; સકળ, દેવનું સ્થાપન કરે. ખરચે દામ

આપે મન હરે;તે યજ્ઞ જ્યારે પુરો થાય.આનંદ પામે વઇકુંઠરાય; તે સમે સાગરદાન કીજીએ, તો મનવાંચીત લક્ષ્મી લીજીએ; વિક્રમ બોલ્યો મુકી મામ, સાગર દાન વે શાનું નામ;ત્યારે બોલ્યા સરવે રૂખી, સાંભળ રાજા મહીમત મુખી;એક વસ્ત્રશું નરનેનાર નીકળે ઘર મુકીને બહાર;સઉ સમરણ કરે,તેનો શોચ રૂદે નવ ધરે;સત્ય થાય નદીયોના ધણિ.લક્ષ્મી આપે અનગળ ઘણિ; યજ્ઞ આરંભ્યાનો કરીયે પેર, નોતરૂ મોકલ્યું અરણુવ ઘેર.આવ્યો છે એટલે, મન વાંછીત પામ્યો તેટલે;દ્રવ્ય અધીક આવ્યો જ્યારે, ધરમ પરમારથ મોતાહરે; પંડીત નિવાત રાજા મન વશી વડા રૂશીજી મોટા બ્રહ્મ, યજ્ઞ તણો માંડયો આરંભ; જે જે વસ્ત્ર પુસ્તકમાં નિસરે તે તે અગ્નિધરમાં ભરે. કરયો આરંભ રાજાએ સજ, ધરમ તણી બંધાવી ધ્વજ; નગ્ર તોરણ બાંધ્યાં બારણે, યજ્ઞ સ્મારંભ તણે કારણે; આદ્ય ગણ પતીનું સ્થાનક કરયું રૂદ્રકળસ ગંગોદક ભરયું; બ્રહ્માસન પ્રણીતા સનમાન, નવગ્રહ સ્થાપ્યા તેણે ઠામ;ચોસઠ જોગણી મંડળ જેહ, ભેરવ કુંડ કરાવ્યો તેહ. વાયુ યજ્ઞીને વરૂણ,નાગ પરવત સરીતા સરણ. સકળ સ્થાપના કીધી તીર, વિપ્ર તેડાવ્યો તેહ. વાયુ યજ્ઞીને વરૂણ, નાગ પરવત સરીતા સરણ. સકળ સ્થાપના કીધી તીર,વિપ્ર તેડાવ્યો વિક્રમ વીર.આચરણ છે અમની હોત્રી.લખી આપી તેને કંકોત્રી કહ્યું રાએ સાંભળો રૂશી રાજ,જાઓ સાગર નોતરવા કાજ; મોટાં માણસો આદ્ય રતી સ્તુતી કરજો અમારી વતી;કહેજો ઉજેણી પતધરો, વીક્રમ યજ્ઞ સફળજ કરો; આવેતો તેડી લાવજો, કરી નુતરૂ પાછા આવજો. વિપ્ર મોકલ્યો સાગર ઠામ,રાજા થયો પોતાને કામ; જવ તલધૃત પંચ મરૂતખીર,કરે આહુતિ વીક્રમ વીર.નવેગ્રહેનાં આપ્યાંદાન દેવતાઇ રચના સનમાન; જોગણી સોને આપીયો ભોગ,એ ટાળે દુખ વ્યાધી રોગ; જેને જે ઘટે તે ધરયાં,તેને મન ગમે તેવાં કરયાં;મહા ઉલટ ભેર વાધ્યો રોગ પછે થયો ત્યાં પુરણ જંગ;રાએ પુરણાહુતી કરી, પછે દાન દેવા મતી ધરી.

દોહરા—તેડાવ્યા જાચક ઘણા.વળી તે દુરબળ જન;તે મળીયા નવખંડના જેને ધન લેવાનું મન. રાજા પુત્ર પોતા તણા, વળી તે ઘરની નાર; એકેક વસ્ત્ર અંગે નીસરયા ઘરની બાર;હસ્ત ઘોડા પાલખી, અર્પણ ગ્રથ ભંડાર; કરનારપણ સરવે કરયું, ક્ષણુ ન લાગી વાર; જેવું કરમ છે. તેવું પામ્યો તેહ, પંચ રાત્ર જ્યાં રાય ઘેર. કંચન વરસ્યો મેહ. તે શોભા જોઇ વિક્રમે કર્યો યજ્ઞ દઇ દાન; કરપી તો છોડે નહીં,શોમજ છુટે પ્રાણ ચોપાઇ—કરયો યજ્ઞ તે વિક્રમવીર,વીપ્ર ગયો છે સાગરતીર પંથ ચલાવ્યો મનનિ આશ,ગયો આપ સાગરને પાસ,જઇ સાગર આ વાહન કર્યું ચોખા ચંદન સ્તુતિ કીજીએ. જોડી હાથ માગી લીજીએ તેડે છે પૃથ્વી પતી રાજ, તમે ત્યાં આવો મહારાજ;કરે જાગ વિક્રમ રાજન, તમ દર્શનનું અદકુ મન, કહા છે બહુ અધિક વિવેક,તે હુકમ કહુ જીવ્યા એક,સ્તુતિ તે બ્રાહ્મણે કરી,સમુદ્ર મગ

ટયો રૂપે ધરી. હા ભાઈ તું તેડવા આવિયો,તે મહારા મનમાં ભાવીયો;રાજા પ્રત્યે પુન્યજ કરે, તે દેખીને હઈડું ઠરે. વીક્રમ જોયાની ઇચ્છા,ઘણી,માહારે હોંશ અદકી તે તણી; અનેક કરોડ તિરથ મુજ માંહ, કેમ આવું હું એકલો ત્યાંહ. દોહરા—મુજ માંહી વસે મછ કછ. જીવ અનેરા જંતઃતેતો મન ઉચ્છે ઘણું,એઈએ વીક્રમ સંત ઇશ્વરને વાહાલું નહી. વીધા વાત કે રૂપ; નહિ ડાહાપણ નહી ચાતુરી.નહી તિક્ષુક નહી ભુપ,અતી વાહાલાક્ષ્મો પ્રમારથી, બીજો એકતાતાર;ત્રીજો ભક્ત વાહાલો ઘણું, ચોથો અસુર અપાર.સાચો વાહાલો સરવથી, જેનું કોમળ મન; માટે દરશન ઇચ્છીએ, એવો છે રાજન વિક્રમને જઇને કહેજો અહીં આવે તું આજ;જીવ સૌ દરશન કરે,તો સરે સર્વના કાજ માટે કહો જઇ વિનતિ,સુર પુરૂષ મહાધિર;મુજને દરશન આપવા આવજો માહારે તિર. દુખ ભાગે કંઇ જન તણા પરદુખ ભંજન નામ. એવું જાણી રાયજી,કરો હમારૂં કામ. ચોપાઇ—ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાણ.સાંભળ સાગરતુ અજાણ; તુને તેડવા આવ્યો હું, મુજ સાથે આવે નહી તું. વીક્રમન કરે માહા મોલ ઋડા સાગરને અદકી રીશ, ભમર આપ ચડાવ્યાં શીશ;જેમ જેમ રાજા મોહોટો કરયો, તેમ તેમ તું અહંકારે ભરયો.મોહોટે પણ આખર માનવી મુજ તોલ આવે મનહવી;દીધી વિપ્રને ગાળો બેચાર,રહીશ ઉભો તો ખાઇશ માર ઉતાવળો રાય આગળ જજે, થવાય એવા તું તો થજે;જયાં હું તો નવ પ્રસન્ન થયો,તારો યજ્ઞ તો એળે ગયો;એમ કહીને હુંકારો કરયો, કહેજે અરથ તાહરો નવ સરયો;બ્રાહ્મણ ક્રોધ કરીને વળ્યો,આપ ગામને પંથે પળ્યો પુરો યજ્ઞ થયો જેટલે,બ્રાહ્મણ ઘેર આવ્યો તેટલે;રાજા છત્ર ફરે છે શીશ. જઇ વિપ્રે દીધી આશિશ; કહો કયાંથી આવ્યા માહારાજ, શું મુજને તુતરે મોકલ્યો તમો, સાગર પાસ ગયાતા અમો; તેમાં નીર અખુટે ભરયું, મેલી ચોખા તુતરૂં કરયું;મનશા રૂપ કોપ્યો તે થઇ.મેં વાતો તમારિ કહી મહારાજા કરે છે જાગ,તમને તેડવાનો છે લાગ,ત્યારે તેણે કરિ છે રીસ ગાળો દીધી છે દસ વીસ; મુજને પણ દીધી બે ચાર. તેને આવ્યો અતિ અહંકાર,ક્રોધ-થી બોલ્યો વાણીયો. જા કહે ઓળુ છું પાણિઓ;ના આપ્યો પત્રજ મુજને એક, ચુકયો ઘરનું કામવશેક.તે સ્થાનક મુજને વામીયો;દક્ષણામાં ગાળો પામીયો;માહા-રાજ સરખા દીશો વાન. તો ઉતારો એનું માન તેને નમાવો જો તમ રાય,તો મારૂ મન શીતળ થાય.

દોહરા—વાત સુણી તે વિપ્રનિ, મન હરખ્યો રાજન; આસ્વાગત કીધી ઘણી, બોલાવો મુની જન.અરણુવ પીજાવું સહી,વિચારયું વિક્રમ વીર; શેન્યા તે ત્યાં શું કરે, જેમાં ઝાઝુ નીર; સોંપ્યું રાજ પ્રધાનને,તેડયો વીર અગેઇ ગયો રાજા એકલો, રાખી સાગરશું ખેદ કોને વાત કહી; નહી મનમાં રાખી ધીર; ઉપાશીક ઇષ્ઠ દેવને, આવ્યો સાગર તીર. દીધી આણ ઇશ્વર તણી,સાહ કરયા દસ બારાજે કાંઇ

બળ હોય તુજ વીખે, તો પ્રગટ આવ આ ઠાર. નોહે બ્રાહ્મણ બાપડો, જેને દીધી ગાળ; મારી સંખે શું કરે,તે તો બોલ્યો પાળ.સુણ્યો બોલ અહંકારનો, માનવીમાં સુરરત.પોતાને રૂપે કરી, સાગર આવ્યો તરત.

ચોપાઇ–દ્રષ્ટે દ્રષ્ટ બેઉ જણ મળ્યા,રાયે દીઠો સાગર રૂપ; સિંધુએ દીઠો છે ભુપ યજ્ઞ તણી મેં માંડી પેર.કેમ ન આવ્યો મારે ઘેર,તે વાતનું કારણ કહો, આવો કે સુખ અહિં રહો.ત્યારે બોલ્યા સાગર સિંધુ, સાંભળરે વિક્રમ મુજ બંધુ; અમે તેવો પણ માનવી તું, કેમ આવું તુજ દેશે હું; રત્નાગર તે માહરૂં નામ, કરૂ અણચિંતવ્યાં ભારે કામ.સરવ સરીતાનો ભરથાર, માહારાં પ્રાક્રમ અપરમપાર. સહુકો આવે માર પાસ,હું નવ કરૂં બીજાની આશ.વસે ત્રિસ્થ મુજ માંહે ઘણા.રત્ન કોટી ચિંતામણિ તણા.વાત અરણવ કેરી સાંભળી, મનમાંહે ગયો પરજળી; જે આણે અદકો અહંકાર, તેનું નામ મોહોટા ગુમાર. દોહરા–રત્ન કાહાડયાં શુજ નેમથી, બાંધ્યો કરીને ચોર.મુકાવ્યો મહાલક્ષ્મીએ, કયાં ગયું તાહરૂ જોર.અગસ્ત જ્યારે પી ગયા સુનાકીથી ઘાટ તારૂ જોર તે કંઇ ગયું, પુંઠળ બાંધી પાજ. કહેતો વળી કહુ ઘણાં જે બોલે પુરાણ. વચન એવાં સાંભળી, મન ખીજ્યો મેરાણ.

ચોપાઇ–જા જીવતો છાંડુ મુજ તીર, નહિતો હવડાં બોળુ નીર;પૃથવિ બધિપાણિએ સજુ, મુજ આગળ તાહરૂં શું ગજુ.સતાવાદી મારે સાંખીયે,નહી તે મહાન દોખીએ;માંનાં વચન લાગી રાડ, પોતા તણી ભાગી છે આડ. વિક્રમ રાયતો જોઇ રહ્યા,અરણવ તો અલોપજ થયા;મારી છોળને વધ્યું નીર તાણ્યો જળમાં વિક્રમ વિર; થયો આકળો પાણી માંહ, વરૂણ સમરણ કીધું તાંહ. મુખથી મંત્ર વરૂણનો કહે ઉદક અંગથી અળગુ રહે જળને કોપીયો વીક્રમરાય,મહા કોપ સાગરને થાય કછ કછને મોહો અગ્નિ,તે પ્રત્યે પછે વાણિ કહી; રાજાને અદકુ મારજો, પ્રાણ દેહમાં ઉગારજો.

દોહરા–રાજા દુખ પામ્યો ઘણું. નવ સહેલાણી ઘાત; ધાન ધરયું વૈતાળનું,સમરી હરસીધ માત. આદ્ય ચકત તું ઇશ્વરી,મંમાયા પ્રચંડ;ચાચર દેવ્યા ન૧ ખંડની, વ્યાપી રહી નવખંડ. ઉરજન પાલણ સંહારણી, સ્થાવર જંગમ હોય; જો પાસુ તાહર, ગાંજી ન શકે કોય, તુ તુળજાને તોતળા, હીંગરાજ હરશીધ; અબાઇ આરાસુરી અંબિકા,બળધારી બહુચર બિર.

સોરઠો–દાતા નવ નિધાન,અડસઠ લોચન અરબુદા;ગુણની ગીરી સમાનમાહ કાળી મહા સરસ્વતી અષ્ટ સતે વેરઇ, છપન વરોડ સામુડ છે; નવ કરોડ કાત્યાઇ ગીરૂ૧ તે સરવ તું દોહરો–પશુ પંખીને વનસપતિ,માયા મોહ અહંકાર; સકળ રૂપ તું ઇશ્વરી, નોધારા આધીર. ચોપાઇ–શક્તિ કેરી સ્તુતિ કરી,પ્રસન થયાં ત્રીપુરા સુદરી,મુજ સેવકને દુખજ.દે,સુખે એ કચમસાગર રહે. તેડાવ્યા વાયુને અગન બેય

આવ્યા સમીપ માતાને ઘેર;સકળ પદવી પામ્યા અમો હેત કરિ તેડાવ્યો તમો;શેવકને આજ્ઞા દીજીએ કરજોડિ અમો કીજીએ, કહે પ્રથવિને કહે છે રવિ, વાયુ કહે નાંખુ ફેરવિ;અગ્ન રહે છે પ્રલેકર, દો આજ્ઞા મસ્તક ધર. દોહરો—ચડા કહેછે દેવને, સાગરતિરે જાઓ;સાગરને બાંધોજઇ,મુકાવો વિકરમ રાય. મુકો બધાનિરને, પ્રગટવો માહાત્માય;તોડો માન સાગર તણું,વિકરમને લાગે પાય, વાયુ જળ ઉડાડીયું લેઈ ગયો આકાશ; પછે પાંવક પરજળ્યે, દવ લાગ્યો ચોપાસ. મછ કછ સહુ તરફડયા, નવ શેહેવાણિ જવાળ; અરધુલ કીધો આકળો, જાણ્યું ખુટયો કાળ સાગરમાંના જીવતે કરે ઘણા પોકાર; તેવામાં જઇ આગીયો, દે આગ્ય તણો માર. પડયો ત્રાસ ત્યાં અતિ ઘણો,નાઠા સઘળા જંત,વિક્રરમ આવ્યા બારણે,કીધુ બળ અનંત

ચોપાઇ—દીઠો અગ્નિ ઠામોઠામ, સાગરે તો મુકી મામ;વાયુ જેમ આકાશે પુઠે પાવક અગ્નિ કરે. એકે વાતે ચાલ્યું નહી. કરજોડિને આવ્યો તહિં;રેહ રેવહને અગ્નિ પુછું હુ,મુજ સાથે વઢે કેમ તું;વાયુ કેમ ભેદે છે આજ;વઢતા તુજને કયમ ન આવેલાજ; કુણ દિવસનું છે તમ લેહેર,વઢવા આવ્યાછો મુજ ઘેર. દોહરા—શાગર પ્રત્યે બોલીયા, વાયુ અગ્નિ બે બાણ, કોપ્યા હરસીધ માડા,તે લેશે તુજ પ્રાણ.વિકરમ સેવક ચંડિનો, ઈંદ્ર તણા કુમાર; તેને જઇ પ્રસન કરો, સુખ પામો આકાર. તારવિના શીધ્ધિ નહિ, કરો કરોડ ઉપાય. વિનવ રાજા વિરને,તો તમને સુખ થાય. ચોપાઇ—વચન સાંભળ્યાં એવાં શરમ,સાગરનો તજાવ્યો ગર્વ;જોડયા હાથ ધરણી એ રૂપ; આવ્યો જ્યાં બેઠોછે ભુપ. તમો મોહોટા પ્રથવિપત ધણિ. મેં અવગણના કીધ ઘણિ; તાહારે પર દુખની છે રીત, મુજ સંગાથે કરીએ પ્રીત. શાનો ખાર રાજાને સાથ. વળગ્યાં બાંહ શાહીને હાથ.

દોહરા—અગ્નિ વાયુને આપી સીખ,તે થયાં તેને ઠામ;ફીરપા કરી મુજ ઉપર આવો ઉજેણી ગામ. યજ્ઞ સફળ માહારો કરો,થઇ મારા મહારાજ;સાથે આવો માહરે, રહે માહારીલાજ. ચોપાઇ—સાગર કહે સાંભળ તું ભ્રાત; મુજ આવ્યાનિ કહુ એક વાત; લક્ષ કરોડ મુજ માંહે જંત,તે યજ્ઞનો જો આણો અંત,હું આવું તમારે ગામ, જીવ તરફડી મરે આ ઠામ; જીવ સહુનિ હત્યા લેશ તો જને તેડી જા દેશ; તુજ સંગાથે વહું છું, તેનું દુખ નવ આણીશ તું.

દોહરા—સાગર કહે સુણ રાયજી, સંદેહ મનનો મેલ; થાઉં ઓશીઅલ તુજને, આપુ તુજને તેહ. જેથી કામ થાએ ઘણું, પોહોંચે મનની આશ; પાંચ રત્ન પ્રતાપ વંત, તે છે માહારે પાસ; દેવ સહુને દુરલભ ઘણાં, રત્નાકરનુ સાર; તે રત્ન આપુ તુજને પ્રાક્રમ અપરમપાર. તે રત્ન મેં સીંચાયાં,માટે રત્નાકર નામ પ્રસન થઇ તુજને, મુકી મનની મામ.

ચોપાઇ—એમ કહિ પાતાળે ગયો,ઉલટ આપ મન માંહિ થયો; રત્ન રાખ્યા તં

વઈકુંઠ વાસ ભાવે કભાવે જે સાંભળે, પાંચે પાતીક તેનાં ટળે વીક્રમશેનનું શુણે ચરીત્ર, પરીયા સાત સુધી પવિત્ર દોહરો—પાંચ પાપ પ્રલે કરે, લેતાં એનું નામ; એવો જે દાતા થશે, બેશે આણે ઠામ; એહ કથા સાંભળી આપશે, અન વસ્ત્ર બહુ દાન; આલોકે સુખ ભોગવે, પરલોકે હરી માન એવું કહીને પુતળી આપે ગઈ આકાશ; એહ કથા પુરણ થઈ, કહે કવી સામળદાસ શ્રોતાવકતા સાંભળો, કહે કવીતા કરજોડ; એકવાર સહુ બોલજો જયજય શ્રી રણછોડ.

ઇતિ શ્રી નઉકાની વારતા સમાપ્ત.

## મેના પોપટની વારતા.

વ્રંદા નામની પંદરમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાનમઃ ચોપાઈ—શ્રી ગણપતીના પુજુ પાય, શુદ્ધ બુદ્ધનો સ્વામી રૂડો રાય;શીધી દેયણ સુખદાતા દેવ,સુખ કામ સદા સુભશેવશુભ મતી દે સદા સરસ્વતી, મયા કરિ દો નીરમળ મતી; કૃપારસના જ્યાહરે,કરૂ ગ્રંથ ગરૂઓ તાહરે. સહુ કવી આગળ કરજોડ. કહુ રખે કોઇ દેતા ખોડ;ગણ અક્ષર લહુ નહી ભેદ, ક્ષણું માત્ર નવ કરવો ખેદ. વાયુ વશ તૃણ જેમ જાય, કહેવા માત્ર છે મારિ કાય; કરતા હરતા ઇશ્વર ધીસ, સમરણ કીધું શ્રી જુગદિશ. ભોજરાજ ભારે ભડ ભુપ, અતોલ તેજ અધીપત રૂપ; ભાગ્ય પોતાને મન ભાવીયો,લાખેણું આસન લાવીયો; હરખ ધરી ઘણું મન હેત,લાવ્યો આસન સભા સમેત;જોઇ મુરત લાખેણું લાગ; જુગતે માંડયો જમણો પાગ. સહેજે સ્પર્શ કરે જેટલે, વ્રંદા નામ બોલી તેટલે;ભુપત ભોજ ન તું કરીશ ભાર,વીક્રમ સરખો નહી દાતાર,પારકુ દુખ દેખીને દાજ, પરકાજે કરે તન તાજ;તેવા થાઓતો પગજ ધરો,નહીતો પ્રીતે પુજા કરો; પગ ખેંચી જોડયા બે પાન,કહો વીક્રમ મહીમા ગુણવાન;પ્રીતે કરી બોલી પુતળી, ભોજ રાજા લે સાભળી. દોહરા—વ્રંદા કહે તું ભોજ સુણ, સાંભળ્યું હશે તારે કાન પુછી જુઓ પુરાણમાં, જે લખ્યું છે પાન. મેં જાણ્યું ને હું કહુ, મુદામ મુકી જેમ; બીંદુબધ સમુદ્રમાં,તેહ પ્રકારે તેમ;ઉજેણી અતી રળીયામણું, નવતેરી નીજ નામ પવીત્ર ભોમ્ય તીરથ તપ,ગુણસાગર એ ગામ.મહકાળેશ્વર મહા જતી,શક્તિ સાચ હરસીધ; બાવનવીર બુધ આગળો, અષ્ટ સીધ નવ નીધ ગુણવંતી ગંગા નદી, ક્ષીપ્રા નીરમળ નામ; અધીપત ઉજવળ અતી, નીત કરે પરકામ; દુઃખનવ વ્યાપે દેશમાં, સુખ સાગર પેર, લીલા લેહેર લક્ષ્મી ઘણી, મહીપત મનમાં મેહેર.આનંદ નીત નીત અતી ઘણો, એક વાતે નહી નુન્ય;સઉ લોક એવુ કહે, જે કરીએ ઝાઝુ પુન્ય. એક સમે રાજા ચડયો, સેન્ય સહિત શીકાર; દેઇ દદામાં દુદભી, અલબત્ત અપ્રમપાર. અસ્વ અધીપતે તેડીયો, ગયો તે વેગળે વન; બીજે મારગે સેન્ય વળી,

કોઇ નજાણે અન્ય. દવબળતો દિઠો જ્યાંહ, રાજાપોતે પોત્યો ત્યાંહ; નાસેજનાવરો દોહદશા, મહીપત પોત્યો ત્યાંહ. કઉતક દીઠું કારમું, રાજાએ તેદિશ. પોપટ છે એક પીલડો રાતી મણીછે શીખ નાહ્યો જઇ નદી વીશે, ધરયું ઇશ્વરનું ધ્યાન;દવમાં પડવા દીલ ધરયું, મનસાસીધે માન; વીચાર કરયો મન વીક્રમે,પંખી નાઠાં જાય; પોપટ કેમ ધાસે રહયો, એનો અચરજ થાય. સ્તુતી કીધી તેણે સુરજની, પડે અગ્નીમાં જેમ. માં માંકહીને સમ દીધા, છે સહસ્ત્ર કસમ;ઇશ્વર આણ છે તુજને,રામ દવાઇ રાખ; જો પડે તું દવ વીખે, તો શ્રી સુરજ સાખ, પોપટ તો પડયો રહયો, બેઠો વીક્રમ હાથ, શા માટે તેં સંમ કરયા બોલ્યો તેની સાથ;જા મારગ તું તાહરે, પરવર પ્રૌઢે પંથ; હું મારી હુંશે બળું, તાહરે શાની ચંત.સતવાદી કહે સત સુણો. આપ હત્યા કરે આજ; કીયા છોકરાં પરણાવવાં, કીયું જાયછે રાજ; કીયાં વહાણ તુજ બુડીયાં, કે બુડયો વહેવાર; કયાં કલંક માથે ચડયાં, કીયો પડયો મુજ માર; વનમાં નીત્ય ચારો ચરે, પીયો નવાણ નીર.કીયા દુખથી દેહ તજે,સહેજ વાત શરીર; પોપટ કહે પુછયા તણો; તાહરે સાનો અરથ;દુખ સુણી શું પામશો,ગાંઠ ઘણેરો ગ્રથ;જે કામે તમે આવીયા, તે કામ કરીને જાગો. આપ દુખ જે કો કહે,તેનું મુરખ નામ;સાંભળીને તું શું કરે, કરી શકે મુજ કામ વચન આપ્યું તે વિક્રમે, સાત પરીયાનો કોલ;ભાગુ સંકટ તાહરૂં, સત વચન તું બોલ, ઇશ્વર આણ સાચું કહે, પીછું અમો,પ્રથમ તમારૂ નામ;કયાંથી આવ્યા કોણ છો; કયાં વસવાનો ઠામ. નગ્ર ઉજ્જેણી નરપતી, વિક્રમસેન વડવીર;સેવક ગઉ બ્રાહ્મણ તણો, ધરમવંત ઘડ ધીર. સવારનો હું શીકારને, આવ્ગો આ વન; અસ્વ ખેંચી ઉભો રહયો, તજતા દીઠા તન. આદ અંત ઉતપત લગી, કહેતું વીગતવાત; સુખ કરે તને સહેજમાં, મોટી હરસીધ માત.

ચોપાઇ—કહે શુક સાંભળ મહારાજ,મહારા દુખ કેરૂં એ કાજ;અથઇતી તણિ કહુ કથા, જે મને વિતિ તે વ્રથા.રાજવતી નગરીનો ભુપ, ભુપત સંગ એક ભારે ભુપ; તે નગરનો શેઠ સુજાણ, પદ્દમચંદશા તેનું નામ, પુષ્પશેન તેનો સુત હોય, બત્રીશ લક્ષણો જુગતે જોય; તેને મુજશું અદકી પ્રિત,વીનોદબાત કરે બહુ રીત. એક સમે બેઠાં એકાંત, કહી વાત ભાગી મન ભ્રાંત; વીધાત્રાએ લખ્યું કયાં હશે, મારો વીવાહ કયાં થશે;મુજમાં તેનું જ્ઞાન છે ઘણું, મેં કારણ કહયું તે તણું. મછાવતિ નગરી છે એક,મનશંગ મહીપત વીવેક, ટેકચંદ શા તેનો શેઠ,પદ્દમ લોચના પુત્રી એક;ત્યાં વીવા થાશે તાહરો, સાચો બોલ માને માહરો; તે કન્યાની પાસે રહે;મદન ચાહની મેના કહે તે મેના પણ ચતુર સુજાણ તેને મન પાણ આવ્યું જ્ઞાન પદ્દમ લોચના કહે મેના સુણ પુછુ વાત જાણો તે ભણો;માહરો વિવાહ મળશે કયાંય તે જાણો તો કહોને એહ,મેનાએ કહયું તેહ,પુષ્પચંદનું લીધું નામ;વાધ્યો હરખન લ-

ક્ષણ લહ્યું,પદમણિએપીતાને કહયું.શ્રીફળ મોકલ્યુ દઇમાન,આ પુરણાવ જુગતેજાણ તેના લેખની રીતી કરી, તે વરને કન્યા વરી. કન્યા વળાવી તે સાથમાં હોંશે મેના આપી હાથમાં; હેત પ્રીતને ઉલટભેર, આવી આપ પોતાને ગેર. કનક પાંજરૂં પોપટ તણું, નગ્ર શેઠને હેતજ ઘણું, મેનાને મુકી ત્યાં ગયા, એકઠા સુક સારિકા રહયાં શુભ મેના દીઠી તે ઠામ,વાધ્યો પોપટને મન કામ; જોરાવરી જારી નવહોય, કામની સાથે કરે ન કોય કાલાવાલા કીધા ઘણા, વનીતા રંજીત વિખ્યાતણા,મેના કહે તુજ સામું જોને નિશ્ચે પ્રાણ-તું તાહરો ખોય. મુજ સામી જોડે આંખ, તોડી ન ખાવું તાહરી પાંખ, અરસ પરસમાં રાડે રીત, ઘડી એકમાં કરે બહુ પ્રીત; નરકે નારી કામવશ હોય, તે વેળા-નવ દેખે કોય. ધરમ કરમ કોઇ નવભણે. છપો–સો કાયર એક સુર. પહેલા તો તે પણ નાસે કાજળ કોટડી માંહ, ત્યાં ડાહયો થઇ બેસે. સંગત જેને જેહ, તેહને પગલે પાસે; અડે રેખ ઘણું ખરો, પથ-બીજું કાંઇ બેસે કામની સંગ પુરૂષ, કામ વશ થાએ સહી; શામળ કહે સજને પુરૂષતે પરનારી નેહ કરશો નહી,

ચોપાઇ–તે પોપટને વાધ્યો કામ; ચુકયો ચીનથી તેણે ઠામ, જોરાવરી કરીતેણે જાર, કોપી તેનો મેના નાર. પ્રાતુસકાળ થયો જ્યાહરે; સહુ સુતાં ઉઠયાં તાહરે; લીધી નારીએ મેના હાથ, શેઠ બોલ્યા પોપટની સાથ. એક ખેદને પ્રીતજ ઘણિ બોલાવવા માંડી આપણી; ત્યારે મેના બોલી ત્યાંહ. બેઠી નારીના કર માંહ. ગુજ વાત ભણીને કહિ. રાત સમે વીતક જે થઇ; જો પોપટને મારે તું,તો તારે ઘેર આવું હું મારા વ્રતનો કીધો ભંગ, અથડાવ્યું અમારૂં અંગ; તે પોપટને શુળીએ દો નકર મારી હત્યા લો. કારણ રાત તણું, જે થયું, રાણિએ રાજા આગળ કહ્યું; તમને પોપટ વહાલો ઘણો, મહા અન્યાય પડયો તે તણો. તોળો ન્યાય તે અક્ષર આંક, બેમાં તે કોનો છે વાંક; નર નારીમાં કોણ દંડ, દેવા ઘટે તે દિજે દંડ શેઠ કહે શુક સાંભળ વાત, સાચુ કહે શું વિત્યુ રાત, આપણ બે છઇએ એકાંત સાચુ કહે નવ રાખીશ ભરાંત; કહે પોપટ સાંભળ મહારા વાત કરતાં આવેછે લાજ રાત એક પાછો રહયો, પરેમદાને કામ પેદા થયો; આવ ભાવ કટાક્ષે કરી, મુજને તો લીધો છેતરી. નારી આગળ શું નરનું જોર. કીધો ચંતનીએ ચોર; રાણી આગળ થાએ સતી, વાંક નથી અમારો રતી, કહે શા શેઠાણી સુણો, શાએ ગુણ ભેદ વીણ ભલો; તમારી મેનાનો છે વાંક, ચુકાવ્યો પોપટ મારો રાંક, જુવતીજુઠી નીશ્ચય હોય; પુરૂષ વાંક નવ કાહાડે કોય, શેઠાણી કહે મેઢાં સુંદરી, કંથ આગળ મેના જુઠી કરી, કહે સારીકા પુરણ પેર, પુરૂષ બુંડ છે ઘેરઘેર, નારી નર સાચું સાંભળો મુકીદો મનનો આંબળો; હું પુરૂષ તણી કહુ વાત, જુઠી જાણજો નરની જાત, લખનારો તે એય ગામ, નારસંગ નરપતનું નામ;લખશેરીમાં ધનશાવશે,ધન

ક્ષય નામે તન એક તસે, પુષ્પક પાટણનો રાજન,શુભ સકોમણ તેનું મન; મલુક ચંદશા મોહોટો શેઠ, પરેમવતિ પુત્રી એક પેટ. ધનક્ષય સાથે વિવીાકીધ, શ્રીફળ સોંપી કીધુ સીધ; કુળાચાર રાજસ ગુણ રીત, પરણાવ્યાં વરકન્યા નીત, મીનારક આવ્યું તે પેર. કન્યા રહી પીતાનેગેર,ત્યાર પછી જે વીત કથાય, તે સાંભળો કહુ છું માય. દોહરા—વર તણો પીતા મુઓ,ગયો વણજ વહેપાર;કપુત ઉઠયો કુલક્ષણો અવગુણ અપરમ પાર. રમે જુગટુ કાંકડા. ગુણકાના ઘેર જાય. દામ સઘળો દેશવટ ગયો,કપુત જણાયો કાય;વેચ્યાં મંદીર માળીયાં,વેચ્યાં વસ્ત્ર શણગાર વેચ્યા ચોપડા ચીતથી, ખોયો નગ્રમાં કાર, અંતન મળે ઇદર ભરી, ન મળે દમડો દામ; અન્ય અધરમ ચાલે ઘણો, કરે કુડાં નીત કામ. દામ જતાં દુનીયા ગઇ, સગપણ સહુ સાથ,એક બુદ્ધી આગળ ગઇ, આવી અદક્ષી અનાથ; ગયો ગામ સસરા તણે, દીધા તેને માન; ભલે.શેઠ પધારીયા,આપ્યાં ફોફળ પાન;વસ્ત્ર વિવિધ ભાતનાં,ખાત પાન રીધ રીત; જમાત્ર જાણી જુગતશું, પુરણ કીધી પ્રીત, રાખ્યો પુરણ પ્રીત શું. અવધ એક જ માસ સાસરવાળે સવજ કરયો,અતિ આનંદ ઉલાસ. સામા વળાવી સાસરે, કોડ સાથે કંથ કોઇ બીજુ કેડે નહી, પરહરીયાં છે પંથ શામાને છે મહા સતી; શરોમણ સુંદર રૂપ સતી પાળ પતીને કરે. ભક્ષપણ કરી ભુપ. વીશ દીવસ થયા વાટમાં આવ્યું અરણવ ત્યાં એક.વિચારયું મન વાણીએ, વીપરીત વાત વિવેક. દેવું થાશે દોહધું,રહેવા નહી ઘર સુત્ર; ચરચા જોશે ચંતિની,નગર શેઠનના પુત્ર; લાજ જશે મુજ લોકમાં,કરે કામની, વાત મુજ ઘેર નહી રહે મનની, જાણશે એનો તાત. કંથ કહે સુણ કામની, સોંપ મન શણગાર; વાટે વિઘન હોએ ઘણું, તસ્કર અપરઅપાર. ઘરેણાની ગાંસડી;રાખી પોતાને પાશ પાળો પોતે પરવરયો, પ્રેમદા પુઠે પાય; મહા વનમાં એક કારમો, મોટો આવ્યો કુપ પાણી પીવાની મશે, ભામની સાથે ભુપ. કોડે કાડે કામની, પીઓ કથંજી આંહ; કોટ ઝાલીને કામની, નાંખી કુવા માંહ. નગર તેનર તણું, પ્રિત આપણી પેર; કેટલે દહાડે આવીયો. ઘણો પાપી તે ઘેર. કાંઇક ખોયુ જુગટે. કાંઇકિ દેવું કીધ; કાંઇકિ ગુણકાએ હરયું, વળી તે લીલા કીધ.

ચોપાઇ—કામની તે કુવામાં પડી,ઘણુ દુખ પામી તે ઘડી;સંકટ પડે તે જાએ કહી થોડા પાણીએ બુડી નહિ; પ્રણેકાર તણી છે આય, દોહવા દીવશ થયા છે પાંચ. વટેમારગુ તે બારણે આવ્યા જળ પીવા કારણે; દીઠી નારી કુપે પડી તતક્ષણ કાઢીતેણે ઘડી; દીઠી રૂડી રાજ રતન, પુછયું તેને ઠામ વતન, ગામ નામ પીતાજી તણું, હસ્થ જાણે તું છે ઘણું. દેહ દુખ વેઠતી જાય; પીયર નગ્ર પીતાના માહ; મલાન વસ્ત્ર દુરબળ દેહ, નારી ઉપર સૌને નેહ; વેગે કહી વધા મણી વાત,હરખ્યા માત તાતજે ભરાત;એકલી તું કેમ આવી પંથ,કયાં ગયો કામ

ની તું જ કંથ; કયાં ગયા તાહરા શણગાર, કયાં ગયાતે વસ્ત્ર ભંડાર.સામાટે થઇદુર બળ દેહ, તારૂણી વાત માંડી કહો તેહ.માનની કહે સુણ માડી વાત,કહુ વીતક મા હરૂ હો માત; સ્વામી સાથ ઘણું માહરો, શાણો શુભદીલથી ડાહરો;કરે ચાકરી મા હરી ઘણી; તન મન ધન એ તરૂણી તણી. પાણી માગુતો દીએ દુધ, સપુત શાહ પુત્ર એ શુદ્ધ. મળ્યા તસ્કર વીશમ વાટમાં; ઘણો સાથ લુટયો ઘાટમાં વનવન ફેરે નવ મળ્યું;કષ્ટ કંથતણું નવ કળ્યું;કોણ જાણે ધણી કયાં ગયા મુજઉપર કરતાબહુ દયા; ભલે આવી તું મહારી બાઇ લીધાં ઓવારણાં સરવે ધાઇ; આપ્યાં વસ્ત્ર નવા શણગાર, ભરથારનો નવ ખોયો ભાર, કંથને નવ કુડો કહયો. દુધદાવાદળ દેહે સહયો તરૂણી ત્યાં ઠરીને રહી, પુરૂષ તણી ત્યાં શી ગત થઇ, અભાગીયા પાસે શી આથ, કોડી એક નહી રહી હાથ. વરસ અઢી થયાં જયાહરે, મન વિચાર કરયો તાહરે,કા મની તો કુવામાં પડી, ગયો હશે જીવ તે ઘડી. વનમાં જે હકીકત હોયે, તે તો ત્યાં નવ જાણે કોય, લાલચ લેવાના આશારે, પાછો ફરી જાઉ સાસરે,દહાડા દશ વીશ પરૂણો રહુ, કુશળએમ ખબર જઇ કહુ, સાસરવાસો દે બહુ પેર,કપટ કરીને લાવુ ઘેર એમ વીચારી ચાલ્યો જાય, આવ્યો સાસરા મંદીર માંહ. મંદીરમાં પેસે જેટલે, ત્યાં જુવતી દીઠી તેટલે;દ્રષ્ટેદ્રષ્ટ પોતાની મળે,અચરત પામી પાછોવળે દીઠો કામનીએ તે કંથ પાછો પરવરે, પંથ હેત ધરીને ઝાલ્યો હાથ;મહારાજ માહરી સાંભળો વાત રખે રાખો મનમાં સાંભળો, સાચી વાત માહરી સાંભળો,તે ચોથ ડીયુ તેવુ ગયું; જેમ લખ્યું તું તેમ થયું, એમાં નથી તમારો વાંક, લખ્યા હશે વિધાત્રાએ આંક; સાચી વાત અહીંયાં કહી,નથી બીજી બનાવીછે તે કથી મેં રાખ્યો છે આપણો ભાર નથી જાણતુ કોઇ આઠાર. સુખે તમે મંદીરમાં જાઓ શા માટે ઓશીઆળા થાઓ, ડાહી એમ શીખામણદીધ; પેઠો મંદીર કરીને પ્રીત.ભેટયાં સાસુ સસરો સહુ, કુટુંબ સહોદર મીત્ર બહુ; ભલે ભલે સહુ બોલ્યા બોલ.વજડાવ્યા છે ત્યાંનો ઢોલ;દીધાં વધામણા ઘાડાં ઘણાં,હરખ્યા મન સહોદર તણાં;ઘેબર જલેબી ઝાઝાં જન, ભાવથી કીધાં ભોજન; વાવા વસ્ત્ર આપ્યા શણગાર, બીજી અલખત અપ્રમપાર; એકાંત પોઢે સુંદર સેજ નારી નરને આણે હેત;.વીત્યા દન એમ દશને બાર, વણિક પુત્રે કરયો વીચાર.

દોહરા—કુપમાં નાંખીતી કામની, માથે મોટી ખોડ; વીસરવા નહી વીસરે, જુવંતીને મન જોડ. ઓશીયાળો રહેવું અતી; મળી નારશુ મીઠ;પરાણે કરવીપ્રીતડી, પથર ઉપર પીઠ. મધરાતે જે માનની,નીદ્રાવશ હોય; નરનારી બે એકલાં, પાસે નહીં ત્રીજુ કોય. વીંચ્યુ તારૂણી તણું,જોરાવરીએ જાણ; પલક એક બે પગ ધરી, પદમની પછાડે માણ. આભુષણ ઉતરીયાં, બાંધી ગાંઠડી કીધ; અરધી રાતે એકલો, વાત વિદેશ લીધ.પ્રાતુસકાળ પરોઢીયે,વીપ્રીત દીઠી વાત; કુટી પીટીરાઇ

રહયાં, તેનાં માતને તાત; ગયો આરમ કયાં મળે, વિપ્રત કીધું વરત; પાપી પરદેશે ગયો, માનની પામી મરત. પાપી પુરૂષ એવા ઘણા, ઘેર ઘેર એ સંસાર; મેના પોપટને કહે, નિરમળ રૂડી નાર. શેઠ શેઠાણિ સાભળો,અપાર એવો આંક;પુરૂષને પાપી કહયો,વિનતાનો નહિ વાંક. શુક કહે શેઠ સુણો,કહુ વનીતાની વાત;સંસારમાં સરખું નથી, જુગતે જોતે જાત, સુક કહે છે શેઠ સુણ, ભણે ભાવથી ભેદ: આપે તે ખોળે કામનિ, વનિતા અવગુણ ભેદે ઇશ્વરના બનાવમા,સહુમાં અધિક અનેક; પાપ આપમાં અતી ઘણું, વપુએ વધુ વિવેક. સરખુ નહિ કોઇ શ્રષ્ટીમાં, નર નારિ લેખુ કોડ; ભલા ભલિ પ્રથવિ વણિ, જુગતે નહિ કો જોડ.

ચોપાઇ—એક કાયર નાસંતા ફરે, બીજો સુર જઇ સનમુખ કને. એક સદાવરત આપે અન, એક ભીખથી તરપે તન. એક સુખપાલે અસ્વાર, બીજો શીર ઉપાડે ભાર; એક કરોડ સાચે દામ, એક કરે પર ઘરનાં કામ એક સતવાદીછે શુભ આપ બીજો પલક નમુકે પાપ;એક નવ લે ભલાઇનો ભેદ,બીજો વદે મુખ ચારેવેદ; એક કરેછે કુડાં કરમ, એક ધારે નિતે બહુ ધરમ; એક નાર બીજા શું નળે, બિજી સ્વામી સાથે બળે; એક વાંજણિ હોય ન સુત; બીજી પરણાવછે પુત;એક વનિતા કરે વરત, બિજી શંખણિ કેરિ સરત; એક કંથને મારિ જાય; બીજી પતી પછે લે નવ ખાય, એક બાપના પાળે લાડ, બીજી પાપી માગે હાડ, એક ચઢી કરિ ચોરિ લિએ, બીજોજન મુકાવિ દીએ; એક નવાણ કરાવે ઘણુ. બીજો વેચે લાકડાં તે તણાં, એક પસાયણ ભોમી કરે, બીજો કોને આપી હરે: એક પુરૂષ વસાવે ગામ, બીજો ટાલે વસ્તિનો ઠામ. એક કુળ એકોતર ઉધરે, બિજો બુડાવા ફેરા ફરે; જાત એક પણ ગુણ છે જુજવા, આપ આપણે કરમે હુવા; કહો તો કહુ તેનું દ્રષ્ટાંત ભાગુ ભામાન તાહરિ ભરાંત શુક કહે શેઠ સાંભળ મહારાજ, કહયુ કર તું કામનિ કાજ. નિચ જાત તો નારિ તણિ કહો તો દેઉ સાખ વણિ કનકાવતી નગરિ શુભ કામ, કાતીસેન રાજાનું નામ લક્ષપતી ત્યાં એક વાણિયો સુખસાગર જુગતે જાણિયો;નગરશેઠનું રૂડું નું પ્રાક્રમ તેનાં છે બહુ પુર;સપુત નામે તેના દીકરી લક્ષણવંતી ભાગે ભલી;દાનાહરશાતણો દીકરો વિજેપાળ કન્યાને વર્યો; પટાંતરે પંદર જોજન તણે;,ગામ વેગળો દશ જાણે; વહાણવટી છે તેનો બાપ, ગયો કમાવા પોતે આપ; ચડયો વહાણ ગયો પરદેશ; પરમુલક પરધરતિ પ્રદેશ; પરનારી તે તનથી તજી, પરણી ભામણી તેને ભજી;અવિદ્યા તે જાણે અન્ય, કો સ્રીની સાથે ન મળે મન. લંગોટ બધે નાખે તે દન, નિચ બુદ્ધિ કરે નહી જન; પતી જઇ પ્રદેશ રહયો, વિચાર શો વિનતાને થયો; ભર જોબનમાં છે ભામની, કંદ્રપમાં સમજી કામની; અંગોઅંગમાં પ્રગટયો કામ;નાસી ગયે નરનું નામ. બેઠી ઝુરણ મનમાં કરે, પરપુરૂષ હઇડામાં ધરે; અહરથાવટ છે

ઘેર તે ધણી, આવાગમન નહિ અન્યજ તણું; બેઠી માનના માળીયા માંહ, વિપ્ર એક જમીને જાય, કેસરની ચરચા છે સાર; કંઠે કુસુમ ચંપાના હાર; વયુવેશ સુંદર શુભ રૂપ, ભામની જાતે ભારે ભુપ, દિર્ઘ બાહને દીવ્ય કપોળ, મરદી માથે બાંધે મોલ, ચાવે બીડાં મુખમાં પાન. તળે નીકળ્યો કરનો; દિઠો દેવાંશીત દેહ ઉપન્યો તે નારીને નેહ. દાહી હતી ઘરમાં એક દાસ; પ્રીતે મોકલી તેની પાસ તેડે શેઠાણી મારી, વીપ્ર ચીંતા મઇ તાહરી. રવીવારનું કીધું વરત, દાન આપવા તેડે તરત, વીપ્રજ મનમાં એવું કળે, વાટે જાતાં આવું કયાં મળે. શેઠ તણી ડાહિ દીકરી, તે તેડે પ્રીતે કરી; તાંદુલસોનુ આપશે, વળી ગોર કરી થાપશે આવો ઘાટ મન માંહે કરયો,વીપ્ર મેડી ઉપર ચડયો;દીઠી વનિતા વિપ્ર વિવેક દીઠી જોબનવતી એક; નારીએ ઝાલ્યો નરનો હાથ; બોલી શામા બ્રાહ્મણ સાથ ઘેરબેઠા નીતભોજન જમો, માહરી સાથે રંગે રમો, દેવું ઘટે તે દો મુજ કામ; દહાડી તમને આપુ દામ; તે બ્રાહ્મણ બાબત બુજીયો, થરથર બ્રાહ્મણ તે ધુજીઓ. નગરશેઠ તણું ઘર એહ, નારી સાથે નવ જોડુ નેહ, તે બ્રાહ્મણ પગે લાગીયો, માનની સાથે માફી માગીયો; તાહારે પગે લાગું છું નાર, કાહાડી મહેલ મુજને તું બહાર; માહારો પગનો ટકનો નથી, કાડંવાર હું કહું છું કથી; મુજ દ્વજતને જીવડો જાય, તાહારો સંગ મુજથી નવ થાય; એમાં મોત ઉપજે માહરૂ, એવું કામ ન કરૂ તાહરૂ દોહરા—વનિતા કહે છે વિપ્ર સુણ, ધીરજ મનમાં રાખ; તાહરૂ નામ કોઇ લે નહી, તેમાં શ્રી સુરજની સાખ. સહચર માહરી માલણી પ્રીત ઘણેરી પેર; નીત રાતે આવજે,તે નારીને ઘેર વડ હેઠ ઘર તે તણું નહી પાડોશી પ્રીત; સુખે સજ્યા પાથરૂ, રમજો રૂડી રીત; ખાવા પીવા ખરચવા, દહાડી આપુ દામ; પ્રતાપ ઇશ્વરના થકી. લેઇ ન શકે કો નામ; વારૂ કહી વીપ્રજ વળ્યો, આવ્યો પોતાને દ્વાર, શેઠાણીએ હેજમાં, તેડી માલણ નાર, માલણ તાહરે મંદિરે, આવે વિપ્ર વિશ્રામ, સેનમાન દેજે એહને,પુરી રાખજે ઠામ. ભોગી પુરૂષને ભાવથી, ભેટ કરે તું ભોગ, શીખામણ કહી મોકલી શામા શુભ સંજોગ. ચોપાઇ—માલણ ગઇ પોતાને વાસ,દિધી શીખામણ કીધીદાસ, સેજ્યા પાથરી પુષ્પજ તણી,શુભ સામગ્રી બીજી ઘણી વિપ્રે વિચારી મનમાં વાત ઘટીકા ગઈ બે ચારેક રાત; પ્રીતે પ્રેમદાએ પતની પેર, ગયો વિપ્ર માલણને ઘેર. આસ્વાગત દીધાં સનમાન, લવીંગ સોપારી એલચી પાન. શુભ સેજ્યા ઢાળી એકાંત; ભાગી મન થકી તે ભરાંત; એટલે શેઠાણિ આવીયાં વિવિધ સામગ્રી તે લાવીયાં, સઘળી વાતે મળ્યો સંજોગ, કીધો ભામનિ સાથે ભોગ; નરનારીને ઘણું થયું છે હેત, નીતનીત ભાંગ્યો એ સંકેત અહરનીશ ત્યાં એવું હોય, અન્ય વાત નવ જાણે કોય; એમ દીવસ થયા છે ઘણા, આવ્યા છે વહેપારી વહાણુજ તણા. વાગ્યા દુદંભી ઢોલ નિશાન.જુગતે થયા સસરાને જાણુજમાત વીદેશથકી આવીયા

માલ અનંમળ લાવિયા, એક માસ થયો જ્યારે જમાઇ ઘેર આવ્યો ત્યાહરે તારૂણી તેડવાને કારણે, આવ્યો સસરાને બારણે મળ્યા ભેટી ભલી પેર કીધ, કોડ પક્વાન્ન વારૂ વિધ વિધ, શાક પાક ભલાં ભોજન, માન્યુ સ્વજન તણુ ત્યાં મન; દીવસ ગયા છે દસ બાર, નયણાં નવ મેલે ભર નાર, શેઠ વિચારે લજ્યા ઘણિ બાળક છે તરૂણી મુજ તણી, એક દીવસ મળીયાં એકાંત. આપ્યાં રત્ન અમુલખ ખાંત, મુકતાફળ તણા જે હાર, આપ્યો મુલ બહુ અપરમપાર. માણસ ઘરમા છે બે ચાર તેમણે કીધો મન વીચાર, ઘણે દીવસે શેઠ આવીયા. રત્ન ચીંતામતી લઇ આયા; નણુથલ અણુસરતાં કયો નથી સો શીખામણુદે સરવથી, એક દિવસ પાણે પ્રાત, કહયાં એકઠાં રમવા રીત; દાદરો અટકાવીયો બાર, બહયા એકઠા નરનેનાર. નારી ઘુંઘટ તાણી પડી, બોલાવી નવ બોલેને વડી. કાલા વાલા શેઠે કરયા, શાંત ધરી ખોળા પાથરયા, તોયે નાર નવ બોલે નેટ. થાકયો બાપડો શાણો શેઠ, મંદિર મને આવીશ જ્યાર. લજ્યાએ બોલ બોલીશ ત્યાહરે; એમ વિચારી નિદ્રા કરી. પુરૂષ પોઢે ઠેકાણે કરિ, નીદ્રા વશ થયો જ્યાહરે, વિચાર કર્યો વનીતાએ ત્યાહરે: વાટ જોતો હશે મુજ વાટ તેના મનથાં રહે ઉચાટ, નારી દોર નાખી ઉતરી, માલણુ મંદીર પરવરી રાત અંધારી છે ઘન ઘોર, મળીયા હેઠે ઉભા ચાર ચોર, ચોરે ચીત વીચારયું ઘણું લીજે આભુષણ નારી તણું. એક ચતુર છે તેમાં ચોર, સમજ્યો વાત તણો અંકોર. ઉતરી આ વેળા નાર. જુવતી રમવા જાયે જાર; પછી ફરીને આવે આંહ જોપએ જુવતી જાએ કયાંય. ચાલ્યા જોવા ચોર તે ચાર; પાછળ તસ્કરને આગળ નાર; વીનતા ગઇ માલણુને વાસ, પુઠે ચોર જુવે છે તપાસ, માલણુને મંદીર કઉતક હોય. તેતો અન્ય નવ જાણે કોય,

દોહરા—વીપ્ર વાટ જોઇ રહયો, ઉઠયો અતીશે આપ; પુષ્પપેમલ કારણે, આવ્યો મોટો સાપ પગ હેઠો પડયો પુરૂષનો, વાગ્યો નાગને શીશ, ખીજ્યો તે મનમાં ઘણુ, ચઢી સબળી રીસ આયુષ તેનું આવી રહ્યું, કોઇક જનમનું વેર. ડસ્યો નાગ ને ડંસ કરી, જોતાં ચડીયું ઝેર, પુરાં વરસ સોએ થયાં માનવી પામ્યો મરત, એવે શેઠાણી સેજમાં; તરૂણી પોંચી તરત. દીપક જોત છે દિપતિ; આવિ ઘરમાં નાર; જમાઇ જુગતે કરી, મામની તે ભરથાર. મુવા કોઇ જીવે નહિ,કરે જો કોટી ઉપાય અરે ઇશ્વર આ શું થયું,આલેળ વ્યાકુળ થાય કાષ્ટાવત કાયા થઇ,નારીને મનનેહ ફરિ ફરિને કામનિ, હાથે તેહની દેહ. કઉતક એક ત્યાં કારમુ,થઇગયું ઘનઘોર.બાઢા રે બેઠા બુધ લહે ચારે ચતુર તે ચોર, માલણુ મંદીર ઉપરે, વડલો મોટો વરક્ષ. તે ઉપર વાશો વસે જોરાવર એક જક્ષ, તેણે તરૂણી ઓળખી કુડુ કરે છે કામ; શેઠ પોઢાડયો સેજમાં,એ આવી છે આ ઠામ. મુઆ ઉપર મમતા કરે.જીવતાને નવજોય હરામખોર એ આગળે, અન્ય ન દીઠી કોય,ઉતરયો અકલ આપે થકી,તજીયો વ-

રૂસથી પેશ,જક્ષે તો જુકતી કરી, પુરૂશ માંહિ પ્રવેશ. આળસ મરડી ઉઠીઓ જન વિપ્ર તે જાય; હરખ ધરી પુરણ કરી, પ્રેમદા લાગી પાય નીંદ્રાવશ નર કેમ થયા, કેમ દાખી નહી દેહ;કેમ તમે તો તોડીયો,મુજ નારી સાથે નેહ.નર કહે નીંદ્રા ઘણી આવી મારે અંગ;તે માટે બોલ્યો નહિ, શામા તારે સંગ.ચરવણુ ચીત ધરી કરયું પ્રીતે પાયુ દુધ.ભામની તેને ભોળવી, બળ પ્રાક્રમ બુધ પરવરયો પુરણ પ્રીત કરી. સ્થીર થઇ ખાધો પાક,કોપ કરીને કરડીયું તે નારીનું નાક.બાળા બુમ પાડે ઘણી દેહ શમે કેમ દુખ;તુટયું નાક નારી તણું રહ્યું વીપ્રને મુખ, જક્ષ તો વ્રક્ષે ચડયો, કરી કામ એ તરત; પાછો વિપ્ર પડયો ત્યાં જેમ પામ્યો મરત ચોર ચડયા જુવે ત્યાંહાં, બેઠા છે જે બાહાર;માણસને કહે માનુની જાગ નમેરી નાર,હવે ઉપાય શો કરૂ. દે શીખામણ મુજ પેર,નાક વિના નારી થઇ, કેમ જવાશે ઘેર. ઉતર શો દેઉં એહનો.પુછે માને બાપ; નર નારી સહુ નગરની, ઉતર દેવા આપ. સ્વામી પોઢયો સેજમાં,તેનો સબળો શોક; પુછે તેને શું કહુ,લક્ષણવંતા લોક,ચોપાઇ—કહે માલણ સાંભળ કામની,જા મંદીર હવડાં જામની;ચઢો માળીએ તું જ્યાહરે, પાડે બુમ તરૂણી તાહરે,મળે ઘર ધણીને તું પડે, કહીયે મારી સાથે વડે;હું વણસાડયુ છે તાહરૂ; કાપ્યુ નાક શાને માહારૂ મુકયો કોહોને આડે હાથ, સઉને ઉતર દેજો સાથ; જા ઉતાવળી કહું છું કથી. બીજો ઉપાય તો તાહારો નથી; એવી વાત તેણે સાંભળી વીનતા વેગે પાછી વળી ચોર ચાર તે કેડે ગયા વીચાર કરી વીસ્મે થયા શણગાર એના નવ લીજીએ આજ, જોઇએ શું કરે છે કાજ; ચરચ્યા એ નારીની જાઉ,માહારા મનનો સંદેહ ખોઉ માનનિ તેતો માળીએ ચઢી, પાડી બુમ તે વેળા ઘડી;ધાઓ ધાઓરે માને બાપ, દેછે દુખ આકરૂ મી આપ. સુતાં હુતાં સર્વે લોક,શામા દેખી પામ્યા શોક; આવડું કષ્ટ તે કેમ વાપીયુ, નારી નાક કોણે કાપીયું.

દોહરો—ભુંડો એ માહરો પતિ, જરનો એને છાક; વાત કરતાં વઢી પડયો નારિનું વાઢયું નાક. ફટફટ સહુકો કરે, આખા નગ્રમાં આંક; એવુ કામ કરીએ નહી; શો નારીનો વાંક. સાસુ સસરો શોકાતુર થયા, ફટફટ કરેછે લોક; ન ઘટે તે આણે કરયું, સહુ લોકને શોક. શેઠને કાંઇ સુજે નહી, શો ઉતર કહુ શરવ સાથ, પડયો ગાભરો બાપડો, કાને દીધા હાથ, જાણ રાજદ્વારે થયું, લોપી તેની લાજ; દો શેઠને શુળીએ, કેમ કરડયું શું કાજ. રામા રત્ન સરીખડી, એકજ કરી અજાણ;મોં જોતું ઘટે નહિ, પાપી પુરણ પ્રમાણ મલ્યા લોક સઉ ગામના,ખલક અતિ અંકોર;અચરત જુવે છે ઘણું, પેલા ચારે ચોર. વણીક તો મારયો જશે, શાહુકાર તે શેઠ; પાય પડે તે આપણને વિનતા તે માથે વેઠ.

ચોપાઇ—ચાર ચોર પધારયા તાંહ, મળી સભા બેઠીતી જ્યાંહ,વાંક જણ્યો વીનતાનો તાંહ, રાત હતી અંધારી ઘોર, અમો ઉભાતા ચારે ચોર કૌતુક કરયું એક એ

નારીએ નાંખ્યો હાર ઉતરી બારિયે પીછા અમો પુઠળથી પેર, માનની મુકી માલ-ણને ઘેર ત્યાંહાં વિપ્ર પોઢ્યો તો આપ, તેને પગે ડસ્યો તો સાપ, તે વીપ્રતો પામ્યો મ્રત ઉતર્યો એક વડથી યક્ષ તતં. કર્યો પ્રવેશ કાયા જોગવિ, ભામની તે ભુને ભોગવિ. પોતે ઝાડ ચડયો જ્યાહરે, કરડી નાક ખાધું તાહરે દુખ પામી નારી તે ચડી, પ્રેમદા ગળે પતિને પડી, માલણની શીખવી આવી ઘેર; પછે કરી પેમદાએ પેર પાડી બુમ જાગ્યાં માબાપ, રાજદ્વારે આવ્યા આપ, તે પારખુ જુગતે જુઓ; પાણિ પોતાનું શાને ખુઓ, તે વાતનું તરસે ધરમ, મુઓછે બ્રાહ્મણ માલણને કરમ, ગયો રાય તે એવા કારણે; પડયો વીપ્ર માલણને બારણે, તેના મુખમાં દીઠું નાક. સાચુ માન્યું તસ્કરનું વાકય, ચાર ચોરને સાચા કીધ; તે ચારેને સરપાવ દીધ,શામા શુ-ળીએ દીધા જ્યાહરે, સ્વામી ઉગર્યાં તાહરે,મુકાવિ જીવતી તે આપ; એ ભોગવશે એનું પાપ, કહે પોપટ સાંભળરે રાય. એવો નારીનો અન્યાય,દીઠી વાત કહુ કામા-ન કુડાખાં કુડી કામનિજાણે વીશ વશા વિનતાનો વાંક, ભુંડી ભામની આડે આંક.

દોહરા—મેના કહે મારૂ સુણો ભુંડું ભુંડા ઘેર; મારૂ વ્રત કોણે ભાગીયું તેની તે શી પેર. પ્રાણ તજુ હું માહરો. આપુ હત્યા તુજ; જોરાવરિ જારી રમ્યો, દોશ દેે એ મુજ. ચોપાઇ—શેઠ શેઠાણી સાંભળો બેય,શુક સાથે સબળો છે નેહ; કહ તે એ કરોજી કાજ; રખે રાખો કોઇની લાજ, બ્રહ્મહત્યાદીક પાતિક તુને કરી ન્યાય દેખાડો તુને; પોપટને દો ઘણીજ ચિર, ધરમ વાત તણિ જે ધીર બેમાં હોયે જેનો વાંક, દો શુળીએ આડે આંક;શેઠ કહે શુક સાંભળ વાત,ખરી યદ્દે કહે અમ આગળ ખ્યાત તારા મનમાં તે શું હતું; તે અમ આગળ કરવું છતું. તમને ઇશ્વરની છે આણ, જો મુખ બોલો જુઠી વાણ; કહે શુક સાંભલરે શેઠ, જુઠી વાત કહું નહિ નેટ. એકઠાં ચાલ્યા બંને નરનાર, થતો અન્યાય આ ઠાર, હાવ ભાવ હેતથી કરો હેને આસપાસ હરો. મેં વિચારીયું મારૂં મન; એક જાતી પશીછું જન; જે મેના કહે તે કરૂં વિનય કરી વીનતાને વરૂં પંખીને પરણ્યાની પ્રીત. હેતે કહ્યું ત્યાં રૂડીરીત,દિઠી રૂડી એની દેહ, નારી સાથે કરયો મેં નેહ જાણ્યું રાખશે છાની વાત, એનો થઇ ગુણકાની જાત, એણીએ મનમાં ન ગણી લાજ કયું કામની એ કાજ, કામની કહે તેતો હું કરૂં. વનિતા હેતે કહે તે વરૂ, એનો હોંશ છે મન માહરી. પુછે મેના રાણી તાહરી, શેઠાણી કહે સાંભળ સતી; લાજ ન રાખીશ રજ રતી તારા મનની કહેરે વાત; સોંપુ શુકરે તાહરે હાથ, જા ગમેતો અવગુણ સાંખ, જો ગમે તો મારી નાંખ, તારી દાઝ ઓલાશે કેમ; સાચું કહે તું મારા સમ, સારીકા કહે શેઠાણી સુણો. ભાર એવડે શાને ભણો, મુજને તો એ ઉગર ખાર મારી નાખું આણી વાર; શું કહીએ શુક શેઠજ તણો; વ્હાલો પ્રાણથી પોપટ ઘણો; માટે કહ્યું એ મારૂં કરે, તોતો પ્રાણ એનો ઉગરે; કહ્યું કરે જો મારૂ આપ, તો વાંક ગુન્હો કરૂં હું માફ.

દોહરા—શેઠ કહે શુક સાંભળો, પીછો તમારી પેર; કહ્યું કરો મુજ માનની. તો સુખે રહો મુજ ઘેર. શુક કહે સાંભળ સારીકા. કેહે મન આવે તેહ; પછે પરણું તુજને,પ્રેમે કરશું નેહ ચોપાઇ—કેહે સારીકા તુજથી થાય.તો કર કહું તે એક ઉપાય ગ્રહ વાંકા શેઠાણી તણા, શુન્ય સ્થાપક પડમા છે ઘણા, પંચમે મંગળ રોહદે કષ્ટ, સંપુરણ શનીશ્વર દેખે દ્રષ્ટ, એ ગરહ જેને જુગત જોય. વનીતા વાંઝણિ નિશ્ચે હોય,જો ગર્ભ પરેમહાને પેટ તો જીવતો મુકુ નહી નેટ,બીજુ વચન કહુ તો કરૂં;તો વર વાતો કરીને, વરૂ પ્રિત ધરી રાખું પાસ; મુલે ખરીદી થાઉં દાસ; આજ થકી તો મહીના સાત. શેઠ શરીરે જે એક ઘાત. એચાનકથી મુરછા થશે, ઘડી ચારમાં જીવજ જશે; તેને જીવવાનો ઉપાય. લાવ સોટી જો તુજથી થાય. દોહરા—સારીકા કહે પોપટ સુણો. કરો એઉનાં કાજ, તો પરણુ હું તુજને રાખુ તારી લાજ. ન કરે કાજ તો મારૂં, તે ન ગણું તારૂં પાપ; જોરવરી જુવતી કને, જાર રમ્યો તુજ આપ. ચોપાઇ—ઉગરે શેઠ તે કરો ઉપાય, તો તું મારો સ્વામિ થાય;લુણ એનું ઓશીગલ થાઉ, તો તારી બલીહારી જાઉ,

દોહરા—પ્રતિજ્ઞા પોપટ કરે, રાખે દ્રઢ વિશ્વાસ; જો ઉપાય કરી આવશું, પ્રિતે તારૂણિ પાસ; જરૂર જવાદો મુજને, પરઠુ રામની પેર.માસ ચારમાં તુજકને આવું આણે ઘેર. સારીકા કેહે તુ સમ કરે. નીશ્ચે નાશી જાય, પછે મરવાને કારણે શાને પેદા થાય; શુક કહે સાંભળ સુંદરી, કરૂં પ્રતિજ્ઞા આપ જોન આવું તારી કને, તો પરલોકાળનું પાપ; ગમન કરે જે ગોત્રમાં ગુરૂ પત્નિ શું રંગ પરઠે સમ પંચ દેખતા નીંદે ગુરૂને ગંગ; વીશ્વાસ ઘાત વળી જે કરે, ધરે અહંકારી આપ, જો ના આવું તુજ કને, તો બાળ બ્રહ્મહત્યા પાપ.

ચોપઇ—વચમાં ઇશ્વર વચમાં રામ, વચમાં રાખ્યા સાળીગરામ; સમખાઈ ત્યાંથી વળ્યો; પંખી ઉડીને પંથે પળ્યો પોતે વિચારયું પછે ત્યાંહ, ભારે કામ મુજથી કેમ થાય; કરી પ્રતિજ્ઞા ખાધા સમ; ત્યાં ગયા વિના ચાલે કેમ; વીક્રમસેન ઉજેણિ ધણિ, તેની કીરતી છે અતી ઘણી. ઘણા લોક પામે છે સુખ. તેને જઇ કહુ મારૂં દુખ. સંકટ સહુ લોકોનાં હરે. કદાચ અરથ જો મારો સરે; એ મનમાં રાખી આશ આવનો તેમાં તાગ પાસ. વળી વળી વિચારયું મેંતો મન સત વાદી રૂડો રાજન; એ આગળ મુકુ કેમ લાજ,પાડુ હળવો સભામાં આજ એ કામ કેમજ હું કરૂં અગ્નિ દેહ બાળીને મારૂં એટલા સમ ખાધા તે પળે, ફરી રાંડ પડે નહી ગળે. દવ બળતા દીઠો જાહરે, તેમાં પડતોતો તાહરે; સ્નાન કરી સુર્ય સાખ્યાઓ, સાચી વાત કહિ છે અમો; પુછોછો તો સુણજો તમો, હવે પુરમાં રાજા પરવરયો; જે કરતા તે કામજ કરો, દવમાં પડવાદો મહારાજ, તમે કરો તમારૂ કાજ; આવી વાત સાંભળીછે જ્યાંહ, તતક્ષણ રાજા બોલ્યો તાંહ દોહરા—પૃર્થીપત

કહે મોતથી મીઠો તમારી પેર; શ્રી ઇશ્વર દુખ ભાગશે; આવ્ય અમારે ઘે૦. પાને ઘાલ્યો પાંજરે, કરયો વાયદો તરત, આશા પુરે અંબીકા, એક માસમાં તરત. સમ ખાઇ સુખીયાં કરયાં આપ વિચારી મન; આધ શક્તિ તું ઇશ્વરી ટેક રાખજેતન

ચોપાઇ—ધ્યાન ઇશ્વરનું મનમાં ધરે, નિત્ય કામ પોતાનું કરે, એક દિવસ આપે અધીપતી, ગયો શીકાર પોતે મહીપતી; વછોડ્ડુ સર્વ લશકરનો થયો, રાય એકલો રણમાં ગયો બેઠો છે ત્યાં તપસ્વી એક, ધરે ધ્યાન ત્યાં વારૂ વિવેક; નથી રાખતો કોની આશ, પૃથ્વીપત આવ્યો તે પાસ. ભુખ તરશને ટાઢ છે ઘણી, પામ્યો દુખ ધરણિનો ધણિ; જઇ શાદ્ધને નામ્યું શીશ, રહયો આપ આથમતે દીશ. સીદ્ધ કહે શું છે નામ, કેમ આવ્યાછો આણે ઠામ. બોલયો રાય મન આણિ ધિર. ઊજેણીપત વિક્રમવિર, શિકાર રસ્તે ભુલો પડયો, આશ્રમ આણે આવિ ચડયો, અવનવું મેં દીઠું અર્ણ, જાણી સીદ્ધ આવ્યો તમ શર્ણ. બાંધયો અશ્વ મઢુલી માંહ. ખાણચાર પછે દીઠી ત્યાંહ. અમ્રત જેવાં ફળ અનુપ; સંતોષ્યો તે ભારે ભુપ, પાથરણ ઓઢરણ આપ્યાં ઘણા. કર્યાં જતન પૃથવિપતી તણાં; પ્રાતઃકાળ થયો જ્યાહરે, સુતો અવંત્રિપતિ ઉઠયો તાહરે. રાજા કહે કાંઇ માગે ગરથ, સઘળી વાતમાં છું સમરથ; કહે સીદ્ધ માહરે શી ખોટ. શીબાંધી તુજ પાસે મોટ રાજા લળતી બોલ્યો ત્યાંય, આવજો નગર અમારા માંહ. કરૂ ચાકરિ તમારિ ઘણિ, તો જાણજો ઉજેણિ ધણિ; સીદ્ધ સુણિને એવિ વાત, બોલ્યો રાજા કેરિ સાથ.

દોહરા—સીદ્ધ કહે સુણ મહીપતી, મારે ઘેર ઘણિ ભુખ, આહાર આપતાં તુજને ઘણું લાગશે દુખ, અપવાસ કરૂ એક વરસના, નિરમે સાથે નેટ પછે કરિયું પારણું પુરણ ભરિ પેટ, રાજા કહે જે માગશો, તે આપુ હું આહાર; અજર ન કરૂં એક ઘડિ, પલક ન લાગે વાર, તુજ સમાન વહાલુ નહિ. તમ સમાન નહી પ્રિત; મારા સમ જો માનજો, રંજીત મનની રિત.

ચોપાઇ—માગી શિખ તે મહિપત ગયો, પોત પોતાને કામે થયો; નિત્યો દીન વિતી છે ઘડિ, તે વાત વિસારે પડિ. એમ કરતાં આવ્યો એકદન, સીધે આપ વિચાર્યું મન; જોઇએ રાજા કેરૂ રૂપ, ભલોકે કપટી છે ભુપ સત્ય અસત્ય ચાલેછે એહ, કેવો નારાયણ પર નેહ; માટે એની ધીરજ જોઉં, મારા મનનો સંદેહ ખોઉં ચેલો તે પોતાનો કરયો, કુંવર રાજા કેરો હરયો; લાડકવાયો વરસે શાત, બત્રિ લક્ષણો વિશ્વ વિખ્યાત. ઇન્દુમુખ તરૂણિનું તેજ, હરખ ઘણો રાજાને હેજ; તન મન ધન પોતાનો તેહ, જીવ થકી નરપતને નેહ. જુએ મુખ ત્યારે અન જમે, કરે રમત ને સઉને ગમે; પલક પરો નવ રાખે રાય, ઠંઠ વળગાડે કોમળ કાય. ગયો કુંવર કહે છે સઉ લોક, સભા બધી પામી શોક; હાહાકાર નગરમાં થયો, કુંવર કોઇલો તે કયાં ગયો. વીલ્હળ થયું રાજાનું મન, કોમુખમાં ઘાલે નહિ અન; રાજા મુશીને બેઠા રાજ, કહે

છે પ્રાણ કરૂ તે તાજ. કયાં જાઉં હવે શું કરૂ, પ્રાણ દેહમાંહે કેમ ધરૂ;વનઝાડી ગેબી ગુફાય, ઠામ ઠામ ખોળાવે રાય; કુંવર તણી વધાઇ ખાય, મોહો માગ્યાં કહે આપુ રાય; પુછ પૃછારણ કીધી ઘણી ન જડી શુદ્ધ કંઇએ તે તણી; કોટી ઉપાગ કરવા તે ચડયો, તોયે પુત્ર સોધ્યો નવ જડયો; મુકી કુંવરતણી તો આશ; બેઠે નરપત થઇ નીરાશ.

દોહરા—એટલે આભુષણ તેહનાં, કુંવર પેરણ કાય; તે એક બ્રાહ્મણ કરધરી વેચવા ચઉટે જાય; સાહયો શેઠનો વાણિએ. ફટફટ કીધિ ફોક;રાજદ્વારે લાવિયો, પુઠે ઝાઝા લોક. માર માર કરે ઘણું; દે ઘણેરી ગાળ;મારેયો પુત્ર એ પાપીએ એમ ચડાવ આળ; કુડુ કામ એ શું કરયું.જીવિશ કેટલા કાળ;ઉત્તમ નહી તું અધમછે, ચેતાવિયે ચંડાળ; બાળહત્યા બેઠી તુને,નરક જશો નીરવાણ; શુળીએ દેશે સેહેજમાં, તજશે હવાં પ્રાણ. રાય આગળ ઉભો કરયો, આભુષણછે હાથ;લોકલેખા વીના, સુંઢયા છે સાથ; રાય કહે વેગળા, લાવો મારી પાસ. વિપ્ર જાણી વીનય કરયો, દાખિ અદકી આશ; આભુષણ એ કો તણા, કયાંથી લાવ્યો આજ;પહેરનારો કયાં ગયો, સાચુ કહો મહારાજ.

ચોપાઇ—કહે બ્રાહ્મણ નવ જાણું હું, ફરિ ફરિ શું પુછે તું; મારો ગુરૂ ગુફામાં હોય, ઓળખી શકે નહી કોય. તેતો ત્યાં બેઠા એકલો,મુજને આ વેચવા મોકલ્યો તેણે મુજને સોંપ્યુ કામ. વેચી ધરેલું લાવો દામ;હું વેચવા આવ્યો જ્યાહરે,બાંધી અહીં લાવ્યા તાહરે; સાચી વાતતો કહુછુ કથી, બીજુ જ્ઞાન તે મુજમાં નથી. રાજાને મન લાગી રાડ, તારો ગુરૂ મુજને દેખાડ,બ્રાહ્મણ સાથે આવ્યો ભુપ, રણમાં પેઠો સાધુ સ્વરૂપ વસો રાય રહયો તો જ્યાંહ, તે ઠેકાણે આવ્યો ત્યાંહ; આ ગુરૂ બેઠો બારણે, મોકલ્યો વેચવાને કારણે; ચેલો ઘરમાં નાશી ગયો રાય ગુરૂની પાસેગયો, કહો સીદ્ધ ધરાવો નામ, કરતાં દીસો કુડાં કામ. આભુષણ કોનાં ઘડયાં, તમને કયાંથી જુગતે જડયાં; એ પહેરનારો જે પુત્ર, તેને શું કરયું સુત્ર; સીદ્ધ કહો તમે સાચી વાત, જીવે છે કે કીધી ઘાત દુનીયા અધી દુખી થાયછે, પુત્ર વીજોગે જીવ જાય છે છપ્પો—મહા દુખ માથે આળ, મહા દુખ માલ ગયાનું; મહા દુખ અતી અપમાન, મહા દુખ રોગ થયાનું; મહા દુખ જાએ નાર, મહા દુખ વેર વઢયાનું; મહા દુખ હારે હોડ, મહા દુખ ઝેર ચડયાનું વળી મહા દુખ માથે મોતનું, દુખ ઘેર ઘરસુત્રનું; કવિ શામળ કહે મહા દુખ વળી, મોત થાય પ્રીય પુત્રનું.

દોહરા—ઉતાવળો થઇ સાચુ બોલ, પડદો આપ હૃદેનો ખોલ; કયાં મેહેલ્યો એ મારો બાળ; જીવે છે કે આણ્યો કાળ; સીદ્ધ કહે સાંભળરે રાય, જુઠુ બોલ્યુ મુખે નવ જાય; વરસ તણા કરયા ઉપવાસ, થઇ પારણા કેરી આશ, બત્રીસલક્ષણો પુરૂષ જો મળે, ત્યારે મનની ચીંતા ટળે; વનવાસનીછે જક્ષણી, પુરૂષમાં સતણી ભક્ષણી

રાંધી માંસને આપુ ભોગ, પછી જમવાને મળશે જોગ; જોયું મેં ઉજ્જણી માંહ, બાળક રમતો દીઠો તાંહ, બત્રીશ લક્ષણે જોયું ચેન, આણ્યો પુરૂશ ત્યાંથી એન;હું નવ જાણું તારો બાળ, ગરજ ભુખથી આણ્યો કાળ; આપ્યો મેં ભવાની ભોગ, સુખ સામગ્રીનો સંજોગ; અસ્તી ચરમ જે તેનું નામ, મુખ આગળ મુક્યું તે ઠામ; ભંડારને કાજે દામ, આભુષણનું કરવું કામ; મોકલ્યો વેચવાને કારણે,ચેલો મોક-લ્યો તુજ બારણે. દોહરા—ત્રાહ ત્રાહ લોકે કહ્યું, નંદે સહુ સંસાર; દીઓ સીદ્ધને શુળીએ, પંચ ધુટાળી માર; રાય કહે રહો સાંસતાં, જાઓ તમે સઉ ઘેર; ન કરો એને આકળો, પુછુ રૂડી પેર. ચોપાઇ—પછી રાજાએ જોડયા હાથ, બોલ્યો વચન તે સીદ્ધની સાથ; તમે મારૂં કામજ કરયું, રૂડી પેરે પેટજ ભરયું. ભાગી છે તમારી ભુખ, કંઇક હજી દેહમાંછે દુખ; કહે સીદ્ધ સાંભળરેરાય,કહુ વાત સમજો મનમાંહ મારે માથે છે ગરૂ એક, તેની કહું એક વાત વિવેક;તેં ઉપવાસ કરી એકદન;એક દિવસ કરીએ ભોજન. મન મળ્યો બત્રીસ લક્ષણો, આપે ભોગ ભવાની તણો;પેદા કરે ઘણેરા ગરથ. કરે ભંડારા સરશે અરથ; તેટલી ગરૂને થાશે આથ, બુરૂ શીશજ ગણું એ હાથ; જો ગમેતો સુળીએ દો, જો ગમે તો આભુષણ લ્યો; જો ગમે તો જા રાખ્યા, જો ગમે તો મારી નાખ્યા; શું જાણું તાહરો પુત્ર, કાચુ ભાગ્યુ છે ઘરસુત્ર; મેં પણ મોટો અન્યા કરયો, તારો પુત્ર હેતેથી હરયો; ફટ કહે છે સહુ ગામ, મેં કીધું અમારૂ કામ; માટે જે કહો તે કરૂં. કહાતો જીવું કહોતો મરૂં;એઠું પાપ મારે શીર નેઠ, ભુખ્યો રહયો ન બરાણું પેટ; હત્યા બેઠી ને દુખીયો થયો, સરયો અરથ ન ભુખ્યો રહયો.

દોહરા—કહે રાજા સીદ્ધ સાંભળો,દુખ ન ધરો મનમાંહ;ગુરૂ ભુખ્યો છે તમતણો તે ગુફા છે કયાંહ. આગળ થયો અધીપતી, દેખાડયો તે ઠામ; કરે ઉપાસના એકલો નીરવાણ છે એ નામ; પાગ પડયો પ્રથવી પતિ જોડીને બે હાથ તમે,કરો ન પારણું બોલ્યા સીદ્ધ તે સાથ. ભોજન કીજે ભાવતાં, અમ કહેથી આજ; મુજને કાંઇક દિ-જીએ, દેવા સરખુ કાજ; મનમાં રાખો ઓરતો, તો તારે શીર પાપ; શીવ આજ્ઞા સાચુ કહો, જમ્યા તમે કેમ આપ. ચોપાઇ—સીદ્ધ કહે સાંભળરે રાય, કહું જમ્યાનો એક ઉપાય;પુરૂષ બત્રીસ લક્ષણ તણો, સત્યવાદી સ્વરૂપે ઘણો.તે આવે માહારે બા રણે, હેતે મરવાને કારણે; આપ હાથથી છેદે અંગ,કરે દેહ કાયાનો ભંગ વ્રતસંપુ રણ થાયે જોગ.આપે ભાવ ભવાની ભોગ. સંતુષ્ટ થઇને શકતી જાય;ત્યારે અમોએ ભોજન થાય; ત્યાંસુધિ બેઠા તપ કરૂ, આયુષ ખુટે તો ત્યાં મરૂં; ભોગ આપ્યા વીણ ભોજન હોય, એવિ વાત કહેશો નહિ કોય. કહેછે રાજા સીદ્ધ સાંભળો, મેલી દો મનનો આંબળો; હું આવ્યો ત્યારે બારણે, ભોગ ભવાનિ કારણે;કરો સીદ્ધઉતાવળ આજ, લાવો સામગ્રી તે કાજ; કહે સીદ્ધ સાંભળરે ભુપ, તું સત્યવાદી રાજા રૂપ.

પરમારથ કરે પરકામ, તારૂ જે નવખંડ નામ; તારો પુત્ર એણે મારિઓ, અરથ પોતા તણો સારિઓ; હું મારા પેટને કારણે, તમને કેમ મારૂં બારણે; માટે જાઓ જીતવા ઘેર, નહિ કરૂ તમારિ પેર. પેટ ઘાઓ તો હું નહીં દેઉં, રાજભાર માથે નહી લેઉં; સાંભળો સિદ્ધ અમારિ વાત, મરતી નથી અમારિ જાત; આયુષ્ય પુરે જે નર મુવો, તે ગયો જુગતે જુવો; પર કાજે તજે પ્રાણ, રહયો જુગમાં તેને જાણ. રૂઠો ચીતવો મારો જોગ, તો આપો ભવાની ભોગ; જુગમાં રાખો અમારૂં નામ, તો કરવા દોને એ કામ. છપ્પો. જગમાં જીવ્યો તેહ, ખ્યાત ચાલી દશ દીશે; જગમાં જીવ્યો તેહ, કુળ તારયું લઘુ વીશે; જગમાં તે નર જીવ્યો જશે, વિમળ ગુણ જાણીઓ શામળ કહે જીવ્યો રાપુત તો પર કાજે દે માથિયો. ચોપાઇ—સિદ્ધ તણિ તે મંડળ માંહ. સામગ્રિ સઉ આણિ તાંહ કરો કુંડ હુત દ્રવ્ય કાજ તિલ તાંદુલ શ્રિફળ યતી રાજ સ્થાપન નવેદ હેનાં કરયાં, શ્રિફળ ફોફળ ઉપર ધરયાં કરો હુતાશન જાગત જેત સ્થાપ્યા તેત્રીસ કરોડ ઉદ્યોત કરી ઘણિ ત્યાં ઘીની ધાર મહા પ્રગટી અગ્નીની ઝાળ, રૂદે આય રાખી મન ધીર, કરયું સ્નાન જઇ વીક્રમ વિર, ઇષ્ટ દેવનું સમરણ કરયું ધ્યાન આપ રૂદેમાં ધરયું; જેમ વિવાહનો હોયે દન, એમસરૂવું મહિપતીને મન ઘાલી કંઠ કરેણા માળ, સીંદુર તીલક કરયું કપાલ પુરણાહુતીકરી જાહરે લીધું ખડગ હાથે તાહરે, ગયો કુળ નીકટ તે દિશ, આપ હાથ છેદે તે શીશ, જય જય શબ્દ કહી સંજોગ લેજે માત ભવાનિ ભોગકરો તપસીનાં પુરાં કામ માગે તે આપો ઠામ. ખડગ શીશ મુકે જેટલે માંમા શબ્દ થયો તેટલે; રાય ન કર તું દેહની ઘાત કહુ કર એક સારી વાત ઉઠમન અણાવો લોટ, કરોપુતળુ તારીજોડ કદિકટકા હોમો કુંડ. તુષ્ટ થશે તેથીચામુંડ; પડયું ખડગ હાથેથી તરત પાળયું રાય વિક્રમનું વરત થયો શબ્દ તેવું આરણુ બેસીધ્યે કીધું પારણું; રાજાશીખ માગે જ્યાહરે બેસીદ્ધ બોલ્યા તાહરે, ધન ધન રાજા તમારૂં મન જીવતો દેખાડુ તુજતન નહિ રાખ્યો મારવા કારણે, જોવા બરદ આણયો બારણે; બહુ સતવાદી પહેલાં હોય. મુજ સમાન દીઠો નહી કોય શાબાશ મુજ પીતાને માત સાબશ તાહરા જુગતે જાત. મંદીર જમને મોજે કરો, આપુ વસ્તુ તે કરમાં ધરો; આ લેફળ લેઇ મંદિર સ્થાપ, પ્રસવતી રાણીને આપ. સાત જન્મની વંઝા હશે પુત્ર બત્રીશ લક્ષણો થશે એ અમુલખ મોટી વસ્ત; હેને આપુ તાહારે હસ્ત પુત્રને તેડીને આવ્યો ત્યાંહ વસે સીધનો ચેલો જ્યાંહ તેણે આગત સ્વાગત કરી રાખ્યો હેત રૂદેમાં ધરી અમરૂત મેવા આપ્યાં ઓહાર જે નવદિઠા કોઇસંસાર, પ્રાતસકાળ થયો જાહરે માગી વીદાય વિક્રમ તાહરે, કહે ચેલો સાંભળરે રાય મોટો છે તારોમહી માય તે મુજ આગળ મેલ્યું શીશ. પણ ન આણી મનમાં રીસ, કરયું ન વ્હાલું ઘર સુત્ર ન કરયો વ્હાલો પેટનો પુત્ર કરયું વ્હાલું પરમાર કામ; દુખભંજન તે તારૂ નામ પુન્ય તણો નહી તારો પાર આપુ વસ્તુ તુને એક સા

ર સફળફળે લેઇ ઘેરજાઓ અ તકાળ આવેતવ ખાઆ વિગન ળશે ત્યાંહાં તમતણું, થશે આવરદા બમણું ઘણું દુરલભ છે દેવતાને એહ નરપત તુજને આપુ તેહ,વસ્તુ અતુલખ બે તુજ સાથ; સપુતછે રાજાને હાથ થયુ નગર ઉજેણીજાણ હરખે અરમ- ડીયા નીશાન; નાનુમોટું નગ્રનુ;નાનુ સહુ બાવન પુળ્પે વધાવે બહુ દીઠા પુત્રને વા ધ્યું હેત નરનારીમાં બાપ સમેત;રાજાઆવી બેઠા પાટ કર વખાણ બોલે હાથ, ઓ લ્યો વીકરમરાયની સાથ ફરીફરી શું કહીયે તુનેશીદ ઘાલી મુકયા છે મુનેમારો અર થ તમથી કેમ સરે કામ ઇશ્વર વિના કોણ કરે માટે તુજ વચને તે જાય કાહાડી મેલ મુજને તું રાય દાવાનળમાંહી જઈ અડુ. વેણી માધવ માંહી પડું. ત્યારે વિકરમરા જા હશે બોલ શુકનો મનમાં વશે; અમુલખ વસ્તુ બેમાં હતી ક્રાધી પોપટ આ ળ છતી;એમાં ગુણ ઝાઝ છે એહ; તપસવિએ સોપ્યો આણિ નેહ; કહયોબેફળના મેત્ર, દીલ રીઝયો તે પોપટ તણો, રાજાને દીધી આશીશ. જીવે રાજ કરોડ વરીશ,નીત્ય નિત્ય કરો પરકામ.નવે ખંડ મહિતળમાં નામ જેવું કામ કર્યું માહારૂં ઇશ્વર નીત્ય કરે તાહરૂં. એ રીતે આપી આશીશ, ચાલ્યો પોપટ વણિકની દીશ

દોહરા—પોપટ ફળ લઇને વળ્યો, આવ્યો વણીકની પાસ, શેઠ શેઠાણી રંગમાં ત્રીજી મેનાઆશ. મુકયાં ફળ મુખ આગળે, મનમાં થાય અંનંદ; કળા વધિ પોપટ તણી, જેમ અજવાળો ચંદ્ર; પુષ્પ નક્ષત્ર રવિ વારશું, આપ્યું તેને દાન પ્રાશુ ફળ તે પ્રિતમાં, ઉલટ આણિ મન; ગરભ રહયો દીનથી. પોહોતિ મનની આશ, માસ ચાર તે વિતીયાં, વિનતા મન વિશ્રામ, વણીક તણો જે વાયદો નીસ્ચે આવ્યો નેટ, અધીક હેત આરોગી ગયો, પ્રીતેથી ફળ પેટ વીધાન વળ્યું તે શેઠનું, ભોગવી રીદ્ધ વરસુત્ર; બત્રિશ લક્ષણો બહુ ગણે. પ્રેમદા પામી પુત્ર પોપટ પરણાવ્યો પ્રીતથી, મેના કેરી સાથ; અધીક હેતથી તે રહી. હેતે હઇડુ હાથ, કહે પુતળી ભોજન સુણ, વીક્રમ મહીમા એહ; માથા સાટે લાવીયો; અરકુ આપ્યાં એહ. તન વ્હાલો નહિ તેહને, વપુ વ્હાલું નહીં વ્યર્થ; પરમારથ વહાલું ઘણું, સાધે પર અર્થ,

ચોપાઇ—કહયાં પુતળીએ જે વરત. લખ્યાં પુરાણે પંડીત તરત; સંસ્કૃત કાળી દાસે કહયાં પ્રાક્રમ કથાંતરે થયા, સંસ્કૃતમાંથી શોધી જથા; કહી પ્રાકરત કવીએ કથા, ભાગ્ય ચારણ કવી જન કરોડ માગુ માફ બેઉ કરજોડ, અક્ષર ભેર ન જાણું અતી; જાણનાર સાચી સરસ્વતી, જે મત દિધી છે માવડી. તેવી બુદ્ધ આવડી, સાંભળતામાં પાતીક જાય; કાયા નીરમળ એની થાય, સુણે સખીને હેતે ગાય, પાંચે પાતીક તેના જાય. ભલી વાત ઉપર રહે ભાવ; સમણામાં નહી તેને તાવ; એવું સાંભળી આપે દાન, આ લોકો પરલોકે માન આપે એકને પામે લાખ, તેની દે પુરાણે છાપ; મુરખ વિદ્યા પામે ઘણી, ઇશ્વર આશ પુરે તે તણી; નીરધન

તેં તો પામે તન; ભગત નારાયણ નુર; સામદ ક્ષત્રિ પામે શુર; રોગીના રોગ જામશે, બ્રહ્મ તેજ બ્રાહ્મણ પામશે; ભલી બુદ્ધ પામે તે ભાટ, ચારણ ચાતુરિ કેરી વાટ. કવિ કહે હું સઉનો રાંક, ક્ષમા કરશે કહુ મારો વાંક; કહે પુતળી સાંભળ રાય, એવા થાઓ તો ધરજો પાય. એમ કહી આકાશે ગઇ, એ કથા સંપુરણ થઇ, શામળભટ કહે કરજોડ; બોલો જયજય શ્રી રણછોડ.

ઇતિ શ્રી મેના પોપટની વારતા સમાપ્ત.

## काष्टना घोडानी वारता.

પવિત્રા નામની સોળમી પુતળી બોલે છે તે રાજા ભોજ સાંભળે છે,

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ ચોપાઇ—સિંહાસનનું પુજન કર્યું, બેસવા મનડું ધર્યું; ત્યારે પુતળી બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ. વીક્રમ વીના ધરે જે પાય, અંગે કપુરો કોઢીઓ થાય; વાધે રોગ કે પામે મરત, સદાપારખુ છેજી તરત, હું ચેતાવું આણે દિશ, દોશમાં દેશો માહરે શીશ; મનમાં ગમે તે સારૂં કરો, પાછા રહો કે પગજ ધરો. ભોજ રાજાએ જોડયા હાથ; બોલ્યો તેહ સખીની સાથ; પાએ લાગીને પુછુ તને, વીક્રમ પ્રાક્રમ કહોને મને, સાંભળતામાં પાવન થાઉં ગેર બેઠાં ગંગાજી ન્હાઉં; તેવો થાઉંતો પગજ ધરૂં, નહિતો એની પુંજા કરૂં, બેઠો હેઠો જોડી હાથ, મનમાં સમરયા શ્રી રઘુનાથ; રાજા ભોજ હુંકારો દિએ; પુતળી વાત વિક્રમની કહે. દોહરા—કહે પુતળી ભોજ સુણ, પવિત્ર વિક્રમ રાય મહિમા સુણજો તે તણો, દોહલા દુખ પીલાય, ગડગુમડ પીડા નહી દેહ વ્યાપે રોગ; અલ્પ મરત્યુ વીડા નહી; નહી પુત્ર કલત્ર વિજોગ.

ચોપાઇ—નગર ઉજેણી માળવ દેશ; રાજ કરે વિક્રમ નરેશ; જેવું રાજ શ્રી રામજ તણું તેથી સુખ છે તેને ઘણું; નવતેરિ નગરી છે સાર. ઓછવમંગળ અપરં અપાર ઘેર ઘેર શીવના પરશાદ, વધશાનવ ભાક્ત અતી ઉલ્લાસ ધરમવંતસહુકોની દેહ; મન્ગતા વરસેછે મેહ; ફળે વનસ્પતી ભાર અઢાર, કો ઊપર નવ આણે ખાર; અજા વાઘ સહુ એકઠા ચરે, અવટતુ કો કોનુ નવ કરે; પાર કાકો નવ તાકે ધન, અન્યાય અધરમ ઉપર નહી મન પાપે પેટ કોઇ નવ ભરે, ચાડી કોઇ કોઇની નવ કરે; અવર અન્યા નહી લગાર, સહુકોનો ચાલે વેહેવાર ખેડુત જનને સઘળો લાગ રાજા પામે દસમો ભાગ; સોંઘુ અને સહુકોને મળે, વણુઆ તેના સફળે ફળે; પતી વરત પાળે સઉ નાર, કો કોને નવ લોપે કાર શીધવડ અને ક્ષીપ્રા તીર; વેતાળ આદે વસે સઉ વિર, ચોરાસી તો વસે છે સીધ, પાશે અને વસેછે ત્યાં નવ નિધ; શીવશંકર માહાકાળેશ્વર નામ, કરે અણુચીંતવ્યા ભારે કામ હરસીધ વસે છે ત્યાં સાક્ષાત, તેની વાણિ વેદ વિખ્યાત, સીધવડ મોટો ગંભીર રાજ કરે ત્યાં વિક્રમવિર

અનેક પંડીત પુર પ્રધાન, ગુણીજન જાચકના વહુમાન; દુખીઆ જન આવે છે ઘણા, રાજા કષ્ટ ભાગે તે તણા. નવે ખંડ ચાલી નામના, રાજા પુરેછે કામના એક દીવસ વીચાર્યું મન; માગશર ચોથનો દન. ગણપતીનું વ્રત સહુ કરે, સંપત સારૂ વ્રત આચરે, વીક્રમશેને કરયું તે વ્રત, નોતરયા બ્રાહ્મણ સરવે તરત. કીધાં લાડુ વરતજ તણા, મળ્યા બ્રાહ્મણ લાખોથી ઘણા પોહોર રાતે કરવો પ્રશાદ, સહુકોના મનમાં ઉલ્હાદ ઉપર દક્ષણા સ્વચ્છી આય, ધર્મ કરયું ત્યાં વિક્રમરાય, વીમ સરિકે ભોજન કરિ. રાજાએ થાળ પુજાની ભરિ; બાવના ચંદન કુમ કુમ ઘણાં, ભીતી પુષ્પ વીવિધજ તણાં; અરગજા અબાલ ગુલાલ કપુર; તંબોળ સુખ ભોજન ભરપુર. કનક થાળ લીધા છે હાથ, નહી સાથે કોઇ શેવક સાથ; બાલચંદ ગુપ્તિનું નામ. પ્રથવીપતી આવ્યો તે ઠામ, તે નવજાણે બીજુ કોઇ, તે સ્થાનક એક કઉતક હોય; સમીપે આવ્યુ તે હેહરૂં જ્યાં રાજાએ દરશન કરયું, માંહે બેઠો દીઠો એકજન મરવા ઉપર તેનું મન; ખડક ઉઘાડું તેને હાથ. કરે સ્તુતી શીવની સાથ, મસ્તક પુજા કરે જેટલે રાજાએ દીઠો તેટલે; હાંહાં ત્યાં રાજા કીધ, ધશી ખડક બાઝી ને લીધ. શા માટે દેહ ત્યાગજ કરે; કાંરે વણ ખુટે તું મરે; આપ હાથ છે દેછે શીશ, ઘોળ્યા કરેછે ઇશ. એ વાતનું કહો મને દુખ પરકર તારી ભાખશે ભુખ;શત્ય વાત તું કહેજે વાણ, ઇશ્વરની છે તુજને આણ, ત્યારે તે બોલ્યો દુખી, શી વાત પુછોછો સુખી, દુખ સાંભળે શું સરશે અરથ, ગાંઠે બંદાવ્યો છે મરથ. શું ઘેર આવશે સાતે વાહાણ, શું લાખેણી લાગશે લાહાણ; જે કામે આવ્યા ત્યાંજાવ,દીશોછો કોઇક રાવ; દિશોછો કોઇ અદભુત રૂપ; ડાહાપણે દીશોછો ભુપ જાણુછું દીશો ચોર, નીશાતો અડધી છે ઘોર. શાહ હોય શીદ આવે બહાર, વીકટ ભયાનક આને ઠાર, તે માટે પુછે શું થાશે, મ્હારૂં દુખ શું તમથી જશે. પરદુખ ભંજન હોય કોય, વિક્રમા જીતતે નામે હોય; તે જાણું છું ઘેલાલોક પરદુખભંજન કહે તે પોક, આવે બાપડા જાચક જન, તેને શેર એક આપે અન; તે જાચક નવખટકરે, જુઠાં વખાણ વિક્રમનાં કરે; હું તે આશા કરતો નથી, તો તુજ આગળ કહુ કથી; વાતો કરતાં જાશે દીશ, તસ્કર જાણુ છે દેશે વીશ;મારે ખડક અમારૂ આજ,તુતારે મારગચાલ

દોહરા–વિક્રમ વાણુ ઓચર્યો; સાંભળ મારા ભ્રાત; તારૂ દુખ ભાગુ અમો, સાચી કહેજો વાત તમો નામ જેનું કહયું; વિક્રમસેન જે રાંક, તે હું શેવક સરવનો ક્ષમા કરો મુજ વાંક. આશાને શુભ તણે આવ્યો છું તે કાજ;સક્ષેપે કરો વારતા,દુખકરો સહુ તાજ. તારૂ દુખ ભાગુ નહિ તો ઇશ્વરની આણ. તિરથવ્રતનું ફળ નહી.પડીએ રૈ રૈ ખાણ, તે વાતે સુરજ સાખીઓ, વચમાં બ્રહ્મા ઇશ; તુ સાચું બોલે નહી, તે તારે તે શીશ વીમજ હદડે; હરખીયો, ખોલ્યું માહારૂ ભાગ્ય; વાત કહુ મનડા તણિ,ટાલવું મનના દાઝ.

ચોપાઇ—પુછોછો તો સુણજો. તમો,પુરવ દેશ વસુ છું અમો કણોજીઆ બ્રહ્મણની નાત છુ કુંઆરો મારી જાત; પરણવું સંપતનું કામ; નથી માહારી પાસે એક દામ. અતીત એક આવ્યો મુજ ઘેર,બેઠો ત્યાં શોકાતુર ભેર. તેણે કહ્યું કાંઇ આપો આહાર,કહ્યાં ઘણું ને લાગીવાર,મેં દુખમનમાં આણ્યું ઘણુ નારી ઘર પનોતા તણું; ત્યારે તેને કીધિ આશ, પ્રીત કરી બેઠો મુજ પાશ; મેં તેને જમાડયું અન્ન, મુજ ઘેર રહયો એદન. તેના મનમાં બુદ્ધિ ઘણી, પ્રદક્ષણા કીધી પ્રથવી તણી; તેના હઇડે હેતજ ધરી,ત્રિયારાજની વાતજ કરી,ત્રિયારાજછે દક્ષણ દેશ ત્યાં નારી નવ જોબન વેશ.સ્વેતબંધુ રામેશ્વર ૩શ્રી;બાર મલાર છે દક્ષણ દેશ, ત્યાં પુરૂષ નવ ખોળે મળે;અશી બોલ કોઇએ નવ કળે;વળી ત્યાં કામણ ગારૂ ગામ; કામરૂ લોક કહેછે નામ,ને દેશની કહું તે રીત મુજ સાથે જોડી છે પ્રીત; પુરૂષને પરવા કરે. રાત દિવસ તે કીડા કરે કામે દેવને ત્યાં બહુ ભાર કામણગારા લોક અપાર; સ્ત્રી થઇ જે કરે નેહ, કામણગારી તેની દેહ તેને તો નવ દુખે કામ, તેનું લઇ શકે નહી નામ. ત્રિયાજ છે ત્યંથી દુર.સ્ત્રીને બળ છે ભરપુર;પુરૂષ ઘણા વસે છે ત્યાંહ. કામ વ્યાપે નહી તેને ત્યાંહ,માટે પુરૂષને માનતા નથી, ગોપ વાસ શું કમીએ કથી; પર મલક પુરૂષનો વાસ,તેથી ચાલેછે ઘરવાસ;ચડે ઘોડે ચઢે કામની,દુર પંથે જાઓ દામની દેખે કોઇ પુરૂષનિ જાત ઘોડે ઘાલી ઘેર લઇ જાય.ભક્ષ ભોજન દઇ રાખે પાસ; ભોગવે છે સુખ ત્યાં ખટ માસ વળી સીતા તણો છે શ્રાપ,ક્રોધ કરીને કહે છે આપ; રાવણ મુઓ કલપાંતે ઘણું,તેણે હરખ કરયું મુજતણું માટે એ સ્થાનક નર જાય, તે તો નિસ્ચે નારી થાય; લંકા ગઢની શોભા ઘણી,ચીતા બળે છે રાવણ તણી, હનુમાન ત્યાં રહયો રખવાળ.જેવો કૃતાંત સરીખો કાળ;રાવણ હાકી ઉઠે જેટલે હનુમાન હાંક વાગે તેટલે; વાશ જોજન સુધિ સાંભળે પુરૂષનુ પુરૂષાતન ટળે; માટે ત્યાં ઝાઝી કામની, નહિ ભુતળ એવી ભામનિ; પુરૂષ તણી તો ખોટે કરી, કેવળ છે ગણું સુંદરી.જેને પુરૂષ જે આવે હાથ,આનંદ કરે તેની સાથ ખટ માસ સુધી આનંદ કરે. કામનાનું તે પેટજ ભરે. નથી ધણી ધણીયાણી કોય. પુઠ ન લીધી તેને કોય;તેને તણો કોઇ નવ દે શ્રાપ નથી બેસતું તેને પાપ જેને ઘેર પુરૂશ છે બહુ,ધનવંતે તેને કેહે સહુ;રાખે અગોચર ઠામ, અનેક ભેદ કરે છે કામ. રાખે ગુપ્ત ન જણાવે નદી, સાંભળે નહિ હનુમંતા સદા; સાદ સાંભળે નારી થાય. તેતો તે કામેથી જાય. એમ સાહિઆણે જેમ પીપળ પાન, પુરૂષને ઝાઝુ છે માન;તેણે મુજને એવું કહ્યું;તે મેં એક ચીતે કરી લહયું.વળી તે પછી મેં વાત.મીત્રસાચું કહો સાક્ષાત સરવે નારિઆ એંધાણ, કોઇ એક ઘેર અભીમાન; પુરૂષ સામિ કો જોતી નથી તેવિ હોય તો કહોને કથી.

દોહરા—જોગી કહે વાડવ સુણો, શુ કહું વચન વીવેક;બધો દેશ મેં નરખીયો

દિઠી તેવિ એક હકીકત પુછી તેહનિ,લીધો તેનો પાર.તુજ આગળ માંડી વાત કહ્યુ નિરધાર, એક દીવસ તે કામનિ, થઇ ઘોડે અસવાર,નિકળી પુરૂશ પાડવા અરણ્ય વન મોઝાર. નારી ત્રિયારાજનિ ઈંદુમત જે નામ; અત્રિમ લક્ષણો વરણવું, તે તાં પર્મ નિધાન.ચારે કળા પ્રમ લોચનિ,કંચન વરણ દેહ. એ સમે ગઇ.સગી સંગાથે તેહ. શશીવદનિ, વરસ સોળની, પરમ પદમની નામ; પુરૂષ દીઠો એક રણ વિશે, આવ્ તેણે ઠામ. ધશીને તેને ઝાલીઓ દીઠુ સકોમળ અંગ, જાવા લાગી નગરમાં બેસાડી તુરંગ. તે જાતે બ્રાહ્મણ હતો, પોતે બોલ્યો વાણ; શા માટે લેઇ જાઓ છો; મુજને બ્રાહ્મણ જાણ. નથી દ્રવ્ય મારી કને, ઘરનો છું હું રાંક નથી અન્યા હું લાંચિયો, શોછે માહરો વાંક દુખ થયુ છે માહરે, જે વાટ જોઇ છે ભુખ; વાટ જુવે ઘેર છોકરાં, તેનું મોહોટુ દુખ પ્રણમુ પાએ નમુ; દેઉં આશીશ બહુ પેર, લાખ ટકા પામ્યા તમો; જો જવાદો ઘેર. ત્યારે તારૂણિ બોલીયાં જાવા ન દો મુજ ભરથાર; અમ્રત મેવા અંતી ઘણાં. આભુશણ સણગાર આનંદ કરો ખાઓ પીઓ; ઓગરો શુખ વિલાસ વિસારી મેલો છોકરાં; સદાર હો મુજ પાસ.ત્યારે તે બ્રાહ્મણ કહે ઠીક ઠીક તુજવાસ વાટે જાતાં ઝાલીયો, તે કરે ભરથાર. માનુની નામ છે તાહરૂ; એમ મળે અહંકાર; લજ્યા લગાડે નારને, તારૂં નામે ભાર પારવતીનો શ્રાપ; છે પુરવે નારી શિખ, માનુનિ ત્યાં માગી હરી, ત્યારે હસતા ઇશ; તે શ્રાપ નિમ્યા કરી;એકિ પોતાનું તોલ; સરમ વચન એવાં કહ્યાં, બ્રાહ્મણ ભડકા બોલે. માન મુકી તે કરગરે નાર તે નારિ પાસ; મુજને મુકો માનુનિ એ છે મોટી આશ.

ચોપાઇ—એવાં વચન બ્રાહ્મણના સુણિ, ચડી રિશ નારિને ઘણિ; ઉતારિ મુકો તેહને, પ્રતિજ્ઞા કરિ દેહને પુરૂષ હાથનું અન્નન જમુ; પુરૂષ શગ વિલાસ નરગુ, પુરૂષ વસ્તુ ધરૂ અંગ પુરૂષ પશુનો ન કરૂં સંગ; દેસુ પુરૂષને ઘણું આપ, તે બ્રાહ્મણ તુજ મસ્તક પાપ એમ કહીને ઘરમાં ગઇ, આપ મનમાં ચિંતા થઇ; કરવા માંડી પુરૂષની ઘાત, ત્યારે તેનિ બોલી માત. પુરૂષ સાથે કરોછો વેર. તે નહિ છાજે માહારે ઘેર, મુળ ખોટે છે પુરૂષનિ ઘણિ, શેઠાઈ કેમ ચાલે આપણિ; માટે મનમાં તુ પરહરે, રૂડા વર જોઇને વરે;તેતું માહારી પુત્રિ શતી.વરો તમો મન ભાવતો પતિ ત્યારે રાણીએ વારૂ કહયુ, જ્ઞાન પોતાનું મનમાં ધરયું; પડકા ચાર ધર્યા જે જયાંહ તોરણે બાંધ્યાં મોહોલજ માંહ, માહોલ મધે દરશાછે ચાર, શપત સપતાં છે બાર; સત દાસ પોતાનિ સાથ. ખાનપાન ને સુખ વીલાસ; મોહોલ કરાવ્યા ઝાકઝમાળ, કર ઝાલી બેઠી વરમાળ. તે ગામમાં ઢંઢેરો ફેરેતે નારીને વર જે વરે; વણ બોલાવે મંદીર જાય, ચાર પોહોર એમ કરતાં થાય; પેહેલા બ્હાર જઇ ઉભો રહે. આવો બેસો રો નવ કહે, પ્રાતુશકાળ થાય જેટલે, તે નરને ઝાલે તેટલે, લીધે નાક તે તીર કરી શામ વદન કરે સુંદરિ; મુજ દોરિએ બાંધે હાથ સારિ નાકને ઘાલે નાથ;માહા

માર આપે તેહને, દેછે દુખ પુરૂશ દેહન; કાહાડી મુકે નગરની બહાર, એવિ એક જોરાવર નાર; એમ પુરૂષને અદકું દમે, પરણવા કારણ રણમાં ભમે.

દોહરા—પ્રતિજ્ઞા તેને એટલી, આવે પુરૂશ કો બહાર રૂપ રંગ જુવે નહી; નવ બોલ તે નાર, મનમાં તો તે બોલાવશે; કોણ જાણે કાળ તેહ થકી વેરોકરે;આરોપે વરમાળ. હુકમ એરાણી તણો; મન ગમતું તે થાય ત્યારે પુરૂષ પરવરે, બીજે દેહેરે જાય; બોલાવે બીજી વરાં, હેતે દેજો સાદ; તેય રણ તોડી પરવરે, આણિ મનઉસાદ એટલે ઉભા ત્યાં જઇ, સુણ ભોજ જો વાત ત્યાં પુરૂષ તે પરવરે, બત્રીશ લક્ષણ ખ્યાત જાત ભાત કે ચાતુરિ રૂપરંગ વ્હેવાર; વણદીઠે જોયા વિના, જો બોલાવે પાર. ચાર ચોથુ તોરણ છોડતાં, મન થાય પ્રશન; ત્યારે તે નારિ તણું,નર પામે દરશન; કદાચીત એવા રહી વિચારિ તે પેર; સાદ કોણે કરયા નથી,ગયો નહી તે ગેર. દુખ કીધા કરોડ તેં, એવિ નમેરિ નાર; સાદ કોણે કરયા નથી,કોઇ ન પામુ પાર; તોરણ બાંધ્યાં બારણે, તે કનક એંધાણ; ચારે ખુણે ચારછે કનક પંખી સુજાણ.એકજ પોપટ પાળિયો બીજી મેના હોય; ત્રીજી ઢેલ છે ઢળકતી, ચોથો મોરમન મોહ્ય ચાર પંખી છે કનકના, તોરણ ઉપર પાંખ; કાને તો મેં સાંભળ્યાં નથી દીઠા મે આંખ ત્રિયાજની તારૂણી; નરખી મેં વિશેક હોકારા કરિ પરવરિ, એ વીનતી છે એક.

ચોપાઇ—સુણજો રાજા વિક્રમ તમો, તે જોગીરે પુછો અમો; તે દીવસનો લીધો પાર, ત્યારે અમે કીધો વિચાર. હવડા વહે છે જોબન વેશ, જઇ આવું હું દક્ષિણ દેશ.તે જોગી વિદાય કદયો, ત્રિયારાજમાં હું પરવર્યો વિચાર કરૂ તો લાગે વાર, કહું સંક્ષેપ તે વિચાર; સ્વેતબંધુ રામેશ્વર નામ, જઇ પોહોત્યોહું બારબલાર નારી નોતમ ઠારો ઠાર.ત્યાં દેખાડે હેતજ કરા,બહુજ પ્રિતિ સ્ત્રિઓ તણી ચરિત્ર તણી બહુ રિત, મોહ વશ કીધી મારી પ્રિત રીતભાર તો તે નહિ ખુવે; જે નર સ્ત્રિના સામું જુએ; સ્ત્રિની સાથે નેહજ કરે, દેશ દેશાવર રઝળતો ફરે. બોલે તે વશ થાએ અડયો,તે નર કાળાગ્રહમાં પડયો; મારૂ મન તો મેં વશ કરયું, કોનું કહયું હઇડે નવ ધરયું કાને સાંભળી તે કામની, નહી ભુતળ એવિ ભામની; તેના લોક કરે વખાણ,મુજને વાગ્યુ મોહનું બાણ મારે ચીતે રોમરોમ થયો,તે નારીને મંદીરગયો પદમણીને મળ્યાની આય; એવો મનમા થયો ઉલ્લાસ. ચાર સાદ દેશે કોડશું તોરણ આપે હાથ છોડશું, વળતી પરણું બાળ કુમાર;મગસુત્ર મારૂ રૂડે ઠાર,એમ કરી રહયો એક રાત, પછે બાંધિ લીધો પરભાત; વિખ્યુ નાકને ઘાલી નાથ.મુજ દોરીએ બાંધ્યા હાથ ભુજ.વડે લોવડાવ્યું મુખ, એમ દમીને દીધું દુઃખ મુજને બહુદીધોરે માર, એમ કહીને કાહાડયો બાહાર પીડા પામ્યો દેહજ ઘણી,વાગી હાક હનુમાનજ તણી; પુરૂષમાંથી હું ગયો. નારીવીના નપુછક થયો ભુંડા મોહોડું લોકને વળ્યો સહોદરને હું આવિ મળ્યો; તેને તુજશે કીધો વાદ, વિશનુ હિઠુ માહારૂં નાક લોક

મળ્યા છે ચારે પાસ, સહુકો મળીને કીધું હાશ,ઘણે દીવસે તું આવીઓ,ત્રીયારાજ તારૂણી લાવીયો. બોલ તણાં મેલે છે બાણ, પણ ખુટે જાય મુજ પ્રાણ; માટે મનમાં એવું ધર્યું;વિક્રમસેનને જાણુજ કરયું.પરદુખભંજન કહે છે નામ,મારૂ તેથી થાએ કામ. હું જાતો ઊજેણ ગામ, નીશા પડી રહયો આ ઠામ. વિચાર કરયો મેં મનડા વિશે, વીક્રમ દુઃખ કેમ ભાગી શકે; આપણ માનવીનો અવતાર, નથી સરવાનો સમાચાર.માટે તેને શીદ દુખ દેઉં,તેનું પ્રાશ્ચીત મુસ્તક લેઊ. વીક્રમ તો મનાવેમન અન્નવસ્ત્ર કે આપે ધનમાટે ત્યાંહાં હું નહિ જાઊ.શીદ તરણાથી હળવો થાઊ.એમ વિમાસુ મનમાં ઘણું, દીઠુ દેહેરૂ શીવજી તણું;મુસ્તક પુજા હેને કરૂં, શીશ સમરપુ ને હું મરૂં; મુસ્તક પુજા કરૂ જેટલે, હાથ તમો ઝાલ્યો તેટલે. ઊપજ નીપજ માહારી, તમો ગત જાણો તાહારી, તમો કહો તેનો હું કરૂં, કહોતો જીવું કહો તો મરૂં. દોહરો—વિકરમ કહે છે વીપ્રને, સાંભળ મીત સુજાણ, આ ઘાત જો તું કરે ઇશ્વર કેરી આણ, તાહરૂ દુઃખ તે ભાગશે.શ્રીહરસીદ્ધ માત, સત્ય વાત સાચી કહું વાણિ વેદ વિખ્યાત. ત્રિયારાજની તારૂણી, લાવું આણે ઠામ.પાએ લગાડું તાહારે. વિકરમ મારૂં નામ ચંદ્ર સુરજ બે ‧ ાખિયા, રામ દવાઇ ખાઉં, આ વેળા આણી ઘડી,દક્ષણિ દેશે જાઊ. એક વરસનો વાયદો, પાછો આવું આ દીશ,વળતી આપણ બે જણા, સાથે સમરપુ શીશ. આજ સ્થાનક તમે બેસજો નીરભે થઇને આપ, નાશી જાઓ મહોલજ વીશે, તો બ્રહ્મહત્યાદીક પાપ રાખ્યો વિપ્ર તે સ્થાનકે, પોતે પુજા કીધ; માગી હુકમ હજુરનો, પ્રાહોડો પંથજ લીધ. પુર માળીયાં મુકયા મુકયા સરવે રાજ; અશ્વ ચડી પરવર્યો,પરદુખભંજન કાજ.તેડયો વઇતાળ વિરને સમરી હરસીધ માત. ચાલ્યો દક્ષીણ દેશમાં, લીધિ માજમ રાત વિપ્ર વેસ આપે કરયો, પલટયુ પોતે રૂપ; ઓળખો આવી મળે, કોઇ ન જાણે ભુપ, ઘેર વાટ જુવે ઘણી, ચીંતા મન નવ થ ય, ઇષ્ટ ઊપાસીક એહ છે, ગાંજ્યો કોને નવ જાય.આણ ફરે વીક્રમ તણી; પ્રધાન કરે છે રાજ; પોતે પંથે પરવરયો, પરદુખભંજન કાજ. ચોપાઈ—ચાલ્યો રાજા દક્ષીણ વાટ,નહી મનમાં આવે ઊચાટ,ગામ એક બીજુ લહે, નીશા પડે ત્યાં વાસો રહે, જ્યાં તીરથ આવે ત્યાં નાહાય, આપ ઊલટમાં ચાલ્યો જાય પંથ વિચાર શું કહિયે કથી, સંક્ષેપે કહુ સરવથી સ્વેતબિંદુનુ દરશન કરયું, હેત આણીને હઇડું ધરયું; ગયા જ્યાં છે બારમલાર નારી નૌતમ ઠારો ઠાર. થયો આપ જોગીને રૂપ, ભારે જોગી નર અદભુત આવી સહુકો પાએ નમે, દુખ ન દે કોઇને નવ દમે. નારી શું નવ જોડે નેહ; કેમ ચુકે સત્યવાદિ દેહ; સહોદર પરનારી તણો, પુન્યવંત દાતા છે ઘણો. નારીનુ સુણ્યુતું નામ, મહી પતી પોહોચ્યો તેણે ઠામ; તેને વારે બીજા લોક, આ પેલા જાય તે ઠોક. કોઇ તણું વારયું નવ કરયું, હેત આણી રૂદીયામાં ધરયું; ધંરવીર માહા દ્રઢજ થઈ; બેઠો તેને આસન જઈ.

પ્રતીક્ષા પાળવા કારણે, તોરણ દીઠુ પેહેલે બારણે,પોપટ પંખી સહુ પુરણ, દીઠ નયણે એ એધારણ બેઠો તે સ્થાનકમાં ઠરી,જાણે થયું સઘળી સુંદરી;સાત સાહેલી સરખી નાર,સહુકો આવી રાણી પાસ.બ્હાર કોઈ આવ્યો છે રૂપ,દીશે છે પૃથ્વીનો ભુપ: ઇંદ્ર થકી દીશે છે નવો,જાણે અરજુન બીજો હવો વરૂણ વારૂ કે આપ્ર ધરમ, દીશે ભારે એનું કરમ; કોઇ એમ મહીપતી મોહોટો હંસ, દીસે છે કો દેવનો વંશ જેવો હુકમ દો કીજીએ વચન હાથા માંથે લીજીએ; તવ રાણી બોલી તે વાર; ભલે આવ્યો તે આણે ઠાર; સારો ભુંડો આપણે કશો, પુરૂષ નહી મારે મન વસ્યો નવ જોઉં હું એનુ મુખ; દેવું પ્રભાતે બમણું દુખ. સહુનું નાક વીંધો છો એક એના વીંધુ બેઉ વીશેક;એનું રૂપ છે અતિ પ્રચંડ,એને આપો બમણો દંડ ચરચ્યા જોવા સખીયો જાય, આશન જઇને બેઠો રાય;નહી આદર ને નહી સનમાન, નહી ફોફળ પાન. દોહરા—રાજા બેઠો સ્થીર થઇ: સમર્યા હરસીધ માત; માનવ કો પાશે નહીં. કોશુ કીજે વાત સુરણ લગી ઝુરણ ઘણી.હવે શી કરવી પેર;વીપ્ર વાટ જુવે તહીં કેમ જવાશે ઘેર. પોહોર ચારમાં પારખું હાર જીતવી હોડ; પ્રસન થાય અંબીકા પોહોચે મનના કોડ.

ચોપાઇ—સમરયો આવો ત્રિર વઇતાલ, સમરત આવ્યો તત્કાલ.કેમ સંભરાયુ મરૂં નામ, મુજ શેવકને કહે કાંઇ કામ, વીક્રમ કહે જાણો તમો, શું વિસ્તારી કહીએ અમો; કાંઇ એક મન આપણ કીજીએ, તો જીતીને જશ લીજીએ, ઘણાંક કીધાં મેટાં કામ, મોટું સંકટ છે આઠામ; કરો ઉપાય કાંઇ રૂડો આજ, જે વાત આપણી રહે લાજ. એવો રાયે દીધો ઉપદેશ, પોપટમાં કીધો પ્રવેશ; કનક પોપટને તારણે જડયો, વઇતાલ જઇને તેમાં અડયો પોપટ બોલ્યો તેને ઠાર, જેમ સાંભળે પેલી નાર; નહિ પડરને ઘરમાં સાર, આશ્ચર્ય પામે સહુ નાર; પોપટ બોલ્યો આણી ધીર, ભલે પધારયા વિક્રમવીર. દોહરા—ભલે પધારયા રાયજી, મોટું તે તમે કામ; ઉજેણી પતી છો તમો; પરદુખભંજન નામ. ભાગ્યએ ધરતી તણું, પવીત્ર કીધો આ દેશ; દેવવંશી દીશો તમો વીક્રમ રાજ નરેશ, ચકવે આણ તારી ફરે; પરદુખ ભંજન હાર; સકળ લહે તું વારતા. જોશરપુર દાતાર. પાંચ દંડ જીત્યા તમો, જીત્યા વીર વઇતાળ; પાળો લાડ પ્રજા તણાં, દુખના આણ્યા કાળ. શવા લાખ હસ્તિ તણો; ઉત્પન્ન જેને ઘેર; તે પધારે સેજમાં, કોણ કાજ કોણ પેર, જેને ઘેર રહુ અમો,તે છે ચતુર સુજાણ; નારી છે તે પદમણી, બોલે રૂડી વાણ, તેને જાણ થયું નથી, આવ્યા વિક્રમરાય; નહી તો માન મુકી કરી,આવે તમારી પાસ વીક્રમ કહે શુક સાંભળો,પવીત્ર તારી જાત;રખે કોઇ આગળ કહો,આ હમારી વાત. તેકેમ મુજને ઓળખ્યો જાણી મારી જાત;તુજને કેમ વાચા થઇ;સાચી કોહોને વાત.

ચોપાઇ—પોપટ કહે સાંભળ રાજન, પવીત્ર છે નીરમળ મન;અરૂણ ઉગ્યો કેમ

છાનો રહે,તારૂનામ નવખંડે રહે.તારૂ દરશન જેને હસે,સુકાં ઝાડ નવ પલ્લવ થશે; મુરખ જો કરશે દરસન, સારદા માત તેને પરસન. મહિમા તારા દરસન તણો,નેહ વધે છે મુજને ઘણો; કરમ સ જોગે રહેશો રાત, પંથે ઉઠી જાશો પરભાત નઉતમ વાતકંઇ એહ કહો, મારા સમજો અહિંઆં રહો. તમ વારતા નો મહિમા લઉ, હેતે હું હુંકારો દેઉ, વણપુન્યે પવીત્ર થાઉ,ઘેર બેઠો ગંગાજળ નાહુ.જે કો ણેણશે તા-રી વાત,પવીત્ર થાશે તેનિ જાત;આવ્યાં છો તો પાલન કરો,જાણી રાંકનેબાંહે ધરો.

દોહરા—મહીપતિ મુખ બોલીયો, સાંભળ પંખીવાત; તુજ આગળ હેતે કરી કહિશ રૂડીવાત,આમંદિર મુરખ તણું; મુરખ કેરો ઠામ,માટે નહી કરૂ વારતા ચતુર તણું છે કામ,પ્રીત પરનારી નહી એવી મુજ જાત,સાદ કરે હેતે કરિ;તો હું પુછુ વાત. હુકમ કરે ઘરમાંયથી, જેમ હું સુણુકરણ; તો હું તુજ આગળ ખરી, વાતો કરૂ બે તણ.ચોપાઇ—પંખી રાય બે વાતો કરે,માનુનિ બેઠી મનમાં ધરે;તે તો બેઠી કઉતક ગણે, કનક પોપટ છે અમતણે. જડરૂપ ને કેમ બોલીઓ, ધરમ આપે કેમ તોલીઆ;વીક્રમસેન કાને સાંભળો, તેને કોઈ આવી મળયો. જેનું છે નવખંડે નીમ;તે કેમ આવ્યા શાને કામ,પાશે ઉભી હતી સત દાસ.તે આવી રાણીના પાસ બાઇજી એ શું ન કરો વાદ, હેત કરીને દો તના સાદ;જોઇએ એ વાતો કરે કશી, અચરત મારા મનમાં વશી. એક વરાંતે શું તરણ થાય, જો તોરણથી પાછો જાય; ચતુર તે સઉકો મન ધરે,જોઇએ એ વાતો શી કરે.એમ કહી સહુ પગે નમી,વાત રાણીના મનમાં ગમી; મન ભાવ આણી ઉલાદ; આપે પોતે દીધો સાદ. બેઠો રાજા ધીરજ ધરી, બોલાવ્યા બહુ હેતજ કરી;કહો વાત પોપટની શાથ.મનમાં આણીને ઉલ્હાદ એવુ કહીને નારી નમી.વીક્રમસેનને વાતજ ગમી ત્યારે તોરણ એક છાંડેલુ રાજાનું હઇડું હરખુયુ; જઇ બેઠો ત્યાં તોરણે તળે, વીક્રમ કહે તે કોઈ ના કાળે.

દોહરા—પોપટ દે હુંકારડો વિકરમ કહે શુભ વાત; ઘરમાંથી સઉ સાંભળો પે-હેલી માહાજમ રાત. ચીત્રામણમાં જે લખે,તેમ બેઠી સઉ નાર;મન છે એ વાતમાં સઉકો ઠારોઠાર.ચોપાઇ—વીક્રમ મન મુકીને આપ,બોલ્યો પોપટકેરિ સાથ;કોરલ પાટણ કુકણનો દેશ, કપુરશંધ રાજા નરેશ.આખા કુકણનો તે ધણી,અલખદેશઅલખત છે ધણી;અતી ઘોડા ઘણાં ઘરસત્ર,નહોતો પેટ પોતાને પુત્ર વીત્યાંવરસઆપેપચાસ,તારે એક પુત્રની છે આશ; પંડીત તેડી કીધાંસન્માન, પોથી છોડાવી દીધાં માન, પંડીત કહે જો પ્રીતજ ધરો, પંચ લખ સાચી તે માન કરો; પારથીવ કરતાં પાતીક જશે. તેના પ્રતાપે પુત્રજ થશે,વીદ્વાનોનું વાકય ધરયું,કહ્યા નકી તે બમણું કરયું;પ્રસન્ન થયા જવ ભોળો ઇશ.ટળી ગાળ હતિજે શોશ ભગવાન શેવાથી ભાગ્યજ ભળ્યું, વાંઝીયા મેહેણું શીરથી ટળ્યું; પુરે માસે પ્રસવ્યો દુત્ર, મુકતાહાર ઘણાં ઘર સુત્ર. તરીયા તોરણ બાંધ્યા બાર.મંગળ ગાય નગરની નાર;વેંહેચ્યાં ગોળધાણાને પાન,

જાચક જનને દીધાં દાન. ભોજન કરાવ્યું બધુ ગામ, ઓચ્છવ વરત્યા ઠામો ઠામ આનંદભેર બહુ દીન વહી ગયા, રાજકુંવર ઘેર મોટા થયા. શુકલ ચંદ્ર વાધે છે જેમ, રજ બીન વધે છે તેમ; ધંજા અંકુશને છત્રજ ઘણાં, મળે મીત્ર પ્રાસે સોગણા સાત વર્ષનો થયો જ્યાહરે; નીંશાળે મુકયો ત્યાહરે, ભણતર વીવીધ પેરનું ભણે ભણ્યો લેખાં લાખોના ગણે; એક સુતાર તણો છે તન; તે સંગાથે મળીયું મન, જીવ એકને જુજવી દેહ, પ્રીત જેવી બપઈયા મેહ; એક ઘડી અળગો નવ થાય; મોટા ભાઇ કુખે કહેવાય રમે જમે બેશીને માંહ, કશો અંતર રાખે નહી; તેને ઘેર તે પોતે જાય, જેનું હાજર તેવું ખાય; રાજકુંવરનો જે શણગાર તે પહેરી હીંડે સુતાર બે જણ સાથે ઘોડે ચડે રીસ કરે તે સાથે ઉડે માત તાત મારે આશાળ, સઉથી અળગો તેનો બાળ સઉકો રીસે મનમાં ઘણુ વચન કે મલી પુત્રજતણું. રાજા આણે અદકી રીશ, જાણે એનુ છેદુ શીશ; તવ કુંવરે જાણી વાત મારા મીત્રની કરશે ઘાત, પીતા આગળ પ્રતીજ્ઞા કરી, આપ અંજળી પાણીની ભરી; મારા મીત્રને મારો તમો, સત સાથે મરશુ અમો; એમ ચેતાવે બધું ગામ, મીત્રતણુ કો નવ લે નામ; એમ કરતાં થયા બહુ દીન સુતારે વીચારયું મન. દોહરો—શુળી ઉપરસાથરો શુણકા ઉપર નેહ; રાજા સાથે પ્રીતડી, જીવ ઉપર જે એહ. પેરે કરીને પરહરૂ, વીચાર કરૂ મન વાજ, માટે મહારૂ વહાલ, પણ પાણી પહેલાં બાંધુ પાજ, એકદીન મીત્રજ વરગમાં, બેઠા છે એકાંત; હાસ્ય વીનોદ આનંદમાં; ભીન્ન થકી કાંઇ ભ્રાંત.

ચોપાઇ—સુતાર કહે સાંભળરે મીત્ર; તારી બુધ છે પુન્ય પવીત્ર; કાંઇક માગુ આપો મુને, ખરો મીત્ર હું જાણું તુને, રાજકુંવર તે બોલ્યો સાથ. આવું વચન બાંધવને હાથ; જે માગો તે આપુ પ્રાણ, મીથ્યા ન કરૂ તાહરી વાણ. તુ જકારણ કરૂ દેહ ત્યાગ; કહે તો સોંપુ કોકણનું રાજ; સુતાર તવ પાયે લાગીઓ, મારી વીદ્યા અદકી જાણું જો વચન હોયે તુજ તણું મુર્ખ મુજને કહે છે નાત. કારીગરે વચન તવ તે એક માખીઓ હવડાં હું છુ જોબનવેશ, મુજને જવાદો પરદેશ, મારી જાત હુકમ આલીતે ન્યાલજ કર્યું પરદેશે જાઉ પધારો બાંધ લીધો વચને કરી નાકહેવાણી નહીતે ફરી વારૂ મીત્ર વહેલા આવજો, મારે કાજે રમત લાવજો; તુજને ઘણેરા દેશું માન; ત્યારે ખાઇશું બીડીપાન, મળ્યો મીત્ર હૈડે ઘાલીઓ સુતાર પરદેશે ચાલીયો. માત તાતની શીખજ લીધ; પોતે પંથે કરયો છે લીધ, પછે પરદેશે કરયું પ્રયાણ. જાત શીરોમણ મહાસુભ જાણ; પરદેશે પરવરીયો ત્યાંહ; મીઠો મેરાવણ આવ્યો જ્યાંહ, વીશ્વકરમાના વેશજ તણો. સુતાર એક કારીગર ઘણો. આપ ઉતરયો તેને ઘેર. સુતાર સેવા કીધી બહુ પેર, વીદ્યા ભણવાને ત્યાં રહયો; સંવત્સર એક વેગે થયો, કરે તેના ઘરનું બહુ કામ, રળીને આપે દહાડી દામ; એમ કરતાં થયાં વરસજ આઠ; ઘડતાં આવડયો ભારે ઘાટ, ગુરૂ તે પ્રત્યે કહે બહુપેર. જાયે ભા-

પ તું તારે ઘેર; સુતાર કહે સાંભળ તાત;તમ આગળ કહું સાચી વાત,મારો મીત્ર રાજાનો તન તે સાથે ગમ્યું છે મન, તેને કહ્યું બંધવ આવજો;મારે કાજે રમત લાવજો તેને દેવા શું લેઇ જાઉ.હું જેને ઓશીઆળો થાઉ;કહી તમોને શું કથી તેથી દેશ જવાતું નથી, માત પીતા ઘેર જોશે વાટ, તે મીત્ર કરતો હશે ઉચાટ; નઉતમ રમત મળશે જ્યાહરે, અમો દેશ જાશું તાહરે.

દોહરા—વીશ્વકરમા કરે વીનતિ, પોહોંચે તારા કાડ; અશ્વ અપુ કાષ્ટનો,જા ઘર મોડા મોડ. દોરી સંચે ચાલશે, જેમ કહુ ટેકાણ; પણિ પંથાથી આગળા વારૂ નવાં વખાણ મુરખ કળ નવ આપજો. રખે જે તારે હાથ વીનય કરી સંચો બહુ; વાત કરૂ તુજ સાથ; સંચજ સઘળો શીખવું, તુરંગ કેરાં ઠામ; પુરવ જન્મ સંચે કરી, પામ્યો તો ઇનામ; સકલો જવ પાટીયાં. સતર શેરનો ભાર; ઉકેલી જે સજ કરયો, લાખેણો તો ચાર. પવન વેગે સાંચરે;જો ખેડે સુજાણ;ભુકો થઇ ભુતળ પડે;આગળ કરે અજાણ. ચોપાઇ—એવિ ગુરૂએ શીખજ કરી, તે સુતારે મનમાં ધરિ;ગુરૂ તણી ત્યાં માગી શીખ ચાલ્યો પંથ નવ આણી બીક,વાડે પંથની શી કહુ પેર,ઘણે દીવસે આવ્યો ઘેર;સગાં સંબંધી આવી મળ્યાં;વીજોગ સહુ વ્હાલાનાટળ્યા.માત પીતાંને હરપજ ઘણો; દીઠો પુત્ર જે પેટજ તણો;રાજ કુંવરને જાણજ થયું,તેના મનનું દુખજ ગયું. અડવાણ પાયે ઊઠી આવીયો,અનેક ભેટ સાથે લાવીયો; બાંહે પસરયા બેઉ હાથ, સકળવાત કરે તે સાથ, દુખ સુખ હાણ, વરધજ તણી. કીધી વાત વીનોદની ઘણી;ભોજનમાં બેશીને જમે,રાજ રમત બીજી તેરમે;એમ કરતાં બેપોહોરજ થયા; રાજદ્વારે રાજા ગયા; તવ થયો જવ બીજો દન. પધારીઓ રાજાનો તન કહેછે મીત્ર ભલે આવીયા મારે કાજે શું લાવીયા હું તો વાટ તારી જોઉ છું આશાએ દહાડા ખોઉછું તજ્યા છે શણગાર સોળ તજ્યા છે મુખ તંબોળ ઘણે દીવશે દીઠું મુખ,સઘળી વાતે ભાગી ભુખ;શણગાર હવે સજીશુ અંગ;મુખ તંબોળ ચાવીયું રંગ. મોટા બાંધવ કહું છું તને. માટે કાંઇક આપો મુને, માનવીએ નવ દીઠું હોય, ઉત્તમ વસ્તુ આપોને સોય.

દોહરા—વઇશ કહે નરપત સુણો,વસ્તુ અમુલખ એક,લાવ્યો છું પરદેશથી દોરી કેરી સંચ; અશ્વે જો સ્વારી કરો, નાવે ઉની આંચ; ઘડતાં ઘાટ મા વ તણો,મર્મ ન જાણે કોય;અશ્વ પંથી તે આંધળો,તેમ તમારે સોય;દોરી સંચરા શીખવું,તમને રૂડી પેર;ત્યાં સુધી ઘોડો કાષ્ટનો,રાખુ મારે ઘેર;વીલા તમને શીખતાં, થાશેજી ખટ માસ; વળતી તમે વાહન કરો, પોચે મનની આશ; બીદી ઘોડો કાષ્ટનો, બેસવા નહિ સમર્થ,આળ અજાણે જો કરે,તો થાએ અનર્થ;વઇશ રહયો એવું કહી, રાયને લાગી રાડ;જે રમત લાવ્યા તમે,તે હવડાં દેખાડ;દેખાડતો મીત્ર સહી, નહિતો દુશમન હોય;પ્રાણ તજુ હું માહરો,જેમ ન જાણે કોય.ચોપાઇ—વૈશ કહે વહાણે આવજો

અશ્વ પાણી પંથો લાવજો; તેણે અસવાર થાજો તમો, કાષ્ટ સ્વારજ થઇશું અમો, વાહાણાનો રાખ્યો વાયદો; કોઇ આગળ ન કરયો કાયદો;હરખભેર શું વીતી રાત, ઉગ્યો સુર થયો પ્રભાત,દંત ધાવન હેતે શું કીધ,અચરત મેવા મુખમાં લીધ;સવા લાખ ટકાનો તુરિ હેમ,મોતિની આખર ધરી;તેમપોષાક પેરયો પંચકરોડ તણો,આ-ભુષણો સંખ્યાથી ઘણો;જેવો ઘોડો શોભે વરસાર,તેઓ પોતે આપ થઇ જાય;ત્યારે બોલ્યા માને બાપ, નીરખું કુંવર તણું મન આપ; કયાં કુંવર જાઓ કોણ અરથ, સંખ્યા અલેખે પામે અથ; સે ક સાથે રાખો ઘણા, અંગ રક્ષા પોતાની દેહવણા; સુણી વચન બા-પા તે તન, રખે સાથે આવે કો જન;મારી સાથે આવો આ દીશ, શીન આજ્ઞા જન ઠદુ ન શીશ;મંદાર જાવું છે. મીત્રજ તણે,ત્યાં શું કરીએ મોટાઇ આપણે;માબાપે ધરાયાછે હાથ, પુત્ર પાખે થઇશુ અનાથ; કોઇ દહાડો લેશે પ્રાણ, દ્રવને લોભે થાશે હાણ,કુંવર કહ્યું ન કરે આપણું,શીખામણ નવી દીજે ઘણું; શીખામણ નવ માને પેર, શીધર આવો સુનારન ઘેર.રાજકુંવર પોતે ચાલીયો,સુતારને મંદાર આવીઓ; કાષ્ટ ઘોડો સુતારે સજ્યો.રાજા થકી ભલેરો ભજ્યો;એક જોજન વાડી રાયની.તહ તણી શોભા છે ઘણી; રમવાને કાજ સાંચરયા, આપો આપ બેહુ પરવયા નથી સાથે શેવક રાય, ૧ક વઇશને બીજા રાય;અશ્વ રાખેલો રાજા તણો,નથી કાષ્ટનો ચાલે ઘણો;જઇ વાડામાં ફુલજ લીધ,રમત ઘડી બે ચારેક કીધ જવા માંડયું પોતાને ઘેર.ત્યારે રાયે વીચારી પેર;ઘોડો કાષ્ટનો હું તો ચઢું,ના કહો તો એ સાથે વઢું;એમ કહી ગળગતાં અડધો, વારતામાં તે ઊપર ચડયો; ચીંતા ન કરશો મીત્રજ તમો, એ શાખીયો છુ વિદ્યા અમો.

દોહરો—સુતાર તે ઘોડ ચડયો, ચઢયો કાષ્ટેતે રાય; હરખભેર ઉલટ ઘણો,નગર ભણીતે જાય,આગતા સ્ગાવતા કારણે; તાણી પકડી દોર, ચઢયો અસ્ત્ર આકાશમાં ઘણું એક કીધુ જોર. વીચાર કરયો મનડા વિષે, મારયો પડીયો વાંક; મહિપત મુજને મારશે,નાસ્ચે આડે આંક, કયાં જાઉ ને કયાં રહુ,હવે શી કરવી પેર,વિદેશ ગયે છુટકો નહી,કેમ જવાશે ઘેર;એટલે શેવક એક રાયનો, શેવા કારણ જાય,દીઠો ગંગાજળ તૃદી,એ સંગ નવ દીઠો રાયે,પકડી આણ્યો પલકમાં,બાંધ્યો છે બળપુર, આણુંને ઉભો કરયો જ્યાં નરપત આપ હજુર; શણગાર સરવે કુંવર તણા; તે પેહેર્યા છે અંગ, પચાસ કરોડ એ વઇશને; અસ્વ અનોપમ સંગ નીશ્ચે એણે મારીયો, રૂડો રાજ કુમાર; દ્રવ્યદેખી મનડું ચળ્યું, નીશ્ચે જાણ ગુમાર,કહે ભાઇ ત્યાં મુકીયો,ઓ ઘોડાનો સ્વાર;કયાં ગયા કયારે આવશે, સાચુ બોલ સુતાર નગર બધુ જોવા મળ્યું ઝાઝા લોમ બહુ રંક;વીશ્ચે મારયો પાપીએ,સઉ કહે આડે અંક ઉત્તર એક નવ ઉકલ્યો,કો નવ પામે વાત;હા ભાઇ મેં મીત્રનો, હાથે કીધો ઘાત, સુણતાં સઉકો કોપીયા. ભમર ચઢાવી શીશ;સુતારને દ્યો શુળીએ,છેદો એનું શીશ;

સાચી વાત મળી નહી, એકે ન મળ્યો મેળ; કુટુંબ સહોદર સરવનું;પીલી કહાડો તેલ;સુણતાં શેવક દોડીઆ,સઊકો બેઠા જ્યાંય; ગયા સુતારને લેઇ, શુળી દાટી ત્યાંય. ચોપાઈ—વાત કહે ઉજેણનો ધણી,પોપટને નીંદ્રા આવી ઘણી; હોંકરો નવ દીધો મુખ, તત્ર રાજાને લાગ્યું દુખ. દેવી ગાળ તે ટુંકારડે,કહેવી વાત તે હુંકારડે, ત્યારે પોપટ બોલ્યો શોય, એક પોહોર વારો હોય; મેના હુંકાર્યો દેશે વળી, મારા મનની ભરાંતજ ટળી, હવે નહી બોલુ મહારાજ, મુજ સરખું કાજ; એટલી વાત તો પુરી થઇ. વઇતાળ અડ્યો પ્રેતમાં જઈ; મેના આકાર સોના પુતળી, સજીવન થઇ તે સહુકો કળી, વિક્રમ શયને સુતો ત્યાંહ, વિચાર કરવા માંડ્યો ઘરમાંહ; તે કુંવર કયાં ગયો હશે, સુતારનિ ત્યાં શી ગત થશે. ત્યારે મેના બોલી બોલ. એ વાતનો ભારે તોલ; હુકમ દેતો હુંકારો દેઊ બધી વાતનો પડદો લેઊ તે રાયને દો બહુ માન,દાશી સાથે મોકલો પાન;તે વાત સઊકોને ગમી,દાશી જઇ રાણીને નમી આ વાતનો પુરી થાય,આપે એના ઘરમાં જાય; અચરત પામ્યો ઇચ્છા ઘણી, વદે એમ ઊજેણી ધણી,સાહેલીંએ માંડ્યો જેમ વાદ, હશી રાણીએ દીધો સાદ; આવો મહીપતિ વાતજ કરો, સુખે તોરણ છોડી પરવરો. હેતે સાદ કીધો જાહરે. તોરણ તોડી નાંખ્યું તાહરે રાજા બેઠો મંડપ હેઠ, સરવે જણ સાંભળે છે નેટ; મેના બોલી હેતે વળી,હવે ચીંતા મારી ટળી.તમો આવે કાંઇ રૂડુ થશે,મહા દુર્ભાગ્ય નાં દુખજ જશે;અવાચકને વાચા થાય,રોગી જનનો રોગજ જાય; નીરધન તે પામે બહુ ધન, વંઝા સ્ત્રી પામે સંતન;જડરૂપ તે ચઇતન થાય, વર રૂડો વરે કન્યાય. રાંક રાણીને બાંહે ધરો, વાત અધુરી પુરી કરો એવોછે દુખભંજન આપ, હું બોલું તે તુજ પરતાપ.રાણી મુરચ્ચ છે માહરી, એ શી વાત જાણે તાહરી; મેના મહીપત વાતો કરે બીજા સહુ સાંભળવા રહે;વખાણ કરે હોંકારો દે,વારતા રાજા વીક્રમ કહે. સુતારને ત્યાં કરજો સાહાય,મેળાપ રાણી કુંવરનો થાય, રાણી કુંવર મારયો હોય પેર. તો ઘોડો લઇ નલ આવે ઘેર; કદાચીત કામજ નહી થાય.તો વિદેશે નાચી જાય; જેને હુંકારાછે ઘણું; કહો ભાઈ વીમત તમ તણું; તમારો મીત્ર તે કયાં ગયો. કહો તમ વીજોગ કયાં થયો;તુજ પાશે ઘોડો શણગાર, કયાં ગયા તે રાજ કુમાર સાચુ બોલો તમે સુજાણ, જુઠ બોલો તો ઇશ્વર આણ. સુતાર કહે સાંભળશો તમો, અસત્ય વાત નહી બોલુ અમો; હું વીદેશથી આપ આવીયો કાષ્ટ તણો ઘોડો લાવીયો.દોરી સંચો બાધી કરી. પવન વેગે ચાલે તુરી; અશ્વ પં એને દેખાડીઓ, મીત્રને સુખ પમાડીયો; વાડીમાં રમવાને ગયા, એકાંતમાં અમો બેઊ થયા, સુને સોંપ્યા સર્વે શણગાર, અરસ પરસ થયા અસ્વાર અજાણથી ચંપાળ્યો પાગ, ખેંતીતે પકડી તેલાગ,હુ તે વેળા હુતો પાસ, અશ્વ તો ઊડયો આકાશ, પાર તેનો કાંઇ જાણતો નથી, અજાણે વાત કેમ કહુ કથી. મેંતો કહ્યા સૌ સાચા બોલ, ન્યાય અન્યાય

સઉ કરજો તોલ.સરવે માંડયું આડો આંક. એ ગરિબ તણો શો વાંક; અરજરાજા આગળ કરો, સોંપો શણગાર ઘોડો; નથી ભાગ્યું તારૂં ઘરસુત્ર, જીવતો છે ત્યાં તારો પુત્ર. થોડે દીવશે તમને મળે; વિજોગ તમારા મનનો ટળે; ધીરજ દિધી સઉને ત્યાંય, વૈશ રહયો કાળાગ્રહ માંહ; એ વાતતો એટલેથી રહી, રાજ કુવરની શી ગત થઈ. કનકપુર પાટણ છે ગામ, કનકસેન રાજાનું નામ; મોટા ભોગીશ ઋદ્ધિ ધણી, દેશ આધિપતી આપે છે ધણિ; સઘળી સમ્રદ્ધિ તેને ઘેર, પ્રજાને પાળે બહુ પેર. તેને નગર સીમાડો અડયો, એટલે ઘોડો હેઠળ પડયો ભુખ તરશ તડકો ઉચાટ, ગયો મહીના પંદરની વાટ; તાહાડ તડકો ને ભુંડી ભુખ,થયો દયામણો ઘોડો દુખ. સંચે કરી ચલાવે તુરી, દશે દીશાજુએછે ફરી; સમીપે દીઠુ સુંદર ગામ, પોતે પંથી ગયો તે ઠામ. શીમાડે વાડીનુ વન, નિરખી હરખ્યું તેનું મન; શોડ તાણીને સુતો ત્યાંહ, થયો જ્યારે ભરનીંદ્રા માંહ;ઘટીકા સાત સુતો જવ થઈ, ફુલ વીણવાને માલણ ગઈ;બેઠકમાં તે ગઇ જ્યાહરે,મોટો પુરૂષ દીઠો તાહરે. તાણી સોડને નીરખ્યું મુખ,દિઠો સુંદીર પામી સુખ;બાત્રસ લક્ષણ ચતુરસુજાણ,રાજવંશી આકાર એંધાણ;નથી માલણ ઘેર પુત્ર. ભોગવનારો તે ઘર સુત્ર. ઢંઢોળ્યો તવ જાગ્યો વિર,શીતળ લાવી પાયું નીર; કોણ દેશ તણા છો ધણી, કહો ઇહાં વીગત તમ તણી.શા માટે આવ્યા પ્રદેશ, કયાં કરવો પરવેશ; મારા સમ સાચુ કહો, જો ગમેતો અહીંઆં રહો ત્યારે પોતે બોલ્યો મુખ, તમ દિઠે મુજને થયું સુખ; દુખનો મારયો આવ્યો આંહ, રેહેવું તાહારા મંદિર માંહ હેત પ્રીતને ઉલટ ભેર, તેડી ગઇ પોતાને ઘેર; કંથ આગળ કહ્યું સરવ સુત્ર, ઇશ્વરે આપ્યો છે પુત્ર રાજદુવારે રંગે રમેભોજન મન ભાવતા જમે; અંગે આપ ધરે શણગાર, દ્રવ્ય આપણે અપ્રમપાર; ઠરી કુંવર તે ઠામે રહયો,માસ એક એમ કરતાં ગયો.દોહરા—એક દીવસ તે માલણે, ગુંથાવ્યો પુષ્પનો હાર;બીજી ગુંથાવી કંચકી,લઈ જવા રાજ દરબાર.તે દહાડે હેતે કરી. પુત્ર લીધો સાથ; ફુલ ભરીને છાબડી, પોતે લીધી હાથ. ત્યાં બેઠો એક પાળીઓ, ઉભો રાખ્યો ત્યાંહ; રાજા પાસે કયાં જાઓછો, રાજ કુંવરી છે આંહ. ચોપાઇ—માલણ કહે અમારો તન,રાજ દરબાર જોયાનું મન;તે માટે તેડી જાઉછું, આપ્યું લુણ તેનું ખાઉ છુ; કહે પાળીઓ ઘેલી છું તું, એને નહી જવા દેઉ હું; નહી અમે જાણ્યો તારો વંશ, રાજબીજ દેવતાનો અંશ ઇદુમતી જે રૂપ નીધાન; કુંવરીને માબાપનું માન; તેના માળામાં તેડી જાય, શું હાકેમ તે ઘેલા થાય. જેને ઘરની જાણે પેર, પુત્રને મોકલો પાછો ઘેર; પુત્ર મેલ્યો પોળીઆની પાસ, માલણ ગઈ પદમણી પાસ, આપી છાબને પાછી વળી ભરાંત આપ રૂદેથી ટળી; પ્રતિહારે જે કહયા વચન મહીપતીને દુખ લાગ્યુ મન,એક વાર જોવા તેને જાઉ,મારા મનનો સંદેહ ખોઉ; એમ વિચારે આપે મન, ઉદેકાર થયો તે દન. માતા આપણી વિવા

કરૂં,ચોળી પુષ્પ તણિ હું ભરૂં;શીખીએતો આપણ આવે અરથ, જે થકી કમાઇએ ગરથ; વારૂં વીર તું સુખે કરે; અંગ પ્રમાણે ચોરી ભરે.

દોહરા—વિણી કળીયો પુલની, ચોળી કીધી અંગ;સવા લાખની મુદ્રિકા,વીંટી તેને સંગ. ભરી છાબ છે હેતશું,કોઇએ ન જાણે વાત, ચાલી તે દરબારમાં,માલણ તેની માત, તતક્ષણે આપીને વળી, આવી પોતાને ઘેર;ચોળી પહેરી પદ્મની, વીંટીની કહું પેર ડાબા અંગને ઉપરે,પોચી વીંટીનો અંક; સંભાળ્યું તે સુંદરી,જોઉ લાખેણું લંક, વીંટી દીઠી હેમની, સવા લાખનું નંગ, ઉજેસ થયો અંધારડે,તેનુંતો થયું અંગ,લીધી હાથમાં હેતશુ, એવી વસ્તુ અમુલ, કયાંથી લાવી માલણી; શોધ કરૂં સંભાળ. ચોપાઇ—બીજે દીવસ થયો જ્યાહરે,દરબાર માલણ ગઇ તાહરે;કુંવરીએ બહુ કરી રીસ, સબળ આંખ ચડાવી શીશ;કાલે લાવી ચોળી માહરી, કોણ ગુથનારી છે તાહરી;સત્ય વાત તું કહેરે મુને;સ્ત્રી હત્યાનું પાપજ તુને;ત્યારે માલણ જોડયા હાથ,બોલી ઇંદુ મતીની સાથ; કાલો ઘેલો મારો તન. ચોળી ગુથ્યાનું તેને મન. તેણે તો ગુંથી છે ચાલ, બાળક તે શું જાણે ચાલ; જેવી તેવી શીવી હોય. ક્ષમા કરો તે મારો વાંક નહિ સોંપુ હું તેને હાથ. સાચા સમ ખાઉ તમ સાથ;ત્યારે વળતી બોલી નાર, માળણ તું બોલે છે આભ, તારે પેટ નહી સંતાન, પ્રગટ શું કહેચડી સાન;માલણ કહે સાંભળરે વાત, સત્ય કહું તુજને સાક્ષાત. રાજબીજ કો ભુલો પડયો,મારી વાડીમાં આવી ચડયો; દીઠું તેનું અદભુત રૂપ, કોઇ એક નગર તણો છે ભુપ. લક્ષમણ જોઇ રાખ્યો છે અમો,પુત પેટનો પ્રીછો તમો; ત્યારે હરખી તે સુજાણ, તેને વાગ્યું મોહનું બાણ, તે રાજકુંવરને હું વરૂં નહી તો હું કુંવારી મરૂં; એ પુરૂષની જોઉ જાત, મોટા તાતને નાનો ભરાત. એવું વીચાર્યું રૂદીયા વીખે, છાની એક તે ચીઠી લખે; વાળ્યો લાડવો ગોળજ તણો, ભારે મુલ મીઠો અતી ઘણો. ચીઠી ઘાલી તેની સાથ, આપ્યો લાડવો માલણ હાથ;આપજો તુમ સુતના હાથમાં;સમ દેઉ તારા સાથમાં તારા સુતને ન આપે હાથ,તો તુજને બ્રહ્મહત્યા પાપ;તવ માલણ રળીઆતજ થઈ, લાડવો લઇ સુત પાસે ગઇ,ઇંદુમતીએ આપ્યો તુને; ચેત્યો ચતુર ઉપન્યા બહુ કોડ,વાંચી ચીઠી લાગી હોડ, એ લાડુમાં છે બહુ પેર,રીઝે અમરત ને ખીજે ઝેર; એકાંતે લાડુ લઇ જાઉ અકસ્માતે હું નહી ખાઉ પોતે બેઠા જઈ એકાંત; લાડુ દીઠે ભાગી ભ્રાંત ભાગ્યો એટલે ચીઠી નીકળી,વાંચી મનની ભ્રાતજ ટળી, સ્વસ્ત શ્રી રાજજી મીત્ર, વાંચી જો જોમેં લખીયું પત્ર;ભલે આવ્યા તમો મારે ગામ, લખીતંગ ઇંદુમતિ નામ. નથી દીઠું મેં તારૂ રૂપ. કોઇ એક નગરી તણો ભુપ, કોહોની જોડે કયાં આવિયા. કીધી પરીક્ષા મન ભાવીયા, ચોળી નીરખી મેં પરમાણ; મુદ્રિકા મેં જોઉ સુજાણ; સંક્ષેપે લખુ છે સેહેલ જે તે પ્રકારે આવજો ઘેર, ચોથી બારણે નરૂપતી તણી, ત્યાં અબળા છે અતી ઘણી;પછ-

વાડે બારી છે એક, તે સોબધ છે ઘણી વીશેક. બેસે માંખ તો લપસી જાય, ઉંચી આકાશ પ્રમાણ થાય, અંત્રિશ જે ઉંડે આકાશ તે આવે મારે પાસ.તુજ દીઠે અમો ભોજન કરૂ, આવે નહીતો નીસ્ચે મરૂં, અમો મન પ્રતીજ્ઞા કરી, આજ કાયા તો તુજને વરી, અરધીરાત સમે આવજો, પરણ્યાની સામગ્રી લાવજો; સંક્ષેપે કહુ કરજોડ, વાંચી જો જો મેં લખીયા કોડ, વાંચી પત્ર વીસામણ કરી, હીમત આપ રૂદેમાં ધરી; કાયર નહી હું ક્ષત્રી જાત. નવ જાઉ તો બેસે પાપ, એ રસ જોઇએતે ઘડી. એમ કરતા તે નીશા પડી. નીત્ય વાડીએ રહેતો તાત; તે દહાડે પુત્રે કીધી વાત; આજ વાડીએ વાસો જશુ. રૂડા તે વનફળ ખાઇશું માત પીતાને ઉલટભયો સુત શીખ માગીને ગયો; જુવતી તો જુવે છે વાટ, ચતુર ના આવ્યો શા માટ,પોતાની હુતી એક દાસ તે વેળા બીજુ નહી પાસ;કાષ્ટ ઘોડે થયો અસ્વાર ગયો માળીએ રાજકુમાર પરસ્પર દ્રષ્ટિ એક મળી, સંતાપ શોક રૂદેમાં ટળી, પાયે લાગી કીધાં સન્માન હાજર કીધાં ફોફળ પાન.શુદ્ધ સામગ્રી તો સજ કરો,ગાંધરવ વિવાહ કરીને વરો; પરણો મુને આણી પ્રીત. પુરણ શાસ્ત્ર તણી રીત,સંક્ષેપે કહું છું સાર. વિસ્તારૂં તો લાગે વાર, બેઉના મનની પોહોતી રળી. દુધ માંહે જેમ સાકર ભળી; ચતુરાઇની કહી બહુ વાત. રંગ ભેરવતી છે રાત, અરધી નીશાએ આવજો, પાન ફુલ રૂડાં લાવજો વારૂ કહીને કુંવરજ વળ્યો માત પીતાને જઇને મળ્યો, નીત્ય પ્રત્યે કરે છે કામ, કોઇ લઇ શકે નહી નામ. કોઇ નવ પ્રીછે ચોકીપાર. ધરણીની નવ જાણી નાર; બેને ઘેહ નવ જાણે વાત, રંગ રમે તે માઝમ રાત; સંવત્સર એક ક્ષણમાં જાય,કૌતક એક અતીશે થાય રહયો ગરભનારી પેટ,દીન પ્રત્યે વાધે છે નેટ ચિંતા થાય બેને મન ઘણી,શી વલે થાશે આપણી,હજુ સુધી ાળા પણવેશ એકે વાત નવ જાયે પેશ; એમ કરતાં થયા નવ માસ, ચિંતા સહુ રાણીને દાસ.

દોહરા—એક દીવસ તે નારીએ વીનવીએ સુજાણ;પિત પરવારી આપણી,હવે તજુ હું પ્રાણ. મેહેણુ માથે લાગીયું. હવે જીવું તે ફોક; રાય રીશ કરશે ઘણાં, મેહેણા દે છે લોક. મુજને નિત્ય સંભાળવજો,પ્રિત તણો વેહેવાર;હવે કાલ ન આવશો, છેલો એ જુહાર.નરપત કહે નારી સુણો, આકુળ વ્યાકુળ નવ થાઉ; સાથે આવો માહરી; પરદેશ તેડી જાઉ. ઉની આંચ આવે નહી, થા ઘોડે સ્વાર; મધરાતે બે નિસર્યાં. ભામનીને ભરથાર. ધન લીધુ લેખાવનું, સજ્યા સોળશણગાર. માઝમ રાતે નિસર્યાં, અસ્વાર ઘોડે થયા, આકાશ મારગ સંચરયા, આડે મારગ જોય, અરણવ વનમાં બે ગયાં,આકુળ વ્યાકુળ હોય.વીશ જોજન વસ્તી નહી,નહી સરોવર ઝાડ, ભુખ તરશ તડકો ઘણો,ભુખે ધરૂજે હાડ. ભુખ લાગે તડકો તપે, થયા ખરા મધ્યાન. તે વેળા તે રાણીએ, પ્રસવ્યું છે સંતાન, અસ્વારથી ઉતર્યા બેઠા દીલમાં દુખ, પ્રાણ કેમ રહેશે ધારણે. એવી ભુંડી ભુખ. ચોપાઇ—ત્યારે બોલ્યો રાજકુમાર,

સાંભળ તું સકુળની નાર; આ ઠેકાણે રહેજો તમો. અગ્નિ નીર લઇ આવું અમો. તે રણમાં મુકી સુંદરિ, ગયો રાજા ખેડાયે તુરી; આગળ આવ્યુ વાયુનું નીર, દવ બળતો તો પેલીતીર અંતરીક્ષ ગયો તે રાજકુમાર, ભરયું નીર નવ લાગી વાર; અગ્નિ લઇ આવે જેટલે, કઉતક એક થયું તેટલે ઘોડા ઉપર અગ્નિ ઝરી, દોરીબળી તે દોહિજ તણિ ઢગલો થઇ પડયો તે આંહ, વીનતા વાટ જુએ છે ત્યાંહ; નાંખ્યોકંથ મારોશા માટ, અનેક પેર કરે ઉચાટ. પુત્ર પ્રૌઢાડયો પ્રૌઢેપાન, નારી પોતે ચાલીરાન એટલે આવી વનશિયાળ, ખડમાંથી તે કાઢયું બાળ. ભક્ષ જાણી લેઈ ગયો ચાર જોજન ચોવાટ થયો; કહે વાત ઊજેણી ધણી મેનાને નિંદ્રા આવી ઘણી, છાનો રહ્યા ત્યાં વીક્રમરાય, વઇતાળ મોર સમીપે જાય, બોલ્યો મોર પ્રાણ. ધન ધન વીક્રમરાય સુજાણ, હું બેઠો સુણુ તે વાત, સુખેથી નિરગમાએ રાત; જીવતદાન મને દીજીએ, એ વાત પુરી કીજીયે ઘરમાંથી રાણી અકળાય જાણે વાત એ પુરી થાય, વીક્રમ કહે મુરખ છે તું; વણ તેડે કેમ આવું હું મુરખનો દીઠો ઠામ, ચતુર પુરૂપનુંછે કામ વણ તેડે આવું આજ, શું અધરૂં મારે કાજ, કેમવેગળેવાતો કરૂં, માદાઉતાંશસુદ્ધીરહુ

દોહરા—માનુની માન મુકી, દીધો તેને સાદ, આવો વાત પુરીકરો, આણી મન ઉલાદ. રાણી રાયને તેડીયો, સુણી વાત યે હરણ; અધીપતી ત્યાં આવી પડયો, તો રણ તોડયાં તરણ. મોર મધુર ઓચરે, તે ન૨ જાણો કોય; ન દે હકારો, અચરત જે શું હોય. ચોપાઇ—સાંભળવા બેઠી સૌ નાર, માનુની બેઠી ઠારો ઠાર. યાર સાંભળો મારી વાત, તે રણમાં નહી માનવ જાત; રાજકુંવર અશ્વથી પડયો, મોટે મગરે તેને ગળ્યો. તે ગયો એક નગરની માંહ, ઢીમર જાળ લઇ આવ્યો ત્યાંહ; કાઢયો શ્વર વેગે વાઢીયો, પેટ થકી પુરૂપ કાઢીયો. રાજ કુંવર નગરમાં ગયો, વહાણ વટી વેહેપારી થયો; સ્થિર ઠરી રહયો તે ઠાર, ગફા મધે ગઇ તે નાર; તે સ્થાનક નવ દીઠો તન, દુખ પામી પોતાને મન. રડવડતી રણ વગડે ગઇ. કોશીલાપુરમાં થર થઇ રહી, તે ગામમાં ડાકણ એક, મારે માણસ વિવાંદ વીસેક, તેની દષ્ટે સરવે ડરે, તેની દેખી સહકો મરે; ગામ થકી જો વેગળી, કાઢી મુકી એકલી. દોહરા—તે ઠામે નારી જઇ પડી, તે ડાકણને ઘેર; કયાં જાઓ કોણે કારણે, બેશ બાઇ માને ઘેર, ચોપાઇ—તું રંગે મનમાં રાખે શોક, મુજને ડાકણ કહેછે લોક મારે ઘરમાં લખપાંચ તુનેન આવે હેની આંચ ખાઓ પીઓને રંગે રમો, ભોજન તો મન ગમતાં જમો; વારૂ બાઇએ રૂડી પેર. હેને રહું તારે ઘેર. તમો ડાકણ રહો છો આ ધામ ને શાકણ તે મારૂ નામ. મારે નથી જોઇતો ગરથ, શેર અન્ન તણો છે અરથ; તે નારી તે સ્થાનક રહી, દુઃખ વિસારી સુખણી થઇ. હવે વનમાં પેલોબાળ, તાણીને ગયો શીયાળ. એટલે વનમાં આવ્યો વાઘ. તેને જોયો રૂડો લાગ. જંબુકને ઝડપ જેટલે નાખી સુતના ડો તેટલે; શારદુલે શીયાળજ ગળયો; સગાં સહેદરને જઇ મળયો દોહરો—નરપતિ તેહ નગર તણો, ચ-

ડીયો છે શિકાર; વનમાં આવ્યો તે સમે, પુત્ર પડયો તે ઠાર. ઉતરીયો રંગે ભરયો. અદકું દિઠું હેત; લઇ આવ્યો તે નગરમાં, શેના સરવ સમેત;માદલ વિવિધ વગાડીયાં, તોરણ બાંધ્યાં બાર. ઓછવ મંગળ અતિ ઘણો, વરત્યો જેજેકાર.રાજા રીઝયો અતિ ઘણું પ્રભુએ આપ્યો પુત્ર રાજ રીદ્ધ એ ભોગવે, હસ્ત ઘોડા સુત્ર.

ચોપાઇ—તે ભુપતનું ભાગ્યજ ભળ્યું, વાંઝીયા મેહેણું શીરથી ટળ્યું;મહીપતીએ સોંપ્યો મોહોલમાંહ,રૂડીધાવ રાખી છે તાંહ,શુકલ પક્ષચંદ્ર વાધે જેમ રાજબીજ વાધેછે જેમ; રાજબીજ રાણીનો જણયો, ચઉદ વિદ્યા ત્યાં ઘણું ભણયો. પુરણ શાસ્ત્રનો જાણે ભેદ, ચરચા જાણે બહુ વેદ; કામ શસ્ત્ર યુદ્ધ અંગ ધરે, મારગ નપુશકના પરહરે.ક્ષત્રીંવટ રાજાનો ધર્મ, તેનો સઘળો જાણે મરમ, રૂડો શોભે રાજકુમાર, લક્ષણ પુરણ વીશને બાર દોહરા—પંદર વરસ પુરાં થયા,ચિત ચતુરાઇ તત તે સમે તે રાયજી, નિસ્ચે પામ્યો મર્ત. સ્થાન કહે પરણાવીએ, રૂડા રાજકુમાર, નકાર કરે તે રાયજી, ફરિ ફરિ વારો વાર. એટલી વાત પુરી કરી,સજન સહુ સનમાન; રાજ રીતે તે ભોગવે, પ્રિત કરી પરધાન.

ચોપાઇ—પ્રધાન કહે પરણાવું અમો, હુકમ રાજાજી દીઓ તમો; રાજા કહેમાં દેશો નામ, મારે પરણયાનું નહી કામ. નજરે જોઇને વિવાહ કરૂં, મન ગમે તેને હું વરૂં; ગુણ ચતુરાઇ જોઉ રૂપ, ન પરણું કહે એમ ભુપ. પ્રજા પાળેછે રૂડી પેર, જા ભાઇ પોતાને ઘેર; એ વાત એટલેથી રહી, પેલી સ્ત્રીની શી ગત થઇ, પોતા પાસે ડાકણ હતિ, જે પાસે એ સુખની થતી; તેનો કાળ પોત્યો છે તરત, અકસ્માત તે પામી મરત, સરવે અલખત આવી હાથ, સ્ત્રીએ વિચાર્યું રૂદિયા,સાથ; મારી પાસે બહુ છે ગરથ, મુવા પછી શું આવશે અરથ. માટે કાંમ એક કરૂં સુજનામ, જેમ જાણે મને આખું ગામ; તેડયા મજુર કડીયા સુતાર, ગાંઠે ગરથ તેને શીવાર.ઘરમાં તો રાખી સતદાસ,કર્યો મોહોલ ઉંચો આકાશ;કીધાં વાડી સુંદરવન,જોતાં તરૂપતી પામે મન. કીધાં નવાણ રૂડી વાવડી,રૂપાં જોડ તેની તે ઘડી;કીધી શોભા મોહોલજ તણી, રાજદ્વારથી શોભા ઘણી શોભા જોતાં રામ એ શોક, જોવા આવ્યા નગરના લોક; ડાકણ પુત્રી શાકણ નામ, તેણીએ જોને કીધુ કામ. બન્યો મોહોલ વિવિધના રંગ. રાજદ્વાર સરખો પ્રસંગ;બાંધી કનક હીંડોળા ખાટ,રત્ન જડીત્ર જડાવી પાટ. અંગ શણગાર સજેછે સોળ. મુખ ભરયાં તંબોળ; શોજે તાલ મ્રદંગને ચંગ, થઇ રહયો ત્યાં નાટારંગ. દાશી સત એ રાણી તણી,જોતાં આંખ સહુકોની ઠરી;વીસરી મુકયું સઉ દુખ,થયું તેને સત્વળી વાતે સુખ.વાધ્યુ તે જોબન ભરપુર,લક્ષ્મીતણું વાધ્યું છે નુર; ઈંદ્રાણી જેવી અપછરા, કામ કળા માંહે મછરા. ચંપકવર્ણી પહેરે ચીર, કનક કળસ ભરાવે નીર; મોતિ તોરણ લહેકે લેહેક, કસ્તુરીની મુખે એક.

દોહરા—સભા ભરી સીંહાસને, બેઠા નરપત રાય; પંડીત પ્રધાન જાચક ઘણા,

બીજો સઘળો સાથ.ત્યાં તે વાત કરે સહુ સાંભળે વાત સુજાણ;શોભાએ જે માનુની, તેનાં કરે વખાણ.દ્રવ્ય હતો ડાકણ તણો,અસંખ્ય અલેખે જેહ આવ્યો હાથ નારી તણે,તેમાં નહી સંદેહ.કોઇ કહે એ અપછરા, કોઇ કહે રાણી રૂપ વખાણ કરે એનાં સહુ. સભા સાંભળે ભુપ મોહ લાગ્યો મનડા વિશે, જોઊ જુવતિની જાત; તે દહાડે તે નીકળ્યો,નીશાચર તે રાય. કોઇને વાત કરી નહી કોઇ સેવક સાથ; રાજા પોતે નિસરયો, ખડગ પોતાને હાથ. રૂપવંત જોબન ઘણું, પારસ તણો અવતાર; બત્રીસ લક્ષણ આગળો, કરણ સરખો દાતાર, ગામ થકી વેગળો. મોહોલ તે જોજન એક ચરચા જોવા નારની, ધરી બુદ્ધવશેક, સાકણ નહી એ સુંદરી, કોઇ રાજાની તન; લક્ષણ જોઈ ચાતુરી,હરખ્યો પોતે મન.એંધાણ જોયાં આકારશું. એકે ન મળે ખોડ રાણું રામા રીઝયું, હોંશે હરખ્યો હોડ ઇંદ્ર આકારે સુંદરી, જોયું તેનું રૂપ; પ્રાત સમે ગયોપુર વિશે; ભોગી નર તે ભુપ.

ચોપાઇ—હરખભેર તે રેણી ગઇ,પ્રભાત વેળા તેત્યાં થઇ;સભા ભરીને બેઠો રાય જાચક જન તે જુગતે ગાય. એટલે ત્યાં આવ્યો પ્રધાન, બેસાડીને દીધાં માન: કહી વાત તે રાજે, મુકીલાજ પરણાવીએજે આજ. કન્યા મેં નિરખીછે જેહ, તે ઊપર અદકો છે નેહ; જાત ભાત નવ કહેશો કોય, તે તો મિત્ર અમારો હોય.પુત્રી થઇ તે ડાકણ જન, તે ઊપર લાગ્યું છે મન;જાણ કરાવો વેગે તમો. કન્યા વરવા જઉં છું અમો.પડો વજડાવ્યો બાધે ગામ,ના કહે તેને મારૂં ઠામ,ફરિ વાત મને પુછશે જેહ, મોટો દુશ્મન મારો તેહ. મુજને ના કહેશે જે આપ,મારૂં નહિ તો બ્રહ્મહત્યા પાપ, સહુકો તે સાંભળીને હશે; રૂદે બોલ રાજાનો વસે ના તેને કોણજ કહી શકે, કંકોત્રી પ્રધાનજ લખે તવ તેણે વિચાર્યું ચીત,ચાતુરીવંત તેડયો છે મિત્ર શીખામણ દીધી છે ઘણી,તુને પરણે પ્રૃથ્વીની ધણી; વળી ચતુરાઈ હોયે જેહ,રાણી આગળ કહેજો તેહ. દોહરા—ચારૂ કહી વેગે ગયો, કાગળ લખીગો ત્યાંહ; બેઠી કામની કલોલમાં આપ મહેલની માંહ. હાથ આપી કંકોતરી, નારી વાંચો આંક; વળી ફંદ બીજે પડી કરમતણા એ વાંક.

ચોપાઇ—જો આવે રાણીથી પ્રીત,તો રાણ રાણીની રીત; જોરાવરિ તેડાવું પાસ કરી રાખું ઘરમાંની દાસ. ધન સરવે ખુંચી લેઊ, ભંડાર સરવે લુંટી લેઊ, કાન નાક છેદુ આ ઠામ,ફેરવું સઘળુ દેખે ગામ રાણી જો આવે હેતમાં, શેવક થઇને રહુ હજુરમાં; તુજ કહે તે કરૂ કાજ,સાંપુ બધા નગમનું રાગ ભોગવો ભોગ મન ગમતા ઘણા,રાજ રીજ રીત અલખત છે ઘણા;એવા ત્યાં કહ્યા પ્રતિબોધ,ચઢયો ઘણો રામાને ક્રોધ એવું કામ તે હું કેમ કરૂ,બીજો વર તે હું કેમ વરૂ: તે વાતે તો બેશે કરમ એતો નહી નારીનો ધરમ સેવક એવું સુણીને વળ્યો,તે આવી રાજાને મળ્યો રાણીએ કહ્યું છે સંક્ષેપ, સુણજો સઊ રાખી વીવેક, મારે માથે સ્વામી હશે, તે કોઈ એક

દીને પેદા થાશે, મારે કંથ છે જોબન વેશ, રણુમાં મુકી ગયો વીદેશ. વરસ સોલ થયાં જે થકી, મરણુ જીવત કંઇ જાણતી નથી; એવો કહયો નારીએ બોલ, મોટા રાય કરોને તાલ,

દોહરા—રાજાએ ફરી કહાવીયું, સંક્ષેપે સુજાણુ, જો જાતે હોય પદમની, માને વાત નીરવાણુ; ખરીદદાર એનો કોઇ નહી, તે રાજાનો માલ; સધ તેસુંદરી મુજને છે બહુ વહાલ રીઝુ તો રાણી કરૂ. ખીજુ તો કરૂ દાસ રૂડુ જાણો તે કરો પ્રીતે આવો પાસ શરીઅત માનું સુંદરી, પ્રથ્વીપતીનું આપ; દોશ નહીએ જીવતો હશે; નહિ બેસે શીર પાપ; સોળ વરસ તે વહી ગયા, સ્વામી આવ્યો વરન; તે કયાંથી જીવતો હશે;નીસ્ચે પામ્યો મરત. ચોપાઇ—રાજાનાં વાયક તે લહ્યાં, રાણી આગણુ જઇને કહ્યાં, ધન મદ જોબન મદ જેહને, કામ લક્ષમ ઘણાં તેહને;કાય જીત્યો નહી જાય,કામ તેહ અજીત કહેવાય;નથી જીત્યો કો રાજા ઇંદ્ર નથી જીત્યો એ શીતળ-ચંદ્ર; સજી શણુગારને તત્પર થઇ, રથમાં બેસી નગરમાં ગઇ; મોટાની કરે કોણુજ વાત, કરે નીંદા તો પામે ઘાત તેનું લપટાયું છે મન, જેની પાસે અદકું ધન; જુઠી વાત નરપત મન ધરે, તે સહુકો સાચું કરે. રૂડું રૂડું સહુકો કહે, રંગ મોલમાં રાણી રહે;શણુગાર્યો છે અતી અવાસ,શેવા કારણ મુકી દાસ કસ્તુરી તણાં છાંટણાં કનક પાટ તણાં બેસણાં વીવીધ પેરની રચાના ઘણી, છપર ખાટ છે હેમજ તણી. રાખી રાણીને ઉલટ ઘણો નર નારીને મળવા તણો; એમ કરતાં પડી છે રાત, સુતા સહુકો માનવ જાત. સુંદરિએ શણગાર સજ્યા છે સોળ, મુખ ભરયાંબીડાં તંબોળ, કુમ કુમ તીળેક ભરયાં કપાળ; પેહેર્યાં મુક્તા ફળનો હાર; કુશમ તે શણુ-ગારી અતી, સ્વરૂપ સુંદર થઇ જેવી રતી,બેઠી જુવે પતી વાટ, હેતે હીંડોળા ખાટ રંગ મેહેલમાં રાજા જાય, આભુષણુ ધરીયાં છે કાય; પાન ફોફળ ઘણા ત્યાંહ, રાણી કેરા મોહોલજ માંય. બંનેને મન પ્રગટયો કામ, રાજા જઇ બેઠો તે ઠામ.

દોહરા—નીંદ્રા આવી મોરને રહી પાછલી રાત;વીક્રમસેન છાના રહ્યા,રેહે અધુ-રી વાત.ઘરમાંથી સઉ સાંભળી અચરત પામ્યા તેહ;પુત્ર ગયો મા ઉપરે, એ મોટો સંદેહ, રાણી અકળાએ ઘણું જાણે હું દેઉ સાર;પુરી વાત હું સાંભળુ મન આણી ઉલાદ.ચોપાઇ—એમ વીચાર કરે જેટલે, બોલી ઢેલ આવી તેટલે; ધનધન વીક્રમ ચતુરસુજાણુ,મેં સાંભળીયું છે કાન, હરખ મુજને હઇકે તેટલે,ઘણો, સંદેહ ભાગો મનડા તણો; આઘા આવો આ સ્થાનક રેહો; પુરી વાત મારા સમ કહો; નરપત કહે ગાંડા છે ઢેલ, વણુ તેડે કેમ આવું ઘેર, તેડયા વીના પરમંદીર જાઉ, શીદ તરણાથી હળવો થાઉ શી ગરજને કોણુ કારણે વણુ તેડે કેમ જાઉ બાવણે; એવું કહીને બેઠો ત્યાંય; આકુળ વ્યાકુળ રાણી થાય, ઉપન્યો મોહ મન લાગ્યો વાદ; હેત પ્રતશું દીધો સાદ, આનો મહીપત મોટો મહારાજ. લાખેણો દાડે છે આજ,

તોરણ તોડી નાંખ્યું તાંહ, ગયો રાજાજી મોહોલજ માંહ, અરસપરસ કીધું દરશન, રાણી થઇ ઘણું પ્રસન; વર તે વરયો ભલો મેં પેર, આવો રાય પધારો ઘેર; સુર પુર સતવાદિ ભુવ, દેવાંશીથી અદકુ રૂપ. કરજોડીને લાગુ પાય, ક્ષમા કરો મારો અન્યાય; કનક આસને બેસો તમો, હારી હું ને જીત્યા તમો.મુલ ખરીદી દાશી અમો. રાણીજીનો શોકજ શમ્યો હુકમ કરો હું રહુ કે જાઉ. વગર દામ મુલે વેચાવું, તમારૂ વચન નવ મીથ્યા કરૂં, એકવાર કહો લખવારજ કરૂં પેધી વાતનો પારજ લેઊ, સામી બેઠી હુકારો દેઊ;વળતાં તો ભોજન કીજીએ,પાન બીડાં મુખમાં લીજીએ પરણો મુજને આણી પ્રીત ગામ ગોત્રજ તણી જે રીત દોહરા—વીક્રમ કહે વનીતા સુણો.નહી કહુ તુજને વાત; હ કાર કરી આપે રહી,મુરખ તારી જાત. પંખી દેલ છે કનકનાં જડરૂપ છે જો આપ; વાચા તો તેને થઈ, હરસીદ્ધ માત પ્રતાપ. એ આગળ અમો કહું વાત વીવેકના જ્ઞાન;તમે ઘરમાંથી સાંભળો,ધરી રહ્યાં ત્યાં ધ્યાન. વારતા વચે નવ બેસીએ; કહુ તુજ આગળ મરમ;વરકન્યા કુંવારડી, તે નહી મારો ધર્મ. ચો પાઇ—પેલો પરણ્યો છે જે રાય, એ મોહોલે રાણીને જાય,નારી બેઠી જુવે છે વાટ, નવ આવ્યા સ્વામી શા માટ; બેને મન પ્રગટયો છે કામ, તવ રાજા આવ્યો તે ઠામ.નથી સેવક સાથે કો પાસ,રાણી પાસે નથી કો દાસ; રંગે રમવાને કારણે, આવી ઊભો છે બારણે;ચોક મધે બાંધી છે ગાય એક વચ્છને બીજી માય. ધેનું વચ્છ બે વાતો કરે, તે તો રાજા મનમાં ધરે;અરે વચ્છ આવોજી આંહ,પાપી આવ્યો છે મહોલજ માંહ. એ દુષ્ટ કરશેજી ઘાત, એમ કહ્યું વચ્છ કેરી માત. વચ્છ કહે માતાજી સુણો, જુઠા બોલ તે શાને ભણો; એતો છે ક્ષત્રી અવતાર,રાજા બીજ ને રાજકુમાર; જ્યારે આપણે સંકટ પડે,ત્યારે તે તો વ્હારે ચડે;કેમ કરે તે આપણી ઘાત ઘેલો બોલ શું બોલો માત. દોહરા—સુરભી કહે એ વચ્છને,જાણ એ છે રાય માત પુત્ર બે પરણીયા, એતો છે અન્યાય. પુત્ર પ્રસવ્યો જે પેટનો.ઊદર રહયો દસ માસ; તેને રાજા ભોગવે. ત્યાં સત્યનો થયો નાશ,તે માટે નવ બોલશો, આવો મારી જોડ; જાણે અજાણે નીપજે, તે તો મોટી ખોડ.તે રાજાએ સાંભળયું પ્રત્યક્ષ કાને વાત ધેનુ એ શું ઓચરે, કોણ પુત્ર કોણ માત. ચોપાઇ—કામાતુર હતો તેટલો,તે વેળા પાછો વળ્યો; આ વાતનો ખરેખરો મનમાં ઘણો સંદેહ ન ભાગ્યો મનડા તણે. જનુની આગળ જોડયા હાથ, બોલ્યો વચન તે તેની સાથ; હું અપરાધી તારો રાંક, ક્ષમા કરોજી મારો વાંક; તારે મારે શધપણ કશું, ચીતવણ એણું મારૂં ખશું. સાચી શીખ માને માહારી, જનેતા હું છું તાહરી; દશ માસ ઊદરમાં રહયો, મારો ઊછેરયો મોટો થયો કેમ પુછપું તારે પડયું, તેના વાતનું અરજ અડયું; દુભાશો નહી મારી માત, રાયે વીચારયું મનડા શાથ, ચીંતામાં વીતિ છે રાત; રાણીએ કહાવ્યું પ્રભાત; શાબાશ રાજકુંવર તુને, કાલ વીસારી મુકી મુને. કરમાયો

કુસુમનો હાર, એળે ગયા સોળે રીણગાર; અનેક ઓળંભા કહાવ્યા ઘણા, હેત પ્રિત ચતુરાઈ તણા, રાજાને મન હરખજ થયો, બીજા દીવસની રાતે ગયો.પહેલા દીવસની સામગ્રી જેહ,તેથી અધિ બમણિ તેહ; જઈ ઉભો આપણે બારણે, સતીને મલવાને કારણે, ત્યાં બોલી ધેનુ વચન, ઓરાઆવો વછમારાતન; પાપી રાજા મારે અજાણ. અથડાઇશ તો લેશે પ્રાણ મુર્ખ કામી અંધજ હોય, જાય છે નેહ આણિને રોય; કાને સાંભળી કાલે થાય; કરી આપ અજાણે જાય; વીશ્વાસતે શો કામી તણો, વચે રહેશો તો દુખીયા થશો. પ્રતક્ષ વાત સઉની સાંભળી, કામ બાણ રૂપ અંગથી ટળી, વીમાશીને વીચારે પેર. તે રાને તો આવ્યો ઘેર; માતા આગળ જોડી હાથ, તમો સાચુ બોલો મુજ સાથ, કાહાડી ખડકને કોટે ધરયું,મરવાનું પોતે મન કરયું, મારી ઉતપત કહો આદીશ, નીકર મારૂં પાડુ શીશ; ત્યારે જનુની કહે વચન, સાંભળરે તું મારા તન; પીતા શીકારે ગયો, અરણ્યમાં તું વાટે પડયો એક દીનમેં અલીધન દિધ,હેત થકી ઓછરંગે લીધ; જનમ્યો તો તેને તાજજ કરી, તારા સમજો વાતજ ખરી.

દોહરા—ત્યારે રાજા રીઝયો; સાચી છે એ વાત; સોળ વરસ સેજે થયાં, કયાંથી તારી માત. એટલે આવી ત્યાં સખી, ને શાકણની દાસ; વાટ જુવે છે રાણીજી, પ્રીતે આવો પ સ, રાય નહી આવો મોહોલમાં, તો રાણી તજશે પ્રાણ શીઘ્ર આવો તમે તીહાં, તમેછો ચતુર સુજાણ બેશે પાપ શીશ તાહરે. સ્ત્રી હત્યા ત્યાં થાય;શીઘ્ર પધારયો મલપતે; સ્ત્રી બેઠી ત્યાં ખાટ; એટલે એક કઉતક થયું મળી રાણિ રાય; ઉર ધરયું તે તેહનું, જેમ પોતાની માય, બંધ છુટયા કંચુકીના, છુટી ધારા થાન; મુખ ભીજ્યું રાજા તણું, થયો ઘણુ અપમાન નીચું જોઇને બે રહ્યાં, ઉપન્યો મન સંદેહ; તેહ સમે ત્યાં આવીયા, પંડિત પાસે તેહ; ભરી સભામાં પુછીયું, એતો શો ઉત્પાત; શાસ્ત્ર પુરાણે શોધાવીયું. સાચી કહોને વાત એ છ જનુની માહરી, એમાં નહિ સંદેહ; પાનો છુટયો પદમનિ, સાચુ કહો મુને એહ. સ્ત્રી હત્યા શીર તાહરે, કોણ કહાડે તે વાંક; ઉત્પન હોયે મારી કોહો તે અક્ષર આંક. ચોપાઇ—માતા કહે સાંભળરે પુત્ર, સાચુ કહુ તુજ આગળ શુત્ર,ઊદર ગરભ રહયો તે માટ, અંતરીક્ષ ભરથારે લીધી વાટ; ભુલો પડયો તે મહા રણે માંહ પુત્ર પ્રસવ થયો તેતાંહ; અગ્ની લેવા ગયો ભરથાર, રહી વનમાં હું આપે નાર. ભુખ તરશ અતિસે ઘણી, જોતી વાટ મુજ કંથજ તણી. પગલાં પચીસે હું જોવા ગઇ, પુત્ર વિજોગણિ હું ત્યાં થઇ ગઇ વેગળે પંથે ઘણે. રહી તે આશ્રમ ડાકણ તણે; લક્ષમી આવે સઘળુ સુખ, વીસારયું તે વાતનું દુખ. પછીનું વીત્યું હોયે જેહ, ને સમે સઉ જાણોછો તેહ;તવ તેણે તેડયો પ્રધાન. નમી પાય દીધા સનમાન; જે વનમાંથી આવ્યો તન. તેબતાવો આણે દન. સંદેહ આપ રૂદેથી ટળ્યો; પુત્ર જઇ માતાને મળ્યો; વીજોગ હતો તે

ભાગી ગયો, પંડીતને પગ લાવીયો; કેમ કરીને છુટે પાપ, જે કહો તે કરૂ હું આપ ખટ માહના સુધી જવ ચરો. વળતું મોટુ અનવ્રત કરો, કુશુમ હાર કરી જતન, ઘાલો તેમાં ચાર સ્તન ગુપ્ત દાન બ્રાહ્મણને દીઓ, પુન્ય ભાગ્ય ઘેર બેઠાં લીઓ; પાપ સમુળાં તેથી જશે. નિરમળ કાયા બેની થશે. પંડીત એવું કહીને ગયા, રાય વ્રત આચરતા થયા, ખટ માસ થયા જાહરે, રત્ન ચાર જોઇએ તાહરે; પર મુલકથી આવ્યા વાણુ,માગે રાજા તે પાસે દાણ. ચાસ વહાણ તણો ત્યાં ગરથ, વેચવો હોય જેને જે અરથ, વેહેપારી મળી આવીયા, તે રાજાને મન ભાવીયા.

દેહરો—દાંણ માગે છે રાયજી, દ્રવ્ય અપરમપાર; તેમાં તમને આપીએ; રત્ન અમુલખ ચાર. કહેતા રાજા હરખીયો, રત્ન તણા છે અરથ; કીંમત મુલ કરાવીએ આપુ એટલો ગરથ, વાણોતર વહાણવટી તણો જે કોઇ એનો બાપ; રત્ન લઇને આવીઓ,રથે બેશીને આપ. સભા સઊ ઉભી થઈ,દીધાં ઝાઝાં માન; અરસ પરસ આપે મળ્યો, આપ્યાં ફોફળ પાન. એઠ આસન બેઠાં બેઉ જણા, અચરત પામ્યા મન; એક શીશ એક પ્રાક્રમી એકજ જાણે તન.

ચોપાઇ—છાના લોક કરે વિવાદ,કો કહે પીતાને ભ્રાત;કો કહે પીતાએ પુત્ર એહ વંશનું છે ઘર સુત્ર. રાજકુંવર છે ચતુર સુજાણ,વીધી પ્રીત બે પંડ પ્રમાણ રાજ-વર નીરખે છે તન, વિચાર કરયો પોતાને મન; નહોય જાત એ વણીક રૂપ.જાણે કો નગરીનો ભુપ, તે સંઘાથે કીધી પ્રીત, રાજદ્વાર તણી જે રીત; કહો જન્મ ભોમી તમ તણિ,દીસે છે ચતુરાઇ ઘણી;વિગત વાત જનમની કહો.મારા સમ મુજ પાસે રહો.વહાણવટી કહે સાંભળ રાય, મારૂ દુખ કાંઇ કહ્યું નવ જાય; જાતં છું રાજાનો પુત્ર, બાળપણામાં મેહેલ્યું ઘર સુત્ર. પર મુલક જઇ પરણ્યો નાર. ને પણ પરણ્યો રાજકુમાર;કોઇ એક સ્વભાવથી નિસર્યાં. સર્વ દુખ ઘરનાં વીસરયાં, વીસ જોજન વગડામાં અડયાં,ભમતાં ભમતાં ભુલાં પડયાં.વનફળ નિર નહી જ્યાં અન. તે ડેકાણે પ્રસવ્યો તન; સતી સેતાન કરી ત્યાં તાજ,ગયો અન ઉદકને કાજ, અગ્ની લઇ આવ્યો નીર,પડયા જઇ સમુદ્ર તીર.કોણ જાણે જોજન કેટલા ગયા પુરમાંહિ તેટલા આયુસ સમે જીવતો રહયો; વહાણવટી વ્હેપારી થયો. કામ કરૂંછું શેઠજ તણું,ક-હ્યું ભાઇ વીતક અમ તણું, ચેત્યા મનમાં રાજકુમાર, વાત કરી બેઠો તે ઠાર. દઇ દીલાસો ઘરમાં ગયો,માતા પાસ આપે જઇ કહયો; પડદે રાખી પોતે માત, કહી વણી સમજાવી વાત સભા ભરી બાંધ માહારિ,તેતો ચીંતા કરે તાહરી; જે મારા પં-ડીત પ્રધાન; માગું તમ પાસે માન. સમજાવિ માતા જ્યાહરે, સમીપે દિઠો તાહરે; ફરી ફરી તે સામુ જુએ,નીરખી હરખી મનડુ મુહે.પુત્ર ક્ષમા કરો મુજ વાંક સાચો કહુતુજ આગળ આંક; શીવ આજ્ઞા સત્ય કહુછું આપ, સનમુખ બેઠો તારો બાપ, એ નરની નારીછું અમો, સત્ય વદું તે માનજો તમો;કેહેતાં મુખ આવે છે લાજ સ

ફળ થયો જનમ તો આજ;મારે મનતો ઇશ્વર એહ, મેં સમરપી એને દેહ.

દોહરા—ગરૂ કહી નરપત વળ્યો, સાંભળો ભાઈ સુજાણ;પંડીતો કાંઈ દાખલો, ધરમ શાસ્ત્ર પુરાણ. વીયોગ હોય વ્હાલા તણો, મળીએ કોઇ એક કાળ; તેનું શું પારખું,તેહનું એકઠું થાએ તેહ.ચોપાઇ—સહોદરની સાથે મળે,રૂધીર બીજાનું તેથી ટળે;રૂધીર મળે નીસ્ચે જાણીએ,જેમાં સંદેહ નવ આણીએ પંડીતે જે વચન કહ્યાં; માત પીત નું એકજ થયું, બીજાનું તે અળગું રહ્યું પારખું પ્રતક્ષ દીઠું જ્યાહરે, પીતા પુત્ર મળ્યાં તાહરે સજ્જન સઉકો ત્યારે મળ્યા,વીજોગ વરસ સોળના ટળ્યા. અધીક કાન દીધાં તાહરે,આપ્યાં દાન તેણે જ્યાહરે;વળાવ્યા વહાણવટી દેઇ માન, વ્હેચ્યાં ફોફળ ઉજવળ પાન. તેણે સોંપ્યું પીતાને રાજ, પુત્ર થયો શેવાને કાજ; ત્રણે જણની પોહોંચી આશ,એમ કરતાં થયો એક માસ.પુત્ર પીતા બેઠાછે જ્યાંહ, પુરવની વાત કહી તે ત્યાંહ; મારો મીત્ર હતો સુતાર. અધીક પ્રીતને અપરંપાર. મુજ માટે માબાપ મારશે; સુતારની ત્યાં શી ગત થશે;પુત્ર ત્યાં તેડયો પ્રધાન, સોંપ્યું રાજ દઇને માન. અમો જાત્રા કારણ જશું, રામકુંડ ન્હાવા મન વસ્યું; છડી અસ્વારી આપે ગયા,ઘણે દિવશે મુલકમાં ગયા;એવું કહેવડાવ્યું માહારાજ, જાય છે ગંગા ન્હાવા કાજ.એ વાત એટલેથી રહી સુતારની પછે શી ગત થઈ; સુતારે મારયો મુજ પુત્ર,જા ભોગવ તારૂ ઘરસુત્ર માટે એને શુળીએ દેઉ,પછે પંથ અમારો લેઉ;વિચાર કરયો એવો જેટલે, આવતા રાય જાણ્યા તેટલે.આવ્યો તારો રાજકુમાર વાપ્યો હરષ તે અપરંપાર;માતા પીતા સામા સહુ મળ્યાં,રૂદે ભીડીને તેને મળ્યાં,વાધી પ્રીત રૂદેઆમાં બહુ,પામ્યા હખ સહોદર સહુ;વીશ્વકરમાને તેડયો ત્યાંહ, નેહ વધારયો અતીશે ત્યાંય.વીગત કેરી વાતો કરી,રહયો રાતે સ્થાનક ઠરી,એવાત અહીંથી પુરી થાય, વીનતા કહેછે વીક્રમરાય શી આજ્ઞા આપો છો આજ, મનમાં કોઇ ન ધરશો લાજ.

દોહરા—નારીકહે નરપત સુણો,મહારો તોતું નાવ;રહો મંદીરે મહરે;લ્યો લાખણો લાવ. પ્રતીજ્ઞા છે માહરે. જે આવે આઠામ;મુલ ખરીદી થઇરે હું, તેને બ્રાહ્મણને તેં ઘાલી નાથ, મુજની દોરીએ બાંધ્યા હાથ. તેણે મુજને દુખજ કહ્યું, તેથી જાણતો થયું. દુખભંજન કેરે કારણે, આવ્યો પુરવથકી બારણે. સહી પધારો મારી સાથ, આપવિ છે બ્રાહ્મણને હાથ;ઉઠો વહેલા ખોટી થાઉછુ,મંદિર મારે હું જાઉછુ સંક્ષેપે સજ્જનને મળી,બાંધિ બહુ મુલ કથી ટળી;વિક્રમસેનનું જાણ્યું નામ,હરખ તેબાધે ગામ.હત્યા કરતિ ટાળી તેહ.સહુને દુધે ઉઠયા મેહ.સાસરવાસો કીધો ઘણો; સાતસે શીતેર લાખ તણો. કીધાં ભોજન શોડજ કરી, બેઠાં નરપતને સુંદરી કુચ મુકાવ આવ્યાં ગામ. બ્રાહ્મણ બેસાડયે તેઠામ.ગામ મધ્યો થયુ છે જાણ,આવ્યો વિક્રમ ચતુર સુજાણ;શેના સહુ સુઢાણી રાય,ફુલ મુક્તાફળ લીધાં હાથ; વીક્રમ કહે વિનતાને ધરો.ઉપર બોલ તમારો કરો;ધાઈ રહયોછે ર ાવાર,તેનિ તો કરૂં ઘરનાર ઓને કહે

નવ કરશો રીશ,લખી આપું છું ગામજ પચીસ;ખાઓ પીઓને રંગે રમો,ભોજન તે મન ગમતાં જમો,ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાત,નપુસક છે માહારી જાત; એને પરણી હું શું કરૂં, સ્ત્રીના શ્રાપ શીદ મસ્તક ધરૂ; નારી કહે એ કહ્યું તે સાર, મારે તો બ્રાહ્મણ ભરથાર; અરપણ કરીને આપી હાથ, જાવું બ્રાહ્મણની સાથ.

દોહરો—ચીંતા નવ કરશો કશી,બ્રાહ્મણ સાંભળ વાત;નારિવતજ છો તમો નપુશક તાહરી જાત; ઉપાય કરૂ હુન્નર કરી,કરવું તારૂં કામ; કામદેવ સરખો કરૂં, તો વીક્રમ માહારૂં નામ પરણ્યો પ્રિતે પદમણી, લગ્ન લઈ નીરધાર; મોહોલે ઉતરયાં બેઉ જણાં, ભામની ને ભરથાર; મહેતલ મહીના એકની, રહો મન આણિ નેહ; કામ કરૂ નહી તાહરૂં,તો પાડુ મુજ દેહ.નરપતી સંતોખીયાં, ઉતર્યાં રાજ અવાસે; નીશા સમે નરપત ગયો;માતા કેરે પાસ. ચંદન અક્ષત અરગજા.વીવીધ પ્રકારે સાર; ધુપ દીપ અતિ આરતિ,અમરત,મેવા આહાર. અંગુટે ઉભો રહયો, નિત્યા પહોરજ ત્રણ; માગ માગ માતા કહે, તેં સાંભળીયું કરણ. પ્રદક્ષણા દેઇ પાએ નમ્યો, માત માગુછું એહ; બ્રાહ્મણી વર બ્રાહ્મણ થયો, નપુરશારથ છે તેહ. તુજ પ્રતાપે અધુરૂ નથી.મારૂ એકે કામ; પરદુખ ભંજન સત કારણે, જુગમાં ચાલે નામ. ચોપાઇ—પ્રતક્ષ બોલ્યાં હરસીધ માત,વીક્રમસેન શું જાણો વાત;આદ્ય તેજ કરોછે ધર્મ મોહ મોહ માયા માતાનો મર્મ. તેનાં અનેક થાયછે રૂપ,એક ચીતે સાંભળ તું ભુપ;છપ્પન કોડ ચામુંડા જેહ,અષ્ટોતેર શતને રાણી તેહ;દેશમાં વિદ્યા દેવી સુણી,બીજી છે ચોસઠ જોગણી;શેવકને જવ સંકટ પડે, ધરિ રૂપને વારે ચડે;મહા કાળ શતરૂને હણ્યા, અંબા મા આપે પુત્ર પારણા;સરસ્વતી બુદ્ધિ દાતાર, પારવતી દે અમરતનો આહાર.પ્રગટ જો કોજાણે કામ તેવું તે પડાવે નામ; પુરે પીરશુ થાળજ ભરી, બહુચરબાળી તે સુંદરી પુરણ બહુચર બાળી તેહ, તે વાતમાં નહી સંદેહ;ઘોડી ફીટી ઘોડો થાય, નારીનો નર લેવે કાય પ્રગટ પારખુ તે કહેવાય, જળ નાહે નારી નર થાય; જા કરવું હોય તેનું કામ, નરપત જાઓ તેને ઠામ; જન્મ તણાં ત્યાં દુખજ જશે,પુરશારથ માતા આપશે; વીક્રમસેન ત્યાં બોલ્યો વાત, કોણ ગામે છે બહુચર માત, હરસીદ્ધ માતા વદે વચન, સાંભળરે તું મારા તન.

દોહરો—ઉજેણીથી પશ્ચમ દીશા, જોજન છે પચાસ; ધરતી છે મેવાડની,પાટણ પ્રગણે વાસ,ટીંબે તે ગામજ તણે.રમતાતા ગોવાળ, ખોદિએ સ્થાનક કરયું, બેઠી બહુચર બાળ, એક ગોપ પાસે હતો, ચારતો કણ પાશેર; તે સઉએ દીઠો નહી, રમત કરી તે દેર. આવો એને રાંધીએ,કુલડી ભરીને કુર; ભોગ ભવાની દિજીએ, બળ વાધે ભરપુર.એક કહે આપણે વીખે,કયાંથી હરસીદ્ધ ધાત; બીજો કહે ભાઇ સાંભળો.કહુ તે સાચી વાત; ગોખ કરો પાટી તણો, તે થાપો તેને ભોગ; ત્રીજો કહે સાચું કહ્યું, સારો મળ્યો સંજોગ; કરયો ગોખ ગોવાળીએ, સ્થાપ્યાં ભવાની માત,

અમને હાંકી લાવીયા. ગહિપને, મોટા જાત. વધ કરિ તે મહીપને, માતાને લાગ્યા પાય; તે વેળા તે આવીયો, તે ધરતીનો રાય બાળક વરસ બાર, રોતો સુણીયો તાંહ; મસ્તક પેલા મહિપનુ, પડીયુ દીઠુ ત્યાં. બાંધી લીધા બાળકા,એ શું કરતાતા કામ, કેમ મારયો એ મહિપને, કોણે સ્થાપી આ ઠામ. પ્રતિકા ગોખ અમે કર્યો, સ્થાપી ભવાની માત; ચીસ પડી એ સ્થાનકે, એ અસંભવીત વાત, રાજા કહે જો માનીએ, એ ભવાનિનું નુર, કટક દળ ભોજન કરે, એ કુલડી કેરે કુર;નીકર મારૂ સરવને પાડું તમારો ગોખ; સુણી એવું ગોવાળિયા, સઉને પ્રગટયો શોક થરથર ધ્રુજ્યા ગોવાળિયા, કોપ્યો નરપતિ આઇ; રમત કરી માતા તણી, તો થયું આવું કાજ, મોટીછું તું બહુચરા, ગખ અમારી લાજ; અમો તો પરવશ પડયા, વ્હારે ચડજે આજ, આદ્ય શક્તિ તું ઇશ્વરી, નવ ખંડે નામ;હાંકી ઉડયા તે સમે, કરવા શેવકનાં કામ.બેઠા કુરકટ ઉપરે, એતો આડે આંક;વંડ વશીયાછે ગોખમાં બ્રાહ્મણ જાણે કાંક, પ્રગટી ત્રિપુરા સુંદરી,કરમાં ખપર ત્રિશુળ, ભગત તણો ભે ભાગીઓ, દુષ્ટનાં છેદ્યાં મુળ.ઇંદ્રાદીક શેવા કરે બ્રહ્માદિક ગુણ ગાય,દેવ વરણવ જેના કરે,જો આવો ગોખજ માંહ. આવી વશીયાં અંબીકા, કોટીક બ્રહ્માંડનું નુર;ત્યારે તો બળ વધીયું, ગોખતણું ભરપુર. આવી બહુચર ગોખમાં,ટાળ્યું રૂદેનું દુખ;કટક સહીત રાજા જમ્યો, જેજે લાગી ભુખ. કર તણી જે કુલડી, ઢાંકી ચાદર એક હાથી ઘોડા માનવી, ભરયાં પેટ વીશેક; હજુએ અન અંબાર છે, રાજાને લાગી હોડ; વીંછુ ભમરા ઉડીયા, લાખ હજાર કરોડ. બાંધ્યા હાથી ઘોડલા, દુખ પામ્યા બહુ પેર; નાઠો મહીપત ત્યાં થકી, ગયો પોતાને ઘેર; હરખ્યા સહુ ગોવાળીયા, હેત હઇડામાં થાય; એમ કરતાં નીશા પડી, મંદીર પોતાને જાય.અજ્ઞાની ગોવાળીયા,માયા કેરી જાળ; અંબાને જળ ઓળખ્યાં, રમત જાણી ગોવાળ.

ચોપાઇ—વીસરે પડી તે વાત,કોપ એ ન ઓળખ્યા બહુચર માત;એ વાત એટલેથી રહિ, પ્રસીદ્ધ ત્યાંથી થઇ, દેવકુ પાટણ દેવળ ગામ,નકરવાડ઼ છે મોટું નામ; રાજાને ઘેર નહોતા પુત્ર, રાજરીદ્ધ ઘણુ ઘર સુત્ર. નારી બે નરપતને હતી, પતિ વરતા ધરમ પાળતિ; મહિપત કહે માનીતી જેહ, પ્રગટ પુત્ર હોય જેની દેહ.આરાધના અંબાજી નેટ, રહયો ગરભ નારીને પેટ;બેઉ જણોને થયા નવ માસ,પેટ પુત્ર તણી છે આશ, વિનતા વ્હાલી છે એક ઘણી, પુત્રિ એક શીર તેણે જણી; કપટ કરયું પોતાને વાસ, વધાઈ કારણ ગઇ એક દાસ.રાજાજી એક આવ્યો પુત્ર. ભાગવશે તારૂ ઘરસુત્ર; રાજા મનમાં રીઝયો ઘણું; વાંઝિયા મેહણું; શીરથી ટળ્યું.વજડાવ્યાં ત્યાં ઢોલ નિશાન. કવીજન બોલે વીવીધ વીખાણે; મોતી તોરણ બાંધ્યા બારણે, ખરચ્યો ગરથ સુત કારણે; દીધી ઘણાં પુનને દાન, રાણિને ઝાઝાં માન; કોને નવ દેખાડે તન, રાણી દાશી જાણે મન, વાધે ચંદ્ર શરદનો જેમ, વાધે પુત્રી

જાતે તેમ; છાની રાખી તેની જાત,વરસ થયાં છે તેને સાત. દાસી સભામાં તેડી જાય, દુર રહી રમાડે રાય વાક્યું તેજ કુંવરનું ઘણું; માગું આવ્યું માળવ તણું મોકલી ખાંડા સાથે જાન,ભલી પેરે દીધાં બહુ માન; કન્યા સુંદર રૂડી જાત; વરસ થયાં છે તેને આઠ; પરણી કન્યા આવી ઘેર, છાના લોક વિચારે પેર; છાનુ ન રહે ઢાંકયું પાપ, ચેત્યો તે કુંવરનો બાપ. નથી લાગતું તેનું કાંઇ પસાર, એમ કરતાં વરસ થયાં છે બાર; નારી છે એ નર નહિ સાર, બેસે અશ્વ બાંધ હથીયાર. ઘેર આવી કન્યા પોતા તણી;ચંચળરૂપ ચતુરાઇ ઘણી, સઇયરોમાં કરે ને વાત; નરૂપત છે નારીની જાત; બે બેનો કાંતીશુ સુત્ર, પુત્રી છે પણ કહે છે પુત્ર; પીએરમાં તેતો પરવરી,વડી ભોજાઇશું વાતજ કરી;પરણાવી પોચાડયા કોડ, પણ એ વર છે અમારી જોડ.પસરી પુર બાધા વાત,મીત્ર મોહોડે કહે સાક્ષાત;પુંઠે વાત કરે જ્યાહરે; અગ્ની અંગ ઉઠે તાહરે.

દોહરા–કુંવર મન વિચારયું, હુંછું જોબન ભરપુર; પુરષારથ કેમ આવશે, પરવરૂ પંથજ દુર. ગાળ બેસે મા બાપને, જો તજશે પ્રાણ; દુશ્મન હરખે સરવકો લોક હસવું ઘેર હાણ. સજ્યો ગોડો સવા લાખનો, અંગ ઘણાં હથીયાર; માઝમ રાતે નિસરયો, શૈશે રાજ કુમાર; અરણવ વન આપે ગયો; થયા ખરા મધ્યાન; ભુખ તરશ તડકો ઘણો, નહી અન પાણી પાન:દીઠું ઝાડ વરખડા તણું બાંધ્યો તેજી તાંહ; પ્રથવિ ઉપર પોહોડીયો, સોડ તાણીને ત્યાંહ, અકસ્માત છુટી અશ્વની ભરયું તું કાદવ નીર, અશ્વ અનોપમ તે થયો, માહા બળીઓ કે કોણ;મારી હાંકને હણ હણ્યો,તવ જાગ્યો રાય સુજાણ; ઉઠીને જોઇ અશ્વની, અશ્વ અનુપ; ફરી ફરી પોતે જુવે, વિસ્મે પામ્યો ભુપ; એ પાર; ધરતા દીશે દેવની, નહી બીજાનું કામ; પ્રતક્ષ દીઠું પારખું; એતો અમુલખ ઠાર. વસ્ત્ર વિના વિનતા થઇ, તે નાહી ત્યાં નીર, આલોટી અવની વીખે,શુદ્ધ થયું શરીર નારી ફીટી નર થયો, ક્ષણુ ન લાગી વાર; ચતુર લક્ષણ બત્રીસનો, પ્રાક્રમ અપરંપાર; તેજી આપ પલાણીઓ, આવ્યો પોતાને ઘેર;રંભા તેડી રંગમાં,પ્રિત કરી બહુ પેર.મળી સગાં સહુ મેદની, સાથે છે માબાપ;જાત્રા કારણ સઉ જણાં,સ્થાનક આવ્યાં આપ. નહીદેરૂ નહી ગોખલો, નહી નવાણ કે નીર; સ્થાનક નહી એ કો તણું. દેવ હશે કે વીર.

ચોપાઇ–તેડયા પંડીત જોશી ઘણા,જ્ઞાન આગમ નીગમજ તણા; કહો આ સ્થાનક કોનો ઠાંમ. મણુગવડો કે કોઇ ગામ; પંડીતે પારખ્યું પુરાણ, સુણ તું ચંચળ ચતુર સુજાણ. પુરવે દહીક્ર વીધતા દુષ્ટ, દેવતાને ઘણું દેતા કષ્ટ; દેવે સમરિ શ્રી શકતી માત, તતક્ષણ ત્યાં આવ્યાં સાક્ષાત; સહસ્ત્ર ભુજ કરમાં ત્રીશુળ, કાહાડયું રૂષ્ટ દહીતનું મુળ દાનવ જન કરયોછે તાજ,સોંપ્યું સઉ દેવતાને રાજ;સરવે મળી ને સ્તુતી કરી, ધનધન તું ત્રિપુરા સુંદરી મારયો દહીત ચામુંડા તમો, તે નામે

બોલાવું અમો; દીઠાં તે તેં કીધાં કાજ. બહુચર તારૂં મોટું રાજ. દેવ ગયા દેઇ તેને માન, માતા પામ્યાં અંતરધ્યાન; આ સ્થાનક બહુચર મા તણું; અપરમપાર પ્રાક્રમ છે ઘણું.પાસે વૃદ્ધ ઘરડાની જાત, તેને કહી સંભવની વાત; શાસ્ત્ર પુરાણ પુસ્તક લખે,પ્રગટ પારખું પુસ્તક વીખે; હુંતો ગોપ તણો ત્યાં રોગ રમત કરતાં કીધો ગોખ, રાજાએ આવી દીધું દુખ, કુર જમીને ભાગી ભુખ;તે તો નજરે દીઠો અમો, જો જાણો તો કરજો તમો; કીધું દેહેરૂં આપ્યો ગોખ, રહ્યાં બહુચર પોતાને જોખ, હવન હોમ કરાવ્યાં ઘણા,વિપ્ર જમાડયા દેશજ તણા;વાધી જાત્રા રૂડી પેર; ગયો રાય પોતાને ઘેર. બહુચરપુર લખાવ્યું ગામ; નવખંડે તે જાણ્યું નામ, ઘેર જઇ માંડયું ઘર સુત્ર, થયા પાંચ પોતાને પુત્ર. તેવી જાત્રા માનવ લખે, પુર થઇ હર પડાવી શખે;પુરશારથ આપ્યું જેહને,ધ્યાન બહુચરનું તેહને નહી દાતાર કોઇ કળજુગ વીખે, બીજુ નહી કો બહુચર પખે. પ્રતક્ષ બોલે બહુચર ધ્યાન, શેવક જનને દેતા માન, લાખ કરોડ આરાધી જાય, તેનાં કામ સવાયાં થાય; કુકડે વાહન પોતે નીસરે,પવાઇ પુજા તેની કરે.માટે તેને તેડી જાઓ,માન સરોવરમાં જઇ નાહો દુઃખ ગોખ જોતાં તે જશે નારીવંત છે તે નર થશે. એવું સાંભળ્યું વીક્રમ વીર, ધરી આપે રૂદેમાં ધીર, મળ્યો સંઘ મળવાનો રાય: જાત્રા શું જુગતેથી જાય; પુજા સામગ્રી લીધી હાથ, તેડયો દુખીઓ પોતે સાથ; અનેક ભેટ બીજી લાવીયા,સુવાલ તણી ચોકી આવીયા,ક્ષુધારથી આવ્યા ત્યહાં ઘણા, પામે અંન આવે તેટલા; નાહ્યા સઉ આણીને નેહ,નીરમળ થઇ લોકોની દેહ;નવ જોબન થઇ નરેચ્ચ;પાછા આવ્યા માળવ દેશ; રૂડા ગામ ભલા જે સુખી, ત્રાંબા પતરે આપી લખી; સુખ પામ્યાં તે નરને નાર, રંગ મોહોલ કીધો તે ડાર કોટી કલ્યાણ રાજાનું હજો, તારૂ નામ નવ ખંડે થજો; નીત્ય પરમારથ કરજો કામ. અવીચળ પરદુખભંજન નામ.

દોહરા–કહે પુતળી રાય ભોજને,એવો થાય જે રાય;તે સીંહાસન બેસશે ધરી જમણો પાય.ચોપાઇ—પાતક પાચ જન્મનાં જશે,રૂદે તેનું સકોમળ થશે;જે સાંભળે વીક્રમ ચરીત્ર, પાતીક જાય ને થાય પવિત્ર. નીરધન તો પામે ઘરસુત્ર, વંઝા નારી પામે પુત્ર; એવું સાંભળી કરશે દાન, તેને શ્રી લક્ષમીનું માન. ચોર અગ્નિનો ભય નહી થાય,દંડી શકે નહી કો રાય; નવે ગ્રહ પીડા નવ કરે,ભંડાર નીત ખુટેલા ભરે. સઉ થકી મોટો છે ધરમ, પુન્ય થકી નહિ મોઢુ કરમ; કળીયુગમાં મોટી છે શાખ, આપે એક તો પામે લાખ.

દોહરા–કવિ કહે ભાઇ સાંભળો, પુજન મોટું હોય; જેને પુન્ય છે પ્રેમનું,ગાંજી શકે નહી કોય. રાજનગરપુર રાજમાં, રહેવું સુંદર ગામ; વીરેશ્વર સુત વીનવે, શામળ ભટ શુભ નામ, શ્રીગોડ બ્રાહ્મણ માળવી, કવીઓ કેરો દાસ; કીરપા કીધી સરસ્વતી, અંબાએ પુરી આશ. વિક્રમ ચરીત્ર શુભ વરણવું સંક્ષેપ સુજાણ;દીધી

બુધ જેમ સારદા. રસનાએ આપી વાણ. એવા જે દાતા થશે, કરશે રૂડાં કામ;તેહ સીંહાસન બેસશે,દેવ તણો એ ઠામ. એમ કહીને ઉત્પતી,આપે ગઇ આકાશ;એહ કથા પુરણ થઇ. કહે કવિ શામળદાસ. શ્રોતા વકતા સમજતા,કહે કવિતા કરજોડ; શામળ ભટ કહે બોલજો જે જે શ્રી રણછોડ.

વારતા સોળમી સમાપ્ત.

## વારતા ૧૭ મી પંખીની.

(પંકજનયનિ નામની સત્તરમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળેછે)

શ્રી ગણેશાનમઃ શ્રી સારદાયનમઃ દોહરા—સીંહાસન જોઇ દીલ ઠરયું,હઇડે ઘાલી હામ; લીધું મહુરત મુલ અરકનું, કરવા રૂડુ કામ. પુજ્યું આશને પ્રીતશું, ત્રણ પ્રદક્ષણા દીધ;ઇષ્ટ દેવ આરાધીને, બેસવા મન તે કીધ જમણો પાય જુગતે ધરે, રીઝી બેસે રાય; પંકજ નયના પુતળી, બોલી કહે ના નાય ભોજરાય ભડ ભુપતિ, ચતુર ધરોમાં ચરણ; એ આસનછેઇંદ્રિનું,કહુતેસાંભળોકરણ.અતિકરૂણાથીઆપીયું વિક્રમ કેરા હાથ;તે સરખો દાતા થશે,સ્પર્શ કરે તે સાથ ભાગે દુખ ભુતળ શીખે, નવખંડે રહે નામ;એ આશાન બેઠા તણું,કરે સરસ તે કામ અવરબેસે એ આશને, ઉઠે બીહીને તરત;દુખ પામે તે દેહમાં,મોટમ કરતાં મરત.પુન્યવંતા છોનો પ્રિછવું પુરપતી પોઢયો પાટ બેઠા તો બળ ભાગશે,ચેતાવું તે માટ,ચોપાઇ—કહે સાંભળ તું કામની ભલી વાત કહિ ભામની; ઘણાં પ્રાક્રમ તે કીધાં ચોર, જુગ બાધાનું જીત્યું જોર. કોણ ઇષ્ટાની કીધી સેવ; માનવરૂપ થયા એ દેવ;એકે વાત નવ રાખી નુન્ય, શાં પ્રાક્રમ શાં કીધાં પુન્ય; વીક્રમ કહેવાણો મહાવીર, રાખ્યું નામનુ જેણે નીર; તેના પુન્ય પ્રાક્રમ કહો તમો, અધીક હેતથી સુણીએ અમો;પંકજ નયના કહે પુરપતી માલવ દેશ તણો મહી પતી;ગુણ સાગર ઉજેણી ગામ,નઉતમ નીર્મળ વીક્રમ નામ.ઉત્તમ શોભા આડે આંક,અવનીમાં વરતાવી આણ; મુક્તિક્ષેત્ર કહેવાયે સાત, તેમાં અવંતી દેવી ખ્યાત સ્વરગ નામની ક્ષીપ્રાગંગ,સ્વરગ મારગ કરતાં શુભસંગ; જમના દુત રહે દુર, પુન્ય પ્રવાહી પરમારથ પુર. નીરમળ નરપત નીરનળ કામ, નીર્મળ શુભ નીરંજન નામ; વીદ્યાવંત વીપ્ર વેદીયા, બ્રહ્મ કરણ તણા ભેદીયા. ક્ષત્રી ક્ષત્રવટને જઇ અડે ગઉ બ્રાહ્મણનીવારે ચડે;શુદ્ર કરે દ્વીજવરની સેવ,દીલથી વીપ્રને જાણે દેવ. સવાલક્ષ હસ્તી માતંગ, ઝુલે બહાર અને અતી રંગ; પં ર લક્ષ પાખરીયા તરી,ખરી ખાંત વીક્રમની ખરી ભારે આણ ભરતખંડ ફરે,દોશી વીક્રમને દેખી ડરે;એવા સમે વડ વીક્રમ વીર. ધરી ધ્યાનદ્રઢતા મન ધીર. પરીબ્રહ્મ પુજન કારણે, નીકળ્યો છે નરૂપત બારણે;શીવ પુજન કરી પાછો વળ્યો,દુખીયો કો વાહારે નવ મળ્યો. ત્યારે હરખ ઘણેરો હોય મારા ગામમાં દુખીયો નહી કોય. એમ કહી

પ્રદક્ષણા કરે,ધ્યાન ઇશ્વરનું મનમાં ધરે;દેવાંશીનું દુખડું ગયું,તે સ્થાનકે એક કઉતક થયું વડ વરૂક્ષ ગાંડા ગંભીર,બેઠા હેઠા વીક્રમવીર;એક પંખી બીજી પંખીણી, કરે વાત તરતી બે ઘણી; નારી કહે સાંભળરે કંથ, નીત્ય ઉડી હુ જોઉં પંથ;મારે તા બાળક રાખવાં તારે તા નીત્ય ફળ ચાખવાં;બાળક પાસે હું બેશી રહું,વાત તે માટે તમને કહું. કંઇક વાત કહાને કથી, અણબોલે કહેવાતુ નથી. શામાટે દિસો અણચણા, પંખી છો પણ ડાહ્યાં ઘણાં;પંખીમાં પોપટ છે ભુપ,રૂડું તારૂં રાજ સ્વરૂપ. કરમાયું દીસે છે મુખ, તે મારે સાલે દુખ; મુજને કહા મેલીને લાજ, અધીક દુખ પડયું છે આજ.પોપટ કહે સાંભળ પખીણી,શું પુછે વિતક મુજ તણી,આજે હુ ગયા વનમાંહ, પંખી એક મળ્યો તો ત્યાંહ તેણે રૂદન કરી દુખ ભણ્યું, તે મેં બેઠાં શ્રવણે સુણ્યું. તેથી દુખ આવે સાંભરી,જાણ્યુ પ્રાણ જાએ નીસરી;ભારે દુખ ખમ્યું કેમ જાય, દુખી દેશમાં કેમ રહેવાય.તેનું દુખ સાંભળી શું કરૂ, પંખી જાત ઝુરીને મરૂ;શું કરીએ જો પંખી જાત,શાંકહીએ વિક્રમને વાત.કહે છે વિક્રમ ભાગે દુખ, જે જન જાય તે પામે સુખ; હું મન એવી હુંશજ ધરૂં,વિક્રમ આગળ વાતો કરૂં. શું કરીએ નવ સમયે વાચ, તા કેમ રાજા માને સાચ; પંખી કહે સાંભળ પંખણિ, શી વાત કહુ મુજ દુખજ તણી; મારે મીત્ર સુડા એક સાર,આજ મળ્યો તો વન મોઝાર; તેણે દુખ મુજ આગળ કહયું, તે મેં મારા મનમાં લહયું. તે દુખે રહેવાતુ નથી,મર્મની વાત કહુ શી કથી;તવ પ્રત્યે બોલી નાર,વીનતા મનમાં કરી વિચાર. તે મીત્રે કહ્યું જે તુને,મનશા શીઘ્ર સમજાઓ મુને કોડથકી વાતો કીજીએ હેતે હુંકારો દીજીએ. વળતો પોપટ બોલ્યો વાણ, ચતુરા સાંભળ ચતુર સુજાણ;હું ગયો તો વનમાં આજ,રૂડા વનફળ લેવા કાજ.મીત્ર સુડો સામો મળ્યો,વનમાં મુજ સામુ જોઇ રહયો;મારો બાળપણાનો મીત્ર,પંખી જાત પણ પરમ પવીત્ર.મન મેલીને બે મળ્યા. વીજોગ બાર વરસના ટળ્યા.મેં પુછી કુશળની વાત,તેને કીધો આંસુપાત; ઘણું ધુશકે ધાઢે રોય,નેણે ધાર ન ખેંચે કોય;દુખ સાગર આવી મન ચઢયાં, અખંડ આંખે આંસુ પાંડયાં;રદય તેહનું ફાટી જાય,અતીશય દુખથી ન બોલાય; મેં તો કહ્યું તું છાનો રહે, તારા દુખની વાતો કહે, એવડુ દુખ તમને શું પડયું; સુડાને શું સંકટ અડયું;અર્થ ઉપર રાજા ગયો,કહે પુત્ર કુંવારો રહ્યો;કે કંઇ બુડયાં જળમાં વહાણ, ગયો ગરથ થઇ જે હાણ; કે રાજાએ દંડયો આપ, મંદીર મોહોર કરી છે આપ;કે વેપારમાં ગઈ છે ખોટ,મોટું દુખ એવડો શી મોટ;એક પહોર એમ કરતાં થયો, ત્યારે કાંઇક રોતો રહયો. તેણે કહયું હું વાત કહું, હું પાપી અહીંયાં નહીં રહું. પાપીનું શબ્દ જોશો મુખ, તમે પામશો અદકુ દુખ; સાંભળશો પાપીનું પાપ,હાંકી કાહાડશો આપો આપ,ફટ ફટ કહેશો ચીતમાં ચઢી,નહી રહેવા દો ઘડી; તે માટે કહું તમ થકી, મુખ નહી જુઓ વળતી નકી;સાંભળતા મુકે સાગર નીર,

ધરતી તો ઝીલે ધીર. ડુંગર ડોલી હેઠો પડે, સહુકોને મન અચરત અડે;ફાટે હઇડું કહયાથી ઘણું, બીજુ ચિન્હ શું કહુ તે તણુ.

દોહરા–ત્યારે હું ચરણે નમ્યો,એ સુડાને આજ;મન મેહેલી કહો વાતડી,લોપો સઘળી લાજ; લક્ષણ સઘળાં હું લહુ, મનનો મેલું મોડ; દાવાનળ દુખતું પડયો, જાણુ હું કરજોડ. દુખ ભંજન તો રામ છે, બીજો વિક્રમ રાય; મેંતો કાને સાંભળ્યું જે વીતક કેરી વાત.પરમ વાત અમે કરી, જે વિવેક વિચાર;દેવ આજ્ઞા દેઉ તુને. પ્રિતે ન આપે આપ. આદ્ય થકી અંત લગણ, જે વિત્યુ હોય તુજ;રામ દવાઈ દેઉ તુને, સાચુ મનાવો મુજ. શુક તે સાચુ બોલીઓ,ભાગી મનની ભરાંત; મીત્ર વાત કહુ તુને, આપણ છીએ એકાંત; નર પોપટ કહે નારને, મીત્રે કહી છે એહ. હેઠળ બેઠો સાંભળે, રાજા વીક્રમ તેહ. નરનારી વાતો કરે, બેઠો વડગંભીર; ભુપતી બેઠો મન ધરે, વડે ભાગ્યાં વડવીર.

ચોપાઇ–શુક તે શામા પ્રત્યે કેહે, પંખી પંથ ઉત્તર એક રહે;હીમાચળને જોડે વન, જોતાં પરવત પામે મન,વનસ્પતી જ્યાં ભાર અઢાર,વખાણુતાં તો લાગી વાર જાઇ જુઇ ચંપાની કળી.માલતિ મરૂઓ વેલજ વળી;સીતાફળ દાડમ કદળી દેવ, અખોડ પસ્તાં નાગરવેલ; સુખડ કેસર કેરાં છોડુ, દ્રાક્ષ ચારોળી બદામો મોડ.પ્રેમલ પારી જાતકનું વન; કેવડો કેતકી અંબુજ અન્ય; ગુલાબ અરગજા કેરી બેહેક.પરવાળાં વસાણાં લેહેક.જાયફળ જાવંત્રી સુંઠ,બરારા બેહેક આવે છે કુક;તજ તમાલ પત્ર લવીંગ, એલચી ઝુમખા સારંગ સંગ. વડ પીંપર અધીકા બહુ સાગ. અંબા આંબુ બહુ લક્ષે લાખ; બીજુ જાણે વંદ્રાવન. તેને ઉપમા ન ઘટે અન્ય. જોવા સરખી તે વન જાત,મુક્તિ ક્ષેત્ર અઘ નહી રજ માત્ર;તે વનમાં રહે પંખી ઘણા,તે આહારિ ઉત્તમ કુળ તણાં. લવાર તે તર મેના મોર. પોપટ સુડા હંશ ચકોર, કપોત કાગ કરંજન કોલ, ચકવા ને ચકવી અમોલ; રેવા પારેવા ખંજન મીન,લેલી લુક માલબર લીન; અનેક પંખી બીજા પાસ, પવિત્ર પંખી ચતુર છે ચાસ. હું પણ વસ્તો તેણે ઠામ, શુભ સારંગ મુજ નીરમળ નામ; કરોડ પંખી ત્યાં કરે કલોલ. ઝાડ લતામાં ઝાકમઝોળ; ભરયાં નવાણુ ત્યાં નીરમળ નીર, રહેતા અમે તરૂવરને તીર; એવે સમે એક શુક આવીયો, ને મારા મનમાં ભાવીયો. પ્રાકરમ તો તેનાં પવીત્ર. મેળાપણે થયો મુજ મીત્ર.આગતા સ્વાગતા કીધી ઘણી,પ્રિતે પરોણાગત તે તણી; નીત્ય ફળનો આપુ આહાર, રેહેવા આપ્યો મારો ડાર, રાખ્યા પરોણા એકજ માસ, તેના મનમાં પોહોતી આશ. જત્રા માંડયું પોતાને ઘેર, તેણે મન વિચારી પેર;મીત્રને ઓશીંગલ થાઉ, પછી હું મારે મંદીર જાઉ. એણે ભકતી ઘણેરી કરી. તેણે ગયો છુ ઠરી; તેણે મન એવું થાપીયું, અમરફળ મુજને આપીયું.રૂડુ નામ અમરફળ તણું;એવુ ફળ આપ્યું મુજ હાથ.હું વળાવા ચાલ્યો સાથ.એતો એના વનમાં

ગયો, હું મારા ઠેકાણે રહયો.મેં તો મારા મનમાં ધરયું,અમરફળ કેમ ભક્ષજ કરૂં; અમરફળથી શો લાભજ લેઉં; મોંઘી વસ્તુ મહીપતને દેઉં; ઘણુ જીવીને શું કીજીયે કોઇક રૂડાને દીજીએ; ઉત્તર પંથ ઇંદિરજીતરાજ,લાખેણી લોકમાં લાજ. તેણે જેજે કીધુ કામ, પંચી પાવક ધરાવ્યું નામ; તેણે પુન્યનુ કામજ કરયું, સોળ જોજનનુ વન અનુસરયું. વનસ્પતી નીપજે છે નેહ,તેને વેંડી ન શકે તેહ.તેના ફળ તે પંખી ખાય, આનંદ ઘણો તે વનમાં થાય;પંખી ઉપર એવી પ્રિત,રાજાએ કરી એ રીત; :નવાણ કરાવ્યાં તેની તીરે, સીતોદક ભરાવ્યાં નીરે;તે સૌ પંખી પાણી પીએ,આશીશ ઘણી રાજાને દીએ; મેં તો જાણ્યું રૂદીયા સાથ;આપું ફળ રાજાને હાથ; અમર થાય તો પુન્ય આચરે, પ્રતિ પાલન પંખીનુ કરે; એવું વિચારી નગર આવીયો, અમરફળ તેતો લાવીયો. સભા સરવ બેઠી છે જયાંહ, મહીપતી આવી બેઠો ત્યાંહ; શુક કહે હું જઇ બેઠો હાથ,સુક કહે સ્ત્રીની સાથ. હેઠેથી વિક્રમ શાંભળે;તેમ તેમનો સંદેહ ટળે; દિઠું સુખનું ભારે રૂપ. અચરત પામ્યો ભારે ભુપ,ઇંદ્રજીત અચરત હવો,દીઠો પંખી અવનવો; કહો પંખી કયાંથી આવીયા, સમાચાર તે શા લાવીયા; કોહો તમને સુખકે દુખ,પ્રકાશ કરો સભામાં મુખ. બોલ્યો શુક સભા સાથમાં.આપ્યું ફળ રાય હાથમાં.તારે પુન્ય પ્રતાપે કરી,અમુલ્ય વસ્તુ તુજ આગળ ધરી હરી ભક્ત તારા છે હાડ, પાળો છો પંખીનાં લાડ. તમ ઉપર હેત છે ઘણું, પ્રતિપાલન. કરે અમતણું; હેતે શું ફળ આપું અમો, હેતેશું આરોગો તમો; અમરફળ છે એનું નામ, એથી થાય તે કહુ તમ કામ; સદા તમો રહેશો જોબન વેશ, ધોળા નહીંથાયે તમ કેશ શુભ સ્ત્રીના કરો સંજોગ.દેહ ન વ્યાપે તારે રોગ;દેહ દોહલી દુરેજશે,તેથી કામ તમારૂં થશે; પવિત્ર જાણી લાવ્યો પાસ, સદા ભોગવો લીલ વીલાસ હરખ ઉપન્યો રાયને ઘણો, સુણીયો મહીમા અમરફળ તણો; મુજ સાથ તો મિત્રાઇ કરી, ભોજન આપ્યું થાળી ભરી; કહ્યું નીત રમવા આવજો, સમાચાર વનના લાવજો; શીખ માગી ગયો હું ઘેર, કહી પંખી આગળ જઇપેર; પંખી મોટા વનના ઘણા; ઘરડા ડાહ્યા છે તે તણા, તમે કામ માઠું કરયું. ફળ રાજા આગળ જઇ ધરયું.રાજા કોઇનો મિત્ર નથી, પુરાણ કોડ કહે છેકથી હવે આપણો ઠામજ ટળ્યો; રાજા શતરૂ થાશે ભલો,રાજા કરવતની એકજ ટેવ. જાતાં વળતાં વહેરે જેવ;ડાહેએમ વીચારી પેર, પછી શું કરી રાયે પેર. એકલો જો હું એ ફળખાઉં, અમર એકલો જાને થાઉં; તેણે અવસર એકે નવ સરે,મુજ આગળ બીજા કેમ મરે;માટે બુદ્ધિએક મનમાં ધરૂં; અમરસઉ સહોદર કરૂં;તેને એવી ઇચ્છા થઇ, વાવ્યું ફળ વાડીમાં જઇ. શુભ પ્રકારે કીધી સાર; વાવ્યુ હેતે વાડી બહાર; ચોકી મુકી છે ત્યાં ઘણી, પ્રતિ પાળકરે ફળ તણી; તેના મનમાં પહોત્યાકોડ, ઉગ્યો શુભ અમરફળ છોડ. શુક ઉપર તે વાધ્યું હેત, મહીપત માન દે સભા સમેત; ઉગ્યું ફળ તે તારો પાડ,એમ કરતાં થયુ તે

ઝાડ. એમ કરતાં તેને ફળ થયાં, દિઠે દુખ સૈકોના ગયાં; અચરત એહ કળી કાળ-માં, ફળ બેઠા તેના ઝાડમાં; પાકયું ફળને સાખજ પડી, વધામણી ચાલી તે ઘડી;ક-રાવ્યું રાજાને જુગતે જાણે. સાંભળ રાજા ચતુર સુજાણ; બીજા ફળ છે ડાળ વીશેક પાકી હેઠે પડીયું એક. જે કહો તે અમો કીજીએ, હુકમ તમારો શીર લીજીએ; અ-ધીપતી કહે લાવોની આંહ. ભરી સભા તે બેઠો જ્યાંહ. મનમાં ઉલટ મળી આવી-ઓ, રાજા પાસે ફળ લાવીયો; દિઠુ સઉને નજરે ભરી, જોતાં આંખ સહુકોની ઠરી; હેતેથી એ ફળ કાપીએ, પ્રથમ તો બ્રાહ્મણને આપીએ. તેડયા ગોર તે પોતા તણા. મહા પવીત્ર વિદ્યાએ ઘણા;નાહાનાં મોહોટાં આવ્યાં બહુ, ઘર કુટુંબ સભાએ સહુ: રાજાએ પાસે તેડયો પુત્ર, જેથી શોભે છે ઘર સુત્ર લાડકવાયો એકજ એક, પાસે તેડયો કરી વીવેક, અધીકાર વરષતણો અગીઆર,પુરણ વરસ થયાં છે વાર; તે ઉ પર છે અધીકો નેહ, સમીપ સુત બેસાર્યો તેહ.

દોહરા–મહીપતીયે કર છુરી ધરી,મેહેલી ફળને લાગ;સુક્ષ્મ સુક્ષ્મ તેહના કરયા પુરા સત ભાગ. પ્રથમ આપ્યો ગોરને. પછે પંચ પ્રધાન;કોડે આપ્યો કુંવરને, સાચો જે સંતાન. દયા કરી દાસ પોતાને, એ જાચક જન લાગ; એવું જાણી ભુપતે, આ-પ્યો એકજ ભાગ; બોલ કરયો બીજાકને, સાંભળજો સઊ લોક; માસે તમે સહુ પા-મશો, સેહેજ ન કરશો શોક. પંડીત આદે પામીયા, સરવે પામ્યા સુખ,પુછવા કાને નવ રહ્યા, તરતજ મેલ્યું મુખ; ચાખ્યા તે ચીત ચળચળ્યું; લાગી સહુને લેહેર; અમ્રત ફીટી વિખ થયું, સઉને ચઢીયું ઝેર શીંગડુ થઇ સઉકો પડયા, જાણે પામ્યા મરત; અચરત વાત અધીક થઇ, વાર ન લાગી તરત; દેવાંગત તો શી થઇ,કોઇએ ન જાણ્યો મર્મ; રાજા ક્રોધે પુરણ થયો, મેલ્યો મનનો ધરમ; બાળું પંખી જાતને, ટાળું તેમનો ઠામ; કીયા દીવસનો વેરવી, કીધું એ કામ. મેં માહું હાથે કરયું, પંડિત મારયા પુત્ર; પ્રધાન દસોદીશા બહુ દમ્યા, ભાગ્યાં ઘણાં ઘરસુત્ર જુઓ એ શુકે શું કરયું, શી વિચારી પેર; અમરત કહીને આપીયું, જેમાં ઝાઝું ઝેર; કીયા દિવસનો દાઝાંયો, કીયા દીવસનું વેર; કપટે આપ્યું, સુજને અમ્રત કહીને ઝેર, ઝાલુ અને જીવતો, તોડુ પાંખજ આપ. મારૂ પખી સરવને, એને માથે પાપ. એમ કહી કોપે થયો, આપ વિચારયું મન; કરા ઓવ ઇધર તણો, બાળો બાધું વન; ઝાડે ઝાળ નખાવીએ, સુતાં ઝાલો રાત; સાંકડે આણી સરવને. પોકાટ પરભાત. લક્ષ હજારો કોટીધા, પંખી આણી આંચ; બાળવા તત્પર થયો, દીવસ ચડયો ઘડી પાંચ. જીવ ઝાલી કરોડો ગમે, આણી અદકી દાઝ; વન બાધુ વીંટા વીંધુ, પંખી પ્રજલણ કાજ. ચોપાઇ–જે નરપતી નમેરો હોય, તેને વારી ન શકે કોય. થયો કોપ ક્રતાંતજ કાળ, ઠામ ઠામ નંખાવી જાળ. પંખી નાશી કો નવ શકે, બાળી મેલો વાંકજ પખે,હતો એક ઘરડો પ્રધાન,મહિપતી આગળ માગ્યું માન. સહસા કામ

રખે એ કરો, કહુ વાતને મનમાં ધરો. સઉ માણસ વ્હાલો છે જેહ, હજુ પ્રાણ એને છે દેહ; આયુષ્ય હોય તો ઝેરજ વળે, ઇશ્વરની ગત કોણજ કળે; દીવસ એક બે જોઇએ વાટ, પછી ઘડીએ પંખીનો ઘાટ. કદી આપણા તો જીવશે; પંખી સઉકો પ્રાજે થશે; પછી વીમાશણ કરશો તમો, કહુ વાત એ ઊપર અમો દોહરા—રાજાની નગરી વિશે વસે વેહે વારીયો નર એક; વેપાર વાહાણવટી તણા, શાવટ ન્યાવટ નેક. પાંચ વરસનો પુત્ર છે, વરષ અઢારી નાર; અલખત તેણે અતી ઘણી, વીદેશ તણા વેપાર; ભરતાર ગયો પરદેશમાં, વીત્યાં વરષજ બાર તરણી મુકી ઘર વિષે, કોડીલો જે કુમાર. બહાદુર બત્રીસ લક્ષણો, સુભ કરમાં સુજાણ; પ્રચંડ દેહે પ્રોઢો થયો શાં કરૂં મુખ વખાણ; અંગ આભુશણ અતી ઘણાં, રાજ તેજ મહા રૂપ; દેહ સકરમી દીસતો, જાણે ભારે ભુપ. ખાય પીએ ખુબી કરે, ઘણા હેતથી ઘેર; પીતા પરદેશે ગયો, શી થઇ તેની પેર. તેર વરષ તરતિબશું, ઘણા કમાયો ગરથ; દેશ દેશ આવ્યો પોતા તણે, અલખત અદકી અરથ, છીપ્યાં વાહાણ સરીતા ત્રટે, કહી નવ કોને પેર; નીશ ચરચા જોવા ગયો, ઘણા હેતથી ઘેર. વેશ વપુએ પાલટયો આવી બેઠા બહાર; જાંખે ઉભો જાળીએ, નીરખો ત્યારે નાર; પુત્ર મેલ્યો તો પાંચનો થયો વિશને વેશ; અરસપરસ નવ ઓળખે. જે પરઠયો પરદેશ; દુખે આંખ કુંવર તણી, દુખે. પીડા અપાર; લોચલોચના કરે ઘણું ગોઠે નહી તે ઠાર. સુંદર સેહેજે વસ્ત્રની, હોંશે હિંચોળા ખાટ; મસ્તક ખોળે માતને, મુકયું હતું તે માટ. નીંદ્રા આવી નારને, નીંદ્રા પામ્યો પુત્ર; શેઠ બહારથી નીખરતો, સમજતો નરી ત્યાં સુત્ર જુવંતી જોબન તને; જોબનવંતો તન; કરી કલ્પના કારમી, મુરખ તેનું મન. કમાઇ કરે તે કારમી, જોખ કરે છે જાર; દાવાનળ લાગ્યો બહુ, ક્ષણુ ક્ષણુ લાગે ખાર; પાપ રૂપ થઈ પરવરયો, લોહ કટારી હાથ; જઇને મારયા જારને; રાખીતિ જે સાથ. જ્યાં ઉતરયો તે ત્યાં ગયો, વિપરીત કરીને વાત; પ્રીછે પેર પછે પુત્રની, શો ફાટે પ્રભાત, મ્રતક પુત્ર માએ લહયો, નીમેશ રહયો નહિ નેહ; કાયા પછાડે કામની, દેવલોક ગઇ દેહ. ઘેર આવ્યા પછી ઘરધણી, દીઠો કારમો કોપ. ત્રાહ ત્રાહ કરી રહ્યા, કીધી લજ્જા લોપ. ઘણુ વિમાસ્યો મન વિશે, બેઠી હત્યા બાળ; દેહ ત્યાગ પોતે કરયો, કાયા પછાડી કાળ.

ચોપાઇ—પોપટ કહે સાંભળરે નાર, દુખ મિત્રને અપરંપાર; એવી એણે વાતજ કહી, તેથી મુજને ચિંતા થઇ. નારી તું કહે તે કરૂં, તે સાથ સહેજ સંચરૂં; મુજને કાંઇક આપો સુઝ, ઘરવાત પુછુછું તુજ, મારો મિત્ર તે જાશે ગંગ. હું પણ કરીશ તે સાથે સંગ. ત્યાંહ જઇને પાડીશું દેહ, મારે પ્રૌઢો સનેહ; દુઃખ આપણથી ભાગે કેમ, સાચું ન કહે તો મારા સમ; નારી કહે સાંભળરે ધણી, મારે તુજશું પ્રિતજ ઘણી. નાવ વિના જે જીવે નાર, ધીક ધીક છે તેનો અવતાર; નારી જીવતાં નાવજ

જશે, કાયા શા કામે આવશે. પાંચ બચ્ચા તો છે, માહારાં એ પણ છોરૂં છે તાહરાં; તેને પણ સાથે તેડશું, મિત્ર સાથે પંથ ખેડશુ ગંગા સ્નાન કરીશું જઇ, દેહ પાડશું નીરમળ થઇ; દુખ થકી સુખ સાંપડે જમના દુત તો નહી આભડે.એથી સુખ આપણને કીયું, જમની જાત થકી હું બીહુ; જમના દુત સામુ નવ જોય,ગાંજી ન શકે આપણને કોય કોઇ એક વઢતો હોયે જન,વળગે વરક્ષ ઊગરવા મન;સમરથ હોય તો રક્ષા થાય, નહી તો તેની સાથે જાય. રૂડા જનની એતો રીત, પાળે પોતે પુરણ પ્રીત; માટે મીત્રને તેડો ઘેર,આસ્વાગત કરીએ બહુ પેર.મળ્યાં એકઠાં તે તો ત્રણ, વાત રૂડી સંભળાવી કરણ;વીક્રમ રાય ઊજેણી ધણી,ચાલી ખ્યાત જુગ માંહે ઘણી. આપણે તેની પાસે જશું. ત્યાં જતાં સુખીયાં બહુ થશું;પવીત્ર રૂડા તે પ્રમાણ તેને જુગતે કરીએ જાણ. લક્ષ વશાતે દુખ ભાગશે ગજા વીના તે શું ગાજશે; શુડો કહે શું કરશે રાય, ભારે કામ એથી કેમ થાય પરદુખભંજન એનું નામ. મમતા એ રાખે છે મામ; ભુખ્યો તરશો આવે જન,તેને શેર અપાવે અન્ન ભુખ્યાની ભાગે છે ભુખ,ટાળે તેનાં દેહનાં દુખ,જાચક જન નવ ખંડે ફરે,ભલો ભલો લોકોમાં કરે; તેથી નામ દુખ ભંજન પડયું, અધીક જનને અચરત અડયું; ગમે એવો પણ માનવ જાત, પુન્ય કરતાં વાધે છે ખ્યાત; એના થકી સરે નહી અર્થ ભલો થાય તો આપે ગરથ;ભાટ ચારણનાં સારે કામ દુખ ભંજન પાડયું તે નામ સુખ દુખ લખી હોએ છાપ, અમો દેહ પાડશું આપ; માથે તો નવ બેસ પાપ, પંખીનો નવ લેવો શ્રાપ; પ્રાણ તજું જઇને વાશીએ,ભાગીરથી ગંગા કાશીએ.પંખી એવિ વાતો કરે વિક્રમસેન રૂદેમાં ધરે; કદાચ પંખી ઊડી જશે તો મુજથી કેમ પેદા થશે; માટે હું છતોરે થાઉં, કમા સમ પંખીના ખાઉં ભાગુ દુખ મનાવું મન. ઉગારૂ તે પંખીજન એમ વીચારી જોડયા હાથ,બોલ્યો નરૂપતી પંખી સાથ દ્રઢ થઇ રાખજો મનમાંધીર મારૂ નામ તો વીક્રમવીર પ્રધાનને સોંપ્યુ છે રાજ, આવ્યો નીશ ચરચાને કાજ. બેઠા પોહોર થયાં હું ત્રણ, સાંભળી વાત તમારી કર્ણ. તારા મીત્રનું મોટું દુખ, શી ? પ્રતાપ થશે સૌ સુખ. તે રાજાની પાસે જાઉં, તુજને તો ઓશીંગલ થાઉં, ઉગારૂ પંખીના જન,ત્યારે મુખમાં મેલું અન્ન ઊતારૂં મુજ શીરથી ગાળ.અંશ માત્ર ન રાખુ આળ; નીરમળ કરૂ હું તારૂં નામ, ઇશ્વર આણ કરૂં એ કામ. તેનો રાખો દ્રઢ વીશ્વાસ, આવી બેસો મારી પાસ; વચન તમો ત્રણે જે કહ્યાં.આદ્ય અંત સુધી મે લહ્યાં. સઘળો પામ્યો છું હુ પાર, વાત કરતાં લાગે વાર;ઘેરીને 'પાંચ્યું' બધુ વન તપે તેથી હમારૂં માન.

દોહરા—પંખી અચરત પામીયાં, જ્યારે દીઠો ભુપ; એંધાણે તો ઓળખ્યો, રૂડો રાજ સ્વરૂપ. અંગે અંગો ઓળખ્યાં, સમુદ્રિક એંધાણ;ધજા પતાકા છત્ર કર,સાચો વીર સુજાણ શુક કહે રાય સાંભળો,હું જોવા આવુ ત્યાંહ;વણ પુછે તો મુજને નાંખે

અગ્નિમાંહ. ત્યાં ચાલે નહી તમતણું, જેવી તેવી રીત;અપજશતો છે અતી ઘણો, તે કેમ લેઉ શીશ,ફટફટ સઉ પંખી કહે વળતિ દે સૌ શ્રાપ;નજરે કેમ દેખી શકું, પ્રગટે મોટું પાપ; અમે ગંગાજી જશું, પાડીશું ત્યાં દેહ; નજરે દુખ ન દેખું તો, દુધે ઉઠયા મેહ. ગરજ હોય જો તાહરે, જા ઊતરની વાટ;સાથે આવું તમ તણે,ઘડે અમારો ઘાટ; નો તમને હું શું કરૂં, ખોયા પુઠે પ્રાણ; માટે કરગરી કહું તને,જુગતે કરૂ છું જાણ. ખુની ખરો અન્યા ઘણો,લુણ હરામી નામ;અરણુવ અપલક્ષણ તણો તેહ કર્યાં મેં કામ. ચોપાઇ—નરૂપતી કહે ત્યાં જાશું અમો,સુખમાં આ સ્થાનક રહો તમો. ગામ ઠામને કહે મુજ નામ, જાઉં એકલો કરવા કામ.તમો ઉડી જાઓ આપો આપ, તમને બ્રહ્મ હત્યાદિક પાપ; કદાચ મુજથી ન રહે રંગ, તો વળતો તું જાજે ગંગ.મારૂં વચન જો મિથ્યા થાય,વચન જતાં તો જીવજ જાય;કોટી કરમ પ્રતીજ્ઞા કરી,રાખ્યાં પંખી સ્થાનક ઠરી, સમરયા શીવ સમરી હરસીદ્ધ,પંથ પવન વેગેથી લીધ;મન વેગે જોતામાં જાય,તે વેળા એક કઊતક થાય,આગળ ઉનાં આવ્યું ગામ, અજેપાળ રાજાનું નામ; તે ગામ ગયા જાહરે, અરધી રાત ગઇ. તાહરે. વાટે નહિ માનકો જાત; વળી અંધારી માજમ રાત,પુરૂષ એક જાયછે ત્યાંહ, બાળ એક આ-હયો છે બાંહ.ભેટા ભેટ આવ્યા જેટલે વીક્રમને વળગ્યો તેટલે, રાખો મારા દેહમાં પ્રાણ, દીસંતો છે ચતુર સુજાણ. અરજ શુણી બાળકની કર્ણ હું આવ્યો તમારે શર્ણ. શરણાંગત સરખા છો તમો, એવું જાણી વળગું અમો. એમ કહીને વળગ્યો જઈ. રગઝગ ઘડી બે ચારેક થઇ; વીક્રમસેન અચરત ભાખીઓ, તે બાળક ઘણું ત્યારે કોપ્યો રાય.અલ્યા રહેરે વેગળો;સાંભળવાદે વાત;તે પહેલોઆડે તેહને,તો કરી-શ તારી ઘાત.કહાડી ખડગ ઉભોરહ્યો રાય કરીમન રીસ;સમીપ આવેએ બાળને,છેદુ તારૂ શીશ.અજેપાળદેએકલો,ચઢીચણેરિ રીશે.કોપકરીને શું કરે,પંથીછે દશવીશલ ગી રાઢ ઘણી તીહાં ચડયો રાયને ક્રોધ;એટલે ધાઇ આવીયા,ચોકી કેરા જોદ્ધ.એમ કરતા અજવાળુ થયુ,પોફાટયો પરભાત; ત્યારે રાજાએ નીરખીયો કૌતક સરખી વાત.એક રાજા તે ગામનો, બીજો રૂડે રૂપ; વીસ્મે પામ્યા લોક ત્યાં, કોઇએ ભારે ભુપ દીઠો રઢીયાળો રાજવી, જાણે વીક્રમ વીર. પામે નમ્યો તે પુરપતી ધારણ ન રહી ધીર, તેજ પુંજ તરતીબશું,દેવત કામ; માગ્યુ આપો મુજને, કહો તમારૂ નામ. પ્રદક્ષણા દેઇને નમ્યો, તે નગરનો રાજ; ભલે પધારયા અહીં તમો કરવા રૂડાં કાજ. કોણ નગર કોણ બેસણું કોણ કાજ કો ભુપ; કોણ કામે અહીં આવીયા, રઢીયાળુ રાજ સ્વરૂપ રૂડી રિતે રીઝમાં,તેડી લાવ્યો ઘેર. આસ્વાગત રૂડી કરી. પુછવા માંડી પેર. આસન આપ્યું અતિ ઘણું બેઠા જઇ એકાંત; પગે લાગીને પણમ્યો,ભાગવા મનની ભ્રાંત, બાળક બાહ્ય ઘરી રહયો, શુભ પ્રકારે શર્ણ; પ્રતી ઉત્તર પાછો ફરયો, તે સંભળાવો કર્ણ.

ચોપાઇ—પંથી કહે સાંભળરે રાય, સંક્ષેપે સમજો મનમાંહ; ગામ નામ પુછો છો તમો,પરદેશી પંથી છું અમો;મારા મનમાં કઉતક ઘણું, દુખ કેહેવાદો બાળક તણું, મધરાતે કયાંથી આવીયા, બાળકને કયાંથી લાવીયા.શા દુખે એ બાળક રૂવે.મુજ સામુ શા માટે જુએ;પછી લેવાદો પાર,પછે કરીશું આપ વીચાર.કહેવાદો બાળકનું કરમ, ઇશ્વર રાખશે સઉનો ધરમ; ચીંતા ન કરશો તેની ઘણી. લાજ રહેશે સઉ આપણી વીક્રમપ્રત્યે ચાલ્યું નહી,સંકટ ભારેનડીયોમાંહી બાળકને પછેઝાલ્યો બાંહ, ખાંતે બેસારયો ખોળામાંહ માથે ફેરવ્યો પોતે હાથ,વાટે કહે મુકીને લાજ;સુખે વાત વીતકની કહો. વરતી નચીત થઇને રહો. બાળક કહે સાંભળરે તાત, કહુ સક્ષપે વીષક વાત હુ નથી ઓળખતો તુંને આત્માજ્ઞાન મોટું છે મુને.મોટા જાણીને આવ્યો શર્ણ, કહુ વાત સાંભળરે કરણ; અજેપાળ રાજાનું નામ. રાજ કરે છે આણે ઠામ; એના કરમ તણો જે ભોગ, એને દેહ આવ્યો છે રોગ; રક્ત પીતને કોડે ગળે,બધી જાત તે ભડકે બળે, બેસતાં ઉઠતાં નવ રહેવાય, ભારે દુખ તે નવ કહેવાય,બધા દેહમાં અગ્નિ દુખ; નીંદ્રા તરૂષા ગઇ છે ભુખ.જાણ કોણે જે એકલો રાત દીવસ કહે છે હું બળયો; રોગ એવો થયો રાયને,વેઠે દુખઘણું કાયને વઇદાં તેણે અધીકાં કીધ, એક કાજ તેનું નવ સીદ્ધ; એકવઇ આવ્યો તો આંહય, ભરી સભા રાજાની માંહનાડી જોઇ નરપતિ તણી, દેહની પીડા દીઠી ઘણી.રાજા લાગ્યો તેને પાય,ઓસડ આપી ઓલવને લ્હાય, આપું તુને અલેખે ધન. ત્રપ્ત કરૂ તમારૂં મન.

દોહરો વઇદકે શાસ્ત્ર વધજ ભણ્યો. લીધો તેનો પાર; ઓસડ બતાવ્યું તેહને. કરી મન વિચાર.પુરૂષ બત્રીસ લક્ષણો તેની પાસે જાય.મમાઈ કાઢે તેહની તે તરતી બે ખાય. બાકી ઉપાય બીજો નથી, રોગ કયમ નહી જાય;એ ઉપાય હવડાં કરો, કાયા સીતળ થાય. બત્રિસ લક્ષણા પુરૂષ વીણ; થાય ન તારો કામ;ગરજ હોય તો તે કરો, મુકો મનની હામ ચોપાઇ—એવુ કહીને વઇદજ ગયો, રાજા તો ચીંતાતુર થયો; એક અરથ એથી નવસરે.ચતુર પુરૂષ કોણ પેદા કરે,બત્રિસ લક્ષણો કયાંથી મળે; ભાગ્ય આપણું કયાંથી ભળે; ખોળ કરવા માંડી તે તણી, એની દેહમાં પીડા ઘણી;બુદ્ધિવંત એક બ્રાહ્મણ ઘણો ભણ્યોશાસ્ત્ર સામુદ્રિકતણો;તેને તેડીદીધાં માન, વીવીધ પ્રકાર કરયુ સન્માન, બત્રીશ લક્ષણો પુરૂષ હોય, તે બતાવો મુજને કોય; ગોર કરી તમને પાપ શું,વડાં દાન હેતે આપશું;રાયના બોલથી હરખ્યો બ્રહ્મ,તેણે એ બતાવ્યો મર્મ;જોજો તેણે કીધું કામ, લીધું તેણે મારૂનામં તેણે લહ્યું, મારૂ નામ રાજાને કહ્યું,લોભી નર થયો આપ.તે તું શાનું ધરમને પાપ,પ્રથમ વૈદ નમેરો થયો, આપ લોભી કહીને ગયો; દયા શાની વઇદને મન, અનેક ઝાડ કપાશે અન. અનેક ઓસડ કરે છે કાજ,દયા કરે હઇડેથી તાજ,થોડા રોગને ઝાઝો કરે.પાપે પેટ પોતું ભરે; આપ સ્વાસ્થ તણી છે ગરજ. કરી ગયો રાજાને અરજ.વઇદ સમ જુઠો નહી

અન્ય, શાની દયા પાપીને મઢ. વળી વઇદિનો શાનો વાંક, જે ઘટે તેવો કહે આંક; મારા બાપને એકજ પુત્ર,દુરબળ પણે ચાલે ઘર સુત્ર,બત્રીશ લક્ષણા તેને ઘેર,પુછયો રાયે ખાંતેપેર; હેત પ્રીતને ઊલટ ઘણે,આવ્યો ઘેર મુજ તાતજ તણે;કઊતક સઊને લાગ્યું ઘણું,સનમાન કરયું અધીક તે તણું;માહારાજ મહિપતી કેમ આવીયા લાભ ઘણા અમને લાવીયા. રંક બ્રાહ્મણછું તારે નામ. કાંક દિજે અમને કામ; અમ ઘેર આજ.ઓચ્છવનો દીવસ,અમ ઘેર આજ બ્રાહ્મણને ઈશ અમ ઘેર આજ ઓચ્છવ આ જાગ્ય, ભુપતી આવ્યા મોટું ભાગ્ય;રાજા કહે આવ્યો માગવા,બીજું તો પાએ લાગવા.આપો તોતો ઓડું હાથ;નહિ તો સીદ માગુ તમ સાથ;એવી સાંભળી રાયની વાત; વળતાં માતાને તાત શી પૈઢી માગો છો પેર, શી છે વસ્તુ અમારે ઘેર;વસ્તુ હોય તો માગો તમો વચન સહિત તે આપુ અમો,ના અક્ષર કહિએ જો આપ;પ્રલે-કાળનું પાપ, છાની રાખીએ તમથી વસ્ત, તો નરક પડે અમ અસ્ત. એવી પ્રતી-જ્ઞાતા તે કરી,તેથી રાજા બોલ્યો ફરી;મારે માગવાનું છે મના,જોઇએ છીએ તમારો તન. જગજીવન છે જેનું નામ. આપો તો તેનુ છે કામ; પુત્ર આપતાં કારજ થશે, દળદળ સાત જનમનું જશે. તે બ્રાહ્મણને પુત્રજ ચાર, તેણે ઘરમાં કરયો વીચાર; એક ક્ષત્રી મોટોછે દેવ,કરે ગઉ બ્રાહ્મણની વારે ચડે,પુજય પદારથ હયડે અડે,રાજા બાળકને લઈ જશે,ભુડુંશું આપણને થશે;ખવરાવે પહેરાવે ઘણું,તેજ વધારશે તન તણું. આભુષણ પહેરાવે અંગરાજાને ઘેર રૂડા રંગ; આપણ રંકને ઘેર શું ખાય. ભુપતિ ઘેર ભુડુ શુ થાય. આપણ જાતે તો છું બ્રહ્મ. નહી કરે એ કુડાં કરમ;બીજુ વચને બંધાણા આપ, ના દેતામાં બેશે પાપ; પ્રીતે પુત્ર એને દિજીએ. દક્ષણા આપે તો લીજીએ. કરજોડીને બ્રાહ્મણ રહયા કોડે વચન રાજાને કહયાં; એ પુત્ર રાજા તાહરો, એમાં અરથ શો છે માહરો. તું છે આપ નગરનો ધણિ, સહુકો પ્રજા તેતમ તણી; પ્રીત થકીઆ પુએ પેર,તેડી જાઓ તમારે ઘેર.મહીપતી કહે કરો કાંઇ તુલ, સુતલીધાની કરીએસુલ;બ્રાહ્મણ ભરાંત નથી આણતો,વિચાર બાળક નથી જાણતો. કર જોડી કહે સાંભળ, મુલ કરતાં આવે લજ્જાય; એ વાતે મુજ માનજ ઘટે; એતો નહી બ્રાહ્મણની વટે રાજા કહે ઉપજાવો સુખ,એવા તે નવ ધરશો દુખ; હશી વીપ્ર વળતો બોલીયો,પડદો મન તણો ખોલીઓ લાખ મોહોર સોનાની સુલ,કરયું પી-તાએ પુત્રનુ સુલ. મહારાજ મધરાતે આવજો, ગાંઠ ગરથ બાંધી લાવજો;જાણે નહી પાડોશી પ્રીત, રાજા તેવી કરજો રીત. પુત્ર હાજર છે લઇ જજો,તમો મારગ તમારો થજો, પરઠીને રાજા ઘેર ગયા, કુડ લક્ષણ પીતાએ ન લહ્યાં; મધ્ય રાત થઇ જાહરે; મહીપત આવ્યો તાહરે લક્ષ મોહોરતણો જે ગર્થ,આપ્યો હાથ સરે જેમ ગર્થ આપ્યો તે ઘેર, પોઢયો પુત્ર તે નીંદ્રા ભેર; તેને ધનશુલારયો વાદ, સુત જગાડી દીધો સાદ; જાગો સુત સાવધાનજ થાઓ, જજમાન કેડે જુગતે જાઓ; કરાવશો ઘણેરાં ખણાં,

જત્ન કરશે ઝાઝાં તમ તણાં. ધરશે હેત સગપણ સાંકડા, ઘડાવશે કડાં વાંકડાં; કોટે હાર કાને કડી, કરમ રેખા તમારી વડી, આપણ દુરબળ જાતે નટ, પુરૂ નવ ભરાયે પેટ; સાજુ પહેરવા ન મળે વસ્ત્ર, ધાતુ પ્રાત મળે નહી વસ્ત્ર, અલખતોતો આપણે ઘેર નોય,તુંબીપાત્ર પીજે છે તોય કુસને આસને દીસો તમો,તે દુખે દાજુછુ અમો, હવે તો રાજા દ્વારે જશો. ઘણુંક સુખીઆ આપે થશો. કપટ વીચાર તો તેશું લહે. રૂડુ રૂડુ મુખથી કહે; રાજા તો ગરજ વશ હોય, હા ના ત્યાં કહેનારો કોય, હું ત્યાં જાગ્યો નીંદ્રા તજી, વીચાર કરયો મનહરને ભજી; રાજા આવ્યો છે મધરાત, એતો અસંભવીત વાત. અલેખે આપ્યોછે ગર્થ મારો જરૂર પડયો દીસેછે અંથ એકલો આવ્યો છે થઇ સુજાણ,પ્રીત કરી લેવો છે પ્રાણ;બત્રીસ લક્ષણો મારૂ નામ કાંઇક કરવું દીસે છે કામ. કાગ જાત ન હોય પવીત્ર,મહીપતિ કોઇનો હોયન મીત્ર. હેતે આપી પીતાને માય, મારે મોંઢે ન કહુ જાય; મા બાપનું કારજ થશે, જીવ વઇકુંઠે મારો જશે;એને અંગે વાપ્યો છે રોગ,આવ્યો છે કરવા સંજોગસુખી થશે મારાં માબાપ; થયો ઓશીંગલ એતો આપ જો આવરદા પુરો થયો તો તો હું એને ઘેર ગયો;કાંઇક આયુષ અધુરૂ હોય,તો તો વાટમાં મળશે કોય, એવો વીચાર કરી મન આપ, મધરાતે આવ્યો એ સાથ; વરસ થયાં છે અરધી વીસ,લક્ષણ પુરાં છે બત્રીસ, સમજુછું સઘળો એ મર્મ, પણ વીધાતા એ લખ્યું છે કરમ; વીદ્યા વીનય વીવેક ને રૂપ. કરમ વીના પડીયાં જઇ કુપ ગુણ લક્ષણ ચતુરાઈ ઠાઠ. કરમ વીના ઉડી છે વાટ; ડાહાપણ બુદ્ધી નીર્મળ નેટ, કરમ વીના ઉડી છે વેઠ. કવિત ચતુરાઇ ગુણ બહુ મળ્યાં, કરમ વીના એ સર્વે બળ્યાં; પ્રપંચ ભેદ જાણતા જાગ, કરમ વીના તે ઉડી આગ. કાળો કરૂપ અને મુરખ મરમ, જીત્યો તે જોરાવર કામ, ઇશ્વર સમરતો આવ્યો આપ. સમજ્યા નહિ મારાં માબાપ.મને મારવાના ઉચાટમાં એવે દીઠા તમો વાટમાં:નીકટ સમીપ આવ્યા જેટલે,રાજાએ ન દીઠા તેટલે;અંબુજ દલ દીઠાં નયન,પ્રથવીપતી તણાં એ ચેન, દિરઘ બાહુ મનોરમતી જાણ્યામોટા પ્રથવીપતી તે બીજો નર જાણે કોય, વીસવસા તે વીક્રમ હોય; એવુ જાણીને દીધી દોટ. આવીને વળગ્યો તમ કોટ. પછે પ્રીત થઇ માહો માંહ,આપણ સહુકો આવ્યાં આંહ;ડાહયો હોત તો મનમાં ચેત,જો મુજ ઉપર હોયે હેત.ઓસડે વનસ્પતિ વડાવસોમારી મનાઈ કઢાવશે; એ રક્ત પીત જે થયું, તે લક્ષણ જોતાં મેં લહ્યું.પોતાને અરન સાધવા; મુજને આપ્યો છે મારવા, મુજને નિશ્ચે મારે વાટ,લોઢેલીટીપટોળે ગાંઠ; માટે તારૂં સુંદરરૂપ, દીસો કો નગરીના ભુપ. ઉગારો તો તત્પર થાઓ નહી તો જેમ આવ્યા તેમ જાઓ; હું તો કહુછું છાની વાત, રાજા તો નથી લેતો ભાત. એતો બીક નથી આણતો, જાણે વીકરમ નથી જાણતો;મારા મનતો જે છે પાર,શું જાણે એ બાળકુમાર, માટે કાંઇક પાડો સુજ, કરી દેખાડો ને ગુજ;વીચારથી લાવે

એ આપ, તેને માથે એનું પાપ; વીધા હોય તો વાયક ભણો, નહીતો આર અગી આરા ગણો.ઊગરે જીવસરે જો અરથ; પંચે પીતા મારાનો ગરથ; રાજાજીનો રોગજ જાય,તો કામ અમારૂં થાય. કોઈક જાણે એતો વાત, સજા પામે પીતાને માત; ઉમે દવારે લાવ્યો એહ. સાજી સેવા પોતાની રેહ. ભેદ પ્રપંચ કરયા છે કામ. આપો ગરથ ગણી બહુ દામ;નવ કરવો તેને નિરાસ, એના મનની પોચાડો આશ. એની દેહનો જાયે રોગ,ત્યારે રહે સવળો સંજોગ;હીમત હોય તો એ ફળ દાખે, નહી તો વાત અહીંયાંથી રાખ.પ્રકાશ વાત કરો જો આપ,મુજ સરખા કોટી વધ પાપ;મારી તમારિ ગુંગજ હોય.તે અન્ય વાત ન જાણે કોય.રહે દેણીને આપે દુધ.એવી કરો વીચારી બુધ, તો તો એ ઘડજો ઘાટ; નહીં તો જાઓ તમારી વાટ.

દોહરા–રાજા તો સંકટ પડીયો,વાટે વળગ્યું વગ; એક દુખ છે દેખમાં બીજું અડીયું અંગ. એનું દુખ ભાગ્યા વિના, મુજથી કેમ જવાય, જો બાળકએ ઉગરે, કાયા શીતળ થાય.રાજાને ક્હેવું નહી, ટાળવો એનો રોગ, પંખી પાસે પછી જવું શો મળીયો સંજોગ, વારૂ કહી છાનો રહેવો, થયા એકઠા ત્રણ; વાત સખી મનડા વિશે, ન કરી ત્રીજે કરણ. તે નગરનો રાજીઓ, તેણે કરયા પરણામ; પુછી પાર લીધો તમો, કહો હવે કાંઇ કામ.

ચોપાઇ–સાંભળ ઓ નગરીના રાજ,તમ નગર રહેવું છે આજ;ઉતરવા આપો એક ઠામ, થોડુ શેક અમારે કામ.એકાદશીનું મોટુ વરત,અન્ય પાણી ન લેવુ તરત; એટલુ કામ દેઊછું તુને,બાળક આજ આપો એ મુને.બ્રાહ્મણ જાતી પુજા કરૂં, ચરણા મરત લેઇ મુસ્તક ધરૂં;એક રાત વાતો કીજીએ; પ્રભાત સમે પાછાદિજીએ ફરી વાત પુછી જો વાણ,તો આદ્ય શકિતતીની તુજને આણ;કામકાજ પુછોજો મુને તો બાળ વધાદિક પાતીક તુને એકાંત ઊતારો આપો ઠામ,તમે તમારે લાગો કામ; કપરા સમ દીધા છે તહી,ફરી વાત પુછાઈ નહીં. મુન્નવ્રત લેઇ બેઠો ત્યાંહ, અગો-ચર સ્થાનક મંદિર માંહ;તેણે વિચારયુ રૂદિયા સાણ,ઊજળો માત્રતે જાણું આજ; વહાણું તો વહાણામાં જશે,એતો એને મારગે જશે; બ્રાહ્મણ વળતી જાશે કયાંહ, મધરાતે નાંખુ મધ માંહ;કતીભાર નીત્યે ખાઇશું. જાશે રોગ સુખીયો થઇશુ વળ-તી પુન્ય કરીશું ઘણાં, ટાળીશ પાપ એ હત્યા તણા;વેચાથી આપ્યો માબાપ,શાનુ મારે માથે પાપ;એવી મનમાં વીમાસણ થાય,રાજા એકાંત ઊતારે જાય;સ્નાન કરી જઇ આશન કરયું,ધ્યાન માત હરસીદ્ધનુ ધરયુ; પોઢાડી મુકયો તે બાળ,એવે થયો છે સંધ્યાકાળ;અરે માત સુજ માથે તું, ઘણું કષ્ટ વેઠું હું; મારે સાથે સંકટ પડે, ત્યારે આવી વારે ચઢે તું નોધારાની આધાર, મારૂ દુખ તે મુજને ભાર; શો પડયો છે મારો વાંક,પીલાય છે ઘણું તારો રાંક, મારે તો તારી હીમત,પુજી આવને એ તો રાત; માતા તાત મોશાળજ તમો, તારા જોરથી ગાજુ અમો; દુખ ભંજન પડાવ્યું

નામ, પથર એ શું કીધું કામ. કીધું તો ઉતારો પાર, શેવક જાણી કીજેસાર. ધરમ મારગ ચાલુ પાંસરો,એક તારો આશરો; મારે માથે તારૂં જોર, નહીતો હું અકરમી ચોર. એક ઇષ્ટ તણો પ્રતાપ, કહેવાઉ હું અતલીબળ આપ; રાખો બળદ પોતાનું આજ, તો રહેશે શેવકની લાજ લાજ જતા તો જીવજ જશે,તેહ કલંક તારે શીર થશે; એમ કહીને સાદજ દીધ. પાળી કર પોતાને લીધ, પળે પંખી પીડાયે ઘણાં, અતિ ઉચાટ એ બાળક તણા;માતા મમાઇ કીજીએ,ઓસડ રાજાને દીજીએ; છાનુ રાખવું તેનાસમ,એ વાતનું કરવું કયમ એકે વાત નસુઝેમને. ઉદો ઉદો ભવાની તને. સંભારી ઉમીયાપતી ઇશ,કરે કાપવા માંડયું શીશ હાંદાં કરીને ઝાલ્યોહાથ, બોલી માત મહીપતની સાથ; સાક્ષાતકારકો શકતી સ્વરૂપ,તેજ નીરખતાં હરખ્યો ભુપ. તેજ પુંજ રૂપેછે ઘણી, વિનતા સોળ વરશ તણી. અષ્ટ ભુજાને રૂપ અપાર, કંઠે મુક્તાફળનોહાર; રકતાંબર પેહેરયાં છે વસ્ત્ર, અષ્ટભુજાએ ધરયાં છે વસ્ત્ર, સિંધ ભયાનક વાહનરૂપ, ઝાઝુ માનુ દીવ્ય સ્વરૂપ; સુંદર પાત્ર કરમાંહે ધરયું,દરશન માત્રમાં દુખડુ હરયું, વેણા પુસ્તક ધરયાંપાણ, વેદ મંત્ર મુખ બોલે વાણ; નમેદેવ જેની દેહને, સનકાદિક સેવેતેહને; શેવક સાચો દિલથી ચાડ, પલક એકમાં ઉઠારે નાય; કલ્પવ્રક્ષ જે સાધનતણી. આવી જ્યાં ઉજેણી;ધણી ઉઠ ઉઠરે અહિથીજાગ, ર ન વાંછીત વરદાનજ માગ, વિક્રમ કહેછે જાણો છો તમો. શાને મોઢે માગુઅમો; સંકલ્પ મનના જેહ, સરવે તું જાણેછે તેહ. એ રાજાનો રોગજટાળ, જીવતદાન બ્રાહ્મણને આલ; દુખી દુખીને તું છોડવ, મુજ સેવકને લાડ લડાવ. બાળક પીતાનો રહે ગરથ, એટલે સરે સરવનો અરથ; કોઈ કોઇના ન જાણે મરમ, એટલેરહે સઉ કોનો ધર્મ. કહે માતા સાંભળરે તન, એનો પાપી છે રાજન; પેલા ભવનાં છે એને પાપ, એને શીર ધેનુનો શ્રાપ નહિહત્યારો એની જોડ, રક્તપીત થયા છે કોડ; અભય અનાયક પાપી એહ, માટે રોગ વાપ્યોછે દેહ; અન્નદાન નીદાન ચાકીના જોગ, તેથી જાશે એનો રોગ; બીજા ઉપાય નથી કાંઇ અન્ય; જાશે રોગ કરશે જેમપુન્ય; સત હસ્તી સોનાના કરે, ઉદર તેની મોતી ભરે. નદિ વચે સમરપે બ્રહ્મ. ત્યારે છુટે પેલા કરમ; પેહેલાં સુણતાં ન આવે પાર, કહેતા પાપ લાગે બહુ વાર; એટલુ પુન્ય જો એથી થશે, તો રાજાનો રોગજજશે; બીજો વળી કહુ એક ઉપાય, તેણે કાઢનાં ચાઠાં જાય; તેલ કઢાઉ કાળેવણું, રૂધીર બત્રીશલક્ષણા તણું; નવે નાડથી કાઢે ત્યાં હ નાંખે ઉકાળા માંહ; તેલ તેહજ વટાઢુ થાય,રાજા કોડીયો તેમાં નાહાય. પુન્યકરે થી પાયજ ખસે, ચોળે તેથી ચાઠાં જશે, વાત એટલી હઇડે ધરે, જેને ગરજ હોય તે તો કરે; બીજો ઉપાય તો એકે નથી, ફરી ફરી શું કહીયેકથી. કરૂણા કરીકથન એ કહ્યાં, અંતરધ્યાન તો અંબા થયાં; મહીપતીયે વીચારયું મન, એથી ઉપાય બીજો નીં અન્ય, કરૂણાનીધીએ કહ્યું જેટલું, મારે તો કરવું તેટલું; ગરીબ રાજા

કયાંથી કરે, એથી અરથ એકે નવ સરે. એને માથે હત્યા થાત. એ રોગ કેમ નવ જાત; કારમું તે કુવામાં પડે, ગરજે પાંગળો મેરૂ ચડે. એને અગ્નિ આડા આંક, શો ગરીબ રાજાને વાંક; તેલ મંગાવ્યું વેગે કરી મેલ્યુ ચુલે માટજ ભરી. પુરણુ ઉનું થયુ જાહરે, નવે નાડ છેદી તાહરે; વેદના લક્ષ વિછી તણી;વેઠી વ્રથા રાજાએ ઘણી. ત્રણ ત્રણ તાસ છેદતાં તાપ,આવરદાથી જીવ્યો આપ;સકોમળ જાતે લાગી લ્હેર.થયે બ્રહ્મ ચઢે જેમ ઝેર.ચેતન રૂદેથી ગયું, ઉગ્યો સુરજને વહાણુ થયું;વીક્રમ કેરી એ થઇ પેર, શું નિપજ્યું બ્રાહ્મણને ઘેર.વિચારથી બાળકના મીત્ર,આવ્યાં તેડવા પરમ પરમ પવીત્ર; નીશાળે મોકલો જેમ ભ્રાત, બોલ્યાં તેનાં માને તાત.નીશાળે નહી આવે બાળ,વળાવીયો એનેમોશાળ;ત્યારે બીજો બોલ્યો તન.વીચાર કરી પોતાનેમન નારે ભાઈ એ જુઠાં માત.તમ આગળ કહુ સાચી વાત;વેચ્યો માડી જાયો ભાઇ;માઠુ કીધુ એમ સગાઇ. એમણે ગાંઠે બાંધ્યો ગરથ, રાજા લેઈ ગયો કાંઇ અરથ; શું જાણે શા કામે આજ; લેઇ ગયો બંધવને રાજ, માને બાપ નમેરા થયા. સુત વેચેદ રીદ્ર ગયાં; એટલી વાત જાણી એટલે, વીચારથી બોલ્યો તેટલે; સાંભળરે તુ ઘેલા બ્રહ્મ, ને તો માઠુ કીધું કરમ; કાં ભાગ્યું કાચુ ઘર સુત્ર, ગયો હાથથી તારો પુત્ર. મધમાં નાંખીને મારશે, મમાઇ ઓસડ તે કાઢશે; પુત્ર ખોયો તે માઠુ કીધ બાળકની બ્રહ્મહત્યા લીધ,એતો બ્રાહ્મણ તું હારીયે ધીક ધીકાર રહી ચાલીયો લોભી ગરથ કાયા જેહની, હવે આ મુકો તેહની; એકું સાંભલ્યું મા ને બાપ, પાયે લાગ્યાં આપો આપ;કેહેર ભાઇ કોણે કહ્યું તને તે વીસ્તારીને કહો મને કયાં સાંભળ્યું તારે કાને, તે અમને સાંભળાવો વાણ વીચારથી બોલ્યો તે બાળ, તમે એનાં છો કાળ, મુજ પીતા પંડીત ઘણો, તે પુરો હિત રાજા તણા;તેને મન છે અદકી સુચ, એકાન્તે રાયે પુછી ગુંજ મારોતે કહોને કેમ કરૂં હું આપ. રાજા કહે કહું કેમ કધી,એક વસ્તુ મને મળતિ નથી બત્રીસ લક્ષણા પુરૂષજ હોય,તેની શોધ મળે નહિ કોય હોય તો કોઈ વરણવો આજ,આપી ગરથ કરીયે શુભ કાજ;મોં માગ્યું મુલજ દિજીયે;ઓસડ આ સર્વનું કીજીયે.મારા તાતનું મુરખ મન તેણે બતાવ્યો તારો તન પાપી પેટ મોટી ઓશીયાળ બતાવ્યો બત્રીસ લક્ષણો બાળ તે વેળા હું પાસે હતો સાંભળતો હતો અણ છતો અણ છતો; ત્યાંથી મેતો દીલમાં ધરયું, આપ્યો પુત્ર મેં માઠું કરયું એનું મુન્ય પાપી હારશે, તારા બાળને મારશે, જો કોઇ હઇડે હોય હેત, તો તો હું ચેતાવું ચેત. એમ કહિ ગયો તે બાળ,માબાપને તો લાગી ઝાળ ખબર દેહ તણિ વીસરી પગની ઝાળ માથે નીશરી ઝટીયાં ખેંચે નરને નાર વેખે આવ્યો રાજદુવાર અરે રાય તું ભુંડો દુષ્ટ કેમ દે છે બ્રાહ્મણને કષ્ટ આ અવતાર છે કોડ અનંત; હવે જીવતાં પડશે જંત; પાપી પતીત છે તારૂં મન, કેમ લીધો તેં મારો તન પાછો દ્રવ્ય લેને તાહરો દેખાડ પુત્રકયાં છે માહરો;પાળવા પુત્ર આપ્યો સરે

વથી શેને મારવા આપ્યો નહી ઓસડ કરવાને કારણે, કપટે કેમ આવ્યો બારણે; પાળી મારી પીડે કાપશું બ્રહ્મ હત્યા તુજને આપશુ પુત્ર મારો પાછો દિજીયે,નહિતો અમારી હત્યા લીજીયે; બીજા પાંચ છે મારા તન, તેનું મરવા ઉપર મન માત પીતા અમારાં મરે પ્રતી પાવણ તે કોણુજ કરે; માટે અમો તજશું પાણ, એવી બાળક બોલ્યો વાણ. અત્યારે તેતો બોલ્યા રાજ ગનમાંહે ધરતા બહુ લાજ, લાજ;કેમ વેચાતો આપ્યો તન ત્યારે વિચારયું મન ફોકટ વઢવા આવ્યાં તમો,ઘાલીએ ઘાલી પીલીશું અમો;વેચી ઘોડા દણુજદે,આપ્યો ગરથ પાછો કોણ લે બધા નગરે ચાલી વાત રાજાએ કીધો ઉત્પાત પોતાની દેહને કારણે બાળ હત્યા બાંધી બારણે ફટફટ સઉકોએ કહ્યું હવે નગર રાજાનું ગયું; જે દેશે બ્રાહ્મણ પીડાય, તે દેશે કયાંથી સુખ થાય ભુંડું ભુંડું સઉકો કરે,તે રાજા રૂદેમાં ધરે આવ્યું.જ્ઞાન વિચારી પેર,એ બ્રાહ્મણ મરશે મુજ ઘેર;કરોડ પાપ કહ્યાંછે કથી ભુંડું બ્રહ્મ હત્યાથી નથી,કાયા કાજે મારૂ બાળ,જીવવું છે કેટલાએક કાળ રાતે દેડ બળેછેઆગ,નથી રહેવાની એક જાગ માટે હત્યા શાનેકરૂં જળસાઈ કરીને મરૂં ઘડી એક એમ કરતાં થઇ વીક્રમસેનની મુરછા ગઇ ઊગ્યો જોવા આવ્યો બાવણ પંડીત રૂવે છે પુત્ર કારણે વિલાપ કરેછે એની માત, કરવા બેઠી આતમઘાત વણખુટે શા માટે મરો પુત્ર તે શાને કરો; ઘેર વળાવું તારો તન, એથી બમણું આપું ધન ઘડી એક બે ધીરજરાખ.તે વચનમા સુરજ સાખ;તેને ધીરજ દઇ વળ્યો; ગામ તણા અધીપતીને મળ્યો તેનું છે કરમાયું મુખ, ઘણુંક દિલમાં દિઠુ દુખ, તેને જઇ રાણીને કહયું, મારૂં આવખું પૂરૂ થયું હું પ્રાણ તજુ માહરો ટેક,સંભાલે તું તાહરો બ્રહ્મ હત્યા લીધે બહુ ભોગ. એ વાતે સાચો સંજોગ;મુજ વીના તો છુટકો નથી,સાચું કહું તુજને સરવથી ત્યારે રાણી બોલી સતી, સાંભળો સ્વામી મારા પતી; દેહને રોગે મરશો તમો, કેટલા કાળ જીવશું અમો. સો નારી વારી છુ અમો,ભાગ્યવાન સુણ કહું જે તમો; સન રાણીને બે શતદાસ,તે વેળા હતિ તે પાસ તમ સરખાની સહાય જો જહે,શી ગત આજ અમારી થશે અમે બળીયે તમારી સાથ એવું વચન તે આપ્યું હાથ પાસે હતો તેનો પ્રધાન મહીપતે દીઠું બહુ માન પ્રાણતજું જોગણવેશ તું સંભાળને તારો દેશ.કુંમાર કરિને મરશું અમો,રાજ રીધ ભોગવજો તમો પ્રધાનને તો આંસપડયાં રાણી રાજ હઇડે ચડયા;તારૂ લુણ છે પેટ; તમ વિના જીવવું તે વેઠ તેમ પહેલે; હું કાહાડીશ પ્રાણ. ઇષ્ટ દેવને ગુરૂની આણ;કલ્પાંત કરે ચમે મોલની માંહ વેગે વીર આવ્યો છે ત્યાંય શા માટે સઉ દુઃખજ ધરો શાને નયણે આંસુ ભરો ધીરજરાખી ઉભા રહો સત્યવાત મુજ આગળ કહો. કહેતાવાત ન ધરશો લાજ;સાચાને બેલી ઇશ્વર આજ જુદે રહે વેગળો જુગદીશ,સાચાને સાખી છે ઇશ વીકત વાત કહો મુને હેત કરીને પુછછું તુને.

દોહરા—દુખીયે મન વિચાર્યું, પાસે આવ્યું મરણ, જુઠુ શાને બોલીયે સાચુ સુણજો કરણ મારા દેહમાં રોગ છે, ઉંડે અંગે બહુ આગ; કુરૂપ દીસુને કોડીયો. નહી રહયોની જાગ વટે મારગુ આવીયા. વઇડ અમારે ઘેર;તે શું પ્રીત અમો કરી કહી ઓસડની પેર બત્રીસ લક્ષણાપુરૂષને મધસંગાથે ગોળ;તવ છીતળ થશે.નીત્યા અંગે ચોલ તંતો કહી મારગે ગયા, પંડીત તેડયો પાસ,બત્રીસ લક્ષણોમળે,વસતો ક્રીયે વાસ. તેણે એ બતાવીયો. બ્રાહ્મણ કેરો તન અરથી તો પ્રીછે નહી,કરયું લેવાનું મન લીધો દ્રવ્ય આપી અમો છાનો તે મધરાત;મારગમાં મળ્યા તમો,નવ કહી કોઇને વાત એવે સુરજ ઉગ્યો ચેત્યા માને બાપ કરવા કારણ આવીયાં દેતાં જુજને શ્રાપ ત્યારે જ્ઞાન આવ્યું વિપ્રને, દુખ કેમ દેઉં;જીવીશ કાલહું કેટલા સાત હત્યા શીર લેઉરોગ ખમાતોન નથી.દેહનો કરશું ઘાત તે અહુ આગળ મે કહ્યુ વીનતા આગળ વાત શતનારી ઘેર સામટી બેસત તેની દાસ પ્રધાન આદે પ્રીછવોપ્રાણ તમે મુજ પાસ.

ચોપાઇ—તેડવું પડે છે સહુ સંગ. કરવો નીશ્ચે દેહનો ભંગ;દેશબધો દેહવટમાં જશે, રાજ કોઇ દુશમનનું થશે. પરસાવો અધીકારી અંશ, અપુત્રવંત માટે નહી વંશ; માટે કલ્પના કરીએ અમો,પુછોછો તો સુણજો તમો.ત્યારે બોલ્યો વિક્રમવીર રાખો ભાઈ રૂદેમાં ધીર; સાચી વારતા કહીછે મુને, તો મરવું નહી પડશે તુને,બ્રાહ્મણને વળાવો ઘેર. બમણો આપ્યાથી ગરથ, પુન્યથકી સરે સરવે અરથ; મનાવ્યું રાજાનું મન, તવ સોંપ્યો વિપ્રનો પન; દ્રવ્ય આપી પગે લાગીઓ કરજોડી મેહેતલ માગીયો; રખે દેતા કાંઇ મુજને શ્રાપ,અપરાધ ક્ષમા કરોજી આપ. એમ વચન રાજાને કહ્યું બ્રાહ્મણ સઉને શીતળ થયું; ત્યારે દેહથી રોગજ જજો,કુશળ કલ્યાણ તમારૂ થજો, પંથીને દીધી આશીશ; ગયાં ઘેર ઉગમતે દીશ; સઉને ધીરજ દઇને નમ્યો, આનંદ માંહે રમ્યો ને જમ્યો; પછે પોતે બેઠો એકાંત, ભુપત મન વીચારી ભરાંન; બેઠો પંખી જેની જાગ, તે રાજા જઇ લાગ્યો પાગ, વીચાર તમારો મેં જાણીયો,વીપ્ર ઊગારયો તે પ્રાણીઓ કરી વાત રૂડી તે ઘણી,ઉતારી હત્યા મુજ શીર તણા, મારા કરમ તણા છે ભોગ, તે તમથી નવ જાએ રોગ; લાલચ શીદ જુઠી દીજીએ, કહો તે કામ અમો કીજીએ, આત્મઘાત કરવા દો, તમો પંથ તમારો લો જીવવું છે તે સરવે ફોક. હાસ્ય હશારત કરશે લોક;વિપ્ર ઊગારવા માટે કહ્યું,તે મેં મારા મનમાં લહ્યું.

દોહરા—ત્યારે પંથી બોલીયો,સાંભળ સાચું રાય;તારો રોગ દેહવટ જશે, હત્યા તે નહી થાય ધીર ધરી ધીરજ ધરો,ધીર ઘટી ચીત્ત રાખ;ટાળુ રોગજ તાહરો શ્રી સુરજની સાખ. ખાઓ પીઓ ખુબી કરો,ઘરમાં જઇને આશ;ઘડી ચાર પુરી થને આવજો મારી પાસ,અચરત પામ્યો કોડીઓ, ગયો મોહોલની માંહ;વાત કહી સુખ ઊપજ્યું, આનંદ અંગ ન માય.

ચોપાઇ—વિક્રમ મન વિચારજ કરે;મહિપત મેલેતો નહીસરે;મનમાં એકવીચારચો મરમ, ઇશ્વર રાખ માહરો ધરમ. તેડયા વીપ્ર તે ગામજ તણા, આવ્યા પંચ વીશથી ચોગણા, જોવા સરખી એતો જાત્ર, વેદ વિચીત્ર પુરણ પ્રાત, પગે લાગીને દીધાં માન;કબુલ કરો એક મારૂ દાન, સુકી કણેક લુખી માહરી.કરૂંવેઠ અમો તાહરી; કાગળ લખી અમે દીજીએ ઉજેણી માંહે લીજીએ; વીક્રમ સેનનો છે પ્રધાન કાગળ જોતાં દેશે માન; કાગળમાં લખી આપુ જેટલું તરત હાજર કરશે તેટલું વીપ્ર કહેલ ખોજે તમો, પ્રગટ રરોતો જાઉં અમો પંથી કહે છાનું લઇ જાઓ તેથી આગળ સુખીયા થાઓ;સીવઆજ્ઞાની સાચું ભાખું સરે અર્થ એવું હું લખું કહે વેદીયો સમજુ નહી. જે લખો તે કહોની અહીં; ભુપત કહે રાખોજી ભાર.વીચાર કરતાં લાગેવાર બ્રાહ્મણકહે ઠગ દિસે તું તારૂ લખ્યું કેમમાનુહું સરવે વેદીયા ભેલા જાત,માની નહી પંથીની વાત ઉધારે લખવું તે સાથ ઓડવો રાજ પ્રતીગ્રહહીથ રીસાઇ ચાલ્યા જયાહરે,પંથી પગે લાગ્યો ત્હાહરે સ્વામી બેશો મેં મન લહુંલખુ પત્ર તમને કહું કોઇ આગળ કહો આણે દીશ.બ્રહ્મહત્યા તમારે શીશ હસ્તીહેમ સવાસો કરે,ઉદરે અમુલખ મોતી ભરે;જતાં વાંત તમને આપશે.ગુરૂની અધીક કરી થાપશે માટે શીઘ્ર થઈ જાઓ ત્યાંહ ક્ષીપ્રા ત્રઠ ઉજેણિ માંય કૃષ્ણારપણ અહીંવાંકરૂ, આગળ તમારા કરમાં ધરૂ વાર લાગે વેગે જાઓ ગંગા સમાન ક્ષીપ્રામાં નાહો.

દોહરા—સત બ્રાહ્મણ સાથે હસ્યા ખડખડ આપો આપ, દીસંતો છે રાજ વીજુઠા કરે જવાબ આપે તેને અધીકે એ લખતાં શાની વાર;ઉજેણી જઇ માગીએ દે કોઇ મોહોકમ માર.વાટે લે કોઈ લુગડાં દુખાડીએ બેઉ પાગ કો પાસે જઇ માગીએ જયાં રહેવા જાગ હવડાં અહિ ભાળીએ લેહેણું બીજે હાથ સત ખાવું પોતાતણું લેવુંહાથો હાથ એતો સત્ય માનું નહી નીસ્ચે જુઠી વાણ; જાવું પંથે વેગળું ત્યાં થાવુ કેપ માન ત્યાંગયે આપે નહી કહેશે લખીયું ફોક;પાછાવળીને આવિએ,હસેગામનાલોક થોડુ હોયતોમાગીએજુગતે વાત જણાય;ગપ મારે છે તું ઘણીતે તો કેમ મનાયકુટીમરીએ કાસદુ, ખોઇએ ઘરનું કામ; તું અહિંથી અર્ગાચારા ગણે, તો તેમાં કોણ જમાન. હાથ એડાવોછો અહીં, જડવું બીજી જાગ; આશરાગત આપો તમો વળો કયાંથી ભાગ્ય ના કહી બ્રાહ્મણ નિસરયા હાથ ન ઓડુ આહ; લખી આપી પંથે પડો, ખોળ્યા લાવો કયાંહ. કોણ જમાનજ તાહરો, કોણ મનાવે મન કેને ઉધાર ધીરીયે, જે આપો એટલું ધન.

ચોપાઇ—પંથી કહે નાસોછો કેમ, કહો તેવા હું ખાઊ સમ; નવ પામી તે દેજો શ્રાપ, કહો તેવાં શીર લેઉ પાપ. ત્યારે બ્રાહ્મણ ઉભો રહયો, વળતી સમ રાજાએ જે કો આપે ઓછું તોલ, જુઠાં મેહેણાં બોલ ખોટા લખે ખુણામાં ખત, આપી પાછી લેછે વસ્ત; શ્રાદ્ધ તજે પીત્રીને દાન, એકાદશી એ ખાયે અન્ન; જે કન્યાનો

વીક્રમ કરે; વીદ્યા રૂપી જોગી વરજ ધરે આભડછેટે શીવને અડે, વણુ વાંકે સાધુને નડે બ્રાહ્મનો કહેવાયે શેઠ, પાપ ઉદરે ભરશે પેટ; પુન્ય તણી જે નરશે રાશ લુણ હરામ તે કવશે દાસ; શીવ પુજા વણુ આપે અન્ન, દાવાનળેજે જઇને વના વરત ન કરે જે નારી થઈ, આપે નહીજે આશા દેઇ. એવાં પાતીક લાગે મને, જો દ્રવ્ય ના આપે તો મને એવા સમ રાજાયે કહ્યા,તવ બ્રાહ્મણ રળીયાતજ થયા. એવા પાતીક લેશો તમો,તો એ કાશીદુ કરશું અમો; નાહાશું ક્ષિપ્રા કેરે નીરખશું વીક્રમ વડ વીરા સુંઢયા બ્રાહ્મણ ઝાઝા સાથ,પત્ર લખીને આપ્યું હાથ. ખરચી આપી વાટે ઘણી, ચાલ્યા વિક્રમ ઊજેણી ભણિ,દહાડે કુચ રાતે મુકામ, આવ્યા તે ઉજેણી ગામ.સઉ સાથે બ્રાહ્મણની લતોર.ગયા વેગે જ્યાં રાજ દરબાર, અલ્યા બ્રાહ્મણે જાશો કયાંય.મહીપતિ કેરા મોહોલ માંહ. એટલે ત્યાં બેઠો પરધાન, વિપ્ર જાણીને દીધાં માન;અરે પ્રધાન આ કાગળ લે, લખ્યું થાંહે તે અમને દે; ના કહે તો પાછા સહુ જાઉ,ક્ષણું એક ખોટી નહી થાઉ; લખના નારાં કો છે કુંડલો,રૂપ દીસંતો રૂડલો; વરજીરે પત્ર લીધું હાથ, વાંચી જોયું સભાની સાથ.

દોહરા—સ્વસ્ત શ્રી ઊજેણી પતિ કેરા ન માન. લખનારો લક્ષણ લહો,પ્રિછે તું પરધાન.ખોટી કરશો વીપ્રને, ફરી બોલશો વાણે; નીસ્ચે માગું થાનજો, તજવા પડશે પ્રાણ. જીવ ગયે નહી છુટએ આ લાકે પરલોક; આ પહેલું સુક્રિત હશે, સરવે થાશે ફોક. લોભે જીવ ઘાલીશમાં,વાલો ન કરીશ ગરથ;કાગળ દીઠે આપસો, સરે અમરા અરથ.પ્રધાન તે તો મરણપામ્યો લાગ્યો બ્રાહ્મણને પાગ,માહારાજા સહુ ભોજન કરો,આપુરંર હેવા જાગ;તમે લખાવી લાવીયા, તે મારેદલ દેવ.આપું સવાયુ તે મશી.કરૂ સરવની સેવ. ચોપાઇ—અચરત પામ્યા સઘળા બ્રહ્મ,સુજ્યો નહી કાંઇ તેને મરમ;આપશો તો લેઇશું અમો,પ્રસન પુછુ તે કહો તમો. તે લખનારાંનું શું નામ, એને કહે કેમ આપો દામ; માલ અનંગ છે અતીઘણો, સંદેણ ભાગો મનડા તણો; તમો બ્રાહ્મણછો ઉતમ વરણ,કહુ કથી સાંભળજો કરણ; સમ દીધાથી સાચું કહ્યું, તમારે મનતો કઉતક હતું. મારા ભંજકે સારસીક ધીર, અજીત જીત્યો જેણે વીર; સહોદર પરનારી તણો,પુરેમ પુન્ય ઊપર છે ઘણો;શાકવાતી જોકત જે કરે,છત્રચમર પંચ ડંડના ફરે,લખનારો મહારાજા એહ,એને પુન્ય વરસે મેહ. તે વીના કોણ આપે દાન માટે તમને આપુછુમાન;સંદેહભાગ્ય બામણા તણુ મોટુ ભાગ્ય એની શીમણુ ભોજન કારણ બામણ ગયા બીજા પોત ને કામે થયા તેડ્યા સોની એકહજાર; હરતી ઘડયાનવલાગી વાર અમુલખ મોતિ ઊદરે ભરયાં,તે ઊપર આભુષણ કરયાં, તેનુ મુલ કરે નહી કોય તે મોતી તે સ્થાનક હોય ભોજન કરી આવ્યા જેટલા હજાર હસ્તી દીધાં તેટલે;આપ્યો ઊપર અકેકો હાર બીજા પુરૂષ તણા શણગાર વસ્ત્ર પેહેરાવ્યા હેતે કરી ઊપર ઓઢણીને પામરી અળાવ્યા બામણ ને પર ૨ શુભ સવારે આ

ધ્યો દ્રવ્ય;આવ્યા જ્યારે પોતાને ગામ,લીધું વિક્રમરાયનું નામ જ્યારે વિપ્રઉજેણી ગયા, રાજા તો તે ગામે રહયા; એ વાત અહીંયાથી રહી, વિક્રમરાયની શી ગત થઇ. વીપ્રવળાવી પત્ર લખી, પછી બોલ્યા રાજા મુખી; તજો શોકને તત્પર થાઓ; તેલ કઢ શીતળમાં નાહો. તજી વસ્ત્રને તેલે ન્હાય, અંગ અંગથી શીતળ થાય; પુન્યે નઠી તો પાતક ગયું, કોડ ટળ્યાને ટાઢું થયું. કંચન જેવિ કાયા કરી. પંથ જાવાની ઇચ્છા ધરી; રાજા લાગ્યો પંથીને પાગ; તમે ઓલવી મારી આગ. મારા મહેલમાં વાસો રહો, નાથ ઠામ તમારૂં કહો;પ્રાક્રમમાં નથી કાંઈ મણા,ધનવંતરથી દીશો છો ઘણા. શકે ઇદ્ર તણા છોઅંશ. વીશવશા વીક્રમનો વશ; કે કો દિશો મોટા સીદ્ધ; કળા બોહોતેરી પાસે લીધ. કોઈ કારણ અવતરીયા તમો, તે પીછવા ઇચ્છુછું અમો,ભોગવોને વઇભવ માહરો,આ સઉ સેવકને હું તાહરો, રાજ બેસારૂ સેવા કરૂં, એવી હોંશ હઇડામાં ધરૂં.પંથી કહે સાંભળરે વાણ,મુજને સેવક શીવશીવનો જાણ;ઉતાવળુ છે મારે કાર, ઘડી એક નહી રહું આ ઠામ:ખરેખરો મનમાં નવ આણશો, આપે નામ મારૂં જાણશો; એક પલક રાખે મુજ આપ; તો મુજને માર્યાનું પાપ. એમ કરીને પંથી પળ્યા.પંખીના વનમાંહે વળ્યા;રાજાયે વન ઘેયુ છે જ્યાહ. મહારાજા પધરાયા ત્યાંહ; ઇધણનો કીધો અંબાર, નાખી જાળ બહુ ઠારો ઠાર, સત શહસ્ત્રને લક્ષરોડ, આણ્યા પંખી જોડાજોડ. ચીગુવે પક્ષી બેઠાં દુખ; ટાઢ કડકો નિંદ્રાને ભુખ. મહા કલ્પાંત સરખું તે થાય. તેતો દ્રષ્ટે દીઠું રાય. જાળ નાંખતાં હતાં જેહ, મહા પાપી હરડેરડાં દેહ. તેને પુછયું રાયે જઇ, ગાળબે ચારેક મુખથી કહી; પાપી ઓઘ કયમ માથે લો, પંખીને કયમ દુખજ દો.પગટાવી નથી ત્યાં આગ, તે રાજા વીક્રમનું ભાગ, મન માંહે મોટા ઉચાટ, દહન વન:કરશે તે માટ. ભાઇ વચન કહુ એક હમો, પંખીને મુકી દો તમો,ત્યારે પેલો બોલ્યો તાણ; અરે મુરખ શું કહે અજાણ. દયાવંત દીસે છે ઘણો, શતરૂ છે રાજાજી તણો, એવી વાત રાજા જાણશે અંત હીમાતીના આણશે. પંખીએ માડુ કીધુ ઘરસુત્ર; મારયોછે રાજાનો પુત્ર. માટે હમને હુકમ કરયો, પોતે તો પુરમાં પરવરયો, કરો એકઠાં પંખી જાત, પરજાળી મેલો પરભાત; રાતે પંખી બેસે ઝાડ, નાખી ઝાળ કરાવો વાડ,માટે અમો અહી આવીઆ, પંખીને ઝાલ લાવીયા; કાલદીન થાશે તો પાંચ, કરાવશે અગનીની આંચ; જ્યોરે પરજાળીશું વન, કરશે રાજા કેરૂં મન; દાઝ પેટની બુઝી ઘણા, હત્યા બેઠી બામણ તણી તે પંખીનું લેશે વેર, શીતળ થાશે તારે ઘેર. એવું સાંભળી વીક્રમ વળ્યા, નગર માંહી મહીપતીને મળ્યા.શુભ શોભીતી તેહ સભાય, વચે બેઠો પુરનો રાય; ત્યાં પંથી ચાલીને ગયા, રાય આદે સઉ ઉભા થયા. ધન ભાગ્ય ધરતિનું હોય આવો પુરૂપ ન દીઠો કોય;દેવતાઇકોદિસેરૂપ,કેકો ભારે નગરનો ભુપ. કેકો દિસે પ્રથ્વીનતિ,દેવરૂપ સાગરની ગતી;માનવરૂપ ધરયું છે વેશ,વીસવસા

સહે બેશ. એમકહી દીધાં સનમાન,હાજર કીધાં ફોફળપાન; કયાંથી આવ્યાને કયાં રહો, કાંઇક કામ સેવકને કહો નાત જાતને કહો તમ નામ, કેમ પધારયા આણે ઠામ રાજ પધારયા હેતે ઘણુ ધન્યભાગ્ય તે ધરતી તણું; વીક્રમ કહે સાંભળરે ભુપ જેવા આવ્યો છું તારૂરૂપ અમો પંખી કરૂછુ યાત્ર જોયા દેશ અનેક ભાત ફરતોઆ વ્યો આંહ,વન ઘેરયુ આહેરડી જ્યાંહ; જીવ કકળતા દીઠા બહુ, નાખી જાળ જાલે તે સહુ ચીંતા થઇ તે પંખી તણી દયા ઉપની મનમાં ઘણી; હેત જનાવરશુંલાવી યો, આધપતિ જાણી કહેવા આવીયો સત્ય રૂપ સત્ય શોવાટ પંખી પીડાછો શા મા ટ માંડી વાત પુછે નવ કરશો રીસ, સારૂ કરશે શ્રી જુગદીશ; સરવ કામ તમારૂં થશે, પંખી સઉની પીડા જશે.

દોહરા—ત્યારે મહીપતી બોલીયો, કોપકરી તે ઠામ; તમો આવ્યા ભલાથઇ શી ખામણતે કામ ડાહયો નહોતો નગરમાં મારેમાથે કોય ભલે તમો પેદાથયા પંખીનુ દુખ જોય એકવાર સાંખી રહયો બીજી બોલોવાણુ; કરેલી વાત પંખી તણિ નીશ્ચ ય ખોસો પ્રાણુ મારે પ્રતીજ્ઞા એટલી,જેહકરે હીમાત.નાંખુ તેને વનમાં બાળુ પંખી સાથ તમો અજાણે આવીયા, પરમુલકથી આંહ; મોટા માણુસ જાણીને સાંખું હું મનમાંહ કરમ કયુ એ પંખીયે ન કરે બીજું કોય, મારૂનગર ઉજ્વજ કરૂ પંખી પા પી હોય મેં વન કીધું કોડશું રોપાવ્યા બહુ ઝાડ; ફળ લેવા દીધાં નહિ પખી પા વ્યાં લાડ કરયા ઘાટ પંખી તણા, નીરમળ ત્યાંના નીર; કોઠાર ભરાવ્યા ઝણુ ત- ણા; રાખ્યા રાખ્યા તેને તીર, મને ઓશીગલ ને થતા, આવ્યો મારે ઘેર; અમરત ફળ કરી આપીયું તેમાં અદકું ઝેર વાડીમાં તે વાવીયું, ઉગ્યા તેની અંશ; ઝેરફળ ઝાડે થયાં વાધ્યા છે બહુ વંશ પાકી શાખા હેઠે પડી, આવી મારે હાથ; મેં મુરખપ ણુકરયું, વીચારયું નરૂદીયા સાથ કાપી જેયુ તેહને જ્યાં નહી મેલા લાગ; નાના નાના તેહના, સાતના સત કીધાં મેં ભાગ પ્રથમ આપ્યો પુત્રને, પછે આપ્યોપ્રધાન પંડીત આદે વિપ્રને કોઇને ઝાઝા માન ખાંત કરી ખાધું સઉ; લાગીતેને લેહેર સઉ ની સુ ટળીગઇ; ચડીઅયું બહુ ઝેર દેહ ભંગ મારો થયો ભાગ્યું છે ઘરસુત્ર અઘો રમાં સહુ તરફડે, પ્રધાન પંડીતને પુત્ર; તેહ વાત માનો નહી, વેગે વાડીમાં જાઓ હિમત કરો પંખી તણી, તો ફલ બેચારેક ખાઓ એવી હકીકત અમતણી અંતર માં ઉચાટ બ્રહ્મહત્યા બેઠી બહુ પંખી મરૂ તે માટ.

ચોપાઈ—કંથીકહે સાંભલરે ભ્રાત કહું તમને મનગમતી વાત દીવસકાલનો ધી રજ ધરો, દહાડે ગમેતે કરો જીવાડું પંડીત પ્રધાન આપુ પુત્રને જીવતદાન કરૂરંગ ની તુજને રેલ, પંખીને તું મરતામેલ; ત્યારે વળતો બોલ્યો ભુપ દિશોછો કો ઠગ નું રૂપ મીઠામીઠા બોલજ ઘણા, એવી વીદ્યા અમો નવભણયા પંખીને જાવા દિજી એ, પછી તમને અમ શું કીજીએ તમને મારીનાંખું આજ. તેણે ત્યાગે નહી મુજ

દાઝ પંખીનો જીવ ઉગારો તમો તે સરવે જાણું છું અમો ખોટા ગુણ શા માટે ગાઓ જીવવું ચાહો તો અહીંથી જાઓ ત્યારે પંથી બોલ્યો વાણ સાંભળ રાજા ચતુરસુજાણ; કેમ પંખીને મુકે તું તે ઉપાય કરી આપું હું મનની વાત કહો નહી આપ, તો પ્રલેકાળ તણું શીર પાપ; તે ઉપાય ન કરૂં આદાશ, શહસ્ત્ર ગૌવધ લેઉં શીશ.મન મેલી બોલ્યો રાજન સાંભળ પંથી મારે મનઃ સમ દીધા તો બોલું સાચ ઇશ્વર આણ નહી જુઠી વાચ પંડિત પ્રધાન સઉણવે તન ત્યારે મારૂ માને મન ઝેર ફળ તે અમરત થાય. એથી રોગ દુખીઆનો જાય ત્યારે મુજને આવે નેહ.જીવાડુ જના વર દેહ;હેત છે તેથી બમણું કરૂં બમણા કણ કોઠારે ભરૂં બમણું કરાવું ભારે વન બીજાં ઝાડ રોપાવું અન્ય માળા કરાવુ ઝાડે ઘણા પાળુ તાડ બહુ પંખી તણાંએવું થાયતો રહેજો આંહ નહીતો નાંખુ તમને માંહ એવી દાઝ વ્યાપે છે મુને, પ્રથમફળ ખવરાવું તુને એવું તુને એનું જાણી વચન આપજો હોંશ હોયતોહીમત થા જોજુ ઠો નવ બોલે ફાયદો એ વાતે નથી કાયદો.પંથી કહેતુ ધીરજ રાખ તુ મુજ વચેસુરજ સાખ પ્રીત કરી વચન તું પાળ, બે દીવસની મેહેતલ આપ; સાચો કોલમાનો માહરો. સહુ સાથ જીવે તાહરો પંખી બાળે હત્યા હોય, તાહારૂ માણસ નજીવે કોય ઝેર કામ તે અમરત થશે,અપવાદ માણસથી જશે,નકહુ નામ કોને ફાયદે સંતોખી કીધો વાયદો;કોઇએ જુઠ કોઇએ સાચું કહયું તાર પછી વળતું શું થયું સહુમાણુસની ભાગી ભરાંત પંથી ઉતરયો એકાંત;રાતે જોતદીપકની કરી, સજાસામગ્રી ભરી પરમેશ્વર ચીંતામણી નામ પંચ શુભ કીધાત ઠામ જેનામહીમાકો નબ લલ,દરશનથી બ્રહ્મહત્યા ટળે ગઉતમને ગઊહત્યા ચઢી વીધાતા ચીંતામણી ઘડી પંચલક્ષ જ્યાહરે ગોદાવરી આવ્યા તાહરે ગંગા ગઉમાતનું નામ. તે વેળા આવ્યા તે ઠામ. એવો પુજનનો પરતાપ પારશ્વ ચીંતામણી તે આણ પરવકાળે નીસ્ચે કાળે એક પુજે એક લક્ષજ મળે તે ઉપરજેને છે તેહ મનવાંછાત ફળ પામે તેહ ઉપન્યુમહિપતી ને મન વ્હાલ પંચામરત કરયું પખાળ એકાદશ રૂદ્રીના ડાઠ સહસ્ત્ર નામના શીવના પાઠ; માહાપુજામધરા તે થઇ રાજાને તો ચીંતા ગઇ મીચ્યાં નેત્રધરીને ધ્યાનકરીઅસ્તતી માગી બહુ માન;આપ રૂપ છો હઇડા વિખે સાહક બીજો કોણ મુજ પખેતન મન સોંપ્યું થઇને લીન એક ચીંતા થઇ દેહે દીન ગેબી શબ્દ થયો તે ઠામ, તજ ચીંતા થયુ તુજ કામ. માગ દુખજે તાહરે હોય. તુજને ગાંજી શકે નકોય; મહારાજ ઝેર તે અમરત થશે, માહારી ચીંતા ત્યારે જશે; મનુશ પડયાં ચડયું છે ઝેર,સજીવન થઇ સહુ જાશે ઘેર;એટલું કામ સ્વામી કીજીએ. શેવકને તો જશદીજીએ શબ્દ જોતથી બોલ્યો જોડ, પોહોતા તારા મનના કોડ;સક્ષેપે કહુતે સાંભળો, કહુ તે કારજ કરીને વળો; પંખી લાવ્યો તો એક ફળ ઘણું, નોહે ઝેર એ અમ્રત તણું; રાજા પુરણ મુરખ થયો, વાવવાકાજ વાડીમાં ગયો. અમરત ફળકો ઠામે હોય, ઘેર

ઘેર દેખે નહીં કોય; લોભ થયો એને મન ઘણો,ઝાડ અમરફળ તણો;ઇશ્વરને એવું કેમ ગમે, અહંકાર સાખે હરી કયમે મોટો વાડી માંહે રાફ, તેમાં રહેતો મણીધર સાપ; અમરફળ ત્યાં જઇ વાવીયું, લખ્યું વિધાતા ત્યાંહાં આવીયું;નામ અકળાયો આવ્યો બાહાર, વાવ્યુ ફળ દીઠું તે ઠાર; મુળ હતુ તે સરપે ડસ્યું, ઝેર હતું તેઝાડે વસ્યુ; જેવું બીજ તેવું હોય ઝાડ, તેમાં શો ડાહાપણનો પાડ, લખી ગઇ વીધાત્રા આંક, તેમાં શો સુડાનો વાંક; તે ઝેરનું અમરત થાય, તેનો તમને કહુ ઉપાય કર કોટ કેરો છે વંશ, મોહોટો નાગ દેવતા અંશ;એ ઠામ તજી તે ગયો,જોજન એકઅ હિંથી જઇ રહયો ઝાડ કદમ તણું છે જ્યાંહ. કીધો રાફ જઈ તેણે ત્યાંહ;જઇને ત્યાં વસ્યો તે નાગ, જ્યાંહાં નથી જાવાને લાગ. તે સાપમાં ગુણ છે બેય, સંક્ષેપે તુજને કહુ તેહ; એક ડાઢમાં ઝેરજ વસે, તે ડાઢે થઈ જેને ડસે;માનવ હોય તો પામેમરત લીલાં તરૂવર સકે તરત; તેહ ડાઢમાં અગ્નિ બળે,રાત દિવસ તો કરતલ કરે.અમરત વસ્તુ કાંઇ રૂડી ખાય, ત્યારે ડાઢ તો શીતળ થાય; બીજી ડાઢે અમરત વસે,બે હેકે કસ્તુરી મસમસે; તે ડાઢે તો જેને ડસે, સુકાં ઝાડ નવ પલવ થશે;મસ્તક જીવે નહી જન કોય જેનો કાળ ખુટયો હોય.તે માટે તમને કહુ ઉપાય,સાંભળરેસતવાદી રાય;તેહ નાગતો પરસન થાય, બધા ફળ અમરત એ થાય,નાગ આવે કહુ તે કરો પાળે પંથે પોતે પરવરો; આ વેળા મધરાતે મોહોટો મહિ; કરો સજીવન તેને જઇ; એવા શબ્દમાં વાણી થઈ. પામ્યો અધીપતિ અંતરધ્યાન, જાગ્યો રાય સુણિનેકાન; સમણાની પેરે સાંભળ્યું. સંકટ દેહમાંથી ટળ્યું; તે વેળા ચાલ્યો સ્વસ્થાનક તજી. ઉતર કોણ અંબા મન ભજી; જોજન એક ગયો જ્યાહરે, કદંભ વ્રક્ષ દિઠું તાહરે. રમવા નીકળયો બાહેર નાગ, રાજાએ થંભાવ્યા પગ; નાગ નહી કો ભારે ભુપ. ઝળકે મણી સાથે માહરુ રૂપ; એની પાસે અજાણે જાઉ, ડસે ઝેર તો દુખીઓ થાઉ; માટે સાદ સંભળાવું કરણ, વળતો જાઉ એને સરણ. જુહાર મામા લેજે માહરો, હું ભાણેજ શેવક તાહરો; શરણ આવ્યો હું તમ તણે માહા દુખ ને સંકટ ઘણે; રાખી રૂદીયા માંહે ધીર, સમીપ ચાલ્યો વિક્રમ વીર; પરદક્ષણા દેઇ લાગ્યો પાગ, આપી નાગે બેશવા જાગ. બોલી સરવે જનાવર તણી,જાણે પરીક્ષામહીપતીઘણી; અષ્ટ સીધીમાં એ પણ એક, વીક્રમસેનમાં ઘણો વીવેક;કોણ છેરે કયમ આવ્યોઆ જ, શું ધારેછે મનમાં કાજ; સાધન કયમ જાણી માહરી,કયમ હીંમત ચાલીતાહરી ન હોય માનવી દેવજ રૂપ, સાચુ બોલરે ભુપ.

દોહરા—વીકો નામ જે માહરૂ,ઉજેણી ધડ વાસ;તમ સેવક હું આવીયો,હરસીદ્ધનો દાસ; પરકામે હું નીસરયો, આવ્યો આણે ઠામ; દીઠાં પંખી બહુ ..ડતાં, બાંધ્યા ઠામો ઠામ. રાજાને પુછીયું, શાને માટે ઉચાટ; પંખીને પાડુ અમો ફળ આપુતે માટ. મેં ધરયું ધ્યાન હરસીધનું,પુછી સઘળી પેર; ડસ્યું બીજકર કોટકે,ઝાડ ચ-

ડીયું ઝેર. અમરત ડાઢે જોડશે; એ ફળ અમરત થાય, ત્યારે પંખી ઉગરે,મોહ છાંડે રાય. મુજમાં ઝાજુ જોર છે, તારા ચરણ પ્રતાપ; હવડા હંકારૂ વીરને,મુકાવું આપે આપ. જાળ તોડી નંખાવીએ, કોઇને જાણ ન થાય; પંખીને એ શું કરે,હવડાં ઉડી જાય. તે મારે કરવુ નથી, વચન આપ્યુ છે હાથ; અમરત ફળ કરી આપવું,સલાહ કરવી તે સાથ. એમ વીચારી આવીયો,પ્રીતે તમારી પાસ;આવી ફળ અમરતકરો પોહોચાડો મુજ આશ. ચોપાઇ—નાગ કહે સાંભળરે રાય, સંક્ષેપે સમજો મનમાંહ; ઉલટ ભરૂ હું આભ, સરપ કહે મુજને શો લાભ; ડસુ બીજ જઇ ઝેર તણું, દુખ પામુ હું દાઢે ઘણું;પડે વેઠ મારે પીડ,એવડી શી મારે છે ભીડ જશ જગતમાં લેશો તમો, કેમ વેદના ભોગવીશુ અમો; રાજા કહે જે કહો તે કરૂ વચન તમારૂ મુસ્તક ધરૂ, મુજને કાંઈ આજ્ઞા દીજીએ, એ કામ કરૂ કીજીએ; નાગ કહે કહુ તુને,અમરત ખાવા આપો મુને, ડાભી દાઢે વસે છે દુખ,જમણીથી પામુછું સુખ;ઝેર વશેથી પીડા થાય, અમરતથી સુખ પામે કાય. તેહ વસ્ત દેખાડો તમો, તો ત્યાં સુધી આવું અમો; નરપતી કહે એ વાતે નેહ, અમરત લરખી મારી દેહ; પ્રથમ આવીને ત્યાં વસે, કરી કામ પછી મુજને ડસે.પંખી છુટયાથી પાતીક જશે,મુજને તેથી શીતળ થશે;નાગ કહે સાચા મુજ હાડ, પરંતુ લેતામાં શાનો પાડ;પરસ્પરે દેઇ વચન,કરકોટ મનાવ્યું મન; વીચાર કરી બે મારગ વળે, આવ્યા વાડીના તળે અમર ડાળે ડસીયુ બીજ, રાજા મનમાં પામ્યો રીઝ. વ્યાપી નાગને પીડા ઘણી, ડસ્યો ઝેર ઉજેણી ધણી; ઝેર તણું ફળ અમરત થયું; સંકટ રાય વીક્રમનું ગયું; લાગી અગન પોતાની દેહ, અંગે ઝેરનો ઊગ્યો મેહ; કરકોટક ઠેકાણે કરયો, પ્રાતુશકાળ પછે પરવરયો. સઉકો સુતા ઉઠયા લોક, સભા ભરી સમાવ્યો શોક. અંગો અંગે વાપ્યુ ઝેર, લાગી બહુ લાખેણી લેર, લીલુ અંગ સરવે થઇ ગયુ ડહાપણ રૂદે જ્ઞાન નવ રહ્યું ચડયાં નેત્ર ઉંચા વીકાળ, મુખથી પડવા માંડી લાળ; ટળી ગયા દેહનાં આચરણ, ધરણીપતી પડયો તે ધરણ.અગન ખેતરમાં સુતો જેમ; રોમ રોમ ઝાલ્યોછે તેમ, અરે હરસીદ્ધી માવડી. પીતા કાં મેલી આવડી; વઇતાળ ઉડી ઓશીગલ થાય, ઉદો ઉદો ભવાનિ માય. જાણે અજાણે કહેવાઇ ગયું, હેત ઘણું માતાને થયું;સુખમાં સંગાથ બાંધી શ્રષ્ટ,દુખે સગો તે એકજ ઇષ્ટ.કહેઇષ્ટ સાંભળરે વીર, જાઓ શીઘ્ર હીમાચળ તીર; મ્હોરારૂપ થાય છુ મણી. તેના ગુણની શોભા ઘણી. માતાની ગુફા છે જ્યાંહ, મારી મણી પડીછે ત્યાંહ; આપબળ અંબા પ્રતાપ, મણિ મ્હોરો લાવ્યો તે આપ, વીર મ્હેરો લાવ્યો જેટલે, શું વીત્યુ રાયને તેટલે; સભા મધે માળી આવીયો ખબર એક નવી લાવીયો; કાલ પંખી જે આવી ચડયો. ઝેર ઝાડની હેઠે પડયો, કાને સાંભળયું તેનુ નામ, જોવા આવિયું બધું ગામ; નાનાં મોટાં આવ્યાં ત્રાડીએ,જુવે દ્રષ્ટ કરી આડીએ.દોહરા—રાજા પોતે સજ થઇ, ગયો

વાડીના માંહ; પંથી પરોણો આવીયો. તે પડીયો દિઠો ત્યાંહ. જુઠા બોલો એ ખરો કુડુ મોટું મન; પંખી મુકાવા કારણે, થયો વઇદનો તન. સીદ્ધ તણો હોય દિકરો, બોલ્યો એવી પેર; ફળ ખાધુ દીશે ગણું, ચડીયું દીસે જેર.સરજ્યો હોયે સીદ્ધનો, જેમ હોય વિક્રમની જાત; પરદુખભંજન પેરની, કરતોતો એ વાત ભલું થયું જે એ પડયો નહીતર સીદ્ધ એ થાત;પંખીને એ મુકાવીને,વળતો નાસી જાત, છેતરવા આવ્યો છળ કરી,આપ વખાણ ફોક;ભોળો થાતતો ભોળવત,લુંઠ આપણો લોક

ચોપાઇ—કરે વાત બધુ સઉ ગામ,નીંદા કરે નર ઠામે ઠામ;રાજા કહે સોઢો સઉ ઘણા,સંકટ ભરાવો ઇંધણ તણા.વેગવન માંહે પરવરો, પંખી સઉને પ્રલે કરો; દયા ન કરશો દલમાં આપ, આપ્યું ફળ તેને એ પાપ; સેવકને શીખ દીધી છે જેમ, વહ્રતાળ આવ્યો લહીને તેમ; વાયુ વેગેતે આવ્યો હોય, અવર પુરૂષ ન દેખે કોય. નીંદા કરે સઉકો સાથમાં, આવી મણી આપ્યો હાથમાં, લાખેણી વળી ગઇ લેહેર, વળ્યું ડંખ વળગ્યો જેટલે,સુખ પામ્યો મહીપત તેટલે;શીતળ થયુંછે બાધુ અંગ, બોલ્યો તે રાજાને સંગ કઉતક સઉકો જોઈ રહયા.જાગ્યો પંથી કહે સાંભળને રાય, તારૂં દુખને વેગે જાય. દોહરા—ફળ ચુટો એક ઝાડથી, ગામ સમીપે જાઓ; જેની દેહમાં રોગ જે, તે ફળ ભાવે ખાઓ; અધીક છે અમરત થકી પિછો એની પેર; ખાધાથી ચીંતા જશે ઉતરશે એ જેર. હસ્યા લોક તે ગામના, બોલે બારે વાટ; તું કીયા જનમનો રાક્ષિયો, જે ઘડે અમારો ઘાટ. પંખીનો પ્રધાનછે, કે છે પંખીનો બાપ; જોઇએ પારખુ ફળ તણું. પ્રથમ ખા તું આપ એકાદને તમે છેતરો. કયમ છેતરાશે ગામ; સઉ મળી તમને કહું; પ્રથમ કરો એ કામ. ચોપાઈ—ફળ ખાધે જો જીવો તમો,ત્યાર પછી વાવરશું અમો; પંથી કહે મારે છે સમ. તે ફળ એહું ખાઉં કેમ,પંખી વનમાંથી છુટશે, સાજા થઇ રાગી ઉઠશે; ત્યારે લેશું મુખમાં નીર, ફળ નવખાયે તેને તીર.અનેક પ્રતીજ્ઞા એહજ કરે,સકળ લોક જુઠું મન ધરે;ફળ એને કહે જે ખાય, સ્વરગ લોકમાં સહેજે જાય એક પ્રજાપત કેરી નાર, ક્ષણ રોગે પીડે ઘરબાર; વેડે વહુ તે તો તન, ન મલે ઉદર ભરીને અંન, દુખ પામી થઇ લાંઘણુ ચાર,ઉપર તો બહુ દેછે વહુ માર આવડું દુખતો કોણુજ ખમે,પડી મરૂં જઇ કુવે કયમે; લોક તમાસો જુવેજ્યાંહ, સાંભળવા રહી વાડીમાંહ; તેણીએ આપ વીચારયું મન, તજવા નીકળીછું હું તન; શાનકુપપડવાને જાઉ. લાવભાઇ ફળ એ હું ખાઉ એમકહી ફળ ચુંટયું વરત, દાતે કરડી ખાધુ તરત; ફળ અંગે વાપ્યુ જેટલે બધો રોગ ગયો તેટલે; સોના સરખી થઇ છે દેહ, નવ યોવન તણી શી તેહ; સતી સરખું તેનું રૂપ. દેખી અચરત પામ્યો ભુપ; ભાઇ ફળ એનું કયાં ગયું નારી અંગ નવ પલવ થયુ; પંથી કહે સાંભળરે રાય બીજા ફલ ઝાડે નહી થાય ઝાડે લાગ્યાં તે લીજીએ, હેત હોય તેને દીજીએ; આજ દીશ નરેણી થશો

તો તો ઝાડ સુકાઇ જશે; વલતી ઘસવા પડશે હાથ, સભા મધે આવ્યો સઉ સંથ; પંથી કહે યોગી ફલ ખાઓ લો લાખેણો દેહમાં લાહો, હીમત નવ ચાલે તે હની, એવી માયા છે દેહની; જે કો ફલખાશે તે મરે, દિઠું છે તે ડરે; વરદ્ધ રાયનો પ્રધાન, શીતેર વરષનો પીપલપાન; પંચ ઈંદ્રિના નહોતા ચેન, નસુણે કાન ન દેખે નેન,ઝર ઝર થયો છે દેહ,ગળે નેત્ર જેમ વરસે મેહ; દેહનું ચતઇન્ય જરૂરે ટળ્યુ,તે જીવ્યાથી મરવું ભલુ;તેણે કહ્યું કે ફળ હું ખાઉ;સ્વરગ ભોવનમાં સેજે જાઉ,નાત જાત નેડે સહુ સાથ; આગળ જોડયા બેઉ હાથ; રાખજો હેત રાજાને કહ્યું; આયુષ્ય પુરૂં આવી રહ્યું.પુત્રને પ્રધાન પદે થાપજો.મારી પદવી એને આપજો. બોલ્યુ કરજો સરવે માફ, સઉને પગે લાગુ આપ. મરણ ક્રિયા કરજો રૂડી પેર. જેવી સમત હોયે ઘેર. આંખે આંસુ ધારજ પડે; સંગત આવી હઇડે ચડે. સંભાળે મોટા ઘર સુખ. સંભાળે વાસણ કુશણ ઘણા; સંભાળે શઉ જુથ ઘર તણાં, હીમત ચાલીને ઉઠીયો. વળી જો જો જે હુ છુટીયો;શાહુ લોકને મનથી મળે,ઘડી ગયો તે વ્રક્ષજ તળે;લીધું ફળ પોતાને હથ, બોલ્યો સકળ સહોદર સાથ,દુખે ફળ હુતો ખાઉ છુ,સ્વર્ગ લોક માંહે જાઉં છુ;બીજા દુખ કહ્યાં છે કેથી મરણ સમાન દુખ બીજુ નથી.એમ કહીને અધીકુ રોય, રાજા વિકરમ અચરત જોય;ઝેરી દીઠુ તુ આડે આંક, તો ત્યાં ગરીબ નો શો વાંક. નિર્મળ નિરે નાહયો તે. કરયો શુદ્ધ પ્રધાને દેહ; ગંગાજળ તું ભાશી મુખ ધરયુ, તીલક ગોપીચંદનુ કર્યું. દર ભત્ર ગેણી કરવામાં ગ્રહમાં રામ, રામ કરી સઉ રહયાં પગે લાગ સહુને ફરીને ફરી ફરી,શાહુકો બોલે છે હરીહરી થર ધરૂજે તેના ગાત્ર.પડયું દુખ સઉ પ્રાણીમાત્ર ફળકાપીને કરમાં ધરે.પ્રમાણ શ્રી સુર જને કરે;ફળ ભક્ષ કરયું જ્યાહરે સકળ રોગ ગયો ત્યાહરે અમર મેલ્યું સઘળેઅંગ કનક દેહ કાયાનો રંગ વિશાળ નેત્રને દીરઘ કપોળ,જેવો પુરૂપ હોય વરસજ સોળ મહા સુંદર સુંદર વાધ્યું છે રૂગ,અચરત પામ્યા નગરનો ભુપ થયો રાયને દ્રઢ વિ-શ્વાસ, આવ્યો પંથી કેરે પાસ, કરી પ્રણામ પગેલાગીયો, મહા અમરતથી મહેતન્ન માગીયે મહારાજ તમારી વાચા લેઉતો ફળ એ દુખીયાને દઉ; પંખી કહે ભુલે છે તુ ખવરાવ સઉને કહું છુ હુ હુ ઉઠયા સૌ વળી ગઈ લેહેર ફળ આરોગું રૂડીપેર કંચન સરખી કાયા થઇ,દેહમાંથી તો વ્યાધી ગઇ વાધ્યું રૂપ ત્યાં વીલા વીશેક;ફળ રહયું પુંજીમાં એક તે ભક્ષરાજાએ કરયું હેત ઘણેથી મુખમાંધરયું દેવસરીખો દી ઠો દેહ સહુને દુધે ઉઠયા મેહ પંથીને સહુ લાગ્યા પાય બેસણ રત્નસિહાશત જામ; દીસંતા છો મોટાદેવ ઇશ્વરતણી કરીએ સેવ અમો સહુ કારજ કીજીએ. અધમને આજ્ઞા દીજીએ પંથીકહે નથી કાંઇલાજ મુકી દો પંખીને આજ જાળો તોડી નાંખી ત્યાંહ કરે કલોલ પંખી ન માંહ નાવ કરાવ્યા પાણી ઘાટ ધરમ તણી ચલાવી વાટ જે સુડે આપ્યુંતું ફળ વક્ષું સાગરથી બળ, તેદયો તેને દઇને માન તે દીધુંછેજીવ

તદાન ધન્ય ચાતુરી તારી બુદ્ધ નીમળ તારી અંતર શુદ્ધ હું પગે લાગુ તાહરે મંદી ર નીત્ય રહેજો થાહરે મુખથી રામ તણા ગુણગાઓમાન વાંછીત ભોજન ફળ ખાઓ લાગી પાગ તેડયો પાંજરે ઘાલ્યો કનકતણે પાંજરે પ્રથમ પાંજરે તે શુક પડયો, ત્યાંથી લોકને મારગ જડયો શુકની જોસેલા કીજીએ અમરફળ લાવો લીજીએ; પવીત્રસંગે પાતીક જશે. રામનામથી પાવન થશે પગે લાવીને પુછયું ભુપ ન હોય માનવી કારણ રૂપ,રાજ કે સાધુ સંત, ઉતમ ગુણ દીશે છે અનંત ગામડામને નામ જ કહો સદાકાળમુજ પાસે રહોક કહે ઘેલો તું આજ.આમ બોલતાં કાંક લાજ નવે ખંડનો નરપતીજેહ મહારાજ વિક્રમ તો છે એહ અધીકાર ઇંદ્ર પતિનો અંશ. મરત લોક માનવનો વંશ બીજો કોણ જુગતે છે જોડ તુજ સરખા કીંકર જે કરોડ એહ કયાંથી તારેબારણે આવ્યો દુખભંજન કારણે ધન્ય ભાગ્યજે દરશન થયું, બધા નગર પાતીક ગયું;પંખીની લીધી આશીશ; વળ્યો રાય પછે આ દીશ; ઘેર જવાને મહસા ધરી બ્રાહ્મણ આવ્યો વેગે કરી ઝાઝો જસ ગાતા આવીયા,હિસ્ત ભરી મોતિ લાવીયા નગર તણા રાજા જાય મુરખ મન દીશો છો રાય રહ્યા છે એકજ દન તેતો આ વિક્રમ રાજન; કરે વાત ઘસે બહુ હાથ;પ્રથમનવ ઓળખ્યો તે નાથ, ઘરમાં તેડી કીધું દરશન, થયા વીપ્ર સઉકો પરસન; તુપુન્યવંત ભલેરો ભણો. તારી માએ તું એકજે જણ્યો સુંડ ખાધી તે તારિ માત બીજા નર કહેવાની વાત; મોટા બીએ કહિએ કીરતાર, જો દલ જાણે દાતાર. પ્રણમી પોતે વીક્રમ વળ્યો;સ્રી પોપટને જઇને મેલ્યો; કલ્યાણ થજો રાજા તમ તણું, મારૂ માન વધારયું ઘણું ઉગારયા પંખીની જાત,મારો પાડ માને સઉ નાત; માટે નારૂં રૂડુ થજો, જશ બાધા લોકોમાંજ જો. શીશ નમાવીને સંચર્યો પુર પોતા માંહે પરવરયો; થયુ પ્રધાનને જુગતે જાણ.શીવ પુજન કરવાને ગયા,એટના વિચાર તેટલામાં થયા નીત્ય નીત્ય કરવાં એવાં કામ. ત્યારે પડયું દુઃખભંજન નામ. દુરમત દેહ થકી છે તાજ; રામ સરીખું કીધું રાજ; રામ ચરિત્રકે વિક્રમ ચરીત્ર,પુન્યવંતને ધર્મ પવીત્ર.

દોહરા—શ્રી ગુર્જર દેશમાં વેંગણપુરમાં વાસ;શ્રીગોડ માળવી વિપ્ર શુભ,કવી શ્રી શામળદાસ.ગુણ તેના ગુજરાતમાં, ચાલે દીશ ચોપાસ માતર પ્રગણે મોહારવી શીહુજ શીરોમણી વાસ,પટેલ પવિત્ર પાવન ઘણાં. લેઊવા લાયક લાજ મેહેરામણ સુત મનજી તણો, પરિયા પુન્ય પ્રતાપ,પુછી પંડીત સરવને નીમેખ ન રાખી નુન્ય શાસ્ત્ર સકળ નો શોધતા,વર્ત્યુ પરમારથ પુન્ય.કવિ તેડયા કોડે કરી, સોંપ્યું સકળ શુભ કામ, ગ્રંથ કરો ગુણ આગળો,જેનું નિર્મળ નામ.નઉતમ વાણ કરી ઘણી,અખુટ પુન્ય અપાર; તેમ પુરાણ પ્રાક્રમ કરો.સકળ ધરમનું શાહ, આપદ સોગીધર તણો,ગુણ સાગર ગુમાન; ત્રિવિધ પ્રકારે વાંચશે,દાતા દેયણ દાન માગે જે મહીલા વહો,કવિએ કાળીદાસ;ભોજ રાજ મન ભાવિયો,વારૂ વિવિધ વિલાસ.ભોજ રાજ

ભાવે સુણુયો, કહેપુતળી કરજોડ, એવા થાઓ તો બેસજો જય જય શ્રી રણુછોડ. એમ કહીને ઉતપતી, આપેગઇ આકાશ;એહ કથા પુરણુથઇ. કહેકવી સામળદાસ

## વારતા ૧૮ મી રણસ્થંભ ગઢના રાજાની.

### મોહની નામની અઢારમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાયનમઃ દોહરા—રાજા ભોજ તે હરખીયો. આલ્યાછે બહુ દાન; આસ દીઠું અવનવું કરયું બેસવા મન. નગર ભોજન કરાવિયું, જાચક પામ્યા દાન; અ પ્છરા નાચ કરે તહાં; બ્રાહ્મણને સન્માન. વિપ્ર મેળવિ પુછયું, આપો મુહુરત એક સિંહાસન તો આણીયુ થયા દિન વિશેક.આજ બેશુ આનંદશું, પોચે મનનીઆશ સિંહાશનને પુછયું, થયો મનમાં ઉલ્લાસ, એવું કહીને ઉઠયો, ભોજ મેલે જવપાય બોલી મોહની પુતળી, હાંહાં બેસન રાય. રાજા અચરત પામીયો, રહયો જોડી બે પાણ; કોણ બેસે એ આસને; શાચું કહો મુજ વાણ. ત્યારે મોહની બોલીયાં, સાં ભળો સાચૂ રાય; વીકરમ મહીમા સાંભળે પાંચેક પાતિક જાય.

ચોપાઇ—મોહની પુતળી બોલીવાણ,સાંભળરાજા ચતુરસુજાણ; ઉજેણીનગરી અતીસાર, જેવું ઈંદ્રાસન અપરમપાર; નવતેરી નગરીનું નામ,વરણ અઢારવસે તે ઠામ ઇંદ્રાસન સરખુ અનુપ, જ્યાં બેસે વીકરમનર ભુપ. તેની શોભાનો નહી પાર, વખાણ કરતાં લાગે વાર; એકસમે બેઠો રાજન વીચાર કરયો પોતાને મન, તેડયો ગાંધર્વ વેગેવળી; સકળ રાગ જાણે છે વળી; છત્રીશે તે જાણે રાગ. અવનવા બહુ ગાએ ફાગ; શેવક ત્યાં તેડવાનેગયો. ગાંધરવને ઘેર ઉભો કહયો, ચાલોગાંધરવ તે ડે રાય, બેઠાછે તે ભરી સભાય રાજાને મન હરખઅપાર, તેડે હેત નવ લાગે વાર; તેતો ગાંધરવ આવ્યો સાથ, રાજા પ્રત્યે બોલ્યો વાત. ઘણે દિવસે સંભારયા તમો, આજ આનંદ પામ્યાછું અમો. શા કામે સંભારયો આજ,શેવક જાણી દીજે કાજ. ત્યારે વળતો રાજાકહે, વસંત રાગમાંડીને વહે, રાગ સાંભળવા ઇચ્છાથઇ, તેમાટે તેડાવ્યો અહીં. તારે ગાંધરવ કહે વચન, સાંભળો સતવાદિ રાજન. મારેચીંતાઅદ કી હોય, માટે રાગ નઆવે કોય, મહાદેવની પુજા કરવાગયો; ત્યાંતો એક તમાસો થયો; પુજાકરી વળ્યો જેટલે, એક અતિત આવ્યો તેટલે. મોટી જટા વાઘંબ સા ર, તેણે વચન કહયું નીરધાર પુરવ દેશમાં રણથંભગડગામ,ચક્રસેન રાજાના ઠામ તેના પુન્યતણો નહીપાર બત્રીસ લક્ષણિ એક છે કુમાર, ચંદ્રવદની મગનેણિ વંક સીહ આકારકટીનો લંકકોટી કંદરપ સરખું રૂપ, ત્યાંહાં મળયા પ્રથ્વીના ભુપ.તેણે ત્યાં કરયું વખાણ, તે મુજહઇડે વાગ્યું બાણ; નવદીઠી નારીને તેહ, ધીક્કારજન્મ અમારો એહ; તેનું દુખ લાગ્યું મુજખરૂં; નવદેખું તો નીશ્ચે મરૂ. તમો કહો તે મુ જને દન. કયારે પરણાવે રાજન; ત્યારે તેતો બાવો વદે, વચન કહું તે ધરજે રૂદે.

દોહરા—આજથી ચોથે દહાડલે પરણે કન્યા અનુપ; સ્વયંવર મંડપ ત્યાં રચ્યો, મળયા છે ઝાઝાભુપ, દેશે દેશના આવીયા, રાય તણો નહી પાર;ભાગ્ય હશે એ પરણશે, માનો એ નીરધાર; શોભા તો છે અતી ઘણી,કહેતાં નાવે છેક;વરણન કેઇપેરે કરૂ; મુખજીભયાછે એક, પ્રસન્નથઇ આપીપાવડી, પગે પેહેરી તુ જાય ખટ મહીને જઇ નવ શકે; જશો ઘડીકા માંહ. એવું કહેતાં હરખીયો ઉલટ અંગ અપાર;સવા ઘડીમાં ત્યાં સંચરયો આયો નગર બાહાર બધું તે નીરખીયું, શોભા અદકી હોય દેશ વિદેશના નરપતી, આવ્યાછે સહુ કોય; શ્રીફળ ઝાલ્યાંછે હાથમાં આવ્યા ગામ ની તીર; ધનુર વિદ્યા તેતો ભણ્યો જાણે બાવનવીર. નગર બધુ ભોજન કરે, અનેક બીજારાજન; એમ કરતાંતે આવીઓ; લગન તણો જે દન. શણગારી શુભ હસ્તીણી ઉપર બેઠી તે નાર, રાજા કહે કળશ ઢોળશે, પરણાવું કુમાર આગળ સહુ રાજા રહયા, પાછળ સઘળા લોક આનંદ મન સઉકો તણે નહીં કોઇને મનશોક, ત્યારે મેં તો અલાપીઓ, રાગ જે હતો મલાર; રાજારઇયત પરહરી, આવી તેને ડાર; કળશ ઢોળ્યો મુજ શીર પરે ક્ષણુ ન લાગી વાર.

ચોપાઇ—ત્યાંને ત્યાંના બોલીયા લોક, કળશઢોળીઓ એતોફોક; એવું કહીને દીધો માર. કાઢી મેલ્યો નગરની બહાર, બીજી વાર મુકી હાથના,જેવી અઇરાવત સાથની, કળશ મુકયો વળી તેને શીર. કરતા હરતા છે જુગદીશ. ત્યારે ત્યાંવળી જોયોલાગ, મેલમલાર આપ્યોતે લાગ; તે હસ્તીએ સુણ્યો કાન મુકી નગરને આવી રાન, વળીકળશ ઢોલ્યો મુઝશીશ;સઉકોએ દીધીઆશીશ,ચક્રસેનનેહરખ ન માય પરણાવું એને કન્યાય એવું કહીને બોલ્યા રૂખિ, બીજા રાય થયા મહા દુખી; રાજા કેમ આપે કન્યાય." એ મોટો થાએ અન્યાય. કો કહે એ શું કીજીએ, કન્યા તે ખુંચી લીજીએ; એવો મનસુબો રચ્યો છે સરવ કરોધ કરી મન આણ્યો ગરવ આવાત અહીંઆંથી રહી, વરઘોડાની વેળા થઈ; મુજને પેહેરાવ્યા શણગાર, વેદાંગે થયા અસ્વાર શ્રીફળ મુકયું મારે હાથ, સૌકો આવ્યું મારી સાથ; પુંખેણીની કરીછે રીત નારી મળીને ગાયે ગીત. માંહીરામાં બેઠા જેટલે, રૂષી સર સરવ બોલ્યા તેટલે લાવોને વેગે કન્યાય લગ્ન તણી વેળા વહી જાય.

દોહરા—ગુણ રૂપને ચાતુરી, અને અલાપે રાગ; તેવે તત્વ પામીયે લખ્યું વીધાતા લાગ. માળીએ બેઠી માનની નહાવાને નીરધાર; એટલે ત્યાં એક આવીયો રાક્ષસ તેણે ડાર તે કન્યાને લઈ ગયો; અંતરીક્ષ મારગ જાય;તેતો કોઇ જાણે નહી હરી ગયો કન્યાય વીપ્ર વેદ ત્યાં ઊચરે,હવે લાવો કન્યા રૂપ લગ્ન વેળા વહી જાય છે, માનો સાચુ ભુપ. તવ સાચી એક દરવડી, આવી રાજા પાસ; મોડે બોલી નવ શકી, મુખ મુકયો નીશ્વાસ કન્યા કોઇ હરી ગયુ, નવ જાણ્યુ તેનું નામ;શોધ્યાં મંદીરમાળીયાં, કાંઇ ન લાધ્યો ઠામ.

ચોપાઇ–રાજાએ બધુશોક્યુ ગામ ન મળી કન્યા કોઇઠામ; જોવાને મળ્યા બહુ
લોક, આનંદ માંહી પ્રગટયો શોક. ફટ નીરભાગી તુંતો અજાણ; નગર લોક એમ
બોલે વાણ; ત્યારે મુજને ચઢીછે રીશ, જાણે મારૂ છેદુ શીશ.કોટે ખડગ ધરયુંજેટ
લે, મારોહાથ ઝાલ્યોતેટલે;મુનીકહે ઘેલો કાં થયો,લખ્યુ વીધાતાતે લઇગયોપ્રથ્વી
ની પ્રદક્ષણાફરે, ધ્યાન શંભુનુ મનમાંધરે; શીવ પ્રસનથશે જેટલે,કન્યા તુ પામીશ
તેટલે. એવી તેણે કહી એકગુંજ, ત્યારે મુજને આવીસુજ; તે દીવસનો જાત્રા કરૂ,
ધ્યોનઇશ્વરનુ મનમાંધરૂ. એમ કરતાં ગયા માસજ સાત. કોઇ આગળ ન જણાવી
વાત; તે માટે નવગવાએ રાગ, મારે હઇડે એવો ડાધ. પામર જીવ હું તે શુકરૂ; ન
આવે નાર તો નીસ્ચેમરૂં. એમ કહી મુકયો નિશ્વાસ,અરે મારી નવ પહોતી આશ

દોહરા–ત્યારે રાજા બોલીયા,સાંભળ સાચી વાત; એ કન્યાને લાવશું,આપશું
તારે હાથ; મહિના પાછળ વેરએ, આગળથી કરેશું પેર; તેને લાવી આપશુ.જાઓ
તમારે ઘેર. સરવ દુખ મેલો પરૂ, તજો તમારો શોક; કન્યા નવ આપુતુને, તો તીર
થ વરત થાજો ફોક. શણગાર સજુ મુગટ ધરૂ હું શીશ; જ્યારે આણી આપશું,ના-
રી તે તમારી જે દીશ. એવું કહિ વોળાવિયો; ગાંધરવ ત્યાંથી જાય; અરધી રાત
જ્યારે ગઇ; રાયને ચીંતાથાય; કયાંજઉ કોને કહું, નવસુજે એકે વીચાર; કયાંથી
આણી આપશું એ ગાંધરવને નાર; એમ વિચારી સજ થયો, પુજા બહુ વીધલીધ
વેગે આપ ત્યાં સંચરયો,જ્યાં સાચી છે હરસીદ્ધ પચામરત પખાળશું,અક્ષત ચંદન
સાર; ધુપ દીપને આરતિ, સ્તુતિ વારવાર; તોએ માતા બોલે નહિ, રાયને ચડી છે
રીસ; કાઢી ખડગ કોટે ધર્યું,છેદવા માંડયું શીશ;હાંહાં કહીને વારીયો, ઝાલ્યો હેતે
હાથ; શામાટે તું રાયજી. કરે દેહની ઘાત; માગ માગ તું મુજ કને, જે મન ઇચ્છા
હોય; તું સેવક છે માહરો. ગાંજી ન શકે કોય. ત્યારે રાય વીક્રમ કહે,સાંભળ મારી
માય;મારે આણી આપવી ગાંધરવની કન્યાય; તે કહો માત કયાં હશે.કોણ તણે તે
પાસ; તે કન્યા આણી આપીએ, તો પોચે મનની આશ, લજ્યારૂપ મારે તમો, તા-
રોછે આધાર, ઉપાય મુજને બતાવીઓ, જેમ ગાંધરવ પામે નાર. ત્યારેહરસીદ્ધબો
લીયાં, સાંભળ વિક્રમરાય; કોટીઉપાય તમો કરો, તે સ્થાનક નહી જવાય,ત્યાંજઇ
કો નવ શકે, સાચી માનો વાણ; જાયતો ન આવે જીવતો, લઇ પોતાનો પ્રાણ. અ-
હીંથી જાવું વેગળે,સાગર કેરે બેટ; ઉત્તરદિશાએ વસે, જાવું ત્યાંતો ઠેઠ તેને જીતી
આવજો. એવી દીધી આશ; વચન લીધુંછે માતનું, મન ઉપન્યો વીશ્વાસ,એવું ક
હીને સંચરયો. વીર તણો માહા વીર, સાથે વીર વૈતાળ છે, આણી મનમાં ધીર.

ચોપાઇ–વચનજ માતાનું સાંભળી, ખડગ ચોધારૂકરમાંધરી; માતાએશીરમુક
યો હાથ, કોઇ નવજીતે તારી સાથ વિર વઇતાળ પોતાનીસાથ, બળપ્રાક્રમ માતાનુ
હાથ; ગામ મુકે એ બીજું લહે, નીશાપડે ત્યાં વાસો રહે ઉત્તરદીશા પરીયાણજ ક

રચ્યું. સીંધુ સાગર જ્યાં અરણુવ ભરયું; વારે વન આવ્યુ વીક્રાળ, વાઘસીંહ નાખે છે ફાળ; ત્યાંથી આરોગયો જેટલે. રાક્ષસ એક દીઠો તેટલે; જુવે તો વેહેલે જોડયા હાથ. રાશો બાંધી દીઠી નાગ. માહા વીક્રાળ દીઠું ત્યાં રૂપ,મનમાં ભય પામ્યોછે ભુપ; કરક સરીખા થઇ તે ગયો તેની પાસે જઇને રહયો; રાખ શરણે આવ્યો હું,છુ માહા બળીયો દીસે તું, તું બળીયો દીસે છે જોર, એવું કહીને કીધો સોર;ત્યારેદૈતે સુણ્યું કાન, આવ આવ કહી દીધાં માન. આઘો આવરે માનવ તું,લે વચન નહી મારૂં હું;જો ન આવત મારી પાસ,તો કરતો તારો મુખવાસ. વીક્રમ મનમાં નશ્ચીંત થઇ, બેઠો તેની પાશે જઇ; ત્યારે દૈતે પુછયું નામ, કહે ભાઇ તારૂં કોણુ ગામ. કેમ એકલો આવ્યો છે અહીં,શું કામ છે જઇશ તુ કંઇ;તારો વાંક દીશે છે દીશ,કે કોપ્યો તુજને જુગદીશ. એકલા વનમાં ભુલા પડયા, આ ઠેકાણે આવી ચડયા, ગામ નામ ને કહો તમ વાસ,કેમ આવ્યા છો મારી પાસ. સાચી મુજને ન કહો વાણુ,તો તું માને તેની આણુ; ત્યારે બોલ્યો વીક્રમ વીર; અંતઃકરણમાં રાખી ધીર, માળવ મુખ ઉજેણી ગામ, સેવક વીકરમ મુજ નામ; મહાકાળ સરીખો મારો તાત.પ્રસન સદા હરસીદ્ધ માત. માહાકાળેશ્વરને પુજીએ; તેના જોર થકી જુઝીએ;તજ્યું ગરથ સુતને ઘર રાજ, આવ્યો છું કરવા પરકાજ. ચક્રસેન કહાવે રાજન, તન પેટ હતી એક તન, ગાંધર્વ સાથે વિવા કર્યો, તેને રાક્ષસ હરીને ગયો. તે રાક્ષસ સાગરનેબેટ ત્યાં યુદ્ધ કરવું છે નેટ; યુદ્ધ કરી લેશું કન્યાય, તેને આપી લાગુ પાય;એ હકીકત મારી ખરી,સુણજો આપ તમો ચીત ધરી; હઇ ડે બોલ વીક્રમનો વસ્યો,ખડખડીને રાક્ષસ હસ્યો. હા ભાઇ તું મારે એહને, એવો દીઠો મેં તુજને;કહેતાં શે નવ આવે લાજ, કેમ ધારે છે મોટું કાજ. તેની તો હું ઓળંગ કરૂ, તુજ સાથે બોલુ પાધરૂ; મેં વચન આપ્યું છે હાથ;માટે યુદ્ધ ન કરૂં તમ સાથ. તેના પ્રાક્રમ છે અતી બહુ, તે તુજ આગળ કેટલા કહુ;દિસંતો તે મહા વીકરાળ, જેવો કરતાંત સરીખો કાળ. તેણે ઉપસ્યા છે ઇશ,તેને પ્રસન્ન થઇ આપ્યું વરદાન, હું કહુ તે તું સાંભળ કાન, વીસ જોજન સાગર કહેવાય, તેમાં આપ હીંડતો કેમ જાય;તુજને જો નવ બોળેનીર તો તે સાથે જીતે વીર. પ્રથમ તેલ કઢા છે આંહ.પેશીને નીકળે તે માંહ;અગની નવ બાળે દેહ.તે શું યુધ કરે નર તેહ;પ્રથમ તો પેશી નીસરો વાળતાં તે શું આયુધ ધરો,ત્યારે રાજાનું વીકરમપુર. જળ નવ બોળે તુજ શરીર.ત્યારે મુજને આવેવિશ્વાસ, તો જીતી કન્યા લાવો પાસ; વીકરમ કહે તું સાંભળ વીર,મુજને બોળી ન શકે નીર. તેલ કઢામાં પેશી નીસરૂ,વળતો તે શું યુધજ કરૂં;ત્યારે કહેજો વીકરમ નામ, જો જીતી આવું આ ઠામ.

દોહરો—દૈત ઉઠીને નીસરયો, પોતાના ઘરમાંહ; તેલ કઢા તે લાવીયો, વીકરમ ઉભો જ્યાંહ, તતક્ષણ તે ઉકાળીયું, ક્ષણું નવ લાગી વારહ બિકરમે મન ચિંયારયું

કરવો કોણ પ્રકાર. અરે વૈતાળ હવે શું થશે, કેમ અગ્નિમાં પેશાય; ઉપાયે એવો કીજીએ,તેલ કઢા શીતળ થાય, ત્યારે વીર વૈતાળ કહે, સાંભળો વિકરમરાય; અગ્નિ તમને શું કરે, તજો મન ચીંતાય.સવા ઘડી સમરો તમો.માત હરસીધનું નામ ઇંદ્રાસને જઇ આવશું કરવું તમારૂ કામ એવું કહીને પરતર્યો વીર ગયો આકાશ. વચન થકી પેહેલો ગયો,ઇંદ્રિસેનને પાસ,જઈ ઇંદ્રને ચરણે નમ્યો. સાંભળો મહારાજ ટાળો સંકટ વીકરમ તણું,રાખો તેની લાજ, તેણે એવું આચરયું, ધરયું છે મોટુ વરત. પરદુખ દેખી નવ શકે, સુખ કરે ત્યાં તરત, રાક્ષસને જાવું જીતવા; ત્યાં છે વસમી વાટ,કઢમાં પેસી નીસરે, જાય તેણે ઘાટ તેલ ઉકાળ્યું અતિ ઘણું, ઊંડે ઝાળ અનુપ;તમો કહો તેવું કરૂં,જાણે વિકરમ ભુપ.ત્યારે ઇંદ્ર ત્યાં બોલીયો,સાંભળ વીર તું વાત; ઝાળ તે છે અતી દોહલી,કેમ રહેવાશે ઘાત;ઉપાય બતાવું એમ કરો, પુજાય, અગ્નિને સંભારજે.તેથી ટાઢું થાય, એવુ કહીને મોકલ્યો, આપ્યું છે વરદાન; સુખે પેશીને નીકળે.જીતશે તુજ રાન. એટલે વીર ત્યાં આવીયો,જ્યાં છે વીકરમરાય; વાત સરવ માંડી કહી, ઉલટ અંગન માય.

ચોપાઇ—વળતો દઇત બોલ્યો છે વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ;અગ્નિમાં પેસી નીસરો. વળતાં જઈ આયુદ્ધજ ધરો, એવું કહેતાં વીક્રમ વીર, અંતકરણમા રાખી ધીર;અગ્નિનું ત્યાં કીધુ ધ્યાન, હરસીધનું જેને છે માન; મંત્ર ભણીને છાંટયું નીર તેલ કઢામા પેઠો વિર;સીતોદક જેવું તે વાર,તેમાં પેશી લીધો પાર. રાય ઉઠીને બેઠો થયો, ત્યારે દઇતનો વિસમે થયો; ન હોય માનવી કોઇક દેવ, એની કરવી મારે શેવ. એમ કહીને લાગ્યો પાય,ભલો ભલો તું વિક્રમરાય; તુજ સમાન નહી કોઇ વીર; સાહસીક દીસોછો મહાધીર,એવું કહીને લાગ્યો ચરણ.હું તો તારે આવ્યો શરણ, એવું કહીને જોડયા હાથ, સાંભળ મારા દુખની વાત; મારી સ્ત્રી રૂપાળ;તે દેતે લીધી ભુપાળ; શું મુજ આગળ કહુ તેકથી, દુખે મેં રહેવાતું નથી તે સંગાથે યુધ કેમ કરૂં, મારે તો નિશ્ચે મરૂં, માટે તુ બળીયો છે રાય;તુજ વિના જીત્યો નહી જાય બીજા જોમને મારૂં હું, એ પાપીને જીતે તું, તું કેહે તે કરૂં કામ. આવે તુજને દેખાડુ ધામ; એવું કહીને સાથે જાય. બેઉજણ મારગે ચાલ્યા જાય; રાક્ષસ ચાલ્યો છે વિર; આવ્યા સાગર કેરે તિર. રાક્ષસ કહે સાંભળ તું રાય, આ જળમાં જે હીંડી જાય; એવો સાહસીક મેલે બાણ;તે રાક્ષસના લેશે પ્રાણ,વીકરમે શમરી હરસીધ્ધ માય,મંત્ર ભણીને મેલ્યો પાય; મુખથી મંત્ર અર્ણવનો કહો, ઉદર અંગથી આઘુ રહે. જળ નવ ભેદે વીકમરાય,તેમ રાક્ષસ આગળ થાય; અરધ પંથ આવ્યા જાહરે, પંખી એક આવ્યો તાહરે. આવ આવરે માતુલ તું; ઘણો આણંદ પામ્યોછું હું;કઇક દીવસની મારે ભુખ, તુજને ખાઇ પામીશ સુખ.

દોહરા—એવું કહીને આવિયો, વિક્રમ કેરે પાસ; વરવત નાંખે પાંખથી ઉરાડે

આકાશ. રાજા તે કોપે ચડયો,લીધું હરસીધનું નામ,ટાળો સંકટ માહરૂં ફેડો દુષ્ટનો ઠામ. એટલે વઇતાળ કોપીઓ,ઉપર મેલ્યો ઘાય;દઇ તેમાં કોપે કરી મારી એકગ દાય, પંખી તેડયો વાટમાં, રાયે મેલ્યું બાણ, રાજા રાક્ષસ હરખીયા, વરત્યું છે કલ્યાણ, પંખી પેલો મારીઓ શબ્દ થયો ઘનઘોર; રાક્ષસ પેલો ચેતીયો, આવ્યાછે કોઇ ચોર; રાક્ષસ ત્યાંથી સજ થયો, આવ્યો નગ્રની બહાર; ત્યાં તો યુધ ભલુ થયુ જેનો નાવે પાર; ત્યારે કોપ દઇતે કરી હાક પ્રચંડ, દઇત આવ્યો તે ધસમશો, કર આયુદ્ધ છે દંડ; માર માર કરતો આવિયો, વેગે મારી ફાળ;વીક્રમ રાયે નીરખીયો, જાણ્યું ખુટયો કાળ.

ચોપાઇ—દઇતે હકારયા છે યોધ, અંતકરણમાં આણી ક્રોધ;બાર સહસ્ત્ર યોધા હારીયા, કર માંહી આયુધ ધારીયા, કોના કરમાં દીસે ગદા,કોના કરમાં દીસે સલા. ઘણા ખરાનાં વરવાં હાડ,દંત જણાયે મોટા તાડ; પરવત સરખા તેના પાય,તેદઇત દેખી વીસ્મે થાય; ઘણા ખરા તો મેલે ઘાય, ઘણા ખરા ચાવીને સ્હાય. કંઇક કહે જાવા દીજીએ, એને મારીને શું લીજીએ; બીજા દઇત એમ બોલે વાણ,એનેમારીને લ્યો પ્રાણ. એમ અન્યો અન્ય ધાયા સઉ. તેનો કહેતાં પાર ન લઉ;વીક્રમ ઉપર ઘાયજ પડે, મેરૂ શીખર મેરૂજ ચડે; વિક્રમ મન વીચારી પેર. નથી જીવતા જાવું ઘેર, સમરયો વીર આવ્યો વઇતાળ, નાખી ચીસ મહા ક્રોધે કાળ;ઇષ્ટ દેવનું સ્મરણ કરયું. ખડગ ચોધારૂ આગળ ધરયું, લાગી રાડ માંહોમાહે વઢે,એકએક ઉપર ઘાયજ પડે;દઇતને ડોળી પાડયા ધરણ, કોના કર વાંસો ને ચરણ;કોઇના તો છોલા હાથ, કોઇકને:મેલી છે લાત;કોઇના તો છેદ્યા છે ચરણ;ઘણા દઇત પમાડયા મરણ. અદ્રષ્ટ વીદ્યા આપે રમે,અંતરીક્ષ આપુ આકાશે ભમે; બાર સહસ્ત્ર યોધા મારીયા, યુધ કરતાં તે સઉ હારીયાં. વીકરમ મન વીમાશી જોય,ચારમાસ યુધ કરતાં હોય, જેને પાસ પુન્યજ તણું, તેને બળ આવે છે ઘણું,જેને ધરમ પોતાનો સ્હાય,તે કેમ કોઇનો ગાંજ્યો જાય; જેને ધરમ વહાલો છે ઘણો,ને જાણો દેહ ઇશ્વર તણો પ્રથવી તણો જીત્યા છે મરમ;સરવ થકી તો મોટો ધરમ;યુધ કરતાં દીવસ બહુ થયા, ચાર માસ એમ કરતાં ગયા, હવે રહયો છે એક માસ, અરેદઇવ નાવ પોતી આશ, બાર સહસ્ત્રનો આવ્યો છે ધણી, તેની યુધ કથા છે ઘણી.

દોહરા—ત્યારે દઇતજ બોલીયો, સાંભળ સાચી વાત; કોણજ છે કેમ આવીયો, તું કહે મુજને ખ્યાત. મારી ચાર તો વહી ગયા, મેં જોયું તારૂં જોર; કેમ કરી તું આવીયો, કહેને મુજને ચોર. કોણ શુકન તુજને મળ્યું,ગ્રહ વાંકા છે તુજ;કે આયુશ આવી રહ્યું,સાચું કહેને મુજ કે તુને હાંકી કાઢીયો તારા માને બાપ કે ઇશ્વર કોપ્યો સહી; પંચે મળીયાં પાપ. ત્યારે વિક્રમ બોલીયો શું તુજમાં છે જોર,કન્યા લાવ્યો છે પારકી, નામ ધરાવો ચોર. ન હોય કરમ તુજ નર તણાં, સાચી કહોને વાત

તુજને હવડાં જીતશું, કરશું તારી ઘાત ત્યેરે દઈતજ બોલીયો,સાંભળ સચાવાણ્
બ્રહ્માનું વરદાનછે,તેણે નવ જાયે પ્રાણ આછે પુત્ર બ્રાહ્મણ તણો,મુજને દીધો શ્રાપ.
બ્રહ્મ રાક્ષસ સૌ અવતરયા કરે બહુ મોટાં પાપ

ચોપાઇ–બ્રહ્મપુત્ર તું સાંભળ વાત આદ્ય ઉત્પત સંભળાવું સાક્ષાત; પીતામારે પુષ્પ માગીયાં, તે મેં આણિ નવ આપીયાં. ત્યારે તે કોપાતુર થયા, પુત્ર ઉપર નાખ્યા ણી દયા, રાક્ષસનિયોની અવતારો, પરનારીને હરતા ફરો. ત્યારે હું તો લાગ્યો પાય એ શ્રાપ ઓશીંગલ થાય; સમુદ્ર બેટમાં તારો વાસ. રાક્ષસ સઘળા તારા દાસ.મુને વસવા આપ્યો આ ઠામ, બ્રહ્મ રાક્ષસ તે મારૂં નામ, અણચીંતવ્યાં મહાકારજ કરૂં, પારકી સ્ત્રી તે માટે હરૂં, મુજને જીતી શકે નહી કોય, આપરૂદે વિચારી જોય; તેલ કઢામાં પેશી નીકળે, સમુદ્ર ઊપર ડગલા ભરે, માટે હું પુછું છું તુને,એક સંદેહપડયો છે મુને; પાણી ઉપર કેમ રહેવાય, દઇત સાથે યુધ કેમજ થાય; કોણે નગર તમારો વાસ; કેમ આવ્યાછો આણી પાસ; તે સાચી જો નવ કહો વાણ. તો હવડાં લઉ તારા પ્રાણ. ત્યારે બોલ્યો વીક્રમવીર, અંતકરણમાં રાખી ધીર;માળવમુખ ઉજેણિગામ વીરજીત વીક્રમ મુજ. ઇંદ્ર સરીખો મારો તાત, પ્રસન્ન સદા છે હરસીધ માત; દુષ્ટ સંગાથ આયુધ ધરૂં, તુજ સાથે બોલું પાધરૂં; ચકરસેન તણી કુમાર,તેમા રૂપછે અપરંપાર; વળી કહું તે સાંભળ વાત, રાક્ષસ લેઇ ગયો શાક્ષાત.તે આપે તો પાછો ફરૂં,નહીતો યુધ અતીશે કરૂં.એવું કહેતાં થયો વીકરાળ, જેવો કરતાંત સરીખો કાળ. એવું કહીને કરી રીશ,ગાળો દીધીછે દશવીશ;તુ તે કયાંનો બળીયો હોય; અહીંથી જીતી નવ કોય. બ્રહ્મા જો આવીને વઢે. મારા મારથી તેતો પડે; શંકર તો નવરાખે શરણ,પરાણે વહેલો પામીશ મરણ.ઇંદ્ર આવીઆયુધ નવધરે, તો બીજો યુધ તે કોણ કરે;જેમઆવે તેમ પાછા જાય,જોકહાવો સત્યવાદી માટે સાંખીએ,નહીતોહવડાં મારીનાખીએ;ઉપર દેઊ પથરનો માર, ફરી નવ આવે આઠાર. વીકરમને ચઢી છે રિશ, મુકયાં બાણ ગણીને વીશ; ત્યારે તેને ચઢયો છે કાળ. વીકરમ ઉપરના નાંખી ફાળ. ચાર કરયાં પોતાનાં રૂપ, ત્યારે કોપ્યો વીકરમ ભુપ; વીકરમે બાણ મુકયાં છે સાઠ ચારે તરફ રૂધિરની વાટ. ફરતાં બાણ મુકયાં જાહરે, રાક્ષસ દુખ પામ્યો તાહરે; વળી વૈતાળ દેછે માર, પેલો રાક્ષસ કરે પ્રહાર ઠામઠામથી દીધી દોટ, રાક્ષસ ઉપર કીધી ચોટ; જો જો રાક્ષસ કીધું કામ, એક રૂપ થયો તે ઠામ જોતામાં વધ્યો છે તેહ, પરવત સરખી કીધી દેહ; વીકરમ બાણ નાખે છે અનેક, કહેવામાં નવ આવે છેક. વીકરમે ત્યાં જોયો લાગ. મુકુ ખડગ કરૂં બે ભાગ એવું કહીને ધાયો ચોધ, અંતઃકરણમાં આણી કરોધ. જેવો ખડગ મુકવાને ગયો ત્યારે દઇત તે વિસ્મે થયો; પોતાનું પલટયું છે રૂપ, થયો છે અજગર આપસ્વરૂપ; એક રૂપે ત્યાં યુધજ કરે,બીજુ રૂપ અજગરનું ધરે; વીકરમ સાંસતો થયોજેટલે

અજગર થઇ આવ્યો તેટલે; રાક્ષસરૂપ નાઠું નીરધાર. પેલો દૈતે કર્યો વિચાર, વૈતાર રાક્ષસ પુંઠે રાજા, દૈત પુંઠ મુકેછે ઘાય, વીકરમ ત્યાં રહયોછે ખરો, પેલા ત્રણુને લાગ્યો એકલો; વીકરમ ધીરજકરે જેટલે અજગરરૂપ આવ્યોતેટલે વીકરમનેગળી ઓ ધનઘોર એટલે ત્યાં પડીયોછે શોર; જીત્યાની તો વાતજ થઇ, તે વૈતાળે સરવે લહી. પાછોવળી આવ્યો તે ઠાર, રાય નદીઠાપડાએ ભારત, દૈતપાસે આવ્યો જેટલે રાજા નવદીઠો તેટલે વૈતાળને પુછયુંવચન કયાંગયો આપણો રાજન; વૈતાળ બીચારો શું કરે ત્યાંય, રાજાને નવદેખે કયાંય, તેણે કરીને; પડીયો શોર, રાજાને કોઈ મળીયો ચોર; કે કોઇએ મારી નાખીયો, કે કોઇએ રાજા રાખીઓ. નહીતર કોઇએ લીધા પ્રાણ, એવું વૈતાળે વીચારયું વાણ; પેલો દઈત કરે વિચાર, વવપામ્યો હું મારી નાર; રાજાતો મારયો આ ઠામ, હવે હું જઇશ કીએગામ; સ્વામી શ્રી કહાવે ગોપાળ, રાજાની કોણલાવે ભાળ; અરે વૈતાળ હવે શું થશે, રાજા તંતો સ્થાનક હસે. હવે આપણે શી કરવી પેર કેમજાશું આપણેઘેર. કોહોને આપણશુંકીજીએ,રાક્ષશ મારી વેર લીજીએ; એવી દૈતતો બોલ્યોવાણ, વઇતાળ કહે હવે લઇશું પ્રાણ. એવુંકહીને ચાલ્યો વૈતાળ; તવરાક્ષશ ગયો પાતાળ વૈતાળતો બધે જોવાફરે; રાજા મુખથી કરે; શરે દૈવ શી થાશેપેર, આ જો દક્ષતે સાધ્યુંવેર; રાજા પાખી ધીક અવતાર, હવે મુજને કોણ આપેઅહાર; હવે મુજને કોણ દેશે માન, જ્યારે ન મળ્યા રાજન; હવે પેર એવી હું કરૂં ન મળે રાય તો નીસ્ચે મરૂં; એવું કહી ચાલ્યો વૈતાળ, ઘણા દૈતનો આણ્યો કાળ;શોધીને થાકયા બેઉ ભુર, એટલે મેર જઇબેઠો સુર; એ વાત અહીંયાંથી રહી રાજાની પછે શી ગત થઈ; રાક્ષસ લઈ ગયો પાતાળ, જાણે એનો આણું કાળ; રાજાના તો ભાગે હાડ, અજગર પોતાની દાબે દાઢ; ત્યારે રાયે ધર્યું ધ્યાન, હરસીધનું છે જેને માન.

દોહરા—આરાસુરી તું અંબીકા; એકલ સ્વરૂપ અભેદ; કોઇએ પાર ન પામતા વાણી વખાણે વેદ; તુળજા તોતળી સીંધવાને, મહામાયા પ્રચંડ. અજાઇ આદ્ય અન્યપુરણા વ્યાપી રહી નવખંડ; દઇત નીપાત્યા દેવીએ, રકમ બીજ રણરોળ.શુભ નીશુભના દલ હણ્યાં, ચામુંડ અરણ ચોળ; અનેક રૂપ ધરો તમો, કોઇ ન પામે પાર, ટાળો સંકટ માહરૂં, ચડજો મારી વાર; મુજ મુવાનું દુખ નથી, બીરદ તમારૂ જાય. ગાંધર્વ વાટ જોઇ રહે, તેની શી ગત થાય; માતા તુજ પરતાપથી, કામ કરયાં કંઇ કરોડ; મેં કષ્ટ સેહેવાતું નથી, માટે અહીંથી છોડ; કોટી કામ આગે કયાં, માટે છે વિશ્વાસ ભ્હારે વેહેલા આવીને, પુરે મારી આશ. સ્તુતી એવી રાજા કરે, ધુણાવે છે શીશ; હવે મરત્યું આવીયું. ત્રાહ ત્રાહ જગદીશ. માત મારી વારે ચડો, કેમ લગાડો વાર; કષ્ટ શેહેવાતું નથી, અજગર ઉદર મોઝાર.

ચોપાઇ—એવી સ્તુતી રાયે કરી, પ્રસન્ન થયાં ત્રિપુરા સુંદરી; મુજ શેવકને

દુખજ દે. એ રાક્ષસ સુખથી કેમ રહે, એવું કહી ચાલીયાં ચામુંડ, કરમાં આયુધ લીધો દંડ; આવ્યાં માત પોતે પાતાળ. ત્યાં નવ દીઠો વીર વઇતાળ;માતએ બોલા-વ્યો વઇતાળ, વીરે હાંક મારી પાતાળ. આવ્યા માતાને નમ્યું, શીશ અજગરપર ચડાવિ રીશ;માતા કહે સાંભળ વઇતાળ, એ અજગરનો આણ્યો કાળ. આ વજ-રદંડ તમે લીજીએ, તે વીકરમને કર દીજીએ;વાયુ રૂપે થઇને જાય, જ્યાં પડ્યા છે વિક્રમરાય, ત્યાં જઇ વજર દંડ આપીએ;મહાસંકટ એનું કાપીએ;રાક્ષસ આવતો જાણે સહિ, વીકરમ વળતો જીવે નહી, મારયા પછે શું કીજીએ; માટે શાનો દંડ દીજીએ;વાયુ રૂપ વઇતાળજ થયો, વજર દંડ તે લઇ ને ગયો; વીકરમ જ્યાં સમરે છે માત ત્યાં જઇને દંડ આપ્યો હાથ. વજર દંડ આવ્યો જેટલે, વીક્રમ આનંદ પામ્યો તેટલે;દંડ તણો દીધોજ પ્રહાર. પેટ ફાટીને તે આવ્યો બહાર. વઇતાળે ત્યાં કીધી ચોટ, દંત તણા ત્યાં ભાગ્યા હોઠ,પછે ખડક કાઢ્યું જેટલે. માં મા કહી વળ-ગ્યો તેટલે,બ્રહ્મહત્યાનું મોટું પાપ;દેવતા મુજને દેશે શ્રાપ. એવું કહી તે લાગ્યો પા ય, તુતો મોટો વિક્રમરાય;સાહસીક મહા દીસો ધીર. વીરજીત વિકરમ તું વીર, જે માગે તે આપુ તુને, જો તું જીવતો મુકે મુને. ત્યારે રાજા પ્રસન્ન થયા; રાક્ષસ ઉપર આવી રયા, છે રાક્ષસ પરબ્રહ્મ કુમાર મળ્યો ભેટયા નાથ લાગી વાર; સાથે લીધો વીર વઇતાળ, રાક્ષસને ગામ ચાલ્યા ભુપાળ. નગરમાંહી આવ્યા જ્યાહરે, રાજા હરખ પામ્યો તાહરે; નગર તણા સહુ નીરખ્યા લોક, ઓચ્છવ વરત્યો ફીટયો શોક; રાજા તો ત્યાં કરે વીચાર, નગર અનોપમ દીસે સાર;જોતાં તો જેવું કઇલાશ રાજાને ઉપન્યો ઉલ્લાસ; બ્રહ્મ વદન ત્યાં જેવું હોય, એવું છે તે નગરજ જોય; કેવો તો છે ઇંદ્રાસન જેવું હોય અશોકજ વન; જુવે તો વાડી ત્યાં ફળી,અઢારભાર રહયાં છે મળી, માન સરોવર જેવું વાર, ખીલ્યાં અંબુજ હારોહાર,એવી રચનાનો નહી પાર, આવ્યા રાક્ષસને દરબાર. જોયો તેના ઘરનો ફેર; બેઠી કન્યા દિઠી તેર તેમણે રાયને દીઠા દ્રષ્ટ; થયું સુખને ફીટયું કષ્ટ. ભલે રાય તમે આવીઆ, મારા મન માંહે ભાવીયાં; રાક્ષસને પુછે છે રાય; આ સરવે કોની કન્યાય. દોહરો—રાક્ષસ વળતો બોલીયો સાંભળ સાચુ રાય; ત્રણ તો કાશી રાયની, દાવોલની બે કન્યાય. કોકમ દેશનો રાજીઓ, તેનિ કન્યા ચાર, રૂપ જોઇ હું લાવ્યોછુ માન તે નીરાધાર ધાર શોરઠ દેશની પણ છે સંભવ તેનો તાત. સવરા મંડપનીઆ રહી, ચક્રસેન જેના તાત; રૂપ જોય હું લાવીયો,એ રાય તણિ કુમાર, પુત્રી કરીને પાળીએ,હઇડે હેત અપાર; માટે તમો એ લીજીએ, આપુ કન્યાદાન, એવું કહયું ત્યાંહ રાખીઓ. વીકરમ પોતે રાજન, ચોરી ચીત્રાવી હેમની, માનની ગાયે ગીત;રાજકન્યાએ સાં-ભળ્યું; વધી અદકી પ્રીત. ઓચ્છવ કેલ્યો અતિ ઘણો, તરીયા તોરણ બાર;ધજાબં-ધાવી પ્રમની, વરત્યો જયજયકાર, ત્યાં દાન અધીકાં થયાં, મળીયા છે બહુ લોક

આનંદ સઉને ઉપન્યો, નહિ કોઇને માન શોક, તે શોભા વખાણુતાં દાતાર આપે લ્હાણ; કરપા મન માને નહી, શોમજ છાંડ પ્રાણ. રાખ્યો ધમ રાજા તણો હરસીધનો પ્રતાપ; એ કીરત શ્રવણે સુણે, જાએ પાંચ પાપ.

ચોપાઈ—ધવળ મંગળને માંડવા જગ, રાક્ષસને ઘેર રચીઓ રંગ; વખાણ કુળની રીત કરી. બેશી મારે કન્યા વરી, રાજા કહે નવ ઝાલુ હાથ; પરણાવોનીજ ખાંડા સાથ,મારૂ ખાંડુ ત્યારે વરે, વચન મારૂ જો મુસ્તક ધરે. જે કહુ તે કરે રૂદીયા સાથ; એવું વચનજ આપે મુજ હાથ; ત્યારે માનુની બોલી વાણ. ધન ધન રાજા ચતુર સુજાણ. એવું કહીને આપ્યું વચન, સાંભળજો વીકરમ રાજન; સત્ય વચન માનજે તું આપ, લોપું તો બ્રહ્મહત્યા પાપ, તમારૂ વાયક મિથ્યા કરૂં, તોમારૂ સહુ સુકીત હરૂ; એવી તેણીએ દીધી વાચ, ત્યારે આપ માન્યું મન સાંચ ઉલટ ભેર તે વીતી રાત,રવી ઉદે થયો પ્રભાત;વિપ્ર વેદીયા મળીયા બહુ,આશીરવાદ ત્યાં આપે સહુ, પરેમ આરોગ્યા કંસાર, મંગળ વરત્યા છે ત્યાં ચાર; વળતો રાક્ષસ આવ્યો ત્યાં સાર, હસ્તી ઘોડાની કીધી હાર; રાજાને આપી સુખપાલ, અલખત અલેખે માલ; કન્યા એકને બીજી બાર.રણ ઉપર થયો અસ્વાર. સાસરવાસો કરોડો તણો, ભરયા માલ હસ્તિપર ઘણો, કરી વધામણી માગી શીખ, વીક્રમમન નહી કોઇની બીક. લીધા માલ ખજાનો દ્રવ્ય, તેડી સ્ત્રીઓ સાથે સર્વ, એમ કરીને ચાલ્યો પંથ; બીક નથી પોતાને મન, પેલા રાક્ષસની આપી નાર, તેણે ધન આપ્યું અપાર.માલ આપીને નામુ શીશ; રાજાને આપી આશીશ. કોટી કલ્યાણ તમારૂં થજો,તારૂ દરીદ્ર દુર થજો; એવું કહી ત્યાં ચાલ્યો રાય, ઉજેણ નગર ભણી તે જાય;માત હરસીધનો પ્રતાપ, આવ્યા રાજા આપોઆપ; પ્રધાન પંડિત સહુ સામા જાય, ઉલટ સહુ લોકોને થાય.શકે રાજા લાવ્યો કઇલાશ, લાવ્યો ઇંદ્ર કેરો અવાસ;સરવે ત્યાં વિમાસણ કરી, રઇયત સઉ જોવા તરવરી મુક્તાફળ વધાવ્યા રાય, રાય સભામાં રાજા જાય; તેડયો ગાંધવને વેગે ઘેર; તે આગળ કહી રાયે પેર. ઓળખી આમાંથી લીજીએ, કકો તે ઉપર દીજીએ; ગાંધર્વ મન કરયો વિચાર, કન્યા તો દીઠી દસબાર. જોતા માંગયુ છે સુખ. અંતકરણમાં પામ્યો દુખ, તેને વાગ્યુ મોહનું બાણ, જાણે તેના હર્યા છે પ્રાણ, જેમ રણે મળ્યો હોય વાઘ, જેમ કરડયો હોય કાળો નાગ;જેમ વંઝાનો પુત્રજ મુઓ, જેમ વ્હાલાનો વાજોગ હુવો. થર થર ધરૂજે તેનિ દેહ, રાજા શું બોલે તેહ.

દોહરા—રાજા ત્યારે બોલીયો, સાંભળ ભાઇ તું વાણ; આણીને હાજર કરી,માટે તજો છો પ્રાણ. તોએ ગાધરવ બોલે નહી નવ સુજે એ વીચાર; મુરછાવળી બોલે નહી, આંખે આંસુની ધાર. મુખથી બોસી નવ શકે કરેછે આપ વીલાપ; આશા ન પોતી મન તણી, પછાડેતન આપ.ચોપાઇ—રાયે સ્હાયા તેના હાથ,કહે ગાંધરવસાચી

વાત; તારા મનતણી જે હોય વાણ,આધશક્તિની તુજને આણ. સુક્રીત પુન્ય જે તારૂં હશે, જુઠુ બોલીશતો સરવે જશે;તું જો જુઠું બોલે આપ, બ્રહ્મહત્યાનું તુજને પાપ. તે માંહે જો આણુ રીશ. તારા સમ તે મારે શીશ; તે ગાંધરવ રોયો સાર, આંખે આવી આંસુની ધાર. હું તો વીચારૂં એવું મન, સાંભળજો વિકરમ રાજન; જે દહાડે મેં તમને કહયું. મેં તો આવડુ કાંઇ નવ લહયું. આવું જાણતતો ત્યાંહું જાત, સરવે આવત મારે હાથ; સતવાદી તો મારૂં નામ, મેં તો કીધુ તારૂં કામ. નવ બોલત તમને તે દન, કયાંથી માલ લાવત રાજન; બાર સ્ત્રીને બીજો બહુ માલ,તેતો ઘેર રાખો ભુપાળ. મુજને એક આપોછો દાસ, હુને કેમ પામુ ઉલાસ, હવે મારો શો કરશો સંચ. બેસારી મુકયો મારો પંચ. હવે વરસ તો પુરૂ થયું,વચન તમારૂં મીથ્યા ગયું; જો મુજને નવ આપો એહ, મારે નીસ્ચે તજવો દેહ. પછે કરો તે કરજો કાલ, મન જાણો તો સઘળું આલ;એવું કહીને ગાંધરવ રહયો, રાજાને મન ઉલટ થયો

દોહરા—રાજાએ સાચુ લહ્યું,માન્યું તેનું વ્રત; માલજ તેને આપીયો, કન્યા સહીત ત્યાં તરત; કૃષ્નારપણ તેને કરયું,ક્ષણુ ન લાગી વાર;તે ઉપર એક આપીઓ નવો મહેલ નીરધાર તે શોભા વખાણનાં,દાતા હરખે મન;કાળ વીકળ ખાઇ પડે, સોમનું દાઝે તન. કહેછે મોહની પુતળી સાંભળ ભોજ તું રાય;એવોજેદાતા હશે, ધરે સીહાસન પાય. એવું કહીને પુતળી આપે ગઇ આકાશ એ કથા પુરણ થઇ, કહે શામળદાસ. શ્રોતા વકતા સમજતા,કહે કવીતા કરજોડ;શામળભટ કહેબોલજો જય જય શ્રી રણછોડ.

## વારતા ૧૯ મી ભાભારામની.

પ્રદુમન નામની ઓગણીસમી પુતળી બોલેછે તે વારતા રાજાભોજ સાંભળેછે.

શ્રી ગણેશાએ નમઃ શ્રી સારદાય નમઃ દોહરા—શ્રી ગણપતી તુજને નમુ,પુજું તારા પાય; વંદુતુજ વરદાયની, પુરણ ગ્રંથ ઘડાય. ભોજરાય ભડભુપ શ્રી કહું ઉલાશી મન; પંચામ્રતથી પુજ્યું, પ્રેમે પદમાસન,પ્રદક્ષણા કરીને પછી,કરયું બેસવા આમ; માં માં બોલી પુતળી, પ્રદુમન જેનું નામ. પગમાં ધરશો પુરપતિ, બેઠે સુખ ન થાય; એ આશન છે ઇંદ્રનું,બેસે વીક્રમરાય; તે સરખો દાતા હશે, પરમારથપર પ્રીત; ગૌબ્રાહ્મણ પોષક સદા; રાજા રામની રીત દુખ હરણને સુખકરણ, તારણને તરનાર; શહોદર પરવારનો, દેવ સમો દાતાર. ચોપાઇ—કહે પુતળી સુણજો રાય, એવા ભુપથી બેસાય; હોય પ્રાક્રમ તુજની માંહ,બેશ નહીતો કર પુજાય. તવ રાજાએ જોડયા હાથ, પ્રેમે બોલ્યો પુતળી સાથ; નીર્મળ કહો રાજાનું નામ. કેવાં કીધાં તેણે કામ કહે મુને તે તો વિસ્તાર, તુજ કૃપાથી પામું પાર; કરૂં પ્રાક્રમ મેલું પ્રાગ, નહીતો નવ બેસું એ જાગ.

દોહરો—પ્રદુમન બોલી પ્રીતથી, શુણજે ભોજ સુજાણ; વરણ અઢારે હું કહું.

વીક્રમચરીત્ર પુરાણુ ઇંદ્ર તણે. સુત અશવત,પ્રતાપવંત પ્રમાણ;રણધીરો શુરોઘણું ચતુર મહા ગુણવાન. સીંધુ માધવી તે ભણ્યો, પર કાયાં પ્રવેશ;અદ્રષ્ટ વીદ્યા આદરે, માલવ દેશ નરેશ, અરણ્યને અવની વીશે;ધરમ વાત પકે ધીર, શાસ્તરે ચાલી સાખ બહુ, વડહથ વિક્રમ વીર. આભ બધુ અભરે ભરયું; રાજસ રૂડો રાય; ચતુર તે ચતુર માસમાં, જુવે પુર ચરચાય. વરણ અઢાર વાસો વસે, પ્રથક પ્રથક પુરવાસ; ફરતાં ફરતાં સરવના, જેતો રાય નીવાસ. પ્રથમ વાસ વીપ્ર તણા, ભુપે જોયા ભેદ; સ્નાન કરી પ્રભાતમાં, વાણી ભણતા વેદ અરઘ આપે કો અરૂણને, નામે શાળીંગ્રામ; કો વીષ્ણુ પુજા કરે કોઇ શીવનું લેઈ નામ.બીજે પહોરે અન્ન જમી, અંદર ધોવા માટ; સરોવર તીરે જાય કો, કોઇ નદી ને ઘાટ, ભોજન કરવા જાય કો, કો બાજીની વાત; લક્ષણ ઝાઝુ લોભનું, રખડે જઈ તે માટ. લેશ દુખ કોને નથી, સુરસાગર ભરપુર; વિપ્રો સરવે જોઇને, અધીપતી હરખે ઉર. પછી વાસ વહેવારીયા, પેખે આપ હજાર; રળતા લેખણ લોહીને, ખેંચે ભારે ભાર. ફુંદાળો ખુંદો નહીં, એઠો રહે ઠર ઠામ; શાહના જે સહુકો કહે, જોડે ઝાઝાં દામ, ઓછું દેવા આગળો લેવા અદકો લાભ; માલ કાઢે મોં માગતાં,ઓંડલ વાળે આભ. દહાડી દેવું દાખવે, હીસાબ ગણવો નીત; વરતે મોટો જન મળી, રહે દાસની રીત. થોડે કામે ગમ બહુ, કરે ગાંઠ બહુ કોક; મીથ્યા મોં કુટે ઘણું, કરે ફજેતા ફોક. ધસે નહી તે ગુણ વીના, શહેજે ગાડાં તોલ, કાઢીને લે કાળજું,મીઠા બોલા બોલ; વણજે ઘણેરો વાણીયો, વીદ્યામાં વિશેશ, વસે નહી જ્યાં વાણીયો, જાણો ઉજડ દેશ.સોની નીરખ્યા શહેરના, ઘડે ઘરેણાં ઘાટ; તસ્કર તે શમ કો નથી, મન માન્યું લે માટ; ગણે પાપ તે નવ કદી, સ્નેહ કરી કો સાથ; શોનાનું સુનું કરે, તે આપે હાથ ખાય ખમે જ્યાં જેટલું, તેનો નહી ત્યાં તોલ; આપ ઘેર અલેખે જડે, ઉત્તમ જેહ અમોલ. કંસારા જેયા પછી, ત્રાંબા કેરા તોલ; નવાં કરે જુનાં તણાં, મોં માગ્યું લે મુલ કરે ઉજળા ઓપીને, લાભ સવાયા ખાય, વેચે બેઠા મંદિરે, ગરજુ લેવા જાય. દરજી જોયા તે પછી,કપડે મેલે કાપ; હરે વસ્ત્ર તે વિશ્વનાં, હુંપદ રાખે આપ. મોટમ માને મન ઘણી; જાણે અકલ શાહ, ગજે તસુ જો નવ મલે,ઉદરે ઉઠે દાહ; હજામ જોયા તે પછી; જગત અનીતી જાત. એક અધીકી પાંસળી,ચસ્કી કેરી ખ્યાત.અણબોલ્યો ક્ષણ નવ રહે; ત્રણ વાતે માહેર;અણદીઠી અણસાંભળી,સેહેજ કરે જાહેર મન ની મેહેનત નવ કરે, કરે પરાણે પ્રીત; વાત રહે નહી પેટમાં નાઇ તણી એ રીત.

ચોપાઈ—દેતા નામ ન આવે પાર, એવા જોયા વરણ અઢાર; જોતો જોતો રાજા જાય, મગનથાતો મનમાંય,કણબી લોકો ખેતીકાર,ધરણીપત હઇયામાંતીર, પ્રીતિથી જોયા તે લોક, કાયા દુખ વેઠે છે ફોક.કણબી કેરા જોતાં પાર,રાએ દીઠી વેઠ અપાર; પરસાડા પુંઠ છે ઠામ, ભલે એક ત્યાં ભાભારામ; બહુ ધારી સારૂ વસ્ત્રસુત્ર, પરોઢા

પાંશ પ્રતાપી પુત્ર; હળ નાજા લખેતાને હાડ ઊદયો શુભ પરવાડ, વાંચ વરીરેણી જાહરે, સુતાં ઉઠયાં સઊ તાહરે; ગોબર કાહાડયાં છોડી બેલ, પેરશન માટે ચાલ્યો પેહેલ. જોડી હળને જુગતે જાય, પાછળ ચાલ્યો વિકરમ રાય; વ્રક્ષ તળે કીધો નો માળ, ભાભો આવ્યો ત્યાં તત્કાળ.શેઠે આવ્યો પાછો જાય,પલક નવ અટકાવે પાય; કરી એકઠાં બહુ કંટાળ કરી વાડ રાખે સંભાળ. ભરે જાંખરાં જટીયાં માંહ,જીવ જંતનો ડર નવ ખાયે;ફરે થોર ખરસાણિ માંહ,લદબદ તેની દુધે કાય.મેઘ વરસતો ધુજે હાડ.પ્રીતે ભાભો ચોઢે વાડ;સુરો નર તો હારી જાય, કણબીને નવ લેખામાંય. ઘાસ ધાનથી ખેતર પુર,જોઇ ઘણો હરખાએ ઊર:સાંજ પડીને કરી વિચાર,વીણવા માંડી પોતે ચાર ભારો બાંધી મેલ્યો શીર,ચોપે લ્યો બાવન વીર; પાંચ ઘડી નિશા થઈ જાર.આવી પોચ્યો ઘર મોઝાર.મુકી ઠામ;પરોણો રાશ,પ્રેમે પીધાં ભડકુ છાશ; થોડીવાર કરી વિશ્રામ, પછી ગયો સુવાને ઠામ.રળવું ઝાઝું થોડો અહાર,રાયે દિઠું દુખ અપાર;એવું દુખ ન વેઠે કોય, ધનધન કણબી તુજને હોય; એકે દિન એકાંતે કામ, રાયે તેડયો ભાભોરામ; ઘણા દુખીયા છોજી તમે, દુખ તમારૂ દીઠું અમે; એ દુઃખનો આણું પાર,હું તુજને આપું ભંડાર.મન ગમતો માગી લ્યો કાથ, સારીશું અમે તમારો અરથ; તમ દુખેદુખી મુજકાય, દુખ તમારૂં નવ જેવાય. માટે ચિત ધરીને આશ, પ્રિતે માગો મારી પાસ. દોહરા:—ભાભો કહે તું કોણ છે આવ્યો દેવા કાજ; દુખી કહેતાં તું મને,આણ રૂદેમાં લાજ; સમરથ કો સરજયો નથી. શ્રષ્ટીમાં બ્રહ્માય; કણબીને આપી શકે, ફેલ કરો છો કાંય. રીસ કરી બોલ્યો પછી, ત્યા તો ભાભોરામ; સમખાઇ સાળેં કહો.કોણ તમારૂં નામ પ્રધાન રાજા પાટવી; પટલ તલાટી થાય; ગામ શેઠને ગરાશીયા, મારૂં આપ્યું ખાય. રાજ રામનું જાહેર, કર ના ભરતું કોય; કણબી ત્યારે પોખતા, ભિક્ષુક બ્રાહ્મણ હોય. ચારણ બ્રાહ્મણ ભાટ તે મનમાં આણી કોડ;આ કરતા અમતણી.કણબી પાછળકોડ. કલ્પવ્રક્ષ સરખો કરયો કીરતારે જુગમાંય, કણબી ને ધોરી થકી, સુખ ભોગવે રાય.તમો કોણ છો તે કહો, મનકુ ખોલી વરત;શીવ પ્રતિજ્ઞા સત્યેકહે,કોણ તમારી જાત.હું સેવકહરસીદ્ધનો,દેવ વિપ્રને દાસ;પ્રજા તણો પ્રતિપાળને, પુર અવંતી વાપ. માગણનો દાતા અમો, પરદુખ ભંજન નામ, અરિગંજ સજ્જન અમો,વિક્રમજીત મુજ નામ. નગર નિહાળુ હેતથી, વરણ અઢારે વાસ; જેતો જેતો પ્રીતથી, હું આવ્યો તમ પાસ. દુખ દીઠું તમ દેહનું, અથાક તમોને કષ્ટ; પ્રૌઢી પીડા તમ તણી; દીઠી દ્રષ્ટે દ્રષ્ટ માલ નહી મેહેનત ઘણી, ચેત નહી કોજાગ; તે સઘળું દીઠુ અમો જે જોઇએ તે માગ; રખે ઊણમ રાખીશમાં, લેખ ન ધરશો લાજ; કોડ પોચાડુ તમ તણા, કહે અમ સરખુ કાજ, બરત અમારે એટલું, પરદુખભંજન દેહ દેહ; માટે માગો મુજ કને મનમાં આણી નેહ.

ચોપાઇ–કહે કણુબી સાંભળ રાજન, દેવરૂપ સરખુ તનમન;વારૂ નીજીવ રણુ અઢાર, તે સઘળા માને અમ પાડ, મહેનત થોડી મુલ વિશેક;સુખદુખ જોવું રાખી નેક; ત્રણશે સાઠ દીવસ જવ જાય; વરસ એક ત્યાં પુરૂ થાય. તેમ બેઘડી એક ન સુખ; દાવાતળ કણુબીને દુખ. મહા કષ્ટે અન પેદા થાય.વરણ અઢારે વેહેંચી ખાય કણબીને બીજો બદલસાર, તે ઉપાડે ભોમીભાર; ક્ષત્રિ એક ને તુરી જાય, કરે દેશ ભક્ષણ નિરવાણ; બ્રાહ્મણ ને બીજો જે ભાટ,દાન નેહ લેવાને માટ;તળશીને પીપળ જે નામ, એ એધાણ આણે ઠામ; વણીક જે વેપારી નામ, લોંકપણે કરતો તે કામ; માલણ બીજી ગુણકા નાર, દ્રવ્યતણી તેતો હરનાર. એક સુર્યને બીજો ચંદ્ર અજ વાળુ આપે છે ઇંદ્રિ; ધરા એકને બીજો મેહ, સકળ વસ્ત ઉપજાવે નેહ. એકનરમદા બીજી ગંગ,પાવન કરતી જગનાં અંગ:એક અન્ન નેબીજું નીર,સર્વ તથાએથીજ શરીર. એક જુગનાં ફળ સાર. સુંદરો મોચીને સુંથાર, ભાગ તેહતો પામે પાર; કુંભાર ધોબી વાંદરસાર, ભાગ વીસલેછે નીરધાર;ગરાશીયા તલાટીનેહ,ત્રીજે ભાગે દેસાઇ દેહ; સતવાદી હાકેમ જે વરદ્ધ, ઘેર બેઠો તે પામે અરથ; એવી રીતે વર્ણ અઢાર, રહે કણબી કેરો આધાર; કણબીને કોની નહી આશ માગે ઇશ્વરકેરી પાસ

કોળી ભાગે તારે ચોર, હાકેમ ભાવે વાળે ઢોર; વણીકને દેવાળુ સેહેલ, બ્રાહ્મણ નાખે છે ટેલ દેશાઇ ભાગે બાંધે દાવ. બીજા રાખે ભીક્ષા ભાવ; ગરાંશી તે પાડ વાટ, ભમતો ફરશે નિશ્ચે; કણુબી ભાગ્યો થાય મજુર. ધરે હાથ નહી તેહ જરૂર; કદાચ હાકેમ આપે ઠામ, તેનો તેહ વસાવે ગામ; ઇશ્વર આગળ જોડી હાથ, બોલુ સત્ય તમારી સાથ; મહાપત માનો સાચો મરમ, કહુછુ કણુબી કેરાં કરમ. આદ્ય પર્વતતો અખાત્રીજ, ખાંધે હળને ખોળે બીજ; જોડી ગાડું ખેતર જાય, ખાતર લઇને નાંખે ત્યાંય. ખુલ્લે અંગે તડકો સહે. ભાર અલેખે માથે વહે,ઓઢણમાં પણ ન પટકુળ, ખડે ખોભા કાઢે મુળ, અદકી રાખે મનમાં આશ, એવે તો આવે જેઠ માસ; લાકડ લુકડ આપી સાર, હળ પંજેટી કરે તૈયાર;લઇ કોશ કોદાળો હાથ હળ બળદને રાખી સાથ; ઊડે પાછલી થાએ રાત, ખેતરમાં જાએ પ્રભાત.વણીકને ઊપજાવે રીજ, ઘર આણીને જોશે બીજ; વરશે બહુ અશાડો મેહ. ધ્રુજે ગાત્ર ઉઘાડી દેહ. પુંજી તેનો પૃથવી માંય, વાડ તણી તે જે રક્ષાય; ખરસાણી બાવળ કંટાળ કરી વાડ રાખે સંભાળ; થોડો વરશે જુવેવાટ, ઝાઝો વરસે તો ઉચાટ;હવે આવી યો શ્રાવણ માસ, નેંદવાની કરસે મન આશ, નરનારી ભગની ને ભ્રાત. વેહેતેમાથે વરસાત; ભીનાં વસ્ત્રને ચુવે દેહ, ઘેર આવીને સુવે તેહ. ભાદરવા કેરી કહું પેર; ઘડી એકના રહેવું ઘેર, ગોફણ ગુંથે ગોળા સાર, ખેતર માળો કરવો ઠાર. હાંકાં હોકારે હોકાર, છાનો નહી રહે લગાર; ઘરસુત્ર સામુ નવ જોવાય, સુવે શીયાળે ખેતર માંય. કાચું કોરૂં પેહેલું ખાય, રાંધ્યું અન્ન નારી લઈ જાય; કારતક જાએ

એવી પેર, હાકેમ તેડુ આવેઘેર; આણુ ફેરવે દાંડી દીશ, થઇ બેસે ખેતરનો ધીશ: એવે આવે ખાતાદાર, તે હઇડુ ઘાલે નીરધાર, જુઓ કરમ વિધાતા આંક, થઇ બેઠો કણબી તે રાંક; એવું દુખ બીજાને હોય, રે વિક્રમ વિચારી જોય. રાંખે પુર વીચારે મન, સુભાએેગ તો પાકે અન્ન; કુડા ભુંડા હોએ કોકજનાર, વાવે બાવીસ ઉગે રાબ નીચી દ્રષ્ટી નીચો પાસ પડે કદીતો થાએ નાશ, કરજે કાહાડે ઘરમાં ખાય; ખેતર સામુ નવ જોવાય. મહા માસનો આવ્યો લાગ, કણકેરા કરશે બેભાગ અરધ ભાગ હરશે હાકમ, અરધ ભાગમાં લોક તમામ. પ્રથમ બીજવાળો લઇ જાય, વળતી બ્રાહ્મણ પેદા થાય; ચારણ આવી ઉભો જ્યાંહ, નાપીક દરપણ લાવ્યો ત્યાંહ; સુતાર સઉની થાએ વાત, ભલો કહિને આવે ભાટ; જેને ભીક્ષાની ઈચ્છાય, આવી હાથ પસારે ત્યાંહ. જેણે શાંચ્ચી બળને બીજ. તેપણ આવ્યાંઆણા રીજ; લુટાવતા રૂહે એવી પેર; આવ્યા કણબી કેરે ઘેર તેની માંય તગાવી સાચ. પહેલ પણ જોઇએ લાંચ; ફાગણમાસે રૂત વસત, દહાડે પણ દુખ અનંત, કુવે દાવ દે કોસે વરત, કણબાં બળદને આવે મરદ ઝાડબીડ જાળવવા રહે; ચઇતર તડકો અંગે સહે, તડકા સાથે સૌ વહેવાર, પેટ ભરી નવ પામે અહાર; ખાય છાશનેર્ચાનો ગરથ, હાકેમ વેરો સમરથ; સુખી થવાને ચઉટે જાય મારીને વેંડે લઇ જાય; સામુ બોલે મારે માર, અણતોલ્યો ઉપાડે ભાર. કણબી દુખ તણો નહી પાર, ધરતીનો પણ અમારર ભાર; વિકરમરાય ન કરશો રીસ, કહુંછું પાય નમારી શીશ. ઝાઝાં ઘર કણબીનાં સાર. સો મુજ કુટુંબ તણા નીરધાર; એક શહસ્ત્ર મણ પકવે ધાન અડધું મહીપત કેરૂં માન, હાથી ઘોડા લશકર તુજ, જીવે અન ખાઇને મુજ; તો મુજને, તું આપીશ શુંય, સાચે સાચુ કહુછું હુંય, સરવે કેરો હુંછું રાય, મુજવડે સઉ કોઇ પળાય; પરદુખભંજન તારૂનામ, કરો લાખ બીજાનાં કામ. અમ કેરૂં જો ભાગો દુખ, મુકો ભાગ તો મીટે ભુખ; ખેતીમાં નવ માગે પીડ, એવો રાજકોનવ દીઠ. કણબીકો શું હોડે હાથ, ઘડયો નથી એવો કો નાથ; પુંજી જાએ થાયઅથાગ, તોય કણબી ના હોડે હાથ; માટે કરમલખ્યું તે થાય, મારી તો માગે બલાય;ભાભો બોલ્યો એવો ભેદ,રાયને મન લાગ્યો ખેદ. છપ્પો—પટલ પાસ પાતશાહ,આપ જઇને કર ઓડે; પટલ પાસ પંડીત, જાચવા જઇ જશ જોડે,પટલ પાસ સઉ ગરાસ, માન મુકીને માગે; પટલ પાસ લખપતી,લાલચે પાએ લાગે. આપે છે પટલ પસાયતાં,જગ જીવાડણ જાણીયા, પાદશાહ વધે નહી પટલથી વખાણીયે શા વાણીયા.

દોહરા—વિચારી વિક્રમ કહે,કહ્યું સત્ય એ કામ; મનુશ દેહ મારો ગયો,ધનધન ભાભારામ. સૌથી શીરોમણ છો તમ,મોટમ કીધી મેહ; રીશ ધરો નવ મનવિશે, તો કહુ તુજને તેહ. કહે ભાભો સુણ રાયજી અહિંઆં છે એકાંત; રિશ કરે કુપે પડે ભાગે મનની ભરાંત. અવગુણ હોય અમતણા, તે કહો આણે દીશ,પ્રતિ ઉત્તરતેના

કરૂ, તો ના ધરશો રીશ. ચોપાઇ–બોલ્યો નરપત તેણે ઠામ,સાંભળ રૂડા ભાભારામ કણુબીની ઉતપત કે કેણુ, પુરાણુમાં નવ જડશે મુળ. માટે ઉતર કેમ કહેવાય. એ સંદેહ મારા મનમાંહ; ઉતમ કુળનુ નહી એ કામ, માટે નીચ તમારૂ નામ. માઠું છે તમ કુળનુ કાજ, કહે કેમ ના આવે લાજ; બ્રાહ્મણુ ક્ષત્રી વઇસ્ય વરણુ, તેતણાંરૂડાં આચરણુ, ઉતમ તેહ તણાં છે કરમ, આપ આપનો પાળે ધરમ; ઉતમ કુળમા મોટા અન્યાય, બીજી વાર પરણે કન્યાય. કહે નાતરૂ તેનું નામ, બુડવા કેરૂ એ છે કામ; સઘળા સદગુણુ તમમાં હોય, તો એ મોટો અવગુણુ શોય કરો પાપ એવં પ્રચંડ, લેખે તેનો અરધો દંડ; પ્રતી ઉતર એનો કહો આજ, લેશમાત્ર ન ધરશો લાજ.

દોહરો–ભાભો કહે સુણ રાયજી, ભલી ઊઠી મન ભરાંત; સંદેહ ભાગુ મન તણે ચીતમા થજા શાંત ઊત્પન્ન કહુ કણુબી તણી; કહું કુળનિ રીત; ઊંચની ચ સરવે કહુ મનમાં આણી પ્રીત. ગુણ હોય તે મન ધરો, અવગુણુ રાખી સાથ; ભાભો કહુ ભાગુ અમો, સંદેહ જે મન સાથ. શીવ શક્તિ સંયોગથી, થયો ઇંદ્રિ ત્યાં એક, રચના બ્રહ્માંડે કરી, ઝાઝો વિવેક. ઊત્પન્ન કરવા પાળ-ના સંહારે તે કામ; નારી ઊપજાવી પછી, એક વીધાતા નામ; બ્રહ્મા કહે કેમ જીવશે માનવ જાત અનેક; સકળ બીજ પેદા કરયાં, કીધો માણુસ એક. કણુવાવી પાંખે સહુ, સોંપ્યું એને કામ; પુરણુ હેતે આપીએ, અધીપતી અડીયુ અન. ભાર અઢાર-નાં પછી, કરયા બીજ તે કામ; એની મેળે તે ઊગે,ત્યાં નહી કણુબી કામ કહે વી-ધાતા જગપતી, એહ આપણો અંશ;કણુને કણુબી જ્યાં લગી ત્યાં લગી સરષ્ટી વં-શ, કણુબી વણુ ચાલે નહિ, જીવે જન સોય; કણુ ઊપજાવી નવ શકે, કણુબીવણુ નર કોય. વિચારયું વિશ્વંભરે, કણુના કીધા લોક;સરષ્ટી કણુબીથી થઇ, બાકી સર વે ફોક. કદાપીને જો કણુજશે, તે કણુબીકુળ જાય; ત્યારે સરૂષ્ટી તોપછી,જીવેકોણુ ઉપાય, ચાલે બીજા સઉવીના, અટકયું ન રહે કામ; કણુબી વણુ ચાલે નહીં, ઠરે નહિ કો ઠામ. સ્વામી સ્વર્ગ ગયાપછી અવર કરે કો આપ; તેથી વંશવધારશે, ભે-દી ન શકે પાપ, ઉત્તમ વરણુ આદિનું થાશે અલ્પાયુષ, તે કાંઇ જાશેનહીં, કણુબી કેરો વંશ. સરવે પેલાં અવતર્યાં; સઉની પુઠેજાય; ભાવ્યો સઉના મનવીષે, ભાભો તે કહેવાય, ભાભો કહેછે સુજને મનથી પ્રગટયો માન; ભાભો તે ભોમી પરે, મહી પત સરખો જાણુ નાતબાહાર અમમા નહિ, ઉંચ નીચના હોય; ચઉદચ્યારમાં પણુ નહી જુગઆદથી જોય. કુળહીણુ કોઇ નહી ઠેકાણુ ઠામ. મહીપત સરખા માનદે, તેથી મોટું નામ. ક્રોડ જન કણુબી પુઠે, દેવ સરીખા સોય; રાજાપાછળ કો નહી, આપ વિચારી જોય, અમને વરણુાગી નહી કાયર નહી સુર; કષ્ટ સહે કાયે ઘણુ, પરમારથમાં પુર; બીજી વરણુ જે જગતમાં, આપ રળેલું ખાય; કણુબી મેહેનત જે કરે, બારેવાટ જાય. વીશ્વપતીથી હળપતી, છત્રપતીની જોડ તે પણુ ડાહયો દીલ

થકી, ઉભો રહે કરજોડ, મહેણુ દિધુ મહિપને, ઉત્તર દીધો આજ;કુળ વાધે કણબી તણુ, કરે નાતરાં કાજ; કહે ભાભો સુણ સુણ મહીપતી, વીવેકી,વીક્રમ વરસ;કણ પાપ જજે કરે. તે રાજાને અરધ. ભોમી ઉપર જેટલો અમલ કરોછો આપ; લોકો શીરપર તેટલું, કણબી કેરૂ પાપ, નીમેષ માત્ર અમને નહી; જાય અધીકું પુન્ય; યજ્ઞ કરીને વળી, ગાંઠે બાંધીએ પુન્ય. ચોપાઇ–ભાભા કેરાં સુણી વચન;પ્રસન થયુ રાજાનું મન, મન કેરો ભાગો સંદેહ, પુરણ પ્રેમે જણાવ્યો નેહ; એક તમો દીસો વરધ, બીજુ રળી આપોછો અરધ; બીજુ મન ભાગ્યો સંદેહ. ચોથુ નારાયણપર નેહ. માટે મુજ આપ્યાનું મન. સંકટ તજ કાપુ આ દન; માગો કાંઇ અમારી પાસ સંતોખી મોકલીએ ત્રાસ. બોલ્યો ભાભો મન હુલાસ; મહીપત આપ તણોછે દાસ; વરસ થયાં પંચાણું મુજ હાવાં શું હું જાચુ તુજ; પાંચ પુત્ર પ્રઢિઢાપરીવાર, ખાવા પીવા અપરંપાર; સરવે સુખ તમારે પુન્ય, નથી મારે કાંઇપણ ન્યુન;હજુ રળવાની મુજ શીદને આશા રાખુ તુજ; હઠ કરે છે સાર, ભાભાને કહે વારંવાર; મેં તારી જોય ચરચાય; બરદ મારૂ મીથ્યા જાય, માટે મન માને તે માગ. તારા મનની ભુખજ ભાગ, તવ ભાભાએ જોડયા હાથ, બોલ્યો રાજા વિકરમ સાથ,ધરેનહી ઉદક અવતાર, કરે શીવ પુજા નીરધાર. મુકતીના બીજા બહુ ઠામ, ગારે મુખ્ય પતિનું કામ; મુક્ષીત ચાર પદારથ જેહ, શીવપુજાથી મોટી તેહ. પરીબ્રહ્મ પ્રિતે પુજાય પુરણ તેજમાં જઇ ભળાય; ટળે કર્મ બંધનમાં પાપ, એ પદવી દરશાવો આપ અંત તણુ મન સોંપો સુખ, તે વણ નવ મુજ ભાગે દુખ; હાથી ઘોડા ગરથ ભંડાર, ધર સુત્ર પરીવાર; એમ સઉ ઝાકળ કેરૂ નિર, મનનો ટીડો જાય શરીર એ સુખડુ વહી જાએ જેમ, પાણીનો પરપોટો તેમ. વળી ઘાસહે તાપણુ જેમ,ભવ સુખ માની લેવું તેમ; રસવીણ જેવી હોય કથાય. ભવ સુખ તેવું મુજ મનમાંય જીવત કેરૂ શીવજ થાય, બીજી ફેરો નવ જન માય; એ આપવા સમરથ જેહ, તે આગળ નમાનું દેહ; એમ બોલ મુણિ રાજાય.ઉભો મનમાં અચરજ થાય, ભાભો ભોળો જાણ્યો મેં પુન્યવંત દીસે છે એ દુખભંજન મેં કીધા ઘાટ. ભાભાએ ઉઠાડી વાટ; ઓશીંગળ થાઉં શીપેર, શું મોઢુ લઇ જાઉ ઘેર,વીસ્મય થઇ કરતો મનતોલ અરધ ઘડી રહયો અણબોલ; કાંઇ વાત ન સુજે દ્રષ્ટ રાજાને મન અદકુ કષ્ટ; કહે ભાભો શી ચીંતા નાથ, નથી વેણજ દીધુ મુજ હાથ. શી ચીંતા ધરવી મુજસાથ, આપનાર મોટો શ્રીનાથ. આપણે સૌ ભીખારી લોક, મોટમ મન કરવી તે ફોક; દુનિયામાં એકજ દાતાર. આપણ સરવે માગણ હાર, રાખે ખરખરો આણે માટ, પ્રથ્વીપત લો મંદીરવાટ; જે કોઇ કહાવે જાચક જન, તેને જઇને આપો અન.જેને હોયે ધનનો અરથ. તેને જઇને આપો ચર્થ; કો આગળ થઇને નિશ્વસ્વ,તેને દો હાથીને અસ્વ. કામ પીડ કો આવે દ્વાર તો તેને પરણાવો નાર. બ્રાહ્મણ કો આવે

કરજોડ ભીક્ષા દઇને પુરો કોડ.ઘરના જાચક પ્રુજની દાસ,પસાયતાં દઇ પુરો આશ લેણું અક્ષય દાનજ નામ, જુગે જુગ આવે તે કામ.વણીક જનની પુરો આશ, વેરો નવ લેશો તે પાસ. દુખિયા બંધ કો આવે પાસ તાતને તમ કરજો દાસ. કણબી તો નવ કરશે આશ, માગશે નહીજ તમારી પાસ; ઘેંશ છાશ ભડકુ કો દન,નવે નીધ-માને તે મન. બહુ બાળને નિરોગી દેહ,કરોડ પતીથી અદકો તેહ;થોડે લોભે ખેતો ભાર, તો શોગ્યાનો વ્હેવાર. જે આપો તે ખુટયા જાય, માગે મારી તો બલાય; ઈ-સ્વર પાસ માગુ નેટ, ગર્ભવાસ નવી જનની પેટ, તમથીજ અપાગે કગામ; રીસ કરો તો મારા સમ;પ્રથ્વીપતછો મોટા રાય, મહીપત તમ મોટો મહીમાય, આગળ રાજ થયાં કંઇ કરોડ;કોઇ નહીં વાતે તમ જોડ.દેવાંશી નર તું તો દેવ,રઇયત રોજ બજાવે શેવ. ધન્ય ધન્ય તે તો તું કાય. ધન્ય ધન્ય છે માત પિતાય; રૈયત જેની દુખી ન કોય, એવા રાજા કો નવ હોય,ચીરંજીવી જીવો કંઇ કાળ પ્રથ્વીપત પ્ર-જાપ્રતિપાળ;જાઓ ઘેરે કરો શુભ કામ,રીઝી બોલ્યો ભાભારામ.

દોહરા—રીઝયો રાજા મન ઘણું,શુભ સાંભળ્યા બોલ; સ્વર્ગ તણું તે સુખ કરયુ એ પછી અણતોલ ગમતું જો ગોવિંદને હું પોચાડું ઠેઠ; મુકિતમાં મુકું તને,ફરી ન આવે પેટ. ઇચ્છા હોય મન વિશે રહો અમારે ધામ, રામ પ્રતાપે તુજને,ભેટાડુ પ-રિબ્રહ્મ. વિક્રમ કરીને વાયદો,આવ્યા હેને ઘેર; મન વિચારે મહિપતિ,શી હવે કર-વી પેર. અન્ન જળ નિંદ્રા તજી, તજી સેજ સુખ ધામ, એક વાત ન ઉકલે, કેમ થશે એ કામ. વીતિ વાત વિચારમાં જડે નહી કાંઇ જાગ; પંડીત તેડયા પ્રોઢમાં, પ્રીતે લાગ્યો પાય; નિરણય કોહો એને તેમને;ગુણ મય વિદ્યા પુર;જુવો વાત વેદાં-તમાં સર્વ શાસ્ત્રના સુર.ધરમ શાસ્ત્ર ધ્યાને કરી,ખોળો મહીમા શુભ; મુક્તિ મારગ દાખવો,પ્રીત કરી પ્રતિકુળ. કો કહે મુક્તિ ધ્યાનમાં, કો કહે જપ તપ વ્રત; કો કહે દાનેયજ્ઞમાં મંતરે તાતણે તરત.કો કહે પુજ્ય ઈશને,નાહે નિર નરમદ;કો કહે સાધે સાંચમાં, એમ લહે અનહદ. નર કહે એવું ઘણું બહુ ઠામો ઠામ; દઇવત હોય જે સરવનું એક તણું નહિ કામ

ચોપાઇ—ડાહ્યા પંડીત બોલ્યા એમ, રાજા સંગ ધરીને પ્રેમ; કોટી લક્ષ છે બ્રહ્મ સ્વરૂપ ભેદ ન પામ્યા બ્રહ્મા ભુપ.બ્રહ્મા વીષ્ણુ રૂદ્રજ ત્રણ,સેવ્ય કરીને શરણા શરણ; અકળ રૂપ તેણે નવ લહ્યાં, અમથી તે કેમ જાએ કહ્યાં. કહ્યાં રૂપ કુણ ધામે હોય ભારે ભુતળ પ્રથ્વી માંય; વળતી ઇશ્વર બોલ્યા એમ, ત્રીગુણ રૂપ ધરીને પ્રેમ;ઠામે ઠામે મારો વાસ; શોધી લેશે મારો દાસ;ક્ષણું માંહી નહી ઠાલો ઠામ,સઘળે વ્યાપીક રૂપ રામ; કદાપી જો સોધી જોય, પ્રગટ ઠામ દેખાડું સોય; તમ આગળ તે કહુછું સાર; રજ તેમાં નહી અંતર ભાર. સાંભળજો વીક્રમ મહારાજ, તમ આગળ માંડી કહું આજ; વારણ વરણી માનવ જેહ, બ્રાહ્મણ નારાયણનો દેહ.માણુ જાત પશુની

થાય,તેમાં મારૂં રૂપજ ગાય સરવે ધાટછે નીરમળ સાર, સોવારણ તે તારૂ રૂપ, ધાર વનસ્પતી જેભાર અઢાર,તુળશી તે મારો અવતાર;પંદર તથીઓ વારૂ રૂપ, અગી-યારશ તે મુજ સ્વરૂપ. સાત વાર સારા સુજાણ, તેમાં વાર રવી પ્રમાણુ; સતાવીશ નક્ષત્રો નામ,તેમાં પુષ્પજ મારૂં નામ,ઘણી રીતનાં બીજાંવ્રત,ઉત્તમછે સુજ નામીક વ્રત.વળી યોગ સતાવીશ જેહ,વતીપાતતો મારો દેહ; સપ્ત સમુદ્ર માંહે શીર,જાણો તેના મુજ શરીર. અડસઠ તીરથ તણો જે લાગ,તેમાં પ્યારૂ મુજ પ્રયાગ પુન્ય અને પરમારથ કામ,કોટીદીક મેં ધરીયાં નામ;ત્રણા કુણ રહેવાના ગીત ઉપર મુજ પ્રીત અનેક બીજાં નિરનવાણુ, ગંગાજળ તે મારો પ્રાણુ; સાવ મુકિત ઉપર નેહ,તોપણ મથુરા મારી દેહ. ચાર વેદના નિર્મળ નામ,મુજ રૂપ તો સુંદર સ્યામ;બાવન અક્ષર જાણ સાર, ઓમકાર તે હું નિરધાર; અને ઉપસાગર છે જેહ. તેમાં તત્વજ મારો દેહ, પીંગળ શાસ્ત્ર ગ્રંથ અનેક, સઉથી મારૂં તેજ વીશેક;જ્યોતીરલીંગ દ્વાદશ સોય, વીશ્વનાથ મારી દેહ જોય,ચાર કોટી પ્રથ્વીસાર,ઉતમ તે કાશી નીરધાર અનેક બીજા જન અપાર,મુજને વ્હાલો છે દાતાર;સરવે મીથ્યા જાણે દેહ સાચો મારી ભક્તિ દેહ. છપ્પો–દવાનળમાં દેહ, પડે અગ્નિની આંચે; પડ્યો પાણીનો પુર ચડે વેરીની ચાંચે. પાય કોઇ વીખપાન; શસ્ત્રમારે બહુ શીશે; સેજે કરડે સાપ રૂધી કોઈ રીઝે, જોરાવર જુલમી જુલમથી,ચીર્પાચે તોડે ચામજી;કવી સામળ કહે એવે સમે,રક્ષણ કરતા રામજી.

દોહરા–મન વીચારયું મહીપતી,એ લખ કોટી કામ;મુક્તિ મારગ એક જે તેનું તે શું નામ. થયો આકળો મહીપતી, મુકયો મુખ નીશ્વાસ;આદ્યશક્તિ હરસીધજે, ગયો તેહની પાસ.એકાંતે આસન કરયું રાયે ધરીયું ધ્યાન;પ્રગટ થઇ પરી બ્રાહ્મણી, મહીપત દીધું માન,ત્રીપુરારી તુતોતળા,કલ્યાણી ૮ર કાંઇ ચામુંડા તું અંબિકા,વી શ્વપતી વેરાઇ. હે આઇ ત્રીલોચના, અન્નપુરણા આઇ કાળકા તુ પીંગળા મા મોટી સીધાઇ, ઇંદ્રાણી શાખે સદા,રૂદ્રાણી રૂદ્રાઇ; બ્રહ્માણી બ્રહ્મવદનમાં.વીધાતા વીંધાઇ. જગત જનેતા માવડી સ્ત્રી પુરૂષ જગ જામ; પશુ પક્ષી માનવી.સઉમાં તારો વાસ, બાહાર તમે ભીતર તમો,વીદ્યા રૂપ વીસેક. બીજ સકળ સમરૂષ્ટી તણું આદ્ય શક્તિ તુએક.વિષ્ણુ વચન વીસ્નવ કહે,વ્યાપી સઘળે વરત;સત્ય લોક તો શીવ કહે શકિતમાંજડ ક્ત બ્રહ્મવિદ્યા બ્રાહ્મણ કહે,રૂપક યોગી રામ.પંડીતકહે પરમેશ્વરી અનેક ઉતમ નામ,ઓળખાવ્યો નવખંડમાં, કોટી કીધાં કામ, તુજ કૃપાથી તો પડ્યું પર-દુઃખ ભંજન નામ.શાખ ચલાવી શાસ્ત્રમાં વાળ્યો આડો આંક.પંચડંડ જીતાડીઆ તુજ બાળનો નહી થાક, એક મળ્યા ભાભા મુને, સુખનો નહી મન શોક પરદુખ-ભંજન નામ તે; કરવા બેઠો ફોક.કરે કલ્પના મન ઘણી મુક્તિ મળવા માટ;સુકાંત સઉ દાહાડા તણું વેગે પાડે વાટ. ખરૂં કહે શો ખરેખરો, પણ છે વસમી વાત, માટે

સમરી શક્તિ તુ મોટી માહારી માત;શક્તિ સંતોષી થયાં મુક્યો શીરપર હાથ;પર દુઃખભંજન ભુપતી, સાચું કહુ તુજ સાથ;થશે કામ તે તાહરૂ તે સાપે તજ ધરમ; કૃપા કરી તુજને કહું, મુળ બતાવું મરમ ચોપાઇ શુદ્દ ટેક કરી શુદ્ધ થાય, જુગતે ઇંદ્રાસનમાં જાય; બાલન વીર તણો અધીપતી તુજને લઇ જાશે મહીપતી;ગતીએહની તું થી હોય,તુજ ગાંજી નવ શકશેકોય તું પણ ઇંદ્ર તણો છે અંશ,ભાગ્ય તાહારૂં કઇવીક વંશ;વળી હાથ મારે તુજ શીશ,જેમ ધરમ ઉપર જુગદીશ;હુંછું સચરાચર તું પાસ, ત્રણ લોકમાં મારો વાસ. દુખ નવ ધરશો મનમાં રાય, કામ સીદ્ધ કરી આપુ આંય;એમ કહી તેડયો વઇતાળ,આવ્યો વીર નમ્યો ભુપાળ,ત્યારે આજ્ઞા કીધી માય વીકરમ લઇ જા ઇંદ્ર સભાય; વડ્યુ રૂપ થયો તે વાર, ઇંદ્ર સભામાં પોચ્યો ધીર.ત્યાં જઇને કીધી અરજ,એક અંગુઠે ભોમી પરજ;રંભા સેવા મહીપત કીધ સુર રાયે નવ માની લીધ.વળતો મનથી મેલ્યો ગરવ તન મન ધન તે સોંપ્યું સરવ ગદ ગદ કંઠે રાજા થાય, સુર નાયક ત બોલ્યો ત્યાંય. તુજ ભક્તિથી માન્યું મન, મન ગમતું માગો રાજન; એમ કહીને લીધો કોલ, બોલ્યો અમરત સરખા બોલ. માહારાજ મોટું મુજ કામ,રૂડો કણબી ભાભારામ; જઇ ચડયો હું તેને જાગ,દીધો કોલ ગમે તે માગ. તેણે માગ્યું મોટમ મોટ, શીવ પુજા મુક્તીની ગોઠ. ને માનવથી કેમ અપાય, દીધો કોલ તે કેમ પળાય. વચન ભ્રષ્ટ જો મારૂં થાય, તોતો સુકીતમારૂં જાય; સુકીત જ્યારે સરવે જાય, ત્યારે પ્રાણ રહે શું થાય, માટે હું આવ્યો તમ શરણ, એમ કહીને વળગ્યો ચરણ; વિનતી કીધી વીધ વીધ પેર, શક્ત રાયને આવી મેહેર.

દોહરા—ઇંદ્ર કહે સુણ અધિપતી; મારગ મોટો મરમ;સ્વર્ગ તણું સુખને મળે, એહ બતાવું ધરમ. આ શાળા જે અમ તણી.ટાંઠવ નરૂત્ય અનેક અહર નીશનાચે અપછરા, સહસ્ત્ર ગાએ ન લોક. દીલ શમણામાં દુખ ના, સતગી વાતે સાર; આઠ પોહોર આનંદમાં, અમરત કરવા આહાર. જગન જાગ જાત્રા કરે,અશ્વમેધ હરનીશ કામદુર્ગા દેદુઝણી, જપે જુગલ જુગદિશ;સદા વરૂત તો સાચવે,દીએ વીવેક દાન; જગન કરે નિત્ય જુજવા, વળી વિપ્રને માન ઇંદ્રનું,માંગે સુખની લહેર કહોતો કહીએ એટલું, સમાવ સઘળો શોક; અંત સમે ભાભો અહીં. આવે ઇંદ્રજ લોક.

ચોપાઇ—વીક્રમ કહેછે ઓ મહારાજ.એ વાતે સરશે નહી કાજ;ભાભોતો મુક્તિ ને ચહાય, એ મારગતો કયાં પમાય વચન ભ્રષ્ટ જો મારૂ થાય તો તો જીવ વણુ છુટે જાય; કહે ઇંદ્ર તમે ધારો ધીર. મુહુરત એક અહીં થોભો વીર; રામ ધરાયછે જેનું નામ,હજાર જોજન ઊંચો ધામ;ત્યાં સુધ્ધી મારી ગત જાણ, પુછું વાત જઇપ્રમાણ. તુજ પણ જમ તેને હાથ,મારૂ તેણ છે મારી સાથ;મધવા ચાલ્યો વીમાનેસાર,ધરમ પુરી પોહોચ્યા નીરધાર. શોભા કેરો ત્યાં શો મરમ,શી ખામી ત્યાં વાસોધરમ.અ-

ધર્મ અન્યા નહી લવલેશ, સદાકાળ તે જોબનવેશ. નીર્મળ લોક, સ્વપ્નામાં નહિ કોને શોક; બેઠા ધર્મધોરંધર રાય, મધવે પુજા કીધી ત્યાંય; પ્રેમધરીને લાગ્યો પાય, ભલે પધારયા સુરપત રાય; કહો રાજ શાંપડીયાં કાજ, પુર પધાર્યા પોતે આજ. કંઇક માગવા આવ્યો નાથ, માટે વચન આપોજી હાથ; આશ ધરિ આવ્યો છું આજ, શેજ પડયું તમ સરખુ કાજ. સાંભળીએ સુરપત રાજન, લ્યોને મારૂ સત્ય વચન; વેણ તમારૂ માથે ધરૂ, તમો કહો તે કારજ કરૂં.

દોહરો–ઇંદ્રિ કહે ધરમજ સુણો, મોટું મારે કાજ; મુક્તિ મારગ કયાં મળે, તે કહીએ મહારાજ, જપતપ દાનકરયા વિન. પામે મુક્તિ ઠામ; તેવોવાર બતાવીએ, મારે એછે કામ. ચોપાઇ–મોહોડે સુણ્યો જ્યારેમરમ. કરજોડીને બોલ્યા ધરમ,જાણું નહીં હું બેનો પારનહિ મારો એતો વેહેવાર. ચીત્ર વીચીત્રજ જેછે નામ,કરૂતેહની સાહયે કામ; લક્ષ ચોરાશી જેછે જન, ફરે નહિ તે ઉચરે અન્ય કોંડ કામ કરે જે સાર, તે તો પામે ઉત્તર ઠાર; સત્ય કરમથી ચાલે સાચ, તેને કદિ ન લાગે આંચ. મારૂ આયુષ્ય પુરૂંહોય, ત્યાં હુંસુધી અહીયાં સોય; જે નર પાપી હોરે પાપ,-બળતી તો પામે સતાપ. મુજવાટે પુન્યવંતા ગામ, દક્ષિણાં નરકીનો ઠામ;મહાપાપી જેનર કે જાય, તે તુજને દેખાડું રાય, કરે માત પીતા નીવાય, થાપણ કોકતણી જે ખાય; રંકજ સાથે માંડે રાડ, આપ બળે ધુજાવે હાડ, કરે જીવ મારીને અહાર, પરસુખ પેખી આણે ખાર; સુતક કષ્ટ કરે નહી જન, સુતકી ઘેર કરે ભોજન, પુત્રી વચા ખાએ અહાર, બ્રાહ્મણ ઉપર મેહેલે ભાર; રાખે બ્રાહ્મણ ઉપર રીશ, દેત થકી નવ પુજે ઇશ. વણુવાંકે કાળાગ્રહમાંહ, તે નર પેલે નરકે જાય; રઉ રઉ નરક ૮ તે કોંઉ વાય, એવા પાપી નરકે જાય; દુરગંધ શોણિતનો નહિપાર, દુખભોગવે અપરમપાર; વક ચંચ પંખીકહેવાય, તેહ તેહને કોચી ખાયે. ભુખ તરસનો નહીભાર, કરે નરક શોણીતનો અહાર; એક વરસ બ્રહ્માનુ જેહ, નરકભોગવે પ્રાણીતેહ; પછીધરે નીચ ઘેર અવતાર. માહા દુખને પાપે ભાર; ત્યાં પણ તે બહુકરે પાપ, બીજે નરકે જાશે આપ. બ્રહ્મ તણી કરે નિંદાય, ખોટું કહે ખટ દરસનમાંહ; ચમનકરે પરદારાદિશ, જુઠ કલંક દે કોને શીશ; કુંવારીકા વિધવાને સંગ, અહરનીશ મચીયા રહેરંગ, પ્ર જન કરે ગોતરની નાર, બળાત્કારે કરશે જાર. બળદ ઉપર અણુતોલ્યા ભાર, નાથ વળી જેધાલે સાર; જતાંદાશીદે, અંતરીઆળજ વનમાં લોગઉઆલે ને બાળેગામ તસ્કર કામેલેછે દામ; કાચા ગર્ભજ તોડેસાર, લુંટે પરદારાના શણગાર ડરેનહિ ચા દેતાંપેટ, લુણહરામી કરશેનેટ; નમેનહી બ્રાહ્મણનેસાર, દમે ગરીબજનને નીરધાર. ધરમચલાવે જેમાધીર, નવાણકેરાં તોડે નીરઃ બ્રાહ્મણદાપાં ભાગે સાર, મારે પ્રાણિને નિરધાર.પંગતભેદકરી અંનખાય, તેનર બીજે નરકેજાય; બેનેજનકેરૂંછે જેહ,ઘણું કષ્ટત્યાંવેઠેદેહ, તાડસરિખા જેનાદાંત, એવી જમદુતનીછે જાત; અંગબળે પાડે પો-

કાર, નહી કો તેને રાખણુહાર. બ્રહ્મા કેરાં વર્ષજ પાંચ ત્યાં સુધિ એને એ આંચ કરે થઇ ઉતમ મલપાન, માસ અઢાર કરે ગુણવાન. બ્રહ્મહત્યા જે કરશે ભોગ;વગો વશે ધરીને ગાજે શ્રીપત થઈ કરે સ્ત્રીનો સંગ, વરત કરી રામાંશુ રંગ વળી કોલ કરિ દે ધાત, હણે માત પીતા સુત ભરાત; ઉલટે મુસ્તક હણશે જન, વીયોગ પાડે વાહાલા મન; વળી સદા વરતીને દંડ, સાચાને જે કહે પાખંડ; વળી કરે જે પર નીં દાય, વણુ ઉવમર્યાધે જે ખાય, ગરથ લેઇ નામુ ડર જાય; કુટી પેટને સામો થાય રાજ વળે નીત્ય ચાડી ખાય, ખેતર ખણુવા ધાયો. ગો બ્રાહ્મણ પીડાએ જ્યાંહ, વહાર કરે ના ક્ષત્રી ત્યાંહ; ગમન કરે ગુરૂ સ્ત્રીસાથ;હોય ગરથને કહે બ્રહ્મનાથ. રાજ પ્રતીજ્ઞા કરશે જેહ, ધરણ દાન તો લેશે જેહ; નવી વાત પરકેરી સાર, જુદી કીરતી ગાશે ધાર. એવા જે જે કરશે પાપ. ત્રીજે નરકે જાશે આપ;તેનો ત્રણ જોજન વીસ્તાર, જમદુતનો પણ છે ત્યાં માર, વરસ ત્રણ બ્રહ્માનાં જાણ,દુખ ભોગવે ને નીરવાણ; થાય એકઠો જમનો શાથ, મોટા ઘણાછે જેના હાથ, વારાફરતી કરજો ઘાત; નાશી છુટયાનો નહી દાવ, દયા નહી આણે તે કોય.કર્યું ભોગવે જુગતે જાય, સગો નહી કો આવો કામ; અન્ન ઉદક નહી તે ઠામ; વસ્ત્ર ઓઢવાને નહી અંગ, દીધું હોય તો આવે સંગ. આપ્યું હોય તે ભક્ષણ કરે, અવરજીત તે દુખે મરે;એહ નરકની પીડા જેહ,મુખથી નવ કહેવાયે નેહ.કરે ગુરૂ કેરી હત્યાય,અબળા પતિનેપાડે કાય; હશે ગરભવંતિ જે નાર, નહિ પામે તે નરકે ઠાર. ભાગેયજ્ઞ કરિને જોર, જાત્રામા જે થાય ચોર; વિપ્રજન ત્યાં રાખે ખાર વિખ ઘેણીનેદે ધરનાર અઘોર એવાં કરશે પાપ, સાથે નરકે જાશે આપ; થાય વિરંચી વરસજ ચાર, ત્યાં સુધીતો ખાએ માર; નરક ઘણું મોહોટેરૂ સાર; જોજન ચાર તણો વીસ્તાર; ભીંતે લોઢા તણી ચોપાસ, ત્રીસ ઘડી એનો ત્યાં વાસ; ખેતર તણા ધીખે અંગાર વીધ વીધ મારે મોટા માર; બમણું તો કાયાને કષ્ટ, જોવાછે એકવિસને સષ્ટ કરે પાપને આવે આંહ. નવ સમજુ મુકતી માંહ, વતિ તમોને દીધો કોલ ધરમજ મુખથી બોલ્યા બોલ;નહી મુકુ હું મારો ધરમ, લક્ષ જોજનછે અહીથી બ્રહ્મ; પુછું જઇ બ્રહ્માને વાત, સાચી વાત કહું સાક્ષાત દોહરા—ધરમ વાહનપર ચડયા, આવ્યા જ્યાંછે બ્રહ્મ; શોભા કો નવ કહિ શકે, સકળ સુખનું ધામ, રાગ દ્વેશ કોને નહી, મોટમ મધે મુળ; તાયેંદ્રબ્રહ્મ તણું; સુખસાગર સમતુલ. કરે દેવ આરાધના, નારદ વીણા વાય;કોટી જીભ્હા કહે કવી, શોભા નવ વરણાય. નહીં રાતને દીન ત્યાં, નહી પાવક પાવેશ; અમરતના ઓઘો વહે, ભાવ ઘણો બ્રહ્મેશ. રચના સઉ પ્રજાતણી, કરે પરમારથ કામ; ચતુર પુરૂષ ચીંતામણી,લેતા નીરમળ નામ છે ધરમરાય ધ્યાને કરી,કરી સેવ સમરથ;બ્રહ્મ કહે કેમ આવીયા અમ આગળ કહો અર્થ. આસન છોડી આપનુ,અહીં આવ્યા સે કાજ; તે વિસ્તારી કહો મને, ઇશ્વર રાખે લાજ ધરમ કહે હું કહુ,મુજને આપોકોલ

અમો દીધોછે ઇંદ્રિને. મુખથી સત્યજ બોલ કોલ કરી બ્રહ્મા કહે,કહોને વેણુ વીવેક; મુજથી થાએ તો કરૂ, સત્ય વચનને ટેક. મુક્તિ પામે માનવી,વાગુ કીધેજપ જાગ; તે મહારાજા કહો મુને,તો તો રહે અમ લાજ.મુક્તિ પુરી તો કંઇ,ઠીક બતાવો ઠામ, એ ઉતર આપો તમો, થાય અમારૂં કામ.

ચોપાઇ—કહે બ્રહ્મ સાંભળજો ધરમ,તમે તો પુછયો મોટો મર્મ;તે તો મુજથી નવ કહેવાય એ મારગ નવ મારે ત્યાંય, સદાવરત સંતોખેસાર, દાન ન ચુકે તિરથંઆર જાત્રા અડસઠ તીરથ જેહ,કરે પ્રદક્ષણા પ્રથવી તેહ;રચાવે ધીગી ધરમશાળાય,કનક થકી તોળો નીજ કાય.પોખે ઇશ્વર કરીને વરત, ઇચ્છા ભોજન ઝાઝા દ્વાત.ઢગલા ઘોટી સવચ્છી ગાય,કનક તણી ઉપર દક્ષણાય;પાંચ પરવાણી પાળે પ્રિત.ગયા શ્રાદ્ધ કરે શુભ રિત કરી નવાણુ ભરાવે નીર;કરે વિસામો તેને તીર;મુકે ગોરચ ચરચા ઠામ,પરમારથ એવાં બહુ કામપતી વરત પાળે જે વરત,માત પિતાની સેવા કરત; અતીથીને આપે અન અહાર,પાળે શાસ્ત્ર સકળ વિચાર. ભણામણુ વીદ્યા ભણુશે સાર,કહી કથા સુણે નિરધાર; કોને આપ્યા વીણુ નવ ખાય,નિરમુખ કો જાચક નવ જાય. જારવાત ઉપર નહી મન,મદ્યપાનથી રહે પાવન;બ્રાહ્મણ પર ભક્તિજ અનંત. નિતનિત સેવે સાધુ સંત.પુજે પીપળ પુજે ગાય,ધરમવરતમાં નવ કહે નાય.પુસ્તક લખાવી આપે દાન; મોટમ નવ રાખે મન માન.રણસંગ્રામે પુરો સુર પુન્ય કામમાં રહે ભરપુર એ સત્યથી ઓસરશે જેહ, નારાયણ ઉપર બહુ નેહ.ચાલે તુળશી કેરાં વ્રક્ષ, ભુખ્યા જનને આપે ભક્ષ; કુટુંબ સહોદરનો વહે ભાર, કરે નેવા બ્રહ્મ સુમન દ્વાર.એવાને જવ મ્રત્યુ થાય.દુત અમારા લેવા જાય; પ્રિત કરી હું રાખું પાસ; મુજ આયુષ સુધી સુખવાસ.આ વિગત તે મારી હોય,મુકિત તે નવ જાણું સોય; આપી કોક થાય ઓશીયાળ, વિષ્ણુ લોકે જાઉ હાલ. અહીથી દશ જોજન છે દુર, પાંરો પુન્ય પરમારથ પુર; એણીપેરે કહી બ્રહ્માય, જવ પોતે તઇયારજ થાય.

દોહરા—વહન વઇમાને કર્યું,પોતે પ્રૌઢી કાય,વઇભવ વિષ્ણું લોકનો,શોભા કહી નવ જાય.ઉપમા આપી નવ શકું,અદકી લીલા સાર; બ્રહ્માએ સરજી નથી, અલખ અપરંપાર; ગણુતા અવની કરે, મેઘ નીર તોળાય: ખગ તારા જો કો નમે, વમે કુંડે વરણાય.એવો નર અવનિ વિશે,નથી જણ્યો કોઇ માય; બ્રહ્મા જાણે ભેદના, મમચા ગુણ પણ ગાય.શનકાદીક સ્વપ્ને નહી,વઇકુંઠની શોભાય; કોટી બ્રહ્મ જહાં પડયા, કોટી ઇંદ્રિરાય બ્રહ્મા સ્તુતિ જઇને કરે, મેહેર કરો દીન દાન;વારૂ દ્રષ્ટિએ કરી,અદકાં કીધાં માન.ધાતા કહે ધરણી પતી, દુરલભ મારી દેહ;જુજ પ્રસ્ન મુજને કહો.શુભ ભાગુ સંદેહ. મ્રત્યુ લોકે માનવી તે કેમ પામે પાર, મુકિતનો મારગ કશો, તે ચીંતા મુજ સાર.ફરી જઠર નવ અવતરે, છુટે ગરભજ વાસ; માંડી કહો છો મુજને, હું પુછું તમ દાસ.ચોપાઈ—બ્રહ્મા વિષ્ણું રૂદ્રજ નામ,કરે તેહ સરૂષ્ટિનું કામ;સરૂષ્ટિ સત્ર-

ળી ઘડતાં તુય; પ્રતિ પલણ તો કરતા હુંય; તમે તે વાતજ સત્ય, અગીયારશ જે કરશે વ્રત; બાર માસ કેરિ ચોવીસ જુજવા ફળ તેનાં આ દીશ; નીરજન અગીયારસ જે સાર, સઉથી ઊત્તમ તેને ધાર;કરે અહાર દશમી ફળવાન;દ્વાદશીએ આપે દાન. અગીઆરશ કેરો અપવાસ,જાગ્રત કરવું બારે માસ. લઇદીક્ષા બ્રહ્મચારી રહે વિષ્ણું વિષ્ણું મુખથી કહે; એવો કરશે જેહ વ્રત, મુખથી બોલે નહી અસત્ય વડ પીપળને પુંજે જેહ, અદકો તુળશી ઉપર નેહ. બ્રાહ્મણ ઉપર ભકિત સાર, નીંદા કોની નહી મન ધાર; વૈસ્નવ ડેર પાળે કરમ, પુજે ભારે નીત નીત બ્રહ્મ. ભગવત ગીતા ને રસજ્ઞાન, કથા સાંભળે રાખી માન; નવાણ સમરાવે બહુ સાર. કાશીસંઘ કહાડે નીરધાર. ત્રવેણીમાં સમાપે દેહ, નારાયણ ઉપર બહુ નેહ; કાશી મુતિ કેરૂ ધામ,સદા વસે છે જ્યાં શ્રી રામ.જેણે પરસ્ત્રી માત સમાન,વેદ શાસ્ત્રનીમાને આણ હોય કવિશ્વર કેરૂં રૂપ,અથવા હોયે ભારે ભુપ. મારે પરમારથ કરતાં જેહ, સ્વર્ગ વિશે સંચરશે તેહ;ગુરૂને ઇશ્વર રૂપે જોય.કેડ લેનારિની કોય;શાલીંગરામને તીલક ભાલ. પ્રાણી ઉપર રાખે વ્હાલ; રહે રૂદેન; સ્મરતાં રામ, તે નર આવે આણે ઠામ; વૈકુંઠ નગરી જુગતેજોય.ભારે પદ તેનુહોય;જીવ ટળીને શીવજ થાય,તેતો જાણેશંકરરાય. કોલ કીધો મેં તો તમ સાથ; પણ મુકિત તો શંકર હાથ; શીવ લોકે જાઉં છું હુંય, નીરાંતે અહીંયાં રહે તુય.

દોહરા—વઇમાને વાહન કરયું, દેવ તણો જે દેવ; કૈલાસે તે પરવરયો, સદગુરૂ કરવા સેવ લાખ ઘણી વૈકુંઠથી, શોભા અપરંપાર; વઇષ્ણું પદ વેઇકુંઠમાં સઘળી શોભા સાર, વરણી શકાયે નહી કદી, વીષ્ણું કેરો વાસ; તેથી શોભા શીવ તણી, કોણીધા કઇલાસ. જનુની, બધા જગતની,થયા રૂપજ માણ;અરધાંગે આપે સહિ,કરૂણા નિધ કલ્યાણ. પાર પ્રીછે નહી તેહનો સઉથી પેહેલી એહ; સૃષ્ટિમાં વ્યાપી રહિ, એમ કારીક એ દેહ. ખદ ચક્ર ભોળી જુવે, બ્રહ્મગીતા અનુપમ,તે જન એને ઓળખે,શકિત કેરૂં રૂપ. સ્ત્રીની કેડે કૃષ્ણછે રાધા માધવરાવ; બુદ્ધરૂપ ખસ્યા નથી નિંદર રૂપે સ્વામ. બુધરૂપે એ બાળકા,વિવેક રૂપે બોલ; લખમીરૂપે લાકડી બુધ્ધો રૂપ અતોલ, કો કહે સરૂષ્ટી નર થકી, કોઇ કહે છે નાર;એક તણા એ બે થયા,સર જાવ્યો સંસાર; ભગાકારને લગથી,સકળ લીષ્ટી ભરપુર;જાણો જુગતેથી કરી શિવ શકિતનું નુર. પ્રથમ જળા ધારી કરી, બેસાડયું છે લંગ;અકળ ગતિ કો નવ કળે. આધ શકિતનો રંગ. કલ્યાણરૂપ કરૂણા નીધી,કલ્યાણરૂપ નીવાસ; કલ્યાણ કરતિ જગતનું,કલ્યાણ રૂપ કઇલાસ.શીવ સાનીધે સંચરયા; પુરૂષોતમ પાવન; નામે કોટી જન્મનાં [illegible] અઘનાવન. એ બેમાં અંતર નહી,શાસ્ત્ર શોધના સાથ,અરસપરસ તે અધીપતા, બ્રહ્માદિકના નાથ. હરિહરમાં અંતર નહી, સદા રહે મનમાંહ; કોટી કલ્પ બ્રહ્માદીકના નાવ. હરીહરમાં અંતર નહી, સદા રહે મનમાંહ; કોટી કલ્પના

બ્રહ્મતણા, તે નર સ્વર્ગે જાય. પરમેશ્વર પોંચ્યા નહી, આદીય પુરૂષ છે એક; શોમ-દ્રષ્ટ સઉને જુવે, સત્ય રૂપનો છેક. પરશોતમ તો આવીયા ભોમીના પુર ભાગ્ય; દરશનથી દુખ તો ટળ્યાં,થઇ પવિત્ર જાગ. કામ કપો કરૂણા નીધિ લાખવસા શીર લહુ ગ્રંથ થકી હાજર કરૂં, પ્રતિ ઉતર પણ દેઉ, વિષ્ણું લાગતું ત્યાં વદે,સંદેહ મનમાં થાય કૃપા થકી નિર્ણય કરો; દયાળ શંકર રાય. ગભ વાસનાથી છુટે, વળી નરકથી નેટ; શીવપુજન પામે સદા, પુનરજનમના પેટ. ઇન્દ્રલોકમાં કો વસે વસે કોઇ સુરધામ; કોઈ રહે રવીચંદ્રમાં, કોઇ બ્રહ્મા ઠામ; કો વીષ્ણુ કે શીવપુરી, જેને જેવું પુન્ય, દેવે પણ તે ભોગવે, નિમિષ માત્ર નહી ન્યુન્ય.

ચોપાઇ—શીવ કહે સુણજો શ્રી નાથ; જગબ્રહમાંડ તમારે હાથ; પાળક પોષક છો જી તમો, અધિકાર કરૂં તે અમો. નિગુણ થકી જે ઉપજે મન, શુભ વાતં તમ સદાગમન, સમજ ભરમાપાળો આપ, સંસારીકની શીવની છાપ. તોપણ રૂડો કહે છે સરવ, બરદતણું રાખુ છું પરવ;તપ ફળદાતા મારૂ નામ. કપટ તણું નહી મનમાં કામ. મુજને કહે તે ભોળો ભુપ; મહાપુરૂષ જોગીનું રૂપ; માટે કહું તે ધરજો મન, વિષ્ણુ રૂપ સદાપાવન. તપ કરી જે સાચે ઈશ, તેતો આવે આણે દીશ; વળી ગંગના શેવે નીર, તે તો આવે આ મંદિર, નીતે નરમદા નીરખે નાર, તેજ ન આવે આણો ચીર, દેહપર જન કરશે પ્રાગ, પરનીંદાનો કરશે ત્યાગ. પુજે કંકણને કેદાર, જઇ મથુરામાં આપે દાન; વિધવિધ વહાળવળે જઇ હાડ, તે પામે શીવનો દરબાર, ગોદાવરી નીર સેવે સાર; તોળે કમક દેહ નિરધાર,કંચનમેરૂં નરે પ્રમાણ દેવ પાત્રને આપે દાન વિવિધ જઇભવ દે નિરધાર, શંખ ચક્ર તે પુજે સાર; કાશી કરવત ધારે શીશ, તે પામે કસલાશી દીશ. શીવ રાત્રી જે પાળે પ્રીત,દેહ શુદ્ધ થાશે ખચિત; સોમવાર પરદોખે પુર,શીવપદ તેથી નહી દુર. પંચ ગ્રાસ કાઢીને જમે, ગુણ ગોવિંદના મનમાં ગમે; ગયા નેક નીત આપે ગાય, તે નર કઇલાસે જાય, શક્તિ સેવના રાખે સાર, તે નર ઉતરે ભવને પાર; કાગસ પ્રાણી શું હેતજ હાસ. તે નર તો પામે કૈલાસ. શુકલ તીરથમાં પાડે શરીર. કરે વેગી જે અડસઠ તીરથ; આધ્ય શક્તિનું ધરશે ધ્યાન, તેમ રીઝશે કઇલાસ નિદાન.

દોહરા—હરી કહે તમે હર કહી;વાતજ તે મહા મૂલ્ય;બીજા સુખ છે કિશુ સિદ્ધ દરશન સમતુલ્ય. કીધાં પાપ હોયે ઘણાં,નહી તીરથવરત એક;દયાદાન સમજે નહી નહી સત્ય વિવેક. પાપે પેટ ભરી રહે, પ્રપંચ અદકા ભેદ; એવા જીવ કેમ શીવ થશે, વાણી કહે નીવેદ; હરી હરને નહિ ઓળખે, જાણે નહી પુરાણ; સારૂ સ્વપ્ને નવ કરે. કાળ પેખના કાળ, તે નર દેહ મ્રત્યુ ટળે; ટળે નાસ નર નેટ,ભળે તેજમાં તેજ જે, પુનરમાં આવે પેટ. શીવ કહે સાચું કહ્યુ, આણી અદકુ હેત;અતી વેગળું આપથી તત્વગુણ સંકેત. ઉપજ્યુ સરવે જે થકી, જેમાં સરવ સમાય;ભળે જઇને

શીવમાં, તેનો કહું ઉપાય, પ્રગટ થાય જીવજેહને,લહે રામનું નામ; શોમદ્રષ્ટ દેખે સઉ, બોલે એકજ બ્રહ્મ. અરસપરસ ગણે નહી, મારૂં તારૂં ખેદ;હુંને તું લેતો નથી ભરાંત નહિ મન ભેદ, નરનારી પટંતરો, તે નવ પ્રીછે પાર; સુખ દુખમાં સમજે નહી, વણજ કે વેપાર. નાગુ ઢાંકયું રહે નાહ, ઈંદ્રી ગુણ અનેક; મારૂં કેમીઠું નહી વિદ્યાએ વિવેક જે નરને સ્વપ્ને નહી, સાચે જુઠે ખેદ; રીઝે કે ખીજે નહી,આનંદ રૂપી અનેક. પંખી પશુને માનવી, ઝાડપાનને આપ;અંતર આપે વહે, જપી સઉ ઇશ્વર જાપ એવી દેહ જયારે પડે, ઉતમ અવની માંહ; મળે તેજમાં તે જઇ જીવ ફીટી શીવ થાય.

ચોપાઇ–વળી કહુ બીજો ઉપાય, જીવ ફીટીને શીવ થાય;જીવપડે સરૂષ્ટીમોઝાર સાચુ વરત ધરે જો નાર; અનનવું મનશા દેહમાંય, સાચી વાત થકી સુખ થાય; સાચે સુતાં ઉઠતાં સાચ, સરૂષ્ટી સઘળાં દેખે સાચ. આપ સ્વારથ કારણ તેહ, જુઠું જન નર લાભે જેહ; જુઠી નહી કાંઇ ચાલે રીત, જુઠા સંગ કરે નહી પ્રીત; જુઠ ઉદયમ પાખે અન, જુઠા જન ઉપર નહી મન; પડે તીરથ ઉપર દેહ. જીવટળી શીવ થાએ તેહ. વળી કહુ બીજો એ ઠામ, મુક્તિ પદછે જેનું નામ; પચાસ પ્રથ્વી કોટી સાર, કાશી તેમાં નહી નીરધાર. પંચજ કોશી તે કહેવાય, ત્યાં સુધી જળ ઉંચુ જાય, ત્રણ લોકનો પ્રલય થાય, જળ કાશી પાસે નવ જાય; બ્રહ્મા પણ નવ જાણે ભેદ, વખાણુ માત્રજ ભણે વેદ; મારે સત્ય પુરીમાં સાર, અવતરશે કાશી નીરધાર એકાદશીમાં દઇવત ઘણુ વીખાણ કરવું શું તે તણું,જમના દુતો સઘળે જાય, અમલ નહી એ કાશીમાંય, માહ પાપી કાશીમાં પડે, જમ દુતો તેને નહી અડે.તેઠામે તે શીવનો શ્રાપ, ધરતી માંડયાથી લાગે પાપ, ક્ષણુ માત્ર કરે જો પુન્ય,બ્રહ્માંડ ભોગવશે નહી નુન્ય. પલક માત્ર કરે જો પાપ, કોટી નરક તો છુટે આપ. કોટી કરમ કરીને જાય પગ ધરતામાં પાવન થાય. પડે દેહ જઇ ત્યાંય, મણી કરણીકાના મહી માય, વહે કાનમાં તારીકા મંત્ર, જપે વાર ત્રણ શીવનો જંત્ર. દેહ પાપ તે ઠામેજાય જીવ ઘડીમાંશીવજ થાય; સંદેહ નહી એ વાતે સાર, મુક્તિ પદ છે એ નીરધાર; કાશી સાથ મુક્તિ નવ હોય, શીવ પુરાણ કાશી ખંડ જોય; શોમ દ્રષ્ટિએ સુણજો વાત, શીવ કહે માનો સાક્ષાત, દેહ માનવિ દેહજ થાય, બીજો નહી એકે ઉપાય; મણી કરણીકા પાસે જેહ, મરણ વેદના ભાસ તેહ.

દોહરા–ત્યારે વિષ્ણુ બોલીયા, એ શું કહ્યું શીવરાય;મુક્ત મારગ તમેકહો જમપુર ખાલી થાય. વળી હશીને હર કહે; કરો કવિ મન ગોર;આવંતા પાવન ગણો વળતાં જનનો ચોર. ચોપાઇ–શીવજીએ એ વાતજ કીધ,વિષ્ણુએ તવ આજ્ઞા દીધ; વેમાને કીધુ વાહન, આવ્યા પોતાને ભોવન. શીવજી મુખથી સુણ્યું જેહ, આવિ બ્રહ્માને કહ્યું તેહ; પછી પરસ્પર કરી પ્રણામ આવ્યા પોતાકેરે ધામ. કહ્યું મુખથી

માંડી બ્રહ્મ;મનમાં અદકુ હરખ્યા ધરમ; આવ્યો પોતા કેરે વાસ; વારૂ ચુર નાયકની પાસ. કીધા મુક્તિ મારગસદ, મણી કરણી કાશી કોહદ; પ્રદક્ષણા કરી હખ્યા મન, આવ્યા પોતે ઇંદ્રાસન. જ્ઞાન પ્રાપ્ત થયું તે જેહ, વીક્રમને સમજાવ્યું તેહ; દેહ અંત કાશીમાં થાએ; તે નર મુકિત પામે રાય. દોહરો—વઇકુંઠે શોભા ઘણી;સુણી જ્યારે વાત; કરજોડી ઉભો રહયો, સાંભળજો અમ તાત, અપરાધી પાપી ઘણો; દેવ આવ્યો દુખ, રાજી કરીને રીઝાવ્યો, ભાગી ભારે ભુખ.દુખ ભંજન કહે છે સુને,માનવ સઘળા જેહ; ઇંદ્રિ સુત કહેવાઉં તો અચરજ શું છે તેહ, કરમે જશ તે માહરે, અતળીબળ હું આપ; પુન્ય પદારથ ભોગવું, આપ ચરણ પ્રતાપ. ચોપાઈ—હું આવ્યો જ્યારે તમ ઠામ; સદા લક્ષ કીધાં અમ કામ; ધરમ કને જાઓ એક વાર; મુજ સંદેહનો લાવો પાર. ભાભારામ તણી જે કાય. અંતજ તેનો કયારે થાય, આવરદા તેનો હોય જેહ, મુજને આવિ કહોને તેહ; વચન બંધજ તેથી જાય, ગયા જ્યાંહાં છે ધરમજ રાય;પુછી વાત પટાંતર સીદ્ધ, ત્રીગુણ રૂપથી પારજ લીધ; કહિ વિક્રમ રાજાને વાત, આજ થકી તો દીન છે સાત; અગીયારસ નીરમળ દિન જેહ, પહોર દિવસમાં પડશે દેહ.દંડવત બહુ પેરે મહા કીધ.વચન દેવનું શીરપર લીધ; બાવન વીર તણો જે વીર,વાયુરૂપ થયો ભડધીર.રાયે મીચ્યાં નેત્રજ સાર દિઠી ઉજ્જણી નીરધાર;અચરજ સરખુ જોયું જેમ, આવ્યો ઘેર રહયો છે તેમ. પંચામરત પુજ્યા હરસીધ,આ સામગ્રી નવ નિધ; ઘંટા ઘુઘરને આરતી, ભારે ભોગ ભરયો ભારથી. દેઇ પ્રદક્ષણા આવ્યા ઘેર,કીધી પ્રભાતે શા પેર; ઝંખે કયારે વાહાણું વાય, રાજાને નવ હરખજ માય.

દોહરા—ફરે છત્ર શીર ઉપરે, અધીપત બેઠો આપ; વરણ અઢારે સુખમાં, પુન્ય તણો પરતાપ; સુ પાલજ ત્યાં મોકરી, ભાભા કેરે ઘેર; ચાલો તેડે રાયજી, પ્રિત ધરી બહુ પેર. ભાભારામે કહાવીયું મળવા કેરો ભાવ; મંદ ગતી છે માહરી; ત્રણ દીધી છે તાવ. ગાત્ર સહુ શીતળ થયા નહીં ઉઠયાની આય; માન મહારૂ તપ ઘણું, મહીપત કેમ મળાય. અભાગીઓ હું અવતરયો, ત્યારે જાગ્યો દીન અંતરમાં અવની પતિ,કેમ મળે દરશન પાછા શેવક સંચરયા, કહયો રાયને આંક; ઉઠયો નહી એ થકી, વરસતણો શો વાંક. અસ્વારી ત્વળતી કરી મુકી સરવે કામ; મંદિર આવ્યા મહીપતી, મળીયા ભાભારામ. દુનીયા દેખે કારમું, અજીસંભવ શી વાત; જોવા ભાભારામને; આવ્યા ભુપ પ્રતાપ. મહીપત જોવા મેદની, આવી ઠામોઠામ; ગુંજ ગણી છાની કરે, રાજા ભાભારામ કુસળતા પુછી ઘણી શીશ ફેરવ્યો હાથ; ખબર કહોને તમ તણિ બોલો મારી સાથ, ભાભો કહે રાજા સુણો, આનંદ મારે અંગ; મોત આવ્યું છે ઢુકડું, હવે રામસું રંગ, આ અવતાર ગરો વળી, હવે ગતી શી થાય;પશુ પંખીકે માનવી, વરૂક્ષની મળશે કાય જેવી કરણી

અહિ કરી, તેવો મળશે પાર, કરણી તેવાં ફળદીએ, એ ઇશ્વર વહેવાર કહે રાજા સારૂ થશે, કરશો માં ઉચાટ; જશ દીધા બહુ વિશ્વમાં, કરશો તે શા માટ. દુખ આવ્યું છે દેહમાં, ગાત્રજ શીતળ થાય, સારૂ થશે અબઘડી, ઉઠોબેઠો થાય.ભાભો કહે ભુલશો નહી, ચીતના જોશો નેન; લાંઘણું ટુંકા રોગથી નમી ગયાં છે નેન. કાને ઘાલું આંગળી; સાંભળવાને સાદ; ઘોર ગગન તો સાંભળું; નહી અન્ય કો નાદ. ગગન તો ગાજે નહીં, મેઘન છોડે ધાર; હાલક હુલક નગરમાં, હંશ ચલાવન હાર. ઉઠયો અંત અધીપતી, લહુ ન જોતા વાર; પ્રસ્થાને પદમથકી, હશચલાવન હાર; નેનો નેટ નમી ગયાં હયડું રહેનહા ઠાર; હાલક હુલક હજુરવા, હંશચલાવન હાર દમલાડ્યો બહુ દેહમાં, અંગ ગણે તે ઠાર; ત્રંબાળુ ત્રીજુ થયું, હંશ ચલાવન હાર. થઈ જીવને દાંતરી, ડળાત દીઠી ધાર; બંધથયાં દ્વારો સહુ, હંશચલાવનહાર. કફ વાયુને પીતએ, મળીયાં ત્રણે સાર; અસ્વારી આપે કરી, હવે નહિ કંઇ વાર. હંસજ હલકારી થયો, લેખે જોઇ લાગ; પાંચ હતાં તે પાંચમાં, ભળીગયો તે ભાગ. પચીસમાં પચીસ ભળ્યા ભળ્યો એકમાં એક; પ્રતિ પ્રતિકામાં ભળી, વદ કરો વિવેક લકડ કરીને એકડાં, કરે ઠાકલા સેલ; તાણી બાવન પાંસળાં, જેને જન કહે વકિલ ઠાઠ બનાવી પીંજણી, પડવું સાળે ઠામ; લખ વૈરી રહે વેગળા, સ્નેહી કેરૂ નામ, રૂધીર માંસને હાડકાં, બાળ સળગી ચેહ; મળે મુતર મલ કાયમાં, દીશેએવી દેહ જડ રૂપે દેહ જાણવી, ચેતન રૂપે હંશ; એ પંખી ઉડી ગયો, રહે સદને મસ, ભાભો કહે સુણ મહીપતી, એ વેળા છે આજ; પગ ભાગ્યા ખઇ રોગથી શું થાશે મહારાજ. લક્ષ્મીવર શું લાજસે, સુણજે સ્વામી કરણ. તું તો નિસ્ચે જાણજે, માથે આવ્યું મરણ તું પણ ચેતી ચાલજે, કરજે ચેતી કામ; ભાભો કહે મારે હવે, રામ રામ શ્રી રામ.

છપ્પો–નારી તેનું નામ, કરે સ્વામીની શેવા. નારી તેનું નામ, કંથને જાણે દેવા. નારી તેનું નામ, દુખ સુખ ઘટતાં લહીયાં, નારી તેનું નામ, સ્વામીના અવગુણ સહીઆ; વળી નારી જે નમી ચાલશે, નારી સફળ ફળે ફળે; જીવે ત્યારે જશ જીતાલ, અંતઃકરણ ભેળી બળે, ચોપાઈ–રામાદેતને ઘેર નાર, તે આવી ત્યાં એણે ઠાર; નરનારીશું અદકો નેહ, સત્ય પડયુંછે તેની દેહ. જળ સુકાયું સ્વામીને હાથ આવવું મારે તો તસ સાથ; આત્મજ્ઞાને સમજી હુંય. છઠે દીનતો મરશે તુંય. સહગમન કરવુ સરવથી, જગ સુખ હવે જોવુંનથી; બળે કંથસાથે જે નાર, તેનામહિમાનો નહી પાર, શાસ્ત્ર પુરે સાખજ એહ, સ્વરગ વશે સુખપામે તેહ; અપારપાપી હોએ કંથ, સતી પ્રતાપે પામે પંથ પુરૂં પુન્યજ પામે નાર, રાજાને ત્યાં લે અવતાર આટિ સાંભળજો મુજપતી તુજકેડે થવાનિ સતિ; ભાભોકહે એતો છે ધન્ય,પણમાને નહી મારૂ મન; રહેવું અરધજ જાવું ઠેઠ, કો કાળે અવતરવું પેટે, કહે રાજા સુણ

ભાભારામ. મારૂ કરયું કરને કામ; મુકો માયા હવાં માર, પહોચાડુ કાશીએ ઠાર. મતી કરણીકા મહીમા જેહ; દેવ ભુમીનાં પાડો દેહ; જન્મ મરણનો ફેરો જાય,જીવ ટળીને શીવજ થાય સાધો કામ કરો સમરથ; ઘણું ખરચવા આપ્યું ગરથ; મારા ઘરમાં આપ્યુ ઇશ મેહેર ઘણી મુજને જગદીશ. કરે પુન્ય લઇ પરનો ગરથ; તેણું કાંઇ સરે નાહી અરથ; પૃથ્વી પત પીતાને ઠામ, પુત્ર પેરે છે પ્રજા તમામ;મુરખલોક ના જાણે કોય. જાણે જેને જ્ઞાનજ હોય;વચન તણા એ શીગલ થાય, ધન્ય સત્યવાદી વીક્રમરાય, પ્રીછી એવી સઘળી પેર, રાજા આવ્યો પોતે ઘેર;સુભ સાંઢણી નીજની શાર, બે જોજન અધ ઘડીએ ધાર. પંખી પેઠે ઉડે જેહ,મનવાંછીત દેવાંશી દેહ. ઘડીએ જોજન એ ચાર, સવા પહોરમાં કરી તઇયાર ઘણી હેમની મોહોરો ભરી, ચાલ્યો હઇએ હેતજ ધરી; ભાભે પુન્ય કર્યું અપાર, ધન્ય લુંટાવ્યું અઢળકસાર. વહેંચી સહુને આપ્યો ભાગ, લીધો બહુ લાખેણો લાગ; જેષ્ટ પુત્રને તેડયો સાથ,રાન દે નીજ સ્ત્રી સંગાથ. ભાભારામ ચોથો રાય. જોઇ શુકનને પંથે જાય; કાશીમાં પહોંચ્યાં છે જ્યાં.મરણ ઢુંકડું આવ્યુ તાંહ. ભાભો સુતોછે સેજ્યાય ગેબી શબદજ ત્યાંતો થાય; પુષ્પતણી વ્રષ્ટી તાં થઇ જાખે કાયા સ્વરગે ગઇ; કરે સહુ ત્યાં કુળની રિતે, પુર ભાભામાં પુરણ પ્રીત; ખટ કર્મને સંધ્યા સ્નાન. સુપાત્ર કરમાં દેછે દાન. ત્રિવીધ તાપતો ટળાયા સાર, અધના ઓઘ બન્યા નીરધાર;નારયણશું ધરિને નેહ દેવરૂપતો મુકાયો દેહ. ગયો હંશ ઉડીતે જ્યાંહ, અંતરીક્ષ વેણ થયાંછે ત્યાંહ;વધશે તારો રૂડો વંશ, થશે એક દેવતાઇ અંશ. વચન એહ મારૂં નીરધાર, જુગમાં નામ રહેશે સાર; એક વઇશ પેઢીએ મિત્ર,અવતરશે સતવાદી સુત્ર.ઉજેણી નગરીનેઠામ ઉત્પન્ન થાશે ભાભોરામ પુજાશે તે થઇને દેવ, સકળલોક સહુ કરશે શેવ; ઘડપણ ગેબી શબ્દજ તેહ, શુદ્ધ થયો ભાભાનો દેહ પ્રાણત્યાગ થયો જે વાર, થઇ સતિ રા માદે નાર. પુત્ર સરીયું ગના શરાધ, ટળીયા જન્મતણા અપરાધ; જનમ મરણનો ટળીયો ફેર, મુકિત પામ્યો એની પેર; સફળ કરયો અધિપત અવતાર,એવા દેવાંશી દાતાર; પંચ માસ પુરણ થઇ પેર, કરી જાત્રા આવ્યો ઘેર. રૂડો રાય અવતરીઓ અંસ, આજ સુધી પુજાએ વશ; વીક્રમ કેરૂં રહેશે નામ, પુજશે બહુ ભાભારામ. ધન ધન ઉજ્જેણીએ ગામ, ધન ધન કણબી ભાભારામ; ધન ધન અવતરીયોજેવંશ મુખ્ય પદારથ પામ્યો અંશ,કહે પુતળી મનહુલ્લાસ,ભોજરાયને કાળીદાસ;સંસ્કૃત વિદ્યાએ છે શાસ્ત્ર.પુન્ય પદારથ કેરૂ પાત્ર,જેવી બુદ્ધિ કરીને દિધ, નીરમળી વાતતો થાશે સીદ્ધ; પરદુખ ભંજન વિક્રમરાય. તે ઉપર આ કથા જણાય. અજાણ નરનેછે ઉપદેશ, જાણીતાને પેમે પ્રવેશ; પંડીત જનની એછે પ્રીત,રાજલોક તણી છે રીત, જોગી જનને આવે જોગ, ભોગી જનને વૈભવ ભોગ;દાતાનું મન થાય પ્રસન્ન,સુમ તણું દાઝે બહુ માન. પાપી માણસને મનઝાળ, અકરમીને મન તે આળ. દુખિયા

માણસને તો દંડ, પાખંડીને મન પાખંડ; વિવેક જનને વિધાય, અજાણને તો છે નિંદાય. ચતુર નરને છે ચરિત્ર, પુન્યવંતા એહ પવિત્ર. દોહરા—કહે પુતળી પ્રેમથી, વારૂ ભોજ તપાસ, સંસ્કૃત ભાષા માંહ તે, કીધું કાળીદાસ. કહે પુતળી ભોજસુણ, એવા થાએ વીર; વેણજ પાળે આપનું ધર્મવંત ધર ધીર. કરો પરાક્રમ જેહવાં, ધરોસિંહાસન પાય, દાન કરે એ સાંભળી, સરવે પ્રાશ્ચિત જાય; એમ કહીને પુતળી, ઉડી ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ, કહે કવિ સામળદાસ; ધરણીપત રાવણ અરી, વદું છું શીરપાપ; શ્રોતાજન સહુ બોલજો, જય જય શ્રી રણછોડ

## વારતા ૧૯ મા વૈતાળની

સમારાજ નામની વીસમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળેછે,

શ્રી ગણેશાય નમઃ ચોપાઇ—શ્રી મુખ આરાધુ સરસ્વતી, મયા કરો આપોશુભ મતિ; કરૂણા વરસ રસનાએ કરો; બાળક જાણી બાંહે ધરો કરૂ ગ્રંથ રાખોજીલાજ; કરૂં આરાધન તેણે કાજ, સરસ્વતી જેને મુખ વશી, વળતી તેને ઉણમત કસી; અણુમાત્ર કૃપાથી આપ, પડિત થયા તે તુજ પ્રતાપ, ગ્રંથ અધુરો જો રહી જશે, તો માત્ર હશારત થશે. ત્રણ વશ જેમ વાયુ તણે, તારે ભરોસે કવિ તો ભણે; તનય ક્રિયા હશે તાહરી, તે તો લાજ રહેશે માહરી. વશવાહની મોટી માત, સન્મુખ સાચું જો સાક્ષાત; આપો બુધ તુરંગ અનેક, અકલદેયણી તું છે એક. જગત પાવની શ્રી જુગદિશ, આદ ઉમીયા પત શ્રી તું ઇશ, ભોળો નામ ભવાની ભુપ, રાજેશ્રી દીવ્ય સ્વરૂપ.

દોહરા—શ્રી ભોજ ભુપત ભલો, શ્રી ધારાવર ધાય; શ્રીપત શેવક સત્ય એ શ્રી નિર્મળ શુભ નામ, આણ્યું આસન અવનવું, ધરણિ ધર્યું ત્યાંહ, શભાસરવ શોભા રહી; મહિપત બેઠા માંહ પંડિતને તો પુછીયું, લીધું લાખેણું લગન; મહુરત વેળા મનશું, મહીપત મનમાં મગ્ન, ભોજન શુભ ભલી ભાતનાં, પુર પોખ્યું પ્રમાણ; સુપાત્રદાન સરપીયા, જશ જગ માંહે, જાણ બ્રાહ્મણ ભલુ મનાવિયા, ભરયા ભાટ ભાત ભાત; ગુપ્તદાન ઘણાં કર્યાં, અધિપતીએ એકાન્ત. પાંચ પ્રદક્ષણા કરી, પ્રીતે ધરિને પાય, હાં હાં હુંકારો કયો, માં માં રેહરે રાય. સભા રંજની બોલીયાં, પુતળી આણી પ્રીત; એ આસન વિક્રમ તણુ, કરણ જેની રીત. દાતા દીવદરિયા સમો ગુણગરૂઓ ગંભીર; કનક દેપણું કરણ વરત, લીધે જીત્યો વીર; હરશીદ્ધ હજુરી જેહને, જેને માથે ઇષ્ટિ પુન કરે પરમારથી. જીવ જાયે જુગદીશ; પંચ ડંડ શીર છત્ર ધર્યું. અલખત આણી અપાર. અહુરણી અરણી કરી, શકળ શાસ્ત્રમાં સાર; કહુ મહિમા સંક્ષેપમાં, સાગરમાં સુક્ર સંચ; મુદ્રા માંહે મુઠડી, શાસ્ત્ર શાખથી સંચ,

ચોપાઇ—પરઠે ભોજ જોડી બે પાણ,વનિતા કહે તું તેહ વખાણ;ભરતખંડ તણો તે ભુપ, નગર ઉજેણી અતિ અનુપ. ગુણ લક્ષણ શુભ સોભા ઘણી. જેવી હોય ધડ લંકા તણિ, વરણાવરણી જ્યાં વિવિધ વિવેક, એક એકથી અધીકાં એક અધીક તેજ અરજુનલત હોય, જીતિ ન શકે તેને કોય; બેઠા સીંહાશન નાચે અપ્સરા સંગીત તાન, ગુણીજન રૂડાં ગાયે ગાન; થઇ રહયો સભામાં ઠાઠ, ત્યાં આવ્યો ભુખવંત ભાટ.સદાવીદી બોલે ખ્યાલ વડુ નામ તેનું વૈતાળ; દેવ શરીઓ દીયે રૂપ. જાણે ભાટકો બીજો ભુપ; વદીયો તેણે મુખ આશીરવાદ. અતિ રાજા પામ્યો ઉલ્હાદ; મહિપતે આપ્યો અદકો માલ, વીક્રમે બોલાવ્યો વૈતાળ.દેવતાઇ કો દીસો રૂપ, મોહ પામ્યો નગરનો ભુપ. કાલો ઘેલો વિક્રમ હોય, એવો ભાટ ન દીઠો કોય; ગુણ લક્ષણ નારાયણ ઉપર અતિ નેહ.

દોહરા—કહે ભોજ સુણ ભામની;ભાટને કહે છે ભુપ; પ્રગટ્યું શું પ્રાક્રમ કરયું, રૂડુ કહે કેમ રૂપ. જાગ પુરૂષ પણ જાચકો; અકલ વડે અનુપ; માનવી કહે કેમ સુખથી. ભીખારી તે ભુપ. કોનો પુત્ર કયાં અવતરયો કોણ અધીપતી અંશ; વપુ વિદયા વિનય કશો, વારૂ કહોને વંશ; કેવો પડિત પ્રાકરમી, કેવા મહીપત માન; કેવે પ્રકારે આવીયો,લીધ દીધ શા દાન.કહે શો તે માગણ હતો કહે શી વીદ્યા હોયે તે અવતરયો કયાંહાં, જનુની જનક ગુણ જોય.

ચોપાઈ—કહે કામનિ સાંભળ નરનાથ,કહું વાત જોડી બે હાથ;હોંશ મારે હઇડે છે ઘણિ. કહું ઉત્પત વઇતાળજ તણિ. પચાસ કોટી પ્રથવીનુ પીઠ, તેમાં દેવ સ્થળ કે દિઠ;ભરતખડ તે ભારે ભોમ, કરમ ક્ષત્ર બંધાણી ભોમ કનોજ દેશ સુદર કારમો,તે લંકાવડની હારનો; માનવ મહીમા જાણે મરમ, ધરતિ માંહે ઘણેરો ધરમ. શ્રીમંત લોક સુખી સહુજન, નીમળ નરનારિનાં મન; ગુણછાર ગુણ સાગર શુભ ગામ,ભાટભીમ એક નીમળ નામ. ઉમયાદે ઘેરનારી સતી, રૂડી કમની રેખારતી, સતી શીરોમણ સાહસ રૂપ, અતી નીર્મળ ને નાર અનુપ. દોલતે દુનીયાં વૈભવ ઘણે, દોષ દીસે છે નાગજ તણો;માગે નાગ ને લાવે ધન,માગળ જાત પણ મહીપત મન. કોટી ધ્વજ કહેવાએ નામ, દેશપતિથી આવે દામ; વશ વરતે માનલ તે દેવ, કરે નાગ સરીખા સેવ સુંદરીઓ પણ દાતા જોય, કળા કળી શકે નહિ કોય; રાજ રીધ સમરધી સુત્ર, પતીવ્રતા પેટે નહી પુત્ર. વપુએ તેને મોટો નેહ, દાવાદાળ જેવો દુખ દેહ;કળના એક પડે નહી કશી વ્યાધી આવી વપુએ વશી. શામા ઘેર શીરોમણ સતી, પ્રેમદા કહે સાંભળરે પતી; શીવ સેવતાં વાધે સુત્ર પ્રભુ પ્રતાપે પામે પુત્ર વિના ઘરસુત્રનુ સુખ, પુત્ર વીના કેમ ભાગે ભુખ. પુત્ર વીના તો શ્રાધ કોણ કરે,પુત્ર વીના પીડ કોણજ ધરે;પુત્ર વીના કો મુખ નવ જોય શુકન નવ લે કારણ કોય. વાંઝીયા નાર એ કારણ વડું, પુત્ર વીના જીવીત ભડ પડયું; પુત્ર વીના અ-

લખત શી અંશ, પુત્ર વીના કેમ વાધે વંશ, પુત્ર વીના મેહેણાં દે સહુ, પુત્ર વીના ઘેર નાવે વહુ; અવતાર પુત્ર વીનાનો બળ્યો પુત્ર વિના તે શોક નવ ટળ્યો; પુત્ર વીના નવ પામે નાત, સગાં સહોદરની શી વાત;જેને પુત્ર ન આવે પેટ,તેના જીવતરમાં ઉઠી વેઠ;પુત્ર વીના વચન કેમ પળે,ચઢયા ઢાળ પાછા કેમ વળે વેવાઇ કોને કીજીએ, લ્હાવો કેવો આપણ લીજીએ; ધીક અવતાર વાંઝીયાની ગાળ,નવ ઉધારે ધીરે માલ. પુત્ર વિના વહી જનક જોર, પુત્ર વિના ઘર તે સમશાન, પુત્ર વિના નવ દે કો ધન; કોઇ ધન ન પુછે કશી, સહુ, સંતાન પુછે સરવથી; કરોડ દામ જો ગાઠે હોય, તોય પનોતા નવ કહે કોય. પુત્ર હોય ને નવ હોય દાન, પુત્ર પનોતોવેનું નામ; કુળ ઉદય સકુળ દીપક પખે, વેદ શાસ્ત્ર લક્ષમણથી લખે; પુત્ર વિના જીવિત તે કશું, માનની મને મન એનો વસ્યું; ભંડાર લુટાવ્યો આણી નેહ,તજીએ જીવતાં આપણો દેહ. દોહરો—ભીમ કહે સુણભામની,તજ ચીંતા મન શોક;અમતું થાય ગોવીંદનું, ડાહાપણ કરવું ફોક. ભારે ભઇભાવ ધરતણો, તેહ કરયો મન તાજ; ભીમ ભયાનક પગ ગયા. તે તપ કરવા કાજ. ઝલમલ ન દેશાર શીવવડો,ઝાઝુમાન જુગ જોત; તેજ પુજ ત્રિલોકપત. ઉદેકાળ ઉદીયોત;પચપત્ર પરતાપ પુર, નારાયણનું જે નુર; દાતા દેવ દયા નીધી, હેતક એહ હજુર. બીલીપત્ર તુળશી તાંદુલે પંચામરત પખાળ; અહર નીશાએ આરતી, આણી અદકો વહાલ;શીવ પુરાણ શ રવણે સુણયું, શીવ કવચના પાઠ; શીવ મંત્ર જીભ્યા જપે,ભાવથકી તે ભાટ;ગુણ ગાયપરૂ આપણે, કરે નીત જાગધાર; શીવ સંતાન આપો મને નોધારા આધાર.દેવ તણો તું દેવતા, ઇશ તણો તું ઊશ, કરતા હરતા તું વિશ્વપત ગજગતપાવક જુગ દીશ નથી ખોટ ઘેર તાહરે,આપવે નથી સમરથ;તપદાતા એકતું લહયો, તુજવિણ સરવે વ્યર્થ; અધીકજન વર પામીયા, દાનવ દેવ અતી આપ;પુત્ર એક શુભ પ્રાક મી, પામુ તુજ પ્રતાપ; જેથી નામ જુગમાં રહે,વિખાણે શુભ હુવાટ; વામ થાયનવ ખંડમાં, ભુપતજેવો ભાટ તારે પરીયા ત્રાસો પક્ષના, તારે નાત નર નામ; એવા પુત્ર આપો મને, કરૂણાનીધી કરી કામ. માહાદેવ કહે મંગળ સુણો,સ્વપ્ન માંહેએ આપી; કોઇક જનમતણા ઘણાં,તારે માથે પાપ. એવું સાંભળી ઊઠીયો,પ્રીછી શીવ ની પેર; ભીમ વળ્યો તે ઘરભણી, શોધીઆપે શેર. બ્રાહ્મણ વરિયા ભાવથી, શત શત ચડી કીધ, પુરણાહુત પુરણ કરી, દક્ષણા દાન બહુ દીધ. માહા રૂદ્ર એકાદશ કરયા લુંટાવ્યું બહુ ધન; દાન અવેરિ આવરી,મહાદેવ ઉપર માન વિપ્ર વરા તે વે દિઆ રાજા તણી જે શાખ; પારથી ચીંતામણ કરયા, પુરા તે નવલાખ;શીવ થયા અતી આકળા, એને શું અપાય; પાંચસે પુત્ર આપતાં,ઓશીંગણ નવ થાય, સંતો ષ્યો એણે ઘણું, ચડયો ભુદરને ભાર; વ્યાજ સહીત જેને વળાવું,એવા એદાતાર નીરમળ દેહ તણા કરી, તજ્યું પોતાનું ગામ; પાછો વળી તે આવિયો, તપ કરવા

આ ઠામ. કયાં કષ્ટ વેઠી ઘણી, સાધે સઘળા સુત્ર. શિવ બીચારો શું કરે; ન હોય કરમે પુત્ર. ચોપાઈ—એમ કરતાં વત્યું વરસજ એક, કરે પુજા તે વિવિધ વિવેક; આવ્યો એક ઢીમર તે પાસ, તેને પુત્ર તણી મન આશ; આવ્યો શીવ સમીપે તેહ, ધરયો નારાયણ ઉપર નેહ; જો પુત્ર ના આપે જુગદિશ, કાળ મચ્છ પછાડું વિસ; શિવ પ્રસન્ન થયા તે સાંચ, પુત્ર પલકમાં આપ્યા પાંચ;ઘણે હેત ગયો છે ઘેરાભીમે મન વિચારી ઘેર. કળિયુગ માંહે લુંડનો લાગ;બળિયો થાય તે લે બેભાગ; બીજા જીવ મેં કેમ મગાય, હત્યા આપ કાયાની થાય. કાઢી કટારી કારજ ધરી,કોડ બુધ મરવાની કરી; છેદવા માંડયું આપે શીશ, હા હાં કહીને બોલ્યાં ઇશ. વણ મોતે શા માટે કરે, આત્મહત્યા તું શીદ કરે; કર જોડીને ભીમ તે ભણે, હું આવ્યો શરણે તુજ તણે, વરષ એક ત્યાં તો વહી ગયું, સ્વપ્નામાં દર્શન નવ થયું.આવ્યો પાપી મચ્છી જન. તરત આપ્યા કેમ પાંચજ તન,તેથી મુને ભુંડા કીધ. એકે પુત્ર મુજને નવ દીધ, શીવ કહે દેહેરા પાછળ જાઓ,નીરખો નેહથી સુખીયા થાઓ. ગયો ભીમ પાછળ જેટલે, ગોબર ગાર દિઠી તેટલે; દિઠા કીડા ત્યાં દશલાખ. બોલ્યો ભીમ છીવ પ્રત્યે શાખ; કરોડ મંતો નિરખીયા, તેનો પા તો નવ પ્રાછીયા. શીવ કહે તુજશું બોલું સાચ, જીવ એમાંથી આપ્યા પાંચ; પાપ કર્યાં તે નરકે પડયા, પાપી તણે પેટે જઈ અડયા; તુંને આપવા જોગ તન. નથી મળતા કો મારે મન. કુળ ના તને તારે ગામ, નવખંડે રહે નીરમળ નામ; તારો ભાર મારે શીર ઘણો. જપ તપ પુજા પુન્ય તણો. પુરૂષોતમ ભરૂઆડા પેટે,વચન બાંધ્યાં અવતરીયાનેટ;તેમ કરવુ પડયું માહરે અવતાર રૂદ્રનો કુળ તાહરે, ભક્તવત્સલ મારૂંછે નાથ, તે કેમ બીરદ જશે આ ઠામ. પુરણ એક કળાનિ પેર, પ્રગટ પુત્ર થાશે તુજ ઘેર; નર અવતાર ધરાયેનેટ, પુત્ર પતિવરતાને પેટ, વળી ઇચ્છા હોએ મનતણિ,આપુ અલખત લક્ષ્મી ઘણી; ભણ્યો ભીમ પ્રતે ભાખ, લક્ષમી ઘણી કરોડા લાખ.

દોહરા—કહે યીવ પુત્રજ આવશે, ખરચ કરો બહુ પેર; ના કહે ત્યારે નીસરે ઘડીએ ના રહે ઘેર. વરદાન પામી તે વળ્યો શીવદાતા સમથ; આનંદ પામ્યો અતિ અતિ ઘણો, ઘણો ખરચાયો ગર્થ. યોગ ગરભજ ઠરી રહયો, કામની કરે કામ;પુત્ર પ્રતાપી પ્રગટીયો, વઈતાળ ધરાવ્યું નામ. ચંદુ નીકળે અભ્રથી, પંકજ જળથી જેમ; શોભા સકળ શીરોમણી, પુરણ પુરૂસોતમ; આકાર રૂદ્ર એકાદશે. શાહસીક કોઇ સીધ. હેત હરખ મા બાપને, કરમ જાચકના કીધ; શુકલ પક્ષ પડવે થકી,વાધે છે જેમ ચંદ્ર. વાધે રૂપ વઇતાળનું, અવનવો કોઇ ઇંદ્ર; તેજ પુજ કોઉ દેવતા, વપુ શીરોમણિ વંશ. અવતારી તો અંશપત, આપ ઇશ્વરનો અંશ;સાત વરસ સેજે થયાં, તવ મુકયો નિસાળ. વણ શીખવી વિદ્યા ભણે,વીશ્વવ વીશે વિખ્યાત પાંગળ પાઠ પુરાણ પુર, ભણણુ સગણુ ભરભેદ, ભાષામાં તે ભુપતિ, વાણુ વિખાણે વેદ;

બત્રિસ લક્ષણ ગુણે, ચઉદ વિદ્યાએ ચિત. રાગ છત્રીશે રીઝમાં,ખરીવાતની ખીજ મહાદેવ આગળ જળ મુઠ્ઠીયું,મનમાં શીધથી માન; જુઠું ન બોલે જીભથી, દઇ જાચકને દાન. સેતરંજ પાસા સોગઠાં, રાજ રામની રીત; જુવે જુગતે જોગથી. પરિબ્રહ્મ ઉપર પ્રિત. પુન કરે પરમારથી, વરે વિપ્ર અનેક; શીવપુજન સેવે સદા, વિવીધ પ્રકારે વીવેક, હોંશે વોરી લેહેમણી, જુવડે રમવા જાય;જો જીતે તો જોખમાં, પુન્ય કરે પર્વમાંય. ભીમ કહે ભંડારી સુણો, ભરાયાં હોય ભંડાર; દામ ખરચતાં, દેવને, ન કરીશ તુ નકાર, ખાંતે સોનાનાં સાંકળાં કડાં વાડકાં કોડ; જીત્યો ત્યાં તો જશ કને, હારજીતની હોડ; જશ વાધ્યો સઉ જગતમાં,કષ્ટ ઘણાંનાં કાપ; હરનીશ કામ એવું કરે, આપ આપજ આપ. શુરા વ્હાલા સ્વામીને, પુટડા નર કરીયા;રાતા વાહાલાં જાચકાં, માતા ડાપણીયા દેહ રૂડા ડાહાપણ ઘણુ, સંગ્રામે સરદાર; જાચક વખાણે તેહને; દીલનો હોય દાતાર. કાળો કરૂપ કાયા ધણી, મોટમ નોહેપાન; જાચક જસ જેનાં કરે, જો દેતો હોય દાન મેરૂ તે મોટા નહી. શાલો નહી તે સાર;પંડીત તે પ્રૌઢો નહી, દેવ વડો દાતાર. વઇતાળે ધન વાવરયું,વપુએ નાનો વેશ;કીરતી ચાલી કોટીધા, દેશ પર દોહો દેશ. વિદ્યા નાર તરવા ધન, પરમેશ્વર અતી ઓટ; પાંચે એ છે પારકા, માલે તેની મોટ. કન્યા કુંવરી કો કહે,દેતેને બહુ માન. ભુખ્યાનું મોં નવ જુવે, કરે નીત એવાં કામ. ભરતખંડમાં ભીમ સુત, લહો લોકે ચાત ચાવ;અવતર્યો અધીપતી અંશકો વખાણ વડાં વૈતાળ, દેશપરદેશને ગામમાં, વખાણ કરે કંઇ કરોડ;ઉપમા કોની આપીએ, પણ જે લોકો નહી જોડ;એકદિવસ ભંડારીએ, કરી ભીમને અરજ. દામ સહુ દેહવટ ગયો. કહોતો કાઢું કરજ ભંડાર ભીમે જોયો જઈ, મુખ મુકયો નિશ્વાસ; હેમ દામ ખરી મોહોરના,પરવર્યાકરોડ પચાસ નીમે રાય બેસારિયા, ઘણે હેતથી ઘેર;પાસે બેસારયો પુત્રને, પ્રીતે પુછી પેર દુભાશો માં દલ થકી, કહુ તમારે કાજ;ભાટ જાત ભિક્ષુક તણી,જોઇ રીઝયો રાજ; કમાતાં કંઇ દીન ગયા, કપોળ વખાણ કરોડ. ઉડાડયો એક પલકમાં, હાર જીતની હોડ; ધારણ મજહસડ તની. તે તમે મારૂં હીર; કહી વાત ને કળકળ્યો,નયણે ભરીયાં નીર. દામ જોડવે દોહલો, વાવનારને વાણ, જાળવતા તો જુગ થયો, ખુટાડી તો ખાણ. દુહો દભડ ને દામ એ, ત્રણ જાડાનો ટેક; વંઝા ન જાણે વેદના,વાદ્યા તણી વીવેક; સ્વેત બાંધ્યા જેહને, ઘેર સવાશેરની કણેક,હોડે તે હારે નહી, સોયવત ન શેક, શહસ્ત્ર નગર શોભે જહાં, હસ્ત બળ એક હાથ. લાખો રક્ષ વસે જહાં,જીતે કોણ તે સાથ; નવ તન યૌવનવસંગનું, ભામની જોબન કંથ. મરદનું જોબન માત્ર ધન, ચતુર વિચારો ચંત; તેં તો હીર મારૂં મરયું, જોબન રૂપને જોર. જાયું હવે હું કયાં જઈ, અક્કલહિણ અંકોર. જાચક જાય હાથી ચડયો, ત્યાં પામ્યો લહાણ; ઘોડા ચઢ ઘોડે ચડે, વપુ તણા વખાણ;જાચક જાય ગરીબથી,મહીપતિ જાચક મન

સભા સન્માન પામે નહી, અતિ દુખે લે અંન. માગણ મેલે લુગડે, એંશી વરસે વ્રદ્ધ; વણ વીદ્યાએ વિપ્ર તે, શોભીત ન શ્રદ્ધ. સાળ વરશે સલક્ષણો,તાતશું બોલ્યો તરત;વાસ વસુ નહી તાહરે, વાણી બોલ્યો વરત.દામ ખરચ્યાની દશ ગણા, આપ તમને આપ; મોહોલે આવ્યુ મલપતો પ્રૌઢા શીવ પ્રતાપ,ઉઠયો તે આળશ તજી.જગમલા જગપત;પ્રિતે ત્યાં પુજા કરી પુજી આદ્ય શક્ત. બહુ દ્રવ્ય ખરચ્યો બાવનો, આપી ઓશીંગણ થાઉં; મહામાવા મત દેયણી,જશ દો તે દેશ જાઉં.શીશ નમાવી સંચર્યો,સ્મરણ શીવનું સાથ. સુતાર પડયો મારગ વીશે,તેને લીધો સાથ શબ્દ ઉઠયા એક સહેજમાં મારગ એહ મલેશ;મને ઉપાડી તે શકે,જે જાય ઉજેણીદેશ, લાખા લક્ષણ આ ગળી,તે જીતે સઉ તેજ;અંશ અપ્છરા અવતરી,શેહેજ સમરપે શેજ.કુતકે એછે કારમો,શીવજી સાથ સોહાય;મુકેશેજ લાખા તણી. તે અહીંથી લઇ જાય ઇંદ્રિ તણી તે અપ્છરા, શ્રાપે ગુણકા હોય;દૈવ પડયોછે શ્રાપથી,જોડો બેનો જોય.

ચોપાઈ—લીધો સુતાર તુરજાવણી,ચાલ્યો આપ અનીથી ભાગી; આપ વેશ કર્યો અબધુત, ધરી અંગ ચાલે ભભુત. તેજ પુંજ કળે નહિ કોય,જાણે કોયશીવનાગણ હોય; ભાવ મંત્ર મુખ શીવનો ભણે, તરણવત જગતને ગણે,માયા લાજ આશાની દેહ, ત્રણ લોકને જીતે તેહ; માઠી જુઠી નહી તે મુખ,સંતોષ આનંદ રહે તે સુખ. એક કરે ઇશ્વરની આશ, માગે શ્રી પરમેશ્વર પાસ બા તણી વરતામાં જઉં,તે વાતે તો હળવો થાઉં,આવ્યો નગર ઉજેણી ગામ,દીઠો લઠ લંકાવત ઠામ.ગુણવંત ક્ષીપ્રા દીઠી ગંગ. અવગાહનથી નિરમળ અંગ, સાચી સાક્ષ શક્તિ હરસીદ્ધ, નીત પાસ રહે નવનીધ; જાય પુરૂષ ગામે જાહરે, દીઠા મહોલ મોટા તાહરે. અધીક ઠામ ઉંચા આકાશ. તેજ પુંજને પુર પ્રકાશ; રાજ ચોર ભય નહી તે ગામ, તેણે શોભા ઠામો ઠામ. રાજ મહેલ કો રૂપા તણા. કોટે કનક તણા કાંગરા, જાણે મહેલ ઝવેરે જડયા, જાણે વિશ્વકરમાએ ઘડયા; નવ ટુંકા નવલ મણી લહેર, ાશ કસ્તુરીબહેકેબહેર; મોતિ તોરણ બાંધ્યા ચોપાસ. ઘણાંક બહાર દાશીને દાસ. જેમ કો મંદીર મહિપત તણું. ઝળઝળાટ ઘાયડ એમ ઘણું,મણી નવગ્રહ જુગતેજડયા આદિતઆદે જાણે સઉ અડયા; માણેક હીરા મોતી ચંદ્ર, મંગળ પરવાળ જડયાં છે મીંદ્ર. બુધ પાન ગુરૂ પુજરાજ, હીરે લીલુડી મણી મહીરાજ,લસણિયો ગોમેદ કેત,જડીત્ર ગ્રહનીલ પીતજ સ્વેત. ઉભો રહયો અદક્ષણુ એક ત્યાંહ, વણ પુછે તે જાશુ કયાંહ. દિસંતા છો ભારે ભુપ, સકળ કળા ગુરૂં સીધ સ્વરૂપ. શું એ મહેલ તમારે કામ,બીજા વાસલબેરાં ગામ; વઇતાળ કહે એ કોનો વાસ,પ્રતીહાર બોલ્યો પ્રિતે પાસ.

દોહરા—ગુણવંતિ ગુણકા રહે, લક્ષમાં લહે સઉ લોક, ભેગી આવે ભાવથી, જોગી જાવું તે ફોક. સાત સદાવ્રત સામટાં, મન ગમતાં મહા મુલ્ય. કામ હોય તે કહો મુને, સાંભળતાં સમતુલ્ય. માગણ આવે માગવા,પ્રિત ધરી તમ પાસ;ભંડારી

પ્રીતે ભરે, જે ઇચ્છા હોય આશ.સત્તર હજારને સાતસેં; ચાસ ઉપર હેર; સદાવ્રત. શોભી રહ્યાં,ઉજેણી એટલે ઘેર. પંથી કહે પુછયા તણું, માહારે છે એક કામ; લાયક લક્ષવંતીનું, લાખા તે કેમ નામ; આદખદ દામો બારણે, પ્રઉઢા નાંખ્યો પ્રીત; ડંકો વાગે દેખાતાં, રૂદે ઊલટી રીત. એક ડંકેથી આગના બીજે જાય મહેલ; ત્રીજે ચડે અટારીએ,ચોથો સજયા સહેલ;પાંચમે અલીંગન અતી,છઠે વાણી વાત, ભોગી પુરૂષ જે ભોગવે,તેહ સુણાવે સાત. એક રક્ષ એક નાદથી. ડંકે ડંકે દામ; લક્ષ સાત સોબત લહે. માટે લાખા નામ. મહોલ સામુ માણી જુવે, ઘણા લાવે જો ગરથ; પ્રિછે તે પાછે વળે, સરે નહી એકે અરથ.વઇતાળ જઇ વળગ્યો ત્યાંહાં, દેઇ દદામે ડોટ. સુતાર માર મોહોકમ કરયો ચીત ધરીને ચોટ.સો ઘાવ દિધા સામટા, પ્રહાર કરયા મહા પુર; દદામુ દેહવટ કરયું, ચીત થકી તે ચુર. અધીક સાદ અટારીએ, સુણ્યા સાંભળ્યા સરવ,ગુણકા તેહ ટળી ગઇ, ઘણો મેહેલી મન ગરવ; કોઇક સીધ અબધુતએ વીશે કરોડો વરત; કોઇક ઘેલો આવીયો, રેક તોડાવ્યો તરત. જો બોલ ગીસ્ત મારો જશે કષ્ટ થયું એ કામ; કયાંથી આપે કોટીધા, દેશપતિથી દામ. પડવ્યો એક પ્રતી હાર ત્યાં, સાંહ રાય કે સીધ; ધાએ દદામે તો દીઓ બેહેરો ગાઢે રીધ. લાખાને લક્ષણ કહે, લે મનગમતો માલ;આદરથી તેડ અટારીએ,વેદ આવ્યો વઇતાળ કીરતી તો કાને હતિ, જે અવતરીઓ અંશ;માનથી તેડયો મહેલમાં, વઇતાળ વડેરો વંશ; અલખત જોઇ અટારીએ, માનનીએ દીધાં માન.વપુ જોઇ શામ રડી, પ્રિતથી સોંપ્યાં પાન, અમુલ્ય મેવા અતોલના, અમરત જેવા અહાર,ભેટ કરયા તે ભાટને, સાવરણ પાટ પસાર. માન થકી મુખ માધરો હઇડે આણી હેજ;સ્મરણ કરયુ સુલ સેજહે, સેહેજે સુતાં શેજ પારી જાતક પુષ્પો રચા, બહેકે ઘણા બરાસ; કસ્તુરી કાદવ ઘણાં,લીલા લહેર વીલાસ. મશાણ તણી જે મરતીકા, જો સેજે એકાંત; બેશમાવડ આપથી, ભેદવાન નહી ભ્રાંત. વઇતાળ તણે મન સેહેલ છે, સબ માયા કે મશાણ નરનારીકે નરપતી,સઘળા જીવ સમાન.લાખા આવી લોભથી,લક્ષણ કરતી લાખ;ભાટ પડયો ભમરી ખઇ, ભાખે નહી મુખ ભાખ.ચરણતલાંસે ચીંનની, આલીંનન દે અત્ય;ચુકે વીર કેમ ચીતથી મોટમ જેની રત; દીસતો એ દેવતા, જોબન બાળે વેશ; લાખા લક્ષ પ્રકારથી લાજ ન આણે લેશ. પહોર રાત રહી પાછલી દાહી આવી દાસ; વઇતાળ પાસ રામા રહી, પ્રીતે આવી પાસ ક્ષણુ ન નેપુર ખલખલે,કંકણ નસુણ્યાકાન પતંગનો જણાએ નહી. એ લક્ષ એનુ માન; ઘાઓ દીધા એણે ઘણો, ઝળમળી આવ્યો જોડ; ડાહાપણ તો નવ દાખવ્યું, ખોજ તો એ ખોડ, અધર ઉપર ઠરી રહયોમુખ બધે ત બોળ;માગ રહયો મુરજાદથી,રોળાયા નહી રોળ કસ્તુરી કાજળ કુમકુમકર્યાં અંગે મન ઠામ;આબેમાં અવગુણ કરશો,જુઠાં જારકે કામ નીંમખ નાદ બજયો નહી પ્રાગ્રણ પરઠયાં પ્રીત; ચતુરે ચતુર રહે બે મળ્યાં રવાએ

નહી રીત. બાંધ્યા કયમ કામની રહયાં, બાંહે કંચુકી બંધ; ક્ષણું આસન ખસ્યાં નહિ, ઘેણુ કે ધણીએ ધંધ, વપુ પ્રસ્વેદ વાળ્યો નહી, ડંક ન લાગ્યા દેહ;ન ઉતમ બે નર નારમાં, નેહ ઠરયો નહિ તેહ; પાપ રહો રહો પુર પાથરો,કરમાયું નહિ કોય; બોલે બોલ સલક્ષણિ, હેત અચંબો હોય; ગરથ ખરચ્યો જેણે ઘણો, માનની માણ્યા માટ; બુદ્ધ જોતાં તો એહમાં, કોને ઉઠી વાત; લાખા લાજ તજી કહે. અક્ષર સાચો આંક; કામની પુછયું કયમ કહું, વેદ વિધાતા વાંક રડી આળા રૂપે ઘણા, મન મોહન મોર; કામહિન તે શું કરે. ચીંતાની આગળ ચોર;આંબો ઉકરડા તણો હુંશી જેવો હોય; દીલ રંજન તે દેખતાં, ફળ ન પામે કોય. રૂડાં ઈંદ્રિવરણાં; લહે લક્ષણ સઘળા લોક; રજ કોઇ ચાખે નહિ, ફળ મળ્યા તે ફોક; જેમ મોતી ઝાકળ તણાં, વારૂ દીસંતા વાવ;નાકે ન પહેરે નારીએ, કુંડળ ન થાય કાન.કાચ તણા તે કારમાં, હીરા ફોગટ પુલ્ય; દીસંતામાં દિલહરે, નેમ ન આવે મુલ.કનક કહે ધનતુર ને, નિરમળ મોટુ નામ; આભુષણ આપે નહી, કોઇ દે નહિ દામ.ચીતારા બહુ ચીતરે,બહુ મુલીઘોડા ગજ;બાંધે નહી કો બારણે,કે અસ્વારી એકજ તણી બાંધે તલવાર; શોભે સામદ સુર; રણદેખી રીઝે નહી, આવે ન કોઇ નુર. જેમ લાડુ સ્વપના તણા, ન ઉતમ મીઠા નેટ;સ્વાદ ઘણા પણ સ્વપ્નનો,પલક ભરે નહી પેટ.ગાજે ગગને ઘન ઘણો, બ્રહ્માંડ ભજાવે ભાત; તેથી કણ પાકે નહી,વરસે નહિ વરસાદ.નવાણ ખોદાવે નીરમળા, દ્રઢતા મોટે ધીર;તેથી તરશ છીપે નહી, મીઠાં ન હોય નીર; દેહેરૂં કરાવે દીપતું, ખરા દ્રવ્યથી ખેવ; તેને કો પુજે નહી, મુરતી ના હોય; કોડીયું કરાવી કારમુ,પેહેલી દીવટ મેલ; તે થકી અજવાળુ નહી, માહીના પુરે તેલ વારૂ વીપ્ર વપુએ ભલો,ભાત ઘણેરો ભેદ; સન માન સભામાં નવ જડે,હોય ન વીદ્યા વેદ. મનોરથ માનવ કરે, આદર અદકા અરથ; પાસેર ન તોળે વાણીયો, ગાંઠે ન હોય ગરથ.નામ મોટા પણ દામ નહી કરવાં કારણ કોડ, ચોરવીના જીતે નહી હાર જીતની હોડ. બેહેરો રાગને શું કરે,મુગો કરે શું ગીત; પાપી પુન્યને શું કરે; રોતાથી શી રીત; શોમ કીરતીને શું કરે, લોભી શું કરે લાજ;ગુણને અવગુણ શું કરે, આળસુ શું કરે કાજ.કાયર સહસ્રને શું કરે, જરને જોગ. નપુશક નારને શું કરે, ભાવ નહી મન ભોગ.

ચોપાઇ–કહ્યાં કામની એવાં કહેણ.વઇતાળે સુણ્યાં વનીતાનાં વેણ;મેહેણાંદીધાં બહુ માનની,તોલ તજાવવું એ તાતની. ઝંઝેરો વરસીયર તેણીએ,ઝાઝાં જન જીત્યા એણીએ; કામની એ શું બોલી કુડ, મન જાણે છે મનથી મુઢ. સાહા પુરૂષ સદ ગુરૂની સેવ,દીલથી વહાલા જેને દેવ;દેખી વનીતા જે કેમ જડે, શોને શામ કેમ આવી અડે. વજર કછોટો બાંધ્યો જેણ, ત્રીયા કોણ છેડાવણ તેણ; જેમ લક્ષમણ અયોધ્યા પતી,તેમ હનુમાન જોગી જતી; તેના ગુણ માણો વઇતાળ, અવર કોણ છો-

ડાવણુ આળ; વઇતાળ કહે વનીતા સુણો, ભેદ ગમે તેવા મુખ ભણો. કોણુ જાણે શ્યાએ કારણે, બેઠો આવિ તારે બારણે;ઝેર હળાહળ જીરવણુ કરૂં,અતોલ નીર અ-રણુવનાં ભારૂં; વાઘસીંહને સરપજ ઘણા, એતો આભુષણુ અમ તણા; જીતવું શું જુવતીનું જેહ,ભાગુ મન તારો સંદેહ; સઘળા તારી સાથે જોગ,ભરપુર ભરયાભા-વતા ભોગ; કામ બાણુ છે તારા કોડ, મારે છે હાથી શું હોડ, એમાંથી અમર થઇ જાય,તે પુરૂષ જુવતી જીતાય; ભાળી નહી ભાગી ભામની કોડ થકી જોતી કામની. તે દ્રષ્ટાંત દેખાડયા સરવ ગુણુ ગુણુકા તણે જે ગરવ;એટલાં વાનાં જે નર કરે, પલં-ગથા પ્રેમદા પરહરે; તુચ્છવત તરૂણીને ગણે,પડે પાસ નહિ તુજ તણે;તારા મેહેણાં ન ધરે મન, તે નર તે જુવતી જન. જેના ગુણુ ભરયા છે ગાત્ર, માનની તેને કોણુ જ માત્ર; જે નર સાકર શીરા જમે,તેને રાબ કઇપેરે ગમે;અમ્રત જે હરીરસ પીએ, ઝેર કામની કારણુ કીએ; જેહ કસ્તુરી બહેક બરાસ, લક્ષણુ પ્રિતે રહે કેમ પાસ; કલ્પવ્રક્ષ તણાં ફળ ખાય,બાવળીએ કેમ બુધજ જાય;પરીબ્રહ્મ ઉપર જેનેપ્રિત,ગમે કેમ શેણકાની રીત.છપ્પો—અતિ લાલચ બહુ લોભ,ગોભ જુગતે જુઠાનો,આળસ નીંદ્રા અંગ. રગ રીઝી રૂડાનો, નરદે નગણુ નદેહ, દેહ મલીન મંજન વન;સસરપ ખપર ખાર. અહાર ઘલેરો તનુ તન; નીરલજ પણુ નહી નમ્રતા,નીચ સ્વભાવ જા-ણુવી; આપ મસ ડાહી ઘણી, અધીહીન કેમ આણુવી. સ્ત્રી રત્ન કર ખાણુ,જાય એ રંભા રૂડી ધરે સોળ શણગાર, હાર કંકણુ કર ચુડી,શોભે ધળહળ ગેર;દેહ સકોમ-ળ સાજી, શોભા કેરૂ રૂદન. મદન નરસુર હે રાજી,વીક્રમ કરણુ ભડભુપ, અતિહરી ક્ષંદ્રની હારની; પંડીત ચતુર પુર પાટવી, નરપનેણુ પરનારના. દોહરા—પરનારી પાળી ખરી, કાપે નાત નીત કાયા; રૂડયા જેને રામજી,પરનારીપે જાય. પરનારીના પરભવ્યા. બુડયા બોતેર લાખ; કહે તો તે કથા કહું, શાસ્ત્ર દેવની શાખ.

ચોપાઇ—દીપાસા કેરી દીકરી, ગોખે બેઠી છે ગરવે ભરી; ભરપુર જોબન છે તે તણું,વરેહ વધે ધરૂણીમાં ઘણુ;નાત શ્રાવકી સઘળી સુજ,અનવહોરવા આવે મુજ માનનીને એક વરતિત મળ્યા.ચીત્તમાં ચળ્યાં.સમ ખાઇ ખાતે ખેડીઓ,અતી આ દરે ઉપર તેડાઓ,તણે વરત કરયાં છે ઘણા,અપવાસ કરયાછે મહીના તણા.બીજાં વ રત શાં કહું વીવેક, પોસા સામટા સહસ્ત્રજ એક,અધરમ તણીતો નહિ કુમતી,મોઢે બાધા છ મુમતી.નારતથેતે સંગે પડયો,કોડ પાપેતેને ચીત ચડયો,ભારે વરત તેભુલી ગયા, રેણી એક રામા ઘેર રહયો. સવાર થયું ને આવ્યો શેઠ, પડયો ધરાશ-કો બેને પેટ; તાજખાનું હતુ તે જ્યાંહાં, ઘાલ્યો વરતીકને તેહ માંહ્ય. વળગ્યો અંતરીક્ષ ઉભો રહયો, શેઠ તે વેળા તેમાં ગયો, આવતો જાણ્યો વાણીયો, પુજ તણો ફરૂજ્યો પ્રાણીઓ, હાથ વછુટો ખાંતે ખડયો. નીરમળ હતો પણુ નરકે પડયો; કુંભીપાકથી વરવી વાત, રહયો દિવસ સંપુરણુ સાત, દારૂણુ દુઃખ પામ્યો

તે દેહ, એવે ઉઠયો અસાડો મેહ; ઘર તણી પુખાધન પડી,નીકળ્યોત્યાંથી કાળેચડી ધારણ રાખી ધોયું તન, થયું માનની મળવાનું મન ખુંખારા કરે પુરણ પેર, આવ્યો તે વનીતાને ઘેર માનનીએ દીધાં બહુ માન, પ્રિતે આપ્યાં ફોફળ પાન,કામની સંગ કરે જેટલે,શેઠજ ત્યાં આવ્યો જેટલે,ઘાલ્યો પેટીએ શીઘ્ર,વણસાંકળીએતાળુ દીધ; લથબથ ડરત ભુલી ગઈ, સુરત સેઠ શાણાની થઇ;ખોટું કામકામનીએ કરયું ઉઘાડુ મેલ્યું ધન ભરયું, એમ કહીને વળગ્યો ત્યાંહ, મુડક ઘાલો દીઠો માંહ. કહે સાચું આમાં છે કોણ, આતો અચરત દીઠુ ઓણ. તુને જાણુતો સાચી સતી, માનની તારી મોટમ મતિ. કામનીએ કાને દીધા હાથ, સાચુ બોલી સ્વામી સાથ,વહોરવી આવતો વરતીક અન, સફળ થયો તે મારો દન; સાંભળતામાં ચડી છે રીસ, તોડયું મોજડે તેનું શીશ; ત્યારે વરતીક બોલીયો. પડદો મન તણો ખોલીયો. તેડો હતો તારી નારીએ બેઠીતી આણી બારીએ; સામું જોયું શેઠાણી સાથ, કામનીયે કાને દીધા હાથ. વરતીક કહે છે જુઠી વાત, નિશ્ચે કરીને છેદુ નાક;વાઢયા કાન બે તેણે ઠાર, બુચો કરીને કાઢયો બહાર; સ્વામી મારૂં મેલુ શીશ,નારી ગુણ જાણે જુગદીશ; કહેતો કહુ લાખ કરોડ, જુઠું નહી કો જુવતી જોડ. પોતે તેડયો તો પરઠી પ્રીત; રમાડયો તો એવિ રીત; પોતે પોતાનો રાખે ભાર, મુજને પડીયો મોહોકમ માર; વીવિધ પ્રકારે વીતિ રાત, ઉઠયો પ્રીત, ધરી પ્રભાત; આળસ મરડિને ઉઠીયો, જેમ ગજમદગલ છુટયો, રૂદે ધ્યાન ઇશ્વરનું ધરયું. પંથ જવાનું મનડું કરયું;લાખા આવિ વળગી હાથ, બોલી સ્નેહ કરી તે સાથ; વરતલંગ કરી મુજને તો આશા છે ઘણી, સત ધાએ તે કીધા તમો, તેમાંકાંઇ ન પામ્યા અમો; હેતે વચન આપ્યું હાથમાં, બહાદુર બોલ્યો સરવ સાથમાં, દિવ્ય આશીશ વિક્રમનેદેઉ.કોડ પસાએ લાખેણો લેઉ; પવક પાસ ન રાખુ પેર. મોકલ સરવ તમારે ઘેર; રાખ ઘરેણે મેલે સુતાર, નિરમળ બોલ કહયો નીરધાર, પ્રણામ કરી ધંધે મન ધરયું, સ્નાન નદિ ક્ષિપ્રામાં કરયું; હેતે કીધું દેવિ દરશાન. પુજ્યા શિવ મહાકાળ પ્રસન; મોટા હરખ ધરી મન માંહ, ગયો રાજ સભા છે જયાંહ. કહે પ્રતિહાર તારૂ શુ નામ. મોટા નરપતનું શું કામ લાખેણી પાળે તું લહાણુ. કરો રાવણ જુગતે જાણ; ભાટ વઇતાળ ભાવે આવિયો, આશીશ લાખેણી લાવીયો; પ્રતિહારે કહ્યું જઈ પ્રીત રાજદ્વાર તણો જે રીત, રાયે મોકલ્યાં પ્રિતે પાન, માગણ તેડયો દેઇને માન; ઉઠી આદર દિધો આપ, બાંધે પસાયા તણિ જે ચાપ; ચકીત થયા સભાણાં સરવ, મેલ્યો મોટમ કેરો ગરવ; તપ તેજ અરૂણવત અસો; ખડતારામાં ઇંદુ જશો; દીધાં ઘણા મહીપતિએ ભાવ, આદર થકી કહયું તે આવ. છપ્પો—આવ્યો તેરે ઘેર લઇ, આવ્યોનઉતમ નવનીદ્ધિ આવ્યો પુન્ય પ્રવાહ, આવી ફડી ઘેર રીદ્ધી; આવ્યો પુન્ય મન પ્રિતે આવી શીવ પુજન સીદ્ધ; આવ્યો પુત સપુત, આવ્યો વિદ્યા વિધ પાધ; આવ્યો મંગળ જાચાંક ઘરે,

આવો પથારો નિતે;સામળ કાવ્ય વઈતાળ કહે આવ્યો ચતુર વીક્રમ ચીતે.દોહરા—આશીષ સુણી તે વીક્રમ, મોહપત હરખ્યો મન; ભલો ભાટ અહિં આવિયો, આજ દિવસ ધનધન.છપ્પો—ધન મધવ કુળ વંશ, વંશધન ધરણા પતને; ધન હરસીધી માત,ધન્ય શિવનુજન છેતને;ધન્ય અધીપત અવતાર. ધગ કુળ ત્રાહો વિધ તારણ ધન એ રાજસ રીત.ધનપર દુઃખહીત હારણ;ધન એ માળવ દેશ, ધન ધન અવંતિ ગામને; કવિશામળ વઈતાળ કહે ધન ધન વિક્રમ નામને.

દોહરા—નરૂપત નરખી હરખીયો,મહિમા માન સમાન; માગણ તુ મોહોલે આવિયો, કિધું કોડ કલ્યાણ. છપ્પો—કલ્યાણ તાહરી જાત.કલ્યાણ તુજ માલત્ર સેવે; કલ્યાણ પુત્ર પરિવાર, કલ્યાણ પુજન શે; કલ્યાણ સભા શુભ શર્વ,કલ્યાણ દ્રવ્ય કીરતી તારી;કલ્યાણ પ્રજા કરમાંહ, કલ્યાણ સુભ શોભા સારી; કલ્યાણ અધીપત ઇષ્ટ તુજ, કલ્યાણ લક્ષણ વાથક લહુ; કવી શામળ વઈતાળ કહે કલ્યાણ કોટી વિક્રમ કહું.

દોહરો—મનમાં રીઝ્યો મહીપતી, આનંદ ઘણી મન આજ; રહોરાજીથી રાજકહો અમ સરખુ કાજ. આશીશ કહી આદર થકે, ભણેભુપત શું ભાટ; પંડીત તે પ્રીછે સહુ,થીર થાવર જે ઠાઠાંછપ્પો—બે બારાં બત્રીશ, ત્રણ તેરાંતત્રિશ પંદર પાંચ પચિસ;છક સોળા છત્રિસા. સતર સાતવીસ સાત,આઢ અઢારાં અઠાશી; એક એક અગયારી એક નાશી,વિશદશ ચોક ચઉટાં ચોરાશી;બાવન બહોતેર ઇકોતરો, છપન બાસઠ ચોશઠ ચીતે; ઓગણ પચાશ અષ્ટોતરી; વઈતાળ વિક્રમ સરખા રીતે.

ચોપાઇ—રીઝયો રાજા મનમાં ઘણું, પ્રીત પ્રેમે વચન તે તણું; શુભ સન્માન દેવતાઈ દીધ,કોડ પસાય કરૂણા કીધ. વળી પુછી એક વાત, બેચાર શાસ્ત્ર સકળ માંહે જે સાર;કહો કેટલા છેજી દેવ,ગુણ કેટલા સદગુરૂની શેવ;જાત કેટલા,જીવ સંરજીત જંતુ જીવ જેટલા;કેટલાં ઘર કેટલાં વાજીત્ર,કેટલા કણસા પુન્ય પવિત્ર, કેટલા કાળ કેટલા છે વેશ.કેટલા શાલ્ય કેટલા છે દશ;કેટલા જોશ, કેટલા સાથી કેટલા દોષ કેટલાં શાક કેટલાએક સ્વાદ,કેટલા શોક કેટલા હુલ્લાદ;જર કેટલાં વસ્ત્ર,વાત કેટલી દહાપણ દસ્ત્ર.ભગણું ભોગ, કેટલી ભીક્ષા કેટલા જોગ; કેટલા ભેદ કેટલા એકે રામ, કેટલા અગ્ની કેટલા કામ; પુછયા બ્રહ્માની શરૂષ્ટીમાં વરષાતા બાંધી વરૂષમાં; ઉત્તર એહ તણો દીજીએ, પછી સાધ કારજ કીજીએ. કહે વઈતાળ સાંભળરે કરણ. તમો પુછો તે સરવે તરણ;તેહ તણો પ્રતિ ઉતર દેઇ લાભ જશ લાખેણો લેઉ

દોહરા—પ્રથમ તમો જે પુછયું,કહો કેટલા દેવ; બ્રહ્મા વિષ્ણું રૂદ્ર એ ત્રણ સુરત શુભ શેવ, રાજસ સત્વ તામ્રશી ત્રણે ગુણ કહેવાય, ક્ષત્રી વઇષ્ય ને શુદ્ર એ ત્રણ જાત એ રાય;હિંડે હાલે અવનીએ,ઉડે પંખ આકાશ; જીવ ત્રણ એ જાણજો, પ્રીત ધરીને પાસ.માટી લાટીને ગછી.એ ત્રણે ચાર માંહ;ધાઓ વાયોને ઘરકેદ,ત્રણે વાજા

ત્યાંહ. શીંગ સોંઠાને પોપટો, ત્રણે રૂડા ધાન; વેલા વરક્ષને કંદ એ, ફળફુળને પાન. દયા દમણુને દાન એ, ત્રણે પેંઢા પુન્ય; પ્રાત કાળ મધ્યાનમાં,સાયંકાળ એ શુન્ય. બાળ યુવાનને વરધમાં. એ ત્રણે શસ્ત્ર; ઉન સનને હિર એ, વરૂ રૂડા વસ્ત્ર. અગમ નીગમ ને અધગમન, એહ જાણી એ જાશ; મનશા વાચા કરમના ડાહાપણ પગે ત્રણે દોષ. વારૂં ખાંડયુંને દળ્યું, પાઠા એ પકવાન;ખારૂતિ ખુને ખાટડું,સુંદર શાક અનુમાન. ગળ્યું મોળુને ગાફળું, શોભી ત્રણે સ્વાદ; જન્મ મરણને જર જડણ, એ ત્રણે ઉલ્લાદ ઉપમાન જયાં ન મરણ એ ત્રણે સાચા શાક; પાષાણ ધાતુને કાષ્ટ એ જર જાણ જાણે લોક તો હંકારો જી કહે.ત્રણે વારૂ વાત;પુછવુ પ્રીછવું પારખુ ડાહાપણ ત્રણ ખરી ખ્યાત,વિવેક વિદ્યાને વિનય,ભરે વિદ્યા ભોગ;નીર નીરમળને નમ્રતા, જાણે ત્રણે જોગ. શેવા વિદ્યા શાણપણ. ત્રણ ભીક્ષા ભાર; અગન જઠરવટ વાનળે, પાવક બુંધ પ્રભાવ. હળધર ધનુર ધર ફરસ, ત્રણે રૂડારીમ; વરત પુન્યને જગન એ, કહયા તે રૂડા કામ; ગાય તુળશીને પીંપળો, પુજાણા પવીત્ર.સપુત સદ-ગુણ સ્ત્રી સતી, મોટા ત્રણે માત્ર; દાન પાત્રને પુજ પાત્ર ત્રીજો કરતી વાત્ર; પ્રથવિ પ્રાણિને પ્રતમા, જોયણ રૂડી જાત્ર. દેવરણ પીત્રારણ મનુષરણ,જુગ જાણિતા જોય. બ્રહ્મા વિષ્ણુ શીવ થકી, અન્યવડો નહીં કોય. ચોથુ રત્ન મળે નહી,ચોથી ન મળે કાજ;એક રામ એક મહુલો ત્રીજો વીક્રમરાજ;નીંદા કોની નવ કરે.વારૂ આપણનુ ગાત્ર, સંતોષ શીલ કોય, વીદ્યા તો આપે વડી,લક્ષ્મી ત્રીજુ ભાગ્ય;એથી કો અદકુ નહી, જડેન પણું ધરે તેહ પ્રમાણું પાત્ર. અવગુણ અતર નવ લહે, માન ગુણ માન માત્ર; તાત તજે જે તન થકી. તેહ પવિત્ર પાત્ર.અસત્ય પણું નવ આચરે,દલ બુધર હે દાત્ર; શામદ્રષ્ટી સઘળે રહે, તેહ સપુત પાત્ર; પાળે બળદ પોતા તણું,ચીત વ્રત રાખ ચીત; નીચ બુદ્ધ કરે નહી. તેહ પ્રમાણે પાત્ર. કયાંથી આવ્યા કોણ છો કહો નિરમળ શુભ નામ; કોણ ઇષ્ટ ઉપાશના; કહો શેહક સરખુ કામ.

છપ્પો—નામ એક ક્રીરતાર, નામ દાતાર કાહાવે;નામ સેવક સુજાણ,નામ ભ-ગતાં મન ભાવે. નામ ગરૂ આ ગ્રંભીર, નામ પંડિત જે પુરા; નામ ઓત્રણ હાથ, નામ શામદ જો શુરા. નામ એક શ્રીરામનું, નામ તો દુઃખભંજન તણું; વઇતાળ કહે વસુધા વિશે,કવિ સામળ કહે છે ઘણું.૧ આવ્યાનું કહું કાજ,લાજ આવે છે કહેતાં, નવ જાણું આકાશ. સ્વર્ગ પાતાળે રહેતાં, નવ જાણુ નીર નવાણ, જડ ચઇતનકે આડે; માનવ પશુ કે પંખ,ખીણ ચારની ખડે.અવની માંહેથી આવીયો. અવનિ માંહે જાવુ સહી;૨ પુજે જે કો દેવ,દેહ દેવાંશી થાએ;અમર થાય તો આપ જેહ અમર ફળ ખાએ; ભરે ગંગામાં નીર, તેહ પણ થાયે ગંગા;અડે ચંદનનો વા-ય, કાષ્ટ ચંદન અતિ અંગા.સંઘરે સગત થકી તુંબી સંગ જેમ તન તરે;કવિ શા-મળ કહે વઇતાળ ભણે, આપ સરીખા સઉ કરે. ૩

દોહરા—વિક્રમ કહે વૈતાળ સુણ,વીદ્યા ભણ્યો શી વેદ;જાહેર કરો ધો જાણિએ,ક્ષણુંએ રાખો ખેદ. વીરંચી વિરંચી વિદ્યા ભણ્યો,ભણિ ભારતી ભાલ, વઇદ બ્રાહ્મણ ભોજન થકી,જડી જુઠ વઇતાળ. ચોપાઇ—કહે વઇતાળ સુણ ભારે ભુપ. રાજ વજ રાજસ ગુણરૂપ,તારા દલ દરશન કારણે,બુધનિધ આવ્યો બારણે,કીરતિ સાંભળી કાને ઘણી, પ્રગટ ભુખ ભાગી તે તણી;લક્ષણ મોહનું આંખે લહ્યું, કાનનું ન માને તે કહ્યું;આખ કાન પડીતિ હોડ, સંદેહ ભાગ્યો પોત્યા કોડ; રાજા કહે મુજ દ્વારે રહે;શેવક સરખું કારજ કહે. છપ્પો—ઝાઝા જે ઘર પુત્ર કોઇક કુળ તેનું બોળે; ઝાઝો જ્યાં વહેપાર, કો દિન રખ્યા ચોળે ઝાઝાં પટાવ પ્રધાન, કરે ઉદ વસ્ત તે ગામે;ઝાઝા જાચક જ્યાંહ, મમત મુકાવે માને, ઝાઝી પ્રીત જ્યાં પરવરે, કણુચક માન માઝા મટે; મહીપત પાસ માગણ વશે, તો સામળ કહે ગુણ ઘટે. ચોપાઈ—કરે વાત જેવી એટલે,શેવકપાસ આવ્યો તેટલે;આપીચીઠી નરપત નેટ;શીંગલ દેશતણી જે ભેટ,સતઘેર ગાજતા ઘણા,ભાર જોદ્ધ ભટ જાતી તણ;સોના સાંકળાં મોતી મુલ, સ્ફટીક મણી જેવો સમ તુલ;અંકુશ અંબાડી અતિ સાર,માલ ખજાનો અપરંપાર. બેસત ઘણા સલી ગોડલા, જેવા ગંગાજળ જોડલા, અબલખ આરાખીય અનુપમ રાજ હંસ રઢીયાળુ રૂપ;મોચડે મોચી ચોકડે ચિત્ર, પલાણ પાંચ રંગા પવિત્ર; પવન વેગી મન વેગી તુરી,ઝુલો રત્ન અમુલખ ભરી, સવામણ મોતી શોભતાં, આંબળા પ્રમાણે અતિ ઓપતાં; પામરી સોહે પંદર પચાસ, જરદોશી જર કશી વીતાશ, પાંચસે પટોળી પુર, નક્ષત્ર જેવાં જેનાં નુર; ચાંચ કોટી સોનાની મોહોર, આપી ભેટ તે વેળા ઠોર; પાંચ વરસ તણી ભરભેટ, નજર કરી નરૂપતને નેટ; સામગ્રી સકળ સાશમાં,સોંપી વીક્રમનાં હાથમાં;વાંચી જોતાં વિક્રમ હસ્યો, કરમવઇતાળ તણે મન વસ્યો; મેંતો ધારયો મોટો ધરમ, એનું જોરાવર એટલું કરમ; હસ્તી પોતાના આસન તણે. મેહેરાવણ ગજ મહીમા ઘણો;અંધારે અજવાળુ થાય, જડયાં નંગ અંબાડી માંય; સકળ ધાલ હસ્તીને સાથ,વિક્રમે સોંપ્યો વૈતાળજ હાથ; કંચન મેહરાજા પુઠીઓ;માહા પશાય કરી ઉઠીઓ; ભરી પોઢયો મોટો દ્રવ્ય, મોકલ્યું લાખા મંદીર સરવ; હસ્તી ઘોડા મોહી માલ,વીનય કરી સોંપ્યું વ્હાલ;ભાગ્યું દળીદ્ર તે લાખા તણું,પામી દ્રવ્ય અનગળ ઘણું'લીધો સુતારને શુદ્ધ જાણ.ગયો વિર જ્યાં મોટ મશાણ અમલ પાણી ત્યાં લીધો લોટ, ગયો મશાણમાં મોટમ મોટ. શેકે કોટલા બહુગુણ ગણે,મંત્ર મહારૂદ્રનો ભણે, પ્રાતુશકાળ થયો જ્યાહરે, લાખ સુતીઆવી ત્યાહરે.ગજ નેહેરાણને પાખરો;વાહન કરોડ રૂપેથી કરો; નીકળી નારઉગમ તે દીશ,દાશી ચમર કરે છે શીશ.બેઠો છે મહીપત મહારાજ, આવિ નાર કળાવંત કાજ; સલામ કાજ હેઠી ઉતરી,નીરખે નરૂપતિ દ્રષ્ટે ભરી;કોણદાતા એવો તાહરો, માણુ મેહેરામણ ગજ માહરો;લાખા કહે સોંપ્યો મુજ માલ,વરેમારગુ નર વઇતાળ;

પાસે મંદિર મારે વસ્યો, લંગોટબંધ નહી કુડે કસ્યો; ભુપત પસાએ ભણે, સોંપુધર શામા તુજ તણે; વચન બધાણો તે મુજ દિધ, પંથ સફળ પોતાનો કીધ; જુવતાં વચન જાણ્યું જ્યાહરે, તે વેળા નરૂપ ઉઠયો ત્યારે; સેન્ય સજ કરાવ્યું સાર, થયો અશ્વ આપે અસ્વાર; શોમચંદશા.શેઠ સુજાણ, પ્રધાનવટે પુરણ પ્રમાણ. વઇતાળને જોવા કારણે, દશ દીશાઓ બાંધ બારણે; વિશ જોજન ખોળવા વાટ જવાન પામે ભારે ભાટ. રાજાને મન રોશાજ થયો આવ્યો એવો વીમુખ ગયો; કુડકુતકુ ભોગી ભંગ, બેઠો મશાણ કરેછે રંગ; શેવકે દીઠો તે શીઘ્ર, વિક્રમસેન આગળ કહ્યા વીધ; કાળ: પશાય કરચાતા તમો, આજ મશાણે દીઠા અમો; છડી અસ્વારી રાજા રીપ, આવ્યો જ્યાં છે સાચો સીધ; કરી પ્રણામ રાજા તે હસ્યો, ભારે આશીશ તે ભાટે કહયો.

છપ્પો—સાઠ નારિએ નાર. નાર આઠે નર જાણું; આઠે નરે નર એક, ત્રીસે એક પુરૂષ પ્રમાંણુ, બાર પુરૂષ બળવંત, એક નર નરપતિ જેવો એવા નર દશ સહસ્ત્ર, ભોગ તરતીબે તેવો, સ્વામી સતાવીશનો, છતપટને જોગવો; શુભ આશીશ વઈતાળ ભવ, ભુપત સુખ નીત ભોગવો.

ચોપાઇ—આશીશ કરી અંતરથી અશી, ક્રોધ રીસ રહિ નહી કહી; પ્રીત કરી પકડીઓ બાંહ, કોટી અલખન આવી કયાંહ. કહે વઇતાળ પરઠણુ જે પેર, ગઇ અલખત ગુણકાને ઘેર; રાય કહે ત્યાં દામજ દો, ગજમેરાવણુ પાછો લો જાણ્યું જાચક બેશી જશે. તો તો નામખંડે થશે; તે રંડી બેશી નિત્ય રટે, એ ગજ ગુણકાને નવ ઘટે દામ સવાંયો ત્યાં દીજીએ. લાખા ઘેરથી ગજ લીજીએ; રૂદે સાથ ચઢી બહુ રીસ, માટે ભમર ઘડાવ્યાં વીશ. કહે વઇતાળ સાંભળ રાજન, વપુજતે નહીં થાય વચન; મળ મુતર ભરિ દેહજ ઠામ, તેમાં વચન આવે કામ, છપ્પો—વચન એકને કાજ, લંક વીભીક્ષણ સ્થાપી; વચન એકને કાજ, દુરયોધન પ્રથવી તસુ ન આપી; વચન એકને કાજ, પોહોંત્યો બળી પાતાળે; વચન એકને કાજ પાંડવ પોતે વન ઝાલે; વચન એકને કારણુ, કલચકણુ અતી અંકનુ; વચનકાજ ખોઇ ગયો રાવણુ રાજ ઘડલંકનું.

ચોપાઇ—ઘાયડ વાત સુણી તે તણી. ચઢી રીસ રાજાને ઘણી; જાચક જનનો ટક જતોર, એવડું શું જાચકનું જોર; પ્રથવીપતની વચન ન પળે, તો મંગળ મેળજ કયાં મળે. કહાડવિ હડીને આગળ દડ, હાથી ઘોડાને લેવો ઘડ. ખાતર દેવે ખુંખારા ખાત. રમવિ ભવઇ રહેવું એકાંત; બીખ માગતે ભુંડું બોલવું, ઘાલવું ઉધાર અદકું તોળવું. ઓસડ ખાવુંને કરવો સ્વાદ; ઓશીયાળે રહેવું કરવો વાદ. પલટાઇ કરવી રાખવી પ્રીત, દ્રવ્ય વીના રાખવી ઘરરીત. સસરો વઇદક ઠામે રોગ, ભામની ભોગવી જેવા જોગ; વિદયા વિના સમાન, લુટવા વિપ્રને દેવું દાન. વરત કરવુંને ખાવું અન્ય બ્રહ્મચર્ય પાળવું. પરણ્યાનું મન શ્રીપાત થવું ને સ્ત્રીનો સંગ, જર જેટા વણુ માંડે જંગ; કીરતી કરાવીને નહી ગરથ, એ વાતે સરે કેમ અરથ; કહે વઇ-

તાળ સાંભળ મહારાજ.લાજ થકી તો વરસે કાજ.

દોહરા–માન મુકે મન થકી, મંગણ કહાવ્યા માટ;જાચુ જોરાવર કને,ભુપતવંત હું ભાટ;ચાડી ચોરિ ચીત નહીં,ખોલુ નહિ ખરખાટ; અરિપરીન વ આચરૂં, ભુપતવંત હું ભાટ; સદાય મનમાં સાહેબી, અંતર નહિ ઉચાટ; અમને આનંદ અહો નીભી,ભુપતવંત હુંભાટ; બોલ ટુંકારો નવ ખમું વોળામણ નહી વાટ;મીઠાં બોલે મો થકી, ભુપતવંત હું ભાટ માન થકી માણું ઘણું. ઠીક સીધાં તે ઠાઠ; પરનારીને પરહરે તે ભુપતવંત હું ભાટ.દાતાની દુગર કરૂ, દોખીવાલું ડાટ;સુમની સાથે સ્નેહ નહિ,તે ભુપતવંત ભાટ,કરપી દેખીને કહે રામ થકી હડહાડ;પુન્યવંતના પરીયા કહે, ભુપતવંત તે ભાટ; બ્રાહ્મણનાં લે ભામણાં,ગુરૂના ગુણ ગેહે ઘાટ; ચારખુંટમાં ચતુર નર, ચારણ ભુપત ભાટ;કબુચક તુરંગે ચડે, કબુચક વાજે નિશાન; કબુચક પોઢે પલંગપર,કબુચક મડુ મશાણ;કબુચક ખટરસ ખાંતથી, કબુચક રાબ રશાળ; કબુચક ભંગો ભુજીએ, કબહું બજવે ગાલ. કબુચક શીવ શેવા કરે, કબુચક ગાયે કબુચક સજ્યા પાથરે,તે રાય ભાટની રીત વિષમ વાટમાં પરવરે, ભય મન નાણે ભીત;તું કેતામાં તન તજે, હાય ભાટની રીત. કબુલ કોડી માનવી ઊપમાન તણી વધવાટ; ઓશીયાળો ઉભો નવ રહે,તે તો બારે ભાટ; કરે જમની જાખશું.કનુ દસોદી ખાય.નવ જાયકો નીચને રાય ભાટ કહેવાય. કરેકટારે કોડશું અણિ ઉપરે હાથ;ગાળ ન સાંખે સહેજની, હામ ઘનેરી હાથ. બોલ્યું પાળે પળાવવે, શાહુકારો વટ સાટ; પ્રાણ તજે પર કારણે, તે ભુપતવંત ભાટ. રાખે લાજ લેહિ તણી, જીવ તણા મન જાર; દેહશું નેહ ઘરે નહિ. એ એંધાણ અંકોર. વાત કરે વિનોદની, શાંહંતી ઘાટ; રજશ્રમાએ રીઝવે, તે ભુપતવંત ભાટ.

ચોપાઇ–પૃથવિપત પરઠી બહુ પ્રીત, સુણી રાજ ભાટારી રીત; શુભ સનમાને પુરણ પેર,ઘણા હેતથી તેડયો ઘેર. આપવા માંડયો અદકો માલ; વિક્રમ શુ બોલ્યો વઈતાળ,હવે લઊ તો લોભી થાઉં, લોભ તણી વાટે નહીં જાઊ. લોભે કાર ઘણેરા ગટે, લોભે માન મરજાદા મટે; લોભે ન રહે કુળની રીત, લોભે ન રહે પ્રૌઢી પ્રીત; લોભ થકી રહે નહી ભાર, લોભે પળે નહી વ્હેવાર; લોભે સઘળા લક્ષણ જાય, લોભે ભાકે હળવા થાય; લોભે વિદયા નવ પોસાય,લોભે પુન્ય સમુળુ જાય; લોભે લક્ષણ સઘળા શુર, લોભ પાપ સઘળાનું મુળ. બે લોકે બુડાડે લોભ, મોહ રૂપને તે જાણો લોભ.લોભ સાથે વશે સઉ દોષ,સુખનું મુળ તે તો સંતોષ; સંતોષીને ઝાઝાં માન,સંતોષીને શોભે વપુમાન; સંતોષીને શાની ન્યુન્ય, સંતોષીથી બીજું શું પુન્ય સંતોષીને મહીપતી માન, સંતોષીને ઝાઝા માન; સંતોષ રાખ્યાનો એ અરથ, ફરી લેવા ઘટે ન ગરથ, હોમચ શા શેઠ સુજાન, વઢ વજીર પુરને પ્રધાન; તે કહે મિત્ર અમો તાહરા, કબુલ કરો રોટલા માહરા. ઘણા માનથી તેડયો ગામ ઊત્તમ આપ્યા

ઉતારા ઠામ; પાંચ દિવસ રાખ્યા પરધાન, પ્રયાસ કરયું બીડું એક પાન;પાંચ સહસ્ત્ર પડાળીસાર, જરદોરી જરકશીના તાર. પાંચ સહસ્ત્ર પુરી પામરી, લક્ષ મોહોરે સોનાની ભરી,ઘણા મુલી મોતી અમુલ્ય,અધીક રીતે બીજા અતુલ્ય.દશ ઘોડા દશ મેઘરવણા અવતારીક દેવાંશા તણા. શણગાર પુરૂષ તણા જેટલા, સોસચંદે શોંપ્યા તેટલા. કરો કબુલ અધીપતિ આપ,સરવે રાજાનો પ્રતાપ મહા પસાય કરી તે દિસ. ભાડ ભણયા અદકી આશીશ કરોડ દીવાળી તપજ્યો તમો આશીશ નીત નીત કહું છું અમો,વરણ અઢાર તણી વિવેક અકલ વણીક તણીનો એ . એક વણીક સમાન કો દાહયો નથી,કરોડ લોક બીજા છે કથી. વણીક સમાન નહી દાતા કરૂણા વત કરો કીરતાર, બાંધી છોડાવે મહાજન નામ, વણીક વિના વસે નહિ ગામ. ગયું લંકા રાવણનું રાજ,વણીક પ્રધાન કરયો તોતાજ વણિક વિના નહી વહેવાર,વણિક વિના ચાલે કાર વણીક વિના વસવું તે ફોક;જે થકીસુખ પામે લોક છપ્પો—જીવ દયા પતિપાળ,આળ એકે ન ક્ષોલે;નાવટ શાહવટ સુજાણ. ધર મની ધારણ તોહે; સદાવ્રતની સાચ.લાખ કરો ને લહીએ,પુન્યવંતીમાં પુર;નુર શુદ્ધ કળે કહિએ.માને મોટા મહિપતી, દેશ વિદેશ કોડી કરે.શામળ કહે શાહા કુલ તાનને,બે ડાહયા નર ચીતમાં ધરે.ચોપાઇ—માન દેઇ સુ પ્યોતે માલકબુલ કર્યો શાણ તત્કાળ;વિક્રમસેન વડ હથ વિવેક,તોલ વાતન મુકે ટેક.હેત પ્રિત સનમાને ઘણું તેડગો ભાટ ઘેર પોતા તણે; વહેલો પસાય કરૂણાથી કીધ,બમણ માલ કીરતીમાં દીધ;બમણા લાભ હજુરી હુવો શોમચંદશાનો બીજો જુવો; હાથી ઘોડા મોતી પોહોર, તોલ બમણાં દીધાં તે ઠોર, તેની સંખ્યા કરીએ ભાવ. શામ શરીરે આવે તાવ. કરપી કળ ખાઇને પડે નીરગુણ જન કવીને નડે;જુડો જુડો પાડે વાત,કરે અરાતા તેની નાત. છાણા હો તે સમજો સરવ,બમણા માલ ખજાનો દ્રવ્ય, નિશાન નોબત ઘણાં ગાજંત; પંચ શબ્દે વાજંત;હેતે માવ સમરપ્યો હાયાશત ડગલાં વોળાવા સાથ વઇતાળ આશીશ દઇ વળ્યો,પંથ પોતાને મારગ પડયો;વીક્રમરાજ સભામાં રહયો.ત્યાં વાટે એક કવિતકથયો.

દોહરા—જોજન એક આપે જઇ,ડરા પોને દિધ; સરોવર પાર કોડામણી, હરખે મુક.મજ કીધ;હસ્તિ બાંધ્યો હણહણે,તેજવંત તોખાર;ઘોર વાજા ત્યાં ગડગડે,અન મીશઉ અસ્વાર.ત્યાં જલચર સોહામણા, ખીલ્યાં કમળ અંકોર; પંખી બોલે પ્રીત શું,મેનારંસ,ચકોર. તમાસ નીરી તે નામનો બેઠો ભાળે ભાટ;વીપ્ર વીખેશી વેદીયો, વહયો આવ્યો તે વાટ કરજોડી અટકી રહયો,પુછયુરાય નામ; કોણ દેશનો અધીપતિ,ઉતરયો આણે ઠામ. ચીત થકી કહયું ચાકરે, ફરી શું પુછે ફોક;અકલ હોય તો ઓળખો,એતો રાજા લોક. વિપ્ર જાતનેદિયો;આવ્યો વહાની વાટ; ચિતામાં તે નવ ચેતીયો રાજા તે તો ભાટ. લક્ષણથી તેણે લહયું. મનમાં રાખી ધાર; રાજ લોક એ તો કહે, વારૂ વિક્રમવીર. વીપ્રસરવ ભણ્યો, મોટમ કરીને મોટ; શહશા કાગ

કરી પેઠો, ક્ષણું એક ડાહાપણ ખોટું પુઠે પુસ્તક બાંધીયું, તુંબી પાત્ર કર લીધ્ર પરદુખભંજન સુખ કરણ એવી આશીશ દિધ, ગો બ્રાહ્મણ પ્રતિપાળ ધન, પરનાર સહોદર પુર; દેવરૂપ દાતાવાડો, નાવટ કેરૂં નુર, પ્રતાપ તો પ્રથવીપત સકળ શાસ્ત્ર સુજાણ;કળા બોહોતેરી બહુ ગુણી, પુરણજશ પ્રમાણ. જોનશાક જોતીક લણે, નવે ખડમાંનાર અહરણી અવની કરી, એવા કોટીક કામ. કલ્યામ કરેકરૂણાનીધી, વિષ્ણુવનીતા તુજ વાસ, અષ્ટ સીગ નવનિધ રિધ્ધ, પ્રીત રહો તમ પાસ; શીવપુજત બુદ્ધિ સદા પુન્ય ઉપરે બહુ પ્રીત;મંનવ નીત્ય મહિમા કહે,રૂડી રાજશ રીત, દુખ ભાગો દુનિયા તણું; જીવો વરસ કરોડ, સુર્યચંદ્ર તપે ત્યાં હુંશે જીત હોડ, રણ દત તે જે તાહરે, ગાંજી ન શકે કોશ; ભાવ થકી બ્રાહ્મણ ભણે, જશ સવાયો પોચ. વીપ્રે વીક્રમ જાણિયો. દીધી એ આશીશ;વિમાસે વઇતાળ મન, પહોર પાછલો દીશ અણ સમજ્યો આદર કરે, પ્રિતે આવ્યો પાસ: મો મચકોડ માહારૂ. તો નિશ્ચે થાય નિરાય;જાચક જ્યાં નિરમુખ વળ્યો,હાણ ખંખેરી હાથ; પાંચ પ્રદક્ષણા કરિ; પ્રિતે લાગ્યો પાગ.કહો મહારાજ જશો કહાં, આવ્યા કયાંથી આજ; ચીન વિષે શું ચીંતવો, કે સાથે છે કાજ. બ્રાહ્મણ કહે સુણ પુરપતિ, વિક્રમસેન વડ હથ; દાન માહે ડાહ્યા ઘણું, શુભવાતે સમરથ કહું હકીકત માહરી કરવા આવ્યો કામ; વાસે વસુ છું વેગળે, આવ્યો સાંભળી નામ; દુખે ડાલે ડુંગરા, સુખ સાગર નિર; ધરતી બાંધી ધર્મ,ધરમે દ્રઢતા ન રહે ધીર, દુખ દાવા દળ જેટલું, મોટું મેર સમાન; તે દુખ ભાગી સુખ કરે, તે તું સુણ્યો કાન; આણંનો ઉજેણમાં, ડેરો દીઠો વાટ, આ-શિવાદ તને મળે, આવ્યો દુખ કહેવા માટ, વૈતાળે વપુ ખોલીયું, નિરાશ થશે જો નેટ;જીવ ગયે જે જામ થશે, જો પાળી મારી પેટ.ચોપાઇ–કહો મહારાજ તમારૂંકાજ ઇશ્વર સોની રાખે લાજ;દેવરૂપ છે મોટો દેવ,સકળ લોક કરે તમ સેવ વિપ્ર કહે સાંભળ મહિપતી માહારૂગામ તો ચંદ્રાવતી;અપુત્રવંત હતો મુજ દેહ, નારાયણ ઉપર બહુ નેહ.મેં ઉપાસ્યા શ્રીમહાદેવ,સકળલોક કરે તમ સેવ; શીવ પુજને ઉગ્યો સુત્ર, પ્રસવ થયો પ્રતાપિક પુત્ર.બત્રીસ લક્ષણ ચતુર સુજાણ, પવિત્ર તેજ પુંજ પ્રમાણ; જાચીક રમ કુળ કીતે કધ.ઉપવિન દાન દયાથી દીધ. વરસ બાર થયા જ્યાહ,તન બોલ્યા મુજશું તાહરે, ભોજન તમ ઘેરે નહિ ખાઉં, તપ કારણ વનમાં હું જાઉં. સંસાર સમાને સારજ નથી,કોટી પુરાણ કહ્યા છે કથી;અલ્પ આવરદાથી નહી કાય જે જન્મ્યો નિસ્ચે જાય.નામ જેટલાં તેનો નાશ, કાચી કાયાને. શો વિશ્વાસ; અમર દેહ અમારી કરૂં ગરભવાસ શાને અવતરૂં; ત્યારે મેતો જોડયા હાથ, બોલ્યો શાણા સુતને સાથ;મેં તપ કીધું તુજ કારણે, કાઢી મુકાવું છું.બારણે; વસ્ત ગરાસ ઘરમાં છે ઘણા,એ વૈભવ સરવે તમ તણા. ગ્રહસ્થ તણિ દીકરી, તુજને પરણાવું પ્રીતજ ધરી; આપ રૂપ છે ઇશ્વર અંશ, વાધે વેલો આપણા વશ. અમને દુખી જાઓ તમો

નિસ્ચે હત્યા આપું અમો; કુંવર કહે કહયું નહિ વારૂં; વનિતા તો વપુએ નહી વરૂ પરણાવી વાધે પરિવાર. બુડતાં ખુબ એને નહીં વ્હાલ ત્રણ લોકમાં તારણ હાર, શોધી ન મળે નીરમળ નાર. શાણપત શિરોમણ સતી, સુખ પામે પોતાના પતિ, મન માની મળે જ્યાહરે, મારૂં મન કબુલજ કરે. કુંવર હાથ દીધો મેં કોલ, બુદ્ધિ વિચારી બોલ્યો બોલ. કબુલ કરે જુવતી જેહને; હું પરણાવું તરૂણી તેહને, અનેક સમ ખાધા મેં આશ, પરઠયા ઝાઝા પ્રઉઢા પાપ. ગઉ હત્યાદિક પાતીક કરમ. કોટી હત્યાદિક બ્રહ્મ; તું કહે તે પરણવું તુને.નહી તો પાપ અડાએ મુને; બીજી પ્રતિજ્ઞા કીધી ઘણી; થયો જગાન ધરમ વાતે ઘણો; તેને વર્ષ થયાં છે પાંચ, ઉણ થઈ એક તેની આંચ. એહ ગામમાં બ્રાહ્મણ એક, વારૂ ગ્રહસ્થ ત્યાં વીવેક. તેને પેટ પણ નહોતો તન, મહાદેવ પુજવા કીધુ મન;ચાર લાખ ચિંતામણી કરયા, ઈશ્વર આપ રૂદેમાં ધરયા. પરમેશ્વર પ્રસન્નજ થયા, પેર પુત્ર એક આવી ગયા; વરસ થયા વનિતાને સાત,વરખોળે પીતાને માત.માટે તે પુત્રીએ કહ્યું, બ્રહ્મજ્ઞાનતો મુજને થયું; પામી પરણાવાનો અવતાર, ભાવે નહિ મુજને ભરથાર હુંતો જન્મ કુંવારી રહું, ક્રશ્ન ક્રશ્ન કોડેથી કહું; પરણ્યાની જો કરશો વાત. કરવી પડશે દેહની ઘાત; મા બાપે ન ખાધું અન્ન, પુત્ર પરણાવ્યાનું મન. લાઘણ સાત થઈ જ્યાહરે, તાતને તનયા કહે તાહરે; સુખે તમે બે ભોજન કરો,શાને નયને આંસુ ભરો. મારૂં કહ્યું નર કરશે જેહ,તેને પરણું આવીનેહ; સંતોખ્યા પિતાને માત, મારા પુત્રે જાણ્યો વાત. મનમાં પરણ્યા કેરી આશ, ગયો પુત્ર તે કન્યા પાસ; તું કહે કન્યા હું કરૂં, વિશ્વ દેખતાં તુજને વરૂં,તે વાતનો કોલ,બોલી વળતી કન્યા બોલ; હું કહું તે પેલુ લાવ, ઉતાવળો પરણવાને આવ. તે વાતે લખ્યાં બે કરયાં, સઉ સજ્જન તે હઈડે ધર્યા.

દોહરા—કોડે તે કન્યા કહે, મહાલક્ષ્મી મુજ નામ; વરનું નામ કલ્યાણ છે,જાણબધું ગામ; મહિમા રહે તે નામનો પુરણ કરૂં તે પેર. પછે પરણવા પ્રીતેથી આવો મારે ઘેર, ચાર સત ઘર નાતના; કહુ તે વાહાણુ વાહે પછે આવજો પરણવા, જો તારે ચીત ચાહે, હાથી એક ઘોડલો, એક પામરી એક ચીર; શહસ્ત્ર મોહોર સોના તણી, તો રહે નામનું નીર. એક એક ઘેર એટલું. લ્હાણું જો દેવાય;તો વચન તારૂં પળે, નહી તો બોલ બાપનો જાય. કરમાયું મોં કુંવરનુ, વિપ્ર તે આવ્યો વાસ; માંડી વાત મુજ કહી, પ્રીતે બેશી પાસ, આપણ ભીક્ષુક બ્રાહ્મણ,શોધ મળે નહી સર્વ શમણા માંહે ન સાંભળ્યો, હસ્તી ઘોડાને દ્રવ્ય; માન ઉતારવા માનનારચીયો એહ પ્રપંચ; વચન વીહાણુ આપણું, તે તો તેનો સગ. કાયા પાડુ કુંવર કહે, સુખ ન કહુ નાકાર; સોંઢીંગ જાતા સાસરે. હચસે સૌ સંસાર;પીતા કહે કાં પડે તને, અકલવંત તું આપ. મોં માગ્યું ન આપવું, તે તો મુજને પાપ; તારા મનને માની તુજ

ને, પરણાવું કન્યાય. મેં માગ્યું આપુ નહિં;તો મારો તો અન્યાય;વાયદો કીધો વ રસનો, ચતુર સંતોખ્યા ચંત. મન વિચારી માહરે, પછે પળાયો પંથ; પ્રયાગ મધે પરવરે,વેણી માધવ જ્યાંહ. દેહ સમરપુ દેવને,તોલ કરયું મેં ત્યાંય;એમ વિચારી આવિયો, માળવ દેહ મેલાણ. કીરતિ તે કાને સાંભળી, વિક્રમસેન વીખાણ; દુખ ભંજન દાતા, ભળો પુરવમન પ્રસન્ન. દાતામાં દઇવત ઘણુ, નીમેખ મળે નહિ તુન્ય. માને સુખ નહિ તે માહપતિ, હયો લખવરાં આશિષ અમે તો પંથે પરવરૂં, કાલ ઉગમતે દીશ.

ચોપાઇ—વઇતાળે વિચારયું મન,એહ મુને નવ જાણે અન્ય;એણે જાણ્યો વીક્રમરાજ, કેમ સરે દુરબળનું કાજ, જુઠી વાત તણું નહી કામ; શાચી વાતે રાચે રામ. કહો હાથ જોડીને બોલ, રાખી ભાર પોતાનો તોલ.વીકરમ તો દે શાધીપતિ, તેની કરમ જોરાવર રતી; ફરે આણ દેશાવર વાટ, તે ભુપત તણો હું ભાટ, ગયો જાચવા આણી અરથ, પામ્યો હાથી ઘોડા ગરથ; એવે તમો દીઠા આ ઠાર, મારા ભાગ્ય તણો નહી પાર. તારી વાતમાં મનડું ધરયું, કૃષ્ણાર્પણને ત્યારનુ કરયું.હેત પ્રીત થકી લીજીએ, કુંવર તણો વિવાહ કીજીએ; એમાંથી તે એક બદામ,તે નહી આવે મારે કામ. બ્રહ્માર્પણ કરયું જે અમો, એ માલના ભોગદારી તમો;તે બ્રાહ્મણ તો ભ્રતે પડયો, એતો સંદેહ મનમાં અડયો,સાબાશ ભાટ તારી જાતને,સાબાશ તારાં માત તાતને; મોટું કરી તું બેઠો મન,થઇ બેઠો કોઇ ગુરૂઓ ધન. લક્ષ આશીષ નિત તુજને દેઉ, કોડી એક એનીનહી લેઉ, માગ્યામાં જે માગી લે, નીરખું પાત્રી તેના રહે; દીઠી વસ્તને માગે મુઢ, તેને પાપ બેસે બહુ પ્રઉઢ;ગમે તેવા પણ જાચક જન, આપ્યા પુઠે દાઝે તન, હું જાઉં વીકરમને વાસ, માગુ ત્યાં પ્રથ્વીપતિ પાશ; કબુલન કરૂં તારો માલ, ત્યારે વચન બોલ્યો વૈતાળ. રાજા લોક કહેવાઉં અમો, સુખે માલ વિપ્ર લો તમો.વળી જાચું ધરતીનો ધણી,લાવું લક્ષમી એ લેખ ઘણી; વીપ્ર કહેજો ન ચડે રીશ,કહું વાત એક આણે દીશ. તું તો રાજ રાજેશ્વર ઠામ,બીજાં બહુ ખોટા છે નામ; પાણી રાખ્યું તેં નામજ તણું.શું વખાણ કરૂં હું ઘણું.રા લોક તે સાચો સુર, રાખ્યું નામ તણું તે નુર;નામ મહિમા રાખે કોય,એવો પુરૂષજ વીરલો જોય, નામ તો પાડે હેતે હરી, બાળપણામાં જાએ મરી. નામ ધરાવે છે રણછોડ રાય, ભરે વ્યાજ એ મોટી ખોડ; નામ હોય જો જોગીદાસ,વનીતાઘેર રાખે બે પાસ. નામ હોય છે સુરજ જશં, તે આંખે નવ દેખે કશું; નામે સારો મીઠો પેર, બોલ બોલેજે કડવે જેર. હીરા મોતી ઝવેરદાસ, ન મળે દામ ખોટો એક પાસ. નામ મંગળ સુખમલ કલ્યાણ, દુખદાવાનળ પુંઠ પલાણ; નામ વાઘને હાથી હેર, ભાર ન ઉપડે તથા શેર. માહાદેવ કૃષ્ણને નામે રામ, કોણ કોણ જાણે કરે શાં કામ; નામ પનોતો ન હોય પુત્ર, નામ હીર ન સેવે સુત્ર. નામ ધન પાળ ધંધો કરે,ધરણી

ઘર મજુરીએ ધરે;ગીરધર નાન પણાનાં સાર; દેવ ભાઇ ઉપાડે ભાર.ડાહયો બોલે ઘેલા બોલ, સાચો તોળે ઓછું તોલ; ભુલો નામવોળાવા જાય, સંતોષી તે ઝાઝુ ખાય.રાજા રામકો માગે ભીખ, ઘેલો દે છે સૌને શીખ;નાહાનો નામ તે ઘરડો હોય, પ્રતાપ નામ ન પ્રીછે કોય. ચતુર નામ તે ચાડી કરે, નાગ નામ મેડકથી ડરે; ઇશ્વરની જે કરૂણા હોય, નિર નામનુ રાખે કોય. છપ્પો–અક્ષય અમર મરંત, નાહાના જન દીઠા; ગરૂડા નાગો પહેરે વસ્ત્ર વાઘ સીંહ કુતરે કરડયા.પરવત ડુંગર પર દેશ; મંગળ કંઇક જે દુખીયા; સંતોષી અદકુ ખાય. કાસદુ કરે છે સુખીયા,દયાળ માંહે દયા નહીં ખુશાલ કઇ રોતા ફરે; શામળ કહે નામ પનોતિયા, કંઇ લાખ કુંવારા મરે.

દોહરા–પણી રાખે નામનું, ઘડયો મેં મનથી ઘાટ; મન એ માન્યું માહરૂં, જે રાજા ભુપત ભાટ. શાખ સો એક સાંભળી,તે બોલ્યો વઇતાળ;કૃષ્નાર્પણ સરવે કરયો, અરથ ન આવે માલ. સમરપ્યો મે સરવ તે, એહ માલ અતોલ; પણ વધાં શાં પુરૂષનાં, ફરિ ન પેસે બોલ. વીપ્ર કહે મરજે નહિ, ભિક્ષક જાતની ભીખ; માગ્યાં માંહે માગું નહી, શાસ્ત્ર તણી એ શીખ. મઇ રાત એમ રાઢમાં, પો ઉગ્યો પ્રભાત; વિક્રમસેન આગળ કહી, હીત હલકારે વાત. ઉતરયો એક જોજન જઇ, ભાટ હુવો છે વ્યર્થ; વાટે એક વીપ્ર મળ્યો, ભોગો બ્રહ્મા એ રથ. દુઃખ કહું દાતા તણી, અધીક મોટા જે અરથ; વઇતાળે તે ઓળખ્યો, ગણિને આહ્યા ગરથ.અંક આકારે ઓળખ્યો, માન ભંગ તે બ્રહ્મ; શરમાયો સહુ દેખતાં, ધારણ રાખી ધરમ. ભાટ આપે છે ભાવથી, વાડવ કહે જે નાગ; અરસપરસ એ બે જણા, રાઢ કરે છે રાય. વિપ્ર તો જાશે વેણીએ, તીરથ રાય જ્યાં પ્રાગ; હલકારે એવો કહયો, લક્ષણ વીક્રમ લાગ.

ચોપાઇ–છડી અસ્વારિ વીક્રમવિર, આવ્યો રાય સરોવર તીર;હેત પ્રીતને ઉત્રટ ઘણે,ઉતરયા ડેરે વઇતાળજ તણે.સનમાન સોભીતાં કોડે કીધ,પુછી પાર બેઉનો લીધ, પ્રથમ પુછી જોયો બ્રહ્મ, કહયો માંડીને તેણે મર્મ; આવતો તો ઉજેણિ માંહ, વાટે વઇતાળ દીઠા મેં આંહ. જાણ્યે મેં વિક્રમ મહારાજ, જાચતાં નવ લાગે લાજ; દુખ સાંભળી વીસ્મે એહ, એ ભાટ દેવાંશી દેહ. એના કુળમાં ઘટે એહવું, રાખુ પાણિ ઘટે તેહવું; આપવા માંડયો સરવે ગરથ, રાખ્યો નહી પોતાનો અરથ. મેં વિચાર્યું મારે મન, ભલે ભાટ પણ ભીક્ષુક જન; મેં મન સાથે કીધો નેમ,માગ્યામાં કેમ લેઉ પ્રેમ. પ્રતીજ્ઞા મુકી કેમ હઉં, કોડી એક એની કેમ લેઉ;એમ કહીને છાનો રહયો, વઇતાળે બોલ વિક્રમને કહયો. વાડવ આવ્યો મારિ પાસ, વિક્રમશે ન જાચ્યાની આશ;અલખત જેણે નવ લહયો, દુખભંજન હું નવ થયો.તે વેળા જે કહું હું નાય. તો પાણી રાય વિક્રમનુ જાય; લખ્યા ચીત્રામણ હોયે દેહ,પરદુઃખ

દેખી ન શકે તેહ; શમણાં માંહે જો દરશન થાય, દુખીયાનું દુઃખ ભાગી જાય.તમ ભરૂશે જાણ્યો મુને, કેમ ખાંપણ લગાડુ તુને. કહે તે વીપ્ર મળ્યો તો વાટ,જાચ્યોતો ભુપતનો ભાટ; કોટીક ધન તેણે આપીયું. સંકટ દુખીયાનું કાપીયું, કઇ કાળાંતર વાતો થાય, પાને પુસ્તકે લેખલખાય;એણે વાત કહી જેટલે,કશનાર્પણ કરયું તેટલે એ બ્રહ્મસ્ત થયું સર્વથી, સમરથ સામુ જોવું નથી:બ્રહ્મસ્ત જેનાં મુખમાંજાય, દશ સહસ્ર વર્ષ દહીદ્રી થાય બ્રહ્મસ્ત જેને અંગે અડે પીત્રી સહીત તે નરકે પડે:બ્રહ્મસ્ત માંહે જે કો લે લાંચ, અપુત્ર વંત રહે નવપાંચ; બ્રહ્મારપણ કરયું મન સાથ, તે માલ કેમ ઝાલું હાથ.

દોહરો—એક કહે રાખું નહી, બીજો કહે નહી લેઇ;રાજા વિસ્મેથઇ રહ્યો પ્રિત ઉત્તર શો દેઉં. સાબાશ એ ધન ભાટને, અલખત કેમ અપાય;સાબાશ એ ધન ભાટને. ના કહી નાશી જાય, માન દિધાં ઘણાં મહિપતે, તેડી લાવ્યા ઘેર એકાંત તેડી પ્રીછાવ્યો, વિપ્રને રૂઠી પર. દાન પાત્ર છે દેવ તું, મોટમ મોઘે મુલ્ય કીરતીપાત્ર એ છે, શુભ શોભા સમતુલ્ય. શ્રદ્ધાએ આપે તને, જાણેછે, સહુ લોક; તમે નીકળ્યા છો માગવા. ફુલે તેતો ફોક. ભુંડો પ્રતિગ્રહ રાજનો, જુવે વિચારી વાટ; પવિત્ર પ્રતિગ્રહ એહનો, ભાવીક ભીક્ષુક ભાટ, જુઠે જે જલને નહી, ચોરી ચાડી ખુન, કીરતીકરીને ધન રળે, લીધે દીયે પુન્ય; નિરદોષ દામ તો એહનો, આપ જાચવા જાય,કશ્નાપણ તેમાં કરે, લખ ગવાયું થાય. રાય વચનથી રીઝીયો, જેહ ભલેરો બ્રહ્મ,એહાતા હુ દાનપાત્ર, માની લેતો શરથ શાસ્ત્ર સંકલ્પ કરો, દીધી જળ તુલશીગ્રહી સાથ; કશ્નારપણ કરી મુકીયો.વઇતાળે મજળ હાથ,આશીશ અતી વર્ણી,વેદમંત્ર તે ઠામ. શાખ શાસ્ત્રને ચંદ્રવરી; નવે ખંડમાં નામ. વચન કહે વઇતાળને, વચન એકથીર થાપ; જેમ આપ્યું એ વીપ્રને, વચન અમુલજ આપ. અમો અવનીપતી, ઓડુ તે હોય રાય; કોલ આપે પરિયાતણો, તો બોલુ તમ સાથ. વઇતાળ કહે વેચાણ હું, તન મન ધન દેહ પ્રાણ; માગણપે માગો મહીપતી, એક હજાર તહાણ. પરઠો કોલે પરીયા તણો, નિરમળ મનથી નેહ. મરથ એથી ચોગણો, લજ્યા મુકી લેહ. બાંધી લીધો બોલથી, ના કહિને કયાં જાય; તે વેળાએ ચોગણો રીખી દીધો રાય, હસ્તી ઘોડાને પામરી, મોટી પહોળી મેહેર; ભાટ કરયો ભુપત સમો,લક્ષ્મી લીલા લેહેર; કળીયુગ એછે કારમો, શાસ્ત્ર પુરેને સાખ; આપે જે અંતરથકી,લાભ ઘણેરો લાખ સોમચંદશા શેઠને, ત્રણ ઘણો આપ્યો તરત; સાબાશરે તું શાહપત; રાખ્યુ મારૂં વરત. સાબાશ એ વઇતાળને, કરે ઘણેરૂં કામ;પાળ્યુ રાખ્યું માહરૂં,નરપત કહેત્યાં નામ; કથા કહેવાશે કળીયુગે સભા મળશે કરોડ; કેટલા સાહેબ ચકોડશે, કેટલાક દેશે ખોડ. દામ તેણે દીઠો નથી. રાય દીઠો છે રાંક;કરમ માટે જે અવતરયા, તેહ તણો શો વાંક, સાંચે લક્ષ્મી રહે નહિ, આપે ના હોય હાણ, કનક કારણ દેતો સર

વ, કઇ ભરતી ખાણ. સોમ કહેશે સમજીયા, કરપી કહેશે કુડ, દાતા પુરૂષ જે પુન્ય વંત. તેને મન નહી પ્રોઢ; કરી હાર હસ્તી તણી,પાખરીયા તો ખાર; ભર્યાં ખજાના આડાએ, અલખત અપરંપાર. પંડીત વળાવ્યો પુરવે, બ્રહ્મહશાએ ભાટ; સીમાડા સુધિ સહુ, વિક્રમ વળાવા વાટ. એવા મરૂવા હશે નહી, પુન્યવંત જે પાક;યુધિષ્ટર ની જોડમાં, શાત્ય લખાણિ સાખ, વીપ્ર ગયો ચંદનાવતી,પરઠી પ્રૌઢી પેર;એકહાથી એક ઘોડલો; લાહાણાં ઘેર ઘેર. એક પટોળી પામરી, હેમ લખ હજાર; તેના નંદુ આણા તણી, અલખત અપરંપાર. પોને મહા લક્ષમી પરવરી, નિંદુઆણાંનિ નાત જળ મુકયું જાચા તણું, બ્રહ્મ ભરેરી ભાત, વણુજ માંડયા વીપ્ર તે, જાળે નહી તે ભાખ; લક્ષમાં લેહેર ખુટે નહી, શોભા રૂડી શાખ. કન્યા પરણાવિ કોડથી, વાધ્યો તેનો વ શ, લક્ષમી કન્યા કલ્યાણ વર. આજ સુધિ છે અંશ, વઇતાળ આવ્યો તે વેળા જાણ્યું તાત; મોતીની થાળી ભરી,મળવા આવિ માત.આપી ખલખતતાતને હયમજ મોતી માન; જંઘન કરયા બહુ જુગતુ શું,દેવરૂપને હામ.સદાવરૂત બહુસા ચવ્યાં, પુન્ય પ્રિતની પવ; ખરચ્યા ધન વાવરયો, ધરમ મારગથી દ્રવ્ય; રાજા કહે સઉ ભાટને, વાણી માંહે વરત,વઇતાળ વાપ્યો વિશ્વમાં,પાણી રાખ્યું પત; વરઘોડા વાસો રહયો, કહ્યું તાતને કામ; હામ ધામ ધન તાહરા, મારે જપવા રામ.પિતા કહે પરણાવીએ, તો પોચે મન કોડ; વઇતાળ વાસ વસે નહી,જુગત કહી કરજોડ,વદ્યો હવે મુજ વાયદો,આંહ ઘડી નહી ખેક;તપ કારણ વન સંચરૂં,વિનતી કરી વિવેક, લાખેણી પુજા લહી, દેહેરૂં પોતે દીધ; તન મન આનંદ સાનીધી,પુજા કોટીધા કીધ; નીશા પહોર એમ વહી ગઇ, લક્ષધા મળીયા લોક;પ્રિત પ્રસાદ ઉઘાડીઓ,સમીયો સઉનો શોક. વઇતાળ નહી તે વાસમાં, સઉ જન આવ્યા સંગ; દીઠું બીજું દેહર, પંચસુત્ર શીવલીંગ. અચરત પામ્યા લોક સઉ.ગુણ વાધ્યો બહુ ગામ; વઇતાળેશ્વર લીંગનું, પરઠયું શીવનું નામ;પિતે સઉ પુજા કરે, કાણુસ કનોજ દેશ;સ્વરગ વઇ-તાળ સીધાવીયો; વપુએ જોબન વેશ,લખ્યાં પુરણ તે પંડીતે,બેઠા વીક્રમપાસ;તેહ કહ્યું શ્રી ભોજને, પુતળીએ પ્રકાશ. દાતા હલ એવું કરે,માહા મનોરથ મન;પુછી પોતાના પ્રાણને, રાય બેસો આશન. પાઠ કડયો એ પુતળી; સુણ્યો ભોજનૃપ વાણ કાળીદાસ સાથે કરયાં, પ્રાક્રમ કથા પુરાણ. વીક્રમ મહિમા સાંભળે,મન કરી પ્રસન; પુન્ય ચાંદ્રાયણ વરતનું, રેવાનું દરશન, કથા સાંભળી જેકરે, અન્નવસ્ત્ર દક્ષણાદાન આ લોકે જશ ઉપજે, પરલોકે હરી માન, એમ કહીને પુતળી આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ, કહે કવી શામળદાસ. શ્રોતા વકતા સમજતા,કહે કવી કર-જોડ; શામળભટ કહે બોલજો,: જેજે શ્રી રણછોડ.

## વારતા ૨૧ મી પાનની.

**કપુરગોરા નામની એક વીસમી પુતળી બોલેછે તે વારતા રાજા ભોજ સાંભળે છે.**

શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાએ નમઃ શ્રીપત શીવશુત પરણમું, ગણપત ગુણનીધ ગામ દુંદાળો દુખ ભંજનો, કરે મન ચીતવ્યાં કામ સીધ દાયક શુભ શારદા હંસવાહની માત; વેણાં પુસ્તક ધારણી, વાણી વેદ વિખ્યાત.ગુરૂ ઇષ્ટ ગુરૂ દેવ તું, જગત પાવન જુગ જોડ; કવિ સહુકો કરૂણા કરો, કોઇમા દેશો ખોડ. વાણુ રૂડીએ વરણવું વારૂ વિક્રમ ચરિત્ર;શોતા વકતા સાંભળો, પુરણ મન પવિત્ર.ધરતી માળવ ધાર શુભ, રૂડુ ભોજનુ રાજ; દલ સાચો દાતા વડો, કરે ઘણા પરકાજ;પુરણ પુન્ય પ્રતાપથી, વીક્રમ સીહાસન; ભાવે જડીયું ભોજને, મહીમા પામ્યો મન, આણ્યું આપ સભા વીશે.હઇડા સાથે હેત, પ્રેમલ પુષ્પ પુજા કરી,સુભ અક્ષત સમેત;ભોજ રાજ શુભ ભાવથી જુગતે કીધો જંગ, નરમલ્યા સઉ નગ્રના, રૂડો રાચ્યો રંગ.મહુરત શુભ લગનથી, શુભ વેળા શુભ દિશ; પ્રમાણ્યું રૂડા પંડીતે, આપ ચડાણું શીશ; ધન દહાડો ધન એ ઘડી ધન વેળા ધન આજ; ધન ગુરૂ ધન ઇષ્ટ એ કર્યું બેસવા કાજ.

ચોપાઇ—નીર્મળ કપુર ગઉરા નામ,કરવા આવિછું તારૂં કામ;કરોડ વાર કહુ શું કથી,એ આસન બેસવા જોગ નથી;કરી ગયો કોઇ કીરતાર,ઇંદ્રાસનથી અદકું સાર; પ્રતાપ પરમેશ્વરને ઘણે તેહ હાથ આવ્યું તુજ તણે,વિક્રમ સરખો જે નર થાય તે આશનપર પરઠે પાય;કહે ભોજ પુતળી કહું તુને,મહીમા વિક્રમનો કહે મુને;કપુરઉગરા કહે શુભ વાણ, સાંભળ રાજા ભોજ સુજાણ.

દોહરા—માળવ મુખ ઉજેણીમાં, ક્ષીપ્રાને ત્રટ ઠામ;ભુપત રાજ કરે ભલો,વિક્રમસેન સુજાણ. શ્રી મહાકાળેશ્વર સદા, શુભ શકિત હરશીદ્ધ; પરઇશ્વર પ્રતાપથી, નીપજે છે નવનીદ્ધ.સાચા ચોરાશીસીદ્ધ વસે.ચોસઠ જોગણી તિર.ભુતાવળ ભઇરવ ઘણા, બળવંત બાવન વીર;મુકિત ક્ષેત્ર મહીમા ઘણો.તીરથ ભોમ ઘર ધામ.કાશી કાંતી દ્વારામતિ, એહ અવંતિ નામ; સીદ્ધ વડ શાખા ભલી સીદ્ધ ચોરાશી લાખ. ગુણ આંધ્રવ ગ્રહ આગળા, શામા સઘળી સાથ અડસઠ તીરથ ત્યાં વસે, દેવસ્થળ દરબાર, પુન્ય વરતે પુરમાં ઘણું,ઓછવ અપરંપાર વરણ અઢાર વશે ત્યાંહાં, રૂશી મોટેશ બ્રહ્મ. અગ્નિ હોત્રીને અવનવા, ખરા પાળે ખટકરમ, વિવિધ ધરમ વસે સહુ, વિવિધ વિવેક વીચાર; મુરજાદ કોમુકે નહી,વારૂ કુળ વહેવાર. ચોપાઇ—આરેમથવિ કેરો ભુપ, ધરમ ધોરંધર ધરમ સ્વરૂપ બેઠો સભા ભરીને તેહ. દેવરૂપ દેવાંશી તેહ ત્યાં એક તંબોળી આવિયો બીડાં પાન ભરી લાવીયો;કાથો ચુનો મેલી કરી, કેશર લીલાગર ભારે ભરી; લવીંગ એલચી માંહે બરાસ, વિધવિધ પેર તણા મુખવાસ;

બીડાં લીધાં રાયે હાથમાં વેહેંચી આપ્યાં સઉ સાથમાં;પંડીત જોશી પુરપ્રધાન,મ હીપતે આપ્યાં દેઇને માન. વેહેંચી છાબ ભરી જે વીરોક; રહ્યું હાથમાં બીડું એક મહીપત મુખ મેલે જેટલે, ગેબી શબ્દ થયો તેટલે નરૂપત તમને કહુછું નાથ,રખે રાય એ બીડું ખાય. સઉ સભાએ વાણી સુણિ. અચરત પામ્યા ઉજેણી ધણી;કહો ભાઇઓ એ બોલ્યું સુણ્યુ ભારે વચન એ કોણે ભણ્યું;કોઇ ન બોલ્યું રાજા સાથ, બીડા ઝાલી રહ્યા સઉ હાથ; પુછી પંડીતને લીધો પાર, કોઇએ ઉત્તર ન કહયો એ ઠાર. વળી બીડું ખાએ જેટલે ગેબી શબ્દ ઉઠયો તેટલે; કો કહે માંહે ભરિયું ઝેર, દેખી દુશમન કેરી પેર; પુછયું તંબોળીને ત્યાંહ, ભરી સભા બેઠી તે માંહ. કયાંથી તું બીડું લાવિયો,કોનો મોકલ્યો અહીં આવિયો,વચન કહયાં તંબોળીસાર; અહીં થકી જોજનછે બાર. નાગરવેલનો ઉગ્યો છોડ;તે જોતામાં પહોંચે કોડ.વગર વાવ્યો ઉગ્યો તે વાન, બેઠાવેલા બહુપાન; ઉજળાં પાન વેલે લાગીયાં,મારાંતો દલદર ભાગીયાં; પ્રથમ નવેલી કાડી આજ, લાવ્યો ભેટ મહીપત મહારાજ;પ્રથમ જઇરાજાને દેઉં, સેહેજમાં લાભ લાખેણો લેઉં, નવ જાણું અમરીત કે ઝેર, નથી મારે કોઇ સાથે વેર; એતો સાચું બોલ્યા અમો, કરવું હોય તે કરજો તમો. નાવચન તે કોણે કહ્યું; તેનો મરમ અમો નવ લહું; જો મમે તોતો ભક્ષજ કરો, નહીતર પાછાં છાબે ભરો; દોશ ન દેશો મારે શીશ, રખે કરો રાજાજી રીશ;માંહોમાંહે સામુ જોય,મુખ બીડું નવ ઘાલે કોય; સામા સામી વાતો કરે,ચાવે પાન તે નીસ્ચે મરે;બીડાં નાખ્યાં પાછાં ફરિ છાબ પાછી હતી તે ભરી. આપી હાથ તંબોળી તણે, લાવ્યો હતો જે કષ્ટ ઘણે; વળ્યો પાછો મુકી વીશ્વાસ,અરે દઇવ ન પોંચી આશ, લાગ્યું તંબોળીને દુઃખ કરમાયું તત્ક્ષણ મુખ; નીરાશ થઇ વળ્યો જેટલે, પાછો રાએ તેડયો તેટલે; કહેરે ભાઇ દુઃખ પામ્યો તું, સત્ય વાત પુછુછુ હું; તવ બોલ્યો તંબોળી વાણ, જો મમે તો લોરે પાન, આપે જીવન પ્રાણજ ગયો,નિરાશ મળેથી થયો, ખરી વાત તમ શું બોલશું, ધરમ તણી ધારણ તોળશું, ઉગ્યો વાડીમાં એ છોડ, મેં જાણ્યું તે પોત્યા કોડ; જાણે જે ભેટ રાજાને કરૂં, પછે વેચી ભંડારે ભરૂં. કબુલ કરે રાજાની દેહ. કરૂં અમુલખ વેચું એહ તેતો ન સરયો મારો અરથ. નાવ્યો મારા હાથમાં ગરથ. લીજે બીડાં મારાં અહીં હવે બીજે કોઇ ખાસે નહિ એકજ થયું, એ મારૂ વન આટે ઝુરૂછું મન. શીદ સભા માંહે આવિયો અહિં બીડાં તે સું લાવીયો,મારા છોકરાં વેઠે ભુખ. મોટુ એ દિલ માંહે દુઃખ પ્રથમ બીડાં હું લાવ્યો આપ,તેનો મારાં પુરણ પાપ. મોટો જાણી કીધો જોગ, તે મારા કરમના ભોગ.

દોહરા–વિક્રમસેને છાબડી,પ્રીતે લીધા પાન.આસન બેસારયોતેહને,દઇને ઝાઝાં માન. લાવ ભાઇ ભક્ષણ કરૂ, જો પોચે તુજ આશ;વિખ કે અમ્રત એહનો મારે મન મુખવાસ; તંબોળી કહે રાય સુણ, ન મળે એતો મેળ;કદાચ દુઃખ પામો તમો, ક-

હાડો મારૂં તેલ. રાજા કહે રીશું નહી; દયા કરૂ તુજ દેહ. સાક્ષાત કારજો ઝેર છે, તોયે અમરત મારે દેહ.

ચોપાઇ—કોઇ કહે ઘેલો એ રાય,અજાણ્યાં ફળ કેમ ખવાય; રખે શરમથી શુરા થાઓ, રખેરાજાજી બીડાં ખાઓ બીડાં ખાધે અનરથ થશે,ઝેર તેણે જીવજ જશે. કોઇનું વારયું તે નવ કરયુ બીડુ મહિપતે મુખમાં ધરયું. એક બે ત્રણને ચાર, ભક્ષ કરયાં બીજા દશબાર તંબોળી લાવ્યો જેટલાં. ભક્ષ કરયાં રાયે તેટલાં. કંચન સરખી શ્રીયા થઇ, દેવ ચક્ષુ દ્રષ્ટી થઇ રહી. અખંડ રંજ રહયો તે મુખ, વ્યાપે નહિ દેહમાંહે દુખ સવા ગજના થયા શીર કેશ,જોબનવંત થયોછે વેશ;દમયંતી નળશું વાધ્યું રૂપ નીરખતા હરખ કો ભુપ. ત્રિલોક મોહન રૂપજ થયું, અમન રૂપી અંધ બહુ ગયું, થયો રાય દેવતાઇ અંશ, જુવે સભા સઉ માનવ વંશ.

દોહરા—સભા સહુ જોઇ રહી,જે જે કીધું કામ;અમરતબીડાં આરોગીયાં લીધું જેરનું નામ. આગળથી આપ્યાં હાથમાં, પોતે પાછાં લીધ; ન્હોયે કામ એ સત્યનું, એ અણઘટતું કીધ.સઉકો મળી તે સત્ય કરયું, વાત ન્યાયની નેટ; સઉથી વહાલું જાણજો, પ્રીતે પોતાનું પેટ. હશોરત ચાલી હેતની. ગુણી જનને મન ગાળ; મહીપતે મન વિચારીયું, અહકું વેઠવા આળ.

ચોપાઇ—સભા મધે સઉ હાંશી કરે,મહિપત પોતે મનમાં ધરે;નાંખી દિધાં બીડાં તમો, તેતો ભક્ષ કરયાં અમો. કદાચ એમાં હોત જો જેર. તો શી થાતી મારી પેર; વળી મંગાવું બીડાં આજ,કરૂ આપ સઉકોનું કાજ. તંબોળી મોકલીઓ ત્યાંહ, નાગરવેલું તણું વન જ્યાંહ; એ વેલાનાં બીડાં લાવ,સીઘો સભામાં વહેલો આવ.આ વેળા આ આસન છાંડ, ઘડીયાં જોજન આપી સાંઢ. વોળાવ્યો દઇ સનમાન, હવડાં લાવશે બીડાં પાન.પસાય તંબોળીને કરૂ, સઉનુ સુખ તંબોળે ભરૂ; પ્રીતે એહ પ્રતિજ્ઞા કરી, સાંભળે સઉ સભા જે ભરી. ઉઠી સભા કરી એ વાત, પ્રીત થકી થયો પ્રભાત;સભામાં સામહ આવ્યા સહુ ભુપ સાગર ખાળવંતા બહુ; જેનું હવે જોરાવર ભાગ્ય,તે બિડાં પામે આ જાગ્ય; એવી વાત કરે જેટલે, સાંઢ સભામાં આવિ તેટલે; મહિપતિએ દીધાં બહુ માન,લાવ ભાઇ બીડાં તે પાન; વિર કહે મુજને છે વ્હાલ, શુભ શીરપાવ આપુ બહુ માલ. દોહરો—કહે તંબોળી રાય સુણ,ગયો તો વાડી માંહ; તેનો છોડ સુકઇ ગયો,કાષ્ટવત તેહ તાંહ;ખરાં પાન ખરિ ગયાં,સુકઇ ગયો તે છોડ; વેલો વિટાઇ ગયો, કયમે ન પહોંચે કોડ. કોટી ઉપાય અમે કરયા, એક ન આવ્યું હાથ;કોલ વચન તે કયમ પળે જે બોલ્યા સઉ સાથ. શામદ સઉકો બોલીયા અમો નીરખ્યું ભારે ભુપ;પાન બધાં અમો પામીયાં, રૂડાં વાધ્યાં રૂપ. કીરણ રૂપી રાજતું, કરીયે નીત્ય દરશાન; પલક થાટ શી પાનની, પ્રથવિપત પ્રસન્ન સુરજ દીઠો જાણ; શશી,ફુલે કમળ ચીહ્ન રંગ તેમ રાજા તમ દીઠડે,અદકુ ફુલે અંગ;સભા વિષે જેમ

આવતાં હોછો ઝાઝાં માન;મુખ શોભે અમતણું,જમ આવ્યાં હોય પાન વિપ્ર શોભે વિધાવડે, કપણુ શોભે ક્ષેત્ર;તમ હેતે અમ શોભીએ,નીરખ્યા છોજી નેત્ર.દીન શોભે જેમ દીનકરે, ચંદ્રજ શોભે રાત; તમ કરૂણાથી શોભીએ,પુછીછો જવ વાત.મંદીર શોભે દીપકે,ધરમે શોભે દેહ; રાય કપાથી રીઝીએ, નીહાળી જો તે નેહ.ધરમ ધારિ તમો, તું કરણિ કીરતાર પાંચ પંખા પોતે તમો, અન્નતણા દાતાર.

ચોપાઇ–વીક્રમ કહે સાંભળરે વીર, જોતામાં જાએ મુજ નિર,શિવજીને ગમશે તે થશે, વચન સાથે જીવજ જશે.બોલ વચન જેનું ગયું,વળતુ તે તેમાં શું રહયું; હાડ ચામડી લોહી માંસ, દુરગંધ કો ન રહે પાસ પંચ મહા ભુત તણું જે તન, તેમાં અમરત એક વચન;તે પળે તો સરવે પળ્યું,બાકી સરવે જીવતર બળ્યું,ગયો મહીપત મોહલોમાં ઘેર, પોતે મન વિચારી પેર, ભરી સભા માંહે જશ લેઉં, દયા કરી બીડાં તે દેઉં.પ્રધાનને તો સોપ્યો પાટ,અરધી રાતે ચાલ્યો વાટ.વેશ પાલટયો રાજા રૂપ, ઓળખે નહી જે એછે ભુપ. જુએદ્રષ્ટ આપે આડીએ, મન કરયુ જાવા વાડિએ, ઉશ્ણુકાળ અગ્નિની ઝાળ.ત્યાં આવ્યું વન વિકરાળ.તે દેખીને ધ્રુજે હાડ, નહિ પંખી નહી તરૂવર ઝાડ.મારગ આપ જાયે જેટલે,પંથી એક મળ્યો તેટલે;થર થર ધ્રુજે તેની દેહ, ઘણિ અંગ ભરાણિ ખેહ; મુખ માહે નવ માયે પાસ. આવ્યો જોતાં મહીપત પાસ. હેતે ઝાલ્યો તેનો હાથ,વાત કરવા લાગ્યો તે સાથ;ભલા માણુસ દીસો છો તમો, તેટલા માટે વારૂ અમો બુધવંતા છો બાળે વેશ,રખે જતા તમો એ દેશ;જો ગયાનું મનડું ગણાય,તમને કેપ્યા વઇકુંઠ રાય.જો ગયાનું મનડું થયું, તો તો આયુષ આવિ રહયુ; જેને દેવ તે રૂઠયા હશે, તે નર તેણે મારગ જશે; ત્યારે બોલ્યા વિક્રમ વિર.રહે ઉભા રાખીને ધીર;વાઘ સીંહ કેશર પણ હોય,વાટે વિઘન કરે જે કોય. ઘાતક કરે છે ઘાતી ઘોર, કે વાટે લુંટે છે ચોર; ગંઠી છોડા લંપટ ગંડ. કે કોઇ રાજા દેછે દંડ. ફાંસી દેઇ કો મરજ હરે,વાટે પીડા કોણજ કરે;ત્યારે બોલ્યો પંથી આમ, આડપસે વસે એટ ગામ,ધરમરાય વિક્રમનિ આણ,સીમાડો એક રાય અજાણ; રૂપવંત એક રાજા સાર,તેને ઘેર છે કન્યા ચાર.રૂપે રૂડિ સુંદર સતી,મહા મનોહર સુંદર મતી; તેનિ શોભા અદકી ઘણિ, જાણે અપછરા ઈંદ્રિજ તણિ; શણગાર સરવે સજે શોળ, મુખ ભરયાં બોહોળાંત બોળ; લક્ષણ વિસને તેમાં બાર, ગુણ રૂપ છે અપરમપાર; જાણે ચોરાશિ આશન ભેદ, ડહાપણુ માંહે ક્ષણું નહી ખેદ; સીંહલંકી શોભા સુજાણ,અમ્રત સરખી બોલે વાણ.દીસે છે પદમણિ વડિ, રતિ કમળ દેવિ દીસડિ; શોળ કળા સરવે તે સખી, ગજ ગામનિ ને ચંદ્રજ મુખી; આભુષણ ઓપે છે અંગ, ચંપક વરણો રૂડો રંગ; પ્રેમલ પારી જાતીકંધ, ઘણો મદ અહંકાર શું કહું તે તણો. વિદ્યા ચાૈદ ભાવેથિ ભણિ, કળા બોહોતેર માંહે ગુણ ગણિ. નાગફેણા અંબાડો શિશ, સ્વાહાથે ઘડિ

જુગદીશ,એવી છે ચ્યારે કન્યાય નહી ભામની કો ભુતળ માંહ,ચોકી બેસે છે તે તણી તેને હોંશ હઇડામાં ઘણી, જેકો મારગ જાય, ચોકી વાળા તેને સાય. આગળથી તો દે છે માન, હાજર કરે તે ફોફળ પાન, મરદ છોકે ના મર્દ તમો, આગળથી ચેતાવું અમો. નામરદ કવી જે ઉભો રહે, તેને સુખે જાવા દે. જે કો મરદ મુછાળો થાય, માનની મોહોલે તેડી જાય. આગળ જઇ ઉભો કરે, તન મન ધન જોતામાં હરે; વળતિ પુછે છે ચારજ વાત,તેની કોઇ ન જાણે ખ્યાત.કોઇથી નથી કહેવાતા અરથ, કાળાગ્રહ નાખે છે તરત, એકને એક પ્રતિજ્ઞા દિશ. વણ પાણી એ મુડાવે શીશ. બીજી શામ વદન તે કરે, ખરવાહન કરી ફેરવે; ત્રીજી દેછે નાશિકા કરણ, એવી તો છે નારી ત્રણ. ચોથી વાત પુછે પ્રમાણ, ન કહેવાય તો લે છે પ્રાણ; પુછે તેનો પારજ દે, તો તેને ઘેર દાશી રહે. ચેતાવેછે આડે આંક.જોતામાં તેનો શો વાંક.રખે મારગ એણે જાઓ, શા માટે તમે દુખીયા થાઓ, ના મરદ થઇ આવ્યો છું હું;રખે મારગ ભાઇ જાએ તું, રાજા કહે ભલે તેં કહયું વણ જોતામાં મે લહયું, મારે પણ તેટલું છે કામ; વાસો રહું જઇ તેણે ગામ, કોડ જોઉં તે કામની, ભોગવેછે કેવી ભામની. તું નાઠો તે તારા ભાગ, જાઉં જુવતી કેરા જોગ, મારી સાથે પાછા વળો, મન હોય તો માનનીને મળો, મન માંહે હુંશ છે માહરે. ચાર પગે ચાલે તાહરે,તારૂં મરદ ધરાશું નામ, મારી સાથ આવો તે ઠામ. દોહરો–વચન સુણી વળતો વદે વીત્યું છે. મુજ આપ; જો જાએ એ મારગે, તેના પુરણ પાપ, ગ્રહ વાંકા હોયે ઘણા, કે કોપ્યો જુગદીશ; જો તું મારગ ગયો, તો કાળ ભમે છે શીશ. અંધો બીંતે આથડે, ત્યારે માને વાત; મુરખ થાઉં બીજી વાર, તો આવું તુજ સાથ; ઇશ્વરી એ ઉગારીયો, મુજને એકજ વાર. બીજી વાર તો પગ ધરૂં,તે તો નામ ગુમાર;પાએ લાગુ તાહરે; કહું છું વાર દશવાશ, મારૂં વારયું નહી કરો, નીસ્ચે ખોશે શીશ.

ચોપાઇ–વિક્રમ કહે સાંભળરે વીર, ધારણ રાખ રૂદેમાં ધીર, આવું વચન હું તારે હાથ. સુખે આવ તું મારી સાથ, શીખ સત્ય વચનનિ શાખ, તુજને નાવે ઊન આંચ; કન્યા સાંભળી કાને તમો, રૂડી રીતે દેખાડું અમો. પંથી કહે કહ્યું નહી કરૂં, વણ મોતે શા માટે મરૂં;તમારે હુંશ હોય તો જાઓ. લાભ લાડવો મોટો ખાઓ. તને હોંશ હઇડામાં ઘણી,ખાઓ ઘુઘરી મોતી તણી; હેતે ઝાલ્યો તેનો હાથ, શુભ વચન બોલ્યો તે સાથ. પ્રતિજ્ઞા કીધી છે ઘણી,નિશા કરિતે પંથીતણી; સમ સગરાને દીધા કોલ, આપ્યો બાપનો અગ્રત બોલ, તેને પણ સાથે તેડીયો. ખરે દલ મારગ ખેડીયો, પેલે જેહ કહ્યું તે નામ, જઇ બેઠા બે તેને ઠામ; બીજાના તો ધ્રુજે ચરણ. જાણ્યું માગે આવ્યું મરણ, ગળગળી બેઠો વાટણાં,અહીંથી નહિ આવું વાટમાં; તું મારગ જા એણે ગામ, હું તો બેશીશ આણે ઠામ. તેનિ વાર્તાથી સહુ હારશે. મુજને તો નિશ્ચે મારશે, તુજને ત્યાં મારશે જાણશું; બાશા મેલિ માંહે

જઇશું, ચરણ ન ચાલ્યા પંથી તણા, હિધા સમ રાજાએ ઘણા, અહીંયાથી જેજાઉં આપ; તુજને મુજ મારયાનું પાપ, સમદઇ રાખ્યો ઠામમાં,ગયો રાય આપે ગામમાં દુર થઇ દ્રષ્ટિ ચાલીયો, ચોકી વાળે બાંહે ઝાલીયો. દીસોછો તો મોટા ભુપ, રાજ તેજ રઢીયાળે રૂપ; માટે અમે પાયે લાગીએ, માન દઇ મેહેનત માગીએ,ગામ અમા રાનો નરેશ, પુત્રી ચાર છે જોબનવેશ; રાજપુત્રી રૂપેછે ઘણિ, ત્રણ સઇયર બીજી તે તણી. બીજી પ્રધાન કેરી દિકરી, છે કુંવારી નથી તે વરી. ત્રીજી રાય સાવકની બાળ, ચોથી શેઠ તણી રૂપાળ, નીત્ય એકઠાં ચારે રમે, ભોજન માંહે બેશી તે જમે તેમણે એક કરયું છે વરત. મોહોતું બોલ્યું પાળે તરત. મદદ નામ ધરાવે જેહ,ચાર વાત પુછેછે તેહ; કરિ અરથ આપે જે જે પાર, તેને વરી કરે ભરથાર. અરથ ન કહે ને થાય અજાણ, નીસ્ચે ખુએ પોતાનો પ્રાણ. ના મરદ થાયે તો નાશી જાઓ છત હોય તો જીતા ત્યાં થાઓ; કઉતક ખોટાં જુઠાં કહાડશે. જેમ તેમ તમને જુઠા પાડશે; જીવવું ચાહો તો પાછા વળો, મોત માગો તો તેને મળો.

દોહરા–પંથી કહે આવ્યો અહિ, તેને જોવા કાજ; ફંદ રચી બેઠી ઘણું, તેહ કરાણું તાજ જલ્દી જાઓ ત્યાં તમે, ભાગો મનની ભ્રાંત; એક વચન કહો અમતણુ કામનીને એકાન્ત, ચાર સઇયર આવો અહી. કર ઝાલા વરમાળ,લખમણો આવિ મળ્યો, ઉત્તર એનો આલ. એશું કહાવ્યું રાયજી, મનમાં આણિ પ્રિત;શેવક પડદે જઇ કહ્યું, નારિને એ રિતે.

ચોપાઇ–માનની સાંભળ મારી માત, કહેવા આવ્યો છું એક વાત;પંથી ભુલો આવ્યો એક, ગુણ લક્ષણને રૂપ વિશેક, ધનધાર ધિરજ તેનો પાણીઓ. અહંકાર અધિક આણીઓ; કહેછે પુછવા વહેલી આવ,નઉતમ વાત ગમે તે લાવ સો વસા સંદેહ ભાગશે,ગજા સારૂં તોતે ગાજશે;માટે જે જાણો તે કરો, ઇહા તેડા કે ત્યાં પર વરો. સેવકના વચન સાંભળી, ગયાં નારના ચીતડાં ગળી;થઇ એકઠી આપે ચાર એકાંત બેશી કરયો વિચાર, સામાં મોકલ્યાં ફોફળપાન,તેડયો મોહોલે દઇને માન; હેત પ્રીતને ઉલટ ઘણે, ગયો મોહોલે તે રાણી તણે; મોહોલ એક તે અપરમપાર, શોભા ઇંદ્રપુરીનિ સાર; ચાર સખી આશનપર ઠરે, ઉપર દાસી ચમર કરે. એક દાશી તલાશે પાય, બીજી વિનતા ઢોળે વાય; બેઠી શુભ રૂપે તે સખી,મહિપત પુત્રી તેમાં મુખી કરે એકઠાં આપ કલોર,મુખભરીઆ તાતાં તંબોળ;વાજા છત્રીસ વાજે ઘણાં, કરે નરત્ય નારી તણાં; એવિ શોભા દીસે જ્યાંહ,મહિપત પધારયા તાંહ જુવતી સમીપ આવ્યાં જ્યાહરે તારે નરપત દીઠા તાહરે. ગળી ગઇ જોતામાં નાર,જાણે કામ તણો અવતાર. અવનવો જાણે કો ઇંદ્ર, જાણે ગ્રહ તારા કે ચંદ્ર; જેહવું જુવતી કેરૂ રૂપ, ભારે લક્ષ જણ્યો તે ભુપ; દીર્ઘ બાહુને ઉર વિશાળ, ભ્રગુટી આંખ દીસે અણીઆળ, ચતુર શીરોમણ સત્ય સુજાણ; વનિતાઇ વાગ્યાં મોહબાણ; અરે અંબીકા

મારી માય, અમને દેજે એ વરરાય. એને જ્ઞાન વાતોનું હશે, અમ ચારેનો એ વર થશે જોતાં આખ ચારેની ઠરી, ચુકયાં જે પ્રતિજ્ઞા કરી. નહી પંથી કો કારણ રૂપ, ચક્ર વરતી કો ભારે ભુપ; સોનાનાં આસન સનમાંન,મહેલ્યાં આગળ ફોફળ પાન. તમ દીઠો હરખુછું ઘણું, પવિત્ર પુર કીધું અમ તણું;દીસંતા છો જાણે દેવ, શુભ પ્રકારે કરિએ સેવ.રમો જમો ને પાનજ ખાઓ, જે કામે આવ્યા ત્યાં જાઓ, અમો પ્રતીજ્ઞા મોટી કરી, ચારે વાત રૂદેમાં ધરી. તેનો જે કોઇ આપે પાર, ચાર સખીનો તે ભરથાર, વાતનો છેહ જો નવ આપીએ, દંડ ચારે જુજવા થાપીયે આગળથી ચેતાવું અમો, ડાહયા છો વિચારો તમો. વચન ન ચુકું આડે આંક પછી ન કાઢશો મારો વાંક.દીસો છો કોદેવ આકાર,શ્રીજીએ દંડ તે નહિ વ્હેવાર, માટે બુધ વિચારી લહો, હા નાનો પ્રતિ ઉતર કહો. સિંહાસન બેઠા રાજન મોહ હરખ ધરીને મન; પુછ વાત જે મનમાં હોય, સંદેહ મન રાખો નહિ કોય, કોણ બોલે છે મારી સાથ. આવો સનમુખ પુછો વાત.

દોહરા—વ્હેવારીયાની બેટડી,નંદનંદની નીજનામ,સનમુખ આવી ઉભી રહિ. બોલી તેણે ઠામ પ્રથમ વાત પુછું અમો,તેનો પામું પાર; વરમાળા આરોપુ કંઠમાં, ભામની તું ભરથાર.આ વેળા જાણી ઘડી, દાશી તારી થાઉં; મુલ ખરિદિ દાસ હું વણ મુલે વેચાઉં. મારૂ પુછયું નવ ઠરે, આ વેળા આદીશ વણ પાણી મુડણ કરૂં, ચુનો ચોપડુ શીશ રાજા કહે સમજ્યા અમો, પ્રોછી તારી પેર; વીચારયું તારા મનતણું,રહેશું તારે ઘેર પુછવું હોયતો પુછ તું, મન વિચારી આજ; તું નવરી પણ હું નથી, મારે કોટી કાજ. પાલવે તેને પરણજે જેને હોય ગરજ; હવડાં તો પુછુ કહુ, અરથ તણિ જે અરજ.

ચોપાઇ—વણીક પુત્રીએ વાએક કહયું, તે નરપતે સરવે લહયું, તમ આગળ કહુ શું કથા, ડહાપણ ઝાઝાં મુજમાં જથા.ચારે વાત પુછે જણ તરણ, સંક્ષેપે સંભળાવું કરણ.કનક ઘડયો અકોટો ઝાલ, કેમ બેસશે નારીને ગાલ. મુકતાફળ તણો જે હાર,સ્રીના ઉર ઉપર રહે સાર; ચુડો ગજદંતાનો જાણ, પ્રેમદાને શોભે છે પ્રાણ નેહો રહે છે ધાતુ જે તણું, રહે ચરણે ચતુરાને ઘણું; ચાર થાનક લજ્યા તણિ, ત્યાંહાં કેમ થઇ એસે ધણિ.મહાસતી જે સત્ય આચરે; તે પણ એનુ ધ્યાનજ ધરે; લક્ષમી સીતા સરખી નાર, તે પણ ચિત્ત એ ચાર.એ ચારે બેઠા ચરચ્યા જોય, નીર ખરૂં નારીનું ખોય.પોતાનો હોયે ભરથાર,તેને પણ એ લાગે સાર; લજાવંતધરણી જે ધણી,ન ગણે છોછ એ ચારે તણી; કોમાનનીનું ન જુવે મુખ, પણ ચારનું સુખ કહે સતિયાનું સત્યજ રહયુ,કહે ચારેથી વહેતુ ગયું;એ શાહ કે ચોરે ચોર, એ વાતનો કહો અંકોર.પરનારી શું ક્રીડા કરે,પુન્યે કે પાપે અવતરે; કોઇએ છેહ એની નવ કરી, મેહેલ્યો ચારે પરહરી. અનમી અહંકારી ને કંથ, તેને એક ચાર શું

અંત;પુરૂષ પડયા કેમ એનાં નામ, કયમ ઝાલી બેઠા. એ ઠામ. મારા મનમાં સંદેહ ઘણો,ઉત્તર આપોજી એ તણો,ડાહિ વાત તે હલમાં ધરૂ,પ્રિત કરીને તમને વરૂં.

દોહર—ભુપત કહે સુણ ભામની, ચતુર તણી તું તન; પ્રેમથી પ્રશ્ન પુછયું તમો. માન્યું મારૂં મન. મે મન જાણ્યું માહરે,કહેશે કઉતક વાત;પ્રેમદા જે પુછીઉં તમો, શાસ્ત્ર વચન સાક્ષાત.

ચોપાઇ—નરપત કહે સુણ નારી વાત,ખરી આવે તારે દલ ખ્યાત;કોઇક જુગ થયા કંઇ કાળ,ચાર પુત્ર રૂષીના બાળ.પ્રિત જેવી બપઇયા મેહ,જીવ એક ને જુ-જવિ દેહ;જોગ વરત જડે તે જમે,વિદ્યા ભણે ને મનમાં ભમે રૂડા વિપ્ર કેરી રીત, પરી બ્રહ્મ ઉપર બહુ પ્રીત; એક સમે ગંગાની તિર, નહાવા ગયા ત્યાં નીરમળ નીર.ચારે જણ પેઠા જેટલે,કઉતક એક થયું તેટલે; અંતરીક્ષથી અજવાળું થયું, વિમાન આવિનેં હેઠું રહયું. તેમાં ઇંદ્ર તણી અપછરા, ભામની માંહે ભારી અછરા; કંદ્રપરૂપ જેવી કામની, નહી ભુતળ એવિ ભામની; કોટી જીભ્યાએ નહી કહેવાય, વરણવ રૂપતણું નવ થાય શુભસ્નાન નારીએ કરયું, ધ્યાન ધરણીધર કેરૂં ધરયું. ચાર જણે જોઇ તે જાત્ર. તે આગળ બીજુ કુણ માત્ર; ચિત્રા લક્ષા ચારે હોય. જેમ અદ્રષ્ટ થયુ જોતામાં તેમ મોહ પામ્યા મન વિંન્હવળ થયા, એક દ્રષ્ટ જોઇને રહયા. મહુરત એક એમ કરતાં થયું, વીમાન આપ આકાશે ગયું; વીદયુત ઝળકી જાએ જેમ, થોભ્યા નિરખવા સ્થાનક તેમ. નારીશું નેહ લાગ્યો ઘણો, પ્રેમ રહયો મનમાં તે તણો;અફળ ગયો આપે અવતાર, સ્વપ્ના માંહે ન દિઠી નાર. ઉગ્ર તપ આપણુ કીજીએ, સ્ત્રી સાથે લહાવા લીજીએ; આસન વાળી બેઠા ત્યાંહ; દારૂણ તપ માંડયું વન માંહ, ધરણી ધર શું રાખી ધીર; તજ્યુ અન ઉદકને નિર. દુખ વેઠે નીશાને દિશ, ઓમકાર મંત્ર જપે મુખ ઇશ; ઘણા દિવસ તપ કરતાં ગયા. મહાદેવને મન આવિ દયા, માગો માગો ચાર મીત્ર,બુધ્ધ તમારી પરમ પવીત્ર.દુખ વેઠીને જે તપ કીધ,તેણે મુજ વેચાતો લીધ. ભક્તિ તમારી મનમાં વસી, માગતાં ભરાંત રાખો માં કશી. દંડવત કરી જોડયા હાથ, બોલ્યા રૂશી શીવજી સાથ. એક કહે મેં દિઠુ મુખ, તે દેખી પામ્યો મહાસુખ; તે પામવાની ઇચ્છા કરૂં, તોહે ધ્યાન તમારૂં ધરૂ. બીજો કહે શુભ મહારાજ, કહેતાં વાત આવે છે લાજ. નાર પયોધર ઇશ્વર તણું. તેણે મોહ પામ્યો છું ઘણું; તે મનમાં માણ્યાની આશ, ધરૂં ધ્યાન તમારી પાસ; ત્રીજો કહે સાચી કહુ વાણ, પરમદાના નિરખ્યા બે પાણ. ત્યાં રહયાની ઇચ્છા થઇ એટલે દ્રષ્ટ આગળથી ગઇ. તે વેળાથી પ્રગટયો તાપ,આરાધ્યા ઉમીયાપતિ આપ, ચોથો કહે મેં નીહાળ્યુ તન રામા સાથે લાગ્યો છે રંગ;નારી ઉપર પ્રગટયો નેહ. દ-હાડી નીરખું બેઠો દેહ, આપો તો લાહો લીજીએ,નહીતર તો હત્યા દિજીએ;નારા-યણ મોટા છો નાથ, હરિ વિના કયાં ઓડું હાથ. તમ વીના કો નહી દાતાર, મેં

જોયો બધો સંસાર; તે માટે મોટા મહાદેવ, મનવાંછીત આપ્યાની ટેવ,સ્તુતી કીધી શીવજી તણી, પ્રસન્ન થયા ત્રીલોકનો ધણી.

દોહરા—શીવજી કહે સઉ સાંભળો, રૂષીતણા તમે તન; અખીલ વરદાન આપું અમો, જેમ માને તનમન. સંસાર મધે તે સુંદરી, રૂપ સ્વરૂપે નાર; નિરખે તેને નેહશું, આણિ પ્રીત અપાર. આદ્ય મધ્યને અંતલગે, શ્રષ્ટી તણું મંડાણ, નીરખો નારિ ત્યાં લાગી, પ્રીત ઘણી પ્રમાણ; પ્રતી વ્રતાને પદ્દમણિ, રૂશી પતનીને સંગ; ઉરવંશીને અપ્છરા; માણો નીત્ય નીશંક; ત્યારે બાળક બોલીયા,શું બોલ્યા મહા રાજ; નારી સઘળી નીરખતાં, કુળમાં ખાંપણ લાજ. લપટતો કહે લોક સહુ પ્રતક્ષ લાગે પાપ, ઘેર ઘેર કેમ ભટકીએ; એવાં કામે આપ. એક નાર શું જે રમે, તેને મોટી ખોડ, સઘળી નારિ નીરખતાં, ક્યમ પહોંચે એ કોડ.

ચોપાઇ—કહે શીવજી વચન મુજ જાય; ત્રણ લોક તો પ્રલે થાય,પાપી નહી કહે વાઓ તમો, એ વરદાન આપીશું અમો. તમશું ખેદ કોઇ નહીં કરે, હેત પ્રીતશુ અંગે ધરે; જડરૂપ થઇ પ્રથ્વી પડો, આભુષણમાં જઇને અડો,કરો ઘણેરે આપે વાસ સદા રહો પ્રેમદાને પાસ, નામ નીરખતાં શમશે શોક, લંપટ તમને નહી કહે લોક, સઉ ભામનિના જે ભરથાર, દેશે માન તે અપરંપાર,અહો નિશ રહો રામા શંગ, અતિ ઉઘાડાં નીરખો અંગ; જેને જેની ઇચ્છા ઘણિ; તે બેશો તેના થઇ ધણી;એહ વછન આપ્યું મુજ આપ; તેથી લોપે નહી તમ પાપ. એવું કહીને શિવજી ગયા, અતિ ઉમેદ આભુષણ થયા, જેને મુખ જોઇ મોહજ થયો, વેસર થઇ મુખ ઉપર રહયો, જેને ઉર વ્હાલું અપાર, તે થયો મોતીનો હાર; અહરનિશા ઉપરજ રહે; લંપટ તેને કોઇ નવ કહે, જેને વ્હાલા હુતા પાણ, કાંકણરૂપ થયા નીવારણ; જેને જેશું પ્રીતજ ઘણિ, છતે કંથે બીજાએ ધણી, જેને ચરણ સંગાગે પ્રેમ, તેણે વાસ કરયો જઇ હેમ, વાર વછીયા કરે રંગ, બેઠા નીરકે બાકું અંગ, આભુષણમાં કીધો વાસ, કરે મનથી એહ વીલાસ; આદે પણ આભુષણ ઘણાં, આપ્યાં સ્થાનક રહેવા રહેવા તણાં, પ્રથમ આભુષણ બારે માસ,વરદાન થકી પામ્યા એ વાસ, પંથી કહે સાંભળ સુંદરી, વનીતા વાત કહી વિસ્તરિ,એ પુછી તે વાત એકાંત, ભાગી તારા મનની ભ્રાંત. શિવ વરદાન થકી એ વસ્યા; એ વાતમાં અચરત કશા;ઇશ્વર આણુ ન બોલો જથા, પરમ પુરાણ માહે છે કથા. પુરણ અઢાર સાંભળશે જેહ, તેને અમતો નહિ સંદેહ. તે નારી તો પાગે નમી,ગુણુનિ વાત હ્રદેમાં ગમી, બુદ્ધિવંત દીસો છો તમો, જીત્યા તમોને હારયા અમો, કરો મુલ ખરિદી દાસ, રણુમાં મુકો કે રાખો પાસ. વળતો તો બોલ્યો રાજન, સાંભળરે ક્ષત્રિના તન,જે કાંઇ તારે હઇડેહામ,પુછ વાત તે આણે ઠામ; વણિક પ્રિયાનિ વાતજ ઘણિ, ભાગુ ભ્રાંત તારા મન તણી, ત્યારે બોલી બીજી નાર, તુજને પુછું વાતો ચાર; મારા મનમાં સંદેહ ઘણો, પ્રિતી

ઉતર આપો તે તણો; મુજ સહિયર એક સુંદર નામ, નીત્ય કરે છે રૂડાં કામ. છે અહીંથી બીજે ગામ,જાણુતી છે મોટી હામ તે શામે પાડી હોડ,તેતો મુજ સરખી છે જોડ; કરતાં વાદ વીવાદજ થઇ; મેંતો તેહને શમશા કરી; તેણે તેનો રાખ્યો ભેદ; પણ રાખ્યો મનમાંહે ખેદ; ઘણા હેતથી આવી ઘેર, પ્રીત થકી વીચારી પેર. કઉતક ચારેક ઉભા તે કર્યાં. મારા મુખ આગળ ધરયાં;તેના પાર જો આપો મુને,ચતુર શીરોમણ જાણું તુને. સહિયરમાં શપરાણા થાઉં,બીડાં પાન મુખ ત્યારે ખાઉં, પંથી કહે પહોંચે તુજ આશ, શિઘ્ર લાવી મુકો મુજ પાસ.

દોહરા—શુણુતે હરખી સુંદરી. આપે પુલી અંગ;વેલણ મુખ આગળ ધરયું જેનો રૂડો રંગ. પંચરંગે રંગ્યું ઘણું, બે પાસા સમતુલ્ય, મેલ્યું પંથી આગળે. પ્રસ્ન કરયું માહા મુલ્ય,કહો ડાળ કઇને થડકયું,સુકું કાષ્ટ છે એહ ઉપર કાયુને થડકીયું કેમ ભાગે સંદેહ ચોપાઇ—ઝાડ થકી કાહાડયું જે વન,ઘણું એક ધરીને મન,દિધો રંગ મોકલીયું આહ;વિચાર કરી જુઓ મન માંહ, ઘડયું સરખું સુતારે આપ ચક્કર ઉતારયું છે છાપ,થળ ને ડાળ એમાં તે કીયું ટોચ પુછ પુછુ તે બીયુ. એટલો મારો મન સંદેહ. થડ ને ડાળ કીયું છે એહ;પંથી કહેરે સાંભાળ સતી,એમાં ઝાઝુ અચરજ નથી. સરીતા વેહે જ્યાં નીર.વ્હેતું મુકો તેને તિર; તણાતા મહો આગળ થશે, તારો સંદેહ તેથી જશે, જે પાછળ રહેતે થડ જાણ આગળ તેનો ટોચ પ્રમાણ; પ્રગટ પારખું એમાં હોય, એમાં અચરત પામે ન કોય. ત્યારે તે હરખી કામની ભાગ્યો ભેદ ભારે ભામનિ; હવે સંદેહ છે બીજા તરણ,કોડે સંભળાવો કરણ.બાર વરષનાં બાળક બેય.તે વેળા તેડાવ્યા તેહ; પહેરાવ્યાં આભુષણ ઘણાં, તેમાં એક નર ને નાર;ઓળખાવો એનો આકાર; બેનાં સરખાં દીઠાં રૂપ, વીસ્મે પામ્યો ભારે ભુપ. એતો વાત ઘણી છે સ્હેલ. ભાગું ભ્રાંત હવડાં તુજ મહેલ; ઉમરો ઓળગી ઘરમાં આવ, એ બે જણને ઘરમાં લાવ. ડાબો પગ ઉપાડે જેહ; જાત જુવતિ જાણો તેહ જમણો પગ પરઠે પ્રમાણ;પુરૂષ પારખું તેહ પ્રમાણ. તેનું વચન તો મુસ્તક ધરયું, જેવું સાંભળ્યું તેવું કરયું, મન તણો ભાગ્યો ભેદ, પંથી વચન તમારૂં વેદ.માનવ નહી કો દીસો દેવ, કરૂ સરવથી તારી સેવ; બે વાત રહી મારા મન તણિ. ભાગો ભ્રાંત જો ઘાયડ તણી. સરખા સરખી બે ઘોડલી, જુગતા જુગતી છે જોડલી, ચોકડા મોચડા પુર પતાણ, ઓળખે નહી કો તેહ અજાણ, એક માને એક પુત્રી હોય, તેનો મરમ ન જાણે કોય.કેઇ માત ને કઇ તન, ઓળખોતો વિચારી મન પંથી કહે વિચારજ કરો,એહ બોલ રૂદેમાં વસ્યો;પંથી કેહે સરોવર લઇ જાઓ,વણ અસ્વારિ પાણિ પાઓ.બેને છુટા મેલો ત્યાંહ.આવવા દો બેને પુર માંહ;આગળ ચાલી આવે ઘેર; તેને જનુનિ જાણો પેર. કુદે નાચે હરખે ઘણું, એ વખાણ તે અભરક તણું; પાછળ રહેને આગળ જાય. તેનું નામ પુત્રિ કહેવાય.છાનિ માનિ હાડે જેહ,જનુનિ

તેની જાણો તેહ; હરખ થયો નારીને ઘણો, સંદેહ ભાગ્યો મનડાતણો, એક વિચાર કહોજી મુને ચતુર શીરોમણ જાણુ તુને;સરખા સરખી બે સાહેલ,પાસે આવિવળગી બેલ, કોકીલ કળા એ રાજ સ્વરૂપ;દીઠો મોહે ભારે ભુપ, શોળવરસ તણી તે બાળ કુમકુમ તિલક કરયાંછે ભાળ અંગ શણગાર સજયાછે શોળ, મુખ મંડળ બહોળાં તંબોળ, પંથી આગળ ઉભી કરી, સોળ વરસની બે સુંદરી, એક લગન પરણી છે બેય, નાવ સાથે બેને છે નેહ; એક પતિ ગયો પરદેશ, ઘેર જુવંતી છે જોબન વેશ; પરણીને પંથે પરવરયો, સંગ નથી સ્ત્રીકેરા કર્યો, પ્રભાત ઉઠી પરદેશી ગયો, એક એકજ દાહાડાનું સુખ, બીજીએ નથી દિઠું મુખ વનીતા બેય જુવે છે વાટ, પતિ પરદેશી ગયા તે માટ; બેઠી છે બેય તમારી પાસ, પ્રાક્રમ હોય તો કરો પ્રકાશ.એક રાત ભોગવિઓ પતિ, બીજી તો એક છે અણુછતિ; કરો પારખુ તેનુ આજ, તોતો થાયે આપણું કાજ. દોહા—કોઇ નારે નર ભોગવ્યો; કેઇ રહી નિરમુખ;ઓળખાવો એમાં થકી, તો ભાગે મનની ભુખ.દાસી થાઉં તાહરી. જો ભાગે સંદેહ; પ્રીત કરી પરણું તુને, દુધે વુઠયા મેહ.

ચોપાઇ—મહિપત કેરૂં હરખ્યું મન, વારૂ પુછુ એહ વચન; પ્રથમ વાત સાંભળ માહરી, પછે ભ્રાંતભાગું તાહરી, તમને વાત કહું એક અમો; સમજો તો ઉત્તર દો તમો, સોળ વરસની સરખી જાત, વિક્રમ કહે તે આગળ વાત. એક વિપ્ર તણો છે બાળ, ખરી વાત તણો એ ખ્યાલ, માત પિતાએ વિવાહ કરયો;વિપ્ર તે શુભ કન્યા ને વરયો. ચતુરામાં ચતુરાઇ ઘણી. ત્રીયા વિપ્ર ત્રયોદશ વણી,પતિએ પરણી ક્રીયિ તાજ. ગયો વિદેશ લીલાને કાજ. વિધા કામે ગયો વિદેશ. જુવતી મેહેલી જોબન વેશ, પરણી નારની શી થઇ પેર, રહી પાકર પીતાને ઘેર. પીતા પ્રધાન વટુ તો કરે રાજા હેત રૂદેમાં ધરે, રાજદ્વારનું કારણ ઘણું; વજીર કામ ચલાવે તે તણું;તેને પેટ નથી કાંઇ તન, કુંવરી છે તન મનને ધન.કેટલાક દહાડા વિત્યા વરત, વજીર વિપ્ર તે પામ્યો મરત, રાય આવ્યો જેવા કારણે. વીપ્ર વજીર તણે બારણે.રાજા આગળ સ્તુતી કરી, ખોળે બેસારી દીકરી. તમ સારૂ મારૂ ઘર સુત્ર, પેટ નથી કો પ્રોડો પુત્ર; પુત્રી છે ખોળે તમતણે, રાજા ચીંતાવજો હેતે ઘણે. નારીછે ચતુરસુજાણ, બત્રીસ લક્ષણ ગુણ પ્રમાણ.રાયે વચન તેનું થાપીયું,પ્રધાનવટુ પામીયાં,દુખદળીદ્ર દેહનાં વામીયાં, એમ કરતાં થયાં વરસજ બાર; વિધા સરવ ભણ્યો ભરથાર. પોઠી પાંચ પુસ્તકના ભરયા,વિધારથી બહુ આગળ કરયા હેતપ્રીતને ઉલટભેર,જવા માંડયું પોતાને ઘેર. વાટે આવ્યો રૂડો ઠામ, પોતાના સસરાનું ગામ.આકારે ઓળખીયું એ હ, મનમાંહે ઉપન્યો સંદેહ. એટલે આવ્યો બ્રાહ્મણ એક,તેને પુછી વાત વિવેક.કહો ભાઇ આતે કોણ ગામ. રાય પ્રધાન શું નામ. અહીં આણ તે કોની ફરે, પ્રધાનવટુ તે કોણજ કરે. વળતો વીપ્ર બોલ્યો વાણ,રાયસંગ નરપતી નીરવાણ. શીવશંકર

પંડીત પરધાન; રાજ તણા તેને બહુ માન. તે મ્રત્યુ પામ્યો દીન ક્ષણે, પુત્રી એક પ્રધાનજ તણે. બત્રીસ લક્ષવંતી નામ, કરે પ્રધાનવટાનુ કામ, ચુકવે ન્યાય અન્યાયે ચોખ, એ પેલી બેઠી છે ગોખ; એમ કહીને વાડવ વળ્યો; બ્રાહ્મણનો ચીતામાં ભળ્યો, એ નારી સ્ત્રી મુજતણી, અપકીરતી હશે તે તણી; રાજચેન જે આમળ અહે, અખંડ રત્ન કેમ એથી રહે, તેનું પારખું પ્રીતે જોઉ; મારા મનનો સંદેહ ખોઉ, એવો વીચાર કરયો છે મન; તે કો વાતન જાણે અન્ય વીધારથી રસોઇ કરી રહયો; પોતે રાજદવારે ગયો, પંટતરથી નીરખી નાર. અલખત રૂપ છે અપ્રમપાર. લક્ષણરૂપમાં માંહે નહી મણા, આગળ શેવક ઉભા ઘણા. બેઠી ફેરવે આપે નેણ; વીચીત્ર પ્રકારે બોલે તેણ. મહા મનોહર દિઠું મુખ, દેખી દેહમાં પામ્યો દુખ, વજીરપણું નહી વનીતા રીત, હશે કોઇ પુરૂષશું પ્રીત; છતાંથએ સંદેહ નહિ ટળે, કામનીચરીત્ર કોઈ નહી કળે, કોડ થએ કુડી નવ થાએ. એને મોહોડે કેમ પુછાય; પુછે પ્રીતે માને મન!, ખાય શેહેજમાં શો એક સમ, જોરાવરિ પુછુ આદીશ, તોતો નિસ્ચે છેદે શીશ; પાર લેવાને રાખે પ્રીત; કરયો વિચાર રૂડેરી રિત; બેવાનાં દોણિ દુધ; કરૂ સરવથા સાચી શુદ્ધ; એમ વિચારી પરઠી પેર, ગયો નગર નાયકાને ઘેર; આજની રાત રહીશું અમો, મોહોડે મુલ માગી લો તમો; ચાર પહોરચોં સઘળું સુખ: આપું રોકજે માગોમુખ. ત્યારે ગુણકા હેતે હશી, એ વાતમાં વિપ્રજ કશી. સત રૂપીઆ આપો રોક; સુખ ભોગવિ સમાવો શોક; સ્વર્ગ થકી સુખ દેખાડીએ રૂડિરીતે રમાડિએ. એવું પરઠીને પંડિત રહયો, પ્રિત થકી પ્રભાતજ થયો, કામનિ કહે ખોટી થાયો પરઠીકે આપીને પંથે જાઓ. પંડિત આવ્યો પ્રેમદા પાસ, આપ્યા અરધ પુર પચાસ; નારીએ તવ ઝાલ્યા હાથ. રાઢ વઢવાડ સનમુખ સાથ, સરત પરઠી રાખયો રાત, કેમ જુઠું બોલે પરભાત. માંહો માંહે રાઢે થયાં રાવળે રાજદુવારે ગયાં. બેઠી પુત્રિપંડિત તણિ. ચતુરાઇ ચતુરામાં ઘણિ; આગળ બેજણ ઉભાં કરયાં, ન્યાય કરવા ટેકાણે ઠરયા. જુવતી ગુણકાએ જોડયા હાથ, બાઇ સાહેબ સાંભળો મારિ વાત; સાચિવાત પરઠણુનિ પેર, આ વિપ્ર આવ્યો મુજ ઘેર સત રૂપીઆનું સાટુ કરી, રહયો રાતમન હેતે કરી; એનો મારા કુળનું કાજ, એમાં શાનિ મુજને લાજ એમાં અરધ આપી જાય છે, રૂડે રાજ અન્યા થાય છે; વનીતા કહે મારો નહિ વાંક, એને પુછો અક્ષર આંક, બોલ્યું જે અબોલ્યું કરે, તે સાનિધે સુળી ચઢે; આઘો તેડિ પુછયું બ્રહ્મ, કેમ ચાલ્યો તું કુડુ કરમ, વિપ્રનું મન એ વાતે મટે, તમને કરવું એ નવઘટે; રૂડા દીસો છો કહું તે માટ, વિપ્ર ભણ્યુ તે ઉઠી વાટ. કલંક તમારા કુળમાં ચઢયું, ડહાપણુસઘળું કુપે પડયું; કહાય કરવું જો કુડુ કામ. પરઠયા પ્રમાણે આપો દામ, રાજદ્વારે આવ્યા મહારાજ; નથી આવતી વનમાં લાજ; પરઠયું આપી પંથે પરવરો, ખરી વાતમાં શો ખર ખરો, બ્રાહ્મણ મારે જવા દેઉ, નહિતો સરવે ખુંચી લેઉ; દિસંતાછો

વિદ્યા રૂપ ભણ્યું ગણ્યું નાંખ્યું છે કુપ.

દોહરા—બ્રાહ્મણુ કહે સુણુ બ્રાહ્મણિ, કાં ઘેલાં ગુણુ આઓ. બેઠા ઇશ્વર બેસણે, સાચો તોળજો ન્યાય; મુખ કહેતાં અમો લાજીએ, તમો છો મોટાજન; એ વિચાર આપે કરો, મેલ વિચારિ મન, સાચું બોલું સરવથી;કાન ન કાહાડું ફોક, ચાર પોહોરના પરઠીયા, સત રૂપીયા રોક, અધ રાજ મેં ભોગવ્યું; આપ્યા અરધ પચાસ, અરધ સુખ એને થયું, અરધ બે ભાગનું સુખ બેનું સમતુલ વળિ જુઓ મનડા વિશે, વધતો કોને કામ; એક ઠરાવો એહને, પુરો આપુદામ.

ચોપાઇ—નારિનું નવ ઉપર કરો, સાચો ન્યાય રૂદેમાં ધરો;વરેહ નર કે ન રિને ઘણો. વિચાર કરિ જુઓ તે તણો મારો અરધ મેં આપ્યો ભાગ, એના અરધનો રાખ્યો લાગ; બે પહોરનું મુજને સુખ, એમાં શાનો દાવો દુઃખ, વાંકવિના મુજ સાથે વઢે, ગરિબ જાણિ ગળે એ પડે, સાચો અક્ષર કહો નહિ આપ, લક્ષ વિપ્ર હણ્યાનું પાપ. કહે ભામનિ સાંભળ બ્રહ્મ, મેં નવ જાણ્યો એનો મરમ; નરનારિના વરેહની વાત, શમણે હું ન જાણું સાક્ષાત એ કરમ જેકો આચરે. કબુલ ન્યાય તમારો કરે; બીજી ચતુરાઇ મુજમાં ઘણી અજાણુ બુદ્ધિએ વિદ્યા તણિ, શામા કહે નવ જાણુ સ્વાદ,કયમ ભાગુ હું તારો વાદ; નારીમાં કે નારમાં ઘણો,મરમ ન જાણુ હું તે તણો એ વાતમાં હું જાણુ આપ,તે સાખ દીધી તેથી બમણું પાપ;વિક્રમ કહે સાંભળરે નાર. હુ ઉભો તે તેણે ઠાર, એ બેમાં જુઠું કોણુ હશે એ ન્યાય તો કોથી થશે; પુછી જોઉંછું તારો ઠાર, નથી પ્રિછતો એનો પાર.તમો બે ડાહ્યાં દીસો ઘણું. વચન સ હ ભાગો મુજ તણું; મન જાણો ને ન કહો મુને, કોટી બ્રહ્મ હત્યા તુને.

દોહરા—પ્રેમદા કહે પંથી સુણો,સમખાશો તે ફોક;હું ન જાણું એ વાતમાં પુછો બીજા લોક. વળતી વાત બીજા કહે સાચું કહુ આ ઠાર;સાચો બ્રાહ્મણ બાપડો ધુતારી એ નાર. સુખ સમતુલ્યે ભોગવ્યું, આપ્યા અરધ પચાસ; લોભ તણું કારણ કર્યું, સત્ય તણિ શી આશ. રસોઇ લાવ્યો એકજણ, જમવા એકલો ભાગ; બીજા આવી તેમાં ભળ્યા, ભાવે આપે ભાગ ન્યાય એમાં શો ચુકિયો,એમાં શી વઢવાઢ; નીસ્ચે વાંક એ નારનો રાંક કરે છે રાઢ આહાર તો બમણો નારને લજ્યા ચોગણિ હોય; આઠ ગણો તો કામ છે, આપ વિચારી જોય.નિકળી જાય તે નારિયો. વનિતા કરે વિલાપ; કામ ઘણેરો કામની વેદ પુરાણે છાપ.

ચોપાઇ—એમ કહી તે નારી રહિ,પુંછીને તો ચિંતા થઇ;રાબારા કરીને રહયો, પ્રિતિ ઉતર વળતિ તે કહયો, નારીએ નથી દિઠું મુખ,આ સમજે છે સઘળું સુખ; તે વાત સઉને મનગમી,પ્રદક્ષણા કરી પાએ નમી તમે બોલ્યા તે વાણિ વેદ.ભલી ચતુરાઇ માગ્યો ભેદ;હું તો દાસ થઇ, તમ માંહે ચતુરાઇ ઘણી,પ્રધાન પુત્રિ ચતુર સુણ, જે પુછે તે વખાણે ગુણુ તેનો ઉત્તર દિજીએ; જીત્યા કેરો જય લીજીએ. નર-

પતિ કહે શુભ નારિ શુણો ભાર વાત ગતે તે ભણો, પંથે પંથ અમારે જાઉ ઘણું કામ છે ખોટી થાઉ પ્રધાન પુત્રી પાએ નમી વિપ્રની વાત તો મનમાં ગમી; પુછું વાત સંક્ષેપે આજ, કહેતાં આવે મુજને લાજ પુછું વાત તમને એકથી મનનો સંદેહ ભાગતો નથી; સઉ થકી મોટા માહાદેવ,કરે સેવ સનકાદિક સેવ બ્રહ્માદીકતો ભુલા ભમે, નારાયણ સરખા નર નમે; આદ્ય નીરંતર સ્વરૂપ પુરાણ, વેદ ભણે મુખ ચારેવાણ. સરજીક પાલીક શિંહારક જેહ, ત્રિગુણ રૂપ માહે છે તેહ પારવતિ પતિ ભોળો નાથ; અષ્ટસિદ્ધ નવનિદ્ધ હાથ. તે કેમ પુજાએ છે લિંગ, રૂડા પુરૂષ તણો એ રંગ. સરવ લોક પુજાએ શીશ. આપે લિંગ પુજાએ ઇશ. સ્વરગ મ્રત્યુ પાતાળ ઠામ. ડાહ્યા પુરૂષ તણાં એ કામ, એ લિંગ ઠામ લજ્યાનું ઘણું, કરે પુજન ઉસકો તે તણું પ્રથમ પુછું છું એટલુ જ્ઞાન તમ માહે કેટલું સ્ત્રીધન એ સંભળાવો મુને કારણ,વાળતા પ્રસ્ન પુછુછું ત્રણ. દોહરા—વિક્રમ કહે વનીતા શુણો, એમોટો મહિમાય; એવાત વખાણતાં, પાપિ પાવન થાય. શીવ મહીમાં જે સાંભળે, પુરણ મન પ્રસન્ન; સ્નાન ભાગીરથ ગંગનું રેવાનું દરસન, ઘણું દહે ગોદાવરી, શિંહ ગુરૂમાં ન્હાય; તે શીવ મહીમા સાંભળે, પળમાં પાવન થાય; વપુ પાડે જઇ વેણીમાં. કરત કરે કેદાર; તે ફળ પામે સહેજમાં, એ વિશ અપરમપાર. ગુણકા વડ ગંગોદરી, સમસીએ શીવને શીશ; તે ફળ પામે સહેજમાં, જે આરાધે ઇશ. પ્રથવી પ્રદક્ષણા કરે, હીમે બોળે હાડ; તે ફળ પામે સહેજમાં, શીવ પુજે તે પાડ. શિવ પુરાણ માંહે કથા, સાંભળી રૂડી રીત. કામની તુજને તે કહુ, પુરણ આણી પ્રીત સ્તુતી નિદ્યા શિવ તણી, ગુહ્ય ઘણે રીહોય; મહિમા મુરખ આગણે, કહેશોમાં જન કોય.વદે વૈકુંઠ પામશે, ન્યાય કરિ નીરવાણ; નીંદે તે નરકે જશે, પડશે રઉ રઉ ખાણ. એહ ઉજેનીઇશ છે, આદ્ય થકી જે સધ; બ્રહ્મ થકી તે બ્રહ્મ તે નિરગુણ સગુણની હદ.

ચોપાઇ—પંથી કહે શુણ શામા વાણ,પુછીપ્રશ્ન જોડી બે પ્રાણ;વિચાર વિષ્ણુએ કરયો એકદન, માયા રૂપમાં પડયું મન. નીત્ય કરે પુજન ને શેવ તે મોટા કહેવાએ દેવ; પ્રીછુ આજ હું તેનો પર, જોઇ સિદ્ધિ શીરોમણ સાર. અતલ નીતલ વીતળ છે જ્યાંહ; સત્ય પાતાળ તળાતળ માંહ; ગમ્ય સુધિ ગયા છે શરણ. ચતરભુજે દીઠા ચરણ. પાર ન પામ્યાહેતે હરી. પ્રીતે ચરણની પુજા કરી પાતાળ લોક પુજે છે ચરણ, જ્યાં વસે છે દેવતા વરણ; મ્રત્યુ લોકમાં ત્યાં આવીયા, શીવ ભક્તિ લેખે લાવીયા, નાંવ્યો પર શિવશંકર સંગ; માનવ સૌ પુજે છે લિગ. પાએ લાગી પુજા કરી લીંગ ભક્તિ મન માહે ધરી સીવે વીષ્ણુનો કીધો સગ, વીષ્ણુ પણ પુજે છે લીંગ; જોઉ ઉચા શીવ છે આકાશ પાર લેવા ચાલ્યા તે પાસ. ભુલેશ્વર મહરલોક માંહ, જન લોક તપ લોક સત્ય લોક છે ત્યાંહ. સ્વર્ગ થકી ગત્ય ઉચી ઘણી, જોઇ ચરચા શંભુજી તણી, તોય પાર ન આવ્યો ઇશ, સત્ય લોક પુજે છે શીશ, વિષ્ણુ

પુજી પાછા વળ્યા, મહીમા મહાદેવ તણા નવ કળ્યા. પાતાળે પગ મ્રત્યુ લોકે લીંગ, સ્વર્ગ માં શાશ પુજે છે સંગ. પ્રથ્વી કેરૂ જેને પીડ, સાત સમુદ્ર કુખે દીઠ;રોમા વળી છે ભાર અઢાર. એહ અચોની અપરંપાર. એતો જે દીન શ્રષ્ટી થઇ,કથા તે દહાડાની કહી સ્વર્ગ મ્રત્યુ પાતાળે સંગ,ચઉદ લોક પુજે છે લીંગ;દેવી લક્ષમીસરસ્વતી બ્રહ્માદીકને કમળાપતી; વેદ પ્રીય શોભાવે સંગ, સકળ લોક પુજે છે લીંગ, પુરાણ થકી પ્રીછુછુ અમો, કહુ તે ચીત ધરી લો તમો, એક સમે એક અકળ સ્વરૂપ બેઠા કઇલાસ ભવાની ભુપ, આપ રૂપ બેઠાં એકાંત, ઉપની એક મન માંહે ભ્રાંત નંદી ભંગી છે તે પાસ, ઘણુ શોભે છે એ કઇલાસ. સહસ્ત્ર અઠાશી ધરે છે ધ્યાન ત્રીદશ દેવ સૌ દેછે માન; ચોસઠ જોગણી જોડે હાથ, સ્તુતિ કરે છે શીવની સાથ, આરતિ ઉતારે છે ઇંદ્ર, નિલાવટ માંહે ચળકે ચંદ્ર; કોટી રવી પુરણ પ્રકાશ; શોભ્યું એવું ગીરી કઇલાસ. પંચવદન ઝળકેછે જ્યાંહ, ત્રણ નેત્ર ચળકે છે ત્યાંહ,વાઘાંબરઅતિ અંગે ધરયું; તીલકભાવ વીમુતી કરયું, કપુરાકૃત ઉજ્વળ શુભ વાન ઓમકાર મંત્ર વંદીત વીખાણ, અઘનાસા છે જેનુ નામ, કોટી કોટી લાજેછે કામ. બેઠા શીવજી રાજશ રીત, પારવતિ સાથે બહુ પ્રીત વાત કરતાં વાદજ થયો,અહંકાર બોલ કામનીએ કહયો, શીવ કહે નરવશ નારી હોય, એમાં ભ્રાંત ન રાખે કોય. કહેપારવતિ નામી શીશ. મોટા છો અજાનીઇશ. નારીને વશ નર તે જાણ, પરઠે બાંધ્યા શીવ પુરાણ. શીવજી કહે હું જાઉ વન, તપ આરાધ્યું જાણ્યું મન;કરૂ ગીરી કઇલાશાજ ત્યાગ, ધરયું ધ્યાન તપ કેરે કાજ;સંસાર સારમાં મોટું ધરમ, તેથી અદકુ કરમ;તપથી નીરમળ સરજ્યું નથી, કામની તમને કહું છું કથી, સુખે તમે તો રહો બારણે, અમો જઇશું તપ કારણે; જગત પારવતી જોડયાહાથ, બોલ્યા શામા શંભુ સાથ; તપ જોગે નથી તે કોય,જ્ઞાન દ્રસ્ટે વિચારી જોય;પંચ ઇંદ્ર માંહે પ્રધાન. કામદેવ - ઉથી બળવાન; જાતે કહેવાય આપ અનંગ,ભાગે તપ કેરો જેભંગ; કામ જીત જે નર કહેવાય; નથી સરજ્યો તે શ્રષ્ટીમાંહ. વારતામાં વનમાં જશો, ખોશો ભાર કામાતુર થશો; કહયું એમ ઉમારાણીએ તપ જાશે વેહેતેપાણીએ; ત્યારે વળતી કોપ્યા ઇશ, પગની જ્વાળા લાગી શીશ, મુજને કામ પાપી શું કરે,પાંચ ઇંદ્રી દેખી મન ડરે;માયા નવ લોપે મુજ અંગ રાચુ નહી રામાએ રંગ. પારવતિ કહે શુ કહુ કથી, માયાથી મોટુ કોઇ નથી, અજીત નામ તે માયા તણું,જીતિ ન શકે મોક મપણુ. પારવતીશું પાડી હોડ, ગયા ઇશ તપ કરવા કોડ;દ્રઢ થઇ માંડયું તપ ધ્યાન આણ્યું આપ અદકેરૂ જ્ઞાન, માસ ચાર ગયા જેટલે;વસંત રૂતુ આવી તેટલે પાંચ ઘણો પુરૂષને કામ, સ્ત્રીને શોળ ઘણો પરમ, ફુલ્યાં વનસ્પતીબહુવન,મહીમા ચાર્યે વીચારયું મન, આજ ઉપાશુ એહ અનંગ,ભોળાનું કરૂ મન તપ ભંગ, એવું જાણી આણ્ય હેજ, તેડયો કામ ઉપાસી તેજ;પ્રદક્ષણા દેઇ પાગે નમ્યો,સઘળો શોક શામ

ને સમ્યો શા કામે તેડયો આજ, કંઇક આપો સેવકને કાજ; પારવતી કહે વેગે જાઓ શીવ શરીરમાં પ્રગટ થાઓ;છળ પાડો પરીબ્રહ્મ પેર,વણ તેડયા શીવ આવે ઘેર લજ્યા પામે ભોળા નાથ,તે તો સ્નેહ કરે અમ સાથ.કહે કામ સ્ત્રી સાંભળ માત;જગપતીને જગનો તાત; કદાચ તેને રીસજ ચડે, નિશ્ચે ઘાટ અમારો પડે ત્યારે હું કો પાસે જાઉં,દે શ્રાપ તો દુખીઓ થાઉં; કહે પારવતી સાંભળ કામ તારૂ નહી લેવા દઉં નામ.મારી માયાની નાંખુ જાળ,તેતો લોપી ન શકે કાળ દેહ માયા વ્યાપે જેટલે. પ્રવેશ કામ કરો તેટલે એવું કહયું તે આણી ધીર,ગયો કામ ગંગાની તીર, શીવજી બેઠા આસન કરી,ધ્યાન એક ચીતેથી ધરી વસંત રૂતુનો વાયુ વાય,કામવશ નરનારી થાય;મહા પુરૂષને માયા મળી, ધ્યાન ટેકતા ત્યાંથી ટળી, વસંત રૂતુનાં વાપ્યાં ચેહેન, નિરમળ પુરૂષ ઉઘાડે નેન; એ વાત અહીંઆંથી રહી, કઉતક વાત એક બીજી થઇ.

દોહારા—ગંગા ત્રડ પાવન ઘણું,ગુહારણ કહેવાય; શહસ્ત્ર અઠાશી રૂષિ ઘણા તપ કરે વનમાહ;આપ આપના આસને, ધ્યાન ધરે નીજ ધરમ;ઇષ્ટ દેવ ઉપાસના, સાચવે છે ખક કરમ રૂખપુત્રી તેવડ તેવડી,સતી શીરોમણ સાર; વ્રત હતું એકાદશી, સહુ મળી તે ઠાર. આભ થકી જેમ આભલાં, વરશા રૂતુમાં થાય; રૂષિ પત્નિ ઘેર ઘેરથી,ગંગા નાહાવા જાય; નારી નહાવા નીસરી, આવ્યાં ગંગા તિર; પરમેશ્વરને પ્રણમીને નાહ્યાં નીરમળ નીર, ડંડવ્રત રૂષીને કરયા,વનફુળ પહેરયાં અંગ;ઇચ્છા વર મળવા તણો, રામા કેરો રંગ. વસંત રાગ આલાપિયો પરીબ્રહ્મ ઉપર પ્રીત; વરણવે વિશ્વનાથને,ગાવા માંડયાં ગિત; સરૂઓ સહુએ અલાપીયો, વિવિધ પ્રકારે રાગ; શાસ્ત્ર વિશે જેવું ઘટે,રીઝે કીધો રાગ; ફેર ફરે સહુ ફુદડી, હંબોડા છે હાથ; કલોલ લોલ લક્ષણ કરે, સખી સખીમાં સાથ.

ચોપાઇ—અંતઃકરણમાં આણી પ્રીત, રૂષી પત્નિ ગાએ છે ગીત.સ્વર સાંભળ્યો સદા શીવ કાન, ધ્યાન ધરી બેઠા છે રાન. અમ્રતપે મીઠું લાગીઉં,કામ બાણ દેહમાં વાગીયું; આંખ ઉઘાડી ન્યાળી જોય, નારી નાન ન દીઠું કોય. મોહ પામયા સાંભળતામાં રાગ;કામદેવ જોયો છે લાગ; નેત્ર થકી પેઠો તેહ, અજીત નામ કહીએ જેહ; અંગોઅંગે વાપ્યો કામ, ઉઠયા શીન તજી એ ઠામ. જ્ઞાન ધ્યાન તે પરહરયું, વન વિજ્યાનું ભક્ષણ કરયું,મન ગયું ભામનીઓ ભણી, નહી શુદ્ધ વપુ વસ્ત્રજ તણી; જટાધારીને અંગ વિભુત,ચાલ્યા જયાં જુવતીનાં જુથ; રૂષી પત્ની ગાએ છે ગીત, પ્રભુ પધારયા આણી પ્રીત; આદ્ય નીરંજન પુરૂષ પુરાણ, જેનું વેદ તે કરે વખાણ. તે સરખા ભોળવાયા ભુપ, મોહ માયા એ અકળ સ્વરૂપ; જ્ઞાન આપ રૂદે આણજો, મોહ માયા મોટી જાણજો. પારવતીની માયા જેહ, વશી રૂષિ પત્નીની દેહ; તેનો વાપ્યો વેશ; કામે જઇ કીધો પ્રવેશ. ઉમયા આપ અંતરમાં વશી,ન રહી બીક

નારિને કશી;તે મધ્યે આવ્યા મહારાજ,નિગમી આપ રૂદેથી લાજ.તાળી પાડી કે
પડેઃ ટાંડવ નરત્ય નર વાણી કરે; અંગ માંહે પ્રગટયો અનંગ, વીંધ્યું આપ ઉઘા
અંગ. સ્ત્રી સમીપે ઉભીયાં વશી, શીવ સામુ જોઇને હશી.કોટી અરૂણ જેવું છે
જ. જુવતીને વાધ્યું હેત. વચમાં નાચે ભોળો નાથ, તાળી દેઇને સઉને સાથ,
કહે એની કરે શેવ, કોઇ કહે મોટા મહાદેવ; કો કહે મેળો આલીએ, નગ્ન સ્વરૂ
કેમ નીહાળીએ;કોઇ કહે આનંદિ એહ, નીરમળ જાણી આણું નેહ.જેમ ક્રશન વ
કામની, તેમ ભોળવાઇ સઉ ભામની.પારવતીએ નાખ્યો પાસ,નવ ઓળખ્યાં કો
ઇએ અવીનાશ, કામ રૂપ દીઠા તે કામ, વીહ્વળ વનીતા તેણે ઠામ, શી કવજી
કરેછે વન,નારદજીએ વીચારયું મન;સઉ રૂષિની પાસે ગયા,મરમ બોલ કઉતક
કહ્યા; રૂષી પત્ની ગયાં છે વંગ, ત્યાં તો થઇ રહયોછે રંગ. જોગી સાથે રામા રમે
તેનો ગુણ તમને કેમ ગમે; આગળથી જે નીંદ્યા કરી, ફરી રૂષીએ પુજા કરી.સ
વચન જે દેવે કહ્યાં, શીવ પુરાણે શાસ્ત્રજ થયાં, તે કહેતાં તો કલ્પજ થાય,સંક્ષે
સમજો મન માંય. રૂશી ચાલીયા રૂડી પેર,તેડી લાવીયે ધરૂણિને ઘેર આળી ગા
બ્રાહ્મણની જાત; સુણતાં તો ધાઇ બધી નાત. જ્ઞાન આપ રૂદે નવ ગણે,મારો મા
સહુ મુખથી ભણે;આવ્યા સહુ ગંગા ત્રટ પાસ,હરી કરતા દીઠા ત્યાં હાસ્ય,નગ્નરૂ
દીઠું તે તણું,લાગ્યુ દુખ રૂષીયોને ઘણું;રૂષી પત્નીને ખબરજ નથી,આણું દરૂપ રૂ
કહું શું કથી. પારવતીની માયા ઘણી, ભુરકી નાંખી મોહબાણજ તણી, કામવ
કરૂણાનીધ હોય,તેણે દ્રષ્ટ ન દીઠું કોય;માર માર કહે છે સૌ રૂષી,તેમ તેમ શીવ
થાયે સુખી; કો છાંટે ગંગાનું વાર, કોય કરણુ ઉદાર છાર.વળી જ્ઞાન રૂદેમાં થા
જાણે ઘેલો નાશી જાય;રૂષી કરે છે અદકો પ્રહા,શીવના મનમાં નાવે ખાર.કોપ
ઢયો રૂષીઓને ઘણો, શીવને થાય ઉલટ તે તણો; તાપસ એક રૂષીનો બાળ, તે
આવી પ્રગટયો કાળ.કર્યો ક્રોધ તેણે મન આપ,દીધો શ્રી ઇશ્વરને શ્રાપ;નાગો થ
નારીમાં રમે, દેવાંશી રૂષીઓને દમે,દેખે માત અમારી બેહેન,કેમ શાંખી શકું
ચેહેન;સત્ય વચન માને માહરૂં,તુટી લીંગ પડો તાહરૂં,એવા બોલ સુણ્યા છે કર
તુટી લીંગ પડયું છે ધરણ. માં માં પારવતીએ કહ્યું, ત્યાં જાણ્યુ સઉકોનું થયું,પ
વદન દીઠા છે ભુપ, ઓળખ્યા આપે અકળ સ્વરૂપ; થયું રૂષી પત્નીને જાણ,
મહારાજા પુરૂષ પુરાણ.સ્તુતી કરિ જોડયા બે હાથ.દીન વચન બોલ્યા શીવ સા
અમમાં મોટું મુરખપણું, રૂપ ન ઓળખયુ ઇશ્વર તણું, વેદ કરે વરણુવ જેહ
દીઠુ છે દરશન તેહનું એ વાત અહીંયાથી રહી,વીશ્વપતિને વ્યાધી થઈ.વેદના
લખ વીંછી તણી,તેથી વ્રથા ઇશ્વરને ઘણી;તેહ લીંગ જે સ્થાનક જાય, પ્રથ્વી
તે પ્રલય થાય,એકે ઠામે તે નવ ઠરે,જ્યાં જાય ત્યાં પ્રલય કરે.પ્રૃથ્વી સજાવા મ
પાતાળ,ડોલ્યા છે બધા દીગપાળ,ખુટયુ નીર સઉ નદીઓ તણું;ધ્રુજ્યાં ગાત્ર

પરવત તણું, ત્રીલોક શેષ ને ધ્રુજી ધરા, ગ્રહ ગુણ તારા ખેચરા, બ્રહ્માંડ જાણે તુટી પડયું,સંકટ સરવેને આવી અડયું મળ્યા એકઠા બ્રહ્મા ઈંદ્ર, વરૂણ વાયુ રવિને ચંદ્ર બીજા ત્રીદશ સરવે દેવ, વીશ્નુ આદ્ય કીધી છે સેવ; જળ થળ સઘળે આવી ઝાળ, વ્યાપ્યો અગ્ની કોપ્યો કાળ.ક્ષમા કરોજી ભોળાનાથ, બુડતાં બાંહે ઝાલો હાથ. સઉ જનને સંકટ થાય છે, સૃષ્ટી તે દેહવટ જાય છે, કરતા હરતા છોજી તમો, તેમાં શું વખાણું અમો શીવજી કહે શું કહીયે કથી, એમાં વાંક અમારો નથી;કરતા હરતા સર્વે ઇશ નથી દોશ રૂશીને શીશ:અનંગ વશ થયો હું આપ,તે માટે પામ્યો છું શ્રાપ કટક લીંગના થાય છે બાર, નથી રહેતા ઠરીને ઠાર પ્રલે કરે છે આડે આંક. શો એમાં અમારો વાંક, ધ્યાન સહુએ શક્તીનું ધરયું, આવાહન અંબાનું કરયુ; ધરણિધર ધરે છે ધ્યાન,દેવતાએ દીધા બહુ માન.સત્ય અલેખે અદ્દકી કરી, તુઠયાં છે ત્રિપુરા સુંદરી;દેખી દેવ સહુ પાએ નમ્યા,શોક સંતાપ સઉકોના સમ્યા.કરૂણાનીધી પામ્યા કષ્ટ,તે ઉતિયાએ દીઠુ દ્રષ્ટ;દશ રૂપ પોતાનાં કરી. દ્વાદશ ઠામ પોતે પરવરી, શક્તીરૂપી આશન કરયાં. શીવલીંગ યોનિમાં ધરયાં; શિવ શક્તિ બે એક સ્વરૂપ તે પોતે લિંગ;યોનિ રૂપ પ્રથ્વીનું પાસ. લીંગરૂપ આપે આકાશ સુર્ય કેતુ રોમાવળી સંગ, જ્યાં જુઓ ત્યાં યોનાં યોના લીંગ; કોડવાર કહુ શું કથી, શીવશક્તી વિણ બીજુ કો નથી. શ્રીકાર તે શકતિ છે નામ; શિવરૂપ તે રમતો હામ, શ્રીરાધા તે શક્તી રૂપ, ક્રશ્ન કીપાળ તે ભોળો ભુપ નદીક પુરૂષ થકી છે દુર હરીજ શીવ શક્તિ હજુર ક્ષણુ માત્ર ઠાલી નહિ ઠામ.કલ્યારૂપ તે શીવનું નામ. શોક સમયો તે શીવજી તણો,ઉલટ થયો ઉમીયાને ઘણો,કોપકરિ રૂષીએ થાપીયું,વેદમંતરેથી થીર થાપીયુ, યોની લિંગ જે બારે નામ,સાક્ષાત કર શીવજીનો ઠામ; શિવજી કહે કારજ કીજીયે. કોટી દંડ કામને દીજીએ પ્રથમ તો બાળ્યો છે અમો, કાખ માંહે રાખ્યો છે તમો એટલાને પણ અલે કરૂ, હંકાર એનો હું હરૂં.કહે પારવતી નીરમળ નેહ,મારો મોક લ્યો આવ્યો એહ; કોઇ લેઈ શકે નહી નામ, અજીત કહીને તેડયો કામ. કામને તો કરૂણા કીધ અજીત એ વરદાનજ દીધ. શીવજી પાસે આવ્યા રૂષી ગદગદકંઠ થયા છે દુખી;અમો ઇશ્વરને દીધિ ગાળ. આપો અપરાધ ચડયો તો કાળ. એ વાતે નરકનો ઠામ, થાય છુટકો કીએ નામ, અજીત કામ; શીવશક્તિ બોલ્યા છે બેય, દેવ રૂપ છો બ્રાહ્મણ દેહ; શીવના શિવ તો બ્રાહ્મણ આપ, તમને તે કેમ દેઉ શ્રાપ. દઉ વરદાન હું શેથી હોડ,જેમ તમારા પહોચે કોડ. પુજો સહુ રૂડેરી પેર શીવલીંગ થાપો ઘેરઘેર. લીંગ પુજન જે નવ જાણિઓ, ભટકયો ભવમાં તે આણીઓ, સ્વર્ગ મ્રત્યુ પાતાળે લીંગ. પુજા સઉકો શીવના લીંગ. લીંગ થકી વ્રષાને ત્રષ્ટ, લીંગ થકી જે બાંધી શ્રષ્ટ.પુજાસઉકો શીવનાં લીંગ. લીંગ દેવ, લીંગ વીના બીજી શી સેવ.કહેવા માત્ર સ્થાંવર ઘણું.આદ્ય પુજન છે લીંગજ તણું આદ્ય શ્રષ્ટી તણું મંડાણ. જો જો

લીંગ પરઠણ પ્રમાણ. એમાં સંદેહ શાનો રીજ, લીંગ સકળ શ્રષ્ટીનું બીજ. વિશ્વ બધો તે એહ વીવેક અજાની તે તો શીવ એક. દોહરો—એ પ્રતિ ઉતર અમ તણો, કામની સાંભળ કરણ. અમો વા પંથે પરવરૂ, પ્રશ્ન પુછો તરણ, પાયે લાગી તે પ્રેમદા તમને પુછું મરમ, પાખંડ ઉપર પ્રીત નહીં; મુજને વ્હાલો ધરમ. સાક્ષાત્કાર જે વીશ્નુ છે, બ્રહ્મ સરીખા ભુપ; તેહ પુજે ગોળા કરી, જેનું અકળ રૂપ નહી આકાર પ્રતિમાં નહી, મોહ માયા શું મેલ; સખો કરી પુજે સહુ, શીવલીંગ રાખશો ખેલ. નહિ લાંબો નહિ ટુંકડો નહી નીચો નહી સુરધ; નહિ સુક્ષમ દીરઘજ નહિં નહીલ ધુ નહી વ્રદ્ધ ગોળ મટોળ ગોળ કરી, કરે પુજનનું કામ; આકારતો એકે નહીં વી શ્નુ એનું નામ; વિશ્નુ સમ મોટો નહિ દેવ; પરમેશ્વર પરીબ્રહ્મ શેવ.

ચોપાઇ—સાબાશછે સુંદરૂ સુંદરી; એ પુછયાથી આંખજ ઠરી; કોક જન્મ પાતિક કહેવાય, પ્રોછતામંતા પ્રલે થાય. રાજ રાજેશ્વર પુરૂશ પુરાણ, વર્ણંત્ર વેદમાં કરે વખાણ; શીવ બ્રહ્માનીત્યે જઇ રહે, નામ થકી બ્રહ્મહત્યા મટે જગના કરતા જગનુ બીજ, રૂડીવાત માંહે છે રીઝ; જોગ પુરૂષ જળહળ જે જોત, તેજ પુંજ ઉદે ઉદાયત તેને સઉકો છે ધામ, જેનો નાશ નહી નામ, નહી નારી નહી પુરૂષરૂપ, ત્રીગુણ ભેર ન જાણે ભુપ સઘળે ખરો ને કયાંએ નહિં, દરી રહ્યાં છે સહુમાં રહિ, જેમ જળમાં રવી ઉદયોત, સકળ વ્યાપીક છે કો જોત. બાર નથી બહાર પચીશ શીપકો, કયાંય નહિતે સઘળે ખરો; નીરાકાર ને શુભસાકાર. અખિલ મંડળ માંડયો આકાર. વરણરમાં કેમ કરે વીવેક, આદ્ય નીરંતર વીશ્નું એક; પધારયાનું થયું મન, પંચ મહાભુત થયા જે દન નહી પવન પાણી આકાશ, પૃથ્વી તેજ આપે નહી પાસ; તેને ઇચ્છા થઇ જ્યાહરે, ત્રીગુણ રૂપ થયા ત્યાહરે. થઇ શકતી કો રાજસ રીઝ, થયા વ્રક્ષ વેલીને બીજ; થયુ એક અકળ કો ઇડે ભાવે થયુ, બ્રહ્માંડ એક થકી તો થયા અનેક. વીવિધ પ્રકારે વસ્ત વિવેક; અણુ માત્ર ઠાલો નહિ ઠામ, રમી રહયો સઘળામા રામ.

દોહરા—ઇચ્છાથી એ ઉપન્યુ. સકળ લોકરે દેવ; વીચાર કરે ગુણીમળી શીવીધ કરશું સેવ. નામ રૂપ નરનું નહી, એ કો અકળ સ્વરૂપ; કોણ પ્રકારે પુજશું કહે હરિ હર બ્રહ્મા ભુપ. કોઇ ચતુરભુજ પુજશે ઇશ; કોમેક શક્તી ને પુજશે. કો પુજે જુગદિશ. કામની કહે કરૂણા કરી, કહો સાંભળુ કરણ. મહુરત નહિ બ્રહ્મા તણિ, પુછુ વાત એ ત્રણ, ચતુરભુજ તો વિશ્નુ છે, શીવનુ લીંગ પુજાય. બ્રહ્મા પ્રતિમા નહિ, એતો અચરજ થાય. પ્રેમદા પ્રશ્ન તે પુછીયું, તેથી પાવન થાઉ; અડસઠ તીરથથી અધીક, ઘરમાં ગંગા નાહુ, કહ્યું છે બ્રહ્મપુરાણમાં, શાસ્ત્ર સાખ દે સરવ; સંક્ષેપે તમને કહુ, મેલો મનનો ગરવ.

ચોપાઇ—હરીહર બ્રહ્મા હવા જે ભપ:ત્રણેમાનં એક સ્વરૂપ અક્ર એકે ઓ...

નહી કોય, વેદ પુરાણ વિચારી જોય; બ્રહ્માની પુત્રી સરસ્વતી, નીરમળ નામ મનોહર મતી, દેવી કમળાગી દીસે વડી, ઘણે હેત કીરતારે ઘડી દૈવત સરવે અવનિ તણું, તેથી તેજ તેમાં છે ઘણુ. અણું માત્ર કલ્પનાએ ભેદ.તેના ચાર થયાછે વેદ; આદ્યથી આદ્ય કરણ એ ગાત્ર, બ્રહ્માની પુત્રી કહેવા માત્ર;બ્રહ્મા વેદ પહેલી છે એહ, સાક્ષાત્કાર શકિતનો દેહ. તેણીએ મન વિચારીયું ખરૂં, રૂડો પુરૂષ હોય તો વરૂ; જો પરણાવે મારો તાત,તો તો વિશ્વ વિખ્યાત.કેમ મોહોડે મેં તો કહેવાય, કેમ જાણ પિતાને થાય; બ્રહ્મા જાણે બાળક એહ; નથી કરતા પરણાવવા નેહ.માટે દેખાડું મારૂં જોબન, જો પિતાજી સમજે મન; બેઠા એક સમે એકાન્ત.ભામનીએ વિચારી ભાંત, પ્રકાશ કરવા પોતાનું રૂપ; આવી બેઠી જ્યાં બ્રહ્મા ભુપ, બેઠા સંધ્યા વદનકાજ. એકાંત લીલા લાગી આજ. જેમ વિદ્દુત માંહે વીજળી. પિતા પુંઠે નારી નિકળી; અકસ્માત અજવાળું થયું, ચઇતનજ્ઞાન રૂદેથી ગયું. સંધ્યા વદનજુગ જામની, કટાર દ્રષ્ટિ દીઠી કામની,દેવાંગના દીઠી દેહને,વીરજ ઘ્રવ થયો તેહને.દ્રષ્ટજ્ઞાન ન રહયું મન ધીર. અનંગ વશ થયું શરીર; પામ્યા મોહ અવકળના ધણી, પુત્રી દીઠી પોતા મણી. લજ્યા પામ્યો એ જશરૂપ બ્રહ્મા ભોળ વાણા ભારે ભુપ; જપ તપ જ્ઞાનજ સર્વ ગયું, પછુ વિચારતાં મહાદુઃખ થયું, ધીક અવતાર મારૂ તે નામ.ધીક ધીઃક એ પાપી કામ. ધીક ધીક પુત્રી માહરી, ધીક બુદ્ધિ તરૂણી તાહરી.અચાનક આવી બારણે પ્રીત, પરણ્યો તરણે કારણે; શ્રાપ અંતરથી દેઉં અમો, જન્મોજન્મ કુંવરી તમો. પરણ્યાની નવ પહોચે આશ.રહે કુંવરી બારે માસ;એ શ્રાપદીકરીને કહયો. લશણુવતીએ મનમાં લહયો. મુખ થકી મુકયો નિસ્વાસ, મુજને કીધી નેટ નિરાશ; બુદ્ધ હીંણ થયો તું બાપ, તો તું સાંભળ મારો શ્રાપ. હરીહર બ્રહ્મસરખા હોય, તેમાં તમને નપુજે કોય;હરિહરની માનતા હોય,ઘણી,પુજામાં પ્રતમાતમતણી જોતા નીરમુખ મુકીને, રખે પુજતું કોઇએ તુને,બાવન ચંદન બેહેક બરાસ, હરી હર બે પુજાશે પાસ. ત્રીદશ દેવતા જે જુગમાંય, પ્રતમા રૂપ થઇ પુજાય;મારૂ વચન શ્રાપ એ હોય, બ્રહ્મહત્યા પુજેમાં કોય; માંહો માંહે દીધો શ્રાપ, લડયા માણસ બેટી બાપ. કહેતામાં શું કહેવાઇ ગયું; દુખ ઘણુ બે જણને થયું;બેજણનું વચન કેમ જાય, ત્રણ લોક તો પ્રલે થાય. દોહરા—બ્રહ્મા કહે ભુંડુ કરયું,દીધો તુજનેશ્રાપ; ક્ષમા કરો માતા તમો, વરદાન આપું આપ. કુંવર કુંવારી તમો,મ્હારૂં તુજને માન પ્રસન થાઓ પરમેશ્વરી, વારૂં દઊ વરદાન. માતા તુજને મુખવશી. મોટા જનનો તેહ; વિદિયારથી જે વેગળો, મુકી કાષ્ટવત તેહ વિદ્યા મુળ તે મોક્ષનું તત્વતણું જે તત્વ; સુખનું મુળ તે સારદા. શસ્ત્ર સકળનું સત્ય વિદ્યા મુળ તું સરસ્વતી, કરમ મુળ તું માત;તુજવીણ અંધો આતમા,તુજવીણ મુની તાત; જગત મુળ તુ સારદા. ધ્યાન મુળનું ધરમ; મંત્ર મુળ તું માવડી, કરત તુળનું કરમ. સારદા શુભ સંસા-

રમાં, વિશ્વ બધામાં વાસ સદ વીધા શુજે જેહને, લક્ષમી તેની દાસ.

ચોપાઈ—વરદાન પામ્યાં શુભ સરસ્વતી જેની મનોહર નીરમળ મતી; પિતા શ્રાપ અનુગ્રહ કરૂ, અવિચળ વાણી આગળ ધરૂં.તેત્રીશ કરોડ બીજા સઉ દેવ,કરશે તેની પ્રતીમા શેવ કે પાશાણુ કે કાષ્ટ પુજાય, સદા ધાતુ પીત્તળ જે થાય. સોનુ રૂપુ મહિતર હોય, પ્રતક્ષ પુજાએ નહી કોય પ્રત્યુ લોકમાં જે માનવી, સ્વર્ગપાતાળ દેવ દાનવી. તે પ્રેમ ઘણેરો ધરે, પ્રત્યક્ષ તારી પુજા કરે; બ્રાહ્મણ તે તમારૂં રૂપ,તેને પુજે ભારે ભુપ. એ પ્રત્યક્ષ પુજા તમ તણી; જગત બધામાં વ્યાપે ઘણી;વરણચારે ખટ દરશન મરમ, બ્રહ્મ સ્વરૂપ તે બ્રાહ્મણ બ્રહ્મ, વિષ્ણુ શીવ બ્રાહ્મણ પુજાસે, સઘળા કારજ તે શુભ થશે;વિપ્ર વિષ્ણુ વિપ્ર ઇશ.વિપ્ર તે સ્વયં જુગદિશ,બ્રાહ્મણ સુર્ય બ્રાહ્મણ દેવ; બ્રાહ્મણ તે સદગુરૂની શેવ, બ્રાહ્મણ તીરથ બ્રાહ્મણની બ્રાહ્મણ ધરમ કરમન ધીર; બ્રાહ્મણ ગંગ, બ્રાહ્મણ નરમદા રામ શ્રીરંગ. બ્રાહ્મણ પ્રથમ થાપ્યો જાય. ત્યારે કામ જગતનું થાય; શિવ વિષ્ણુની પ્રતમા ધરે. બ્રાહ્મણ મંત્ર પ્રતિષ્ટા કરે. વીપ્ર વચને વરકન્યા વરે, તેત્રીશ કરોડ તે રક્ષા કરે;પ્રિય શાયંક દ્રષ્ટે જોય, સાધન પુન્ય પોતાનું ખોય. હરી ભાગીરથી બ્રાહ્મણ જેહ;એ ત્રણેની એકજ દેહ. એહ ત્રણમાં ભ્રાંતજ થશે, તેના પીત્રી નરકે જશે;જે કોઇ જુગમાં રહેવાચ્હાય નીરમળ જળ તીરથમાં નહાય. દોહરો—પાયે લાગી તે પદમણી પુછું પ્રશ્ન એક; ચોથી ચાર પુરા કરો, વાણી શુણો વિવેક. મોડે પ્રીત તમે કહ્યા,જેથી શ્રી જુગદીશ પ્રથ્વીનું જે પ્રીતથી, શુભ પ્રકારે શીશ. ધેનુ જાત પશુ તણી, ગુરૂ શમશાને ગાયઃ મન સંદેહ મારો થયો, પુચ્છ કેમ પુજાય. એતો અચરત અતી ઘણું. કહો શાસ્ત્રની રીત; બધુ અંગ અરકજ કરયું, પુચ્છ ઉપર પ્રીત.

ચોપાઇ—રાજા કહે સુણ રાણી વાત,સતવાત પુછી સાક્ષાત; ગંગા ગોદાવરી કેદાર, તે તો સાંભળે પુન્ય અપાર. જેને નરમદાનુ દરશન, એ પુછયાથી પુન્ય પ્રસન્ન, એકવાર શ્રી રૂઠયો રામ, ગયા વન કો કારણ કામ જગત પાવની નામ જેહનું, ધરે ધ્યાન ધાતા તેહનું; પુરણનંદ પુરણાનંદ. જેહ નીરમળ નામ સુખદાયક તેહ. સીતા લઇ લંકાથી વળ્યો, સકળ લોકમાંથી ટળ્યા. રોળ્યો રાવણે રાક્ષસ પુત્ર, પુરવ તે બ્રાહ્મણનો પુત્ર. રહયો ખર ખરો મનહર નીશ બ્રાહ્મણ હત્યા બેઠી શીશ. ગયા નરમદા કેરી નીર, મુકયાં વસ્ત્ર નાહિને નીર. જળમાં પગ મેહેલ્યો જ્યાહરે, નીકટ નર્મદા નહી ત્યાહરે; જેમ રામજી આઘા જાય,તેમતેમ રેવા દુરજ થાય,નવ ધનુષ નરમદા ગયાં. જ્ઞાન રામચંદ્રને થયાં; કરજોડીને ઉભા રહયા બોલ નરમદા પ્રત્યે કહયા, હું આવ્યો ન્હાવા કારણે. તમે જાઓ છો દુર બારણે, તેનું કારણ કહોને તમો, પવિત્ર થયા આવ્યા છું અમો.

દોહરો—કહે રેવા શ્રી રામ સુણ, અસત્ય કહુ નહી આપ; બ્રહ્મ રાક્ષસ રણ

શેળિયો, તેનું પુરણુ પાપ. નિશપાપજ તપથી થશો, તે પાપ તમ તરણ; લક્ષમણુ તમ સિતા સહિત,કંથન સંભળાવું કરણુ.રામ ઘાટ રામે રચ્યો તપ કરવા ઇંદ્રધીર; નિત નિત નિર નિરખે નરમદા,નેહથી પિયે નીર. વાડી સીતાએ કરી વાવ્યાં કેળ નાવન;મન દ્રઢ કીધું માનની, નીરમળ કરવાતન. લીંગ થાપ્યું ત્યા લક્ષમણે, બેઠા આસન વાળ; મંત્ર જપે મુખ શીવ તણો, કરઝાલી શુભ માળ. વઇશાખ માશ એક વહિ ગયો,સંવત્સર સાર; નિશપાપ નરનારી થયા, પુન્યતો અપરંપાર, રૂદ્ર દેહ રંજીત થયા,પ્રિત કરી પ્રસન્ન; કરયું અવગાન ગંગનું, વિશ્વનાથ દરશન. પ્રણામ કરીને પરવરયા,અયોધ્યાપતિ અંગ;પુન્ય થકી તે પામીયાં, જે ગુણવંતિ ગંગ; મોક્ષ ક્ષેત મહીમા ઘણો, અધીપત મન અતિ આશ; ત્રિકુટીત્રડ બાંધી રહયા. પ્રિતકરી ત્યાં પાસ.વારૂવાડી વન કરયું,કેતકી કેરાંત્રક્ષ.અગ્નિ હોત્ર સેવે સુખ, સકળ ધરમને સુખ; ધેન પુજે ધરમ કારણ,સીધ સેવા શુભ કામ; કાશી વાસ વસી રહયા રાજીવ લોચન રામ. પ્રિતે આવ્યો પ્રિત્રી દિતરા, આનંદ મન હુલાશ; દિવસ શ્રદ્ધા દશરથ તણો, પુન્યતણું તે શ્રાદ્ધ તેહદીન તરપણ કરે, પ્રિતે દે પિંડદાન; આનંદ ઇકોતર તરે;મોટેમ પામે માન રામ કહે સીતા સુણો, કરો સામગ્રી સરવ; ઉપકરણ જે શ્રાદ્ધનો તે લાવું હું દ્રવ્ય. રામચંદ્રજી વનમાં ગયા,રહયા સુંદરી ઘેર,વેળા શ્રાદ્ધ તણી થઇ. ત્યાં સી પરઠીપેર, સમયજસે જો શ્રાદ્ધનો, પિત્રી નિરમુખ જાય; પુન્ય હોય પરભવ તણું,પળમાં પ્રલે થાય આકુળ વ્યાકુળ અતિ ઘણું, સીતા થાય મન સાથ પ્રીતપંડ પોતે કરયા, દીધા દશરથ હાથ. પ્રગટ હાથ તે પરઠીયા, સકળ સમાવ્યો શોક; તે વેળા તરૂપતજ થયા, પીડતી પીત્રી લોક. આજ્ઞા લઇ સીતા તણી; પ્રીતી સ્વર્ગે જાય કરજોડી ઉભા રહ્યા, સીતા લાગ્યાં પાપ. રામચંદ્ર કેમ માનશે. ત્રપ્ત થયા છે દેવ; તે કારણ મુજને કહો, કરૂં સરવથા સેવ. આ અગ્ની સાખજ પુરશે, સાચું કહેશે ગંગ ધેનું જોડે કેતકી; રૂડા રહેશે રંગ.ચારે સાક્ષી તાહરાં પુરે સાખજ જાણ;રામ તણું મન રીઝશે,પ્રીછે પ્રીત પ્રમાણ. ચોપાઇ–પ્રીત્રી હતા તે સ્વર્ગે ગયા સીતાશા મનોરથ થયા; મહુરત એક થયું જેટલે; રામચંદ્ર આવ્યા તેટલે હે સીતા અધરમ થાય છે.શ્રાદ્ધ તણી વેળા જાય છે;પ્રીત્રી નિરમુખ પાછા જસે સકળ ધરમ તણો ક્ષય થશે,ધસમસ કરે ઉતાવળ ઘણી.કર જોડીને વાણી ભણી; મહારાજ રખે મન સંદેહ કરો;એનો ના આણો ખરખરો સાચું બોલું હું તમ સાથ, પિંડ આપ્યા મેં પિત્રી હાથ;સંતોષ પામીને સઉ વળ્યા,પિત્રી લોક માંહે તે ભળ્યા.રાજીવ લોચન બોલ્યા રામ,સીતા ન હોય તમારાં કામ; જુઠા એ બોલો છો બોલ, એતો નહિ સતિનો તોલ,જુઠાં વચન સેજે સારીએ સાત જન્મનું સુકરીત હારીએ;ભામની લાગે દીસે ભુખ, માટે મને ઉપજાવો સુખ, ખોટી વાત તરણી કહે તમો એહ વાત ના માનું અમો; જુઠી વાત એ રહેવા દો, હિ દરભ સામગ્રી લો; સીતા કહે તમારી

આણુ, જો હુ બોલુ જુઠી વાણુ;દશરથ પિંડ લઇને ગયા, તેના સાર આ સાક્ષીથયા; પરઠે સાખ તો પ્રમાણ જો, નહી તો જુવતી જુઠાં જાણુજો, ચારેને પુછયું શ્રીરામ. કોઇ નવ બોલ્યું તેણે ઠામ, નવ બોલ્યું કોઇ તે ઘડી, સતિ શિરોમણી ઝાંખી પડી ચારે પેલા છાના રહ્યા, તવ સીતાને જુઠાં કહ્યાં. ફરી શ્રાદ્ધ માંડયાં શ્રી રામ, પીત્રી બોલ્યા તેણે ઠામ; ફરી શ્રાદ્ધ કેમ માંડયુ તમો, તેણે કષ્ટ પામ્યા છું અમો.સીતાએ શ્રાદ્ધ પ્રિતેથી કર્યું; જયેષ્ટે અમારૂં ભરયું. ગયા પીત્રી કહી તે દીશ,ચઢી માત પીતાને રીસ. જુઠી પાડી મુજને આપ, તમો ચારે પામો શ્રાપ; ગંગાને કહે સુકાઈ જાઓ, અગ્નિને કહે સરવે ચાઓ. ધેનુને કહે ઓ ખર કરો, ભુતળ માંહે ફરતી ફરો, કેતકી તુ નવ બોવીશ દીશ, રખે ચડે તું કોઇને શીશ,

દોહરા—પામ્યા શ્રાપ ચારે જણા એવુ કીધુ ચામ; કરજોડી ઉભા રહયા; રહયા જ્યાં બેઠા શ્રી રામ. સમ્ય પ્રકારે સ્તુતી કરે. ધરે હેતથી ધ્યાન; કરૂણા સાગર કૃપા નિધિ, મનથી દીધા માન. શાથ સાચુ ન બોલીયાં. કેમ ન પુરી શાખ, તેવુ પામ્યા છો તમો વાંક. તમારો લાખ.

ચોપાઇ—ગંગા કહે મેં જાણ્યું એહ, રામ પખાળે મુજમાં દેહ, શરાધ કરે તો પાવન થાઉ રાથ રૂપી જાળમાં હું નાહુ. એવું જાણી નવ બોલ્યા અમો, સત વાત માનોજી તમો; અગ્નિ કહે મેં જાણ્યું એમ, પરીબ્રહ્મ ઉપર છે પ્રેમ અગ્નિ હોવે હોમે જો એહ, પવિત્ર થાય મુજ દેહ, કેતકી મહીમા મળે. રામચંદ્ર બેસે મુજ તળે,સ્પર્શ કરેતો પાવન થાઉ; સ્વર્ગ લોકમાં શેજે જાઉ કહે ધેનુ નહી મારો વાંક મેં વિચારયો અમર આક. ચાર પંડે જો રૂડો રાણ, પોચે કોડ થાએ મુજ કામ, એવુ ચારે વચનજ કહયું, સવળુ કરતાં અવળુ થયું, પુન્યકાળે એ શરાજ તણો શરાપ થયો શીતાજી તણો.

દોહા—રામ કહે સીતા સુણો, પ્રસન થાઓ તે આજ;વરદાન આપો એ ચારને તેહ અમારો પાડ. ગંગા પાવન જગતની, ધેનું જગતની માત; કેતકી વલભ આપણે; અગ્નિ શુભ સાક્ષાત, વચન જાય સીનાતણું, ફરી બોલે જો ડોક.પ્રલેથાયે પલકમાં, ચોખંડ ચઉદ લોક, શરાપ થયો તેતો થયો, મુલે વધારો મન.શરાધ દિવસ સંતોષનો, જણિ આપો દાન. ગુપ્ત વહો ગંગા તમો, પ્રગટ વહે નહી વુર;શાહસ્ત્ર ઘણા મહીમા તુને, ફવડૂ નીરમળ નુધ; સકળ બક્ષ હુતાષની.વીત્ર સવળેકામ અપવીત્ર એક ચીંતા તણાં, અધિકાર નહીએ ઠામ. કેતકીને કરૂણા કરી,અંગ ચડોમાં ઇશ; વીસ્નુ આદી ત્રીદશ તણે, શોહવે તુજ શીશ, અપવીત્ર પુષ્પ ધેનુ તનુ કહયું સીતા સ્વરૂપ. પવીત્ર પુછ પરઠીયું. પુજો બ્રહ્માદિક ભુપ. હરિહર બ્રહ્માને શક્ત. ત્રિદશ વીજારવ; તે પુજે સઉ ધેનુને, શુભ પ્રકારે કરે શેવ. કહે પશુ જેધેનુને; તે જન નરકે જાય; પ્રિત કરી પુજે નહી, પાપારપ કહેવાય.

ચોપાઈ—સાક્ષાતકર ગઊરીની દેહ, નિરમળ નારયણ શું નેહ; ભ્રગુટીમા બ્રમાનો વાસ, મહારૂદ્ર લેલાવટી પાસ. વિષ્ણુજી વપુએ જઇ વશે; અડસઠ તિરથ પુચ્છે મસમશે; બ્રહ્માંડનો ઉર ઉપર ભેદ, ચા સ્થાન વસે છે વેદ;સાત સમુદર ઉદરમાં હોય તે ધેનુ મહીમા કરે નહી કોય;ગાયાનુ મુતર તે જાણો ગંગ,અગની વારણ ને બધુ અંગ્રહણુ ગુણ તારા રવીચંદ્ર ચરણ ખરી વસે છે ઇંદ્ર, એકાદશ રૂદ્ર વસે છે પીઠ,દેવતી દેવ તે ધેનુ દીઠ; મુતરનો સ્પશ કરી જન હોય, અડસઠ તીરથ અવગાહન થાય; પ્રાસવ છાણુ તણુ જે કરે, પાંચ જન્મનુ પાતિક હરે; પાય દધી તણું પ્રસન થાય; નિશપાપ કરે પોતાની કાય. માખણ ધ્રુતનો મહિમા ઘણો, પાંચ ગવ્ય થાયે તે તણો; ધેનું પાછળ પ્રદક્ષણા ધરે; પૃથ્વીની પ્રદક્ષણા ફરે, કરોડ વાર કહુ હું કથી, ધઉરી ધેનુમાં અંતર નથી; અંતર આણે સંદેહ હશે, કોટી કલ્પને નરકે જશે. દેવળ તિરથ જંગમને પુત્ર, પુજવા જોગ તે ધેનું પાત્ર; ધેનુ ઇશ્વર ધેનુ રામ, ધેનુ ઇશ્વર પારવતી નામ; સઉ વરણ મેરૂ આપે માન, તેથી અદકુ ધેનુને દાન; કોડ વરત કોડેથી કરે, ધેનુ આગળ આસન ધરે; નિત્ય ગમાનણ કહાડી જમે. જમનાદુત તેને નવ દમે; ધેનુ દાન કરે જેને જેહ, વઇતરણિ ઉતરશે તેહ. કનક કાયા તોળે ગણી, તેમ પુજા તે ધેનુ તણિ; કોડ કરમથી છુટે કરમ, તે મોટો ધેનુનો ધરમ. એમાં દલ રાખે સંદેહ, નરક તણો અધીકારિ તેહ પુછ પુજ્યું જેણે ધેનુ તણુ,જુગ જીત્યો પુન્ય કીધું ઘણું;બરહમા વિષ્ણુ રૂદ્રની દેહ. શક્તિ રૂપ તે ધેનુ એહ.

દોહરા—કરજોડયા તે કામની,દેઇ પ્રદક્ષણા પ્રિત; દાશી દિન હું તાહરી રાજશ રૂડી રીત.કરો મુજને વિનય કરી,પ્રીતે રાખો પાસ;જો ગમે તો વેચજો,મુલ ખરીદી દાસ. પંથી કહે સુણ પ્રેમદા, રાજપુત્રી તુજ નામ;પુછવારે હોય પુછવુ કરવું હોય જે કામ, ચોપાઇ—રાજપુત્રી કહે રૂડી રીત. પંથી તમ ઉપર બહુ પ્રિત; કહેવા જોગ સમરથ છો તમો, તે માટે પુછુછું અમો.

દોહરા—કવણુવડો સાયર થકી,કવણુ અમ્રતથી મીઠ;કવણુ ગળ્યું સાકર થકી કવણુ ચંદ્રથી નીરમળ દિઠ. મેઘ થકી ગરૂઓ કવણ શું તરણાથી તુછ;કવણુ લોહ થકી કઠણુ. કવણુ પહેલું કહો પુછ, કવણુ કરવો ઝેરથાં,કોણ તરણાથી તેજ; કોણ મોંઘુ તેમની થકી, કવણુ અગ્નિથી એજ, કવણુ સંજીવથી વેવો, કવણુ શ્રીમંતથી શુખ;કવણુ સુત થકી સગે,કવણુ દેવાથી દુખ પ્રિછું પાર એ ચારનો,સમ્યક પ્રકારે સોળ, તુ જીત્યો હારી અમો, માણુ તારે મોહોલ; ઊતર આપે અધાપતી, સાંભળ કામા કાન, કહયું કાલીએ ભોજને તેહ લખ્યું છે પાન. પ્રીત ગળી સાકર થકી,તપ ચંદ્રપે દિઠ; સત્ય વડું સાકર થકી,ગરજ અમરતથી મીઠ; દાતા ગરૂઓ મેહથી મા ગણુ તૃણથી તુચ્છ,શોમ લોહ થકી કઠણુ, મન પહેલું પવનથી પુજ; દુષ્ટજ કડવો

ઝેરથી, નેત્ર રવીથી તેજ; માન મોંઘુ મણી થકી, કરોધ આગ્નથી એજ. અનંતસ-જીવનથી અધીક, સંતોષ શ્રીમંતથી સુખ; સ્વારથ સુત થકી સગો, કુનાયદેવાથી દુખ.

ચોપાઇ–પાંચ પ્રદક્ષણા કોડે કરી, પાયે લાગી સાચી સુંદરી. કર પીતાને જોગ તે જાણુ, આપ થકી અમારો પ્રાણ. એને દલ વશ મારૂ થયુ, પુછયાને પ્રતી ઉતર દઉં પ્રથમ પ્રથમ ચારે ઘેર ગઇ, હકિકત પીતાને કહિ; પંથી કહે વારૂ નહિ અમો, પરહસ્તે આપ્યાં છે તમો; બેસારયો દુખીઓ બારણે; હું આવ્યો. છું તેકારણે, તવ પ્રેમદાએ પ્રિછયો સોય, શકે રાય વિક્રમનવ હોય. ઓળખ્યો આવ્યો ત્યારનો એન કમળ પત્ર શાં નિરમળ નેન; મુખમનો હરમતિ, સાથે સાચો વિક્રમ પ્રથ્વીપતી વ-ચને બાંધી લીધા અમો, જે જાણો તે કરજો તમો; વીક્રમ કહે કરો એક કામ, પ્રકાશ કરોમાં મારૂ નામ; દિવસ એક બે કાજી રહો. પછે કહેવું ઘટે તે કહો, કોલ સાત પ-રીયાનો દિધ, વિકરમે પંથ કરયો છે સિદ્ધ બેસારયો બહાર તેડયો નાથ, જેને વચન દીધુ તું હાથ. ન ધરી બીક કશી મન માંહ, ગયો વાડીયે વેલો ત્યાંહ, નિશચરયા જોવા ત્યાં રહયો. દીઠો છોડ જે સુકાઇ ગયો; કારજ કેમ થશે અમ તણું, પામ્યો દુખ મન્ન માંહે ગણું; ધરી દુખ સુતો જેટલે; સ્વપ્ન એક આવ્યું તેટલે; ઉઠ ઉઠરે નિદ્રા તજી, કરમે કામ ભવાની ભજી; બળ હોય તો બતાવુ બુધ, લાવ વીરમ વાઘ-ણનુ દુધ; નીશ પલ્લવ એવેલો હતો, આવ્યો તો વાઘ વાડીઅણ છતો ચગદયોવેલો ચાવ્યો પાન. ચડકું જેર સુકુ એ રાન પણ જો વાઘ્રણનું સીંચાય, નાગરવેલ નિશ પલ્લવ થાય, પછે પાન લઇને વળો, મોહોલ બેઠા છે તેમને મળો; તમ વચન પળશે જેટલે, સુકાઇ જશે વેલો તેટલે, પછે પાનની આશા કરે, વણ ખુટે નીસ્ચે મરે; ઇષ્ટ દેવ સોનાનો આપ, ત્રવપ્ન માંહ પડાવી છાપ હરસિદ્ધીએ સ્વપને કહ્યું, લક્ષણવંતે સરવે લહયુ, ઝબકી જાગ્યો નીંદ્રા ગઈ, પ્રાત સમયની વેળા થઇ; ધન્ય ધન્યરે મારી માત; તુજ વીણ કોણ મહે એ વાત; સાથે લીધો તો જે જન, તેને મુકયો વાડી વન. અહિંયાં બેઠા રહે જો તમો, દિવસ ત્રણમાં આવુ અમો. ખડગ ચોધારૂ કરમાં ધરયું સ્મરણ વીર તણુ તો કરયુ. ગયો એકપરવતને પહાડ. જે દેખીને ધ્રુજે હાડ; ફાગ વાઘની ઝાઝી હોય. મનુષ નામ ન દિઠુ કોય. પગલે વાઘને પંથે ગયો બળવંત તે બોડ ઉપર જઈ રહયો; એક વાઘણને બીજો વાઘ, પોઢયા તે એકાંતને લાગ. ગુફા આગળ તે ઉભો રહયો, છંછેડયો વાઘ ટુંકારો કહયો; આળસ મરડીને ઉઠીયો, જેમ ગજેંદ્રમદલ છુટીયો, ઉઠી તે આવ્યો જેટલે. વીક્રમસેન બોલ્યો તેટલે; જોયો માનચી લઘુએ લાગ, વિર કહે સાંભળરે વાઘ; ઇશ્વરના ભજનમા ભળ્યો, પોતાની માતાને મળ્યો; સુખ દુઃખ કહો પ્રીતે ચો પાસ, મુકો આપ જીવ્યાની આશ. એવુ વચન કહયું જયાહરે, હશી શેર બોલ્યો ત્યારે; પગ ખેંચીને ઉભો રહયો, વળતી બોલ રા જાને કહયો, માનવ રૂપ તું કેમ આવિયો, હિમત જોર આવડુ લાવીયો, નિકટ મોત

આવ્યુ તુજ આંજ, સાચુ બોલતા શાની લાજ; તારૂ નામ કહે કહી મને, બ્રહ્મ હત્યાદિક પાતીક તને. દોહરો—રાજા કહે સમ કરયા,એ શું કીધું કામ.પ્રકાશ કરવું પડે મુને, મારૂ જે છે નામ. ઉજેણીનો અધીપતી દેવ સરવનો દાસ;વીક્રમ વિશ્વબધુ કહે, પ્રીતે આવ્યો પાસ.વાઘ કહે વીક્રમ નહિ,તું કો આપે અન્ય;તે દુઃખભંજનનો દેવતા. મારયાનું નહી મન. કોઈક જક્ષ કે દેવતા, કોઇ તતાધીક પુર; બીજો કોણ આવી મળે, મળવા મુજ હજુર સાબાસ હીમત તાહ, અતહીબળ તું આપ; સત્ય નામ જો કહે નહિ, મલ્લેકાળનું ઇશ્વર આણ સાચું કહુ,કરૂ અવંતી રાજ;જોગએ દુધ વાઘણ તણું, આવ્યો છું તે કાજ. પરદુખભંજન કારણે પય જોઇએ પ્રભાત; શીવ આજ્ઞા સાચુ કહું, વાઘ સાંભળ વાત. પય આપે તુજ માતનુ, તો જીવો આ ઠામ નહિતર બે જણને હણું નીમેખ નરાખું નામ. હશીને બોલીઓ પય અહીંથી લઈ જાય; સમજ્યો આ નહીં આ સ્રષ્ટીમાં,સુંઠ ન ખાધી માય. દુધ વાઘણનાં દોહ ચલાં, હુંશ મોટી તુજ હોય. જા મુકુછું જીવતો, એહ ન પોચે કોડ દુખભંજન તુ દેશનો ભાગે સઉની ભુખ.સુજને સારી નાખતાં લાગે મુજને દુખ કોટીએકબ્રાહ્મણ હણે, કોટી હણે કો ગાય, એવુ પ્રાયશ્ચીત ભોગવું, જોતે પય લેવાય.પાટઘાવ દેતાં પાપ છે, અધીપત હણે અતિશ, માટે મુકો જીવતો. શીવ આજ્ઞા મુજ શીશ એક.હાથનો તું નથી જેમ, ખાઉ ખીચી ધત મારૂ તળપ એક મુઠની, તો તુજ માથે મત. પાર લેવા દઉછું અમો,પ્રીતી ઘણેરી પેર.હજી હેત છે મુજને જો જીવતો જાય ઘેર વીક્રમ કહે સુણ વનપતી,નેટ વાત નીરધાર માંણ મસળી નાખવો,તેમ મુજને મારતાં વાર. બેટી બાળક તણો, સત કોટી આ દીશ. પય લીધા વીણ જો જઉ,બ્રહ્મ હત્યા મુજ શીશ.કંક રાક્ષસ રણ રોળીયા,હણીઆ ઝેરી સાપ,કો વાઘ વીટ બીયાં; હુ તે અતીબળ આપવાર કેરલી મારતાં દાખુછું આ દીશ ખડગ વાવરૂ ખાંતથી, પડે ભુમીએ શીશ આયુષ તુજ આવી રહયું જોદ્ધ તું સાચું જાણ પાછો ધાય ફરે નહી, જેવું રામનું બાણ કાં બેઠો બાળક થઇ; દાખવ દેહનું જોર, લોંડી થાય કેમ લુંડીયા શુંય કરે છે શોર. પુચ્છ ઝાટકી ઉઠીયો, વિકરમ ઝાંટ.હાં હાં કહી વચમાં ગઇ વાઘણ વાઘની માત તું મારે જો એહને,તો પૃથ્વી રંડાય.મારે જો તુજને મુજ જીવ્યું મીથ્યા. એ પૃથ્વીપત પુરપાત,તું પણ મારો પુત્ર;એ મુવે અવની જશે પુત્ર ઘરસુત્ર, રહે માત તું વેગળી, વાણી બોલ્યો વરત, શમ જાશે કેમ માહારા, એહ સરે કેમ અરથ,રાજ કહે સુણ રિસપત, તુ નવ બોલે ફેર,વચન માહારૂજશે નહિ, હું સવાયો શેર, સવાશેર સવાયો શેરથી,નિમીશ ન રાખુ નુન્ય;વાત કરવા દેઉછું તુને, જાણુ જેમોટે પુન્ય.

ચોપાઇ—વચમાં આવી વાઘણ રહી, પુત્ર પુત્ર બે જણને કહી,મારા સમ કોવા તજ કરો, વણ મોતે શા માટે મરો,તારૂં પયને એનું લોહી જેટલું મારા તાતને

ગણું તેટલું. દુધ શગ્રા શેર આપું આંચ. પાઓ રૂધર એને શેર પાંચ, એટલે બેનાં વચનજ પળે, દુધ લઇને પૃથ્વીપત વળે; કહિ લાત જે નારી નામ; રાજા કહે થયું મુજ કામ, નીશા જાલ રાજાએ થાપીયું પય રૂદયાથી તો આપીયુ સંતોખી વંતો બુધ, લીધું વચે વાઘણનુ દુધ; કરી પ્રમાણ તે પાછો વળ્યો, મીત્ર લાડીએ તેને મોકલ્યો સીંચ્યાવેલા રાત્રો માન. બેઠાં ત્યાં પ્રભાતે પાન. વિણયાં પાન વેલેથી ઘણા ભાગ્યાં દળીદ્ર માળી તણાં. સહસ્ત્ર પેઢી સુધિ તે બાય, વળતી તેને શી ચીંતાય; રીતે પાન લીધાં શુભ પેર, આવ્યો રાય રાણીને ઘેર, નગરમાંહે જાણ્યુ સહુ આજ, એ મહીપતી મોટો મહારાજ. દેવ રૂપ દાતા પુતળ. અધીક ભાગ્યથી આવિ મલ્યું, ઠામ ઠામ સઉ નરને નાર. દરશાન કરવા આવે દરબાર, ધન્ય ભાગ્ય ધરતીનું ઘણું, પ્રયત્ન થયું પૃથવા તણું બાંધ્યા છે તોરણ બારણે, ચારે ઠામ વિવાહ કારણે. રચા કહે જીત્યો રૂડી રીત, પરણે આ પંથીને પ્રીત; વચન બંધાણી તે હા કહ્યું, કમળ મુખ્ય તો કરમાઇ ગયુ બેસારયા ચોરી જાહરે; પુછયુ નારીને નરૂપત તે તાહરે; શા માટે કરમાયુ મુખ ભાગે ઇશ્વર તાહરી ભુખ.

દોહરો—કરજોડી કહે કામની, ગરથ ઘણો છે દેશ; પરણાવો પંથીમો, વૃદ્ધજ એનો વેશ છે કાળોન કુબડો રોગાદિશે રાંક; આપો તો ઇશ્વર કહું મનમાં મોટો વાંક રીસ છાંડો રાજા કહે, પ્રીતે આપ્યાં પાન; થયો પુરૂષ તે પ્રાકરમી વીકરમ સરખો વન. કામ સરખી કાયા થઇ, જોબનવંતો વેશ; ઇંદ્રઇંદ્રિ સરીખડો, દિપક જાણે દેશ નીરખી હરખી નારીઓ, જાણે નળ એ હોય; ભાગ્ય ભલુ કહે ભામની, જોય કરતિ જોયે પૂત નહી તે રાય પેર. સુપ્યો તેણે ઠામ. જમાત્રરાજા એ તાહરો, કામસેડ શુભ નામ, મલણુ આપો છો મુજને તેહ કરયુ મેં માપ ખાઓ પીઓ સુખ ભોગવો, તે ઇશ્વર પ્રતાપ—આજ્ઞા માગે છે જેટલે, ધાએ ચારે લાગી તેટલે. અમ ચારેના પોચ્યા કોડ, હેત પ્રીતથી પુરી હોડ; મન ગમતો પરણાવ્યો પતિ, રાય તમારી રૂડિ રતિ; એક પુછુંછું વારૂ વાત પછે જજો પંથે પરભાત, રાજા કહે અમાં શું કામ, પુછવું હોય તે પુછો આ ઠામ.

દોહરો—વિદ્યાથી વધતું કિયું, લક્ષ્મીથી શી લહેર; ચીર્ણજીવિથી જીત્યું કશુ પ્રીછું તેના પેર, કાજળથી કાળું કીયું, કાયાથી વ્હાલું કોણ; કવણ દુધથી ઉજળું ગોલ વખાણી વાણ. નીર થકી નીળમળ કવણ. કવણ તિમરથી ઘોર; કવણ આ-ભુષણ હેમથી કોહોએ વાત એકોર, દાન થકી રૂડું કીયુ કોણ પુન્યથી પવીત્ર; કોણ ભલો બ્રહ્મણ થકી, મહીમા કોહો તે માત્ર. વિક્રમ કહે વનીતા સુણો; મુળ વીચારો મરજ; સંદેહ મન શાને કરો, ધરણિપત રાખે ધરમ. વિવેક વડો વીદ્યા થકી, લક્ષ-મીથી રતિ લહેર; જશજીત્યો ચિરણજીવિથી, પ્રાંનો રૂડી પેર, કાળે કપુત કાજળ થકી, તેનાથી વ્હાલી લાજ; દાન દુધથી ઉજળું, કુળ અજવાવાં કાજ, નરમાશ

નિરમળ નિરથી,અજ્ઞાનતીમીરથી ઘોર; ગુણ આભુષણથી ઘણો,અધીક એહ અંકોર, દાન થકી રૂડી દયા; પરમારથ પુન્ય પવિત્ર. બ્રહ્મ ભલો બ્રાહ્મણ થકી, મનશા વાચાએ મીત્ર. પાએ લાગી પદ્મણી, વારૂ સાંભળી વાણ; શીખ માગી સંચરયો, વિક્રમવીર સુજાણ, આવ્યા નગર ઉજેણમાં, ગડગડીયાં નિશાન; જશ બોલે બહુ જાચકા, લે લાખેણી લાહાણ. ભરી સભા ભુપત ઠરયો, મેદનિએ દીધા માન; જે બોલ્યાતા તે પળ્યું, પ્રિતે આપ્યાં પાન. સુખ મનાવ્યું સરવને,શોભીસકળ સભાય એક થયો અવની વીશે, વારૂ વિક્રમ રાય કહે ભામીની ભોજ સુણ,કરયાં કોટિધા કામ; ત્યારે દુખભંજન પડયું, નવે ખંડમાં નામ, કહે પુતળી ભોજ સુણ,દુઃખભંજન એ રાય;એવાં પ્રાક્રમ જો કરો, ધરો સીંહાસન પાય.એમ કહીને પુતળી આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ. કહે કવિ સામળદાસ.શ્રોતા વકતા સમજતા, કહે કવી કરજોડ; સામળભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.

---

## વારતા ૨૨ મી કામધેનુની.

સુભગા નામની વીસમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ છપ્પો—શીવ સરીખો તાત,માત ઉમીયા જેની, લક્ષ લાભ શુભ પુત્ર, રીદ્ધ સીધ તનયા તેની, ક્ષેમ કલ્યાણ જમાત્ર, પાત્ર અષ્ટર્બીદ્ધ દલદાશી, ત્રીદશ આદે દેવ.સેવ નવનીધ ઘરવાસી. પીતાપંચાનંદ પ્રભુ, ખંડાનંદ ખાંતે ઘણુ; ગજાનંદ ગુણ આગળો, પ્રથમ ધ્યાન તેનું ધરૂં.દોહરા—ગીરી જાનંદન ગુણનીધી, બુધસાગર બળવીર; દાતા દીવ્ય દયાળ છો,ધમ ધોરંધરધીર શ્રી બ્રહ્માસુત સરસ્વતી, મન દેયણ તું માત; વીશ્વસકળ વ્યાપી રહી, વાણી વેદ વીખ્યાત. પ્રણામ પ્રીતેથી કરૂં,પુરણ બહુ પવીત્ર;પુરણ પરમારથ કરૂં,વારૂ વીક્રમ ચરીત્ર. ચોપાઇ—શ્રી ધારા નગરનો ધણી. વીવેક ઘણાં છે વિદ્યા તણી; ભલું ભોજ ભરતખંડે નામ; કરે કોટીધાં રૂડાં કામ. નવી વાતની દેછે દક્ષ. લેશ માંહે દે લક્ષ; નીરમુખ કોઇ જાચક નવ વળે,કલ્પતરૂએ સફળે ફળે. બમણા આપે દલથી દામ; બ્રાહ્મણ ભોજ પડાવ્યું નામ; નીત નીત કઉતક જુવે કરોડ,એ સરખો તો જવલે જોડ. એક સમે સોની દ્વીજરાજ, ગયા એકઠા વીપ્રજ કાજ;વીપ્રે મોકલ્યાં રત્નજ ચાર, નામુક્કર ગયો સોનાર; માંહોમાંહે ગઢજ થયા, રાવળ રાજદુવારે ગયા; પ્રધાન ચીત્તથી ચુકી ગયો, વાડવને દેશવટો દીઓ; પશુચરણ ગઢ પાસે ગોપ, દીઠો કારમો તેને કોપ; રાજા થઇ બેસે ત્યાં એક, ઘણી ચાતુરી વીવિધ વીવેક.ન્યાય ચુકવ્યો કરી જતન, આપ્યાં વીપ્રને ચાર રતન; એહ વાત જાણી ભડ ભોજ, ખરી વાતની માંડી ખોજ. તેવ ચાતુરી શ્રીધી ઘણી, સરવ કળામત ભુમી તણી;ખોદાવી ભુમી રાજન,અવનવ એવું આસન રત્ન સીંહાસન હીરે જડયું,આપ હાથ વીશ્કર-

માએ ઘડયું ભલે હેત ભુપત ભાવીયો, સભા મધે લાયક લાવીઓ. પંડીતને પુછી પુછી મહુરત લીધ,આસન બેસવા મનડુ કીધ;તોરણ ભાંધયાં મોતી તણાં, કુમકુમ છાંટણાં કીધાં ગણા. શહેર મધે કીધા બહુ દાન, જાચક માગણને બહુ માન; નગર લોક સભા સહુ જોય,જેજે શબ્દ તેથી હોય. પાંચ પ્રદક્ષણા પ્રીતે કરે, જમણો પગ ધરણીપત ધરે.જોવા મેદની ઝાઝી મળી એટલે એક બોલી પુતળી;ભોજ શીહાસન ધરે પાય,એ બેઠાથી સુખ નહી થાય.જુગતે ભોજે જોડયા હાથ,બોલ્યો તે સુભગાને સાથ; કોણ બેસશે એણે ઠામ.એ નરપતનું કોહોને નામ, કહે સુભગા સાંભળ નર નાથ,બેસો હેઠા જોડી હાથ.દોહરા—પ્રીતધરિ કહે પુતળી, સુભગા સુંદીર નામ; વીખાણ કરૂં વીક્રમ તણું,કરી ગયા જે કામ ઉજેણ ગામનો અધીપતી. દેવ અંશ તે દેવ, ચતુરરાજ ચક્રવેકરે; સદગુરૂ રૂડી શેવ. પરદુખ ને પરમારથે,પર કાજે દે પ્રાણ પન્નારી સહોદર પ્રાક્રમી; વીકરમ વીર જાણ. સભા ભરી સીંહાસને, બેઠા છે એક દીશ;એટલે ગોર પોતા તણો અતી દિધી આશીશ.કોટી કલ્યાણ તારૂં થજો, નીત નીત પુન્ય પ્રતાપ, સદા શીવ સન્મુખ હજો, આદ્ય શકતીથી આપ.

ચોપાઇ—વીપ્ર કહે સાંભળ રાજન, માહરૂં જાતરા ઉપર મન; કરો રાજ તમો વાશીએ, અમો વાસ કરશું કાસીએ; ખાધું પીધું અતી આનંદ કરૂં, મનવણા રશી ઉપર ધરૂં, રાયે શ્રી ફળ આપ્યું હાથમાં, પુછયુ સભા સાથમાં. આપી ખરચી રત્ન અમુલ્ય,શુભ ચીંતામણીને રામતુલ્ય.કાંઇક આજ્ઞા બીજી કરો;મહારે વીપ્ર તણો આશારો.દોહરા—બ્રાહ્મણ તુળશી પીંપળો,ગાયને બીજી ગંગ;એથી અદકુ બીજુ નથી, સદા કરજે તું સંગ, ગોર તે ગામાંતર ગયો, રાજા લાગી રીઝ; પ્રીતે સેવું પાંચને, બાંધી શ્રષ્ટીનું બીજ. પાંચ સહસ્ર વાવ્યા પીપળા. ઘેર ઘેર તુળશી વન; ભાવે પુછે બ્રહ્મને,સોંપી તનમન ધન, ઘણી સેવના નિત્ય ગાયની. માંડી અપરંપાર આખા દેશ ઉજેણમાં,ગોચર કામો ઠાર.શિતકાળે સેવા કરે, હરિચીરની નેહ; ઘણા કરાવે ગોદડાં, ઢાંકે સઉની દેહ. ઉનાળે આનંદમાં નીર ભરે નવાણુ; સાકરના શરબત કરે, પાયે ઘણે પ્રણામ, ચતુર માસમાં ચાકરી,ધરમશાળા ઘર ગામ;રૂડા રાજદુવારથી; ધેનું રહેવા કામ.

ચોપાઈ—ચઉદ લાખ ગાયો નિત્ય ચરે,સકળ લોક તે સેવા કરે;એક દીવસ શીરોમણી સાર,માગસર સુદ ચોથને સોમવાર. શિવ મહિમાના વ્રતશું વેશ, આચરે સરવ ઉજેણી દેશ;પ્રદોશ સમે જોશીવ પુજાય,લખ પુજનમાને શિવધાય,પદોશ પુજન મહિમા ઘણો. સસરથ નમ કો કહેવા તણો, બધાં વરસ તણા જે વ્રત, પ્રદોશ પુજવાથી વળે તરત. શોમ પ્રદોશ તણું ફળ હોય, કળી શકે નહી મહિમા કોય; એવું જાણી મહિપતનું મન, શેહેજ કીધું શીવપુજન. પરિબ્રહ્મ સંતોખ્યો ખુબ ખેર, જવા માડયુ પોતાને ઘેર, સેવક કો નથી ત્યાં સાથ,ખડગ ઝાલ્યું છે એક હાથ.

આવ્યો વાટે વદહથ વિર, ગાય બરાડે શિપાતિર; ભાંભાં કરી પોકારે ઘણું. કાને વચન સુણ્યું તે તણું; ગયો રાય તે પાસે વળી,દીઠી ગાય કાદવમાં ગળી;બધુ બુડયું કાદવમાં અંગઉંચી કોટ કરિ શુભ અંગ દુઃખ પામતિ દીઠી સોય,કાદવ માંહે ગળી છે ગાય; પલક એકમાં પહોતો પાસ;સેવક પ્રીતે તેડયા પાસ આપ હાથે અવંતી રાય, કાહાડી કાદવમાંથી ગાય; દિઠી દામની તેને દેહ,નરપતને બહુ ઉપન્યો નેહ. ઉપડાવી સુખપાલ ધરી, લાવ્યો મંદીર કોડે કરી; ઉષ્ણ કર્યા ગંગોદર નીર, શુદ્ધ કરયું તેનું શરિર. આપ વસ્ત્ર લુછયું અંગ. શુભસ્થાનક આસનનો રંગ; પેલ પથરાવ્યા શેજ્યા તણાં, ખાણ દાણ ખવરાવ્યાં ઘણાં. અમુક આભુષણ રત્ને જડયાં, ઘણા મુલકથી હેતે ઘડયાં, બગલા પાંખ જેવી છે દેહ, નરૂપતને ઉપજે બહુ નેહ, નાહાની શીંગડી નાહાના ચરૂણ, ઉદર અડે ઘેનુનુ ધરણ. રૂડુ અતી રળીયાળું રૂપ; ભાવ ઘણો ધરે મન. ભુપ; જીવ થકી વ્હાલી તે ગાય, પુજે પ્રીતે લાગ્યો પાય.વાહાણામા બોલાવા વળે,સાંજે તેડાવા પંથે પળે;જેના સરખી થઇ તે જાત્ર, પુજવા જેમ પવિત્ર પાત્ર.

દોહરા—એક દિવસ સંધ્યા સમે.ઘેર નઆવિ ગાય;વાટ જુવે સઉ વલ વલે, આકુળ વ્યાકુળ થાય;વારૂ ફીરતી વીક્રમ તણિ વ્યાપી દેશ વિદેશ. નવખંડે શુભ નામ નીધ, નિરમળ એહ નરેશ; સ્વર્ગ માંહે શોભા થઇ ઇંદ્રિ અધીપતી જ્યાંહ.વખાણ થાય વીક્રમ તણાં, સભા ભરી છે ત્યાંહ; કો કહે અરજુન અવતરયો; કો કહે કરણજ ઇંદ્ર, કો કહે પરશુરામ છે. કોઇ કહે હરીશ્ચંદ્ર, સતવાદી કો એ સમો, દ્રઢતા નહિ મન ફીર. શુરપુર સામદ વડો નામ, રખણએ નીર. ભકતી કહે બ્રાહ્મણ તણી, પુજે ધનવંત ગાય, પ્રાણ આપે પર કારણે. પાછો ન ધરે પાય. ઇંદ્રને એવું સાંભળી.ચઢી ઘણેરી રીસ,પગથી જવાળા પ્રગટી,જઇને ભેદુ શીશ કામધેનુ તેડ્ કહ્યું જા અંતરીક્ષ તું આપ; છળ પાડો એ રાયને, સેજેદોને શ્રાપ. પેર પેર જો પારખાં નાખી જો તુ મન; બાળીને પ્રલે કરો. જે ચુકે રાજન, સત્ય ચુકાવું કે શ્રાપ દે, કે લે એના પ્રાણ; તો કરૂ ન્હાલ નીમેખમાં, લક્ષ કોટીવા લાહાણ. કામ દુરગા કોપે થઇ, જાઇ રાખેલો લાગ; એહ નઉતમ નવ હાથ તો; વશ ધરયો છે વાઘ.પુછ ઝાપડી.એક સુજે પેર, શેર વન ચરિત્રની ગાવડી, તેને લીધી ઘેર; રૂઝી તે ધરણે પડી,એક ન સુજે પેર.પડી હાથ પાપી તણે;કેમ જોય તે ઘેર,કામધેનું બહુ કરગરે મેલ મુને મહારાજ, ગડી એકમાં ઘેર જઇ હવડાં આવું આજ. વછેર દિન દસ તણો,બાળક છે નર બુદ્ધ;જ કહે તો તેને જઇ પાઇને આવું દુધ;કાલા કુંવર કોડા મણો, જોશે મારી વાટ, તરશે ભુખે તળવળે,માગુ છું તે માટ. નથી કોઇને ભોળવ્યો, નથી ખાતો તે તરૂણ; માટ દહે વિજોગથી, નાસ્યે પામે મરણ.મન મારૂ તેમાં રહ્યું; પ્રીતે વળગ્યો પ્રાણ; એક ઘડી અળગો રહે; તો લખ દિધા લાહાણ.

ચોપાઈ—દેવાંથી બીજું નહી દુખ અન્ની આપળ બીજુ સુખ; ભુખ આગળ બીજાં શા ભોગ,સાચા આગળ શો શોક; જુઠા માનવીથી બીજ શું જાન, મહીપપતથી બીજું શું માન.ગંગા આગળ શોવ શોક; જુઠા માનવથી બીજું શું જાન મહીપતથી બીજું શું માન ગંગ આગળ શાનાં નીપ, ત્રણ વેણી આગળશું તીર; તાવ આગળ બીજો શો તાપ; હત્યા આગળ બીજું શું થાય, દયા જોડે બીજું શું દાન,તીલોતમા આગળ નહી તાન; રામ આગળ બીજું શું નામ, પુન્ય જોડ તે કુણ કામ,રીઝ આગળ બીજો શો રાગ; ભાવે આવે તેમાં શો ભાગ. હીમ આગળ બીજી માત,વિપ્ર આગળ નહી કોય વિખ્યાત;અન્ન આગળ ઓસડ બરાબ આગળબીજુ શું મસમસુ. શેરૂ આગળ શી શેવ, ઇશ્વરથી મોટો કોણ દેવ; લુણ આગળ બીજુ શું રૂપ,ગુણની જોડ ન આવે રૂપ.વેદ આગળ બીજાં શાં ગીત, લક્ષ આગળ બીજી શી પ્રીત;દા નહી મેં પૃથ્વી તજી,પુત્ર શું મા ો પ્રીત ઘણી; તેડ પુત્ર મોકલ્યો પારણે,જાવા દે તેને બારણે,ધવરાવું તે સારૂ સ્થાન,દયા કરિ આપે તું દાન.

દોહરા—ઘેલી કયાં થઇ ગાવડી,કરે કોટીધા ઉપાય; છુટે નહીં તું હાથથી,મંદીર નહી જવાય.ચોપાઈ—ભુખ્યા જનને ભોજન મળે,તે કેમ ભુલ્યો પાછો વળે,તરસ્યા આગળ રહે કેમ નીર, નાગા આગળ રહે કેમ ચીર; તસ્કર આગળ રહે કેમ દાન, કપુતથી કેમ રહે કુળનું નામ; ગંગા નાહ્યાથી કેમ રહે પાપ, અકર્મ ભુંડા એ રહે કેમ આપ.જુવતી આગળ રહે કેમ જોર,રવિ આગળ રહે કેમ ઘોર; કબુદ્ધ આગળ રહે કેમ પરમ, લોહી આગળ રહે કેમ ધરમ. કરપી આગળ કીરતન ન રહે, મનને પાવક તે કેમ દહે; શાસ્ત્ર આગળ કેમ રહે સંદેહ, નીંઘા આગળ કુંજર કેમ જાય,વાઘ હાથ ન છુટે ગાય;ઘણી પડી છે તારે ગરજ,ઓછી અકલ કરે છે અરજ; ભુખી છે ઘરમાં ભામની, તો કેમ જાવા દેઉં જામની. જો ભાઈ મુકે ચીત ઘડી, ઘેર જઇને આવું આ ઘડી,તે વાતે પ્રતીજ્ઞા કરૂં, હુતાચા સત્ય વાચા ધરૂં. ચંદ્રસુર્ય બે સાખ,સાચા સમ ખાઉં લખ લાખ; જો મનડુ માને તાહરૂં, તો કહ્યું કરજે માહરૂં. થરથર ધુજેછે પ્રાણીઓ, વચમાં શ્રી ઇશ્વર આણીયો;બ્રાહ્મણ થઇ ના આણે ભરાંત કરે અળક્ષા ભક્ષ એકાંત; સંધ્યા સ્નાન વીના જે જમે, મુરખ થઇ ડાહ્યાને દમે; જઇ ચોરે ચાડી ખાય, ગુણ પછવાડે અવગુણ ગાય. અતી જુઠાં ચડાવે આળ, બાળે ન્હાનાં રમતાં બાળ; સ્રીવધ ગૌધન જે જન કરે, થાપણ પારકીએ જે ઘર ભરે. મરમ વચનના બોલે બોલ, કરે ઘાત દેઇને કોલ; દુભે જે પીતાને માત, વિશ્વાસ કરી પછે દે ઘાત;જુઠાસમ ખાઇ લે શીશ, વેચે વચમાં રાખે ઇશ;કરે વીધવા કેરો સંગ,ન્હાતાં જુવે ઉઘાડી અંગ;એરાવરી કરે જે જાર,ગરભ ગળાવે દારૂણદાર. મળ્યા સંગાથે મોટમ કરે, અહંકાર આપ અદ કેરો ધરે;વીખ દઇ જે વાળે વેર;કબુદ્ધી તેથી કરે જે કેર; એવા શમ કરે ત્યાં ગાય, રાજા આકુળ વ્યાકુળ થાય; કર

મધે લીધો કઠાર; આપ એકલો આવ્યો બહાર;પગલાં જોતો જુગતે જાય, ભો નવ ગણે લેખા માંહ્ય વાળી ધાટડી અંગે ઘણી,આવ્યો આપ ઉજેણી ધણી; દીઠો શારદુલ ત્યાં તો શેર,રહયો ગાયને તેતો ઘેર. ધેનું પામતી દીઠી દ્રષ્ટ; અલ્યા મેલ એને પાપીષ્ટ, એમ કહિને સમરયા ઇષ્ટ.

દોહરા—કહાડી કટાર કોપે થયો, દિધી આંહે દોટ, નરૂપત નીલટ ત્યાં જઇ રહ્યો ચીતનને કરવા ચોટ.શું મારે એ રાંકને,છુટી જાઓ આજ,બળ હોય તો તુજમાં તે દખાડો આજ. ચોપાઇ—રાંક સાથ કરવી શી રાડ, પડતર ખેતરને શી વાડ,ઉજડ ગામને તે શી ધાડ,રોગ વીના શી જોવિ નાડ.ઉષ્ણ કાળમાં હેશી ટાઢ.ઉજડ ધરતીમાં શાં ઝાડ; ગરિબ પર શો ગજબ ઘોર, નાગી પુતળી પાસે શો ચોર. શામા ધાય તો જાણું શુર, નહી તો ના મરદનું નુર; વિપ્ર તેજે ભણે મુખ વેદ, ક્ષત્રી તેજે રાખે દેહ ખેદ.નારી તે જે નરશું ભળે,માણુસ તે જે કાળે પળે, નરપત તે જે બોલે ન્યાય,કવિ તે ગુણ જોડીને ગાય; રાણી જાયો હોય રૂપ, તોયે પડકયાં આવીને જુપ; દુતી એયો હોય દાસ,તો તે રહે ધેનુને પાસ. ઇયાં રહયાંથી નહીં ઉગરે, કાયર થઇ શા માટે મરે; કાયર નાર રંડાપો કરે, કાયર નર હીંમત નવ ધરે; વણીક આસરે મન વેહેપાર, કણબી ઓસરે તે ભાર; ચોર ઓસરે મરતાં માંહ, વીપ ઓસરે નહીં ન્યાય; પટેલ ઓસરે લેતાં લાંચ,ચુગલ ઓસરે દેતાં આંચ.ક્ષત્રી લોહી દેખીને બીયે શુરો થાય તે અવસર ક્ષીયે; નાઠે છુટકો આમાં નથી, કાયર શું કહેવાયે કથી; કુળ ધર્મ તજે નહીં કોય,મા બાપમાં નવ અંતર હોય;દુરજોધન મુઓ ગામ, શોએ માંધ વ સમાવ્યા ઠામ. રાવણે નવ તજીઓ લંક, તો ખોયું રાજ બન્યું વંક; હરીશ્ચંદરે ન મુકયું સત્ય,રાખી ખરઠણ કેરી પત. જુઓ પ્રાખ એની જે ધણી. કાયર સત્ય કાં મુકે પોતા તણી;થયા માટે એ ભણું, શુરો થાય તો હવડાં હણું; કાયરને મારયાનું પાપ, અકવ વીચારીજો તું આપ. દોહરા—કહે સારજુલ રાયજી, પ્રથવિપત ભુપાળ; પાટધાવ નવ દીજીએ,તું પ્રજા પ્રતીપાળ.પ્રથમ નાંખ પ્રથવીપતી,ચીત ધરીને ચોટ પછી મહીમા જો માહરો, દાખવું તારી દોટ. કઠણ વચન કહ્યાં ઘણાં, ઉભો આપણે ઘાટ; તે સરવે હું સમજીયો, ધેનુ મુકવા માટ. એ ભક્ષ છે માહરૂં. જેમ તારે અન આપ;તે હમારે મુજ મનથી, નથી બેસતુ પાપ;જા પુરમાં પાછો વળી, ન જીવડા શું વેર; પલક એકમાં પ્રીછશો, શીદ વધારો વેર.

ચોપાઇ—રાજા કહે જખ મારે તું, પ્રથમ ચોટ કરૂં નહી હું ધેનુ સામા કરશો દ્રષ્ટ,કટાર વાગશે પામશો ભ્રષ્ટ,ઘડી એક એમ વાત થઇ; વાઘે વાત વીક્રમને કહી મારે ઘેર નારીને નેટ, પાંચ માસનો ગરભ છે પેટ. બીજો એક કુંવર ધાવણો;લાડક વાધો અતી લાડણો. આ દીનથી નવ પામ્યા એ હાર. ભુખ તણો ભરાણો ભાર; દેહ સરવે વેઠે છે દુઃખ,એ સરવે ભુખે ભુખ,મેહેણાં દીધાં નારિ ઘણાં, વાગ્યાં બાણ

તે બોલજ તણા, પરણ્યો થઇને ભરે પેટ, તેના જીવતરે ઉઠી વેઠ; વીનતાનાં જેહરે વખાણ. પુરૂષ નહી તે પરઠયો પહાણ; શેવક દેખતાં સ્વામી મરે, સ્વાન યોનીએ તેજ અવતરે, પુત્ર છતે દુખ પામે માતા, તેના મરણ મળ્યાથી ઘાત, અધિપતીની નવ આણે આણ,જીવત મત્યુ થયો તે પ્રાણને.તનને તાત લડાવે લાડ. તે પીતા મ-યો વનપાડ; શિષ્ય આગળ કરે ગુરૂ કામ;નીચ નીરમળ મુરખ તે નામ; કહયા ક-બોલ કામનીએ વરત, ભુખ થકી ભત્રૈરૂ મરત. પાપ કરે તે પેટ કારણે.દેશ વિદેશે જાય બારણેઃ કાસદ હીંડે દીનને રાત; મજુર ભાર ઉપાડે ભાત. મુકે નહાણુ અર-ણુવને તિર, પેટ કારણ જઈ પડે નીર, ચોર ચોરશી, સુગી ચડે, ભુપત ભુમીમાટે નડે; ગરાસ ગામ તરૂ વાળે વાટ, મોટો કરમ તે પેટજ માટ બ્રાહ્મણ નીત્યે માંગે ભી ખ, શાણા થઈ દેછે શીખ, નીચ ભોજન કરે બારણે; પાપી પેટ તે કારણે. કંઇક કાળ નર નરકે પડયાઃ જુઠુ બોલીને વડયા. જાણી દે ગોત્રીને ઝેર, પરપંચ પેટનિ પેર, રાજા પ્રજા રઇયતને રાંક, પરભાવ્યા આડે આંક.છપ્પો—પેટ ભરે પ્રપંચ,સંચ સોએક મનમંડે; પાપ કરે પરજાય, રઇયતને ડંડે.ખુવે રણમાં મહે શીશ. ચોર સુ-ળીએ જઇ બેશે; મુકે ઘરઘરનાર,હાર પરદેશે પેશે;ભાર ઉપાડે ભાવથીતજે ઠામ સ રવ સુખનાં, કહે સામળ સંજોગ તે; ભારે દુઃખ તે ભુખનાં.

ચોપાઇ—વાઘે એવાં કહયાં વિવેક,સાંભળરે કહુ અધિપવ એક;પરદુખભંજન કહે છે તુને તો નીરાશ કેમ મુકે મુને, તારૂ નામ કરે કેમ ફોક; જુઠો જુઠો કહેશે લોક; સઉ લોકમાં તારૂં નામ, કરે કર્મ તે ફોકટ કામ;બહુ લોકનાં ટાળે દુખ ભાગ અમારી ભુડી ભુખ;મોટે કોળીયો આવ્યો માહરે, કેમ રૂડુ થાશે તાહરે; કીરતિ સાં-ભળી તાહરી ઘણી, ભાગે ભુખ ઉંજેણી ધણી;આઠ દીવસની લાંગણ ભાગ ઓલ-વને અમારી આગ, એ માંસ ખાવા દે મુને, જાચીક થઈને જાચું તુને, કઇનેં તેં આપ્યાં ઘરસુત્ર. કઇના તેં પરણાવ્યા પુત્ર, કંઇના દુખ કરાવ્યાં તાજ. કઇનેં તેં આપ્યાંછે રાજ; સદાવરત વળાવી વાટ, ઘણાં કરાવ્યાં પાણીઘાટ ઘણાનાં વસાવ્યાં વતન, ઘણાને આપ્યાં રતન;ઘણાને આપ્યાં જીવતદાન;કઇ શાણા આપ્યાંસનમાન, એવા નર જાણી માગીએ, ભુપત ભુખ મારી ભાગીએ; નીરાશ કરશો આ ઠામ, તો પર દુખભંજન ખોશો નામ.

દોહરા—રાજા તો સંકટ પડયો, નાતે કેમ કહેવાય; ઘેનુ મારવા કેમ દીજીએ પાછા કેમ વળાય. વાઘ વઢે તો મરિએ, જો સામો થાય સુર;જાચકને કેમ જીતીએ જાય નામનું નુર. ઘેર જવા દે ગાયને, મેહેલ એનો તું ખ્યાલ,ભાવે ભક્ષ મુનેકરો, માંસ ઘણેરા આલ. અમરત દેહ અતિ ઘણું, ત્રપ્ત થશે તુજ તન; અજર ન કર એ વાતમાં; મહીપત કહે મુજ મન; વાઘ કહેરે વિર સુણ,ઘેનુમાં બહુ ભાર,નેક પુરૂષ તુ માનવી, એક તણો નહો અહાર, ત્રણે તરફડીએ ભુખ્યા એક નાર એક બાળ;

તે માટે હું આવીયો, ધાણ્ણુભરી મેં ફાળ. ચોપાઇ—નરનું માંસ તે ખાએ ધાર, એ વાતે તો નહી વહેવાર; તુજથી ત્રપ્ત હું નવ થાઉ,આપે ધેનુતો લઇ જાઉં, રાજુ કહે સાંભળરે કરણ. તમો ભુખ્યા તારે ઘેર ત્રણ. હું મારી રાણિને પુત્ર; તુજને કેમ ભાવશે. રાજા કહે તેનો લે કોલ, બોલું સાત પરિયાને બોલ બોલ્યું અબોલ્યું જે હું કરૂં, સાત જન્મનાં સૂકિત હરૂં; ઘડી એક બે જોઉં વાટ,મહિપત જે સત્યવાદી માટ. નીરાશ થઇ પાછો જાઉં આપ,દીલથી દેઉ તુજને શ્રાપ;તેણે વચમાં આણ્યા ઇશ, વટીકા જેમાં આપું શીશ. વીક્રમ ઘેનું મુકાવી વળ્યો,પલક એકમાં મંદિરપ-ળ્યો; બાંધી ઘેનું ઠેકાણે ઠામ અન્ય ન જાણે કોએ કામ. તેડયો પુત્ર આપ એકાંત, ભાગી મનની સરવે ભ્રાંત; વિગત વાત માંડીને કહી, નિશા આપ કુંવરની થઇ ધન્ય ભાગ્ય આપણુ એહ; પરાકાજ આવે અરથ એ દેહ; વાર કરો નહિ એકે ઘડી ઉઠયો ચિત્ત ચાખડીએ ચડી, તમે પછવાડે આવજો, મુને મારીતેપ્રી લાવજો; ઉઠયો એમ કહિને તન, મરવા ઉપર અડકુ મન; સાબાસ કહી તે રાજા ગયો, નારી પાસે નરપત રહયો. વીનતા સાંભળ મારી વાત. વેચી છે મેં આપણી જાત; અજર થશે ઘડી જો આપ, તો શીવ વચમાં દેશે શ્રાપ; દેહ પડકેરહે વનિતા વરણુ તરત ચાલો અતુરા ચરણ કોને વાત કહી નહી કરણ, અન્ય અન્ય ચાલ્યા તે ત્રણ; હાઢ ઘડીમાં દીઠું વન. ઘોર ઘટા જેવા હોય વન. ચંદ્ર વદની જેવી ચીતના, રામારૂપ રંભા રિ તની, શુભ સકોમળ સુંદર રૂપ. ભામનીકો ભલપણનું ભુપ: લક્ષણુ પદમની કેરાં લેશ, જુવતી રંભા જોબન વેશ. પરમારથ મરવા કારણે, આવિ અરી તણેબારણે સપુત સુંદર સકળ સુજાણ, જેવો આપ ઉગંતા ભાણ; અવનવો જેમ હોએ ઇંદ્ર તારા મંડળમાં જેમ ચંદ્ર, વરૂણ વાયુ કે કુળ કુબેર, આવ્યો પુત્ર જ્યાં બેઠો શેર; એક હતો તેવાં છે ત્રણ, કહે વીક્રમ સાંભળરે કરણ. કહે તારી વાઘણનેઆજ,રાણી ભક્ષણ એ તારૂં કાજ; કહે તારા કુવરને સુત્ર. પેટભરીને ખાઓ પુત્ર; તું તો મારી જુવતી જોડ, કરો ભક્ષ પોચે મન કોડ. અંતરીક્ષ દેવ રહ્યા સઉજોય,એવા સત્યવા-દી નહી કોય;એ કેમ રાખે છે ધીર સઉ સમરપે કેમ શરીર,કહે વાઘ સાંભળરેભુ-પ, રૂડાં અતિ રઢીયાળાં રૂપ; એ અમે નવ મારયા જાય, ખાંતે એ માંસ કેમખવાય પસુ વધતાં અમને નહી પાપ, એ અઘટતું કરવું આપ.

દોહરા—રાયવે કહ્યું કર માહરૂ, આપે આપો અંગ; હેતે આપો હાથથી,તવ રૂડો રહે રંગ; નિકરતો ખાઇએ નહી નિરાશ થઇશું નેટ, ભુખને દુખે મરી જશું પડા ઘણેરી પેર કહે રાજા ભલુ કહ્યું, ક્ષત્રીનો અવતાર:પરકાજે પડે આવતાં મુ-જને શાનીવાર,આગળથી કહેતો ખાપીએ,પાળીએ પોતે વરત,બોલ અલ્યા બહા દુર થઇ, ખેંચ્યું ખડગજ તરત. પદમણી કહે પ્રથમ વદો સારા અક્ષર સુત્ર; ત્યારે પેલા આગળ થયો, પેટ તણો જે પુત્ર, શારદુલ કહેરે સાંભળો,જો પરઠો દુખે પેર;

તો તો તન નવ કાપશો,જાઓ તમારે ઘેર,રાણિ કહે છે સું હવે તરે મન છે રીસ મારે હરખ વિવાહ સમો,મળશે શ્રી જુગદિશ,કોટી કલ્પ રહુ એકઠાં; સ્વામી સુત હું સાથ, સ્વર્ગ તણુ સુખ ભોગવું, આપણા અંગ પ્રતાપ. તન રહે જે ત્રિલોકહે, સરસ ભોગવું સુખ; વઇકુંઠ ઉપર જઇ વસુ, જો ભાગે તારી ભુખ. મહિપતને તું ભલે મળયો, ભલે મળી એ ગાય; ભલે ભુખ લાગી તને,સહજ અમને સુખ થાય અધિક નામ અવનીી વિશે, નામ તીહાંતો હોય; પ્રાણ આપે પર કારણે, નાશ કરે નહી કોય એમ કહીને આપને મેલે ઘા તે શીશ; હાં હાં કરી કર ઝાલીઆ, આપ ઉભીયા ને ઇશ;વાત્ર અલોપજ થઇ ગયો,કામધેનુ શુભ કામ;શાક્ષાતકાર કે સુંદરિ આવિ તેણે ઠામ; માગ માગરે મહિપતી. દેખાડું દરશાન; ત્રિદશ દેવ વરાતાહરે, પરમેશ્વર પ્રસન. પુષ્ટ વષ્ટ પુરણ થઇ, જેજે શબ્દજ હોય ઇંદ્ર આદે સહુ દેવતા વિમાન ચડિને જોય, ધન હીંમત મહીપત તણિ,ધન્ય ધરણી ધરસુત્ર;ધન્ય ઇષ્ટ ઉપાસકા પટાવધન પુત્ર;સાબાશ સાબાશ સઉકો કહે,ધન ધન તુજ અવતાર; કળજુગમાં તું કલ્પતરૂં, દેવાંશી દાતાર.મહિપત માગ તું મુજ કને,જે મન ઇચ્છા આજ;તે સુખ આપી સંચરૂં, લેશ ન ધરશો લાજ.

ચોપાઇ—નરપતે જુગતે જોડયા હાથ, બોલ્યા કામધેનુનિ સાથ, સકળ સુખની મારે મોટ, અલખત માંહે ક્ષણું નહીં ખોટ. તે સરવે તારે પ્રતાપ, અકુલવંત માંહે આપ; ચતુર છો તો ચિતમાં ચ્હાઓ.જેહ ગમે તે આપી જાઓ. કામધેનુ કહે સુણ મહારાજ, વરદાન એક આપુછું આજ કામધેનુ તારે ઘેર ગાય, એનો મોટો કરૂં મહીમાય. એ આદ્ય ઇશ્વર અંશતિ, મોટાં ભાગ્ય મારા વંશનિ આજ અમારિ દ્રષ્ટ પડિ, તે વરદાન આપું આ ઘડિ; પૂન્ય પદારથ તે તાહરૂં.તેણે વચન થશે માહરૂં; એહ ગાય તણું ઘી ખાય, રક્તપીત જોતામાં જાય પીએ દુધ મોડિ મન મોડ.સત વરશનો જાએ કોડ;મુતર છાંણનુ મરદન કરે વ્યાધી અષ્ટોતર સત હરે.માંખણમાં જો અંજન મળે,અંધો સાત જન્મનો ટળે,મોદ ગાય તણો મસમશે.મહા લક્ષમીજી વાસોવસે. રહે શેવા કરે કારણે, વંઝાપુત્ર પામે પારણે; એવાં વરદાન એક્ષોક્ષીક દીધ,અંતરિક્ષમાં ત્યાં કીધું સિદ્ધકી ભીડ પડે સંભારો તમો, એક પલકમાં આવું અમો; વાર લાગી તે કરતે વાત આવ્યા ઘેર તે અરધી રાત તે કો અન્ય ન જાણે વાત, માત પુત્રને ત્રિએ તાત; મોટા પુરૂષ મોહોડે કેમ કહે, લક્ષણુ લોક બીજા શું લહે, વેહના તે સઘળી વામીયા. પાંચ પદારથ એ પામીયા, પુન્યે પુન્ય તો વધતું જાય, નીત નિત વ્યાજ સવાયાં થાય; રાજ રાજ એ રિતે કરે, પ્રજાનું સુખ દેખી ઠરે. દોહરા—એક સમે સભા ભરિ, બેઠો (વર વિવેક; એટલે વિપ્ર વિદેશથી,આવિ પોહોતો એક. તોલા એકનું તુમડું ફાટાં વસ્ત્રછે અંગ; મોટી કરમાં લાકડિ, સામહ નહીં કે સંગધાતો ધરમસ આવિયો, સભા મધે સમીસ, કર પસારિ બે કહિ,આશી

પતને આશીશ. જાવત ગંગ તરંગ જળ, જાવત નરમદા નરિ, જાવત દિન કર દુહી અતી, અવીચળ વિક્રમ વીર જાવત ધરા ધરણિપતી યાવત અંધ આકાશા; યાવત રામ રામા સરણ, પૃથ્વીપત તુજ પાસ,અધીકાર અદેખા તણો, મુરખ સાથે મેલ; કિરતી કર હીણ તણી, ખોટા સાથે ખેલ, લાગી ઉપર ભાવ હો, જોગી સાથે જોર; વાણિ હો વર વાડીયો, નીત વશો નિત ચોર, આશીષ અધીક એવિ કહી, કથન સાંભળ્યાં કારણા અધીપત સામો ઉઠિયો ચીત ધરી વંધા ચરણ. વાસ કીશે વિપ્ર વસો કોણ રાયને દેશ;કયાંથી આવ્યા કોણ છો ક્યાં કરવો પરવેશ રખે રાખે મન ઓરતો,કહો જે મનનું કાજ;લેશ માત્ર લોકો તણી,મન ન ધરશો લાજ વિપ્ર કહે વિક્રમ સુણો,નથી વાતવિવેક;કરવત શીર મેલ્યા તણિ, કર તું ચીઠી એક,ક્રોડે ગયો હું કાશિએ, કરવત લેવા કાજ; પાછો તુજ પાસે પરઠીયો, રઝળ્યો બહુ હું રાજ ચીઠી માગે·રાવળી, છાપ નિશાની પુત્ર; વસા આપો લખી સો; તો કરૂ કામ હું તત્ર ચોપાઇ—રાજા કહે સીધુ લીજીએ, પ્રભાત સમે ચીઠી દીજીએ; રમાડી જમાડી રાખ્યો રાત એકાંતે તેડયો પ્રભાંત.શાલીગરામની સેવા ઘણી,પોથી ચંડિ પાઠજ તણી; પુજી અરચ્યા મોલ પાસ, વળતી વિપ્રને તેડયો વાસ. કહો કરવત મેલો શે કામ, છબી સાસતિ શાલીંગરામ; તેમાં જે જુઠા ગુણ ગાય, તેનું કરવત એળે જાય. બાંધ્યો વિપ્ર વિવેકે કરી, આધ રાત સાચી ઉચરી, દોશ ન દેશો એમાં મુને.ઇશ્વર આણ સાચું કહું તુને. કનકકુંડ અમારૂં ગામ. ચંદ્રસેન રાજાનું નામ; દાતા કરણ સમાને તેહ, પ્રજા ઉપર અદકો છે તેહ. દાન પુન્ય કરે છે ઘણાં લાડ લડાવે રઇયત તણાં, રામ સરિખું તેનું રાજ, અસત્ય અન્યાય તનથી તાજ. કન્યા એક ઘેર રૂપ નિધાન.વિવિધ પ્રકારે કરૂ વખાણ મ્રગનેની તે કેટી લંકનિવવિશ્વ વખાણે તે વંકનિ. દીસે પદમણિથી તેવડિ; સ્વએ વિધાતા હાથે ઘડિ, ચંદ્રવદન છે મો તેહનું, શું વખાણ કરૂં દેહનું, બેઠી માનનિ તે માળીએ; ગોખ જડિત્ર રૂડે જાળીએ;જેમ આકાશ માંહે વિજળી, જાણે કેળ વાડિનિ કળી. ભર જોબન મછર માતરા.જુવતી જોવાનિ જાતરા.

દોહરા—તે રાજા રીઝયો ઘણું,કન્યા જોઇ કરોડ,કયાંથી વર એવો મળે,જુવતી કેરી જોડ, દેશ વિદેશ ખોળાવિએ, રાજા પુત્ર કો રૂપ ચિત્તમાં તે ચિતાં કરે, ભ્રાંતે પાડિયો ભુપ. ચોપાઇ—એક વખત રાજાને ઘેર, હવે પ્રિછ તું મારિ પેર,આવ્યા થકી અમો, પુછોછો તો સુણજો તમો.એંશિ વરષનો જીવે બાપ અંધો બે આંખે તે આ પ; રક્ત પીત ગળે છે અંગ, હરનિશ પડિ રહે પલંગ. મોડિ વરષ અઠોતેર માત, વઇરાગ જુવતિનિ જાત, બધે અંગે વાપ્યો છે કોડ. ઉંધ કરમ જેવરલાં જોડ, ન મળે વસ્ત્ર ઝાલે જે હાથ,એ દીવશ અંન નહિ આથ;શેવા કામમાં હોઉં દન, ક્યારે રણ તેલાવું અન. વિધવા બહેન એક કુલિલંક તે રામા ઘણું છે રંક; મરમ બોલ

કુટંબીએ કહયો,કુળહિણુ કુંવારો રહયો. ડંડ ફાંકડો ફરતો ફરે,સેવા કોણ જનકની કરે; જાતે નાગરહુ વેદીયો,ભણતર કાંઇ નથી ભેદીયો.ભરૂ ઘણું સાને આગરો. ત્યારે નાર આવે નાગરી; તેમાં નમળે ખોટા દામ, કેમ થાય પરણ્યાનું કામ. ઓછીજાત તે ઇતરી ઘણા, શા અવગુણ કહુ નાગર તણા: નાગર નાત નાહે દીકરી,જોઇએ ગાગર ગરથે ભરી મે વીચારયું મારે મન. રૂડો ગામ તણો રાજન; આગે સત્યવાદી બહુ થયા,તેને દીલ વશી છે દયા,એને જઇને જાચું આજે,જે ઇશ્વરકરે મુજકાજ; વીચાર કરતાં વરષજ ગયું, એક દીન મન માગ્યાનું થયું.બેઠા રીઝમાંજયારે રાજ મેં મનમાંથી મુકી લાજ; મેં તેને દીધિ આશીષ, જીવો રાજા કોડ વરીશ.

દોહરો—ચાર આઠથી ચોગણા, દસથી દુણા દાખ, અરધ જે અઢારના, સદા સબુદ્ધે સાખ. પ્રીત થકી પુજા કરિ, આપ્યું અરધ આસન; કારણ કામ રૂપી કહો માગ્યાનું હોય મન. ચોપાઇ—કહે રાજા શીદાછો શીખ,બ્રાહ્મણ કરમ લખીછેભીખ; ઉતમ રાયે આલીયો, ચતુર વિપ્ર ત્યાંથી ચાલીયો. વચન ગિરસ્ત અમારૂ જાય,ત્યારે શાને સાચુ રાય; ધરિ બેસારયો ઝાલી બાંહ, ભરી શભા બેઠાછે ત્યાંહ. નિશ્ચેઆપુ તે લો કોલ, જો અમે તે બોલો બોધ: ત્યારે હું બોલ્યો અન્યાય,પરણાવ મને તારિ યન્યાય. સભા સાંભળી કઉતક થયું,ફટફટ સઉ લોકોએ કહ્યું:રાયે જાણ્યું દેશે શ્રાપ ન અક્ષર ન બોલો આપ. આસજા વાસના મુજને કરી, ફરી રાયે વાણી ઓચરી; મહારાજ એ કન્યા લીજીએ, પરઠુ તે પલ્લુ દીજીએ; માગું તેમાં ન્યુનજ હોય તો તો નહી પરણાવું કોય,

દોહરા—હાર ઇંદ્રાણિની કોટનો, શેષ નાગ સોના ઝાલ; મુસ્તક બત્રીશ લક્ષણુ તણું અરથ હોય તો આલ. અન્ય ન રાખીશ ઓરતો,તે કન્યા નવદીધ;પલ્લુહોય તો પરણજે, સો પ્રકારે સિંધ. ના કહી હું નવ શકયો, લોક અસારત પેર વરસ એ કનો વાયદો, કરીને આવ્યો ઘેર. વાટે જતાં વટે મારગુ. હશી દેખાડે હાથ,આ વર રૂડા પરણશે. ચંદ્રમુખી શુભ સાથ, રહિ ન શકયો તે દેશમાંદેહ દુખીયો જો થાઉ; કાસદ થઇને કાશીએ,કરવત કાજે જાઉ ભમતો ભમતો બીખતો,ગયો કાશીએદીશ ત્યાં નહી તેને કહ્યું કરવત મુકો શીજ ત્યારે કરવતિએ કહ્યું, વીપ્ર સાંભળ વાણ; વિક્રમસેન ઉજેણનો, અહીંછે તેની આણ.પોહે ડ પંથે પરવરો,ચીઠી નિશાનીલાવ આજ દેખાડો જો અમને, તો કરવત મુકુ કાલ. નીરાશ થઇ પાછો વળ્યો, આવ્યો નગર ઉજેણ; દરશન થયુ નવ દેવનું;આવ્યો કારણે તેણે માતા પીતા ઘેર રોગીયા ખાવા નળે અન; કારણ કુંવારા તણું મરવા ઉપર મન.

ચોપાઇ—બ્રાહ્મણ વાત ભારે કહી ઘણી, ચમકયો આપ ઉજેણી ધણી, નીરાશ અહીંથી કેમ એ જાય,ભારે વસ્તુ કેમ પેદા થાય;ઇશ્વરને ગમશે તે થશે.એનેકરમે લખ્યું તે હશે; અરે વીપ્ર રહો મારે ઘેર. પીછી મેં તમારી પેર. એક માસ રાખ

ઘેર રમો, ભોજન મન ભાવતાં જમો, બ્રાહ્મણ કહે એ નહી મહારાજ, ઉતાવળી ચીઠી દે આશ. રાજા કહે અહીં રહો વાશીએ, અમો આપ આવું કાશીએ; કર્યો વાયદો ફેડો રાય, રાખ્યો નગર ઉજેણિ માંહ; સુદ્ધબુદ્ધ સાંભળતામાં ગઇ, રાજાને મન ચીંતા થઇ. ચિંતા ભલી ચીતાથી ચેત, ઘડી એક માંહે રજરેત, એમ કરીને ઝુરે ઘણું કરે સ્મરણ શ્રી ઇશ્વર તણું, નોધારા તણો આધાર, જેને શીર પૃથ્વીનો ભાર; બ્રહ્માંડ કોટીક ભાગે ઘડે: સેવક જનની વારે ચડે પુરે આશ એ મનડા તણી, મારે આપ તો તું ધણી: એક સુજ પડે નહી પેર, વિપ્ર કેમ વળાવું પેર. આદ્ય શક્તિ અંબા આવીયા. તે ભુપતને મન ભાવીયાં આદ્યશક્તિ જે અધીક અનુપ, ભોળો માત ભવાની ભુપ.

લાવણી–રમઝમ રમઝમ રમઝમ કરતી, ઘણી ઘુઘરીઆજેમા. ઠમઠમ ઠમઠમ ઠમકા કરતિ,વિછવા આજ હરી વાજેમા. શોભા શદન વદન શશીપુરણ મદન મોહન મહમાવિ મા. ગુણનિધી રીધી સીધી સરૂપી, ગુણ સેવક મન માતી મા. પ્રિને પલતી દેતાં હલતી, કળી ન શકે કોઇ મા. આનંદ કરતી અભર ભરતિ,ધરતિ સાહક શોઇ મા મન વાંછીત દેતી.નહિ નેતી,કહેતી સહુ તુજ વાણી મા. સિંધુ સાચુ રિધે, રાચું જાચુછું તે જાણી મા. દોહરા–જોખ દેચણે જાણી તુજવાણી વિવિધ વિવેક; સાચી શક્તિ શામળ ભણે. આદ્ય અધિપત એક. ચોપાઇ–સાચું બોલીશક્તિ સ્વરૂપ, સાંભળ મોટા ભારે ભુપ;આજે હું કહું કહું તે કરો,ધ્યાન કામધેનુનુંધરો. તેથી કામ થશે સર્વથી; મુજમાં તેમાં અંતર નથી;તેથી તારૂં સંકટ જશે.પેશ્રો ગાત્રમાં કાગજ થશે; મહિપને દીધાં સનમાન ઉમીયા પામ્યા અંતરધ્યાન.

દોહરો–અધિપતી એકાંતે થાય; દીપ ધણેરા સત; આસન વાળો એકલો. તે વેળા બેઠો તરત.સવા પહોરે તે સુત કહી એક ચીત તે ઠામ;પ્રગટ બોલી રાય શું. કામ દુરગા જે નામ માગ માગરે મહિપત નીમેખ ન રાખીશ ન્યુન્ય,તારે વશ વરતે સહુ, પુરવ જન્મનું પુન્ય. કરજોડીને કરગરે, ભોગ સુકળના ભાર આપો જોઇએ આ ઘડી, ઇંદ્રાણીનો હાર; શેષ નાગનિ નામણી, તેના કાનની ઝાલ વચન થકી તું એ બે વાના આલ. ચોપાઇ–કામદુરગા કહે સાંભળ રાય તારેમન મોટી ઇચ્છાય; કહુ વાત તે મનમાં ધરો, જાપ ઇંદ્ર તણો જે કરો, સતો ખાશે સુરનો ધણિ, મન ઇચ્છા પુરૂં તમ તણી; નાગ જગન તે થાયછે જેમ તે શું કહુંછું તમને તેમ દશ શહસ્ર મન આણો દુધ. સવાઈ સાકર ઘોલો બુદ્ધમોટો કુંડ કરાવો જ્યાંહ.કરોનાગ આવાહન ત્યાંહ નાગ મંત્ર શુભ મનથી ભણો, આહુતી આપો નાગજતણી; નાગ જાગ તે પુરો થશે, તારૂ દળદર તેથી જશે એવો બોલ રાજાને કહી,આદ્ય શકિતતો અંતર થઇ,રાજા રૂડો જોઇ લાગ કરયો ઇંદ્ર ઓછવનેલાગ,એક શહસ્ત્રમણ હોમ્યુ ઘ્રત પ્રસન્ન ઇંદ્ર થયો છે વ્રત.ક્ષણુ એક નવ લાગી વાર. હેત ધરીને આપ્યો હાર;

તેની શોભા કહે તેમ કવિ. જેટલા મોતી એટલા રવિ. દશ શહસ્ર મોતી ઉદયોત, સરવે સુરજ સરખી જેત; પછે પ્રસન કરયા છે નાગ, ભુપને આપ્યો તેને ભાગ. સાકર સરબત ધ્રતથી ઘણી કોટી આહુતી આપી તે તણી, કનક સ્નાન સનમાને દાન; સંતોખ્યા દીજ દેઇ માન. નાગ જાગ પુરે થયો,માગ માગ શબ્દ એ કહયો; મહારાજ મુજને બોલ, જોઇએ તારા ઘરની ઝાળ; નથી રાખવી મારે ઘેર. કરવી છે પરમારથ પેર; ઉગરશે બ્રાહ્મણની દેહ, મોટું પુન્ય છે તેમને તેહ. સાબાશ કહિ ને આપી ઝાલ, કામ પડે સંભારે કાળ; એ ઝાલની શોભા નવી, ઉગ્યો છે કો રવિ; ઝાલ નુરનું જાડુ ઘણું, સુખ શિરોમણી સ્વરગજ તણું જેને મન વસ્યું છે, પુન્ય તેને મન નહી એકે નુન્ય; અધીક પ્રાક્રમ કીધાં આપ, તે સરવે તો પુન્ય પ્રતાપ વિપ્ર પાસે આવ્યો રાય, આનંદ તેને અંગ ન માંય; દીઠી ઝાલ દેખાડયો હાર, અતુલ તેજ ત્રિભોવન ભાર. આપ તારા રાજાને હાથ, હું કહું તે કહેજે તે સાથ; કન્યા દાત દેશે જયાહરે, આપશુ તે મસ્તક તાહરે, નહી જવા દેઉ તારો તોલ;સુખે બોલજે હાકી બોલ;વિપ્ર વળાવ્યો કરી નિરધાર,આપી ઝાલજેયે તે હાર ગયો વિપ્ર પોતાને ઘેર, કહે માત પીતા આગળ પેર,હરખ અરણુવ માડયો ભલો, ગામ તણા મહીપતને મળ્યો, સભા સરવ ભરી છે જયાંહ. ઝાલ હાર જઇ નાંખ્યાં ત્યાંહ. પરઠણ વઇ તું લગનજ થાય,અપીક હેતથી કન્યો આપ;હસ્ત મેળાપ થશે જયાહરે, અંતરીક્ષ મસ્તક આવે તાહરે.

દોહા—સભા સહુ વિસ્મે થઇ, અચરત અદકુ હોય;આભુષણ અતી ઓપતાં, લઇ શકે નહી કોય, દેવ સરખે દયા કરી,એવડી એમાં આય;કન્યા એને આપતા, ન તયે નવ કહેવાય, મન માન્યું તારા કણું, દીઠો બહુ હાંશીયાર; પરણાવો મુને પ્રિતશુ,હું ભામનિ એ ભરથાર.લગન કીધુ ત્યાં લખવાશા સુદ દશમીને દીશ; આ પવું જોઇએ તે સમે, ચોરી વેળા શિશ. વીક્રમસેન વાંસે ફરે, અદ્રષ્ટ વિદ્યા હોય; તેહ નગર તે દેશમાં, મરમ ન જાણે કોય.

ચોપાઇ—જુગતે રાજાએ માંડયો જંગ,આખા દેશમાં ઓછવ રંગ;કુવરિ વીવા તેને કારણે, બાંધ્યાં છે તોરણ બારણે કંકોતરિઓ બણિ લખી,દેશપતી બહુ મુખિ મેહેલ મહેલે ઝાઝો પેહેવાટ,કરે વખાણ ચારણ ચીત્ત ભાટ.નટવા સઉકોન્રૂત્યે નમે જેગ વાતે નગર સઉ નમે,કઉતક જેવા જન કોઇ કરોડ,પરણે કન્યા પાડિ હોડ,એ હરખ લોકોને ઘણો. દિવસ આવ્યો તે લગન તણો;વિપ્ર તણો વરઘોડે ચડે,નિશાન ગાજેને ગડગડે.વિપ્ર જગનથી લાવ્યોદામ તે ખરચે વિવાને કામ; જેઉપર મહિપતીવ મોટ, ઇશ્વર પ્રસન્ન તેને શિ ખોટ.

છપ્પો—કરેરંકને રાય,થાય હિત કીડી હાથિ;કરે કાયરને સુર,નુર નપુશક હાથિ કરે મુરખો કાવ્ય, દ્રવ્ય નિરધન ન પામે; કરે જળ થળ ક્ષણમાહે, વંઝા તનહું

દુઃખ વામે. તરણાનો મેરૂ કરે,રહે ધીરજ જે ધર્મને;સામળ કહે સુખ દુખ સહે, તે શોભા કહુ કરમને.

ચોપાઇ—જેવી રાજાની હોય રીત,પામ્યો તોરણ પુરી પ્રિત;વાજા'ઘ'ટની થાળાં ઘણાં, શું વખાણ કહુ શોભા તણાં. બહુ મુખી બોલે તે દીશ; કોનુ છેદશે એ તો શીશ; બત્રીશ લક્ષણો નહિ ગામમાં.નથી સુણો સ્વપ્નમાનમાં,કદાચ કો પ્રથવીપત હશે, તેથી કામ એનું થશે; કો કહે સમ રાજા છુટશે,અચરચ એ હવડાં ઉઠશે મુરતક આણવા જે બહુ વાર, ખોયાં ઝાલ જોડુ ને હાર; લાવ્યો છે એક શટકે કરી, લીધા રાજાએ છેતરી; નહી ચુકે રાજાની દેહ, શીશ વિના સોંપે નહિ એહ. મળી મેદની જોવા લાગ, તવ પડે તેટલી નહિ જાગ; બેઠા માંહરામાં જાહરે; કન્યા ત્યાં આણી તાહરે; કોને ઝાલ ને કોટે હાર,સમર્પ્યા બીજા શણગાર જાણે અરૂણ ઉગ્યા કાંઈ કરોડ, જુવતિ આભુપણ બે જોડ. પાસે તે કન્યાની માત, પાસે સાથ સહોદર તાત; પાસે વેદિયા ભારે બ્રહ્મ, મુખ મરડી બોલે છે મર્ગ. કરી કષ્ટ તમે આવીઆ, આ બેવસ્તુ સારિ લાવીયા;બત્રીશ લક્ષણા પુરૂષનું શીશ, આ સમે લાવો આદીશ પ્રતક્ષ દેખશે સઘળો સાથ.મળશે વરકન્યાનો હાથ.તે આપતાં જો કરશો વાર,જાશે લાજ ઇજ્જતનો હાર ઘડી અજર એ વાતે થઇ, પરણવું છે પોતે ઘરમાં જઇ; મારી સરવ મળે આ દીશ, માગ્યું કો નવ આપે શીશ, જે મનમાં વિચારયુ તમો,તે તો સરવે જાણું અમો;આ બે વસ્તુ આપુ કાયદો શીશ તણોકરૂ વાયદો;લગન ગમે તો ત્યાંહું જાઉં, ત્યાર કેડે પછે બ્રાહ્મણ થાઉં. તે મન જાણ્યું તું એ કાજ, છે એ તારા નગરનો રાજ; જોર હોય તો વહેલા થાઓ. નહી તો જખ મારી ઘેર જાઓ.

દોહરા—કહે વિપ્ર સઉ સાંભળો, લાવો કનકની થાળ; પલક એકમાં પામશો બત્રીસ લક્ષણો બાળ. લોક કહે સુણ લુંડીઆ, શી જુઠી એ થાપ, જો ગમે તો તાહરૂ. નારે હાથે પાપ; તે પણ અરથ આવે નહિ, બત્રી લક્ષણો કોય. કઉતક એવા કોટીધા, વિક્રમ જુગતે જોય. દુનીઆ કો દેખે નહી, નવિ દેખે કો બ્રહ્મ. વિપ્રે મન વીચારીયું, ગઇ સભામાં સરગ. અધીપત તો ઉજેણમાં, પંથ વેગળી વાટ;અણ સમજે એવું કરયું, અતી લાગ્યો ઉચાટ. ચીત પ્રથમ ચેત્યો નહી કરયું અજાણું કાજ,કન્યા નવી હાથમાં, ગઇ લાખેણી લાજ. વીશ્વાસ કરયો વીકરમ તણો, ખોયુ ડહાપણ ફોક. પલક એક પછી કરે, પંચકતાળી લોક;વિશ્વાસ કર જે રાયનો,તે તુ નામ અજાણ; વણ પરણે પ્રાજે થયો; હોડ કરતે હાણ.

છપ્પો—વિનતાને વીશ્વાસ;આશ રાખેજે પરની;સોની સર્પ સંકેત,હેત તસકરને અશી નદી દેખીને નાવ,શહસવર વીખવાદી;હુતભુતને ઘુત,બાગી જંગી સતવાદિ ચંચી પરપંચી જુઠ જન,કેફિ કરોધિ દેહનો;સામળ કહે મુરખ આળખો,વિશ્વાસ કરે જેહ એહનો.ચોપાઇ—નિર્મળ નહી મદીરા પીનાર,ભોળો નહિ લાંચે લેનાર;સા-

ચો નહી જુઆર ઠામ. શાહ નહી જે સતકર નામ. નારી સોનીના સમ તે રાખ, શેઠ પટેલની શેની શાખ;જુઠાની શી સાચી વાત,ભગી મન તેને શી નાત;કામ કેહાડા નો પવીત્ર,તેમ રાજા કોનો નહી નીત્ર મુજને આમળથી મોકલ્યો,રહયો પુંઠે આપે એકલો; લાડ લડાવ્યાં ખાવા માર, ખોયો ભુપતે હાશે હાર; હવે ઉપાય બીજો શો કરૂ, દાંત જીભ લઇ કરડી મરૂ. મુવા પછવાડે આડો લાહો, સ્તુત કે નીંદા અહરી થાઓ; મરણું પણ વણુ ખુટે આપ, એ પાપી રાજાના પાપ. અલ્યા પાપી કરે તું સુખ,દીધું મુજને હાવાહળ દુખ;મારો જીવ વણુ ખુટે જશે,પાપી તારૂ સારૂં કેમ થશે, કાશીએ જઇને કરવત લેત,તો આવડું ન થાત ફજેત; કરડે જીભ આપે જાહેર,વિચાર કરયો વિકરમે તાહરે. આભમાંથી જેમ આવે ચંદ્ર. થયો પ્રગટ તેમ ઇંદ્ર; શોભા કપોળ કુંડળ શું કાન, ભુપ ભર જોબન ભીને વાન. સાક્ષાતકાર દેવતાઇ અંશ,રાજ રાજેશ્વર વડકુળ વંશ.ઈાઠો રાજ રઢીઆળો રૂપ. બ્રાહ્મણ ન જણાય એવો ભુપ; સભા તાત્ર લખી થઇ રહી, શુદ્ધ બુદ્ધ સઉકોની ગઇ. જાખે પ્રગટયો ઇશ્વર આપ,તેજ પુંજ પુરણ પ્રતાપ;ચંદ્રસેન નગરના ધણી,તેને પરીક્ષા કીધી ઘણી.અજાણુ બાહુ અરજનવત એન.કારણ પજંત કપોળાં નેન;શંખ ચક્ર લાંછન કર જડયાં,ઇંદ્ર સરખા આભુષણ અડયાં;મોટો પુરૂષ કોઇક એ દેવ'જાટે સવંથા કરવિ શેવ એમ વિચારે કરે જ્યારરે,વિક્રમસેન બોલ્યો ત્યાહરે. એ બ્રાહ્મણ નગર આવિયો,મુજને વેચાતી લાવિયો;મોહો માગ્યો આપ્યો છે દામ,આણ્યો મુજ ને કરવા કામ. હવે વિલંબ સાને કીજીએ, લાવો થાળ મુસ્તક દીજીએ; અચરત પામ્યા સરવે લોક.મુવા તણો ન આણો શોક.

દોહરા—ચંદ્રસેન ચક્રી કહે,પ્રથમ કહો તમે નામ;ત્યારે પછી કરવું ઘટે. સુખે કરજો કામ.શું કરી શું નામને; પુછો ફોકટ દીશ; તે માગ્યું તે આપવા આવ્યો છું હું શીશ.શેલાબ અમી તો વીપ્રના,પરમારથી એ નામ; ખોટી તું શાને કરે, કરવા દો એ કામ. કાઢી ખડગ કોટે ધરયું, સભા દેખતાં આજ હાં હાં કહીને નરપતના. રાયે સાહયા માથ, અકલ થકી મેં ઓળખ્યો, જોયું ધરમ ભડધીર;તું ઉજેણિપત ખરો, પરદુખ ભંજન વીર; સુજાણ કાને કીરતન સાંભળી, પહેલી પુરમાં વાત; તેહ આજ દીઠું અમો, જાણી જુગતે જાત. ધન્ય ભાગ્ય આ ભોમીનું, ધન્ય આ બ્રાહ્મણ ભુપ; ધન એ કુંવરી કન્યકા ધન તું રાજ સ્વરૂપ. ભલે જણી એ ભામની ભલે પાડી એ હોડ; એ મશે દરશન થયું,પહોચ્યા મનના કોડ.તું કહે તો એ વિપ્રને,કન્યા પરણાવું સાત;રાજપાટ સોંપુ સકળ;વિવેક કહિ એ વાત.આણુ ફરે એ તાહરી,જુગમાં ઝાઝુ જોર; ચાકરના ચાકર અમો, ચીત થકી છું ચોર. પગે લાગી પ્રજા સહુ, કરયું દીવ્ય દર્શન; કોડ પોત્યા કન્યા તણા, પુર થયું પ્રસન્ન. આભુષણ જ્યારે આણીયાં,ત્યારે થયો તે વીશ્વાસ;નિશ્ચે વિપ્રને વિકરમ જાણ્યો પ્રીત ઉપરની

કરોડ જુગબાધે જુઠી કરી,જુવતી કેરી જોડ,રાજા કહે રહો સાંસતા,એ તાંહાં જુવો આંક; સાચી એ બે સુંદરી,વેદ પુરૂષનો વાંક.સો આપે તો શાખપણ,જાવાદેજો ઘેર પુરૂષ સાચા કેમ થયા,જોઉ એ બેની પેર;લક્ષબુધી ને કરોડબુધી,બે તેડયાં એકાંત વાત વિસ્તારી કહે મુને, ભાગો મનની ભ્રાંત.

ચોપાઇ—સુંદર એક સરોવર તીર,નારીયો ભરતીતી નીર;રૂડાં છે રૂઢીયાળા રૂપ અકલવંત ઘણિ અનુપ, આકારે જાણે અપ્છરા, મદમાતિ પોતે મછરા. ભરી નીર જાએ જેટલે,આ બે પુરૂષ આવ્યા તેટલે;એ બે પણ છે ચતુર સુજાણ.ખરી પરીક્ષા કેરી ખાણ.જુવતીને દિઠી જયાહરે,પુરૂષ એક બોલ્યો ત્યાહરે કરીમાંહો માંહે વાત, આ રામા જો રાખે રાત; ચાર પોહોરની છત્રીસ ઘડી, રહુ નામની સાથે અડી.એક એક ઘડીએ જુવંતી જોગ, કરૂ વાર બત્રીસ ભોગ; એક વાર જો ચુકી જાઉ, એ કહે તે ઓશીંગલ થાઉં.ત્યાર પછી બીજો બોલીઓ પડદોઆપ તણો ખોલીઓ સાંભળને તું મારિ વાત, એ જુવંતિ જો રાખે રાત કોટી ઉપાય કામની કરે, મારૂ મન એથી નવ ડરે; સ્ત્રી ચરિત્ર કરે શણગાર, ન ડગુ એથી લગાર. ચુકું નહીં એ સાથે રેખ તે વાતે લખી આપુ લેખ; ચાર પોહોરમાં ચુકું અમો. તો મોહોનું માગ્યું લેજો તમો.એવી વાત બે પુરૂષેકરી સારી પેરે સુણ્યું સુંદરિ,સનસુખ આવી ઉભી રહિ, વાત એવી પુરૂષને કહી. અલ્યા જુઠા બોલોછો બોલ,વધારોછો પોતાનું તોલ. તમે કરીએ વાતો ગળી, તે સારી પેરે સાંભળી, હુંસ હોય તો આવો ઘેર.હારજીત ની પરઠો પેર, સો સો રૂપીયા સાટું કરો વચન બોલ કર ઉપર ધરો વીશ પોહોર તણો વાયદો,કરી ગયા રાખી કાયદો,બોલજ તે શું બોલ્યા ત્યાંહ પ્રાકરણ તો નહિ પોતા માંહ ટુટમુટ ખાટલીએ પડયા, ઉચાટ ઘણેરા મનમાં અડયા, બત્રીસ લક્ષણી બન્ને નાર, તે વનીતાએ કર્યો વિચાર શા માટે ઝુરોછો આપ,જુઠું બોલો તો બ્રહ્મ-હત્યા પાપ,કામની આગળ માંડી કહ્યું,વાતજ કરતાં વિપ્રીત થયું નથી જતાતો વ-ચનજ જશે, જઇએ છે તો દંડજ થશે. બોલ્યોછું તેતો નહી પળે,કામની માગે તે કેમ મળે;પ્રથમ પ્રેમદા બોલી એક,સાંભળ સ્વામી વાત વીવેક;આપુ અઉષધ બ-રદિ બુધ,બત્રીસ શેર ઉકાળો દુધ,બત્રીસ કલાક નાંખો તે માંહે ચાકર ઝાલી રહેશે ત્યાંહ, બત્રીસ રૂપિઆ બેશશે, પુરષારથ ઘટમાં પેસશે, જ્યારે થાએ પુરી ઘડી.શેર દુધની પીજો પડી, બહાર જઇને પીજો દુધ, તેહ બતાવી નારી બધુ જોરાવર પણે જોગવે; ભાવેથી ભામની ભોગવે.આ પુરૂષ તો તાજો થયો.બીજી કામનીયે બોલજ કહયો. અરે નાથ શું પોઢી રહો,દુઃખ હોય તે મુજને કહો; કંથ કહે સાંભળ ભામ ની, ભુંડી વાલે ભામની, તે સાથે પાડી મે હોડ, તે કેમ પોચે મારા કોડ. નપુશકને આવે નુર, કાયરને ચડે છે સુર, એવી જુવતી પાસે જાઉં, જીતું તેવો કયાંથી થાઉં. હાવ ભાવ કરે જેટલે. પ્રેમદા નરમ પાડે તેટલે. નથી જતો તો જાએ બોલ,

જઇએ છે તો ખોઇએ તોલ.

દોહરા–કામની કહે કહું તે કરો,દશ દોરી નવ નાડ;બાંધો તેહને બળકરીઅદ ક્કી માને આડ. વરેહ જાગ્યા તણો, બાંધો નેતેના ઠામ; જ્યાર સુધી છુટે નહી, દેહના આપે કામ.સુખે જઇને ત્યાંહ રહો,પ્રેમદા પાસે પ્રાત;કહે કામની સુખે કરો, વાખ ચરીત્રે રીત.એવું કહેતાં હરખીયા,વડબુદ્ધિ બે વીર,ઉપાય કરીને આવીયા, નીરમળ સરોવર તીર.દીવસ એક ઘડી રહયો,કામની આવી કોય; નીરખી હરખી નારીયો,દીઠી જુવંતી જોડ.સાન કરી શામા ગઇ, પુછે પુરૂષ પળાય; ઉતાવળાં એ-કાંત બે, તારૂણી તત્પર થાય. બે જણ જુદે માળીયે, એક નર એક નાર; પરઠયો તેને પ્રેમસું,કરયા વીવેક વીચાર.એકેક ઘડીએ કરે દુધનો યોગ;એકત્રીસ એમ કોડે કરયા,ભામની સાથે ભોગ. ચેતી મનમાં ચીતની, એતો વીપ્રીત વાત; નારી જોવા નીસરી,રહી એક મહુરત રાત.બાળક ઉભો બારણે, તેના હાથમાં દુધ, કાઢી લીધું કર થકી,પીધું પ્રેમદા બુદ્ધ.સુતી જઇને સેજમાં,નર આવ્યો નીજ ઠામ,ચાકર કર દીઠો નહીં, કોડ વણુસાડયું કામ. વીતી રાત વહાનુ થયું વનીતા કહે વીવેક, સત આપોજી સામટા, ઓછો ઉતરયો એક; પુરૂષ કહેરે પ્રેમદા, તે લીધો મારો માલ સો આપ તું સુંદરી, ત્યારે મેલું પ્યાર. વઢી પડયા એ બે જણાં, રચીયો એ પરપંચ; ન્યાય ચુકાવા આવીયાં પરઠી એ પરપંચ. વાત ઉઘાડી કેમ કરે, નરમાં નારી નેટ; લેહેણા દેવાને મશે, ઠગ કરી આવ્યો ઠેઠ.એ ગત તો થઇ એહની, બીજાની કહું વાત,પોહોડયો કંથ પ્રિતે કરી,પડી જેવારે રાત; હાવ ભાવ પરપંચ બહુ, કામની કીધા કરોડ;ડગે નહી દીલ તેહનું, માનની મેલ્યો મેહ. આલિંગન અદકા કરે, ચુંબન તો ચોલાત;પલક પુરૂષ ઠગે નહી સ્ત્રી ચરીત્ર સેહેસાત, બે ઘટીકા બાકી રહી, ચતુરા ચેતી ચીન;નીંદ્રાવશ તે નર થયો,ખરે દીલથી ખચીત. તારૂણીએ જોયાં તે તેના,કરી ઉઘાડાં અંગ; બધી નાડીયો બંધ કરી, રામા લાગ્યા રંગ. છોડી નાંખી બળ કરી,જાગ્યો જન તે ઠામ;શરીર સઘળે વ્યાપી રહયો, કામની સંગે કામ.ભો-ગવી ભાવે ભામની, સારી પેર મુજાણ; વહાણું વાયુ તેટલે, વનીતા બોલી વાણ. પુરૂષ આળ પરઠયું મુને, જે બોલ્યા છે બોલ; ચતુર થઇ તું ચુકીયો. ખોયું તાહરૂં તોલ.નર કહે નારી સાંભળો,મન વીચારી જોય;તારે મોઢે તું કહે, કબુલ કરે નહી કોય.તે છેતરીને છોડીયો, મેં રાખ્યું તારૂં નામ; કબુલ કરો તે કામની, તારી મળે કામ.માગુ સત તારી કને, જુવતી બોલે જુઠ; ન્યાય કરવા ન્રૂપ કને, આ વેળા તું ઉઠ.કંક ઉઘાડું કયમ કહે,વારૂ કરી વીચાર; ખાંતે જન ખેતર કહયું, પુરૂષ વંતો ખાર છોડી મેલ્યો છેનરી. તેહ જોખમાં જાય; રીઝે રૂડુ દેખતાં, ખપ હોય તો ખાય; નાડ ના છોડત એહની.તો નવ ચુકત દેહ;સાચો પુરૂષ સુલક્ષણો,જુઠી જુવતી એહ. પહેલી નારી પરોઢીએ,ઊઠીને નવ જાય;તો બત્રીસે પુરા કરે, કળી શકે નહીં કોય.

જુઠી એ બે સુંદરી,સાચા નર બે નેટ;વનીતા વાદ કરે ઘણો, તે તો ડાહાપણ વેડ. વીકરમ કહે કેમ માનીએ,એહ નામ નહી વાત;પુછ્યું સરવ પટંતરે,ખરી મનાવી ખ્યાત.ન્યાય ચુકાવ્યો નરનારનો,મુળ મનાવ્યું મન;સતસત આપ્યા ઘેરથી,ધરણી પતને ધન,ભાર રાખ્યો તે ભુપતી,અકલ કરી એકાંત;બુદ્ધી વધારી બેયની, ભાગી મનની ભરાંત.વનીતાને વોળાવીયાં,જુઠા બોલી જાર;ચાકર ઉપર ચીત કરયું,ન્યાય ચુકાવી ચાર.વીક્રમસેને વીચારીયું, દીલ ડાહ્યા એ થાય: મોટા મન કહે મહીપતી, માન ભંગ થઇ જાય.

ચોપાઇ–વીક્રમસેન વીચારી બુદ્ધ,એ ચારેમાં શી છે શુદ્ધ;પ્રથમ કાજીને કુડોક હયો લક્ષણ ઘેટાનો લહયો.પછે વાત ગજરણની કરી, મારી નિશ્ચ મનમાં ધરી; ડાહયા થઈ નગરમાં ફરે, કરૂ ઉપાય એ ચારે મરે. ચાર ખત રાજાએ લખ્યાં, છાની વાત કોજે નવ ભખ્યાં;જાણે એક પોતાનું મન,બીડયા કાગળ કરી જતન.ને ઉપર પોતાની મોહોર, ચારે મોકલ્યા ચારે ઠોર;ચરાચર જોજન ચારે દેશ, કરો ઉતાવળા પુર પ્રવેશ.ઉતાવળા અહીંયાં આવજો, પ્રતી ઉત્તર પાછો લાવજો; ચાર પત્ર લેઇ તે ગયા,કડયાં નામ તે ઠામે રહયા.પ્રથમ સત બુદ્ધિ છે નામ,આપ્યો કાગળ તેણે ઠામ તેણે વાંચી જોયું પત્ર, સતબુદ્ધિ સાથે બોલ્યા તરત; કાં ભાઇ કાગળ લાવ્યા તમો, ને ડા કરીએ છીએ અમો. કાન નાક છેદન કર, ખર વાહન ગામે ફેરવું; દીસંતા દેવ સરખા આપ, શો અન્યાય કરો છે પાપ; શું વણસાડયુ છે રાજા તણું, દુઃખ સહેવા મોકલીયા ઘણું.સતબુદ્ધિ કહે કહીએ અમો કદાચ વળતુ ન કરો તમો;કામ ખરાબ અમારૂં થાય,કરે રીસ અમને રાય;માટે જે લખ્યું તે કરો, ઘડી એક ખોટી નવ કરો. હશી બોલ એવો મન અડયો, ત્યારે ભાર અદકેરો પડયો. મહારાજ સમ છે તુજને આજ,જો ન કહે તારૂ મન કાજ; કાગળમાં લખ્યું છે એમ, તમો હશીને બોલ્યા કેમ.દોહરો–સતબુદ્ધિએ સાચુ કહયું,એક ઓસડ મારે વરત;કાન નાક સાજા થશે,ઘડી ચારમાં તરત. ખરવાહન કરી ફેરવો, ગામ તાહરે જાગ; અણચીંતવી ઉડશે,તારા ગામમાં આગ.એ કરવે સમરથ નથી, વીક્રમ પોતે વાસ; જેવા તમાસો માહરો,પરઠવો છે પરપાસ. અજર કેરો ઘડી એકની, તો તો મારા સમ; મોટા મહીપતી જે લખે તે ના પાળે કેમ.

ચોપાઇ–તેણે મન વીચારી પેર,એને મોકલ્યો મારે ઘેર; એ તો કાંઇક કઉતક વાત;હું તો નવ કરૂ મારી જાત.સાજી દેહ તમે તો રાખો,પ્રતી ઉતર પોતાનો લાખો સાબાશ રાજા સગા છો ઘણું, ગામ બળાવતાતા અમ તણું; અમારૂં લખ્યું નહિ મરે,પરદુઃખભંજન તમને નહિ ઘટે.ઘણો ડપકો દેઇને સાથ.કાગળ સોંપ્યો સતબુદ્ધિ હાથ. સહસ્રબુદ્ધિ ગયો છે જ્યાંહ, તેણે આપ્યો તે કાગળ ત્યાંહ. કાગળ વાંચી બોલ્યો તેહ, તે ઉપર આણીને નેહ; ભાઇ તારો શો પડીઓ વાંક, અહીંયાં મો-

કલ્યો આડે આક; લખ્યું લેખ માંહે પાળજો, ખેર અંગ માંહે બાળજો, બાળવા તારી અગ્ની કાય. તેની કરવી શી ચીંતાય; એક વાતનું આવી અડયું,તમારે અહીંયાં મરવુ પડયું. દોહરો—અજર ન કરો એ વાતમાં, ઘડી એકની ઘેર.હર હર કરીને હોમ કર, જો પરઠી છે પેર. લખ્યું ના પાળે રાયનું, લુટે તારૂ ગામ; અજર કરે એકે ઘડી, તે નહી તારૂ કામ.

ચોપાઇ—સહસ્ત્રબુદ્ધિ સાચીકહે વાણ,ના કહે તો ઇશ્વરની આણ;બોલ હશીને એવો કહયો, અચરત પામી તે તો રહયો.મારે મન તો ભરાંતજ વસે,ઈહાં મોકલ્યા કઉતક હશે;સહસ્ત્રબુદ્ધિ કહે કહુ જો તુને,તો નાઓ નહી અગ્ની મુને;અપવાદ આવે મારે શીશ, કરે રાય અમ સાથે રીસ; ત્યારે પેલો લાગ્યો પાગ, તેડી ગયો એકાંતે જાગ.મારા સમ જો સાચુ કહો,ત્યાં ન જાઓ તો અહીયાં રહો;સહસ્ત્રબુધ્ધ કહે સાંભળ વાત તારે ગામ થશે ઉત્પાત, મેં ઉપાસન અગનીનું કરયું વશ કીધો અગ્ની મન ઠરયું વશ કરિ બાંધી દીધો તેહ,બળે નહી તે મારો દેહ,તે પરીક્ષા રાજાએ જોઇ, રાખ્યા ચાકર મનડું મોહી;કાંઇ તમ સાથે દીલમાં વેર,મોકલ્યો મુને તમારેઘેર; નાંખો અહી અંગારા ઠામ, થશે ધુમાડો બાધે ગામ; નાકે વાસના આવે મોડ,સઉને દેહ થશે રોગ.કોટીરાય થસે તુજ નામ, હુ જઇશ ઉજેણી ગામ;બાળે રાજા મુજને ત્યાંહ.વારે કોણ ઉજેણિમાંહ,શીગ્ર કરોલખ્યું પાળીએ,મારી દેહ અગની બાળીએ; હવે કરો હમારી પેર;પછે જઉ હું મારે ઘેર. દોહરા—કોપ્યો ધણી તે ગામનો,'લખ્યો પર એક હાથ સાબાશ રાય વીક્રમ તુને,સારૂ કૃત્ય એ સાથ.નથી વણસાડયુ તાહરૂ. નથી વાચાનો લોપ;પુઠે નિંદા કરીશઅમ ઉપર કોપ,કદાચીત ચુકયાં અમો,મુરખ છે એમ મન. તોયે તમોને ઘટે નહિ, રૂડા છો રાજન.

ચોપાઈ—પત્ર લખી આપ્યો તેહને, નવ બોલ્યો તેનિ દેહ,લક્ષબુદ્ધી મોકલ્યો છે જ્યાહ, શું નીપન્યું તે ગામ ત્યાંહ; આપી પત્ર તે ઉભો રહયો; વાંચી ઉતર તેણે કહયો, ઓરે ભાઇ ભલે આવીઆ,આ કાગળ તે શો લાવીયા;એમાં લખ્યું તે પાળુ અમો, મ્રત્યુ પામશો તરતજ તમો; ગળુ છેદ કે ઘોળજો ઝેર ઘણુ તેજ શિપર છે વેર, પીજો તે પોતાને હાથ; સોંપશો નહી કોઈ ચાકર હાથ.વારતો ન લગાડવી વડી દેજો ઝેર એને આ ઘડી; માટે જેર ઘોળું જું અમો કરો સાધન ને રહો તમો.એવો બોલ રૂદેમાં વેસ્યો, લક્ષબુદ્ધી હેતેથી હસ્યો.કરમ અડાડે પોતે હાથ,તે બોલ્યો લક્ષબુધી સાથ; હસુ આવે છે સુખે કહીએ,મોત ભાગો તું શાનો બીએ,હાથ અડાડયો આપે કરમ, મારા સમ તે કહોવે મરમ; લક્ષબુધી કહે નહી કહુ અમો; પીઉ જેર ઘોળજો તમો. તારા હાથનો પ્યાલો પીઉ, મોત થકી હુમાતે નહી બીહુ,મોત નથી એમાં માહરૂં, રહયુ આયુષ આવિ તાહરૂં. તમો નાહોને સાધન કરો. મારા હાથમાં પ્યાલો ધરો; કરો પુન્ય ધરમને કામ. સુપો પુત્ર વહાલાને ગામ, રૂડુ જાણો ચેતાવું

અમો, પીશુ અમોને મરસો તમો, માટે હાથ અડાડયો કરમ, તે મુજ પાસે કરાવો ધરમ કર ઉતાવળ લાગે વાર, તેમ તેમ પેલાને પડીઓ ભાવ, ખોટી કરે ન બને માહારે,પીઉ જેર હાથે તાહરે,દુખ કેરા શાગરમાં પડયો,લાગી પાગ એકાંતે અડયો કાલાવાલા કીધા ઘણા, સંદેહ ભાગ્યા મનડા તણા, તમો પાયોને મરિએ અમો, એ અચરત કહો ભાઈ તમો;બીજાનો પાયો નવ પીઉ, તુને લખ્યું તે કારણ કીયું ઇ-શ્વર આણુથી સાચુ કહો ગમે તો વાસ અમારે રહો; લક્ષબુધી કહે વીવેક, મુજમાં વીદ્યા મોટી એક. ગુરૂ કામરૂ દેસે આપ;પામ્યો વીદયા દે વીપ્ર તાપ,જે મુજને ઠારે તે ઠરે,જે મુજને મારે તે મરે,કપટ મુજ સાથે નવ અડે વિખ મુજને દે તેને ચઢે ને રાજા આગળ ભાખીયો મુજને તો ચાકર રાખીયો કાંઇક તુજશું દીસે વેર, તારે હાથે પીવરાકું ઝેર, મારનારા હોય તો રાજા પાય; કોણ જોરાવર કરશે નાય, માટે તારે હાથે પાઓ, સ્વરગ લોકમાં સેજે જાઓ;ખોટી એમને નવ કીજીએ,લાવ જેર પ્યાલો દીજીયે. નીસ્ચે માનિ તેણે વાત, જોખમ ઉપજે મારી જાત, એહ કામ હું નવ કરૂં, નવ ખુટે શા માટે મરૂં. લખ્યો કાગળ આપ્યો હાથ. સંદેશો કહાવ્યો એ સાથ. માટા રાજા પ્રથ્વી પતી; નીરમળ છે તમારી મતી, અમ ઉપર એવડ્ડ કેમ જોર. અમે રાયના છઇએ ચોર; અપરાધ અમારો અતિશે આંક, ક્ષમા કરવો ઘટે છે વાંક. શા માટે મારો કપટે કરી, કહો તો મુસ્તક. આપું ભરી; અમો તો તમારા દાસ, કેમ મોકલો મારી પાસ. રણે કરો હવે એવું કામ; અમો ચાકર તમારે નામ; એમ કહી બોલાવ્યો તેહ, શીરપાવ ઉપર સારો દેહ. કરોડબુદ્ધ ગયો જેટલે,સુંપ્યો હાથ કાગળ તેટલે;સભા ભરી તે ગામની,ચીઠી વીક્રમ કેરા નામની વાંચી તેહ ચ-ડાવિ શીશ, સહે સાંભળતાં તેને દીશ;ભાઇ તારૂં મુસ્તક કાપવું રૂધીર ભોગ ધર-તીને આપવું; ભલા અક્ષર માંહે ભેદજો, શીર સભા મધે છેદજો;માટે તે કરીયે કામ સંભાર એક ઘડી તું રામ.રૂડો પુડો દિસે ઘણો,શો એ વાંક એ ડો તુજ તણો;આ-વ્યો કાગળ તું આપવા. મોકલ્યો છે માથું કાપવા, કર સાધન દેહનું તુ આપ,એમાં નહી અમારે પાપ;કરોડ બુદ્ધી તો કરે કલોલ મરડેમુધ તરતી બે તોલ.નથી નાહાવુ નથી કહેવું રામ, શીઘ્ર તમારૂ કામ; નહાતાં પાળે તારો વહેવાર. પુરણ ભાગ્ય મોટું માહરૂં, પામો સભા મંદીર તાહરૂં એ અવતાર ઓયીગલ થાઉ,સ્વરગ લોક-માં સેહેજે જાઉ; પરદુખભંજન જાણી માગીયું,તેણે દુખ મારૂં ભાગીયું,પુરી મારા મનની આશા, મને મોકલ્યો તમારી પાસ, અવેર ઘડી એક થાય છે, પલક લાખ પાંચ જાય છે. ઇશ્વર તારૂ રૂડું કરે,જો તું ખડગ મારે શીર ધરે;જીવ જે વેળા મારો જશે, તેને પુન્ય જગતનું થશે, પળ માત્ર નહી લીધે પાપ, કરો ઉતાવળ કારજ આપ; જેમ તેમ કરીને કારજ થ ય, સંદેહ સઘળો મનનો જાય.

દોહરા—સભા માંહે સંદેહ પડયો; અચરત મોટું એહ; માગે મોત હેતે કરિ,

નીરમળ વરવા નેહ. કહે છે પુન્ય થશે ઘણું પરકે નહી કાષ્ટ પાપ; પુન્ય હોય તો પોતે કરે; વીક્રમ આપે આપ, એકે વાત ન ઉકલે,તેડો આપ એકાંત ઇશ્વર આણ સાચુ કહો, ભાગો મનની ભરાંત કોટી ઉપાયે કરગરે, લોક સહુકો લાખ, સાચું કહે સભા વિખે,સાની માનું શાખ.કરોડ બુધ્ધી કહે કહું,એમાં વણશે કામ કદાચ તમો મારો નહી, પછી જડે નહી ઠામ.

ચોપાઇ—સમ દીધા તે માટે કહું, નહિતર મનમા રાખી રહું: તે પેહેલા ભવનો દેવ, કરતો નીત સદા શીવાની શેવ. પુજા કરતે ચુકી ગયો, શ્રાપ મારે માથે થયો, માનવ થઇ પૃથ્વીમા પડયો. ઘણા દિવસ રણમાં રડવડયો. કોઇક છેદશે તારૂં શીશ, ત્યારે આવતું ચરણે ઇશ; ઘણા દીવસ રણમાં રડવડયો, મનુશ અવતાર થકી છુટશો; સુખસાગર ઘણું લુટશો. તારૂ રૂધીર વચનીમઃ અડે. આ વ્રષ્ટી તે ઠામે પડે; બાર વરશ ના વરશે મેહ, દેહવટ જાયે તેનો દેહ. પણ મારયા તેતો નવ મરે કોપ ઇંદ્રિ તો ઉપર કરે. એ વરદાન ઇશ્વરે કહયો, શ્રાપ થકી પ્રથ્વી માં થયો જાતી સમજણ મુજ હોય,વાંકવીના નવમરે કોય;દાણો પાણી ઉજેણ બા ણીયો દુખભંજન રાજા જાણીયો.અરજ કરી રાજાને અમો,કહે આપુ હું માગો તમો ત્યારે મેં માગ્યુ તે દીશ;રાજા છેદ તું તારૂ શીશ.ત્યારે એને અચરત થયું, સમ દીધા મેં કારણ કહયું;ત્યારે એને ચિંતા ચડે, અનાવ્રષ્ટિ ઉજેણી પડે. જે માગુ તે નાપે કેમ, જે વાતના ખાધા સમ; માટે મુજને દીધી આશ, મોકલ્યો મારવા તારિ પાસ. શીશ સભા મધ કાધીએ, મુજને એ માગ્યું આપીએ,મારો જીવતો સ્વરગે જશે, તેનુ પુન્ય તો તુજને થશે, ખોટી નાકર તું ભાઈ મુને, પ્રણમી પાગ લાગુછું તુને. વાત વરત સરવે બુઝીઆ, થરથર તે રાજા ધ્રુજીઆ; એનુ રૂધિર અવનીએ અડે, અનાવ્રષ્ટી આ દેશે પડે,કરોડ ઉપાય ક ામાં કામ,લખ્યો લેખ ઉજેણી ગામ.સઘળી ભોમ એતો તેમ તણી;બધી પ્રથ્વીનો તું ધણી;અંતર આંખ જુવો છો મુને, મહારાજા ઘટે નહિ તુને. એતો લક્ષણ નહી સાહરાં ગામ ઉદવસ્ત કરો માહરાં; એતો બચારોરૂડો થયો, કસમખાધા તેતો કહયો. અમો રાય તમારે નામ, રખે કરો તમે તેવાં કામ શરપાવ કરોડ બુધીને દીધ, સુંપ્યો કાગળ વિદાય કીધ, ચાર ભાગથી ચારે આવીયા, પ્રતી ઉતર પાછો લાવિયા. મળ્યા ચઉટે એકઠા ચાર, રાયને કરયા જઈ જુહાર; કુનસ ચારે કરિ ચુકીયા. મુખ આગળ કાગળ મુકીઆ; પ્રતી ઉત્તર ચારેના વસ્યા, હેન ધરીને રાજા હસ્યા. ચતુર ચાકર ચારે માહરા,પુરૂ મનેરથ હું તાહરા;મનનુ માગ્યુ આપુ અમો, સાચાં નામ તમારાં તમો; તમ ઉપર મુજને નેહ ઘણો,સંદેહ ભાગે મનડા તણો;ચતુર શિરોમણ ચારે ભ્રાત,તે સઉ સાચી કહો વાત, પ્રથમ ગામમાં આવ્યા તમો, તે દાડે દીઠાતા અમો; વણીક જાત કાળજીનો કહયો, પછે કારણ ઘેટાનો લહયો.જોયો અરજણ કેરો અંશ,વખાણ્યો અમારો વંશ;અદ્રષ્ટ

વિદ્યાથી મેં લહયું,કારણુ તમને નોતુ કહયું;મેં જાણ્યાતા જુઠા જન મનાવ્યું આજ મારૂં મન;નથી ચાકરી આવ્યા તમો, અક્કલ થકી દેખીએ અમો.શા કામે આવ્યા તા આપ.જુઠુ બોલે બ્રહ્મહત્યા પાપ;ચાર જણે જોડયા છે હાથ, શાચુ ગોલ્યા સ્વામી સાથ; ખરી નીશા રાજાની થઈ,પુરવ વાત માંડીને કહી.આવ્યો છું કહેવા અંકોર; અમ ચારમાં એકજ ચોર.મારવો નહી તે પુછવી વાત ત્રીજે કાન ના જાએ ખ્યાત; માંહોમાંહે નવ જણાય,તસ્કરમાં તે નવ ગણાય, તે બાંધવ હળવો નવ પડે,તેનું તે રતનજે જડે; ત્યારે દુઃખભંજન જાણિયે,મોટાં પ્રારાક્રમ પ્રમાણીએ.વઢી લઇએ તો વાધ્રે વેર. બાંધવમાં ઉપજે બહુ ઝેર. તમ આગળ કહે શું થાય, તમથી બીજુ ધન અપાય. રતન આવે તેનું તેહ, મોટો મનમાંએ સંદેહ, માટે તમને કહેતા નથી, સાંખી રહીએ છીએ સરવથી, વણુ પુછે જો પેદા થાય, તો ઉપાય કરોજી રાય,જેમ અમારો રહેજી ભાર, ચારે ભાઇમાં ના પડે ખાર.

દોહરા—રાજા બોલ્યો રિઝમાં સાંભળો ચારે ભરાંત;પુછયા વીણ પેદા થશે,તોજ કરિશું વાત અહીં રહો આનંદમાં, કરો ચાકરિ અરથ; ખાઓ પીઓ ખુબી કયો, લ્યો ઘણેરા ગરથ.ચોપાઇ—વિસરે પડી તે વાત, એક દિવસ બેઠા છે રાત;એકાદશીનું હતું વરત, જાગરણ બેઠા તરત. ચાર ચતુર અકલ આંચમાં પાસે બેર રાજા પાંચ-ાં બાઈ વાત નવી કહો મુખે,રાત આપણુ જાએ સુખે એતો ચારે ચરણે નમ્યા,વણા બોલ રાજાને ગમ્યા, અમો જાતરા જાઊછું રાંક,વાત કરતાં વાચે આક;માટે રાય. સમરથ ધણી તેના ઘરમાંય.રાજરીદ્ધ ઘણિ ઘરસુત્ર ચાર પ્રતાપિક પ્રૌઢા પુત્ર તે પિતાને જાણે દેવ,સારિ પેઠે કરે છે શેવ; કો દહાડો કરે નાહ કોપ, વચન પીતાનું ન કરે લોપ;પીતાએ આપવા માંડયું રાજ પુત્ર કહે નહિ આવે કાજ ચરણપ્રત લઇ મુસ્તક ધરૂં, રાજ તણું સુખ તો નહી કરૂં. એહ વચન કહયુ છે આપ. ત્યારે બુદ્ધ વીચારિ બાપ;જોઊં ચારમાં ડાહયો કિયો;ઘર રાખે તેવો છે કીયો,સમજીને કરશે જે કામ, તે ડાહયા થઇ રહેશે ગામ, સમજી જે કરે વેપાર. સાખ વધે શરવેમાં સાર. ઘેલચંદ થઇ ઘર થઇ ઘર ખુએ વનું પારખું રાજા જુવે;પાસે બેસારયા ચારે ભરાત,કહ્યું પીતાએ વારૂ વાત, જોઊં મુરખ કે ડાહરા, સારા નરળા સુત માહરા; એકને આપા તરૂવાર, જા તું તારિ માને માર, બીજાને તો હુકમ દીયો ઝેર તણો આ પ્યાલો પીઓ. ત્રીજાને આપી એક જાગ. જાઓ ચળેલનાં મહેલો આગ એક એક ઉપાડી લ્યો કામ, જેને મન હોએ જે હોય,ચીંતામુર તે ચાર ભરાય, ભારે કામ તેતો કેમ થાય વચન જાય જીવતાં તુજ તણું, તેતો પાપ શીર લાગે ઘણું, ઉપાય કરવો તેનો કશો વીવેક વચન તેને દીલ વશો પીતા તણુ જો વચનજ જાય.ત્રણ લોક તો પ્રલે થાય; પીતા વચન પાળીશું આપ, એથી નહીં બેસે કાંઇ પાપ. વડે કામ કરયું છે શીઘ્ર, પ્રથમ ઝેરનો પ્યાલો લીધ મારો પ્રાણ જશે જેટલે, દેહ પાપ નહિ તેટલે,

બીજો કહે મારો તો સહેલ,બાળા મુકુ મારો મહેલ;રજી ખાઇશું દુઃખે અંન નાંખી છાદને વશશુ વન, ત્રીજો કહે મારીશુ માત, કરૂં પેટ પાળીની ઘાત,ફરશુરામે કરયું તું જેહ,મારે વચનપાળવુ તેહ નાનોકહે હુ લઉ રતન,નાંખુ જળમાંકરી જતન;રતન ચારતે લઉ ગયો વીચાર આમ મનડામાં થયો.જેર ના પીએ ત્યારે ના મરે,ત્યાંરેરીશ પીતાજી કરે, મેહેલના બળે તો જાણે તાત, તો પીતાજી કરશે ઘાત માને ન મારે જીવતી રહે, તેને પીતાજી જુઠો કહે, રતન ચાર પાસે રાખીએ, બાપ આગળ જઇને ભાખીએ, કેહેશું જઈ નાખ્યા જળ માંહ, કોણ શાખ પુરે તે ત્યાંહ; ત્રણે કામ દીધા તે કરયાં, ચોથે રતન ગાંઠડીએ ધરયાં, જેરનો પ્યાલો પીધો જેટલે; યોવનવંત થયો તેટલે;કનક સરીખી કાયા થઇ જર રૂપની વ્યાધી ગઇ શુભ થયો તેનો સંયોગ,દેહ વ્યાપે તેને રોગ બીજો મેહેલ બાળે જેટલે,કૌતક એક થયું તેટલે. બળે મોભ ને ધરતી ધણિ, ભરી પાટડે લક્ષમી ઘણી; માલ અનંગળ અપરંપાર, ઢગલો થઇ રહયો તે ઠાર.તે મેહેલ માંહિ જે કોવશે,યક્ષ દુખ દે કાયા કસે;તે ઠેકાણે લાગી આગ.તેણે ખોળી બીજી જાગ. ટુંટી પાટડા હેઠે પડયો,ગરથ અનંગળ જુગતે જડયો ત્રીજો પાસે આવિયો, જે માને પોતે ધાવીયો, તે માતાને બહુ ભોગ, ઊંદર ઉદરી કેરા રોગ;પાળી પેટ મારી જેટલે.ગાંઠ રોગ કાપી તેટલેછુટયો પ્રભા તે પાણી તણો;ગયો રોગ દીઠેથી ઘણો;માતા પોતાની સાજી થઇ વચન ચલ્યું ને લજ્યા રહી જેણે રતન રાખ્યાતાં પાસ, તે ગયો વેપારી વાસ; આ અમુલક જુટતે જોડ. એકનું મુલ કેટલાએક કોડ. વેપાર એ માલજ કશો, કયમ હાથ અડાડી હસ્યો;એહ નંગન આવે કામ, એકે મુલે બાર બદામ. કાચ તણા ઓપાવી કરયા, ઠગ વીધા છે કોડે ભરયા, હઇડા માંહે બળી તે રહયો, કારણ કો આગળ ના કહયો. ચોર નીમા કયાં પગલાં જુવે,કોઠીમાં મહો ઘાલી રૂવે;પીતાએ સરવેજાણીયો જુઠો પુત્ર તથો પ્રાણીયો વીકરમ શેન તો વાતજ કહે, ચારે બેઠા લક્ષણ લહે; શરખાં કામ ચારેને દીયો, એ ચારેમાં રૂડો કીયો. જેને મન જાણે જે આપ, તેને શિર બ્રહ્મહત્યા પાપ; સાચી વાત કહેતાં કાંબયો, રૂઠો ભુંડો કુડે. કીઝો.

દોહરા—સતબુદ્ધી કહે હુ કહુ, ડાહ્યા કેરી વચન, સરવથી ડાહ્યા જાણજો; જેણે લીધાં રતન, ખોટાં પડયાં, તો શું કરે, શી આવી ત્યાં ખોડ;પરથમ નાખી પાધરી, ચતુરાનિ હોડ. પ્યાલો પીધો જેણે, મરી જાત તે તરત; આગળથીનો તું જાણીયું; એમા છે અમરત.બીજે બાળ્યું બારણું,ન્હોતો જાણયો માલ;ભાગ્યે તે સવળું થયુ પરથમ મોટા થાલ. તોળી જુઓ ત્રીજે કહયું,મારી નાખત માત, આવરદાંથી ઉગ-રી હત્યા શીર થાત, દોશ નહી તેમાં કશો, હોતી મોટી હાસ; ભાગ્ય થકી સવળું થયું,પણ તાકીતી વાણ.સહસ્ર બુદ્ધિ કહે સાંભળો, એ વાત તો સહેલ; દવ ડાહયો દસ માહરે, જેણે બાળયા મેહેલ પાપ તો કરવું નવ પડયું, જીવ ઉગારયો આપ,

એને ડાહયો હું કહુ. જેને શીર નહી પાપ. લક્ષબુદ્ધિ કહે મેં લહયું, જેણે મારી બાત; તે ડાહયો મન માહરે, કરી અચાનક ઘાત નારી વાલી નાવને, બીજાને નહી અન્ય; ભરથાર ભુંડું કરે નહી.એમ વીચારયું મન; દ્રઢ વીસ્વાશ પોતા તણો.નારા યણપર નેહ; લક્ષવંતા લધુત્તરાં, મારે દીલતો તેહ.કહયુ કરોડ તે બુદ્ધિયે પ્રીછી મેતો પેર; સહુથી ડાહયો તે ખરો જેણે પીધું ઝેર, રાજા મન રીઝયો ઘણું, વારૂ સાંભળી વાત; ભોજન કીધાં ભાવતાં,અરૂણ ઉગ્યો પ્રભાત.ચેત્યો રાજા ચીતમાં, અંતર માંહે આશ,રતન રહયુ છે એહનું સતબુદ્ધિના પાસ;માગવું નહી પૃછવું નહી માર નહી ગાળ, નહી કોને જણાવવું નવ ચડાવવિ આળ,જણ બીજો જાણે નહી, સોંપણુ નહી કો સાથ; એક ઉપાય કરયા વિના,હેને લેવું હાથ ગુણકા એક છે વર તણી, રામા રૂપનું ધામ, સમજાવિ તેને કહ્યુ કરો કહ્યું તે કામ. ઓળખાવ્યો આગળ થકી.સતબુદ્ધિ સુજાણ;રતન કરયુ છે એકને પ્રીછજો તે પરમાણ પાછું લેવું પુછયા વિના, આપે આપથી મન; આંખ ચોળી આપે રહે, અવર ન જાણે અન્ય સત સલામ સેજે કરિ, કરૂં કહો તે કાજ;રતન છોડાવું છેતરી લાપું નહી હું લાજ.

ચોપાઈ—મારગ્ગ ચાર તણે છે જ્યાંહ, નાખીચક બેઠી ઘર માંહ તે પણ રાજા કેરો મેહેલ. તે આગળ શોભા સઉ સેહેલ,જળહળ જોતા જડયા શુભ મણિ,શોભા ગોખ તણી છે ઘણી;ખાસ મેહેલ આકાશે અડયા,કઉસ્તુભ મણી જે બાને જડયા; ઇંદ્રપુરી આકારે જાગ્ય,નીરખે મેહેલ તણું જે ભાગ્ય પડદો નાખી બેઠી ત્યાંહ નર નિરખી શકે જ્યાંહ; નિતે ચાર સલામે જાય. મારગ મેહેલ તળેથી થાય. સતબુદ્ધિ આવ્યો જેટલે,કરયો પડદો ઉંચો તેટલે.જેમ વીજળી આકાશે થાય;કંચન સરખી દીઠી કાય. મોહ પામ્યો આકળો થયો. લાલચ લાગી તે લક્ષણ લહયો, તરત કરકો કિધા બાણ, મારયું કામનુ કોટીક બાણ, પડદો નાંખ્યો પાછો વળી. દહાડ ઘણેરી એની ગળી,ખરોપરોનેપાછોજાય.પાણિ અન્ન મોહોડેનખાય; થયો દુબળો ડાહપણુ દેહ, નારી.સાથ વળુ ઘો તેહ નિતઉઠી પ્રભાતે જાય,દરશાન એહ વરાંતે થાય, વિત્યા છે દીન સેહેજમાં સાત,વનિતા સાથે કાહાવિ વાત,મારી રાણિ દેછે માન,પ્રીતે તમને આપ્યાં પાન;છુરકી નાંખી નારી નેહ,પરવશ થયો ડાપણુનો દેહ. ઘણો ગરજુ દીઠો જ્યાહરે,તે રાતે તેડયો તાહરે;દાશી સાથે તેડયો દેડીએ,મારગથી ચડયો મેડીએ.દીઠું રંભાસરખુ રૂપ, અધીક તેજ ને અકલ અનુપ; મોટમ કિધી દીધાં માન;પ્રીત ઘણેથી આપ્યાં પાન. તમો દીઠા છો જેણે દન, તે દહાડાનું માન્યુ શું કરીએ જે રાજા બાપ,અદકી બુદ્ધ ચાલે કેમ આપ;આજ લાગ પડયો છે ઘણો.ત્યારે મેળાપ થયોતમ તણો.વળી મેળાપ કયારે થશે.વળી લખ્યું ઇશ્વરનું હશે લે ઘડી એક લાખેણો લહો ફરી નપામ્યા બીજે દાહાડો;બેઠાં સત પરઠીને પેર,દિપક ગયો એટાણાં ઘેર.થયું તરત અંધારૂ ઘોર ચતુર થયા આપણે બે ચોર; દીપક વીના તે ડાહાપણુ કહ્યુ, હેત ઙઇ

હાથી હથું, મુખ જોયા વિના મહીમાય, પદમણિતો પ્રસન્ન ના થાય; પાસે નહિકો માનવ વરત, જે દિપક લઈ આવે તરત. કામનિ કહે કરો એક કાજ, એવી વાત ન થાએ આજ; વળિ લખ્યું હશે જાહરે, ફરિ તમે મળો તાહરે, સત બુદ્ધિ કહે સુણ સુજાણ, વનિતા શી જુઠી કહે વાણ; તમ સરખાં ત્યાં શી છે મણા, તમે ઉભાં ત્યાં દીપક ઘણા, ઈશ્વર આપ મેળવ્યો છે મળ, ખરી રીતે ખેલીશું ખેલ; રાખ્યુ તું કેહેદ કંદોરે જતન, રિઝીને કાઢયું તેહ રતન સાત દીપકનું તેમાં તેજ, દીઠે પામી રાણિ હેજ; પલંગ પાઈએ મુકયું ચોગ, કરયો ભામનિ ભાવે ભોગ; શા બાશ શાબાશ કહે તે સાથ, લીધું રતન પોતાને હાથ; વાળી મુઠડિ જુકિતએ જોર. તરત થયું અંધારૂ ઘોર, તજી સજ્યા બેઠા બારીએ, તે નરને વાહયા નારીએ; ઘડિએક મારયા ફાંફાં ફોક, હવે રહું તો દેખે લોક. ઝાલો મુજને કો આ દિશ, તસ્કર જાની છેદે શીશ, અથડાવ્યો અદકું અડવડયો, પાંચ પગથીયેથી તે પડયો, ભાગ્યું શીશ દડવડિયો દેહ, પાછું જોવાને ન રહયો તેહ; આહયાં થકી ઉગરિયો આજ. પહોત્યાં કોડ થયું મુજ કાજ. ભામનીથી ઉતરીયો ભાવ.તરફડી તેને આવ્યો તાવ, રતન તો ચીતે નવ રહ્યું, જીવવું પોતાને ભારે પડયું. પુરણ પુન્યતેની તો હેર, ઘણા ભામથી આવ્યો ઘેર, ત્રણ ભાઈએ પુછી વાત ક્યાંહા ખોટી થયા તો ભ્રાત, ચઉટે ચાંદન ખેડાં રમે, તે સહુકો રશીયાને ગમે; વિર પ્રત્યે એવિ કહિ વાત પોહોડયા એકઠા ચારે ભ્રાત. કઠામ ખાધો કોને કહે,રાજા દંડયો તે કયાંહાંરહે; તસ્કરમાં કયમ રાજા રૂવે, નાગો માણસ તે શું ખુવે.

દોહરા—કુવો કેરી છાંયડી, કુવા માંહ સમાય, મનોરથ નીરધન તણા, આહે વેહે જાય, કો આગળ નવ કહી સકયો, કોને ન દીધો દોષ, લખ્યા લેખ છુટે નહી બેશી શું જુવે જોશ. પુછવું કોને નવ પડયું સમ નવ દેવા સાથ; બીજાએ જાણ્યું નહી, રતન રાયને હાથ કિંમત મુલ કરાવિયું, એહ અમુલખ જોડ, ટકા હેમ ટંકશાળના, પુલા પંચાવન કરોડ; રાયે પાસે રાખીયું, વીત્યા છે કંઈક દન,મહીપતે મન વિચારીયું, જોઈ ચારેના મન, ચંડાળ ચોર કે જારછે, કેશુભશીરોમણ શાહ; પુરણ પરીક્ષા હું કરૂં, રતન આપું કે રાહ.

ચોપાઈ—એક દીવસ તે ચારે જણા, કહયા બોલ રાજાને ઘણા; કરો વિદાય અમને જો આજ, તો કરોડપ્રકારે કરયું છે કાજ.જઈયે અમે અમારે વતન,રીઝયા પામ્યા લાખ રતન; રાજા કહે રહો એક માસ,ઈશ્વર સઉની પુરે આશ, બાંધો માં ઝાઝી બાકરી. જે કહું તે કરો ચાકરી, ખરા થશો તો દામજદેશ ખેટે રતનમણિ લુંટી લેશ. રૂડા છે એ રાજદરબાર, વિશ્વ જાણે પાળે વહેવાર;એમ કહીએ રાખ્યા વાસ, પ્રીતે બેસારે નીત્યે પાસ, એક દીવસ બોલ્યા માહારાજ,રહો ચોકી નીત્યેથી આજ, પોહોડુ આપ અમો એકાંત, રહો નીરભયથી નીર ભરાંત, એકેક પહોર

નિત્યે જાગજો. વારા ફરતિ મન મામજો; પોહોડયા રાય પ્રીતે આરણે રહ્યા ચાર ચોકી કારણે નિચિંતપણે નિદ્રાછે ઘણી, પહોડયા સેજ ઉજેણિ ધણી;પલંગ પાથરયો મહેક બરાસ, લક્ષ શોભાછે લીલ વીલાસ. કુસુમ તણી શોભેછે સેજ. સત સુરજ જેવાં ત્યાં તેજ;ઇંદ્રપુરી આકારે લખી પોઢયો મહીપતિ પ્રિતે સુખી. રાત પહોર થઇ જ્યાહરે, કઊતક એક થયું ત્યાહરે; ભોરંગ એક ભયાનક રૂપ, રાક્ષસ કેરૂં રૂખડ રૂપ, માહાઝેરીને માથે મણિતને કુશ હઇડામાં ઘણી, દુધ સાકર મેં પુરણ પીધ, ઘણા સ્વાદથી લહાવો લીધ રાખ્યા ફુલમેં ચાખ્યા અન ત્રસ કરયું મેં સઘળેથી મન;અમરત પાંખી તેવિ દેહ,એના રૂધિરતણોછે નેહ. રૂધીર પેટ ભરીને પીયું, એથી સુખે તે બીજું કિયું તાકતે તાકતે દહાડા જાય, તે દહાડે બન્યો છે દાય, મેડે ઉતારી કાચળી, જાતી સ્વભાવના આચળી; પાગે આવિ તે હાંકીયો,ચાતડા સાથે નવ ચુકીયો. અંતરીક્ષ ઉપર એકજ કહ્યું,ભોરંગ તે ઊપર જઇ અડયું, પુંછ ભરાવ્યું છે તે માંહ, આંટ બેચાર દીધા ત્યાંહ અધો મુખ થયો તે આપ, સાવા માંડયો અંગુડા સાપ, ડંસે દાઢ વડે જેટલે,સતબુદ્ધિએ દીઠો તેટલે.અરે રાય મારાના ડસે, વેર ઘણો તે ઉપર વસે; ધરી ઢાલપછે તેના તળે,કાઢિ ખડગને મુકયું ગળે લાગે વાર કરતાં વાત, કીધા કડકા તેના સાત; મુકિ પલંગ તળે તે ઢાળ, જાગ્યો રાજા તેણે કાળ, ખડગ ઉઘાડું વગ્રજ લુવે, કરી મણી તે રાજા જુવે; જાગ્યા રાજા આવ્યો ખાર; ભુપતને મન પડિયો ભાર. ખોયું રતન તેખીજ્યો એહ, મારત મુજને નીસ્ચે દેહ; માટે એને પણ હું હણું, ગણુતીમાં હત્યા નવગણું, એટલે રાત લઇ એક પહોર જાગ્યો, શસ્ત્ર બુદ્ધિ તે ઠોર; હુકમ રાયમુજને દીજીયે.ફરમાવો તે કારજ કિજીયે;રાજાએ કહ્યું તે દીશ,સતબુદ્ધિનું છેદો શીશ, ફરિ વાત ન પુછોઘડિ અરજ કરો મા એકે ઘડિ. દોહરા—સહસ્રબુદ્ધિ તે સમજીયો,નાતે કેમ કહેવાય,વગર વાંકે કેમ મારીએ, તો વરાશે રાય. અરે રાય પ્રથિવપતી,સાંભળ વારૂ વાત;વાહાણે ગમે તો મારજો, પોફાટે પ્રભાત. હવણાં હણશો એહને, જો સમજો નહિ સાથ; પછે ઘણું વિમાસશો. ઘસવા પડશે હાથ તેહ તણિ કથા કહું, રીજે રાજા મન રીઝમાંહે જો રિઝશો, પછે દાઝશે તન.

ચોપાઇ—સતબુદ્ધિ રાખ્યો એકાંત, ભાગી નહી મન કેરિ ભ્રાંત સિધપુર નામો સુંદીર ગામ, નારસિંહ રાજાનું નામ, વસે એક બ્રાહ્મણ મહામતિ, પતીવ્રતા તેને ઘેર સતી. પેટ નહી પુત્રિ કે તન,ઇશ્વર ઉપર એનું મન;વિવિધ પ્રકારે કરે તે વ્રત કરે રૂડાં આચરણ તેનાં કત્ય, નરનારિ બે પવિત્ર નેટ,તોય પુત્ર ન આવે પેટ;મનમાં રાખે મોકિ માયા, વસે દેહ પોતાને દયા.આપ ઘેર એક નોળનું બચું,તરફરડતું તે આગલે વસ્યું પાશે માત નહી તે તણિ, દયા ઉપનિ મનમાં ઘણિ; રાખ્યું પાસ પોતાને ઘેર, પાય દુધ પ્રિતે શુભ પેર પોહાડે સજ્યામાં જોડ, કુંવર ઠુલ્યં પહોંચાડે

કોડ થયું મોટેરૂં તે નો બાળ; ન કરે એકે અદકી આળ, વાચા નહી મુખે તે તણી, અકલ મનુષ્ય તણિ છે ઘણી, નાં પગથી પછી નેટ; આવ્યો પુત્ર તે નારી પેટ. તરીયા તોરણ બાંધ્યાં બારણે; પુત્ર પોરાઢયા છે પારણે; આનંદ ઘણો દીવાળી દન, નોળ ઉપર માનનિનું મન. તતમન ધન જાણે તેહને, દયા ધરે અદકિ દેહને; એક દીવસ છે સુત પારણે.જુવતી ગઇ જળ કારણે સોંપી નોળને પેલો પુત્ર, તજ સારૂ એ છે ગર સુત્ર, રખે એહને રોવરાતતો, રીશ કરો રખે મારતો; બાળક ઠપકો દેશો મુને;તો હું ગાળો દેઇશજ તુને,સુંપ્યો બાળ જળ ભરવા ગઇ. વાર ઘડી બે ચારેક થઇ; ચઢયો પારણે મોટો નાગ. બાળક ડસવાને લાગ,અંગુઠે વળગે જેટલે,નોળે તે દીઠો તેટલે, અરે મારા બંધવને ખાય,એ પાપી કયાં નાશી જાય.એમ કહીને દીધિ દોટ,કરડયા પહેલી ઝાલી કોટ;મરડી કાખા કટકા સાત;એત્રી આવતી બેઠી માત. વધામણિ કારણે, આવ્યો નોળ સામો બારણે; વાચા નહી તે બોલે કેમ, સામો આવી ઉભો તેમ. મુખ લોહીયાળુ પેલે કરયું જાણ્યું માએ બાળક મરયું; દીઠું લોહીયાળુ જે મુખ, દાવાનળ થઇ લાગ્યુ દુખ, અરે પાપી તું કુડો.કાળ માયો મારો નાનો બાળ. નાખ્યું બેડુ તેની દીશ, મુઓ નોળ ચગદીયુ શીશ; ઘરમાં આવી માતા જુવે, પોઢયો બાળક પારણે રૂવે બોલ્યો બાળક આપો આપ,મુજને ખાતોતો આ સાપ ; એ નોળે મારયો આ ઠામ,નહિ તો મારૂં કરતો કામ.એમ કહિ ચેતાવિ માતા પડયા દીઠા કકડા છે સાત;કરયું કલ્પાંતને ઘશીયા હાથ,બળવા માંડયું તેનિ સાથ. જીવ કાઢવા તત્પર થઇ, શિક્ષા લોકે તેને કહી; પ્રથમ મન સમજી નહી માય, હવે હાથ ઘસવેશુ થાય, તને વિમાશણુ કરવિ પડી,જો ચેતી નહી પહેલી ઘડી;એમ સમજાવી કહે છે લોક, હવે દુઃખ કરવું તો ફોક.

દોહરા–રાય પછે વિમાસસો રાખી રૂદેમાં ધિર, અડધી રાત એવે ગઇ; જા ગયો બીજો વિર. લક્ષબુદ્ધિ છે જેહનિ,ગયો રાયનિ પાસ;કરિ સલામ ઉભો રહયો, અદકિ કિધિ આશ હુકમ હોય જે રાયનો; તે અમે કરિએ કામ; વાદે વચન ના લોપીએ, અમે તમારે નામ. રાય કહે હું તે કરો;કહાડો ખડગ આ દીશ;બેહ કરીને છેદીએ, સતબુદ્ધિનું શીશ. લક્ષ વસાએ લક્ષવરાં,એક કહું હું આજ,વહાણુ માંહે વિમાસસો શ્રી મહીપત મહારાજ. અદકો થાશે ઓરતો,દમવો પડશે દેહ, તે દ્રષ્ટાંત તમને કહું નરપત આણો નેહ.

ચોપાઇ—ધોધા પાટણ ગામ ગંભીર, નિરમળ છે અરણવનું નિર; ભુપતસંગ એક ભારે ભુપ. રાજ તેજ રૂડેરૂં રૂપ; મહા મનોહર નીરમળ મતી, રૂડિ કરમનિ રેખા રતી, લાડકવાયો તેને તન, મહીપતને મન તે તો ધન, વહાલો પ્રાણ થકી પરતાપ, અધિક લાડકો આપો આપ,ઘેલો અળાવતણુ છે ઘણું,લક્ષણ લાખ કરોડ તણું. ગયો આપ શરોવર તીર, નારિ ભરતીતી ત્યાં નિર; ઉભો રહયો

પાણીનો ઘાટ, વનીતા એક આવે છે વાટ, ભર્યું બેડું તે પાળે ચઢી;પુત્ર તણી તે દ્રષ્ટે પડી; ગલોલ હતી તેના હાથમાં; નાખી ગોળિ સહિયર સાથમા નગરશેઠ તણિ દીકરી, મદોન્મત જોબન મદ ભરી;જોબન રૂપતણું છે જોર.અહંકાર પુરમાં અંકોર છુટયો ગલોલા ત્યાંહા ગયો, ઘડો કુંવરીનો કાણો થયો, ચાલી ઘરને નીકળ્યું નીર ભીજ્યું ચંપક વરણું ચીર; તેને વકારી વખાણિ સહુ તાહરો બાપછે બળિયો.બહુ તેમ સરખાં સાખી ઘેર જવે, બીજા ગરીબની શી ગત થશે.બાળક બુદ્ધિ હતી તે બાળ દીધિ મુખ ઘણેરિ ગાળ, ભાર બોલ ભામની તે ભણી,રાંડે રઝળતા મેહેલ્યા જણી, કુંવરે સાંભળ્યુ તેણું કાન, પડયો હળલો પીપળપાન,સાથી કહે બુડયું તાહરૂઃ કહ્યુ કરે નહી માહરૂ; ગાળો ખાયે કામનિ કાજ આગળશુ કરશોજી રાજ;રીસે ભરાણો રાજકુમાર; બેડુ ફોડયું તોડયો હાર, નગરશેઠ જુગતે જાણીયુ, અદકું ઝેર આપે આણિયું; રાય સાંભળે તારૂ નામ, નહી રૂડાને રહેવાનુ કામ.લાડકવાયો સુત તાહરો, નહિ ધરમ રહેવાનો માહરો. રાજા કહે તમો રહો ગામ, મારૂ પુત્રને હું તો ઠામ; તે વાતનો કોણેજ દીધ; પાવા વાસ રહયતને દીધ;પ્રધાન પુછેછે તે પેર, જઇ ચેતાવું રાજાને ઘેર, ચેતો તો ચેતાવું હું,હવડાં ઘેરન જાઇશ તુ; તુ જાણે જે ગુનો સાંખશે, જોતામાં મારી નાંખશે, માસ છ માસ વીદેશ જાઓ,જો ચીત માંહે રૂડું ચાહો વચન સાંભળી વીવિધ વિવેક, લીધો ઘેરથી પોપટ એક.પાછેપગલે પંથે પળ્યો પ્રધાન પુત્ર મીત્રને મળ્યો; અરે બંધવ કયાં જાઓછો,આવડાં કા દુખીયાં થાઓ છો, માંડી કહિછે તેને વાત. દેશવટો દીધોછે તાત;પ્રધાનપુત્ર કહે સાથે થાઉ તુમ વીજોગ અન્ન ન ખાઉ. સુપ્યા બે બાંધવ તે સાથ હશીપોપટ બેઠો હાથ; રાત દીવસને સાંજ મારગ મેલે અપરંપાર. અઘોર વનમાં તે જઇ ચઢયા,દીશા ન સુઝી ભુલા પડયા; ઊનાળે અગનીની ઝાળ,થયા ખરા મધ્યાનજ કાળ. ન મળે કાંઇ નવાણુ ને નીર, સુકી ગયાં તે શુભ શરીર; પાણી પાણી ઝંખે ઘણું. તન તરફડે ત્રણે તણુ જાવા માંડયા પાણી વીના પ્રાણ, બંધવ પ્રત્યે બોલ્યા વાણ; વડ મહોટો હુતો ગંભીર, જઇ ઊતરીયો તેર, આયુષ મારૂ આવિ રહ્યુ,ગળુ મારૂ તો સુકાઇ ગયુ, જીવ જરૂર પણ જાયછે, પાણી પાણી ચીત ચાહાય છે; પ્રધાન કહે રાખોજી ધીર, એક ઘડીમાં લાવુ નીર.એમ કહીને ઝાડે ચઢયો,કુપ વેગળો દ્રષ્ટેપડયો; રાજા મુકયો વડલાહેઠ,ગયો પ્રધાન પાણીને નેર;રાજા ધ્યાનઇશ્વરનું ધરે,પાણીપાણીમુખથી કરે;પંચાળીનાંપુરયાંચીર;તેમ મોકલ નારાયણની,ઇંડારાખવા આવ્યો બિર, તેમના રાયણ મોકલ નીર, બાળક કાજ આપે છે ખિર, તેમ મોકલ નારાયણ નીર,શીતળ સુધન્વાનુ શરિર, તેમ મોકલ નારાયણ નીર. પાણી પાણી ઝંખે જેટલે, પડે ધારા પાણીનિ તેટલેઃ ધન્ય પ્રભુ મોટા મહારાજ, તુજવિણુ કોણ કરે આ કાજ, સાન કેરો પ્યાલો ધરયો, પલ એકમાં પુરો ભરયો; માંડી મુખ પીયે જેટલે,પોપટ ચિત ચેત્યો

તેટલે, મારિ ઝાંટ તરત તે તિર, પ્યાલો ઢોળી નાખ્યો નીર. ભુપતીએ તો કોપજ કરયો,પાછો ફ્રિને પ્યાલો ભરયો;બીજી વાર માંડે છે મુખે,પોતે પીવા કાજે સુખે. પોપટ પાંખ જોરે ઝાલીઓ,પ્યાલો કરમાંથી પાડિયો;ચડિ રાયને ઝાઝી રિસ,મરડિ નાખ્યું શીશ. ફ્રિ પ્યાલો ધરે છે જ્યાંહ, આવ્યો પ્રધાન એક પલકજ માંહ; પાયુ શીતળ નિરમળ નીર, વાતો કરવા બેઠા વિર. અરે રાય મુરખ હારિયો, શા માટે પોપટ મારિયો; કરતુક માંડિ તેને કરયું, અહીંયાં તો એક અચરત થયું.તમો ગયાં તાં ભરવા નીર, મેં સંભારયા શામ શરિર. ક્ષણુ એક એક નવ લાગી વાર, અંતરિક્ષથી ઉદ નિરધાર;પ્યાલો ભરિ પીઉ જેટલે,પોપટે.પાડયો તેટલે. એક ગુનો મેં માફ્જ કરયો બીજી વારનો પયાલો ભરયો પીવા માંડયો અમરત ઢોળીયો;તરત દેખતાં તે ઢોળીઓ.લાગી મારા ચીતમાં ચોટ,મરડી નાંખી કરાધે કોટ; એટલે તો તમો આવિયા,લખ ટકા પાણી લાવીયા.તે પીધાથી ટાઢો થયો, પ્રતી ઉતર પ્રધાને કહ્યો: એતો કારમી વાતો વીર, અંતરીક્ષથી નવ આવે નીર; એવા સત્યવાદી જે તમો,તે વાત કેમ માનુ અમો.અદકો સંદેહ મનમાં અડયો,વાળી કાછડો વડલો ચ ડયો;આટલા માંહછે એક વિવેક,સમળીનો માળોછે એક;અજગર એક લાવીછેતેહ ફોલી ખાય એની દેહ;જેર કાળજેથી નીકળ્યું;નીરતે માંહેથી ધરણી ઢળ્યું. સેહેજે અડયા શી ગત માત,પલક એકમાં સામજ જાત, જીવ્યો તું જે આપો આપ, તેતો પોપટ કો પ્રતાપ. દ્રષ્ટે દીઠું તે દ્રષ્ટાંત,ભાગી મનની ભાવે ભ્રાંત.એ શું મેં કરયું આ કામ; મારયો પોપટ કાંસુ ઠામ; પેટ પાળી મારિને મરૂં, પોપટ પાખી દેહ નહી ધરૂં, પ્રીછવિઓ પોતે પ્રધાન ઉતરયું મહીપતનું માન; પ્રથમ સમજ્યો નહી મન સાથ.હવે સીહ ઘસે છે હાથ.સાંભળરે સતવાદી રાય,વિમાશણુ કરશો મનમાંહ;પછી જાણશો તજીએ દેહ,ઉપજશે નીરમળ નેહ.

દોહરા—કરોડબુદ્ધિ કહે કહ્યું, તુને વીમાસણ વાત; હવડાં એને મારશે, ઘસવા પડશે હાથ.ચોપાઇ—ઇમદેશ તણો મહીપતી,રાણિ તેને ઘેર મહા સતી;પટરાણિનેઠામે તેહ,નરપતને મન ઝાઝો નેહ.ભામની દીઠે ભાગે ભુખ,દીઠા વિના દીલમાંહે દુઃખ; સમજાવે સોળે શણુગાર, રાણિ તે હઇડાનો હાર; વાડીરૂડી પાનજ તણી,તેની શોભા છે અતી ઘણી, વડિ રાણી વાડમાં જાય, રમે રીઝે રાણિને રાય. એક સમે બેઠા છે ત્યાંહ,પ્રિતે પાનનિ વાડિમાંહ.બેઠા છે કુવાનિ તીર, લાગી તૃષા મન સમરયું નિર, અનગળ પાણિ પીધુ આપ, તન પેઠો તંબોળ સાપ; પડયો પાન હેઠેથી નેટ,પાણિ માહેથી આવ્યો પેટ ભામાંન કેરિ જુઓભોગ,રૈ રૈ વાધ્યો દેહમાં રોગ; દહાડે દહાડે હસ્તજ ગળ્યાં,ચઢતન દેહ બધાનાં ઢળ્યાં.જેને માથે ઘોળ ંઘર ધણિકરે નઇદ નિવેડો ધણિ કંઇક ઓસડને કંઇક રામ, એકે વાત ન લાગે આમ;કરોડ રેચને,કરોડ કવાથ,એકે રોગ ન આવે હાથ;કરોડ ભુવાને ઉતાર, એકે વાતનિ પીછી

પાર કહી કહીક કલ્પના સારયા અરય. ઘણે કરીને ખરચ્યો અરથ, રાણિ કહે રાજા સાંભળો; મેહેલી દે મનનો આંબલો, વીંછી લક્ષને વેદના થાન છે, જીવડા વણુ મોતે જાય છે,માટે મુજને ઝેરજ પાઓ મુજને કાશી લઇ જાઓ.જળ સાહી કરી ત્યાં મરૂ ભારે દુખ હઇડે કેમ ધરૂં. કરોડવાર શું કહીએ કથી, વેદનાએ રહેવાતું નથી વચન આપ્યું રાજાએ હાથ, હું પણ આવું તારી સાથ;તુજ વિના જીવી શું કરૂં, જળસાઇ કરી હું મરૂં માયા મમતા કીધિ તાજ, સોંપ્યું પુત્રને રૂડુ રાજ; પ્રધાન મુકયો વાશીએ, કાઢી સંઘ ચાલ્યા કાશીએ,ફરે ડેરો દીનને રાત. બાંધે દેશ કરે છે વાત;રાણી ને સાજી કરે, અર્ધરાજ મારૂ મન ધરે અલખત આપણી બીજી ઘણિ, પુત્રિ પરણાવું પેટજ તણિ; અનેક એવા હેતુ હોય, તેનું દુઃખના જાણે કોય. રાણી દુઃખજ માટ, લીધિ કાવિ કોરી વાટ; પ્રૌઢ દિન પંથે પરવરયા વન માંહે ઉતારા કરયા,ઘણો વડ મોટો ગંભીર.તાણ્યો દેહેરો તેને તીર;આગળ પાછળ ચોકી ઘણી, ડેરામાં ધણીયાણી ધણી. કહે માંહો માંહે વાત, એમ કરતા થયો પ્રભાત; શેહેજે પહોડી છે નાર, ભુમી સુતો છે ભરથાર, નરનારીને ઝાઝો નેહ,ભરનિદ્રા થાય છે બેય;છામા ક્ષણું એક પામી સુખ. વિકાશી માનુની કેરૂં મુખ તે વડ ઉપર મણીધર હોય,તેનો પાર ન પ્રાછે કોય. જ્ઞાન તેહના મનમાં ઘણુ, દુખ જાણ્યું તે નારી તણું. વડ વાએ હેટે ઉતરયો,મિત ધરી પોતે પરવરયો; તેને તબોળીઓ આવ્યો છે ત્યાંહ, પેલી રાણિના મુખ માંહ મણીધર તો પગલે ચઢયો,તેને તંબોળીઓ દ્રષ્ટે પડયો;મણીધર કહે સાંભળરે મુઢ;દેછે રાણીને બહુ દુખ, રાણિ ઉપર મરસે રાય, બે હત્યા તેને શિર થાય; મારે નીકળિ જુગતે જાય.પાન વાડીમાં સુખીયો થાય,કહયું અમારૂ જો નહી કરો, ઉપાય કરિશું તેને મરો; પેલો કહે ન જાઉં હું, જખ મારે મણિધર તું તારૂ ચાલે તે કર આજ, જો કાંઇ થયું હોયે તુજ કાજ; કરિ ડુંકારા નરપટ નેટ, પાછો જઇને પેઠો પેટ.મણીધરે વિચારયુ મન,મરશે રાણીને રાજન; ઉગારૂ એ બેના પ્રાણે એમ વીચારી મનમાં વાણ. સજયા ઉપર ચઢયો સુખે, મુકયો ગલ રાણીના મુખે;મારૂ ઝેર ઉદરમાં જશે. એ રાણિતો સાજી થશે.એમ કહિને વળે જેટલે; રાજા તરત જાગ્યો એટલે,ઉઠયો હાંકીઆપો આપ,દિઠો ઓશીકે મણિધર સાપ;મારયો કો જોઇને લાગ, કરયા નાગ તણા બેભાગ; તે વિખધરને વાચા થઇ, વાત એક રાજાને કહિ, મુજને મારયો તે માઠુ કરયું, મેંતો રાણિનું દુઃખજ હરયું; પ્રાતઃકાળે વહાણું થશે, રોગ તારી રાણિનો જશે.જો ગુણ દેખો તો ભાખજો.મારા અસ્તગંગ નાંખજો; એવો અવાજ અચાનક હવો, તરત મણિધર તરફડી મુઓ. લાગ્યો રેચ નારીને નેટ,પ્રેમદા સુખ પામી પેટ; સાજી તાજી રાણિ થઇ, અંગો અંગથી વ્યાધી થઇ.દુઃખ પામ્યો તે રાજા આપ.ફોગટ મે મારયો તે સાપ; ઘસે હાથને ધુણે શિશ, એ શું કીધું શ્રી જુગદીશ; પાળી મારવા માંડી પેટ. સહુ વારે નરપતીને નેટ,હવે-

અર્થ નવ આવે કશું, પ્રથમ માડુ દલમાં વસ્યું, લીધું સર્પનું સાથે અંગ, પધરાણુ ગુણુવંતિ ગંગ. તેની મીત્ય લુંટાવ્યો ગરથ, તેહ થકી સરયો સઉઅરથ. કરી જાત્રા ને આવ્યો ઘેર, પાળી પ્રજા રૂડિપેર; જીવ્યો ત્યારે વીમાશણુ કરી, ઘડિ એક બેઠા નહિ ઠરી. દેખે રાણિને જ્યાહરે, સાંભરે સર્વ મનમાં ત્યાહરે; તે વેળામુકે નિસ્વાશ પણુ તેનિ કેમ પોહોંચે આશ, ઘણુા દીવસ વસીયાછે હાથ, કરોડબુદ્ધિ કહેરાજા સાથ કહી વાત આપ્ણી મન વહાલ, પ્રગટયો એવે પ્રાતકાળ. વિક્રમરાય બેઠા બારણે, હાતણુ પાણિને કારણે; નારાયણુ તણો જે નુર, પુન્ય પરમારથ કેરો પુર અભિનવો આપે છે કરણુ. અશરણુ કરે શામ દરશણુ; મોટા જન સહુ મજરો કરે, રાજા વીઘ્નજાય કના હરે, રામ સાંભળે રાજા કરણુ, પાસે ઉભાછે ત્રણુ જણુ; સલામ કરી ઉભા જ્યા હરે, સામું જોયું રાયે ત્યારે હુકમ રાવળો સાથે ધરૂં. જેવો કહો તે કારજ કરૂં હું શેવક છું તાહરો, રખે અવગુણુ કરો માહરો.

દોહરા—રાજા બોહલ્યો રીશમાં, રવી ઉગમતે દિશ; રજુ કરે ત્રણે મળી, સત બુદ્ધિનું શીસ, તે ઉગારયો ત્રણુ જાણે, કરી વાત વીવેક; કહેતા તા જે વિમાશશો, તે દેખાડયો એક. અકેક ઘા ત્રણે કરો, અજર કરો માં આપ, ના હતો દેખાડો પારખું; જો ગુણુતા હો પાપ. સમશેર સતબુદ્ધિ તણિ, પડી હેઠ પલંગ આપો અધિપતીઆપ તે, તો રહે રૂડો રંગ, રાજા ઉઠયો રીશમાં, આવ્યો પલંગની પાસ, ઢાલમાં કડકા સહી, મુકયો મન નીશ્વાસ. અહીંયા કયાંથી આવિયા નહી રહયાની જાગ; સતબુદ્ધિ સેજે હતો, તેતો મારૂં ભાગ્ય. અધિપતી ચડયો અટારીએ, વિખાણુ કરતો પ્રષ્ટ, ઉતારીતી કાંચળી, તેતો દીઠી દષ્ટ. આનંદ પામ્યો અતીઘણું, જોતા આવ્યો જેમ; કટે વીટીઓ કટકટો, તેતો દીઠો તેમ, સતબુદ્ધિ સમીપે તેડીયો, મળ્યો મહિપતને માન; સણુગાર સુપ્યાં સઉ અંગના પ્રીતે ઉપર પાન. તોલે નહિકે તુજસમો, મારા મનનો મીત્ર; ચારે ચતુર મેં જાણિયા; પુરણુ પરમ પવિત્ર, માગો કાંઇક સુજકને, જે મન ઇચ્છા હોય; તેહ વચન ચુકું નહિ. ખેદમાં કરશો કોય, આપી શકો તો આપજો, વારૂ કરૂ વચન; અમારૂ અમ પાસથી, રૂડુ જેહ રતન. અરથ ન આવે અમીનતું, તારા ઘરનો માલ રાજી થઇએ રત્નથી, ખરો અમારો ખ્યાલ. દુખભંજન દાતાવડો, વીખાણુકરે દક્ષ લોક, આશા પુરી અમતણી, કય બહુ બાકી ફોક. બુદ્ધિવંત બળીયા અમો. કરૂં ચીંતવ્યા કાજ; ટાંગ તળે કાઢો તમો રત્ન આપ્યાથી આજ. વીદાય કરો નહિતો મુને; ઢીલ કરો શા માટ, કરિ ઘણેરિ ચાકરી, તેનિ ઉઠિ વાટ. ઠામ ગમો તો હિજીએ કરવા હું સમરથ; દુખ ભાજે દલડા તણું. છે ઘણો રત્નમાં ગરથ, દલ ડાહ્યા ઘણા અમો, કરવા ઇચ્છું કામ; તમ આગ કર જોડિયે; મુકી મનની મામ.

ચોપાઇ—રીજ્યોરાજા અતિ ઘણું, આપ્યું રતન ચારે તણું ત્રણેમાં બાવિથી ભજ્યું. એક કાંતિ એક રૂપે મળ્યું, આપ્યું હાથ નવ લાગી વાર, ચતુર પારખ્યું ડાહ્યા

આર;ધન ધન વિક્રમસેન મહારાજ, તુજ વીણુ કોણુ કરે પર કાજ; બીજા સહુ કરે છે વાત,ખાધી સુંઠને તારી માત. આશા નોતી અમને આજ, વણુ પુછે કેમ સરશે કાજ;કેમ રહેશે ચારેની ચીત, રત્ન આવશે કેવી રીત. તું દાતાર ને તુંતો દેવ, તું સાચો સદગુરૂ શેવ; તુંતો યોગી ભોગીને સીદ્ધ, તું રાજા તું પાસે રીધ. તું ભુપ ભલપણુના ભણુ,તમ આગળ ડાહ્યા તે અજાણ; સુર્ય ચંદ્ર તપે ગુમરાજ, આરોગ્ય અવિચળ રહેજો રાજ.દો આજ્ઞા તે કરીએ સીધ,રત્ન એકેક વહેંચી લીધ; હસ્તી શણુગારયા શુભ ચાર,દશ દશ આપ્યાં તજી તોખાર.કર ઘાલ્યાં સોનાનાં કડાં,શુભ શણુગાર સોના સાંકળાં;વાત્રાવસ્ત્ર વિવીધના ભોગ,સોંપ્યો સઘળો શુભ સંજોગ,શુભ પત્રે કાગળ કહાવજો,મન થયે મળવા આવજો; બીજાં રૂડાં દીઠાં રતન, વોળાવ્યા જનચાર વતન કરયાં કામ. એવા ગુણ ઘણા, પાળ્યાં લાડ તો પ્રજા તણાં; એવો રાય સતવાદી હોય, જેને દેશ દુખીયો નહીં હોય. ભોજ આગળ પુતળીએ કહ્યું. લક્ષણુ જોતામાં જે લહ્યું;પંડીત કાળીદાસ સુજાણ,લખ્યું પુરાતન તેહ પુરાણુ પરમારથ તણી એ કથા, ભેદ ચાતુરી જાણો જથા; અકલવંતને વહાલી અતી, મોટા જનની નીરમળ મતી, પુન્યવંતને વહાલું પુર,નિરમળ માણસનું છે નુર. પરમારથ જનને તો પ્રેમ, હરીભકતને હડડે હેમ; કથા ઉતમ વીક્રમ ચરીત્ર, સાંભળતાં થાય તે પવીત્ર.

દોહરા—શામળભટે શુભ કરયું,પરમારથ પવીત્ર;રામ કથા રસથી અધીકવાર વીક્રમ ચરિત્ર.કહે પુત્રી ભોજ સુણ, વીક્રમ મહીમા કરણ; એવાં પરાક્રમ જો કરો, તો ધરો સીંહાસન ચરણ,એમ કહિને પુતળી,આપે ગઇ આકાશ; એહ કથા પુરણ હવી,કહે કવી શામળદાસ.શ્રોતા વક્તા સમજતા, કહે કવીતા કરજોડ;શામળભટ કહે બોલજો, જે જે શ્રી રણુછોડ.

---

## वारता २८ मी शुकसारिकानी.

તરણી નામની અઠાવિસમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રીગણેશાય નમઃ શ્રીશારદાયેનમઃ ચોપાઇ—શ્રી ગણપતને નમુ શીશ,આરાધુ ઉમયાપત ઇશ; શ્રીસરસ્વતીના પુજું પાય, જે પ્રતાપે ગ્રંથ થાય. જીભે આવિ વાતજ કરો,સેવક જાણિ બાંહજ ધરો;સદા મન રાખો પવીત્ર, વરણવું વિક્રમ ચરિત્ર માળવ મુખ ગભ ધારા ગામ,પવીત્ર ભોજનરાજનું ધામ;ઘેર આવ્યાં એકસોનાર, જડયાં રત્ન બ્રાહ્મણે ચાર; ઓળવ્યાં રત્ન બ્રાહ્મણ પેર, વોળાવા આવ્યો બ્રાહ્મણ ઘેર.બંને જણ તે રાડે થયા, ન્યાય કરવા રાજા પાસે ગયા; અવળો ન્યાય રાજાએ કીધ,દેશવટો બ્રાહ્મણને દીધ.રમત રમતાતા ગોવાળ, કઉતક દીઠું તેણે કાળ; તેણે

ન્યાય ચુકવ્યો તે ઠાર. રત્ન સોનીએ ચોરયાં ચાર. આપી બ્રાહ્મણ વાળાવ્યો ઘેર, જાણી ભોજે એ પેર; ગોવાળીયા તો મુરખ ઘણું,સ્થાનકછે કો દેવજ તણું,ખોદાવી ભુમી રાજન,ત્યાંથી નીસરયું સિંહાશન,વિશ્વકરમાયે હાથે ઘડયું, કનકાશનને રત્ને જડયું, પાંચ પરમાર સોના સુતળીતે પાછી બત્રીસ પુતળી;રાજા આવ્યો હેતે કરિ, ઘેલી આંખ લોકોની ઠરી.ભોજન કરાવ્યું બાધું ગામ,ઓચ્છવ વરત્યા ઠામો ઠામ. વાજે તાલ મૃદંગને ચંગ, થઇ રહયો બહુ નાટારંગ,સહુ દનિ જોવા મળી પ્રધાન આદી છત્રીસ કળી;નાના મોટાં નરને નાર, જોવા ઉભા ઠારોઠાર,રાજભોજે સ્નાનજ કરયું,આશન બેસવા મનડુ ધરયું, જમણો ચરણ ધરે જેટલે, પદ્મમાસન બોલી તેટલે.રખે પાય ધરે તું પાય,આસન બેઠે સુખ નહી થાય;એ આસન છે વિક્રમ તણું,પામો પુન્ય અતીશે ઘણું. તેના જેવા પ્રાક્રમ કરે, તે નર એ આસન પગ ધરે; કહે ભોજ તે પુછુ તને, વિક્રમ મહીમા સંભળાવો મુને. સનમુખ બેઠો જોડી હાથ,બોલી પુતળી રાજા સાથ; ઘણેક દીવસે ગુણ હું ગાઉં,સહજ માત્રમાં ગંગા નહાઉં;પતીત હોય તે પાવન થાઉ.જેકોઇ સાંભળે એક ચરીત્ર,ભોજ રાજાહુંકારો ધરે,પદમાસના તે વાતો કરે.

દોહરા—વિક્રમ મહીમા સંભાળે,આણીનેમન ભાવ;ટાઢો હુનો ચોથીયો સ્વપ્ને નાવે તાવ.એકસમે વિક્રમગયા,ક્ષીપ્રાકેરે તીર,દાનપુન્ય દીધાં ઘણાં,નાયો નીર્મળ નીર,હરસીદ્ધ તણિ પુજા કરી,પુન્જ્યા ભોળો નાથ, ધુપદીપ અતી આરતી, સ્તુતી કીધી તે સાથ, આજ્ઞા માગી ઇષ્ટની, નમીને હરસીદ્ધ પુરપતી પુરમાં જવા, આપે આદર કીધ;વાટે એક કઉતક થયું,દીઠું તે વનમાંહ;એક શુક બીજી સારીકા, વઢતાં દીઠાં તાંહ.તોડે પાંખ એક એકની મારે ચાંચે ચાંચ;નેત્ર બેને આંસુ પડે,અદકી ઝાલે આંચ, એક હેઠું એક ઉપરે, પામે છે બહુ કષ્ટ; વિક્રમ આવે વાટમાં, તે તો દીઠું દ્રષ્ટ;મેના કહે પોપટ અલ્યા, તજો શઠને પેટ;ન્યાય કરાવિયે આપણે, જઇએ આપણે ઘેર.વઢીએ તે સારૂ નહી.આપણને દુઃખ થાય, સતવાદિ વીક્રમ ભલો,ચુકવશે એક ન્યાય એવું પંખી બોલીયાં,વઢતાં પીંગળ પામ;તે વિકરમ વાટે જતાં, સુણીયું પોતે કાન,સમજ્યો બોલી તેહની.થંભી ઉભે ઠાર; એટલે પંખી આવિયા, એક નરને નાર.જમણે હાથ પોપટ રહયો,ડાબી મેના જેહ;અચરત પામ્યો રાયજી, આણિ અદકો નેહ.અચરત પામ્યો સર્વ કો, દીઠી પંખી જોડ;રાજસભામાં આવીયાં ખાંત રહી નહી જોડ,સભા ભરી સીંહાસને બેઠા નરપત નાથ;ડાબાજમણિ દેખતાં પંખી બેઠા હાથ, રાજા કહે પોપટ સુણો, મેના બોલી બોલ; શા માટે વઢતાં હતાં, ખોતાંતાં નિજ તોલ;ગાળ દેતાંતાં મુખથી,તોડી પાંખ સહુ પેર;શું છું દુખ સગપણે કશું,શું વધે છે વેર.તે સાચું બોલો તમો,જે મનમાં હોય પાપ;ખેદ કરો તો તુજને બ્રહ્મહત્યાદીક પાપ. ચોપાઇ—ત્યારે મેના બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ;

બાળપણાનો પોપટ મીત્ર, મેં જાણ્યો તો છે પવિત્ર. એ અદકું કીધું હેત; જરસુત્ર સુપીયું દેહ સમેત; અદકી પ્રીત એ સાથે કરી, નહોતી ભ્રાંત મારે મન જરી.તન મન ધન એને જાણુતિ, અંતર કાંઇ નહીં આણુતી; ઇશ્વરથી અદકો છે એહ પ્રીત જેવિ બપઇયા મેહ. દુખ વેઠું મારી દેહને, ભક્ષ ચાણિ આપું એહને; જતન કરૂં એનું શરિર, સુંદર રૂડાં પાયાં નિર એની ચાકરિ કીધી સાર; તે કહેવા લાગે છે વાર ગાંઠિ છું હું અદકો ગરથ, મેં જાણ્યું આગળ આવશે અરથ, ચીંતા મારિ એથી જશે, કોઇક દીન ઓશિકલ થશે; પોપટ રહેશે દેરા માંય.માળો વડલા કેરિ છાંય તે વડ છે રૂડો ગંભીર;વહે છે જ્યાં ક્ષીપ્રાનું નિર;પેલી તીરે એનો ઠામ, બુદ્ધિ વિશારદ એનું નામ. મારો મારો આણિ તીર,વ્રક્ષ આંબાના છેગંભીર;હું પણ રહે તી તેણેઠામ સારીકા શુભકંઠિ મુજ નામ,આવ્યો મેહઅસાડિ તણો;આવ્યો પશ્ચિમથી વાયુસુણો;ઘરેડાટ કરિ ઘનઅડયો,વ્રક્ષ આંબાનો હેઠોપડયો ભાગ્યો માળો વરસેમેહ, થરથર ધુજે મારીદેહગળ્યા અંગ વાધ્ય બહુટાઢ,વાગ્યું તેણે ભાગ્યા હાડ,ગાજે ગગન વરસે વરસાદ;કાળિ અંધારી ગાજમરાત;વીચાર કરયો મેંમારેમન,પોપટથીવહાલું નહી અન્ય.એની પાસે હવડાં જાઉં,વળે ચેતના સુખણિ થાઉ.સાદ સાંભળતો તેડે માંહ.માટેમારે જુવાતાહ વિમાસણ એવીમન થઇ;તરફડતી તે માળેગઇ,ઉઘાટ પોપટ મેના હું. કેમ વાર લગાડે તું,મરૂં ટાઢે બીજુ બારણે, આવીછું હું તે કારણે, વાયુ પશ્ચિમ દેશે ચઢયો મારો માળો તુટી પડયો. માટે આવી તારી પાસ, ઉઘાડ શું કરે છે હાસ્ય, એવા સાદ કરયા દશ વિસ, આવ્યું દુખવા મારૂં શીશ. મળિયા માં હથી બોલ્યા એહ. કોપ કરિ પોતાની દેહ; જારે નહી ઉઘાડું રંડ, કરતી આવિછે પાખંડ; શું મુરખ તું જાણે તુને, હવડાં નહિ ઉઘાડુ તુને, કાલાવાલા મેંતો કરયા. કરગરિ ખોળા પાથરયા નવ કિધી ડાળે બેસવા,કયાંથી દે માળે પેસવા એમ કરતાં ઉગ્યો પ્રભાત,ઉઠયા પંખી જાતે જાત;હુંતો બેસી રહીતિ બહાર, પોપટ ઉડી આવ્યો તે ઠાર. એનું મે જેમ દીઠું મુખ,વાધ્યુ વેરને લાગ્યું દુખ માંહો માંહે રાઢે થયા, પંખી ઘરડા પાસે ગયા;ન્યાય ન તોળાયો તે થકી વડલાને માંડયુ પલટકી; છ જણે વિચારયું મન,ન્યાય કરશે વિક્રમ રાજન. વિચારિને વાટે વળ્યા, એટલે તમે ત્યાં સામા મળ્યા,સાથે આવ્યો છુ તમ ઘેર,એ ન્યાય તોળોજી રૂડિ પેર.એનિ પાસે હું ગઇ તહીં,શા માટે ઉઘાડયું નહી,વાંક વિચારિ જુવો આપ.જુઠુ કહો તો બ્રહ્મહત્યા પાપ;દેશો દંડ તે શીર લેઇશું નહી તો શ્રાપ તમને દેઇશું; પુછોજી પોપટને આજ,દ્વાર ન ઉવાડયુ શે કાજમારો વાંકશો એવડો,તમારા મનમાં આવિઅડયો.

દોહરા—વિકરમ વળતો બોલિઆ,સાંભળિયે શુકવાણ;શીઘ્ર થઇબોલો ખરૂ,નહીતર ખોશો પ્રાણ,જીભ કડાવું તાળવે,તોડાવું તો પાંખ, ખાધુ પીધુ એહનું,બાળપણાનિ પ્રિત; દુખ વેળા તોડિ નહી, નેતો કયાંનિ રિત. સકળ સભા ખીજે સહુ, કહાડે

તારો વાંક;યથારથ હોય તે કહો,સાચો અક્ષર આંક.

ચોપાઇ—શુક કહે સાંભળો રાજન,સભાસહીત ધીરજ થઇ મન;એ સાથે પ્રીત અદકી કરૂ,જુઠી વાત જીભે નહીં ધરૂં.હેત એનું મુજ ઉપર ઘણું, ખાધુ પીધું મેં એજ તણું;એમાંતે નહીં જુઠી વાત,મેના બોલી એ તો સાચ.સાચુ રાજા કહુછું તુને સ્ત્રીનો વિશ્વાસ ન આવે મુને; મધરાતે આવિ બારણે, શું જાણું કેવે કારણે; સ્ત્રીને વિશ્વાસ આણે નર જેહ,મુરખ્ખુ સરવનો રાજા તેહ.અગ્નિ માંહી પેસી નીસરે,લાખ કરોડ પ્રતીજ્ઞા કરે;શોંપે પ્રાણ સમે તે દેહ,અધિક જીવથી આણે નેહ. પાળે પ્રતીવ્રતાનો ધરમ,કયા ન કહે કુડુ કરમ.સધવંતી કહાવે સરદાર, ઇશ્વ તે જાણે ભરથાર; બત્રીસ લક્ષણિ રૂપે કામની,સત્યશીળ ભોળા ભામનિ.

દોહરો—એથી નાર અધીક ઘણું, ઘેર ઘેર સંસાર; વિશ્વાસ કરે નર તેહનો, તે મુરખ સરદાર.વિશ્વાસ મુને આવ્યો નહીં,એવિ વિચારી રીત;માળો નવ ઉઘાડીયો ન ધરિ પહેલી પ્રીત. વિકરમ કહે શુભ સાંભળો, વડો કાંઇક તે સાખ;ત્યારે સાચુ માનિએ;એ વાત અહીંથી રાખ, નારી નિચ કેમ જાણિએ. રૂડો કેમ પુરૂષ, દ્રષ્ટાંત દેખાડો તેહનું; કરો સભાને ખુશ. પોપટ કહે છે વારતા, વિકરમ સુણે કાન; કહે પુતળી ભોજને,વિવિધ પ્રકારે વાણ.

ચોપાઇ- શુક વાણી તે કહે અનુપ,વિકરમજી સાંભળીયે ભુપ;પશ્ચિમ દેશ ડંડા ગીરી નામ, રાજસેન રાજાનું ઠામ.સપ્રથી સઘળી ઘરસુત્ર, નહી પેટ પોતાને પુત્ર; તેણે જઇ ઉપાસીઇશ,સમરપવાને માંડયું શીશ.પ્રસન્ન તવ ભોળાનાથ, માં માં કહીને ઝાલ્યો હાથ;માગ ઉણમ નવ રાખીશ કશી,તારી ભક્તિ રૂદેમાં વશી.મહારાજા એક થાશે પુત્ર,ભોગવિયે રાજ રીધી ઘર સુત્ર; કહે સદાશીવ સાંભળ વાત.પુત્ર પ્રગટે થાશે વરસજ સાત. ત્યારે તેના મરશે બાપ, સુત ભોમધારી થશે આપ; એવું કહી અંતરધાન થયો,મહીપત પોતાને મંદીરગયો.સજન સહોદરને સનમાન,રાણિને દીધું રતુદાન;પુરણ પુરા થયા દશ માસ,પ્રગટયો પુત્ર મમ પોતી આસ;વરસજ સાત થયા જેટલે,પીતા મ્રત્યુ પામ્યો તેટલે.કુળરીતે કરયું તે રાજ,સોંપ્યું સુતને સઘળુ રાજ;નાનો રાજા મોટોપ્રધાન,પાળે પ્રજાનેદે બહુ માન.થયાંવરસએમકરતાંબાર પરણ્યો પદમણિ રૂડિ નાર; ઉત્તમ કુળની રૂડુ રૂપ, દેખી પદમણિ હરખ્યો ભુપ. તે નારિને ઉતમ મતી,આચરણ શુભ સ્વભાવે સતી.રૂપે તો કમળા વ્રંદ, મુખ જાણે શરદનો ચંદ.સીધુ સાર કટીનો લંક,વીનતા દેહ વીષે નહી લંક; નહિ ભુતર એવિ ભામની, શરદ નીશા પુરણ જામની. જેવિ નારી તેવો નાવ, લે છે નીત લાખેણો લાવ; બત્રિસ લક્ષણ બંને જોડ, નહિ કોમાં ખાપણ કે ખોડ. એક લક્ષણને એકજ રીત;વાધી નરનારીની પ્રિત,જીવ એકને જુજવિ દેહ.પ્રિત એવિ બપઇયોની મેહ, રહે એકઠાં જેમ દેહમાં જડિ,નવ રહે જુદી એકે ઘડિ;રાજ ચલાવે છે પ્રધાન,રાજા

દે રાણિને માન. રહે મોહોલમાં આખોહન, રાણી શું અદકુ છે મન; સજાવે શોળે શણગાર, આરોપે મુકતાફળ હાર વચન ન ઉથાપે એ તણું અધિક હેત દેખાડે ઘણું લાખવાર દે દીનમાં માન. હાથે આપે બીડા પાન નિત એમ કરે કલોલ, રંગ મોહોલમાં ઝાકઝોલ; રાજરીત સઘળી વીસરે, મોહોલ બહારતો નવ નીસરે આવ્યો પ્રધાન ત્યાં એકજ દીશ, રાજાને નામ્યુ જઇ શીશ; અમો કામ તો નહી કીજીએ, પ્રધાનપણું પાછુ લીજીએ, આવી જો બેસો બારણે. ન્યાય અન્યાય કેરે કારણે; તેનો હું ચાકર તાહરો, જો તું બોલ માને માહરો. ત્યારે તેણે વારૂ કહ્યું, આપ રૂદેમાં કારણ લહ્યું વહાલી છે તેને સુંદરી પ્રતીજ્ઞા પોતે મન કરી; રાજદ્વાર માંહે સંચરૂ આ મુખ દીઠે દાતણ કરૂ. મુખ દીઠા વિણ ન પીઉ નાર. કરી પ્રતિજ્ઞા રાખી ધીર, એવી તો પ્રીત ચાલી જશે કારજ રાજ સભાનું થશે એમ કરે દહાડે કલ્લોલ. વરષ થયાં બેજણને શોળ; એક દીવસ શય્યા પાથરી પુષ્પ સવામણ વેરી કરી; રંગભેર વીતી છે રાત પોફાટે હુઓ પ્રભાત રજની ઘટીકા રહી બેચાર. સુતો ઉઠયો રાજકુમાર; પ્રધાન પોતે આવ્યો ત્યાંહ, સભા ભરા કચેરી માંહ. નારિ સુતી સજ્યા ભર્ણી તેને નીંદ્રા આવિ ઘણી; રંભા રૂડી યોવન વેશ, છુટી વેણુ સવાગજ કેશે વેણિ ઓશિકે ભુમી અડે, ત્યાં નાગ પલંગે ચડે, પ્રેમલ પુષ્પનો જોવા લાગ, રહયો અંત તે જમણે ભગ, પાશુ પાલટુ નીદ્રા સાથ, વાગ્યો નાગને મોહોડે હાથ. વીખધરનેનો વીસ્મય થયો, જમણી દસેથી ડાબે ગયો. ત્યાં પ્રેમલદે છે જેટલે, ફરિ પાસું વાળ્યું તેટલે; નારીને છે નીંદ્રા ઘણી. વાગ્યો હાથ લાગ્યો શીર મણિ સરપ તણે મન વેરે વશી, ડાબે કર અંગુઠે ડસી; ચડયું વીખ મહા પુર પ્રમાણ, સઘ ગયા નારીના પ્રાણ. કોઇ વાત ન જાણે અન્ય, ચડયા ઘડી બે ચારેક દન; રાજાએ દાશી મોકલી. જા મોહોલ આપે એકલી. રાણી પગ જો ગોખે ધરે; મુખ જોઇ મહીપત દાતણ કરે; મોહોલે દાસી આવી તરત. દિઠી રાણી પામી મરત; વિચાર કરયો મન આપ સમેત, નરપતને નારીશું હેત; નીચ વધાઇ ખાઉ આ દીશ, છેદે નિસ્યે મારૂં શીશ એમ વિચારી ચાવી બહાર, રાજકુંવર બેઠા તે ઠાર; મહારાજા સુણો આ દીશ, રાણીને કાંઇ દીસે રીસ. નથી એમ સાથે બોલતી, નથી મનનો પડદો ખોલતી; તમ ટાળી એ ઉઠે નહિ, માટે વેગે જાઓ તહિ રાજા કહે એતો છે સહેલ, ગયો આપ પોતાને મહેલ; વાણી સજ્યા સુતિ જ્યાંહ, કરયો સાદ બાહ્ય ચેતન નહિ તેની દેહને, કાષ્ટવત દીઠી તેહને; હાથ ઘસેને ધુણે શીશ, કેમ આમ થયું જુગદીશ. થઇ ગયો તાં હાહાકાર, મળ્યા સજ્જન નવ લાગી વાર; જેને જેવિ હુતી પ્રીત, તેણે તેવિ કીધી રીત રાજા હાથે હઇડુ હણે, ઘણુ દુઃખ તે ઘટમાં ગણે. કરે વિલાપ ને અદકુ રોય, ઉભા સહોદર દ્રષ્ટે જોય, કુળાચાર સઉ કીજીએ; સમશાન સરિતાએ લીજીએ; ત્યારે રાજા બોલ્યો વાણ, હું તો છાંડીશ મારા પ્રાણ, રાજ્ય વઇભવમાં હું નહિ ભણું, ચિંતનિ સાથ

ચીતામાં બળું;હું વાચા સત વાચા કરૂં,નારી સાથે નીસચે મરૂં.

દોહરા–પ્રધાન કહે સુણુ પાટવિ, એ જુઠાનાં કામ; નારી સાથે નર બળે, તેનું તે શું નામ.નર સાથે નારી બળી,દીઠી લક્ષ કરોડ;નારી સાથે નર બળે; તેને માથે ખોડ.મુરખનો સરદાર તું,દીઠો છે સંસાર;તું જીવે તો સ્ત્રી ઘણિ,પરણાવું પદમણિ નાર. પેર પેર સહુ પ્રીછવે, સાંભળ ચતુર સુજાણ; લાજ લગાડે કુળ વિશે જો તું છાંડે પ્રાણ. કાયર કુખે અવતરયો, નારિ જીતો નાહો; ધીક તેના અવતારને, ચંત નીશુ ચિત્ત ચાહો. વગોણા એમ થશે ઘણા, મેહેણાં દેશે લોક; રાય વિચારો મન વિશે,દેહ છાંડ તું ટોક,સ્ત્રી સાથે હોય પ્રિતડી,કરો બહુ પુન્યદાન; તીરથ વ્રત ઘણાં આચરો. એ વાતે મન માન. આ બ્રહ્મ પેલા બ્રહ્મને, કરાવ ગામ ભોજન; જાયું તે જવા સહુ, આપ વિચારો મન.એ સંસાર છે કારમો,ખોટી માયા જાળ; એક આવે એક જાયછે. કુપ તણિ ઘટમાળ. માંધાતા આદે મહીપતી, રામ સરીખા ગાત્ર; દેહ ધરીને સહુ ગયા. રાણિ તે કોણ માત્ર. લેહેણે દેવ અવતરે, તે જ્યાં થાય; પાણિ વણ નવ રહે પછે,સરવે અદા શરમાય.પંચમાભુતનું પુતળુ,કાચી કાયા દેહ; જળ જળ માંહી ભળિ ગયું,જેમ પરપોટા મેહ.પૃથ્વિ માંહેથી નિપજે, પૃથ્વિમાં સમાય; માટીમાં માટી મળે, અચરત શું કહેવાય.

ચોપાઇ–એમ ઘણા દીધા પ્રતીબોધ,સમજાવિ સમજાવ્યો કરોધ;નવ દીધીનારિ બાળવા, રાખી પ્રિત પોતાને પાળવા. પેટ ચીરી કસ્તુરી ભરી, મલવરજીત શુભ કાયા કરિ; દાન પુન્ય કીધાં છે ઘણાં, મુકતા દાન બહુ તીરથ તણાં. કીધો કડિઓ વાંસજ તણો, વઇરાગ પાળ્યો મનથી ઘણો;શુ ન જાળ પહેલી પાથરિ, કાવડ નિજ નારિનિ ધરિ. પ્રધાનને શોંપ્યું તે રાજ, રંગમહેલ કીધાછે તાજ; તજ્યું રાધ રાધીનું સુખ.હીડે કડકે વેઠે ભુખ. વાળ્યો લંગોટો વેષજ કરિ, આપ ખાંધે તે કાવડ ધરિ;તજ્યો દેશ આવ્યો વઇરાગ,દેહ ઉપાડિ આવે પાય.એક નારના નેહને કાજ, ભરયાં પુરયાં ઘર કીધાં તાજ;મેહેલ્યાં સહોદર સજન સાથ જળમુકયું નારિનેહાથ અડસઠ તીરથ આપે કરૂં,પ્રથ્વિનિ પ્રદક્ષણા કરૂં;તેનું પુન્ય નારિને થજો,જીવ સ્વરગ ભુવનમાં જજો.એમ કહીને પળિયો પંથ,વ્રત પામી તે સ્ત્રિનો કંથ;દેખે સત્યવાદી બારણું,પંચ દીવસે કરૂં પારણું.કાચો લોટ જવ કેરો લીયે પાણિ સાથે ઘોળિ પીએ; અન આધારે કાયા રહે. એવું દુખ તે સ્નેહે સહે. નાહયો ગંગા રેવા કુંડ, વૈજનાથને કાવડ ચડિ;સ્વેતબંધ રામેશ્વર રામ નાહયો ત્યાં જઇ કીધુ કામ.એક લીંગેશ્વર શેવ્યા નાથ,મુળજા આદે દેવિ સહુ હાથ;ભગુશેહ માતા છે જ્યાંહ, પ્રાચી માધવ નાહયો ત્યાંહ.સિંધુ સાગરને ગોદાવરિ, જગન્નાથનિ જાત્રા કરિ; હીંગળાજ હરસીદ્ધ કેદાર, દેશ નિહાળ્યા તેણે ચાર. પાવાગઢ કાળિને નમ્યો, ગીરનાર જઇને શોકજ શમ્યો;જાલુમાન બેહેચરાજી બાળ,હરખ્યો દેખીને ચુંવાળ. ધીમળ ગલ

નિરખ્યા રણછોડ, હરદ્વાર જઇ પહોચ્યો કોડ, અંબા આરાસુરી પ્રચંડ જેનું નામ જાણે નવ ખંડ, ટાળે વિઘન જે આવે ઘણાં, પાળે લાડ મા શેવક તણાં, ભીડ પડે ત્યાં વારે ચઢે, અઘાડ દુખ દૂઇતોને રડે. શુભ ગ્રહિ આબુગઢ ગયો, અડસઠ તીરથ સુચિઓ થયો; પ્રથવિ પ્રદક્ષણા લિધો પાર, થયાં પુરા સવત્સર બાર. વળતુ વિચારિયુ તેણે મન, હવે પાડુ હુ મારૂ તન; મહારિ ધરતીમાં જઇ મરૂ, અવતાર સફળ હું મારો કરૂ. તીરથ ભોમ આવ્યુ એક ગામ, નરપત કહે થયુ મુજ કામ, કાળો અંગ થયો કોયલો, બાર વરસ દુખ દેહલો, વદન કમળી મુખ જેહ, સુકુ કાષ્ટ થયો તે દેહ પ્રથમ હતો જે પ્રથવિ ભુપ. વેરગ અમ થયો કરૂપ. ફરિ એકઠી કાઠી વળિ ચિતા ખડકી તે બે જણ તણિ, મહા રણમાં છે મધરાત, રાજા એકલો જોનો જાત, સ્નાન સરિતાનિ તિરે કરયુ, ધ્યાન રૂદે ઇશ્વરનુ ધરયુ; મુકયો અગન ચીતા માય, બાળિ નાખવા પોતે કાય કાષ્ટ વખે મેલિ કામણિ, અરધ ગઇ એવે જામનિ ચીતા મધે પેશે જેટલે, કઉતક એક થયુ તેટલે. દોહરા—ઇશ્વર પારવતી બે જણા સારે સઊ'નો અરથ, તેહ સમે આનંદમા, ખેડે અંતરિક્ષ રથ. વ્રષભ વાહન ગમી શિરે, કોટે રૂંઢની માળ. ડાકડમરં વિખધર ગળે; અંગ ધરયું મૃગછાલ. ઓંકાર મંત્ર આપે જપે જટા બીરાજે શીશ પંચવદન ઝળકી રહ્યાં, આદ નિવારણ ઇશ; ચરચા જોવા જગતની, પરવરીયા વનમાંહ; પુન્ય પ્રતાપે આવીયાં, ચીતા બળતીતી ત્યાંય. મસ્તક દેખી માનની, જીવતો દીઠો કંથ, કઊતક દેખી થંભ્યા જાતાંતાં તે પંથ. ઇશ્વરને ઉમીયા કહે, કહોરે નાથ; નારો સાથે નર બળે એ તો કઊતક વાત.

ચોપાઇ—ભોળાનાથ કહે સુણ ભામની એ નરને વહાલી કામની; પ્રીત ઘણી એ દલમાં વશી, નારા એની સરપે ડશી. સ્રીના કાજે મેહ્યું રાજ; ફરયો તીરથ અડશઠનેકાજ, પીડે છે નારીનો નેહ. નારી ઉપર નર બાળે દેહ, કામ એનું કરવા દીજીએ; આપણ પંથ લીજીયે. એવા બોલ શંભુના લહ્યા, ઉમીયાને ઉર આવી દયા રહો ઉભા રથ રાખો આજ, મહારાજ એ દુખીયાનું કાજ, અધુરી પ્રીતને નારી રહી, જીવાડવી તે નીસ્ચે રહી; કશે ઉપાય કરો માં રીશ ભોળોનાથ ઉમીયાપત ઇશ; દુખ ભંજન છે તમારૂ નામ કરો સવરથા એનું કામ; શંકર કહે એવડી સી હોડ, વાટે આવે લક્ષ કરોડ. પારવતી કહે પમ નહી ભરૂ, નરનારીનો મેળો કરૂં. પ્રથમ થયા તવ ભોળો ભુપ લીધું મહાજોગીનું રૂપ; નર બળે જવ નારી સાથ; હાંહાં કરાને ઝાલ્યો હાથ, શા માટે બળે છે તું સત કહે પુછુછુ હું; ત્યારે ક્રોધ તે તો લાવિયો તુ ક્યાંથી કરમે આવિયો, લોકાપવાદનું મહોટું પાપ. અરાજ્ર રાતે આવ્યો આપ. તારે પાય લાગુ છું અમો, માટે પંથ પધારો તમો. દોહા—શીવજી કહે સાચું કહો, કેમ જીવે તું આપ; પડે આપ અગનિ વિખે, તો પ્રલેકાળનું પાપ નેહ નારિ સાથે ઘણો, કુતિ ચતુરસુજાણ. પૃથવિ પ્રદક્ષણા કરિ; પછે તજુંછું પ્રાણ નારિ દેખુ જીવતી, તો

ં જીવું આપ. એ પાખે જો દેહ ધરૂં, તો ચાર હત્યાનું પાપ.

ચોપાઇ—શીવજી કહે સાંભળ રાજન, કહું વાત ધરજે તું મન; કહ્યું કરો એક ાહરૂં આયુષ્ય અરધ આપો તારૂં જળ મેહેલો નારિને હાથ. સત્ય પુન્ય સમરપો ાથ; ત્યારે તાહરૂં દુખજ જશે. નારિ ઉઠી બેઠી થશે, એવિ વાત સુણાવિ કાન, ઇં-ાર પામ્યા અંતરધ્યાન, ઉપજ્યો હરખ રાજાને ઘણો આવરદા આપ્યો પોતા તણો રધ આયુષ્ય આપ્યું જાહરે, નારિ સજીવન થઇ ત્યાહરે, કોટી કળા ગુણ લક્ષરૂપ ારખીને હરખ્યો મન ભુપ. મોહન મદ ભરી મછરા ઇંદ્રાણિ જેવિ અપ્સરા; ચંદ્ર હનિ પ્રમનેણિ અંક, કોમળ દેહ શોભે કટી લંક. આળસ મરડી ઉભી થઇ, કંથ ાાગળ વાતજ કહિ, આવિ નીંદ્રા મુજને ઘણિ, શાતા છે મુજ દેહજ તણિ, આપણું ામર તેતો કયાં થયુ કેમ રૂપકરૂપજ થયું; આપણ એકલાં કેમ આ ઠામ, ચીતા બહે ભાસે કાશ. રાજા બોલ્યો તે હશી. નારી તુજને નાગે ડસીઃતુજ કારણ મેં કાવડ રી, પેટ ચીરી કસ્તુરી ભરી અડસઠ તીરથ અહકું ફરયો દેહ કાષ્ઠ સરખો મેં ક-યો, તેહ પુન્ય તણો પ્રતાપ સજીવન થઇ તું આપો આપ હવે પંથ આપે લીજીયે, ખે રાજ નગર કીજીયે એમ કરતાં થયો પ્રભાત, પુરણ કહિ ત્રિગનની વાત હરખ તને ઉલટભેર, જવા માંડયું પોતાને દેર; આવ્યો એક પાણિનો ઘાટ ચોવટ ઘડ ચારે વાટ. રસોઇ આપ કીધિ રાજન, બેઉં જણે કીધું ભોજન; બાર વરસનું સુ-ાને દુખ. ટાઢ તડકો નીંદ્રાને ભુખ. સરવ દુખ અમારૂ ગયું, નારિ તારૂં દર્શન થયું ારી અહીં જો બેસો તમો, ખોળે મુસ્તક મુકુ અમો.

દોહરા—નારિ બેઠી નેહમાં ખોળે મુકયું શિશ, નીંદ્રાભેર રાજા થયો પોહર પાછ-ી દીશ. વહાણવટી એક વાણુયો,ચાલ્યો આવે વાટઃ સમીપે આવ્યો ત્યાં સ્ત્રિ બેઠી ઘાટ ઘોડો કુદે તે આગલે રથ માંહે તે અસ્વાર, પા એક બીજા પરવરે, અલખત ાપરંપાર, શણગાર ઘણા એક શાવાવટુ, નીજે હેમ ભંડાર; શેષ કુડાલે પુટડો, સ્વ-પ શિરોમણ સાર, કુંડલહાર મુકતા ફસે, દશ અંશડિવે વેડ; ખમા ખમા કરતા ક્ષે, પાયક રથનિ કેડ, તરૂવર તલે તરૂણિ ડરી, ખોળે પોઢયો કંથ, અસ્વારિ આવિ ે, જાતાતા જે પંથ સ્ત્રિ તો દિઠિ સુંદરિ, મહા મનોહર રૂપ ખોળે કોણજ પોઢીયો ાતિકાળો કરૂપ અચરજ દિઠુ અતિ ઘણુ પુછે શાહ એકાંત; ખોળે કોણજ પોઢીયું ાઠિ મનમાં ભરાંત. તું પુત્રિ છે કો તેણિ; કોણજ તે તારો કંથ; કોણ અહિં ાઢી રહયો, કેમ પળાયા પંથ.

ચોપાઇ—અરે શેઠ શું પુછે તું. રાજા એને રાણિ હું; બાળપણાનો પરણ્યો ધણિ; ાત માંહો માંહે છે ઘણિ, નિસરયા છે એઉ જણ બારણે તિરથ જાત્રાને કારણે; ાાં થયાં તિરથ બહુ પેર, જઇએ જરૂર અમારે ઘેર. વાતસુણિને બોલ્યા શેઠ, ાનેતા તારૂ જીવવુ વેઠ, આને કથકહે છે કથી, મન લાજી શા માટે નથી રૂપે સારિ

દિસે નાર, મુરખની દીસે સરદાર; ડાહી હોય તેતો નવ રહે કંથ પરૂપીને કેમ કહે કહિ વાત મન મઠકવાળી મનડુ એક એક માંહે ભરી; અગ્નિ દીઠે ઘી જેમ ગળે, બુદ્ધિહીન સ્ત્રી લોભે મળે નજર માંડા સામુ જોય, માંહો માંહે મનડુ મોહ્યુ પિત વિચારી નહિ અજાણ, મુસ્તક હેઠે મેલ્યો એક પહાણુ હેઠુ ખોળેથી મુકયુ શીશ,ઉઠી આળશ મરડી તે દીશ. પરણ્યો કંથ પોતે પરહરયો, વટે મારગુ લાવો કરયો.નાત જાત ન જોયો રંગ, સહજમાં કીધો તેસંગ બેઠી રથમાં વેગે કરિ પ્રિતે પોતે પેહેલી પરહરી. શાહુકાર ધનનો સમરથ;વેગે વાહીયે ખેડયો રથ;દડમજલ છોડે બહુ ગામ, ગયો આપ પોતાને ઠામ.ત્રણે દિવસે ઘેર આવીયો, ધન સ્ત્રી લાખેણિ લાવિયો;મળી મેદનિ જોવા બહુ, સામા આવ્યાં સહોદર સહુ. વાધ્યો હરખ ઘણો તે પેર,ફરી રહ્યા તે તેને ઘેર, એતો વાત અહીયાંથી રહી, રણમાં રાજાની શી ગત થઇ. બાર વરસનિ નીંદ્રા કરી, સુંતા સુખણાં હઇડે ઠરી; અરૂણ દેવ ઉગ્યા જેટલે રાજકુંવર જાગ્યો તેટલે ચોળી લોચન ઉઠયો તે ઠાર, ન દિઠી ઓશીકે નાર; આપે અચરત અદકુ અઅડયો વીચાર કરવા મનમાં પડયો. જોરાવરી હોય જારવ તણી, તો તો બુમ પાડે અતિ ઘણી, દંઢોળી જગાડે આજ, તેહ વાતે કરે નહી લાજ. પોકાર કરે મળે બહુ લોક, જો હોય એને હઇડે શોક; મુસ્તક હેઠે મુકયો છે પાહાણ, જાણપણમાં ગઇ છે જાણ. જો ગઇ તો જાવા હું દેઉં, એનિ વાતનો કેડો લેઉં; મન પોતાનું ધીરજ કરી, કયાં ગઇ જોઉં સુંદરી ઉતર દિશાયે પગલાં ઘણાં, એંધાણ રથનાં ચાલ્યા તણાં;કુચ મુકામે ચાલ્યો જાય ચરચા લહે આપે મન માંહ. આવ્યો પેલાને ગામ. પાણી પનઘટ કેરે ઠામ; ઘણિ નારી ત્યાં પાણી ભરે વાત કરે તે ચાતમાં ધરે. વ્હેપારી ગામો ગામના જમે, નિત અપ્છરા અદકુ રમે, નગર ભોજનને કારણે;તોરણ બાંધ્યાં ભાગોળ બારણે; વાજાં વીવીધ વાજે ઘોંઘાંટ, વખાણ કરે છે ચારણ ભાટ પાણી વાટ ઉભો જેટલે,નારી બોલીછે તેટલે. ભાઇ શા માટે ઉભો આંહ,આજ પરણ્યા છો પુર માંહ રાખ્યો શેઠ સુંદર સુંદરી, ગામ જમાડે હરખે કરી. વખત હિણની વાટે પડી, જોરાવર કરમને જડી, મોહોલે છે નારી ને નાહો ઘડી એક લે લખાણો લાહો તેને જોયાની જાત્રા કરો, અમરત આપે એટજ ભરો; મંડપ આરોપ્યો રૂડી પેર,જાઓ શેઠ સુંદરને ઘેર, એવું વાયક વનીતાએ કહ્યુ. મહીપતે મનમાંહે લહયુ:શકેની કળી આવી શંખણિ, તે નારી નીસ્યે મુજ તણી. વીચારી વળ્યો તે ગામ;ચરચા જોવા ઠામોઠામ. ત્યાંહ અપ્છરા આપે રમે સહુ લોક જુગતે શુ જમે બેઠો જઇ તેને બારણે નારી જોવાને કારણે કનક ઝારિયે ભરયું નીર, ચંપક વરણુ પેહેરયુ ચીર. અંગ સજ્યા શોળે શણગાર, કંઠે મુગતાફળનો હાર; માણસમાં મન મોજે ફરે: લટકાં છટકાં અહકાં કરે મુખ તંબોળ કરે છે રાસ, ચાવી નારનો નરના કેલિ સહનસહોદર સાથ, તતક્ષણ ઝાલ્યો તેનો હાથ.

દોહરા—ક્યાં ગઇતિતું કામના, તે કહે મુજને પેર; મેહેલ મંદીર તું એહનું; ચાલ આપણે ઘેર મંદીર મેલો એહનું, નગર કરો એ તાજ; લાડ લડાવું તુજને સોપુ સઘળું રાજ. કઉતક સહુકો એ જુવે, અચરત અદકુ હોય; દેઉ દુવાઇગામની, જો મારે મુજને કોય. હાકેમ છે તે ગામનો જુવે છે સઘળો સંચ. શેઠ પટલ સહુકો મળ્યા, તતક્ષણ મળીયા પાંચ. પરણિ નાર એમ કરી, વ્હાલી મુજ વિશેક; નીકળી આવિ એહને, માસ થયો છે એ ફટરે ભુંડા પાપીયા; કાળા કુટી દેહ; વાટે જતાં વળગી પડે, કરવા આવ્યો નેહ જા મારગ તું પાધરો, વાત કરે છે ફોક; હવડાં દેવરાવે સુળીયે, જેમ દેખે સહુલોક હજી લગણ સાંખી રહુ નથી કરતી હુ રીસ; આપુ હાર હઇયા તણો, છેદાવુ તુજ શીશ, ચોપાઇ—હોપ્રજુડ ઉઠયા રખવાળ. દેતા બહુ મોડેથી ગાળ; ત્યારે તે શુ બોલ્યો વાણ; દીધિ મહારાજનની આણ પંચપ્રમાણિક બેઠા જ્યાં છ, બે જણ ઉભા કીધાં ત્યાંહ; જોગી જંગલ વાટે ફરે, શેઠ સાથે કાં દાવો કરે જો તું જુઠી બોલે વાણ, તો નીસ્ચે ખોશો તમ પ્રાણ; ત્યારે પંથી કહે સુણ રાય, આજ બન્યો છે અધિકો અન્યાય, રખે રાખો મોહોબત કોયની, એ મારિ નારી મોહની; જો હુ જુઠો હવડાં પડું, તો હુ નિસ્ચે સુળીએ ચડું. નગરશેઠ જુઠો કીજીએ, ઘરબાર ખુંચી લીજીએ; સારિ જાણિ મુજ ઉપર ધાય, અકરમી બોલે અ યાય દ્રવ્ય મારી પાસેથી લો, જુઠા બોલાને સુળીએ દો. પછી જુઓ તેની નાર-તારો ને કીયો ભરથાર. દેવતાએ દીધી હોય શાખ, તેને કંશ કરીને રાખ; નારી કહે કહીયે અમો સઉ મુરખ દીસો છો તમો. તમમાં બુધ્ધિ દીસે ખણી, શુ આવો હશે મુજ ધણી, આવાને કરશો છો ભુપ; શે ન પડે જઇ ઉડેકુપ. એ આવ્યો મારી મુળીએ, લો દ્રવ્યને દો સુળીયે શણગાર સોંપુ શોળે આદીશ, મુજ દેખતાં છેદો શીશ. એ આજે જો સુળાયે ચડે ફરી કોઇ ગળે નવ પડે પંચ કહે જુઠો કીજીએ, લો એને શુળી દીજીએ. કાં ભાઇ તુ જુઠો જાણ બોલ સાચી ધરીને વાણ; એધાણ જો કાંઇ તારૂ હોય; શાખ વિના નવ માને કોઇ, શાખી હોય તોએ શુ વઢો નહીતો હવડાં શુળીએ ચડો; એહ વાત સૈ મન ગમી ત્યારે શેઠાણિ પાગે નમી કેહેરે મુઆ કોણ છે સાખ, તારૂં જે દેવત તે દાખ, અરે પાપી દીસો ચંડાળ ભલા માણસને દે છે ગાળ, ઉપર છે તે તો જોય, તેને નહી છેતરસે કોય.

દોહરો—ત્યારે પંથી બોલ્યો; સાંભળ જો સઉ મરમ; મારે માથી રાખીયો જેનુ નામ છે ધરમ, આયુષ અરધુ આપીયુ જીવાડી છે દેહ; તે પાછુ આપે માહરૂ, ઓડુ છેડો એહ. સાચી એ જુઠા સમો, મોટો મારો વાંક એના હાથેથી માહરે પાણો આપે ડાંક. તારૂ આયુષ તુજ કને. એટલું કહે મુખ પછે મને સુળી દીયો; એને સોંપો સુખ સદાશીવ છે સાખીયો, પારવાત છે સાખ, પછ પાણો આપો મુને ચીતે બોલ મુખ રાખ મમાણ કરશુ પંચે મળી સમજી નારી તે પેર; લે હાથે ઢાણું

ઘડો, જા તું તારે ઘેરે

ચોપાઇ–ઝારિમાં હતુ જળ ભરયુ;તે પેલાને હાથે ધરયુ;તેણે આપ્યુ હોય મુને, તે પુન્ય સહીત પાછુ છે તુને, કર પાણી મુકયુ જેટલે, સ્ત્રી મરત્યુ પામી તેટલે,તેને મરમ સહુકો જાણિયો, સાચો પંથી જુઠો વાણિયો. ફટ ફટ કહયુ તે સરવ, લુટી લીધો તેનો દ્રવ્ય છેહવા માંડયું વણીકનું શીશ,પંથી પાછા નમ્યો તે દીશ એતો બુડિ છે આડે આંક,શો ગરીબ વાણીકનો વાંક.પડયું જડયુ પરખાવે કોય તેનો દંડ તે તેને હોય, પંથી પંથ ગયો શુભ પેર, આવ્યો આપ પોતાને ઘેર; સજન સહોદર સઉ ભેટીયાં.મહા વિજોગ સુખ રૂપ વેઠીયાં કનક પુલે તે વધાવીયો,પિને પુરમાં વધા વિયો,રીઝી રઇયતને સોંપ્યું રાજ.પ્રધાન રહયો શોભાને કાજ કહે વજીર સુણ ધરતા ધણિ. કહે તો પરણાવું નારી ઘણિ; વજીર વાત કહેશો માં તમો, એક નારિથી ધરાયા અમો,એટલું કરે મારી નવ થઇ,સુતો મુકી બીજાને ગઇ,માથા તળે મુકયો પહાણ પુરણ અચરત એ પ્રમાણ, શુક કહે સાંભળ રાજન.મહીપત આપ વિચારો મન, એટલે મેના બોલી બોલ,હું કહુ વીચારો તોલ.મધ્ય દેશમાં મોટું ગામ,મીત્રાચાર રહેતા તે ઠામ; નીતે એકઠા ચારે મળે, મા બાપ સહુનાં રીસે બળે; તેઓ તે નવ છોડે પ્રિત, મીત્ર શહોદરનિ જે રીત; મળી એકઠાં વાતો કરે,અદકુ હેત રૂદેમાં ધરે ત્રણમીત્ર પરણુયા છે ટેક,બ્રાહ્મણ માંહે કુંવારો એક,વાત કરે.તે સ્ત્રીનું સુખ ત્યારે બ્રાહ્મણ પામે દુખ. એક કહે સાશરે હું ગયો, પાંચ દીવસ પરોણો રહયો ત્યા ઇશ્વરથી અદકુ સુખ જોતાં મારી ભાગુ ભુખ;બીજો કહે સ્ત્રી મારે ઘેર;શણગાર શોળ સજે શુભ પેર; તેને હુ દ્રષ્ટે જોઉ જોઉ છુ,ભુખ તરશ સઘળા ખોઉ છુ. દુખ તજી સુખીયો થાઉ છુ. સ્ત્રી વીના મંદીર શમશાન, નર હળવો જેમ પીતળ પાન. સ્ત્રી વીના અંધારૂ ઘેર,સ્ત્રી વિના નર દીસે ચોર; સ્ત્રી વિના નર કંઇ આચાર, સ્ત્રી વિના ઘરનો નહી ભાર.સ્ત્રી વીના ખાંણ લાગે શીશ, સ્ત્રી વિના જાએ નહી દીશ,અનેક કરી સ્ત્રીના વખાણ,તેમ તેમ વાગે બ્રાહ્મણને બાણ;એમ હશે કર તાળી દે.ત્યારે પેલો છાનો રહે. વખાણે સુખ નારી તણું,બ્રાહ્મણ લજ્યા પામે ઘણું; દુરબર છે બ્રાહ્મણની જાત. કન્યા મોઘી પોતાની નાત. પરણતાં પાંચશે પુરાનું કામ તેમાં ન ન મળે એક બદામ,આશા બંધે પામે રીશ. વરસ થયાં એમ કરતાં ત્રીસ, આશા મુકી પરણવા તણિ, હુંશ રાખી હૈડામાં ઘણિ તેવો આપ પોતાને દેશ. પરમુલક કીધો પરવેશ;દલવાડું દક્ષણમાં ગામ વાડવ જઇ પોતે તે ઠામ;દાણોપાણિ પોત ને કરી, તેહ ઠામ રહયો તે ઠરી માગી અનને પેટજ ભરે, કાળ ખપના એમજ કરે. નહી બીજું વસ્ત્ર વિવેક,આંઠે નહિ નીશાની એક; મનતો જાણે જેડુ ગરમ. પરણું તો સૈ અરથ. દહાડી એવો કરે વિચાર. એણે વરસ વિત્યા અગીયાર;'તે ગામનો છે રાજન, બ્રાહ્મણ પંડીત તેનો મધાન,વિધાવંતતે ગ્રહસ્થ અપાર, અત્યવંત સકુ-

ળની નાર, રાજ રીદ્ધ સકળ ઘરસુત્ર, પુત્રી પણ નહિ તેને પુત્ર; રૂપ સુંદર સકળ ગુણ ધામ,બત્રીસલ ક્ષણ પુરણ કામ;ઇશ્વર ઉપર અદકી પ્રીત,કરે કામ તે કુળની રીત.આય ઇચ્છઃ એક નહિ દેહ;ધરમવાત ઉપર બહુ નેહ;નવ ચાલે એકેઅન્યાય બાર વરસની તે કન્યાય. શુભ ગુણ શુભ લક્ષણ સતી,જેવી જેમ માયા સરસ્વતી આપ રૂપ ભવાનિ અંશ, ઉત્તમ કુળને ઉત્તમ વંશ, રસોઇ કરવા પેઠી માત, શી વ શેવા કરેછે તાત,કન્યા કામ ઘરને કારણે, વિધારથી આવ્યો બારણે. નીભાંગી કુંવારો જેહ,કણિક માગવા આવ્યો તેહ;કલ્યાણ હજો કહીને રહયો, ઘરમાંથી મા બાપે લહયો. કુમ કુમ લોળ કન્યાનુ નામ, સોંપ્યુ મા બાપે તેને કામ: આપો કણ જાઓ બારણે,બ્રાહ્મણ ઉભો ભીક્ષા કારણે. ઉજવળ ચોખે પસલી ભરી, કણ આપવા પોતે પરવરી;ચંદ્રશરદનો દિપે જેમ,વિપ્રે વનિતા દીઠી તેમ;જેમ ચમકે વિદીયુત આકાસ.આવિ વનીતા બ્રાહ્મણ પાસ;જેમ જળઉપર અંબુજ હોય,માનની નું મુખ તેહું સોય. કણ આપી તે આપે વળી; દાક પહેલા પુરૂષની ગળી, દીઠી ચતુરા ચતુર સુજાણ.લાગ્યું વિપ્રને મોહના બાણ, ઉંડો મેલ્યો તેણે નિસવાસ. અરે દઇવ ન પોંચી આશ,આપ કરમ અડાડયો હાથ,સંભાર્યાં શ્રી વઇકુંઠનાથ નાખ્યો નીસાશો બીજી વાર, ત્યારે જાયું પાછું નાર; જતીતી જે પાછી વળી,દીઠી દાઢ બ્રાહ્મણની ગળી અલ્યા વિધારથી ઉભો રહે. તારા મનનું કારણ કહો નિશાશા મુકે શા માટ;આવડા શા ધરે ઉચાટ.કહે પેરે પરહરીને લાજ,શું ધારે મનમાં કાજ સત્ય વચન નવ કહેજો આપ; તો ભોગવ બ્રહ્મહત્યા પાપ, સાચી કહેજો એહ, રગતપીત ગળજે તુજ દેહ;તારૂ સુક્રીત મીથ્યા થજો કુંભી પાકનાં ખાણે જજો. મન મુકી સાચું બોલજો પડદો પેટ તણો ખોલજો, શીવ આજ્ઞા જો નવ કહે મુને, બ્રહ્મહત્યાદીક પાતીત તુને.

દોહરા—વીપ્ર કહે વનીતા સુણો, શાંતેને શમ ખવરાવો, હુ મારે મારગ રહુ, તેમો મંદીરમાં જાઓ;વાત કહું તમ આગળે, તેનાં લેખાં લેઉં; મારી નાખે સહુ જહાં ભીખી ખાતો રહું, જીભ કઢાવે તાળવે વતી સુણે જવ કરણ; કાનને નાક છેદો તમો, નીરચે પામુ મરણ. માબાપ મળે તુને નાહ, એક મળે નહી મેળ;વાત વાત સુણી પીલો તમો. કહાડો મહારૂં તેલ નહિ કહો વનીતા કહે, ન કરૂ તુ જાને રીશ; વાત સુણી ખીજું અમો, તો તારા સમ અમ. શીશ શિવ કહો સંક્ષેપમાં મનનિ હોયે વાત; ખોટી થતાં ખીજશે, ઘરમાં મારો તાત.

ચોપાઇ–વિધારથી કહે પુછે તું,તે સતવાતે કહું છુ હુ;જાતે હું બ્રાહ્મણનો તન પરણવા ઉપર અદકુ મન બાળપણામાં ચારજ મીત્ર, ગણુ હેત ને મન પવીત્ર, હું કુંવારો પરણ્યો ત્રણ. જા પુછે તો શંભાળ કરણ. વાત કરતાંતે નારી તણી, ત્યારે રિશ ચડતીતી ઘણી;ઉપન્યું મારા મનમાં વેર, માતે પીતા સઉ મુકયા ઘેર.પરદેશ

જઇને ઉદ્યમ કરૂં, દ્રવ્ય કમાઇ કન્યાવરૂ એમ કહિ તજ્યો મેં ઠામ, આવી રહયો તમારે ગામ. માગી ભુખ ભરૂ છુ પેટ, વરસ થયાં તે ઉઠી વેઠ;હવે તમને દીઘાંદ્રષ્ટ, દેખીને ઉપન્યુ છે કષ્ટ. મેં મન શું એક કરયો વીચાર,નવ પામ્યો હું આવિ નાશ; અરે દેવ ન પહોંતી આશ, એમ કહી મુકયો નીસ્વાસ. સત વાકક બોલું બેઅમો, કરવું ઘટે તે કરજો તમો; જો ગમે તો ઝણુ સાંખ, જો ગમે તો મારી નાંખ. સમ દીધા તે સાચુ કહુ, નહીતર મનમાં જણી રહુ; એ અમારા મનની વાત, અમે કુળ રૂડાછું જાત.

દોહરા—વનિતા કહે વિચારથી, બેશ બારણે આંહ; એમ કહીને પરવરી, પોતે મંદિર માંહ. જો તું પગ અહીંથી ધરે, બ્રહ્મહત્યાદિક પાપ, કરમ ફરે જોતો હરૂં,તુજને પરખુ આપ. સમ દેઈ સામા ગઇ, માત પીતા જે ઠેર;મુજને પરણાવો માવડી કરો વીવાની પેરં, અચરત પામ્યા સરવકો, એ શું બોલી બાળ;આજ તમને શું ઉકલ્યું, હવડાં આણે કાળ. તાત ધરમાંછે તાહરો, શીવપુજનને કાજ;વાતો કરે પરણ્યા તણી,કુંવરિ નાવિ લાજ.પીતા કહે પુત્રી તણો પોચાડું મન મનકોડ,બત્રિશ લક્ષણુ બુધ નિધી, જોઉં તમારિ જોડ. પુરણ કરૂં પેહેરામણિ, તાત તણો સરદાર, વર જોઉ તુજ કારણે, રૂપ તણો ભંડાર ઘર જમાઇ તેને કરૂં, આપુ વસવા વાસ; પ્રધાનવટુ દેઉ પુર તણું, રાખું રાયનીપાસ ચોરી રિતેરાવું હેમની,આપું અષ્ટમહા દાન;નાત જમાડુ માસખટ દેઇને ઝાંઝાં માન. પંડીત તેડુ પરગામસી,લગ્નલેવરાવુ આજ, લેહેણું જોઇ વીવા કરૂં; તો સહુ સુધરે કાજ.

ચોપાઇ—કન્યા કહે સાંભળરે તાત, કહુ મારા વીવાહનિ વાત, કણુક માગેછે બહારથી; વર જોયો મેં વિચારથી; મેંતો વર જોયો તેહને, શું કરવું સુંદર દેહને, રાંક જાણી હું તેને વરૂ ના કહોતો નિશ્ચે મરૂં ગરીબ કંગાલ દિસેછે રાંક મેંજોયો કરમનો આંક;સો વરસ કુંવારા જાય,કો એને નવ દે કન્યાય.એનામનની પુરૂહામ દાસી થઇ કરૂ હું કામ; મે જોયો તે મારો દેવ, સ્વામી જાણી કરશું શેવ. વઇભવ મારે મન એ રાજ, પરણુ પતી શેવાને કાજ,તેમાં નાકહેશો જોતો સ્રીહત્યા આપું અમો. આજ સમુરત રૂડો વાર, બહાર બેસાડયો છે ભરથાર;લગન આજ લાહોલીજીએ, ઉઠો કામ રૂડાકીજીએ, એ નરવીના જે નરની જાત,વડો પીતા નાનોભરાત એ વચન તો મારૂ ખરૂ, નહિતો વીખ ખાઇને મરૂં.દોહરા—છાની રહેરે છોકરી,કાયર શું બોલેબોલ; ખાંપણુ લાગે કુળ વીષે; ઉતરે તારૂ તોલ.એને વરસ થયાઘણાં નવ જાણે કોઇ વાત એકરૂપ કુલક્ષણો સુંદર તારી જાત.કોટે રતન જેમ કાગને,મરકટને જેમ હાર તેમ શોભે તુ સુંદરિ, એ નરને તું નાર વનીતા તું એને તરે, કરી આર્પાવશેમાં કાડી મુકુ ગામથી નાપુ નીશાની એક, ના આપું કાચું કોઠીયું,મોહોલ કરાવું તાજ, ઘટે મારશુ ને વરિ, ભોગવ વળતું રાજ.

ચોપાઇ—મે તો વરયો એ વર નીરધાર હું તો સ્ત્રીને એ ભરથાર, રૂપ જુવેવર રાજા તણું,ફટ કરે સહુ ઘણું.મળ્યા સહોદર સઘળાં સાથ,મેળવ્યોવર કન્યાનો હાથ કોઇનું કહ્યું નારિ નવ કરે, કુબળી જાણી તેને વરે, જાણી રંકને કરણા કરિ, વારંતાંને નરને વરિ. ચડી માત પીતાને રીસ; એ ઉપર દુભાણા ઇશ. કાચુ કોડિયું નાખ્યું હાથ. વસ્ત્ર વિટાળીવાળાવિ સાથ; સજજન સહોદરપરવરી વનીતા સહી એ વરને વરી. કહ્યું ન કીધુ એ કારણે, બેને કાઢીમુકયા બારણે; એક ભાડે લીધી ઓરડી,રહ્યાં કંથને ત્યાં ગોરડી,કણકબશેરની ભીક્ષાકરે,તેમાં બેજણ પેટજ ભરે; ધણિ ઉપર ધરે બહુ નેહ. પ્રિત જોવિ બપઇયા મેહ, પ્રભાવ ઉઠે સુંદરી, સાધે ધરમ હેતે મન કરિ,કંથ શરિરે મરદન કરે,ચરણામ્રત લેઇ મસ્તકધરે વચન ન લો પે કંથજ તણું; પ્રતિવ્રતા વ્રત પાળે ઘણું;ઇશ્વરથી અધીકો જાણે જતી,સીતા સર ખી છે મતી; વરસ બે રહ્યાતેદેશ,થઇ રંભાકો જોબન વેશ;એક સમે બેઠા નરનાર, છાનીગુજ કરે વિચાર, માત પીતા જુવે ઘેર વાટ. તેનિ મારે મન ઉચાટ; દુખે દુર બળ થાઉછું, હું મારે દેશ જાઉછું,આવો સાથ કે અહિયાં રહો, શીસ સુખ ઉપજે તેમ કહો. કામની કહે હું બોલોકંથ,હુ તમ સાથે આવુ પંથ;તમને દેહ સોંપ્યો છે અમો, મારે મન ઇશ્વર તે તમો. એકલી રહી અહિં શુ કરૂ.તમ વખુટે નીસ્ચેમરૂં. તમ વીના મુજ લાગે ખોડ,તમ મળે મુજ તીરથ કોડ. પીયરમાં જઈ વાતજ કરે, માતા હુ જાઉ પાસરે;મળ્યાં નહિને નાપ્યા વસુ,વસ્ત્ર ન કીધુ એકે તસુ સાથ જાયો મન રૂડા ઘણો, હાકેમ મોટેગામજતણો પાયક ઘોડા રથ અસ્વાર, તેમાં ચાલ્યાં નર ને નાર;બીજો કાફલો રઇયત ઘણી તે માંહે ધણિયાણિ ધણિ,તે હાકેમની હતીહાસ, આવી પોતાને ખાતી પાસ; આપ વધામણી ભારે ભુપ, નારી દેખાડુ સુંદર રૂપ. કોણ જાણે એ સ્ત્રી કોયની, રંભા કે જેની મોહની; જેવો શરદ પુનમનો ચંદ્ર,કામ ની તે કમળાનો વ્રંદ,કુમકુમવરણી તેની દેહ.હાકેમને દેખાડીને તેહ;રૂપે સુંદર ચ તુરજોબણ,જોતાં વાગ્યુ મોહનુ બાણ શામ દામ ભેદે કીજીએ,એ નારી આપણે લિ જીએ; નીશચરૂચા જોઇએ તે તણી, એ ઢારીનો બ્રાહ્મણ ધણી, બ્રાહ્મણ શું કીધી મહુ પ્રીત.લોભતણા દેખાડી રીત; એમ સાથે પ્રીતે પરવશે, આજ રસોઇ અમારી ?શે આપુ સિધુને લાડુ કર્યાં,બ્રાહ્મણભાઇ હઇડામાં ઠરયા,પાસે ઉતારોઆપે પાનવી વેધ પ્રકારે દેછે માન.એક બે ત્રણ મજલજ ગયા,કિધી પ્રીત પોતાનાથાયતમે ઘર- ?ને નાનિ નાર. તેનો મુજનો કહો વિચાર. દોહરા—પંડીત કહે હાકેમ સુણો. અમો ?દેશ બહુ,ધન રળવા આવ્યા અહીં સાંભળ સાચો મરમ પરણી પ્રેમે પરમની,એ મન બાળેવેશ;સહોદર મળવા કારણે,જાઉ અમારેદેશમીત્ર સુણોહાકેમ કહે બીજી ?રણોનાર;તો દ્રવ્ય જોઇએ કેટલો,સાચુ કહોનીરધાર પહેલુ પઠરણ સોહચારનું,એ ?ક જોઈએ લાંચ; બીજી કન્યા હવડાં કરૂ, એ ઉપઇઆ સેહે પાંચ,બીજી લાગ વ-

રષ બારની, જો ગાંઠે હોય ધન.દ્રવ્ય હીણુ માટે રહયો,કુંવરો બહુ દન,એકે કહેતા એકવિશ છે જો ગાંઠે હોય ગર્વ.દ્રવ્ય વીના આવે નહી, ન સરે એકે અરથ.

ચોપાઇ—દ્રવ્ય વિનામુકયાં માબાપ દેશાવીદેશ ફરયોહું આપ.કોઇક જનમની પોતીપાળી,વગર ચીંતે કન્યા મળી.તેને લેઇ મંદીર જાઉંછું.મનમાં હરખઘણોથાઉં છું;મારી નાતમાં કન્યાઘણી પણદ્રવ્ય તણો છેધણિ આટલા દાહાડા દુઃખીયોથયો દ્રવ્ય વીના કુંવારો રહયો, જો દ્રવ્ય હોય તો જોડ, કન્યા હીંડે મોડામોડ.

દોહરા—હાકેમ હસીને બોલીયો,સરે તે મારો અરથ; ગોનાણિ આપો મુને, તો ઘણો આપુ ગરથ. તમે બીજી પરણજો; બમણું લાવે ધન, બેઠા ખાજો રોટલા,વિચારજો મન. હેત કરી હઇડા વીશે, અમને આપો નાર, એક ઘોડો એક પામરી; રૂપઇયા ચાર હજાર. મન માની કન્યા વરો,રોજે સુખીયા થાઓ; વધે તેની થાપણ કરો,નર નારી બેઠા ખાઓ;વીચાર કરો હઇડા વિશે.નથી કહેતા હું ફોક મન કરો આપ્યા તણું; તો ગાંઠે બાંધો રોક. પડયા ખખરા બપોરના, દીઠા જ્યારે દામ,ત્યારે લાલચમાં પડયો; કરવાં કુડાં કામ. બોય ખણે હેઠું જોઇને, મુખ ન બોલે વાણ હેત પ્રીત લહયું નહિ, લોભે લક્ષણ હાણ મન વરત્યુ તે માળીયે કોટે ઘાલ્યો હાથ; શા માટે શરમાઓછો સાચુ કહો મુજ સાથ. ચોપાઇ—બોલ્યો તે નારીનો ધણી,ઠગાઇ કરી આતે શી ઘણી;નારી કોઇએ નવ વેચાય,દ્રવ્ય ઘણો તેકેમ દેવાય,વરતી જુઓછો મારૂં મન દેખાડીને અદકુ ધન. નિચ જાત અસુર છો તમો, ઉતમ જાત બ્રાહ્મણ છું અમો. પાછળ આવે સ્ત્રી માહરી, જુઠી વાત ન ગમે તાહરી,સાંભળે વાટે જોતા લોક, હું જાણુ તે કહોછો ફોક. હાકેમે તો ખાધા સમ, જુઠી વાત તે બોલું કેમ: હું કે તુ જુઠી કહે વાણ, આપ આપણા દેવતાની આણ. દોહરા—બ્રાહ્મણ કહે હાકેમ સુણો, લોભે હું લપટાઉં, કબુલ કેમ નારી કરે. છે એ સાથ હું જાઉં,પાણીમાંનાંખુ સહિ,સોના કેરિ ઝાલ;નારે કબુલ કરયાવિના,કેમ કહુ જેધન આલ.પામેરી તારૂ શુ કરૂં, શો ઘોડો શો અરથ; ન થાય જો નિપજે, ગાંઠે બાંધુ ગરથ.

ચોપાઇ—તેનો બોલ રૂદેમાં વસ્યો,હાકેમ હૃપતા માંહે હસ્યો,સ્ત્રીને શું કહયાનુ કામ જા ગણીને બાંધો દામ, પાણી પીવા પાછા જજો,ત્યાંથી તમો વીદાયજ થજો; વાટ જોઇ વનાતા થાકશે,અફણીએ પછે પાકશે વેચી વનાતા આપે ધણી બાંધ્યુ નાણુ ગાંઠે ગણી; રૂપીયા કેરા સેંહે બાર,તેટલા માટે વેચી નાર,હા કેમ શીક્ષા દેઉંછું, તું આપે હું લેઉંછું, મુજને નારીનો નહી શ્રાપ,તારૂ તું ભોગવજે પાપ વારૂ કહિને ત્યાંથી વળ્યો, હીંડે માહનાને જઇ મળ્યો; લાવો ને તુંબી તમ તણી,મુજને તરસ લાગી છે ઘણી સાથ સંગાથે જાઓ તમો, પાણી ભરી આવુ છું અમો; નીર ભરી નીશ્ચય આવજો; ઉતાવળા વહેલા લાવજો. જો સ્વામી દિઠે સુખણી થાઉં,વણ દીઠે તો હું સુકાઉં તમને દિઠે તો દીઠે હું ડરૂં,વીજોગ થાય તો નિસ્ચે મરૂં. પ્રભુ પાસે

માગું છુ વરત,તમ પાળી હું પામુ મરત;મહારાજ નરખુ હું તમારૂં મુખ,સઘળી ત પામું સુખ.સજન સુખ સાંભળતં નથી,કંથ આગળ શું કહીએ કથી; પુરૂષને પરમેશ્વર માબાપ. તમો ઇશ્વર અમારે આપ; દીઠે મન થાય છે પરમન, હું જાણુ દેવતાનુ દરશન, તમ પાખે કલંકજ ચઢે, રખે રહેણું વિજોગે પડે. પાણી વિના પોરો હોય જેમ. તમ વીના મહારી ગત તેમ; લક્ષપથી લેખા વિન લોક, મહારે મન તે સરવે ફોક. તમ દિઠે મુજ આંખો ઠરે, એમ નારી આરાધન કરે; સીઘ્ર આવજો પાણિ ભરી,તમ વીના સુની સુંદરી. દોહરા—પાછ્‌ળ પાણી પીવા રહયો કપટ કરીને હાથ,નારી ચાલી સાથમાં હીંડે પ્રૌડે પંથ, પચાસવરાં પાણી મળે,પાછુ જુવે નાર; વીમાષણ વનિતા કરે. શે નાઠ્યો ભરથાર. અખંડધાર આંસુ પડે, અહકાકરે ઉચાટ, વગડે વાઘે મારીઓ કે ભુલ્યો કહી વાટ.

ચોપાઇ—તે હાકમનો સેવક દાસ;આવ્યો તે વનાતાની પાસ શામાટે અદકે રૂઓ. ફરી ફરી પાછુ શું જુઓ.વેચી ગયો તમારો ધણિ ગાંઠે બાંધિ રૂપૈયા ગણી; તે સોન ધયા લીધા સાથ. તમને આપ્યાં અમારે સાથ માટે રથમાં બેસો ચડી, આજ કરમ રેખા ઉઘડી,અમુલખ સજો શણગાર, વઈભવ ભોગવે એ ભરથાર. નવે નીધ્ધ તુજ ઘરમાં ભરે,નારોમાં પટરાણિ કરે;સુરા પુરા છે ડાહરા તે ચાકર સહુકો તાહરા.માટે આપ વિચારો બુધ, માગો પાણી તો આપે દુધ, સેવા કરણ સઘળી સખી, વાહન પ્રીતે શું પાલખિ; ફરયુ કરમ શાથે તમ તણુ, સુખ પામીશ એને ઘેર ઘણુ; એવુ કહેવા આવ્યા અમે, બેસ રથ માંગવે તમો.

દોહરો— એવુ સુણતાં સુંદરી, ઢળી તે આપે ધરણ શ્વાસ નહિ નહી ચેતના, જાણે પામી મરણ. બોલાવિ બોલે નહી, પાયું ન પીએ નિર; ઉપાડી રથમાં ધરી, ના રહી શુધ્ધ શરીર. આગળ ગામ એક આવીયુ, જઇ ઉતરીયા લોક, હાકેમને મન હરખ છે, શામાને મન શોક.

ચોપાઇ—સવા પહોર શાતા વળી; મારા કંથતે હું નવ મળી;મુજ વિના તે દુખીઓ થશે મારગ લ્યો તે ભુકયા જશે,શામાટે મારોછો આજ,મહારે કુળ લાગે છે લાજ; હું અબળા તમારે શરણુ, જેમ સીંહને નામ્યું હરણુ, ખોટુ થયુ તમ માટે ચડે. આભડછેટ ઉપજે તમ અડે; તેમાં જુઠું બોલું આપ, પ્રલેકાળનુ મુજને પાપ. તેની પ્રિત પરહરો, મન મુકીને વાતો કરો; સઘળી સમ્રગ તારે પાસે,મુકો તે બ્રાહ્મણ આશા. તારા ચાકર છુજી અમો. શાને દુખીયા થાઓ તમો; એવી વાત તેનિ સાંભળિ, મનમાંહે નારી પર જળી. પ્રગટ દેવ સુરજ મહારાજ, મુજ અબળાની રાખો લાજ. અનેક સતીનિ વહારે ચડો, તે માટે વિશ્વાસજ પડયો. કંથ વિજોગ ધરૂં જો પ્રાણ, તો તો મારા કુળને હાણ:કંથ મુવે જે જીવે સતી, તેનું નામ નિસ્ચે દુરમતી. વેચી ગયો તે મુજ મત મુઓ, જેતો વિજોગ કપટથી હુઓ;માગ દીજે તું

ધરત્તી માત,કરવી ન પડે દેહની વાત,ફટફટરે તું ય અજાણ કેજે દેહમાં રહયોછેપ્રાણ; પાડ નીચ્યે તું મારી દેહ, તેનું કરયું ભોગવશે તેહ. ઘણુ સુખ પામે છે જાણી; હું તો ચીંતા વેઠુ ઘણિ; ધરયુ એક ચીતે શીવ ધ્યાન,મનશા શીધ ધરી બહુ માન; ફટીયું તાળવું પ્રાણજ ગયો,તે નારીને હરષજ થયો;શીવશીવ કહી ઢળી છેધરણ; પામી માનની પોતે મરણ હાકેમે દીઠું તે દ્રષ્ટ પામ્યો આપ રૂદેમાં કષ્ટ, તે ગામના તેડયા બ્રહ્મ,કુળ આચારી કીધું કરમ.અગ્નીદાહ તે વેવા દીધ.કારજ થયું શતીનું સીધ;તે નરતો થયો નીરાશ.ગયો હાકેમ પોતાને વાસ,વાત નારીની અહીયાં રહી, પેલા બ્રાહ્મણની શી ગત થઇ. આપ્યું દ્રવ્ય તે ઉલટભેર,જવા માંડયુ પોતાને ઘેર. ઉતાવળો પંથે પરવરયો, મન માંહે વીચારજ કરયો;ઉતાવળોએ પંથજ કરૂં,સજ નસહોદરને જઇ મળું પછે જમાડુ બધી નાત,કયુ જાણતી મારી જાત સારે ઠેકાણે વીવા કરૂં, કન્યા કુળ રૂડાની વરૂ; ઘણી રીતે કરૂ ઘરસુત્ર, પહોંચે આશ જો પામુ પુત્ર. પુત્ર પરણાવી લાહો લીજીએ, ઘર બેઠા અલખના કીજીએ; એમ વિચાર કરે જેટલે. ચાર ચોર મળ્યા તેટલે;ખુચી લીધો સઘળો ગરથ,ન સરયો તેનો એક અરથ ઉપર મારયો અદકો માર, દઇવ તેનો ભાગ્યો ભાર; નાગો કરી મુકયો તેહને, ભાગ્યાં હાડ એ ગત દેહને. ઉઠી ન શકે પોતે બ્રહ્મ, સંભારે પોતાનું કરમ બ્રાહ્મણભાઇ હતો તે રહયો, ચોર ગરથ લેઇને ગયો.

દોહરા—કરમે હાથ દેઈ રહયો, સામુ પાછુ જાય;જેમ ચોર ની માવડી,મોં ઢાંકીને રોય, નેમ કઠામે ગુમડુ, કો આગળ કહેવાય; કુવા કેરિ છોંયડી. કુવા માંહ સમાય, અવળુ તો આ વરણુ છે, સવળુ કરે શિ નાથ; પુંખ ખાતાં પહેલાં સહી,બળીગયા બે હાથ.લાખેણી નારી ગઇ ગયો અલેખે ગરથ;મોં દેખાડી નવ શકયો,સરયો નહી એક અરથ; નારી તો એક સાધવી, નરનિ તીયજ જાત;સભા સહુકો દેખતાં,કહી મેનાએ વાત. ચોપાઇ—મેનાં કહે સાંભળ રાજન,વિચાર કરી જો તારે મન; સઉના મનતો સરખાં નથી, શું કહીએ તમ આગળ કથી કાં નરને નારી મરમ, ઇશ્વર જેનો ધરમ;જેને મન જેનો નેહ વનયો,ગુણ અવગુણ તે તેને કશો પોપટને ઉપાડી ગરથ, મારો ન સર્યો એકે અરથ; માળો પડયો તો હું કયાં રહુ, સુખ દુઃખ તે કો આગળ કહું.દોહા—વિકરમ કહે તમે કાં વઢો,કરૂં તમારી પેર;કનક ઘડાવું પાજરૂ, રાખુ મારે ઘેર;સરખી વાત તમો કહી. કેનો કાઢું વાંક,એ વીધાતા તણો, જેણે લખીયા આંક. જનુની જઠરે અવતરી,કાં નર ને કાં નાર;બાપ રાખે પોતા તણું.તેણે જીત્યો સંસાર કેડો કોનો નવ લીજીએ,ખોઇ એન કોનોભાર;લેણદેણથી અવતરે કાં નરને કાં નાર લેણું જ્યારે ભોગવે. ત્યારે ઉપજે હેત;દેણું આપે દુશ્મન ઠરે,અળખામણુ સરવ સમેત; વાંક કોનો કાઢું નહી, સાચાં બેહુએ પ્રીત;કરો તમો બેહુ મળી;ગુનો કરો મુજ માફ. ખોળા પાથરી કરગરે વિક્રમ ભારે ભુપ;વાત તમો વઢ-

ના તણી, નાંખો ખારે કુપ. મેના કહે મુકું નહી, એ પોપટનો ખ્યાલ; રાતું તાતું માહરૂ, ખવરાવ્યોછે માલ. શુક કરે સાંભળ સારીકા, તાહારે કાંએક ગજ, ઘર સુત રતું માંડવા, કરે રાવલે અરજ. મારૂં મન માને નહી, ભોમવે તે ઘરસુત્ર; વિદેશ એક ઉઠી ગયો. પેહેલી સ્ત્રીનો પુત્ર;જીવ ભમે તે પાગળે ન ગમે બીજું અન્યઆખી રાત રૂદન કરૂં. મોટુ દુખ છે મન. મુજને તું વહાલી ઘણી ચતુરાચતુર સુજાણ;વી જોગ પડયો છે પુત્રનો,તેણે ન ઠરે પ્રાણ. મેના કહે પોપટ સુણો,વાત કહુ નીરધાર; માળેથી હેઠાં પડયાં બચ્ચાં મારા ચાર. તે લઇ ગયું નિર ક્ષીપા તણું.જાય પરાઠી પુર; તે મધે વહેતાં ગયાં રવી ઉગમતે સુર વીજોગ થયો વહાલા તણો,ટળી અમારી ઓથ, તે માટ રીશ કરી વડું વાળુ તારી લોથ.બચ્ચાં ગયા મુજ પેટનાં મારે તારે પ્રીત. હવે જુગમાં જીવીએ. તે કુણ રૂડી રિત. પોપટ કહે મેનાં સુણો,કોણ પરવરી કોણ પુત્ર; ગયો સંતાપ એ માહરો, સાંભરે છે ઘરસુત્ર ચીન્હ મણી સરખુ હતુ, ઉજવળ તેની ચાંચ; તે ગયો કદળી વને,વરષ થયા છે પાંચ.આશ શી રાખું એહ ની, તેહ મળે કયાં તન;મારે પણ મરવા તણું લક્ષરસાછે મન. લીજે શાખ વીકમ તણિ, બેહુ જણ જાઇએ ગંગ; જંપાપાત જઇ કીજીએ; સ્નેહ બે જણ સંગ.

દોહરા—દોણી દુખ બે રાખીએ, એ ધરમની રીત,સાથે પ્રાણ તજીએ સહી,એવું સુણતાં બોલીઓ આપે વીકરમ વીર;બચ્ચા અપાવુ તમ તણાં રાખો રૂદયે ધીર મેળો કરૂ માબાપનો, તેતો વીકરમ મુજ નામ. વીલ દીવસનો વાયદો રીઝો આણે ઠામ પ્રતીક્ષા પોતે કરી, સાંભળે છે સહુ લોક; વાચા ચુકુ માહરિ. સુકીત થાઝે ફોક કદાચ બચ્ચાં જડે નહી ના આવે માહરે હાથ,હુ આવુ ગંગા વિશે,જંપાનુ તમસાથ વીશ દીવશનો વાયદો, કરયો પ્રતિજ્ઞા પેર;વિચાર કરયો આપે મનમાં.વિશ દીવસ તો ઘેર. ચોપાઇ—કરિ વાયદો પોતે ત્યાંહ; વિચાર કરયો આપે મનમાં. વીશ દીવસ તો વહીને જસે,કેમ કારજ પંખીનું થશે. એતો સંકટ મોટુ ઘણુ.બાળક કેમ જડસેએ તણુ; મધરાતે ઉઠયો મહારાજ,કરવા પોતે મોહોટું કાજ. કુમકુમ ચંદન હેતે કરી, કનક થાળમાં પુજા ભરિ, હરશીદ્ધ માને દીધાં માન; એક ચીત માંડયુ ધ્યાન ઇષ્ટ દેવનો મંત્રજ ભણી, અમુલક આહુતી હોમે ઘણિ, વીતી રાત ઉગ્યો જવ દીશ; કર ખડગ લેઇ છેદે શીશ, કમળ પુજા માને આહરી સરવે દેહ સરજી તાહારી, પરદુઃખભંજન જાએ વરત; તેથી સારૂ પામ્યા ભરત; લેજ્યો માત ભવાની ભોંગ, સોંપી શીશ તારે સંજોગ; હાથે મસ્તક છેદે જેટલે; પ્રસન થયાં માતા તેટલે, મા કર ઘાત પ્રથિવપત નાથ મામા કહી ઝાલ્યો હાથ. માગ માગ પ્રસનછુ અમો ઉણુમ કાંઇ ન રાખો તમો. જે માતા આપે વરદાન. શુકસારીકાના સંતાન; પોપટ મેનાનાં જે બાળ.તેની માત બતાવો બાળ,સણેકાના અરભક કુણ ઠામ.નીપીનહ પોપટ કુણ ધામ;મુજને તારોછે વિશ્વાસ, તે આવે તે પહોચે આશ. પરદુખભંજન

કોને કહો નવેખંડમાં નામે લહો; તે હરશીઘ્ર તારાં છે કામ,નહીતર કેમ રહે મારી હામ. વિક્રમ એક મરતે શું થશે બરદ માતાજી તારૂં જશે;કામ દે તે કર વેઠીઓ હું તારો અનનો પોઠીઓ. જ્યાં ત્યાં બરદ માગુ છુ હું, મારે માથે ગાજે છે તુ, વચન આપું છુ સઉને હાથ, જો સાચું છે તારી સાથ. ઘણી વાર પુરે છે આશ. માટે મુજને દ્રઢ વિશ્વાશ; ઉપાય કરો જેમ સંકટ ટળે, બાળ સરિકાને મળે, વચન આપ્યું તેના કર માંહ્ય.તે માટે હું આવ્યો આંહ્ય;નામ અવીચળ મારૂં રાખ, દયા કરીને મુજને દાખ.

દોહરા—માત કહે મહિપત શુણો, જયતપુરમાં જાઓ; ત્યાં મળશે પોપટ તુને, સેહેજે સુખીઆ થાઓ,નંદસેન નરપત ભલો,પવિત્ર તેનિ પેર;નીધી નંદન પોપટ કહયો, તે છે તેને ઘેર; બાળક બે મેના તણાં પડયાં નીર,હું બતાવું તુજને, સાંભળ વિક્રમ વિર,અરધું તરતું તુંબડું, આવ્યાં જ્યારે હેઠ; તે મધે ચારે ગયાં; જ્યાં છે સમુદ્ર બેટ, આગળ ગામ પોપટ તણું, પાછળ સમુદ્ર બેટ, શીઘ્ર કામ તારૂ થશે. જાઓ તમો ત્યાં ઠેઠ પગે લાગ્યો તે મહીપતી, બહુ વિધ દીધાં માન; પ્રભાત થયો પછી તે સમે, હુવામાં અંતરધ્યાન.

ચોપાઇ—પ્રભાત થયો જેટલે,સહુ સુતાં ઉઠયાં તેટલે;પ્રધાનને તો સોંપ્યુ પાટ, ચાલ્યો આપ કહી એક વાટ. સુખ સહોદર તજ્યુ રાજ,ગયો રાય કરવા પરકાજ, મુકે ગામ એક બીજુ લે, નીશા પડે ત્યાં વાસો રહે.પાંચ દીવશે ગયોતે ગામ,નંદસેન રાજાને ઠામ; પેસવા માંડે ગામજ માહ વિકટ ચોકી બેઠીછે ત્યાંહ. કરપત ત્યાં ઉભા તે દીશ,ચોકી વાળે નામ્યુ શીશ, દીસતા છો ભારે ભુપ, રાજ ચીન્હ સરખું છે રૂપ, શા માટે તજ્યુ છે રાજ,અહી પધારયા તે કહો કાજ, નગર મધે પેઠાનો ઠાઠ. ખટ દરવાજા છે વાટ, મોટી પોળ છે એક વિશેક, તેની જોડે છે બારી એક; પોળે પેસતા સઘળુ સુખ,બારીમા મોટુ છે દુઃખ હેઠો બેશીને લાંબો થાય,મહા દુઃખે બાર મા જાય; પોળે પેસતા અહકુ હેત;મુખે જાય ત્યાં હાથી સમેત;વચન એક મારૂ મન ધરો, રૂડુ જાણો ત્યાં પરવરો; વિક્રમ કહે બે પાડી વાટ, ચોકી બેઠા છો શા માટ, બારી બેઠ શી છે મોટ પોળે પેસતા શાની ખોટ તેની વાત સાચી કહો તમો; વળતી ઉત્તર આપું અમો. દોહરા—ચોકીવાળા બોલીયા, બારિએ પેઠે વાણઃ પોળે પેઠે સુખ નથી, ખોવા પડશે પ્રાણ રાય અમારા નગરનો,તેનો છે બહુ વાંક;ભણ્યા હોતો વાંચી જુઓ, ભીંતે લખીઆ આંક.

ચોપાઇ—રાજા બારીએ આવ્યો જ્યાં, અક્ષર ભીંતે લખીયા ત્યાંહ; કાયરની જો કુખે જણ્યો, અથવા નહિ જે વિદ્યા ભણ્યો. દાઢી મુછનું મુંડણ કરે,રાંક જાત થઇ પરવરે.ના મરદ થઇ હરિયે,તે મુખે આવે બારીયે વેપાર કરો કે ભીખોમામ. તે તું ત્યાં કો નવ લે નામ; એવું વાંચી પાછો વળ્યો,મોટી પોળે ચોકીને મળ્યો. ત્યાં

અક્ષર લખીચા છે ભીંત હેતે વાંચી ધારયું ચીત, દોહા—શુરો પુરો રજવિ રાખી જાયો હોય; સુખે આવો પોળમાં ભ્રાંત ન કરશો કોય, રાજ સભામાં અવજો, રાજા કેરી જોડ; રમવા સારે સોગઠે,જીતવા હુશે હોડ. રમત રમતાં જો જીતશો,સારૂ દેખો જેહ, માગી વેળે મુજ કને, તેમાં નથી સંદેહ,રમતાં જો હારી જશો.કરશુ એ હવાલ; મજુરી કરીને રાખશું, ખોદવા કાજ તળાવ, જવનો સેર આટો જમો, રહો અહીં બારે માસ; સરોવરની માટી ખણો,મુકો ધલેને આશ.બેમાં જે રૂડુ ગમે,વિચાર કરી જો બેશ;જેવુ જોર હોય મન વિશે,તે વાંકે તું પેશ કાયર થઈ હારી જશો તો થાશે સુખ; શુરા થઇ પોળે જશો, તો આગળ છે દુઃખ.

ચોપાઇ—સાંભળતાં કિરમ તેવિર, આપ રૂદેમાં રાખી ધીર, ડાબી મુશ્ટી બારા ઓળ, મણી પાસે જઇ પેઠો પોળ. રાય પોળે પેઠો જેટલે દુદભિ નાદ કરયો તેટલે; થયું રાયને વેગે જાણ, આવ્યો પંથીકો ચતુરસુજાણ. ત્યાંથી શેવક બીજા વળ્યો, એટલે પંથી તેને મળ્યાં, રૂપ જોઇને ધુણ્યું શીશ. રૂઠયા કે તરૂઠયા છે ઇશ. કોમળ જાત દીશે છે ઘણી. કેમ ખોદશો માટી શર તણી; પંથી કહે તારૂં શું જશે, જેમ સરજ્યું હશે તેમ થશે, એમ કરતાં આવ્યા દરબાર,દીઠો પંથી રાજ કુમાર; દેદાર જોઇને દીધાં માન,આપ્યા આસન બેસ ન પાન.કોણ દેશન ઘરના ભુપ,દીશો છો રઢીયાળુ રૂપ; શા માટે મેલ્યું છે રાજ. પંથ પળાય લેકોણ કાજ, મુજ સરખું જે હોયે કાજ,શેવક થઇ કરૂં હુ આજ; વિકરમની અહીં આણુજ ફરે,અશ અમન્યા કો નવ કરે. દોહરા—પંથી કહે રાજા સુણો તારે જે હોય અરથ;જે કહો તે અકરૂં. સઉવાને સમરથ. ગામ નગરનું કામશું, અરથ સફળ શો થાય. પુર જાણુ સઉ પેખવા, લક્ષ આવે લક્ષ જાય. પ્રથવાત તમો કરો જે મન હોયે ગરજ; પછે અમે તે બોલશું, જેહ અમારિ અરજ.

ચોપાઇ—પંથી દીસોછો ડાહરા, શા ગુણ હું બોલુ તાહરા; રમો સોગઠાં મુજને કોડ હુ કહુ તે પરઠીને હોડ, રમતમાં જીતો જો તમો. તો મોનુ માગ્યું આપું અમો; હારો તો મજુરી કરો, માટી ટોપલા માથે ધરો, તમ સરખો કંઇ લક્ષ કનો, સરોવર ખોદે મુશ્ટી જોડ; તેમાં તે એક વધતા થશો, હવડાં હારીને ત્યાં જશો, લખ્યા કરયાં એ વાતજ તણાં.વચન સ્પષ્ટ કિધાં ત્યાં ઘણાં; જોવા હમેની અદશ્રી મળી પ્રધાન આદે છત્રિસ કળી,રાજા કહે સમરથ માહરિ તેમાં એક વસ્તુ તાહરિ. હાથી ઘોડા ધન પુત્રિ રાજ. તેમાં એક જીત્યાને કાજ;રાજી થઇને રમતજ કરિ, જુવે સરવે ત્યાં સભા ભરિ. તે રાજામાં ડહાપણુ ઘણું. ઉપાસન છે વિરજ તણું, તે રાજાને બેસે હાથ, તજી ન શકે તેની સાથ. સામાં સોગઠાં બારે ધારિ,વીર આવિ કે પાછો ફરિ. પેતાની ઉગારે ઘાત, સામા માનિ મારે સાક્ષાત, કળાવિકળા એવી થાય, માટેકો જીતી નવ જાય.મુકાવે સહુ તો ધરમ.તેનો કો નવ જાણે મરમ

રમવા બેઠો પંથી સાથ, બેઠો વિર જઇ તેને હાથ. સંભારી હરસીદ્ધજ તણું, ધરયુ ધ્યાન વઇતાળજ તણું; સંકટ પડે તમારૂ કાજ,રાખો મીત્ર અમારી લાજ.સમરતા આવ્યા વઇતાળ,જેવા કૃતાંત સરિખો કાળ;બાવન વિર તણો સરદાર,જેમાં પ્રાક્રમ અપરંપાર આવિ બેઠો વિકરમ વાણ; ન થયું કો બીજાને જાણ;વિરે વઇતાળ દીઠો જેટલે, તે ત્યાં નાગે નમ્યો તેટલે. હું તો છું તમારો રાંક,ક્ષમા કરો અમારો વાંક; વઇતાળ કહે તું માઠું કરે, પાપ તણા પગલા શીદ ભરે. તુજ પરતાપે રાજા સહુ, માટી ખણવા રાખ્યા બહુ; તે સઉને લાગે છે શ્રાપ, પેટ પોષણ કરેકાં પાપ. હવડાં તો સારૂ મન અડપ શ્લોકે માથા મારજ પડે; ત્યારે તેનો દિધો કોલ કરજોડીને બોલે બોલ, હવે કામ એવાં નહી કરૂ. મંદિર એનું પ્રિતે પરહરૂ; મારે અને કોલજ વણો, ખીચડો નીત સવામણ તણો; એથી બમણું આપે જેહ, હું સમરપુ તેને દેહ.છુટકો તે વચનથી કીધ, વચન નથી મેં હાથે દીધ, વિર વઇતાળે દીધી આશ. રહે રાજા વિક્રમને વાશ; ત્યાં નહિ આવે ઉંની આંચ, દહાડો ખીચડો ખાજે મણ પાંચ. નહિ કરવું પડે ત્યાં પાપ, દુખિયો થઇ નહિ દે કો શ્રાપ; વિરને એ રાજે કચ્ચ કરયો તેણે તે રાજા પરહરયો. વાતો વાતો કરે બે મનને ગમે, બે જણ બેઠા બાજી રમે. વિક્રમ આગળ જીતીને જાય. નથી સુંઠ ખાધી કોની માય;જીત્યો આપકારિને ઠાઠ કાચી રાખી તેની આઠ, વિર તણું જે ભાગ્યું જોર,ત્યારે તેને કીધો ચોર. અચરત વાત જુવે સુહે કો, હારયો રાજા પડિયો શોક;જોતામાં જે ઝાંખો થયો,હાથખંખેરિ બેશીરહયો પંથી કહે શો કરયો વિચાર,રમત રમો તમે બીજીવાર, જીતે દા પાછો દેઇશું. હારે વસ્ત બીજી લઇશું. એવિ વાતતો સહુને ગમે,હરયો જુવારી બમણુ રમે;માંડયો દા તે પાછો ફરિ. રમત હતી તે જારિ કરિ. રમત નાખ્યા રાયો તણિ, હુંશ પલક જુએ છે ધણિ, પંથીની ત્યાંહાં પુરણ થઇ, કાચી આઠરા જાતી રમી; હારયો તે નરપત નીરધાર, નિચું જોઇ રહયો તે ઠાર. પંથી કહે મન શોકજ છાંડ, રમત ગમે તો ત્રીજી માંડ; ત્યારે તે હસ્યો રાજન, કરયું રમવાને ત્રીજુ મન; જઇ પ્રધાને સાહયો હાથ. બોલ્યો પોતે રાજાની સાથ. નોહેઆન વકા મોટા દેવ છાંડી રમત કરોને સેવ; દેવાંશી દીસે પુતળુ,ભાગ્ય આપણે આવી મળ્યું.માટે એ કહે તે કરો,વચન એહનુ મુસ્તક ધરો તે વચન સહુને ગમ્યું,પ્રણામ કરી સહુ પાયે નમ્યું;અમ સેવક આજ્ઞા દિજીએ,પંચાઅત ભોજન કીજીયે;પંથી કહે નહી મારૂં કામ,જોવા દે ભાઇ તારૂ ગામ સારી વસ્ત જે ઉતારે દેશ, તેમાં બે જીત્યા તે લેશ;એમ કહીને ત્યાંથી જાય,બ્રાહ્મ-ણ એક ત્યાં ભેગો થાય પોતે દેખાડે એક વળગી હાથ,સારી વાત કરે તે સાથ;જોયાં રથ હાથી ઘોડલા જોયા ઘાટ ઉપર જોડલા. જોયુ રાજ સરવે સમેત, દીઠો પોપટ વધ્યુ હેત; બામણ દેખાડે પુર માંહ, આવ્યા છે સરોવર જ્યાંહ.દશ હજાર તે માઠી જાણે. હારી ગયો ઉમંગે ઘણે. સકોમળ રાજકુમાર,દુખે કરિ ઉપાડે ભાર.ત્યાં જઇ

ઉભા વિક્રમ ભુપ;દીઠુ અલોકીક તેનુ રૂપ;દીશે છે દેવતાઇ અંશ. જેવો વિક્રમ રાયનો વંશ, સહુકો ભાર નાંખીને દીધ, સ્તુતી કર બે જોડી કિધ;અમો આવ્યાત કરીને કોડ, હારયા છું સહુ મરતાં હોય તે હહાડાના માટી ખણુ:સત વાત તમ અ અળ ભણું;સહુકોને ઘેર જુવે વાટ,અમે દુઃખ ધરૂં તે માટ.જે કો આવે આણે ઠાર, ફરી નથી નીસરતાં બહાર; હારયા તેતો કેમ આવિયે, ખબર તે કેમ કહાવિએ આટલામાં એક જીત્યા તમો સઉકો આશ કરૂછું અમો, ઘર બહાર તમો તે જશો મન માંછીત લેઇ સુખીયા થશો; અમો શહુ માગુ તમ પાસ, વિક્રમસેન નિરાખુ આશ; પરદુઃખભંજન એને ટેક, બ્રહ્માએ સરજ્યો છે એક; કાને સુણિ કિરતિ તે તે તણિ. દીઠો નથી ઊજેણિ ધણિ. પુંઠ સહુ વખાણે લોક,શાળે હશે કે જુઠું;તમે ત્યાં સુધી પરવરો,ઉજેણિપતને જાણજ કરો; તેથિ દુખ અમારૂ જશે.પછી પુન્ય તે મને થશે એવું સાંભળિ વિક્રમ હસ્યો,બોલ સહુ કોને મન વસ્યો,વિક્રમ કહે સહુ સાંભળો તમો,વિક્રમને મેળાવશુ અમો સઉને હુંને મુકાવિશ આપ જુઠું બોલે સહુ વિધ પાપ;કરૂ છુટકો ઘડી એકમાં;વિકરમસેન તેડુ ટેકમાં,બરડક બોલો હું તે એક તો બોલે કરિ વિવેક; બોલ્યો તે મરડિને મુખ, વાતે સુણિ લાગે છે દુખ. વિક્ર થઇ પોતે આવિયો દયાળુ જાણિ ભાવિયો વાટ.વેઅળિ ઊજેણિ પડિ ભાઇ તેડિ અ વશે આ થડિ, શઉ મળિ તેને વારિયો, આ ડાપણુ શારૂ હારિયો; આવ્યા છો તે સુખિયા થાઓ શાને અહીયાં ગોથા ખાઓ.

દોહરા–વિક્રમ કહે ગોવિંદને જેહ ગમે તે થાય; એમ કહી પાછો વળ્યો, આ વ્યો રાજસભાય, ત્યાં દેહેરૂ સુલક્ષણાનું કિધુ જઇ પુજન ધુપ દિપ અતી આરતિ નિરખિ જોયું મન. બ્રાહ્મણ કર જોડાવ્યા હું તો નિજ સાથ; દક્ષણાતો વિક્ર કહે, જળ મુકું તમ હાથ. પંડિત કહે પથિ સુણો, કહો સાચુ આ ઠામ દક્ષણા વળ તી માગીએ,કહો તમારૂં કામ.શીશ સ્થાનક જુઠું કહી મુજમાં રહયાનું પાપ.ઓ ળખ્યા પછી માગશું, મનમાં ગમતું આપ.

ચોપાઈ–પંથિ કહે પુછોછો તમો, તમશું સાચું બોલું અમો; કો આમળ નવ કહેશો વાત, ગામ નામ કહું મારિ જાત.સેવક છું હું હરસીદ્ધ તણો ગૈબ્રાહ્મણુ શુ નેહજ ઘણો. વિરજીત વિક્રમ મુજ નામ. ઉજણનગર મુજ માળવ ગામ,કરૂ એ ઇશ્વરનિ આશ. બ્રાહ્મણ જન કેગો હું દાસ: સુણતાં બ્રાહ્મણ હરખિયો, નેહેસુ નર પત નરખિયો મહારાજ દક્ષણા આપો તમો, તે હવડાં નહી લઇએ અમો,વોળાવ આવું તમ સાથ. તવ માગીશ જળ મુકો હાથ,મુકયું હાથ બ્રાહ્મણને નિર.આવ્યો સભામાં વિક્રમવિર; તેહ ગામનો બોલ્યો રાય, ભરિ સભામાં લાગ્યો પાય કમુલ ભુલ વસ્ત જે બે કિજીએ,ફરમાવો તેતો દિજીએ,સમઘ મારિ જે ધણિ,બે વસ્તન તમો છો ધણિ;જે ગમે તે માગી લીજીએ,તે અમે તમને દિજીએ દોહરા–ત્યારે પં

થી બોલાયો; નથી જોઇતો અરથ નિધી નંદન પોપટ તણો માહરે છે એક અરથ, ખોદે સરોવર અતી ઘણાં હારયા છે જે હોડતે માગ્યા આપો મુને;બંધીખાનું છોડ. આ બે વસ્ત આપો મુને,નહિ બીજાનું કામ.રાજ રિદ્ધ ઘેર ભોગવો,કો નથી લેતુ નામ, સભા સહુ અચરત થઇ ધન ધન ભુપએ સાર.દિસે છે વિકરમ થકી. બળિઓ એ દાતાર. આપણુ એવું જાણતા નથી વીક્રમનિ જોડ, પથ્વિમાં દીસે ઘણા, જેપુરે મન કોડ.કોઇ કહે એ દેવછે, કોઇ કહે એ સિધ;કોઇ કહે દાતાર છે,તે વિણુ નહિ નવનિદ્ધ મુઆ શરવ મુકાવિયા. ક્ષણું ન લાગી વાર; ઘેર વળાવ્યા સરવકો, દીઠા દય હજાર,તે સહુકો વાણિ વદે,નહિ બીજાનું કામ,અવીચળ તેજ નિને તપો, વીક્રમાજીત તુજ નામ. તમે ગમે તો માનજો,આશીશ દેઈ આપ;નામ થજો નવખંડ માલખેણા પરતાપ,તુજદુશમનદેહવટ જજો,નિતકરજો પરકામ;શાલવારતા ચાલજો, પરદુખભંજન નામ.ચોપાઇ–તે શઉકોનેઆજ્ઞા દીધ,નિધી નંદનપોતે લીધ,પોનેપંથ લેછે જેટલે,કઉતકએકથયું તેટલે;વીપ્ર ગયોપોતાને ઘેર.સ્ત્રિ આગળકહિ માંડિ પેર પંથી આવ્યોજાણે શહુ,બધી પડયા મુકાવ્યા બહુ.તે પોતેવીક્રમ રાજન,તે કો વાત ન જાણે અન્ય,મેં શઇ દિધા માટે કહ્યું;તે મે મારા મનમાં લહ્યું,દક્ષણાનું જળ મુકયું હાથ,હુતો જઇસતેનિ સાથ;તુંને શિખામણ દેઉં;સુએ પાસેમાગી લઉં;આપણુ કરમ કરે જયાહરે,એ મળીયોમારગ ત્યારે;એવું સણુતે હરખીશતિ,એ પુન્યવંતછે પુથ્વીપતી;તેનું જોકરીએ દરશન,તો મનઘણું થાયેપ્રશન,એમ કહિનેસ્ત્રિ ભરથાર, બેઉજણઆવ્યાં રાજદવાર,કરૂં રાયનેવંગે જાણ,ખાઉં વધાઇ આપો લહાણ;દેવાંશિ દીસેછે રૂપ,પ્રથવીપત રાયવિક્રમ ભુપ,માટેએને પાગે લાગ,મન વાંછીત ગમે તે માગ આવ્યાહાથ અજાણ્યા જશે.પછી સોચનાદિલમાં થશે એમસુણતાં હરખ્યા સઉ મન,માંડયા બેસવા શિહાસન;જાણું છુ કંઇ પરકાણે,આપ એકક્ષાનિકળ્યા બારણે, મુજનેઓશીંગણ કીજીએ,કન્યા એકમહારી લીજીએ;પરદુખભંજન છોજીનામ,કરો સર્વથા મારૂં કામ.દોહરા–વીક્રમ કહે વરૂં નહિહું તો કોનિ સાથ,કદાચ મુજ ખાંડુ વરે.કોલ મુજ હાથ.વચન ઉવખે માહરૂં, વણ થુંકે વેચાય;કોલ આપે નિજ તાતનો તે મદિ સ્ત્રિ થાય.

ચોપાઇ—કન્યાએ કિધો શુભ બોલ,પરિયા સાતનો દિધો કોલ;લગન નિરધાયું હેતે કરિ,કુળ આચારે કન્યા વરિ.તે શોભાનો ન લહું પાર,વિખાણ કરતાં લાગે વાર;પોપટને લીધોહાથમાં,દિધાં પાન સઉકો સાથમાં.શીશ નાગીવળે જેટલે.વાડવ પાસ આવ્યો તેટલે આપ દક્ષણારાજા મુજતનિ,મુજનેતો આશાછે ઘણિ.દળીદરૂપીયા દુખજ કાપ,મનમાં ચીતવ્યું હોય તે આપ રાજા કહે જે માગે તું,સત કરિને આપું હું હુસ હઇડામાં હોયે જેહ, મારા સમ માગને તું તેહ, તેમાં જુઠું બોલે વાણ, તો આદાન તુજને આણ તેમાં જો હું રિસજ કરૂં,તો મારા સમ માથે ધરૂં.દોહરા–ત્યારે

બ્રાહ્મણ બોલીયો માગે નહી વેહેવાર;જશ જુગમાં જેવા મરો,લોભ તણો નહી પાર નાંખ્યા તમો,લાલચ અદકી થાયનદીએ પાની જેટલું,તે જાણું પીવાય.અમો હવડાં મામશું;આપિુ અદકુ હેત ધન હાથીને ઘોડલા,રાણી રીદ્ધસમેત હુંશ મારે મન એટલી, પણ તે કેમ કહેવાય;મન ગમતું આપો તમો, જે મન ઇચ્છા થાય,જળ સીતુ ઝારિ થકી, મેલ્યુ બ્રાહ્મણ હાથ; પોપટ વિણ સમર પીયું; સમદ્ધ સઘળી સાથ. કૃષ્ન ર્પણ સરવ કરયું, શાના સહીત તે નામ, ત્રાંબા ન પત્રે લખિ,આપ્યાં વિસજ ગામ, એના ગુણજે કહી શકે,મર્નાન સુખનિ વાત,વચન બાંધી વનિતા ગઇ,તે સાથેસાક્ષાત.તેહ ગામનોરાજીયો.પેટ નથીત્યાંપુત્ર ઘરજમાઇ બ્રાહ્મણ રહયો,ભોગવતા ઘરસુત્ર.

ચોપાઇ–પોપટ રાશબન્ને પરવરે,વાડે જાતાંવાતો કરે,શા કામેઆવ્યા મહારાજ શું ધારિને મનમાં કાજ, સરવ માલ બ્રાહ્મણને દીધ. મુજને કેમ સંગાથે લીધ;વિક્રમ કહે સાંભળરે વિર,પોપટ તમારો તાત ધીરતે તારા ઉચાટજ કરે,વિજોગ માટે નિસ્ચે મરે; તેને હેત મેનાં શુ ઘણા બચ્ચા ચાર તે મેના તણાં;તેણિએ સુખ કરયું છે તાજ,ગંગા જોતો મરવા કાજ;તેનું જાણ તે મુજને મળ્યું,ત્યાંથી દુખએ જણનું ટળ્યું. તેનો બોલ મેં દીધો ઘણો.વાયદો વિસ દીવસજ તણો, ત્યાંથી આવ્યો હેત કરિ, તુજને દીઠે આંખજ ઠરિ, ચાર બચ્યા છે શમુદ્ર બેટ, ત્યાં જાવું છે મારે ટેઠ. બચ્ચા ચાર છે તુંબી માંહ, જેમ તમ કરી જાવું છે ત્યાંહા તે વિખમ ઘણિછે વાટ,તેના મનમાંછેઉચાટ;રાજરિષ કરિ છે તાજ તો આવ્યો તમારે કાજ. પોપટે એવું સાંભળ્યું; મન રાજા સંગાગે મળ્યું; ધન વીક્રમ ધન તારૂંનામ, તુજવીણ કોણ કરે પરકામ.મુજ માટે આવ્યાછો તમો,તો બચ્યાં લઇ આવું અમો; અહી સ્થાનક સ્થિર થઇને રહો,એહકામ શેવકને કહો.રાજાએ દીધું એધાણ.ઉડયો પોપટ ચતુર સુજાણ;પાંખના ઘણીને શીછે વાર;ગયો બેટસમુદ્રનેઠાર,તુંબીપાત્રલીધું ચાંચમાં, આવ્યો પાછો ઘડી પાંચમાં;સુપ્યાં આવી નરપતને હાથ,પંથ પળ્યા બહુ તે સાથ.હરખ હેતને ઉલટ ભેર,આવ્યો પોતપોતાને ઘેર;પંદર દીવશે પોહોતીઆશ આવીમેનાપોપટપાસ ઓળખીઆંબચ્યાં લીજીયેવીજોગનો મેળોકીજીયે.તેણેતેદિધી આશીશ,જીવો રાજા કોડ વરિશ.તેંતો અમને રૂડું કરયુ,સુત દેખીનેહડહડુ ઠરયુ,તેથી લક્ષ ઘણુ પુન્ય થજો, તારૂ દુખ તે દેહત્રટ જજો પાંજરા કરાવ્યા કનકજ તણાં,હીરા રત્ન જડાવ્યાં ઘણાં સહુકો રાખ્યાતેણિ તીર અમરત મેવા ફળને નીર વિજોગભાગ્યોછે તે તણો, મેળો થયો તે હરખજ ઘણો,તે પ્રાણીને પમાડયાં સુખ,ટળ્યાં મહા દુઃખીયાનાં દુખ એવાં, કીધાં લાખ કરોડ,સંક્ષેપે કહું કરજોડ,કહે પુતળી ભોજ સુજાણ સાંભળ રાજા જોડી પ્રાણ. મુડમાં મુડાં હોય જેમ,સંક્ષેપે કહયું મેં તેમ એવા થાઓતો ધરજો પાય,નહી તો હવડાં કહેજો નાય.જો થયો હોય વીકરમ પખે જોતીષ શાસ્ત્રે શક કેમ લખે તેનુ જે સાંભળ ચરીત્ર પતીત ફીટી થાય પવીત્ર,

દોહરા—એ ચરીત્ર જે સાંભળે,મન થઇને પ્રસન;પુન્ય ચાંદ્રાયણ વ્રતનું,રેવાનું દરશન;એક અક્ષર એક પદ તણો,સુણે શીખેને ગાય;વિજોગભાગે તેહનો,આશા પુરણ થાય.મુરખ વિદ્યા પામશે, નીરધન પામે ધન; કુંવારો કન્યા પામશે, વંઝા પામે તન.એમ કહીને પુતળી;અંતરીક્ષ ઉડી જાય; વિક્રમ સરખો જે થશે, ધરે સીંહાસન પાય. ગાયશીખે ને સાંભળે,પોચે મનની આશ; બેઊ કર જોડી વીનવે, શામળ હરીનો દાસ;શ્રોતા વકતા સમજતા,કહે કવીતા કર જોડ; શામળભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.

## વારતા ૨૯ મી સ્ત્રી ચરિત્રની.

શીલવંતી નામનિ ઓગણત્રીસમી પુતળી બોલેછે તેવારતા રાજા ભોજ સાંભળેછે.

શ્રીગણેશાયનમઃ શ્રીસારદા નમઃ ચોપાઈ—શ્રી વિદ્યા સાચી સરસ્વતી,માતાજી આપો મહામતી; અધીક મનની પુરો આશ. કરો માત રસનાએ વાસ. દીજે મુને મનોહર મત, શુળ અક્ષર બોલાવો સત; એક સમે ધારાપત ધીર, ભોજરાજ નર પત ગુણ વીર.દલ મોટો રૂડો દાતાર,ભુપત ભાગ્યનિધી ભંડાર;તેને સીંહાસન શુધ કરયું,આસન બેસવા મનડું ધરયું.કરયાં પુન્ય દીધાં બહુ દાન,માગણ જન પામ્યા બહુ માન;હરીહર સાથે જોડયા હાથ,સ્પરશ કરે સીંહાશન સાથ. જમણો પાગ ધરે જેટલે,શીલવંતી બોલી તેટલે;રખે રાય પરઠે તું પાય આશન બેઠે સુખ નહી થાય. એ આશન છે ઇંદ્રિ તણું,અમુલ્યે તેજ પરાક્રમ ઘણું; તે સરખો સત્યવાદિ થાય, તે શીંહાસન પરઠે પાય. પુરપતી કહે સાંભળ પુતળી વદો વીખાણ વીક્રમના વળી; કેવાં પુન્ય ને કેવાં દાન,માગણ કેવાં પામ્યા માન કેવા પ્રાક્રમ કોવો ધરમ,કેવાંકેવાં કિધાં કરમ; કેવાં તેણે સંકટ પરહરયાં, કેવાં કામ પરમારથ કરયાં. કેવો થાઊં તો પગજ ધરૂં,નહિ તો એની પુજા કરૂં.ભોજ પ્રતે કહેછે ભામની,નથી જનમ્યો કોઇ કામની. ઉજેણી નગરીયો ભુપ, વિક્રમસેન તો અતી અનુપ; શુભ ઉજેણી નગરી સાર, નવ તેરી જોજન વીસ્તાર;દેવસ્થળ દેવી ભુદામ;માતાં હરસીદ્ધ નામ. મહાકાળેશ્વર જાણીતો જતી રૂડી કરમની રેખા રતી, ગાંધરવ મશાણ છે જ્યાંહ, વસે સીધ ચોરાશી ત્યાંહ,ક્ષીપ્રાત્રઠ ગુણવંતી ગંગ,સકળ તીરથ એ શોભા સંગ.વઇકુંઠ પુરી એવો છે વાસ,તેજ પુંજ લક્ષ તીલ વીલાસ;ભાર અઢાર સદાએ ફળે,મનવાં છીતફળ માગ્યા મળે. સહુકોનિ સતવાદી દેહ, મોહોના માગ્યા વરસે મેહ; વશીષ્ટ જેવા રૂડારૂખી સકળ લોક સાચા છે સુખી. કોટી રાજ શાહુકારી ધ્વજ,ધરમતણી ઘણે ઘેર ધજ; સદાવ્રત ઞુગતે જોડલા. ધડ જાણે લંકા ટોડલા.ત્યાં આણ વિક્રમની ફરે,સાંભળતા પરસંકટ હરે;ધીરવિર માહરાધક હોય, મહીમા કળી શકે નહી કોય.

લઘુ લઘવી વીદ્યા કરે,એક ઘડીમાં અવની ફરે;પરકાયા જાણે પરવેશ.ઇષ્ટદેવ તણો ઉપદેશ, પંચ ડંડના જીત્યા છત્ર, જોતી કરમ લખાણો પત્ર;સવાલક્ષ હેતે હાથિઆ. ભારે ભીડ ભુંજ ભાથીઆ. પાંસઠલાખ સાર છે તુરી, હિરાજડીત્ર પુરણ પાખરી; એક છત્ર એક ચક્રવે આણ,ભરતખંડ નરપત પ્રમાણ ભાગ્યશાળી ભારે ભડ ભુપ, ઇંદ્ર ઉપર રાજસ ગુણ રૂપ;પંચાશ લક્ષમી શોભીત શુત્ર,વીક્રમ ચરીત્ર પ્રાક્રમી પુત્ર. બત્રીસ લક્ષણ સુજાણ, પ્રાક્રમ પંચકરે પ્રમાણ. સોળ કળા સંપુરણ શાર, દેવાંશી કાહાવે દાતાર. ચઉદ વિદ્યા ગુણ ચાહો કંવીત. કળા બોહોતેર રાજસ ગુણ રીત. આઠમો અરણવ પાંચમો વેદ, તેરમો રવી ભારથ ગુણ ભેદ;સપુત માહે શીરોમણી શેવ, દેવરૂપે દેવાંશી દેવ,સત્ય હરીસ્ચંદ્ર દાને કારણ,યુધિષ્ટર જેવા અશરણશરણ; પંચાયણ પારખીયો પુર. નક્ષત્રવત નારાયણ નુર;ચંદ્રવત ચાતુર ચહાય,પરઘબાહુ કંચનવત કાર.વિક્રરમ ચરીત્ર નરપત નિજ નામ.ગુણવંત કીધું જેણે ગામ;ચરીત્ર દેખાડયાં જેણે તાતને,ગુણ ઓશીગલ થયો માતને. વીક્રમથી જશ સાંધ્યો વેવ,ભુપતને મન ભાસ્યો ભેદ;સુત દેખીને રિજયો રાય, અતીશે આનંદ અંગ ન માય.

દોહરા—સુત દેખીને હરખીઓ.પુરણ પુન્ય પવીત્ર;સવાઇ વીકરમાજીતથી વીખાણ્યા વીકરમ ચરીત્રા ચરીત્ર જોતા ચતુર નર,આપ વીચારયું મન પડો વજડાવ્યો પુર વીખે, રીઝ થકી રાજન આજ થકી કોઇ નગ્રમાં સ્ત્રી ચરીત્ર કહે નામ;વખાણે ચરીત્ર વનીતા તણા,ફેડુ તેનો ઠામ. નિરી ચરીત્ર નીરબળ કરયુ પુરૂષ ચરીત્ર પ્રમાણ;આજ થકી સહુકો કહે,વીક્રરમચરિત્ર વખાણ વીકરમચરિત્ર સઉથી વડુ,અવર વડુ નહિ કોય; વીકરમ ચરીત્ર થકી વધે, તે જન સ્કટે હોય રૂપે રંગે ડહાપણે,લખવે ભણવે ભ્રાંત; ઉંચ નીચ કે રાય રંક. આવી મળે એકાંત ડહાપણ પોતાનું દાખવે, ચરીત્ર દરે જન જેહ, વાદ કરે જુઠો પડે; તો તે ખોશે દેહ.નીંદે તે મારયો જશે, હવડાં ખેશે પ્રાણ; વીકરમચરીત્ર સહુથી વડુ, પંચ કરે પ્રમાણ બીશો માંકો અમ થકી.અધી પતી દેખી આપ;સામર્થ હોય ને કહો નહી.તો બ્રહ્મહત્યાદીક પાપ. ફુડી દેશ ઉજેણમાં,ફરે ચઉટેને ચોક,તનયા ત્રિલોચન શેઠની,બેઠી ગુણવંત ગોખ; બાર વરસ બુધ આગળી, શોળ કળા શુભ રૂપ, અલખતવીત અરભકી. અકલ ઘણિ અનુપ ચઉદ વિદ્યા ચોસઠ કળા, ચોરાસી આશન:ભોગ જોગ ભરપુરના,માનમોટે મન, એકે ઉણમ નહી એહને, ત્રિયા માંહે ઘણો તોર, વિકરમ ચરીત્ર વીસ લાખને જીતે એટલું જોર,પદમનીથિ પચાસ ગુણ,ચીત્રેણીથી લક્ષ ચાર, કામાનમાં ગુણ કોટીધા વનીતાનો વ્હેવાર. દાતા ગુણ ડાહિ ઘણું ચતુરા ચતુર સુજાણ;પ્રેમલ પારી જાતક સમો, મનની જાત મેહેરાણ. સત દાશિ સાથે રમે. હાડ જીતની હોડ; સેત્રંજ ગંજીફા સોગઠાં.કંદ્રપ જેવી કોડ,ફુંડી ફરતીતી દેશમાં,મેહેલ તળેથી જ્યહ; રમતી રામા ગોખમાં, ફંડી સાંભળી ત્યાંહ ગોખે ગાત્ર કાઢી જુવે, આભ માંહે જેમ

ચંદ્ર; દાખી વાત ડુંડી તણી, માનની બોલી મન. બોલી બાળા બાળકી,જોવા સરખી જાત; સ્ત્રી ચરીત્રને આગળે વિક્રમ ચરીત્ર કોણ માત્ર.સમુદ્ર આગળ જેમ ખાબડું, કંચન આગળ કાચ; ચંદ્ર આગળ તારો તપે,તે વત એતો તાછ,આટલાદિન યઉ જાણતા, જે ડાહયોછે વીકરમવિર; આજ પ્રમાણું પારખું. ખોયું નામનું નિર. ડહાપણ ગમાળ્યું દેહનું; વીદ્યામાં ઊડી વાટ, વિકરમ ચરીત્ર વખાણિયું, શાણો તે શા માટ. ફટરે ભુંડા ભુપતી, એ શું કીધું કામ; ચતુર તને સહુ જાણતું. તે તો ખોયું નામ રાખ ઉરાડી રાજમાં, ડાહાપણે તાળું દીધ ભણતર ભોંયમાં દાટીયું, કામ એવું શું કીધ. ભાર ખોયો ભરતખંડમાં, ગુણ ગુમાવ્યો ગામ,પાણી ખોયુ પરીપાતણું, બોળ્યું બાપનું નામ. સ્ત્રી ચરીત્ર મહે શાસ્ત્રમાં,વેદ પુરાણેલેખ;વીકરમ ચરીત્ર વખાણીયું, રૂડી રીત નહીરેખ.છપ્પો—કંચન આગળ,કથિરચીરઆગળ જેમ ચીંદર; પૃથ્વી આગળ જેમ પરઠ. અરણ આગળ જેમ છીદર, પુન્ય આગળ જેમ પાપ; સાચ આગળ જેમ જુઠો;ભગવાન આગળ જેમ ભુત.રાહુ આગળ જેમ રૂડયો બ્રાહ્મણ આગળ ભરડો જેમ,મહારાજ આગળ માંકડું સ્ત્રીચરીત્ર આગળ વીકરમ ચરીત્ર, તેહ બીચારૂં રાંકડુ. ચોપાઇ—ડુંડીવાળો તેડયો ત્યાંહ, બેઠી ગોખે મહોલમાં છે જ્યાંહ; પોતે મનમાં જાણ્યું જથા,કહી ડુંડીવાળાનેકથી: ધીક ધિક ડહાપણ નરપત તણું, પીતા પુત્રને વગોવે ઘણું,પોતે પોતાનું ખોયું નીર,હાર્યું સકળ વીદ્યાનુ હાર, સ્ત્રીચરીત્ર મહોટું સરવથી, તેને નીરબળ કહેછે કથી તારા રાયને જાણ કર જઇ, કહે કામનીએ વાતજ કહિ, મે કહ્યું તે નવ કહે આપ,સ્ત્રીહત્યાનું તુજને પાપ છપ્પો—કરોડ આગળ જેમ એક, પુરા આગળ જેમ આધો;હસ્તી આગળ જેમ હરણ. ઘોડા આગળ જેમ ગધ્ધો, રાજા આગળ રંક, લોક આગળ મેહેવાસી હરણ, લક્ષ્મી આગળ અલછ, રાણીને આગળ દાસી; વિકરમ આગળ વરતીયા,અહંકાર એવો આણજો; સપુત આગળ કપુત જેમ કામની કહે તમે જાણજો.

ચોપાઈ—ડંડીવાળને વાધ રીસ, પગની જવાળા લાગી શીશ;બોલ બાણરૂદેમા વાગીયું, ભાવ ડુંડા ભાગી નાખિયું, ફાટયા વસ્ત્રને ચોળી છાર,મુખ થકી કરતો પોકાર. જટા તોડવા જાએ ઘણું, તાલમાં દુખ નાવે તે તણું. રૂદે સાથ કરતો બહુ રીશ, કુટે હાથે હઇયુંને શીશ, ભરી સભા છે વીકરમરાય,જુલમ કરતો તેતો જાય પાંચમો વેદ સતરમી કળા, તેત્રશ લક્ષણ ભાવે ભભા, તે રમધને નેર મોરવી,અરણવ આઠમો કહેછે કવી મહારાજ મહોટો મહેરાણ. જટીયાં ફકારી કીધું જાણ;જ્યાં બેઠા ઉજેણી ધણી,નાંખી રેણુકા માથે ઘણી. મુરખમીત્ર વેરી જાણવો;તેને ડાહયો નવ માનવો; નવ હજાર બેઠા નરપતી છ હજાર જોડે છત્રપતી મુગટધર મંડળ છે જ્યાંહ, ડુડીવાળો આવ્યો ત્યાંહ; રેણું માથે વાલેને રૂએ. તેનુ કઉતક જુગને જુએ પુછેછે ત્યાં પ્રથવીપત, કહે ભાઇ તારી શી ગત, કોણે દુભ્યો કોણે દાધિ આભ,કોને

તને ચડાવી આળ, શી એવડી થઇ છે હાણ, કેટલા તારા બુડયા વહાણ;કોણે તારૂં લુટયું ધન; તેનું અમો મનાવું મન; ત્યારે તે દુખીયો બોલીયો, મન તણો પડદો ખોલીયો. દેશ માંહે ડંડેરા દીઓ, કોઇએ કાંઈ નવ ઉત્તર કહેપો; જગત બધુ મેં કીધુ જાણ, વીકરમ શેનાના કરયા વખાણ ડાહયા પંડીત રાયને રાંક,સહુકોએ વખાણયું આંક; નાના મોપા સકી નરને નાર શઉકો વખાણે રાજકુમાર. સારો સારો ધન કહયું મારૂ મનતો શીતલ થયું ત્રીલોચન નામે એક શેઠ; તેને ઘેરથી ઉઠીવેઠ, શેઠ તણી પુતરી મુજ સાથ હઠ કરી દેખાડયો હાથ કરયો કર દેઇ તે હશી, મોટમ તારી નવ રાખી કશી; વનિતાએ કાઢયો બહુ વાંક, અતીશે વાળ્યો આડો આંક રાયશું વાદ કરયો બહુ રંક; કંઇ એક દીયો જોઇએ ડંડ, તુચ્છ વાત તે તમને કરે, ધન મદ જોબન મનમાં ધરે. જોબન મધનો એને જોર,ત્રીયા ત્યાં રાખેબહુ તોર; રાજાને કહ્યું રાંકડું, મહીપત તમને કહ્યું માંકડું. ખાંમિ અદકી એની એ ખાંડ, રાય થકી જીતે એ રાંડ;ગજ સિંહ શીયાળ કહયા એકજ હકો તમેએનો અહંકાર ભુપત ત્યારે તમારો શો ભાર; એને શીક્ષા નહી દો તમો. તો હત્યા આપીશું અમો કહેતાં જીભ તુટે માહરી, દીધી ગાળો જુગતે જાહરિ;રીઝયો સાંભળતામાં રાય;કરૂં કુ વરને એ કન્યાય;કામની ચરીત્ર કરેછે કેમ, તેનું પારખું જોવું તેમ, ડુંડી ફેરવિ જે કારણે, બુદ્ધિસાગર તેડુ બારણે,ડુંડીવાળાને દઇ ધીર,આપ્યું પાનને પાયું નીર; તમો રળીયાત થશો તે કરૂં આપ્યું ધન તેનું ઘર ભરયું.વાત ઉરમાં મહીપતે ઘડી પુરમાં વાત ત્રિસારે પડી; એહ જોણુ ઉજેણને થયું, કામનીએ વચનજકહયુ. ઘેર ઘેરને બારોબાર વાર વાત કરે સહુ નરને નાર;શાબાશ વનીતાએ કીધો વાદ, નર પતીને ઉતરયો નાદ. મહિપત થયો તો મોટે મુલ, ફેડી નાંખી એતિ ફુલ;નારે સઉનુ વધારયું નીર, વગોવ્યો એણે વીકરમ વિર. નીશ ચરચાએ નરૂપત ફરે,કોડે લોક એ વાતો કરે, બીજી કોઇ કરે નહી વાત, જુવતીની વખાણે જાત. તેમ તેમ રાજા હરખે ઘણું, તાલ જોઉંછુ તરૂણીતણું; સરવ સાંભળે રાજા તેહ, તેમ તેમ નરૂપતને અદકો નેહ. આધપતિ કહે કાંઇ કરૂ ઉપાય, જુવતી પારખુ કેમ જોવાય;નગરશેઠની એ દીકરી, મહાજોબનને ગરવે ભરી, ગુણ ડેલાવ્યો બાધે ગામ,માનવીનું વધ્યુંછે માન; ઉપાય એક એનો કીજીએ,પારખું પાર એનું લીજીએ દાવે દાવો જેનવલહે વચને વચન પાછુ નવ કહે; તેનો પીત્રી વાળે પડ. બેસે દોષ તેને શાર દંડ, ગુણ ઓશીગળ જે નવ થાય, તેતો પાડે જઈ નરનજ માંહ.

દોહરો–સભા ભરી સીહાસને,બેઠો નરૂપત નેટ;એટલે આવ્યો ઉજેણનો સલામ કરવા શેઠ. પીતા તે પ્રમદા તણો,ત્રીલોચન માહે તોલ; તે મનમાં જાણે સઉ, જે બેટી બોલાબોલ. માન દીધા ઘણા મહિપતી;પ્રીતે આપ્યા પાન;હાલી મુહાલી મુસદિ ત્રેહો વીધ મેહેલ્યા તાન. આસન આપ્યુ અધીપતે.જુગતે જાણીતાજતા;ન પુછી વ

પટંતરે,મહીમા રાખી મન.શી પ્રજા છે શેઠજી,શી છે વણજ વેપાર; સુખ દુખ કહે-શહેરમાં, કશો વીસ્તારી આ વાર;શેઠ સમજીયો સરવથા, બોલી છે કુંવારી બોલ; કેહેવી મન શીપોતા તણી, તનયાનું રાખી તોલ. રાજ પ્રતાપે રાજ છે, નઉતમ છે નવ નીધ; સુખ સંપત સરહે ઘણી વખાણુ ઘણા વીધવીધ. રાજ રામની લક્ષ ઘણું, રૂડું વિકરમનું રાજ; ચોરી ચાડી જુઠ નહી, જાણે તનથી તાજ. અજાઠ્યાઇ એક નગરમાં. રમે રાયને રંક, કોઇ કોઇને દુભે નહી, વાળ્યો આડો અંક પ્રજા વહાલી પુત્રથી,ઘરથી વહાલું ગામ;સુખ તણું શું પુછવું,દુખ તણું નહીં નામ. પુ-ત્રી એક પરીવારમાં. લાડ વેલઃ કરે કરમ; જેમ તેમ બોલે જોખમાં, શાન ન આણે શરમ.મોહોડે ચડાવીનની,મા ઓછા માંહે આજ; વણ સમજ્યું વનીતા વદે, લેશ ધરે નહિ લાજ રાજદ્વારના છોકરાં,રૂડાં કરમના રાજ; રૂડા બોલ બોલે મુખે, લાખ ધણી હોયે લાજ. કરમ હીણ જેવાં કરાં વણીક જાતના વાંક;બુદ્ધિ હીણ બેકયાં બકે રંક તણે ઘેર રાંક રીધ આકારે રૂપ છે,કરમ અનુસારે બુદ્ધ; વિદ્યા અનુસારે વીવેક ધાર, શેવા અનુસારે શુદ્ધ. દીધાં એવાં પામીએ, ગરથ ધરૂણી ઘરસુત્ર; પણ ભાવે સબંધે કહી; પાકમી પુત્ર.

છપ્પો—આપી જેમ બ્રહ્મપાળ,વાશ આવશે મોટી;આપ્યાં વસ્ત્રનાં દાન,તે પેહેરે ટચલો ડોટી. દીધાં દાસીનાં દાન, પદમણી તે નર પરણ્યા; કીધાં પરમારથ કામ, વેદ પુરાણે પરણા અડસઠ તીરથ ગંગા ગયા, મહીના મોટાં માંડીયા,અમે ન અભા ગીયા,તેના છોકરાં ઘેલા ગાંડીયા.

દોહરા—બળડક બોલી બાળકી, તનયામાં પાઠયા તરણ; અવગુણના અરણવ ભરયાં,શું સંભળાવુ કરણ.ગરીબી ગુરૂ આપણે, ત્તર જોઇએજી વાણ; ઓણ એને પરણાવશું,જરૂર પડે તે જાણ.ભલે મળીયા કહે ભુપતી, એહ માગુછુ આજ; કુંવ-રી પરણાવો પુત્રને,કરો એટલું કાજ;કાળો ગેલો મુજ પુત્ર છે,કાલી ઘેલી કન્યાય જુગતે જોડું પરણશે,કોઇ ન કહે અન્યાય; ખોળા પાથરી કરગરૂં, માગી લેવું મા-ન.મારા પુત્રને દીજીએ,કોડે કન્યાદાન; અધીપતી એ શું બોલીયા, વીપરીત એતો વાત;અમો વણીક ક્ષત્રી તમો, જોગ બને નહી જાત. કુળમાં કલંક ચડે ઘણું, તમો રાજા અમો રાંક; લાંછન લાગે લોકમાં, વેપારી શીર વાંક. મેહેણાં ખાશો મહીપતી, છો દેવાંશી દેહ; કેપેશે લુટે છે લોકની, તનયા રૂડી તેહ, મહાજન કહે સૌ તુજને, સારૂ કીધું શેઠ, દેવા માંડી દીકરી, નરૂપતને ઘેર નેટ; રાજા કહે ચિંતા નહિ,એહ વાતમાં આજ; લહાવો લાખેણો લીજીયે, કરીએ રૂડા કાજ; દુઃખ ન ધરતું દેહમાં, ઓછે નહી તું પેર; પુત્રીને પુછો જસ, ધંધા હેતથી ઘેર છપ્પો—દહાડાને કહે રાત રાતને દીવસ કહે છે;હા હા કહે છે સરવ, લક્ષણ બહુધા લહે છે;જળને થળ થળ કામની કહે નીર રંકને કેહેછે રાય,કહે છે વીર;ચપટા વજાડ વાર લાખ, જન

બળમાં બોલે બળ કરિ; ખરૂ ખરૂ ખોટું નહિ, કોઇમા પુછે ત્યાં ફરી,

દોહરો—જોર નહિને જુલમ નહિ,લાજ નહી નહિ શરમ;નહિ કલંકને કુડ નહિ ધારે સઉકો ધરમ દિલ માને તુજ દીકરી,હા કહે મુખ તે હામ તે પરણાવજો પ્રાતથી, કરજો રૂડા કામ.એને મન તો એ વરી શામા મનથી સુખ;શાણા શેઠ સમજો નહી, કા કહે વરવો સુખ વાસે આવ્યો વેહેવારિયો,કહે વનીનાને વ્રત રાજ સભામાં જે થઇ ખરી કહી તે ખ્યાત.રસના લાબી રામા તણી,બોલી જેમ તેમ બોલ;રાવ થઇ તે રાવલે,તરત ઉતારે તોલ, કરે વાત મોટા તણી, હુંશ ધરી તે હાણ; ડાટ વાળ્યો તે દીકરી,પરઠયો પડશે પ્રાણ. વીધા નર નરપત તણી, ઠુંડી વાળો દાખ; માંડી કહિ મહીપત કને,શકળ સભામાં વાત,નીરમળ છે એ નરપતિ; સાંખી કહે છે સાણ;બીજો હોય તો બોવડે,જે હરે તુજ પ્રાણ,તનયા કહે છે તાત સુણ;દીલ આણો કાં દુખ, પરણાવો મુને પ્રિતથી, સત પ્રકારે સુખ.જીભ ભરીને જોરથી. નિંદા કરીછે મુખ,પરમેશ્વર પ્રતાપથી,સત પ્રકારે સુખ. છપ્પો—સ્ત્રી ચરીત્ર જશ જોર,મમરદ મોહોકેમ કંઈ મારયા, સ્ત્રી ચરીત્ર જશ જોર, હોડ હઠીલા હારયા.સ્ત્રી ચરીત્ર જશ જોર. શુરા કરયા છે કાયર, સ્ત્રી ચરીત્ર જશ જોર, સત સહસ્ત્ર કરયા સાયર. સ્ત્રી ચરીત્રના જોરથી,રાય કરયા કંઈ રાંકડા,શામળ કહે સેનાપતી વશ કરયા બહુ વાંકડો.દોહરા—તનયા કહેછે તાત સુણ,મન ન આણાશ દુખ; પ્રિતે પરણાવો મુજને,શીવજી કરશે સુખે.ઉની આંચ આવે નહી, ચડે નહિ કુળ કલંક; છોગુ વધા છોગું વધારૂ છત્રીશ ગજ કારિ કહે નિશંક, સજન સહુકો સામટા, બાપે મેળવ્યા એકાંત; ઘરમા ઘરણિ આગળે, ભાગી સઘળી ભ્રાંત. દેશ પતી કેમ દુભવીએ, જે માગેછે માન.દીલ રીઝે જો દાકરી,તો દીજે કન્યાદાન એક દીવસમાં લક્ષવરા, કહાવે રૂડો રાય, અમ્રત ચોઘડીયું શુભ લગ્ન, તે હરખે વહી જાય. પ્રમાણ કરયું. પંચે મળી, મનમાં થયો મગન, રાજા મનમાં રીઝીયો, લીધું લાખેણું લગ્ન. મહાજન સમસ્તનો મહીપતી નીજ પોતાની નાત;હાહા તો સૌકો કરે, જે કોઇ માનવી જાતે, લક્ષ કોટીધા લક્ષપતી, ખરચાણો દીવ્ય દામ લક્ષ ભોજન ભરપુરથી, ગુણ કેલ્યોબધે ગામ.અધીક વાત ઉજેણમાં ચાલી ઘેર ઘેર;વીનતા બોલી વધુ, તેનીશી કરવી પેર,બાલપુ સઘળુ સેહેલછે,કઠણ પાળવું ઠામ;ચરીત્રની કરશે સઉ ચીતની, નારીનું બોલ્યું કામ,પ્રીતે પરણી પ્રેમદા,ખાંડા સાથે ખ્યાત,નરપતે મુખ નીરખ્યું નહી, ભોગ તે કેવિ ભરત. મુખ નવ નીરખ્યુ નારિએ સમજીને તે સુજાણ, એ છે એના ઘાટમાં. મહીપત તે મહેરાણ. વિરજીન વિક્રમ હતો, વીર તણો તે વીર; અનમી નર નમાવીયા નર ઉતારણ નીર. અજીત અભેદા અક્કલ અતી. ગુરૂવા પણ ગુણ નીધ,વનીતા જીવણ વીશ્વપત,વિદ્યાવંતવીધ વીધ.છપ્પો—જીત્યોવીર વઈતાળ, જીત્યાં દાનવ કંઈ દુષ્ટ;જીત્યા સ્વરગ પાતાળ,કુડાને દીધાં કષ્ટ. અષ્ટમા સીધ, નવ

આયુષ ખુટે કાયા પડી; એક નહી તેનો ઉપાય, દેવ દાનવકે રંક રાય. જે જાયું તે સરવે જાય, અલ્પ અચાનક વાયુ વાય; માણસ તે દમનું બાંધીયું,આવરદાસુધીમાં સાંધિયું. તે સરવ સમજો છો તમો, શીક્ષા દેઇ શકું કેમ અમો;માટી ઢગલો રૂધીરને માંસ,પંચમા ભુત તણી શી આશ. કુડકપટ એ ખોટા કામ,અંતેએક સગો શ્રી રામ સ્વારથ સજનનું સરવ, ગુણ હીણા આણે તે ગરવ માટે રાય અમરદેહ કરયો, હું પણ હોડેથી હરયો, ઉંચ નીચ કોઈ ઇશ્વરને નથી કોવરાએ કહે છે કથી.

છપ્પો—માટી લાવ્યો કુંભાર, ચતુરાઇ કરીને ચોળી; ચાક ચડાવી તરત,ઘડયા ગોળા કે ગોળી; વળતાં પાડયાં નામ. કુંડુ કુલડું કોઠી; ભાત ભાતનાં ભાંડ. જુગત નાની કે મોટી, તેમ પશુ પક્ષીને માનવી; ઉંચ નીચ જુગતે જુઓ. શામળ કહે કરમે કરી; પાપીકો પુન્યવંત હુઓ.ચોપાઇ—હું તજશો તું દેખશો જીવ ફાટીનેશીવ પેખશો; ઇશ્વર જીવમાં અંતર એટલો, હુકાર ભાર ટાળે, સઉ તેટલો, અજ્ઞાન થકી તો રડે અનેક, હું પણ ટળે તો ધારે એક;બ્રહ્માંડ ચીર તાં તો ભાસે નહી, આપો આપ દિશેછે અહીં, પયમાંહે જેમ રહે છે ઘ્રત, શોધેથી જડે છે તરત;શેરડીમાં સાકરને ગોળ; પીલેથી નીકળેછે તોલ. કાષ્ટ માંહે અગ્નિ છે જેમ; ઇશ્વર તનમાં તપે છે તેમ; રવી એક છે પૃથાવ સહુ,ભાગી આરશી કડકા સો, તેટલા માંહે દીશે છે મોહો; કંચન એક આભુષણ કોડ, મ્રતીકા એક વાસણ જુગજોડ, એમ વશી રહયો રીધ રામ કરોડવસા તેનું છે કામ; તેછે રીઝવવાની છે મત,પ્રથમતો એક સાચુંસત્ય બીજું ભજન ત્રીજુંછે દાન; ચોથું ભાસે છે બ્રહ્મજ્ઞાન.તેહ સમીપે શ્રી કીરતાર, દેહ થકી વાહાલો દાતાર. વાહાલો ભગતને વહાલો શુર, વહાલો જે પરમારથ પુર, વેગળો કરપી વેગળો સુખ, વેગળો અહંકારી વેગળો ખુબ તે મહારાજ તારે દલ વસ્યું, એહ થકી બીજું નહિ કશું, ભગવાન ભકિત તણે કારણે, ગયો બળીરાયને બારણે. સૌથી વહાલું દાતાને સાથ, હરી સરખા જોડે છે હાથ; ભક્ત સુદામો હેતે હુઓ, આપ્યું ન હોતું ના ભુખે મુઓ તરૂલ આપ્યા પામ્યો રિદ્ધ દાતા ગુણ તો મોટો શીધ; દ્રઉપદી વ્હાલી શામ શરીર તાંતણે તાંતણે પુરયાં ચીર. આપ્યા વીના નવ પામે કોય. વેદ પુરાણમાં નીસ્ચે જોય ભીલડીએ બોર કર્યા તે ભેઠ, ત્યાર પછી પોચાડી ઠેઠ; જુઠાં મીઠી કરે મોહની, એમાં શીરપાશ કાહ કોયની.વેદ પુરાણલખાણા જોય, આપ્યા વીના નવ પામ્યા કોય. કુળ વધુએ કહ્યાં વચન, રીઝયો ઘણું રૂદીએ રાજન; વીકરમને નેહ વાધ્યો પુન્ય, નેકન રાખી તેણે નુન્ય. ત્રણ લાખ બ્રહ્મ પોળો કરી, આપા વિપ્રને ધન ધાને ભરિ ત્રણ લાખ અશ્વ ત્રણ લાખ ગાય તેહ સહસ્ર ગજ દાન અપાય. દેશે દેશને ગામે ગામ. ચાર ખુંટ ચોખુણે નામ; સદાવ્રત શાખા ભાવે ભણ્યા, એકવિશ લક્ષ ગુણીજને ગણ્યા વાસ સહસ્ત્ર કીધી છે વાવ્ય, ત્રણ સહસ્ત્ર તરતીબ તળાવ; સાંભળે એનું પુન્ય પ્રમાણ,બુદ્ધિહિણને વાગે બાણ.

કરપી તો કળ ખાઇને પડે. શુ મને તો શીતજ્વરજ ચડે;અદાતાને આવે તાવ, ભલા ભગતને ઉપજે ભાવ. કરપીને મન કહાવે કુડ, મુખ મરડીને ઉઠે મુઢ;રૂડા દાતારનુ મન રીઝશે, ખોટા સાંભળીને ખીજશે દાતાનુ મન રીઝે ઘણુ;તપ્ત પામે મન સીધુ તણુ, ગુણુ હીણાનાં ગળશે ગાત્ર. સત વીપ્રને સોહામણું કવી રૂડાને કોડામણું;એટલે પુન્યે તૃપ્ત ન થયો,કલ્પવ્રક્ષ કવિતાએ કહયો,ભરાવ્યો ગર્થ ઘણો ગાડીએ,ફરતો અધીક દેશે આડીએ;કાગળ ખત ખોળાવ્યાં નીર, એવો નર એ વિક્રમ વિર.લેહેણાં દેવાં આવ્યા ઘેરથી,પ્રગટ પુન્ય પ્રીતે પેરથી; શક લખાણાં જોતીશ માંહ,વળતી ઉણપ શીરહી ત્યાંહ. પરનાર સહોદર વાંચ્યાં વર્ગ. જેહ સમીપે શોભે સ્વર્ગ; એહ વેળા ત્રણ જુગના રાય, એના આગળ હળવા સહુ થાય, હરિશ્ચંદ્ર સરખો હારીયો, એવો ધર્મ તો નવ ધારીયો; આ કુડો કળજુગમાં કીધાં કામ, બીજાની નવ ચાલે હામ; સતવાદી સાચું જાણશે, અન્યાઇયા અંતર આણશે. દોહરા—ભુપત એ ભરતખંડનો ઉજેણીપંત આધીશ;પ્રસન્ન જેને પરમેશ્વરી,આદ્ય ઉમયાપત ઇશ;ચરીત્ર અવનવું એહનું,સાંભળતાં સુખ થાય;ભક્તી મુકતી સુખ ભોગવે,પાંચેપાતિક જાય ભોજ કહે ભામની ભલી. પુતળી પુન્ય પવીત્ર; તે મુજને શીક્ષા કહી, વારૂ વિક્રમ ચરીતર. પુતળી કહે સુણ પુરપતિ, લખ્યા જેહના લેખ;કાવ્ય કીધા કંઇ કોટીધા નહિ મીનને મેખ શીહજગામ શોહામણું, માતર પ્રગણા માંહ;વડો દેવ વિરેશ્વરો, તેહ બીરાજે ત્યાંહ. પ્રગટ તેહનું પારખું, મહી મોટમમદ મેર. ચડે લાડુ ચોખા તણો, સવા બે મણને શેર.તે પાસે કણબી વસે, વાસવ કેરો વંશ;કાઉજી કુળ દીપક ભલો, અખીલ ઇશ્વરનો અંશ. રાખીદાસ રાજસ વડો, મનજી સુત મેહેરાણ; લેખ લખાવ્યા તેમણે, પરમારથ પુરાણ. રૂડી તરતીબ રખીયલ તણી રાજ રાજેશ્વરરૂપ; તેણે કવિશ્વર તેડીયો, અક્કલવંત અનુપ. શ્રીગોડ માળવી વિપ્ર શુભ, ગુજરાતમાં ગુણનીધ; વાસી વેગણપુર તણો વખાણ વડેરા કીધ. સામળભટ ત્યાં તેડીઓ, વખાણ શુણીને વાત;પીતા પુરૂશોતમ તણો ખટ દરશનમાં ખ્યાત.પ્રાથવ કરી પસાય તે ખાન પાન ધન ધાન; કરજોડીને તે કહયું દઇને ઝાઝાં માન. શ્રીગોડ માળવી વીપ્ર શુભ, ગુણનીદ્ધ ગુર્જર કામ; પુરાણ કરયાં પરમારથી, નવખંડ જેનું નામ. શીંહાસન બતરીસનો કરયો ગ્રંથ ગુણ તેહ. પુન્યવંત પુરૂષને પ્રીય ઘણો, નીરમળ જનને નેહ. ભાટ ચારણ બ્રાહ્મણો, ખોડ માં દેશો કોયઃસદબુદ્ધી દિધી સારદા, હરી ઇચ્છાથી હોય, વ્રદ્ધ ખોટ ઓછું અધીક, સાચા જુઠ કે જાણ, તે જાણે અંબેશ્વરી જાણે પુરૂષ પુરાણ. સંસ્કૃતમાંવી શોધીયું, પ્રાક્રમ પુરાણે નીધ;કવીતાનો કોણ આશરો, બુધસાગર એ દીધ ગાય શીખે ને સાંભળે, પામે પદારથ પાંચ; ઇશ્વર આશા પુરશે, ઉની નાવે આંચ. વ્યાધી શોક વ્યાપે નહી,વાહાલાનો ન હોય વીજોગ; અષ્ટ સીદ્ધ નવ નીદ્ધ રિદ્ધ, ભાવતા પામે ભોગ. કવી શામળ કોડે કહયું. એ રૂડું આ-

ખ્યાન અંબા આશા પુરશે સુણશે વારૂ કાન. શીષ્યએ નાનાભટતણો,પુરૂશોતમનો તાત; શેવકશ્રી અંબાતણો, રાણી વેદ વિખ્યાત ગરીબ તણો હું ગરીબ છું. રાંક તણોછું રાંક; ગુણ અવગુણ હોય ગ્રંથમાં,ક્ષમા કરો સઉ વાંક.ભોજ પ્રતે કહેપુતળી આપે ગઇ આકાશ; એહ કથા પુરણ હવી,કહે કવી શામળદાસ.શ્રોતાવકતા સમજતા કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો, જેજે શ્રી રણછોડ.

## વારતા ૩૦ મી ભરથરીની.

સરસ્વતી નામની ત્રીસમી પુતળી બોલેછે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાએ નમઃ ચોપાઇ—શ્રીગણપતિ ગુણનીધ ગંભીર, ધરમ ધોરંધર ધારક ધીર; શ્રી પારવતી કેરો પુતર ચીંતામણી કેરા ઘર સુતર. ઇશ્વરથી ઉતપત ઇસ્વર આપ. વાણી વેદ પુરાણે છાપ;ગજવદન ગુણનાયકનામ,કરે મનવાંછીત મોટાં કામ. દુખભંજન દુંદાળો દેવ, સુરસનકાદિક કરે સહુસેવ; પરસપર પેહેલો પુજાય, રીદ્ધ સીધ સકળનો રાય, સેવે સેવંતરી સીંદુર,ભોગસકળભાવીક ભરપુર; ઉત્તમ મોદીક અમ્રત આહાર,દેવાંધી દેવ ગણયત દાતાર. મુષકવાહન પ્રદ મલપતો.દેવ સકળ માંહિ દીપતો; કરો કીરપા કરૂણા નીધ તમો,કરૂં આસકવી કહે અમો, શ્રી વીદ્યા સાચી સરસ્વતી, મયા કરો આપો મહામતી;હંસવાહની જાણે સુજાણ, વેણા પુસ્તક પરઠયાં પ્રાણ. આદકુમારી પુન્ય પ્રણામ; માયારૂપ મોટી મેહેરાણ; છત્ર ચામર ગુણ છયે છાજતી. સેવક ગુણ શીર વીચ ગાજતી,હેતે કીરપા જેપર હવી, તે કહેવાણા મોટા કવી; મુરખને પંડીત કીધા ઘણા,ગાયાગુણ જેણે તમ તણા. છપ્પો—મુરખને નહી માન, મુરખ ઝાઝા માંહ ઝુરે;મુરખને નવ દે ધાન, મુરખમાં અકલ અધુરે; મુરખ હલકો થાય, બહુ ગુણવંતા બોલે; મુરખ ન લેખા માંહ, જ્યાં દેઇ પંડીત તોલે. હંસ મધે બગ બાપડા, કારણ તે જાણે કશું; શામળ કહે સઉ વિદ્યા ભણો, વીદ્યા નહી તે નર પશુ.

ચોપાઇ—વીદ્યા દાતા મોટપ મની, સાચી દેવી શોભે સરસ્વતી;શામળ ભટને સેવક જાણ અમ્રત વદને આપો વાણ. જોગ વાત બોલાઓ જથા, કહુ વિક્રમજી કેરી કથા; પરમારથને પરમ પવીત્ર,રચે સકળ ગુણ રામ ચરીત્ર,કરો ગંથ શાસ્ત્રને શુળ, માંડી વાત કહુ એ મુળ. ગુર્જર દેશ ગુણ નીરમળ નામ,શીંહુજ શીરોમણ રૂડુ ગામ, રૂખી કાઉજી કેરો વંશ, રખીદાસ અવતરીયો અંશ;મનજીસુત મોટા મહેરાણ, પ્રીછયાં તેણે સરવ પુરાણ. તેણે સંતોખ્યા શામળકવી કરો ગ્રંથવાતે શુભ નવી; સંસ્કૃતમાંથી શોધ જથા, કહી પરમ મનોરથ કથા તે સાંભળતાં પાતીકજાય શ્રોતા વકતા પાવન થાય;ધારાનગર કેરો એક ધીશ, દાતાભોજ પ્રગટયો અધીનીસ દાતા સુરનર ભારે. ભકત, જશને જોયે જીત્યો જગ્ત;કંઇક રંકને રાજા કરયો,ભિક્ષુના ભંડારજ ભરયા, કીંકર કીધા ક્રોડપતી રજોગુણ નહી તેમાં રતી પંડીતનો પર-

ખણ નર થણો. કલ્પવ્રક્ષ તે કવિયે તણો, કાકો મુજ મોટો મહીપત.ઉછેરયો ભોજ તેને ઘેર અત્ય; મુજને પુત્ર પ્રૌઢા છો પાંચ, મુરખના શીરદારી સાચ. તેણે જમ્ર જમાડયો તાત, કહી વિગતમાંડીને વાત; જીવે ભોજ તારા ભત્રીજ.અમારે મન તો વિખનું બીજ, એ ચતુર નર ચતુર સુજાણ.એ આગળ અમો અધીક અજાણ; એ આગળ નહી થાયે રાજ, વિવેક વિદ્યા વપુથી વાજ.ધીરજ તમારામાં ધારજો,આમ ને કે એને મારજો; મુંજે માન્યું સાચું બીજ, મારવા મોકલીઓ ભતીજ,કહ્યું ચંડાળે તેને વરત મહિપત સુત આવ્યું તુજ મરત;ચેત્યો ભોજ તે વેળા તત્ર,લખ્યો લેખ એક પ્રોઢો પત્ર સુંપ્યો પેલા સેવક સાથ, લીધો મુંજે હેતથી હાથ,વિવેક કરી વીધે વાંચીઓ,સાચો જ્ઞાન દલમાં સાંચીઓ. છપ્પો—ગયો ને રાવણ રાય,ગયા માન ધાતા મહીપત,ગયા રામ ફરશુરામ,ગયા દીલ પયજ અધીપત;ગયા કરણવિ કરણ ગયા બળીરાજાબળિયા,ગયા ઇંદ્રિ હરીસ્ચંદ્ર; ગયા પાંડવ જે વડીયા,ગયા નર ગોખ ગયા કૌરવ જુગ જોડા; ગયા નર એમ અનેક, હારિયા પોતે હોડ. પરીવ્રત ભરત સ્વયંભુનું, તે સાથે પૃથ્વી નવ ગઇ; તુજ કેડે પૃથ્વી આવશે નીશા મુજની થીર થઇ.

ચોપાઇ—વાંચ્યો કાગળ મુંજે ચેત,હઇડા માંહે આણ્યું હેત;તનથી મેલ કરયો છે તાજ,સોંપ્યું ભોજને રિધ રાજ, ભોજે રાજ કરયું ભરતખંડ, દોખા જનને દીધા દંડ. પાળ્યાં લાડ સહોદર તણાં તેહભોજ દાતને દાન,દીધાં માગણને બહુ માન નવું કવીત કહે ભાખાભાખ, સહજ વાતમાં દે સવા લાખ. ભંડાર થકી જો પાછા ફરે, તો હુકમ લાખ અઢીનો કરે, એવાં કરયાં નીત્ય પુન્યનાં કામ; ખમણ ભોજ પડાવ્યું નામ,રાજા રાજધારીનું કરે,આણ બધાનગરમાં ફરે;ખેડુ એકખેતી ખેડતો, વન તણાં તરૂવર વેઠતો. ખેતર વાવ્યુ પકવ્યું ધાન,કરે જનાવર;તેને જાણ ટીંબાપર માળો ઘાલીઓ. હાકે હુડા ચોદશ આલીઓ. માળા ઉપર ચડે જેટલે, ત્રણ ભુવન દેખે તેટલે; ચાર વેદ ચઉદ વિદ્યા ભણે, કળા બહોતેર ગુણગાને ગણે. આપે પુંખ લોકોને અહાર. દેવાંશી કહાવે દાતાર; હેઠો ઉતરે મુરખઝટ; વિદ્યા વિવેક ન જાણે વટ એક દીવસ રાય ભોજજ ચડયો તેને ખેતર આવિ અડયો; કરિ વાત બે જણ એકાંત, ભુપત ભોજ તો પડીઓ ભ્રાંત વેદ ચાર તો વદને વદે,રાજસ ગુણ દાખે તે રૂદે; રાજાને મન અચરત અડયો; મહીપતનો માળા પર ચડયો પર ચડયો અગમ નીગમ તે ચીતે અડે, તરણ ભુવન તો દ્રષ્ટે પડે; રાજા અમરત પામ્યો ઘણું દીવ્ય સ્થાનક તે દેવી તણું. ધન અનગળ તેને દીધ. ભુની વેચાતી લીધ; તે ઉપર ગયો એક માસ, થયું એક હશારત હાશ. સસલી વિહાણિ તે ધરણ, તે તે બચ્ચાં બળવંતા તરણ રાજા ભોજ ચડયો શીકાર આવ્યો તે ટીંબાને ઠાર તે ટીંબો લીધો છે ગેર મુકયા શારદુલ મોટા શેર, મુકયાં ચીતોકૃશિ ઘોશ, રણુજનાવર ઉપરરોપ;

ઝાલી માહી જનાવર લીધ, ભુંડ શીકારજ રાય કીધ; સસક બચાય દીધી દોટ, ચઇતન્ય ઉપર કીધી ચોટ નાઠા વાઘ ભણુકારા ભણ્યા, શારદુલને તે સસલેહણ્યા થયું રાયને જુગતે જાણુ, પ્રથવી માંરે પ્રાક્રમ પ્રમાંણુ કુરિરાયે હંકારયોગજ, સુંઢયો શશક થઇને સજ,શશક દીઠોસામક સાથીએ,હઠ મેલી હીંડયો હાથીઓ દીઠું નગ ર બધિના લોક.એતો અચરત દીઠું રોક;પુછયાં પંડીતપુછયાપરધાન, અધિપતીએ વરત્યું.અનુમાન એ પૃથ્વિ કેરો પ્રતાપ,અગમ નીગમ કેમ સુઝે આપ.ખોદિ ભુમી તેહાથહરાવિશ,પ્રસન્નથાયઉમીયાપતઇશ.નીકળ્યું સીંહાશનશુભરૂપદીઠેહરખ પામ્યો ભડભુપ;ચંદ્રકાન્ત મણિત્યાંજડયાંસુરજકાન્તીઅલોકીક અડયાં.શુભલક્ષણુસોનાસુ તળિબતરીલક્ષણુબત્રિશપુતળિ;પદમનિજેવાંતેનાચેત;ઈંદ્રઅપ્છરાઆકારેએમસજ્યા પોતે શણુગાર. ભામનિ રૂપ તણો ભંડાર; કોને કર વેણાને તાલ,કોના કરમાં જંત્ર રસાળ. કોને કર ઢોલક મરદંગ, કોને કર ચામરને ચંગ; જંત્ર તંત્ર તંબુરો તાંત, ભામનિ કર વાજાં બહુ ભાંત;રતન અમુલખ હીરે જડયું મસ્તક મણિએ મહોકમ મડયું, છત્ર ચમર ધજા ઢળકંત,લખ કરોડ મોતી લળકંત; પારિજાતિકપ્રેમલલેહેક બરાસ કસ્તુરી કેરા બેહેક,દેવતાઇ વાંજાં વાજંત,ઘેબી શબ્દ ભુંગળ ગાજંત.આઠે પહોર થાયે આરતી, ભારે ગુણુ ભાશે ભારતી. પ્રગટયું કોઇક જન્મનું પુન્ય.નરહી તેમાં એકે નુન્ય. હરખ હેતને ઉલટભેર, લાવ્યો ભોજ સિંહાશન ઘેર; રાજ સોહી રાજાએ રચ્યો, મહા મનોહર મંડપ મચ્યો. માંડયું આશાન જતયે કરિ બેઠો ભોજ સભાએ ભરી; નવખંડના મળ્યા ન્રૃપતી, બ્રહ્મ ભોજન કરયા ન્રૃપતી. દીધાં મન ગમતા બહુ દાન. માગણુને અતિશે માન અડસઠ તીરથનાં આણ્યાં નીર, નહાયો ન્રૃપત શુદ્ધ શરીર ગંગોદક આશાનશુદ્ધ કરયું, ઉપર અક્ષત ચંદન ધરયું; અશ્વ ગજરથ આપ્યા ઘણુા,પાળ્યા લાડ ત્યાં માગણુ તણુા.તેડીયા વીપ્ર રૂડા વેદિયા,ભાર પુરાણુ જોતીક ભેદિયા, પુષ્પારકનું મહુરત લીધ, ગામ ભોજન કરાવ્યું સીદ્ધ. પાંચ પ્રદક્ષણુા પુંઠ ફરે, આશાન ઉપર પગજ ધરે; જય જય શબ્દ કરે જેટલે, સરસ્વતી બોલ્યા તેટલે.હાંહાં રાય માં ધરજો ચરણુ, રહો વેગળા બેસો ધરણુ;વીક્રમ સરખા જે નર થાય, તે સીંહાશન ધરશે પાય. બીજા બેસે તેના ભોગ,થયા વ્યાધીક વ્યાપે રોગ;એવો:બોલ કામનીએ કહયો,પગ ખેંચી તે ઉભો રહયો,તે કેવાં પ્રાક્રમ કરયાં, કેમ સંકટ લોકના હરયા;કેમ પરદુખભંજન પડયું નામ,કેમ પરમારથ કીધાં કામ. કોઇ કષ્ટ ઉપાસન દેવ કોણુ સદગુરૂની કીધી શેવ; કેમ એ સીંહાશન પામીઓ કેમ વેહના સઘળી વામીયો કેમ વીશ્વાશું કીધો વાદ,કેમ ઉતાર્યા નરનાહ;આદ ઉત્પત માંડીને કહો,લક્ષણ તમારાજે લહો,તેવો થાઉંતોપગજ ધરૂં,નહીતોએનીપુજા કરૂં.

દોહરો—ભોજ પ્રતે કહે ભામની, સાંભળરૂડારાય; થયો નથી થાશે નહી, એવો અવનિ માંય. મહી મંડળ માળવ વીસે, આ ઉજેણી ગામ; વીક્રમ રાય વસુધા-

પતિ, નવ ખંડમાં નામ.મહારાજ રાજ રાજેસ્વરી,પરદુખભંજનહાર. સમુદ્ર લેહેર
લાયક સકળ દેવરૂપ દાતાર.પરમારથને પ્રાક્રમી, સુરપુર ધડધીર અરિ ગંજણ રં-
જણ સજણ, વીરજીત માહવીર પુતર પટાધર ઇંદ્રનો, અતળીબળ જે આપ; વાંક
વસ્યો કાંઇ વપુ વિષે. સુરપતી દીધો શ્રાપ; પુતર પડયો પ્રથિવ વીશે, ગરધવસેન
ગંભિર; દહાડે તે ગરધવે થતો રાતે થતો મહાવીર, તરંબક ઘડ તેણે રચ્યો, એક
રાત અરૂપ પરણ્યો પુતરી રાયથી, રાજ કન્યા રીધરૂપ; ગરભ રહયો ગુણ નીધને,
જુવતીની વાધી ભત; ત્વચા બાળી ગરધવ તણી, માન નહીરી માત. ગરધવ કહે
સુણ ગોરડી,નાશ અહીંયાંથી નાર; ડટંતર થશે આ દેશમાં,સુર્ય ઉગે સવાર. સાથે
એક સાહેલડી,નરપટની માની નેટ;ગરભ તેને ગરધવ તણો, સક્રમ પ્રોઢા પેટ વી-
ક્રમ વડી રાણી તણો, કરયો કોટી પરકામ; ભામની બીજી ભરથરી, નવખંડ તેનુ
નામ.ભોગ ભરપુરે ભોગવ્યો,જુગ જાણિતો જોગ; જીવ મુકતી થઇ ગયો, રજ મા-
તર નહી રોગ. સમાણિ રાણિ તણી સખી એક સાહેલ; તેનો પુતર એક પ્રાકરમી,
મહીમા મહીપતી મેહેલ.તે વણઝારે વાપર્યો,ઠરી રહી તે ઠામ;અતળીબળ અરભક
બહુ,ગયા ઉજેણી ગામ. કરતો રાજ ઊજેણનું, કતવરમા સજીવ; ભુપત એ ભર-
તખંડનો,જંબુદ્વીપ જશજીન, મહાલક્ષ્મી વાસો વસે, અલખત અપરંપાર; શુરપુર
સલક્ષણો,દેહ કાવ્યો દાતાર;હાથી ઘોડા માલ ધન,લક્ષ્મી ઘર સુતર વ્રદ્ધ થયે વપુ
વીખે પેટ નહી એક પુતર, એકવાર અંતર વીખે,બુધી વીચારી આપ;ધીક અવ-
તાર જે વાંઝીયા, પુરવ જન્મના પાપ. હવે પુન્ય ક્રીયા કરૂં, દેઉં કેવા એકદાન; શો
ભાગ્ગુ સુકરીત ક્રીયા પામુ,મહીમા માન.એક કામ નઉ ફલે, આરાધયા જઇ ઇશ;
પ્રજા પ્રદક્ષણાકરી સમર્પવા માંડયું શીશ.પુરવ જન્મના પુન્યથી,પ્રસન્ન થયાનરના
થાંહાંહાં કહી હજુરીએ,હેતે ઝાલ્યો હાથ; આત્મહત્યા નવ કરો, પુરણ હું પ્રસન્ન;
દયા કરી દેવાધીચે,દીધાં દીવ્ય દરશન.કહી વાત એ કારમી,અધીપત સુણો એકાંત
મનમાં રાખજે મહિપતી, ભાગીશમાં કંઇ ભ્રાંત. સભા રચે છે સોહામણી, તનથી
શોક કર તાજ, કળસ ઢોળે હાથણી, તેને સુંપજે રાજ, તારૂ નામ જુગમાં થ-
શે,શોભાવશે ઘરસુતર,ઇકોતર સત ઓધરે.પાળક કરજે પુતર બતરિ સલક્ષણ આ
ગળા, ચઉદ વીધા ગુણ જાણ; મળશે રૂડા મહીપતી, પંડીત પંચ પ્રમાણ. હરખ્યો
રાજા હેતથી, પુરણ સમજ્યો પેર; કથાંતર કોતે નવ કહ્યું, ગણવંત આવ્યો ઘેર.
પ્રાત:કાળ સભા ગહુ, પંડીત ને પ્રધાન; મળી અલેખે મેદની, મહીપત દીધા મા-
ન. નણગારી શુભ હાથણી, શ્રીંગ્યો કળસ એક શીશ; જે ઉપર ધરી ઢોળશે, તે
ધરણીને ધીશ. સુરજ ચંદ્રા બે સાખીયા, વચમાં રાખ્યુ સત્ય; કળસ તણી ક્રીર-
પા હશે,તે પ્રથ્વીનો પત. બરાંત બે વીકરમ ભરથરી,લાયક છે લઘુ વેશ; તે જોવા
કારણ રહયા, પંથી તે પરદેશ હલકાર કરે છે હાથણી ઢુંઢુળી,વાગે હિશ; ભા-

અનીધ છે ભરથરી, કળસ સમપો શીશ,દુદંભી વાગ્યા દેવના,ગડગડાયાં નીશાન પુષ્પ વ્રષ્ટ વ્રષ્ટી મચી રહિ, ભાવે વરત્યા લાણ, આણ ચાલી ઉજેણમાં; અક્કલ ઘણે અનુત; પાટ બેસાર્યો પુર વીખે; થયો ભરથરી ભુપ રામ રાજ સરી ખડું, પ્રજા ઊપર પ્રિત; વશ કીધી વસુધા સકળ ન્યાય શાસ્રની રીત. દોલત દસ ક્રોટીધા, નરપતી માહિ નેક; અનમી નર નમાવીયા, થયો છતપની એક સજન સહુ સંતોખીયા. ધર્મ ધોરંધર ધીર; દુઃખભંજન દાતા વડો, વિક્રમસેન વડ વીર. કોકોને દુભે નહિ, વરશ વરતે સહુ લોક; ફરે આણ નીત્ય ધર્મની,નહી વ્યાધી નહી શોક. જેણે રાજ સમરપ્યું, પોહોતી તેની આશ;તીરથવંત તેહ કારણે,તેહ ગયો વનવાસ. ભુમીપતતો ભરથરી, નવેખંડમાં નામ; પરણ્યો પટરાણી પદમણી, તેનુ અનગસેના નામ. સોળ વરસ સુલક્ષણી. રતીવત રામા રૂપ;ચેતન ચરીત્ર ચંતની, ભામની રંભા ભુપ. રાગ વરણને રાગણિ, સંગીત શાસ્ર સુજાણ; ચંદ્રવદન મ્રગલોચની,ભાગ્ય નીધીનો ભાણચક્ષ ચપળ અંબુજ દલે. ગુણનીધી ભરિયાં ગાત્ર; પદમણી બીજી પ્રેમદા, એ આમળકુણ માત્ર. ભુપત ભારે ભરથરિ, વનિતાએ વશ કીધ; તન મન ધન બોહો પક્ષથી,ચીત વિત ચોરી લીધ,સુને બેસતે ઉઠતે,હીંડતે હાલતે કામ; નરપત ઝ ખે જેહથી, નારીજ કેરૂં નામ,જેમ જોગી વશ માંકડું, જેમ વાયુને વશ તરણ; ભામની વશ એમ ભુપતી, સુણે કથા નર કરણ.બેત વાત ખીલબત વીશે, અહોનિશ રહે એકાંત;શ્રવણ અરજ સુણે નહી,શાસ્ત્ર તણિ નહી સાન બેસે નહી તે બારણે. સભામાં નવ સોહાન; ન્યાય અન્યાય પરખે નહી,માણે એમ મહીમાય.સજન સાથે સ્નેહ નહી,અધીપત વશનહી અંગ.ખાય પીએ ખુબી કરે, રામા સાથે રંગ. આઠ માળની અટારીએ. શુએ સમારિ સેજ;એક પલક નવ ઉતરે, હરી સાથે નહિ હેજ. રંજીત રામને તાનમાં.ગાન તાતને ગીત; બીજું કાંઈ સુજે નહિ પ્રેમદા સાથે પ્રીત, નીંદ્રામાં ઝાંખે નારને, જમતાં બેશે જોડ; શેત્રંજ ગંજીફે સોગઠે,હાર જીતની હોડ. તાળ કાંશીને તંબુરો,વાજા વિધવિધ વાજંત;ભામનીઓમાં ભરથરી, રીધ મણિરાજત. પ્રીત સુયં કમળને,જેમચંદ્ર ચકોર:નીર સંગાથે મીનને, જેમ મેઘને મોર નેહ બંધાણો નરપતિ. જેમ મધ માંહી લાખ; દલ બી ' દેખે નહી,ભામની સાથે ભાંખ,આઠમ સવાડે એક દીને.વિક્રમે કરયો વિચાર; ચડયો અટારી એકલો કરવા દરશન દેદાંર;પ્રણામ કરયો જઇ પ્રીતસુ,કર જોડી કહે કૃત્ય; દુખ સુખ બધા દેશનું, નરપત આમળ ન્રત્ય, દુશમન બધા દેશમાં,આ ણમાં અંતર થાય; એક દીવસ નવ ઉતરો, રાજ રહે કેમ રાય.બળીયા કોઇ બદે કહી, તોલ થાય છે તાજ; છત્રપતી એ છાજે નહિ,રેલાય છે રાજ્યાજ્ય.બેસો આવી બારણે,સભા મધે થઇ સુર; ડહાપણ સરવે દેહવટ કરયુ;નારી સાથે શુ નુર,ગુણ ગમાવ્યો ગુણનિધી,તનથી ખોયું તોલ; અનેક કંથન એવાં કહયા,બંધવ સાથે બોલ

આન્યું મન મહીપત તણું,હેઠો ઉતરો હોડ;દુશમનને દેહવટ કરયા, માનનીના મોડયા મોડ. કંધકને દીધાં શુળીએ;કધકને દીધાં દાન,કંધકનેહળવા પાડીઆ,કંધકને દીધાં માન. ડંકો પાડીયો દેશમાં, અતીજન પુરી આશ,આવ્યો ફરી અટારિએ, પ્રેમદા કેરે પાસ.લાવ્યો આભુષણ અવનવાં,જર દેખાડયો જોર દીપક તો દીઠે નહી ઘણું અંધાર ઘોર. શણગાર તજ્યા છે સુંદરી, રામા બેઠી રોય; અન પાણી પાસે નહી, કળી ન શકે કોય. પલંગતો પટકી નાખીયો,તોડયા ઉપરના હાર.કેશ સમુળ કાઢીયા,આંખે આંસુ ધાર,રામા ચરીત્ર રમાડીયું પરઠવા બેઠી પ્રાણ;સ્વામી સ્તુતી અધીકી કરે,વદને નવ દે વાણ શા માટે તું સુંદરી રામા કરે છે રીશ;દુભ્યા હોય તેને દેશમાં.તેનું છેદુ શીશ કોટી ઉપાય કરી કરગરે,કરજોડી કહે કહેણ;ઇશ્વર આણ પાળુ અમો,વનીતા તારૂં વેણ,ભમર ચડાવ્યાં ભામની,રામા બોલી રીખ;મરજ હોય ધરણી તણું,તો છેદ વીક્રમનું શીશ.કે શુળીએ દે સવારમાં કે ચક્ષુ એની બે લાવ; એટલું કામ કરી ધહાં અલખત કરતો આવ;એણે કામ કુડુ કરયું,લોપી તારી લાજ; આજ્ઞા ત્રણ એ આવિયો, તું તે શાનો રાય; મુરજાદા માના નહી,આપણ તહા એકાંત, ગણના માંહી ગણી નહી, ભુપત તારી ભરતાં મારે પ્રતીજ્ઞા એટલી, ધારણ રાખી ધિર;શુળી દેજો સુઠરદરે,ત્યારે પીવું નીર.કદાચ કામ કરો નહી, વદને વદો વાણ; દીવસ ઉગે દેખો નહિ, પ્રેમદા કેરો પ્રાણ.

છપ્પો—નીચમાં નીચ તે નાર, મુરખમાં મુરખ તેણી;ભુંડા પજાણની ભુપ જુલમ જોખમ કરજાણી.નરદે નમણને હેજ;લોભ લાલચ નહી લજ્યા;કઠણ રૂપે કર કુડ,મુઢમત વિપ્રીત લજ્યા; મુરખ મમત કર માનની,હીંમત ન મુકે હારતાં;તરણ ભાજણ તો ઘણે માનનિ માણસમારતાં દોહરો—મહીપતી મીત્ર કોને નહી,મહિપત દેખે ન આંખ;માને કોને સાંભળ્યું,ભુડાપણ એ ભાખ.

છપ્પો—કો વેળા દે ધન, મન કો વેળા રહે રૂઠે,કો વેળા રહે રૂઠ કો વેળા લીખત ખેણે.કો વેળા દે શીરપાર, કો વેળા લછ લે લુટી, કો વેળા પરશાન, કો વેળા કહાડે કુટી; ગડી ઘડી માહે ગુણ ઘણા,શામળ સાચ કહે સાંહ;નવ દીઠો નવ સાંભળ્યો, રાજા મીત્ર કોનો નહી.

ચોપાઇ—તે રાજા ત્યાંથી ઉઠીઓ,રાણિ વચન થકી રૂઠીઓ: ખાંને જઇ આસન બેઠીઓ;તે પાશે વિક્રમ તેડીઆ.તે વેળા દેશવટો દીઓ, હુકમ કરોધ કરીને કીયો પલક એકમાં રાખ્યો પાસ.વીક્રમસેન કહાડયો વનવાસ હેત ઘણેથી જોડયા હાથ, બોલ્યો બંધન કેરી સાથ તારૂં વચન હુ મુસ્તક ધરૂં.અડસઠ તીરથ કોડે કરૂં.પ્રથ્વીની પ્રદક્ષણા દેઉં,લાભ જશ લાખેણો લેઉં કકળયા વરણ અઢારે લોક સજ્જન સહુને પ્રગટયો શોક. ગયો વિદેશે વિક્રમ વિર,ધરમ વાત ધરી મન ધીર.નારી સાથે આણ્યો નેહ,તરૂણીને વશ રાજા તેહ ભરથરી રાજ ભલી પેર કરે, કનક છત્ર શીર

ઉપર ધરે સાઠ સહસ્ર બીજી સાહેલ રાજરીધ રાજસ રંગ રેલ,વઇભવ વાસવ કશે હોય; માંજી ન શકે તેને કોય.

દોહરા—એક વિપ્ર ઉજેણમાં; નરપત શરમા નામ જપતપ સંધ્યા સાચવે, કરે પુન્યનાં કામ, કોડે પુજે કાળકા, પ્રતક્ષ દેવી પીડ તન મન જાણે તેહને, દઇવત રૂડું દિઠ; પુજે તે પ્રસન થયા, કરૂણા પોતે કીધ કોઇ અમરફળ કારમું દયા કરીને દીધ; જરૂરપણે જોબન રહે જરા ન વ્યાપે જાત આયુશ અતીશે ભોગવો ભોગ ભલેરી ભાત. વરમાગી નીપજ વળ્યો,પોહોતી મનની આશ.ફળ પામ્યો તે મુકીયુ પોતાની પ્રેમદા પાસ;ધરૂણી આગળ ગુણ કહયો, એક અમરફળ હોય. જાણ જુગો જુગ જીવિએ, કળી ન શકે કો; કહે કામનિ કંથ સુણો;સારી દેઉ એક શીખ;ઝાઝુ જીનિને શું કરૂં, ભુંડી માગવિ ભીખ છપ્પો ભીખમાંહી નહિ ભોગ, જોમપણ ભીખન સાધે ભીખ માંહી માન.દાનસનમાન ન સાધે; ભીખારી નામ નીરમાલ્ય,ભીખથી ભારજ ખુવે ભીક્ષા એછુપાત્ર, ભીખ સામુ કુણ જુવે, તરત તુચ્છ તુ તુડથી. બહુ હલલી ભીક્ષા કહી; શામળ કહે શ્રી સુણો, ભીક્ષાથી ભુંડુ કીયું.

દોહરા—બ્રાહ્મણિ કહે બ્રાહ્મણ સુણો,સ્થીર વચનમુજ સ્થાપ.અમુલ્ય અમરફળ એહ છે, ભરથરી ભુપને આપ. માનની વચન મુસ્તક ધરયું, આને તેડી સાથ; એકાંત તેડયો અધીપતી હેતે ફળ સોપ્યું હાથ નામ અમરફળ એહનું વસ્તુ અમુલખ એહ,જોબન રહે જરા નમી,દેવ દેવાંશી દેહ કરૂણા કીધી છે કાળીકા તપકીધું વરસ ત્રીસ અમને એ ફળ આપીયું શેહેજ ચડાવ્યુ શીશ અધીપતને એ આપીએ, છે પ્રૌઢા માને પાડ; ચીરણજીવ જીવેઘણું લોકના પાળે લાડ હરખ્યો રાજા હેતથી પહેરામણી થઇ મોટ;કનક સ્નાન કરાવિયું વળતી શી રહી ખોટફળ પામ્યો પુલ્યો ઘણું. જીત્યો જરાને મરત્ય; આવ્યો અંગસેના કને તે વેળાએ તરત અમરફળ આપ્યું ત્યાંહાં,ખાતે રાણી ખાઓ વરસ બેસે તને સોળમુ થીરથાવર દેહ થાઓ શંકે મુકયુ સુંદરી રીઝ ઘણેથી રીત, ચાબક ચરવા દારશું પ્રૌઢી તેને પ્રીત. મુખ દીઠે ભોજન કરે નિરખે પીએ નીત નીર; પગ તળાંસે પોહોર એક, સુવે એમ શરીર ભોજન કરાવે ભાવતાં, માલે શુભમુખવાસ. કલ્હાર કુસુમ સજ્યા કરે પ્રિતે રાખે પાસ.

ચોપાઇ—ચરવાદાર પાસે આવી મઇ કરજોડીને ઉભી રહી;મારા મીત્ર લાયક લીજીએ, કોડ ઘણેથી ભીક્ષા કીજીએ નામ અમરફળ જે નિજ નેહ દેવ પછી દેવાંશી દેહ; જોબન રૂપ સદાએ જરી,કાયા જરા ન વ્યાપે કદા લીધું ફળલાખેણુ લગન મઇ ન થયો મન માંહી મગન પ્રેમદા સંતોષી બહુ પેર ગયો લાખા ગુણકાને ઘેર રામા આગળ ઉભો રહયો કારણ કરતુક કુળનો કહયો; અમરફળ એનું નીજ નામકામા વતી સ્ત્રી કેરે કામ. ધોળો વાળ નથી એ વેશકલ્પ સુધી રહે કાળાકેશ;જરાતણોન

વ વ્યાપે જોગ,ભરપુર ભોગગે ભામની ભોગ કાયાથી વહાલી તું કામ,અમો તમારે છું નીજ નામ એ અમરફળ છે અમુલ.સુંદર ફિર નાયક સમતુલ્ય; હાવભાવ ગુણ કાએ કરયું હેતે તે અમરફળ હરયું બુદ્ધિ હીણને કહાડયો બહાર, નીરમળ વાત વિચારી નાર.ચોપાઇ–બાળ ગુણકાનું રૂપાબાળ ગુણ ગુણકાનું ખાવું,બાળ ગુણકા ખાવું. બાળ ગુણ ગુણકાનું તેજ; બાળ ગુણકાનું જીવ્યું, બાળ ગુણકાની સેજ. બાળ ગુણકાનું પીવું વેસ્યા નામ વિશ્વમાં, ગુણહિણામાં ગુણ કહયો; દેહ ઉઘાડી હાખવે,બહુ ગુણવંતા જન બીહો.

ચોપાઇ–જુવતી મન વીચારી જોય,કામની નીચ નહી મુજથી કોય;શોભાવવા મીથ્યા શણગાર, નીત નવા ભોગવું ભરથાર. જર કારણે જાચવા એક જન ત્રપ્ત કરવું મોટાનું મન. છપ્પો–બાળ વઇદ વેદ વેપાર,જે પરદુખે દુખીયો બાળ સીપા ઇયા સાર. શીવ વચ્ચે જે સુખીયો, બાળ વહાણ વાદેશી, જર ખરચી જળ બેસે, બાળ બજાણા વેશ;લેશ વાશે જઇ બેસે, નાચ સેવન નરપત તણું, નીચ નીચપે જાચવું,શામળ કહે બાળ ગુણકાપણું જે રીદ્ધ દેખીને રાચવું.

ચોપાઇ–એમ વીચારયું ગુણકા આપ;પ્રૌઢ આયુષમાં બહુ પાપ;જે ઘણું આયુષ જોગવ ભાગ્યહીણ ઘણું ભોગવ. ભરથરી રાજા ભારે ભુપ, રાજ તેનું રઢીયાળું રૂપ કરૂણાવંત કરયો કીરતાર,દેવરૂપ મોટો દાતાર.ઘણે આયુષ કરે બહુ પુન્ય,નીમેખ માત્ર નવ રાખે નુન્ય; લખ કોટીધા જીવે લોક, ફળ બીજે પામે તે ફોક.નીરમળ વાત વિચારી નાર, રામા આવી રાજ દવાર. અધિપતને તુઠયો એકાંત ભુપતઆગળ ભાગી ભ્રાંત. લાયક પુરૂષ એહ લીજીએ,કામ રૂડાં કોડે કીજીએ;ચીરંજીવી રહો ચતુરસુજાણ, માણોસુખ મોટમ મેહેરાણ. ગરડો પુન્ય પરાક્રમ પાડ લક્ષધા લોક લડાવો લાડ; ઘણું અમરફળગત છે ગળી,પલક ન આવે માથે મળી રજમાત્ર નવ આવે રોગ, ભોગવે નિત ભાવતા ભોગ;એ ફળથી આયુષ અનુમાન,જ્યાર સુધીએ જમી આશમાન. જ્યાર સુધી અધિપતી જે ઇંદ્ર, જ્યાર સુધિ સુરજને ચંદ્રત્યારે સુધિ કર પુન્યપ્રવેશ, સદા નિરંતરજોબન વેશ.

દોહરા–ગુણનિધિ કહે ગુણકા સુણો,એહ અનુપમ આથ;કયાંથી એફળ કારમું હેતે આવ્યું હાથ, ત્રણ કોટિ ટકા તરત અધિપત આપ્યા અધ, સિહત્યા દેઊ સુહરિ, સાચું બોલો સધ. મહન ખવાસ ખુદી તણો, ગુણ હિણો ગમાર, અલ્પ બુદ્ધિ આપિ ગયો જુવતી જારીનો જાર. મમરિ રૂપ અમો સુંદરી રૂપ અમો સુંદરી અંતરિક્ષથી ભમતિ આંખ, જરદિઠે જોખમ કરું નેહની ભડકી નાંખ.આવે નીત્ય અને કથા, અંગે ઓપાવી આપ.કોની નહિ અમો કામની,વેદ પુરાણે છાપ ગ્રહેદશા જેની રાહુની, જેને સીધના શ્રાપ તે મધે આવી ચડે, જેનાં પુરણ પાપ.સત શહસ્ર સ્વામી કરે; નીરધણી આઇ નામ, અરબકતો રહે ઓરતો કૃત પાપનાં કામ. જર

લઇ જુવતી ગઇ,વનિતા કહી ગઇ વરત, ભાગ્ય નિધી જે ભરથરી, ચીતમાં ચેત્યો તરત આવ્યો અન ગસેના કને.પ્રીતે બેઠા પાસ હેતે વદન હસાવિયું સુંદરી તુજ સાબાશા અમને આપો અમરફળ કામનિ પોચે કોડ, આપણ બે અરોગીશે; જુવતી તારી જોડ,મેં ફળ ખાધું મહિપતી આરોગી એકાંત;સમખાધા શત સરસ્વધા ભાગી મનની ભરાંત. રાણીજી રાજી થયાં; મેં પાપી પોખ્યું પેટ;પ્રીત જાણીમેં પુરવતી વિખાણ કરી તે વેઠ પ્રાછયો કારણ પુરવતી,સજ્યો સ્ત્રી ચરીત્ર પપે વાગ્યો પ્રેમદા તણે.સુણ તે વાત વીચીત્ર મુકયું ફળ મુખ આગળે,થીર વચન થીર થાપ માનનિ તેડ તું મદનને,આ ફળ એને આપ, તુજ રૂદય ટાઢુ કરો; ભોગવો રૂડા ભોગ; એ કંથ જોગ તું કામનિ,શોભ શુભ સંજોગ,નારીએ નીચુ નિહાળીયું છુટી ગયું ગુણ ગાત્ર ભામની ભોમી ખોતરી,પ્રેમદાઓછુપાત્ર.ભરથરી કહે હું ભોળવે અતી શોપ્યો અધીકાર બાળ બુદ્ધ બળ મહારૂં ધીરજ મારી ધીકાર; મહારા રાજને, ધીકાર મુજ શરીર, કામનિ વચનથી કાઢીઓ, વીક્રમ સરખો વિર.ધિકાર માહરિ બુધને,ધિકાર નામ રનિર. કામનિ વચનથી કાડિઓ, વિક્રમ સરખો વિર. ધિક્કાર દહાપણ દેહ ધિક્કાર ધતપદ ધિર પ્રેમદા કારણ પરહરયો,વિકરમ સરખો વીર ધિકાર દેહને ધિકાર ધનપર ધિર; પરેમદા કારણ પરહયો, વિક્રમ સરખોવિર ધિકકાર નામ નરેંદ્રપત; ધિકાર ચતુરાઇ ચીર;નારિ કાજ નર પરહરયા, વીક્રમ સરખા વિર ધિકાર વિદ્યા વિવેક વર. ધિકાર જોખ જંગીર; ભામનિ કાજ ભમડિયો વિક્રમ સરખો વિર, ધિક્કાર માન મરહજાદને,ધિકાર રાજરિદ્ધ;પ્રાકરમી વિર મેં પરહરયો પ્રેમદાશું ગ્રહી પ્રીત;ડાટ દહાપણ માહરૂ, બાળ એ બુદ્ધ કબુધ; પુન્ય કામ મેં પર-હરયું, શીશું રાખે શુધ. જેટલી પ્રીત પ્રેમદા પરે. કીરતી સુણતાં કાન, પ્રિત રાખત જો પ્રભુ પરે. વહેતો વેદ વિમાન.ખોયા દહાડા ખ્યાંતમાં.ધરણી સાથે ધાટ;અવતાર અફળ એળે ગયો; વેદ ઉઠાડિ વાટ.પુજ્યા નહિ પારબ્રહ્મને, માનનિ માણ્યા માટ બોળ્યાં બહોતર બાપના,વપુ ઉઠાડિ વાટ.ધિકાર હો તરૂણિ સુને.વેઠ ઉઠીએ વદન; ભરથરિ ભુપ ન ભાવિઓ,માણ્યા તેહ મદન ધિકાર રૂપ રાણિ તણુ, કાયા કરકદન પુષ્પ પેમલ સજ્યા તજી માણસો તેહ મદન.ધિકાર વેશ બહુ વિમળ ધિકાર શોભા સદન પાંચ પીરોઝ પરહરી,કરી શંખ સંગાથે શુળ,સિહં તજી શીયાળ શું પુરિ પ્રીધિ પ્રીત ગુણવંતમજ ઘેવર તજી ચડયો ગરધવ તુજ ચીત.અમરત તજીએ વિખવરયું, કંચન સાથ કથીર ગંગા જળ ગમયુ નહી. નાવણ છીર નીર, વિપ્ર તજીને વરતીઓ પ્રભુ,તજી પાખંડ માન્યો મદન મહીપત તજી, દઇવતા દંડ મુજને ધિકાર તો શત ગણે વક્ષ જુવતી જોડ;મહત ધિકાર એ મદનને કહ્યું કહેતાં કરજોડ,સુદરિ અનંગસેના સમી, નોરમાળ જેનો નેહ;તેહ પદમણિ પરહરી, ગુણકા સાથે ગેહ. જરિયાન પહેરે મોતિતણાં,દીવ્ય દેવાંશી દેહ; ચીત ન આણ્યા ચીંતનિ,

ગુણુકા સાથે ગેહ અમરફળ જેણે આપીયું, સાચો જેનો સ્નેહ;હેત હરખ એવો તજી, ગુણુકા સાથે ગેહ જળચર જેવિ જંખના, ચોર બપઇયા મેહ; એહ પ્રીત ન ઓળખી, ગુણુકા સાથે ગેહ.

છપ્પો—મુરખનો સરદાર, જે જર જુગટે ખુવે,મુરખનો સરદાર,પાપ બીજાનું ધુવે. મુરખનો સરદાર, વેહેર વડાશું વાધે;મુરખનો સરદાર,જે સીધ ભુતની સાથે મુરખનો સરદાર તે જે ઇશ્વર ભજતાં આળસ કરે,શામળ કહે મુરખનો મહિપતી, જે નારીને રૂદે ધરે, દોહરા—આળસ મરડી ઉઠીઓ, છુટયો મયંક ગજરાજ; શક્ર વિસર્જન વપુ થકી લેશ ધરી નહી લાજ; અમરફળ આપ આરોગીયું,તરૂણી કીધી તાજ: ધાર તરી સુધી ભરથરી, રામા સંગાથે રાજ. પ્રધાન પંડીત પુરોહીતા,ધારણુ દે સહુ ધીર; ભરથરીને ભેદ નહી પથ્થર ઉપર નીર,પગે લાગે ઘણું પદમની, હેતથી જોડે હાથ;'મીટન મેહેલે મહીપતી, સંગ નહી કો સાથ.સાઠ હજાર હાથીતણી. મહેલી દોલત દુર; નાઠો નગર થકી નગન; પાણી પરાઠી પુર. રાખ્યો રાજ રહે નહી, વાળ્યો ન વળે વિર; બોલાવ્યો બોલે નહી, ધરમ ધોરંધર ધિર. મળી એમ એ મેહની ત્રાહ ત્રાહ કહે તરત;મુનીવ્રત મુરજાદથી વપુએ ધરીયુ વરત;જ્ઞાન જ્ઞાન ઘણુા કહે, પંડીત કહે પુરાણ; ડાઘ પાડયો દલડા વિશે,તે મન કેમ મહેરાણુ. ઘેર ઘેર પ્રધાન મિછીઓ, રીધ દેખાડે રોક; પાછુ તે જુવે પુર ભણી. ફળ ભરે તે ફોક આમળ વરે સહુ આંગળી, આળોટે ઓડાં ખાય; કરજોડી સહુ કરગરે,પાછુ ન જુવે રાય. છત્ર ચમર ચોવિધ તજયાં,તજ્યા ભાવતા ભોગ;ન ગમી રાજ તે નીકળ્યો, જાણે ભરથરી જોગ, હાથી ઘોડા માલ ધન,ઉંચા મહેલ અવાસ;ઝવેર માણેક મોતીયા પલક ન રાખ્યા પાસ. રંગ મહેલ રાણી તજ્યાં,સાઠ સહસ્ર સાહેલ; પલક એકમાં પરહરિ, કરતી જે ગુણમેલ કસ્તુરી કેશર અરગજા ભોગ ક્રોડાં લાખ;વૈંજાવ કીધો વેગળો, રાએ ચોળી રાખ. રતન ખાણુ રત્નાવળી, લક્ષ આભુષણુ લગન ઇશ્વરને આરાધવા, નરપત થયો નગન. ભગવો વેશ ભુપતે કરયો,કંથા પહેરી કાય; સેલી સજીને તુંબડી,રીધ એ લીધી રાય.કાલાવાલા કરી કરગરે,પટરાણી પરધાન કેડે રઇયત કળકળે.મહીપત નવ દે માન, પોપટ રૂપે પાંજરે;ઘોડા સહુ ઘોડાર;હાથી રૂવે હાટ શેરિએ,દાસી રૂવે દરબાર. રંગ મહેલ રંજીત ઘણા,જુગત આરસી જાણ; તરણુવત તુચ્છવત કરી, મહિપત માયા મશાણુ. અમરત મેવા અતી ઘણા, ખટરસ રિધ સિદ્ધ; સુખ કણુલી ભરથરી, કે ભરથરીએ લીખ. પલગ પુગરાજ પરવાળના, અધીક પુષ્પ અમુલ. સેજ્યા કીધી સાથરે: તર તારણુ કે ધુળ. ભરથરી નર ભુપત સમા, પ્રીતથી રહેતા પાસ, વાસવવત વઇભવ તજ્યો, વરયો વિર વનવાસ; ખમા ખમા કહે ખાસ ખેલ, ધરે છત્રશીર છાંગ. અણુવણુ પગલે આડવાયો, અધીક ધીર વનમાંય; ચોકી કરતા જનમોદ શા. પવન પ્રવેશ ન

લામ. વનચર સંગે વહયો,વાનર વરૂને વાઘ,પાંચકોટીપ્રગણા તણો. ત્રોહો પખમાને તાપ ડેરે ડુમરે રડવડયો એકાકી તે આપસાકર સરબત ગુલાબના,કળી ન શકે કોય; તે ઝરણ જળ જોખમાં, પીએ તુંબડેતોય. થાકયા લોક ચક્રીત થયા,ઉતમન પામ્યા એક;નજર ન કીધી ન્રૂપતે કરખં ખેરયા છેક. ઝરડાં ઝાંખર બાળીયાં, ગોખરૂ કાંટા ખેર; અથડાયા સહુ અધીપતી મહીપતે ન આણી મેર. નીરાશ થયા નરનાર સહુ પીછયા સબળી પેર; વસુધાપત વનમાં ગયો ગામલોક સઉધેર,ગંગાત્રઠવેપેત્તર ધાણી, ભરથરી ભાવ્યો ભોગ;આસન બાંધીત્યાંરહયો, જુગતે સાધ્યોજોગ. પ્રધાનપુર પધારીયો, કરયો શોક તન તાજ; વસુધા સહુ વિપરીત થઇ,થયું રાજકરાજલલક હુલક હલમત થઇ ચોખ આડી ચોર દેશ બધે દેહવટ ગયો. થયું અંધારૂં ઘોર વિર ઇતાળ વિમુખ વસે, ભુચર ખેચરનો ભુપ; પોડો અતળીબળ અતિ ઘણો અકલ અજીત અનુપ.આવે અતિ ઉજેણમાં,રૂદ ધરીને રીસ;ભોગ હોય તે ભક્ષ કરે.નીત્ય માણસ દશવીશ, એક રીપક પ્રધાન જઇ, લાગ્યો તેને પગ. એકાંત જઇ આશન કરયું માગ; જે તું કહે તેહું કરૂ.પુરવ સંવાદે પ્રીત.ઉદવશા કરે શુ ઉગરે રાજગયે શીરીત. વઇતાળ વિચરી બોલીઓ; કહું તે કરો એક કામ; એક માણસ આપો મુને, નહી લેઉં તારૂં નામ. વારા ફરતી વારો કરે, ભક્ષ ભોજન ભુજખવા; તેડો તેને પ્રભાતથી. સુંપો રિવને રાજઅલ ખત આખો દિન ભોગવે, રાતે તેને ખાવું, કોઇનુ નામ લેશું નહી, જરૂરપણે હુ જાઉં પરણ એવું પરઠીયુ; કરી ગયો વિર વઇતાળ; એક માણુસને ભક્ષ કરે વિત્યા કેટલા કાળ. પ્રદક્ષણા પ્રથ્વી તણિ ગયો, જે વિક્રમ વીર, ફરતો ફરતો આવીયો, ક્ષીપા કેરી તીર. ઓપ અતળીબળ એકલો લીત નવઆણેચોટ વનવણ ઝારો ઉતરયો, પંદર હજાર પોટ. નીસ્ચરચી નરપલ જુવે, નીકળ્યા તેના નેક; શણવી એક સોહામણો. પોઠમાં પંડીત એક કથન કહ્યાં તેણે કારમાં, વનચર બોલ્યા વાણ વીક્રમસેને સાંભળ્યા પંડીત એપ્રમાણ કરક તણાતુ આવશે, જળમાંહે જળદાર કરમવંત તે કાઢશે, અલખત અપરંપાર નાદી નંશાણું નરપતિ, કહાવું તેહ કરક; ધરેણું તેહેં ગ્રહણ કરયું, વાળ્યો આડો અંક વનચરેશ બતેવા વરયુ,અતી દીધિ આશીશન્રૂપત થજે નવખડનો,ઉજેણીપત અધિસ, સણવિનું કહયું સાંભળ્યું, શુભ બાંધિ શણગાર; વાદ કરયો વણઝારા શું બહુ પ્રકારે બાંઠ. હાટ હઠે હરાવીયા હઇડું રાખી હાથ; વણઝારો વોળાવીયો, શણવિ લીધો સાથ સિદ્ધવડ હરસીદનો, ગાંધરવુ મશાણ; મહાકળેશ્વર મહામતી, ક્ષીપ્રા નદિ નવાણુ ચામુંડા ચાચર રમે; બોલે બાવનવીર, વરત ભુતર ખેચરાં ક્ષીપા કેરિ તીર. વડ હેઠ વીક્રરમ ઉતર્યો માગ્યો ભવાની ભોગ ત્રિપુરા ત્રૂપત કરી, રહેલી નાખી રોગ; પ્રતક્ષ થઇ પરમેશ્વરી. પ્રિતે લાગ્યો પાગ; હસીને હરસીધે કહ્યું, મન ગમે તે માગ. માતા માગુ એટલુ, કર દુખ ભંજન. કાજ; લાડ લહાવું લોકને, એક

છત્રધર રાજ.સુખ પમાડુ સરવને દોખી કાઢુ દુર;કીરતી જીતુ કરણુની.કરૂ પરમારથ પુર.હરસીધ હરખ્યાં ઘણું, હેતે સીર મેલ્યો હાથ; સંભાળજ્યે મુને તે સમે, સહસ્ર વસા તુજ સાથ.મસ્તક પુજા મુજને કરી,પ્રિતથી થઇ પ્રસન્ન; દુલ્લભ મોટા દેવને, દીધું દીવ્ય દરશન, આવરદા ઓછો કળી વિષે, સતવરખમાં શીશ; અગીયાર વારે એમ વારે એમ આચરયું, શુભ સમર્પણ શીશ, વિક્રમ વરદાન એમ પામીયો; આવ્યો ગામ ઉજેણુ પ્રજાપત ઘેર પરવર્યાં,તોલ ઘણેથી તેણુ. વારો ઘેર વઇતાલને જાવાનો જરૂર;કુંભાર સહુકો કળકળે, નયને વહે જળપુર, પુરપતે નીરખી પુછીયું, રાજદ્વારની રીત, રાય છતે રૈયત રૂવે. શું પ્રજાપર નહી પ્રિત, લક્ષણુ માંડી લોકે કહ્યાં અલ્પ રાજ અનુપ; વનીતા કારણ વન ગયો, ભારે ભરથરી ભુપ. વિર વૈતાલ છે,અતળીબળ કહેવાય; રાજ અરાજક એહનું, નિત્યે માણુસ ખાય. આજ વારો છે એહનો, કુંભાર તણોછે કાળ;વખત બેસારે એહને, દેહ ભખે વઇતાળ. કરજોડી કહ્યું કુંભારને, તારા સુતને ઠામ. આજ અમો જાશુ તીહા. કરશુ એહનું કામ હસતો રમતો એહથી, ધનુષવીદ્યાનો ધીર, પહોર રાતે પાસે ગયો, જીત્યો વડહથ વિર; બાંધી લીધો બળ કરી, જાણ્યું ખુટયો કાળ, કોલ આપીને કરગરયો, વશ કીધો વઇતાળ; આણ ફરે અવની વિષે, વાગ્યો જીત જંજીર. અવની બધીમાં ઓળખ્યો, જે એ વિક્રરમ વિર. પાળ્યા લાડ પ્રજા તણાં નવેખંડમાં નામ;નવેતેરી નગરી વિશે, થીર કરી આપ્યો ઠામ સવાલાખ હસ્તી તણી દોલત દુનીયા દાખ; શાસ્ત્રજ પુરે શાખ, પંચડંડ જીત્યો પ્રાક્રમી પામ્યો વિદ્યા પાંચ; અધુરણી અત્રની ફેરી, નિમેખ ન આવિ આંચ. અદ્રષ્ટ વિદ્યા એક છે; બીજી પરકાયા પ્રવેશ, ત્રીજી આલણુ ચાખડી અધીક સીદ્ધ ઉપદેશ; ખડક કેહેશે કારમું, અજીત બાણુ અનુપ. અજીત કાહાવે છે એકલો, ભાગ્ય નિધિ તે ભુપ; કરૂણાનિધ કઇલાસમાં, બેઠા શીત સમર્થ; ભેટ લાવ્યો તે ભુપતી વીશકરમા વડ હથ, સીહાસન શીવ બે ગનું, સર્વ સકલ સુખ સાર; તેજ તેમાં ત્રીલોકનું મન વાંછીત ફલ દાતાર ઉમયા હાથે ઘડી, કનક તણી જે કામ જડી પુતલી જુગતથી, તે આશનને ઠામ કંઇક દીવસે કઇલાશમાં ધરયું આશન તે ધીશ; કોઇકકાળે પ્રસન થયા ઇંદ્રઊ- પેરે ઇશ શીંહાશન તે સમરપ્યુ પુરણુ પ્રીતે પેર, મઘવાએ સુખ માણિયું ઘણે હેત થી ઘેર. કલ્પવ્રક્ષ કળિયુગ વિશે,પ્રગટયો પુર પ્રકાશ;માધવ પણ મઘવા તણો,સપુ ત એ શાબાશ કિરતી તેની સાંભળી, ઇંદ્ર આપ અભીમાન આપ્યું સીંહાસનતેસમે મનસા સીધથી માન અગીયાર સેવક ઉજેણુમાં પડયો અધીપત આપ;અલખતઇં- દ્રની ભોગવે, પુરણુ પુન્ય પ્રતાપ શાલીવાહન પ્રગટયો પછે, શેષ નાગનો સપુત, તેણે વિક્રમને જીતીઓ, નર વર નામા ગુન, તે પ્રાક્રમ કરી નવ શકયો,વિક્રમજેવાં વેદ;શાલીઆદિ શકશીકાતણી, ભ્રાંત થશી તે ભેદ. વિક્રમવઇકુંઠે વહયો વહશે વેદ

વીમાન અવનીમાં આસન મયું,અધીકાર વીના અનુમાન પ્રગટયો નર તે પ્રાકરમી ખરી વાતનો ખોજ;પામ્યો આસન પુન્યથી,ભારે ભુપત ભોજ; એ આસન ઉત્પન હવિ, વીક્રમશેન વિખાણુ, શુભ કત કહુ સાંક્ષેપાત, સાંભળ ચતુર સુજાણ પુરપતને કહે પુતળી, કરત કહું તે સુણુ કરણ; શ્રીમંતનિ શોભા વીણી ચતુર ધરજે ચરણુ.

ચોપાઇ—અવંતિ નગરી અતી અનુપ,ભારે વીક્રમસેન ભડ ભુપ,રૂડા કામ રઇ- યતના કરે,આણપુન્ય ધરમની ફરે. પુરનું રાજ કરે પ્રધાન, દશધા ભરથરી દે બહુ દાન; એક દીવસુ વીક્રમ વહ હાથ શુભ કામે સોહીત સમસ્થ, ભરથરી ભ્રાતને જો બેઠીએ,તો તો મહા સંકટ મોટીએ;તનથી સુખ કરવું સઉ તાજ,મહીપતી ચાલ્યો શળવા કાજ, વિદ્યા સીધ જોરથી વહયે. ગુણનીધ ગુણ સાગરપે ગયો. અધીપને બે મળયા એકાંત ભાગી ભુપત કેરી ભરાંત.અરસ પરસ હ્રિમતની વાત, કહી સાં- ભળી દીનને રાત. કહે ભરથરી ઉઠો વીર, જાઓ નાહો ક્ષીપ્રાનાં, વીર રાજ નિર ચલાવો શુભ રીત;કરો પ્રજા ઉપર બહુ પ્રીત ગ્રહ સ્થાવટ ચલાવો ઘણું;ફરો રાજ શી રામજ તસે.કહે વીક્રમ સાંભળ વડ વીર,બીક ધીક મુજ સુખ શરીર; તુજ સમ બંધવ કરીયે તાજ, ધિકકાર કરવું એતો રાજ. તારી મત એતો માહરી, કરૂં જોમ જુમતે બાહરી કરૂ ઉપાસન ઇશ્વર તણુ વારંવાર કહુ શું ઘણું,બંધવ કહે સાંભળ બુદ્ધ નિદ્ધ કહું વાત છે માનો સીદ્ધ;જોગ મારગ ઘણું દોહલો,તેથી સ્વરગનુ સુખ સોહલો,તેહ જોગ કેમ નહી પળે,બહુ રત્ન કર્યો તે બળે; ગ્રહસ્થા વટમાં ગુણ ગં- ભીર,તે ઉતારે ભવજળ તીર. દોહરા—જોગી જોગ સાધે ઘણું, નેક ન રાખે પુન્ય અત્ર જમે કાંઇ ગ્રહસ્થનું, પરડે તેને પુન્ય.

ચોપાઇ—એહ ઉપર કહુંએક કથા,જેશી ગ્રહસ્થના ગુણુજ જથા;એક રૂશીને બે દીકરી એક કુંવરીને એક વરી,પરિણુ તેતો ગ્રહસ્થ થઇ,કુંવરી તપ કરવા ગઇ મઢી બાંધીને બેઠી વન એકાકી પાસે નહિ કો જન ગ્રહસ્થને ઘેરતો અલખત ઘણી પુત્ર પરીવાર ધણીઆની ધણી, પ્રેમદાને પતિપર પ્રેમનિ મેખ જુઠું બોલ્યાનું નેમ, પુન્ય વાને પ્રીતેથી પળે,નિરસુખ કો જાચક નવ વળે માબાપની કરે સઉ શેવ, પર ણ્યા પતિને જાણે દેવ. સદા નિરંતર ઉપર હાથ, સંતોષણ સયન બહુ સાથ, વેદ પુરાણ કહ્યા જે વરત;તે નરે નારે ક્રીધાં તરત. પરધન દેખી હરખે ઘણું. કરમ સં ભારે પોતા તણું;એક દિવસ તે ગ્રહસ્થની નાર, બેઠીતી પોતાને દ્વાર, તેને અગમ નિગમ સુજ્યું.કામ બેહેન તણું બુઝીયુ, જે વનમાં લાગી છે આગ.બળવા માંડી જુવતીનિ જાગ;પાડે બુમ ને ચાખે દિશ.પ્રગટયો અગ્નિ તેખે દિશ. તેનું નામ હુતી માંડલી બીજી બેહેન ગ્રહસ્થ માંઠલી;તે બેહેન જાણયું છે મય, મારિ બેહેન મળેછે વન. એક પાતીનો કળસજ ભરી. કરયું કુંડાળું આંજણ કરી. બધું વન લાગીને ગયુ;બારતપૅશીતું બાકી રહ્યું પરાશી રહેતો વિપ્રજ એક,વનિતાને પુછયું; વીવેક

કળસ માંહી તે જળ કેમ ભરયુ, શા માટે કુંડાળુ કરયું ત્યારે સાચું બોલી નાર, નાર,બહેન બળતીતી વન મોઝાર; આણ દઈ રાખી તેહને.શીતળ થઇ તેનાં દેહને તેહવીપ્ર તો અચરત થયો,કઉતક જોવા વનમાં ગયો;બધું વનબળીને ગયું.જેટલુ બાકી રહ્યું. તે વીપે પુછી છે વાત.સાંભળરેતું માપી માત;બધા વનમાં આગી થઇ તારી મઠુ તે કેમ રહી દોહરા—અલ્યા મુરખ સમજે નહી, તપશી કેરી જાગ. તપ મહીના છે માહરો, અડિ શકે નહિ આગ. વિપ્ર થયો અતી આકળો. ચડિ ક્ષણેરિ ારસ; ફટફટરે મું પાપણિ, દીધીમાળ દસવિસ, બેહેન તાહરિ માંડલિ, ગ્રહસ્થ જાનુ- તી જાત;તેને પુન્યે તું ઉગરિ, નહિતર ભરમજ થાત;આણ દીધી અગનિ વિષે દી વસ ચડતે ઘડિ પાંચ;કુંડાળુ જળનું કરયું,નાવિ ઉનિ આંચમાયું સાચું માનનિ પ્રિછી સઘળી પેર; વન તજી વસ્તીમાં ગઈ ગ્રહસ્થ બેહેનને ઘેર અરસપરસ વાતો ચરિ,વારૂ સમજ્યાં વરત. પરણિ પોતે પ્રિતથી,ઘર સુતર તે ગ્રહસ્થ,દાન માન સ- નમાન શુત, વિવિધ પ્રકારે વ્રત. ધરમ કરમ શુભ સાચવ્યાં ઉધાર પામી તે તંત. વડો ભ્રાત કહે વિક્રમ સુણો, પરણો રૂડિ પેર; સંકટ હશે હરો સહુ લોકનાં,ગવરથા વટ કર ઘેર મેંનો વધભવ ભોગવ્યાં, ભામનિ કેરો ભોગ; ત્રપત મન કરયું ત્રાહે વિષે, વળતો સાધ્યો જોગ.

ચોપાઇ—કહું એક તેવું દ્રષ્ટાંત,આપણ બે છીએ એકાંત;એક વિપ્ર તસ્કરમાં અડયા; કરમ સંજોગે શુળી ચડયો, નહિ ઓળખાણ ને નહિ વતન, તેનિ પાશે છે ચાર રતન; શુળીં ઘાલ્યો ન મરે જન. પરણ્યા માંહિ રહ્યું છે મન બીજે દીવસ બીજા એક બ્રહ્મ આવ્યો પાશ શુળીએ તે થંભ; અલ્યા શુળી ઘાલ્યો મ- રતો નથી, એવાં કરમ શાં કીધાં કથી; ત્યારે સુળીએ જોડયા હાથ, બોલ્યો ચોર તે વીપ્રજ સાથ; જાતે તો હું છુંજી બ્રહ્મ. કીધાં મેં તસ્કરનાં કર્મ, પરણવાનિ ચિં- તી કારણે, ગયો રાય તણે બારણે, ફાડયો મેહેલને લીધુંધત તેતો પરણ્યા ઉપર મન પડયો કેદમાં સુખ વામીઓ, સુખ વામીઓ, કરમ સંજોગ સુળી પામ્યો ધન અનંમળ મારા પાસ, પરણ્યાની હતી બહુ આશ; એકે આશ નપોહોતી કથી,માટે જીવ તો જાતો નથી. જર દેખી તે વીપ્રજવળ્યો, માનીને મંદીર જઇ મળ્યો, પોતા ની પુત્રી લાવીયો, શુળી સાનિધે આવિઓ.એ કન્યા શુળિયાને દીધ,એકરતન તે તે પાસેથી લીધ કન્યા તેડી જાય તેટલે કન્યા વળગી શુળિ તેટલે.અલ્યા દુષ્ટ તું શાનો બાપ; જાને ઘેર તું આપોઆપ; મારે શુળિ સરખા પ્રાણ, વનિતા બોલી એવિ વાણ. રતન લઇ ગયો તે તાત. સુળિએ કહી વનિતાને વાત, કહુ વાત તે સાંભળ કરણ,રામા રતન લેજે તું તરણ એક રતનથી ખાઓ પીઓ કરોસદાવ્રત દાનજ દિયો; કરો વાસ જઇને કાશિએ કો વિસ્નુ ભગત દેખો વાશિએ.સત્યપુરુશ જાણો જેહને,સંગ કરજો તેનિ દેહને;એક રતન તેને આપજો વિરજ વેચ્યાથી ચોર

થાપજો દસ માસે આવે દીકરો. તેને જઇને વનમાં ધારો તેને રતન આપોજી એક. દીધી શીખામણ એમ અનેક. તેહ વિપ્રના છાંડયા માણ વનીતાએ માનીતે વાણ; કંથે કહ્યું તું. તેવું કરયુ જઇ રંગામાં તપ આચરયુ. વિરજ એક વેચાતી લીધ. એક નંગતો તેને દીધ; પુરા માસે પ્રસવ્યો પુત્ર નાખ્યો મારગમાંજ જઇ સુત્ર.રતન એક ગાઠે બાંધિયું.સ્વામી વચનથીર થાપીયુ કનોજરાય શીકારે ચઢયો જોગબાળા કે, તેને જડયો મહીપત હરખ્યો પોતે મન તરૂણીને જઇ સોંપ્યો તન;તેનો પીતા થયો છે તાજ પામ્યો પુત્ર રીદ્ધવીદ્ધ ને રાજ શ્રદ્ધા કરવા વિસ્તાર. ત્રણ તાત પ્રગટ યાની સાર; પુછી પડી તને કઉતક વાત. ત્રણમાં તે કોણમારો તાત; વિર્ય વેચાથી લીધું જેહ, તેને પડન પહોત્યો દેહ પરનારનું પહોંચતું નથી, કહયું છે પુરાણે કથી. મુકો પડ, શુળીયાને હાથ ગયો વીમાન સરગને સાથ; ગ્રહસ્થાવટ માંહી ગુણ ગણે સંદેહભાગ્યો વિક્રમ તણો, ભરથરી સતનો કીધો ગ્રંથ,તરણ તારણ પામ્યાના પંથ; ગ્રહસ્થરાજ સમજયો વઇરાગ,પ્રણમી લાગ્યો તેને પાગ.લક્ષણ ગુણ સઘળાલાવિયો, અધીપત ઉજેણમાં આવીયો રાજ શ્રીરામજ તણું, શું વખાણ કરૂં મુખ ઘણું. સંક્ષેપ કહ્યું એક સાર દેવરૂપ કહાવે દાતાર એકવાર સભામાં શુર,બેઠો નારાયણનો નુર. દોદશાથી અનુચર આવીયા, ખબર વિદેશ તણી લાવીયા; અધીપત આગળ કહે એકાંત. ભાગે મન પોતાની ભરાંત ઉત્તર પંથથી આવ્યા અમો, પુછોછો તો સુણજો તમો; ધનોશા છે એ ધનપતી, રૂડી કરમનિ રેખા રતી જશાવત નથી કોઇ તેની જોડ છત ઘરમાછે છપન કરોડ; અપુત્રવત નથી ઘેર પુત્ર, ઘણુએ બીજુ છે ઘર સુત્ર. તેણે પ્રથિવ પ્રદક્ષણા કરી, પુન્ય વાત મન માંહે ધરી;સદાવ્રત આપ્યાં સુજાણ. નીરમળ ખોદાવ્યાં નવાણ, ગામ શારણી કીધી ઘણી ધર્મ ધોરંધર ધણી; દેવલ કિધ થાપ્યા દેહ કંઇક સદગુરૂની કીધિ શેવ થયાં વ્રદ્ધ શેઠાણીશેઠ શેઠપુત્રપ્રસ્વ થયો નહી પેટ;આશા મુકી થયાં નિરાશ,તજયો વઇભિવ ને સુખવિલાસ.અન્ન જળ બેઠાછે તજી. ભગવાનશ્રીને ભાવે ભજી, બેસે દિન પુરા ચાળીસ, શિવ ડેરે સમરપે શીશ, તેની પ્રતીજ્ઞા કીધી ઘણી, ધારિ બેઠા ધણીયાણી.તેને દિવસ થયા છે સાત, એકે તો કહી એવિ વાત. બીજો કહે સાંભળ મહારાજ,કેહેતાં વાત આવે છે લાજ; પસ્ચિમથી કીધો પ્રવેશ, આગ્યો આપ ઉજેણો દેશ, એક વિપ્ર લક્ષણનો લાડ, રચી બેઠો પ્રૌઢ પાખંડ; નગર ઠઠાનો જે નરપતિ, છત ઝાઝીને છત્રપતી;પદમની જેવી તેની પેર, રાજાને એક કુંવરિ ઘેર. પદમની આપ કરે કલોલ સુંદરિ શોભીત વરશાં શોળ. વિપ્ર જમવાને બારણે; બેઠો તો તેને બારણે; દિઠી નારી વાગ્યું બાણ, પરવશ પડિયા તેના પ્રાણ. તે બેકીયો બોલ્યો આપ, વિપ્ર મુરખ તું સાંભળ આપ; કુંવરિ કન્યા કેમ માગી જડે, તારે શીર કલંકજ ચડે, બીજો હોય તો છેદુ શીશ, વીપ્ર ઉપર ન કરવી રીસ; તારૂં કરમ લખી બાલણી, કરમ

હિણ દેહ દામણી; રાજકન્યા રાજા ગેર સોય રાંક ગેર રતન નવ હોય; જો લોકે પુજ્યા છે ઈશ, શેજ મારગ સમરપ્યા શીશ, શીવ પુજા પાયા જે રાજ. એ કન્યા તેવાને કાજ, હાંકી કાઢયો ઝાંખો પડયો, એક શીર ડેરે જઇ અડયો, અન્ન પાણી બોઠા છે તજી, ભુપત કન્યા મનમાં ભજી; કહે છે એ રાણીને વરૂં, નહી તો શીવ ડેરે હત્યા કરૂં, સાચો કે જુઠો છે ઠાઠ, તે વાતને થયા દીન આઠ. ત્રીજો શેવક બોલ્યો વરતી, હું આવ્યો દેશ દક્ષણ થકી; ત્યાં દીઠું એક કઉતક ઘણું, દેરૂ દેવિ કામક્ષ તણું; દેશ કામરૂ તે કહેવાય મંત્ર જંત્ર કામણુનારાયણુ મુળી સુંઘાડી ઢોરજ કરે. ઉપર ભાર અલેખો; કાંઇક પુરશ પશુ પશુવતકિધ તનમ ધન ધન સઉ ખુંચી લીધી મેં પણ રાખી મારી મામ, જોઇ ચાલ્યો હું તેને ગામ; એક નારે મુજને તેડઓ. કરી બળદ ખેતિ ડીચો એક દિવસ દેરા ને બહાર, મોંઘ્યો મુજને નારી ચાર; કીધું દેવિનુ દરશાન, પુરણ મન થયું પ્રસન તેની સ્તુતિ ઘણિ મેં કરી, ત્યાં તુઠયા ત્રીપુરા સુંદરી બાળક બે આવ્યા બાર મુજ રક્ષા કેરે કારણે; એકે પુરૂષ મુજ કિધ, બીજે તો બોલાવી લીધ; મે તેં નેદીધી આશિશ, તેને દિન થયા ચાળીશ. હું તે ગામ મુકિને વળ્યો, મનોબળ દ કરનારો મળ્યો; શીશ કરીને બોલજ કહયો. અલ્યા કેમ તું માનવ થયો પ્રોજે ઘુજતે બાળક ભણ્યા; દેખાડયા બાળક બે જણા; તેનો ઘાયો તેની પુઠ, મારી એક અડદનિ મુઠ બાળક બાપડા બે તે ખડયા, પહાણ પુતળી થઇનો પડયો જડ કરી નાખ્યા દોહરા માંહ, હું તો નાશી આવ્યો આહ મુજને જેણે કીધુસુખ, મુજ માટે તે પામ્યા દુખ ચોથો કહે પુરવથી આવી એક વાત, નથી લાવિઓ. ગુંદાણું છે એકજ ગામ, નરપતસંગ રાજાનું નામ; તેને કન્યા હુતિ એક, લાડકવાઇ વિવિધ વિવેક.બાર વરસની બુદ્ધ નીધાન,અદભુત રૂપ તેનું અભીમાન માત પીતાને વહાલી ઘણું,શું વખાણ કરીએ તે તણું. પહોઢિતિ માઠે માળીએ,ગોખ અટારીને જાળીએ; રાત માંહે કોઇ હરી ગયું, ખોળવત પેદા નવ થયું. ખુણા ખોચરા ગામે ગામ,ચોક ચાવડી ઠામોઠામ;ખોળી ખોળાવી પણ નવ જડી,મા બાપ ને તો સંકટ પડી. કલંક લગાડયુ એ કન્યા ગઇ, મહા ચીંતા તો પેદા થઇ; મહેણાં નથી ખમાંતાં શિશ,થયા દિવસ તેને તો ત્રીસ. છેક આશા તેને છાંડિયાં, આપઘાત કરવા માંડીયા. સહુને આવિ પ્રગટયો શોક. મળ્યા ગામ નગરના લોક. સહુ પંચ કહીએ છીએ અમો,વાટ જુઓ મહીનો એક તમો.છેક આશ મુકો જાહરે,દેહ ઘાત કરજો તાહરે.વારી નાખ્યા નરને નાર;અમો પછે આવ્યો આ ઠાર;આરે ચાર વાતો એમ કહી,વિક્રમસેન ગુણવંતે ગ્રહિ પતિજ્ઞા કરી ઉઠયો,જેમ મયોદ મદગળ છુટયો બીજો કોઇ ન જાણે વાત, નીકળ્યો મહીપત મહાજમ રાત.

દોહરા—ધરયું ધ્યાન ઇશ્વર તણું, મન ધરયો ધનવંત શેઠ; સીદ્ધ પાવડીપર

ચડયો,ત્યાંજઇ પોહોત્યો ઠેઠ. શીવ ડેરે સહુ મેદનિ,મળી છે અપરમપાર; નહિ ચા કર બાળા સહિ, ઉભાં જે નરનાર. ખડગ ઉઘાડયુ કરવિશે; સમરપવાને શીશ;ત્રાહ ત્રાહ સઉકો કરે, અરાધે સઉઇશ.એટલે વિક્રમ ત્યાં આવિયા, પુછી લીધો પાર; પુત્ર માટે પંડ પાડશો,એ તો નહી વહેવાર. પોતે ગયો પરસાળમાં. જુગતે જોડયા હાથ; એક ચરણે ઉભો રહયો; સ્તુતી કીધિ શીવ સાથ પ્રભુ એક કીજીએ, પ્રસન થઇને પેર;ગરિબ બીચારો વાણિઓ,જાય પોતાને ઘેર.ખોટ નથી તે તાહરે.અસં-ખ્યાત છે શ્રેષ્ટ. ખોટ આપણા કરમમાં.કર અમ્રતનિ વ્રષ્ટ; ગેબી શબ્દ એક ઉઠયો, કરતો હોય પરકાજ તો એને મારે તાહરૂં,તન કરને તું તાજ;સુક્રીત બધા જન્મનું અધિક પુન્યથી આથ;સુરજચંદ્રનિ શાખથિ,હેઠે આપો હાથ,બાળ હત્યા એને બાર છે, તે લે તારે શીશ;કબુલ કરે તું એટલું,તો પ્રસન્ન થાપશ.પુત્ર પામે એ વાણુઓ પહોચે એની આશ;હીમત હોય તો હા કહો પુરૂષારન પાસ.

ચોપાઇ—એવું સાંભળી આવ્યો બહાર,જ્યાં ઉભાં છે નરને નાર;જમત લોક બધા તાંહા જોય,વણિક તણે દુખે સઉ રોય. કરજોડિ બોલ્યા વડ વાર,રાખો આપ રૂદેમાં ધિર;શિવ પરસન થયા છે તુને, તેણે હુકમ દીધો છે મુને;રહેશે ગરભ ધરણીને સુત્ર,દશ માસે પ્રસવશે પુત્ર; ઇકોતેર પરીયાતારશે. તારાં દુખ સરવે વામશે, સાંભળિ લોક તે હડ હડ હસ્યા, વીપરિત સરખાબોલજ વસ્યા. હા ભાઇ તું દીસે છે સીદ્ધ, રાખે છે પાસે બહુ રિદ્ધ.બેઠો જુગતે બણિઓ,વાતો કેમ માને વાણિઓ વિક્રમ કહે કેમ માનો તમો તેવું કરી દેખાડું અમો. બોલ્યો વણિક નામીને શિશ, પ્રગટ બોલે ઉમયાપતી ઇશ;દે દલાશો સાચો સુત્ર,કહેશે જે પ્રગટશે પુત્ર ત્યારે તો થાય દ્રઢવિશ્વાસ,પહોચે મન એમારિ આશા.તેડયો એક વીપ્રવેદીયો ભારથવીદ્યનો ભેદીઓ કરો હીમાદ્રી પ્રીતપ્રયોગ,ભુગોળ ખગોળ જમાની જોગ;મુકયું જળ વણીક ને હાથ,સકળ લોક સીવ સાન્નિધ સાથ. સોપ્યુ દાન દાત દેહનિ લીધિ પર હત્યા તેહનિ કાળો કુષ્ટિથયો કરૂપ,ઇષ્ટ જોરથિ ચતી અહેપ,લીધું ખડગઉઘાડું કરિ.હુશે હેત હીમત મન ધરિ.વણિક સાટે વપુ માહરૂં,ભાવે ભક્ષ ભોજન તાહરૂ,એમ કરિ ને શેદી શિશ,પ્રસન થયા ઊમયા પત ઇશ હાંકહિને ઝાલ્યો હા,દેખે લોક સજન સ હુ સાથ.વણિક શબ્દ સાંભળીયો કરણ જાજા પુત્ર હશે તુજ તરણ.કો કહે સીદ્ધ કો મહેંદ્રપત મહારાજ.કો કહે દાતા કો કહે દેવ,કો કહે કોસદગુરૂનિશેવ.ધનમાતાપીતા ધન ધારણ ધીર,કો કહે વડકય વિક્રમ વિર.

દોહરા—આશિશ દીધી લોકે ઘણિ,ન રહિ એકે ન્યુન્ય;બાળહત્યા તો બળિ ગઇ, પ્રગટયુ મોહુ પુન્ય કચન સરખીકાયાથઇ,પ્રગટયું ભાગ્યસુભાગ્યમળિઆલેખે મેદની મિતે લાગી પાય પાત્રપટકાપામરી,હિરા મોતી હેમ;વખાણ્યો વસુધાપતી, પરબ પુ-રણ પ્રેમ;કૃષ્ણાર્પણ કરયુવિપ્રને,દાખતે દર્શન પુરપત ત્યાંથીપરવર્યા,મનમાંપરસન

કન્યા કેરે કારણે, લિધો છે જ્યાં બ્રહ્મ; શિવ દેરે આવિ રહયો ધીર ધારવા ધરમ. નિશ ચરચા જોઇ નગરની, દીઠી કન્યા તેહ; પદ્મનીથી પંચ કોટીધા,દીવ્ય દેવાંશિ દેહ. કાશમીર જેસી પુતળિ ઘડિ વિધાતા ઘેર;તોલ કરે ત્રિલોકમાં,પુરંધરીવતપેર નરખી હરખ્યો નરપતી, અકળીત રૂપ કો આંક; મુનિવરનાં મન ખળભળે, વિપ્ર તણો શો વાંક કન્યા ભકત શ્રી કસ્તની રૂપતણી જે રાહ;ઠાકોર ઠકરાણિ પુજવા, ઠાકુરદ્વારે જાય. માગે હુકમ હજુરનો, દિજે વર દાતાર; મુજ જેવા મુજ સારિખો, ભુપત ભોગી ભરથરિ, ચતુરભુજને ચીતા થઇ, વિમાસણુ મનમાંહ ક્યાંથી કંથ એવો મળે. નમળે ભુતળમાંહ. વિકરમ વિસ્નુ ડેરે ગયો, અદ્રષ્ટ વિદ્યાએ આપ પુજા કરવા પદમની, આવિ પુન્ય પ્રતાપ, પુજીને પાછી વળી,માગતિ વરદાન;કંથ આપો કોડામણો, તે સાંભળિયું કાન, પેર પ્રીછો પદમણિતણો જે સઉ જોઇએરૂપ વનિતા વર તેને ભાગ્ય નિધિ જે ભુપ. નરપત ત્યાંથી નિકળ્યો આવ્યો શીવ ડેરા પાસ; વરવા વિપ્ર બેશિ રહયો, જેને કન્યાનિ આશ. કાળે કરૂપક ક્ષણો,રશી જાત નો રાંક, ડહાપણ હીણો દળદરિ, ઓછા કરમનો આંક રાજા ધન આપી શકે,ભાગ્ય ... આપે ભુપ; અધિપત કેમ આપી શકે, રતી સમોવડ રૂપ, પુછી વાત પટંતરે,સ... ...યો ચતુર સુજાણ; પારખું લાવને પદમણિ નહિતર છાંડુ પ્રાણ.

ચોપાઇ—ધારણ ધિરજ દીધિ તેહને, શિતળ કરિ તેને દેહને; શ્રિકરનનો ... કુંવર જે કામ, પ્રદુમનજી છે તેનું નામ. મહિપતે તેને લિધો મંત્ર,પુજયેમરૂ પ્ર... ટનોજંત્ર; એક અંગુઠે ઉભો રહયો, સવાલક્ષ મંત્રજ મુખ કહયો; કર અંગુઠે તો... ળ્યું અંગ, સવા લાખ એમ કીધો શંગ; ઉંચા પગલે હેઠુ શિશ. સવાલાખતો ... ...મ અહરનિશ, એકવિશ દીવસ એમ નિંદ્રા નિર. શુદ્ધ કરયું એમ સીદ્ધ શરિ... ...દીગપાળ ડોલે સકળે શેષ, બ્રહ્માંડ ભડકે લાયક લેશ, નિમેખનિ મેખ જપતે ના... ...,પ્રસન થયો કંદ્રપ જેમ કામ; નરપતીને કહે તું માગ, પરિતે પુરપત લાગ્યો પ... ...ગ. બ્રાહ્મણભીક્ષુક કુષ્ટ કરૂપ, રતિ પતિ સરખો થાયે રૂપ; જેવા કરન કુંવર છો કે... ...મ. એવો વિપ્ર કરો અનુમાન, શાબાશ તે પર કરજ કરયું; તેથી મારૂં મનડું ઠરેલું, વિષ્નુ પુજન કર આણિ વહાલ, પંચામ્રત પય કરો પખાળ,તે પગથી નવરાવો બ્રહ્મ,તેથી રહેશેતારો ધરમ; કામદેવ કદ્રપગત થશે, દુખ દરિદ્ર દેશવટ જશે. જેમ કહ્યું તેમ કીધુ ભુપ, અતોલ તેજ થયો રવિરૂપ,વરૂણ વાયુ કુબેર કે ઇંદ્ર,સુર સનકાદીક સુરજચંદ્ર.શિવ પુજે પામ્યો માતરા, જોવા લોક આવે જાતરા, જળહળ જોત જાણેકો રવિ,કહવિર ણવિ શકે કેમ કવિ, દમયંતી નળથી પણ હેત, મધ્યાનળ સવાયો શેત;દીર્ઘ બાહુ કહરપ કપોળ, ઉર વિશાળ ને ચક્ષુ લોભછેજ. પુજ્યમહા કોટીકહામ,જોતા પ્રગટ્યો બિજો રામ; ગામ ગામને ઠેરોઠાહ, દરશન કરવા આવે નરનાર,કોકહે શિવ પ્રસન, દેવરૂપ થયો દરશાન;રાય રાણિ પુત્રિ સમેત, દરશાન કરવા આવ્યો હેત, પાસે બેઠા

છે વીક્રમવિર, ધનુર વીદ્યા કેશ છે ધીર; જાણે બે બંધવની જોડ. રાજા આવી બેઠા પાસ, ઘણા હેતથી લીધુ આશ; કુણ ગામ ને કુણજ ઠામ, કુણ રાજ નરપતનું નામ કુણ સ્વામીના ભાગ્ય કારણે; બુદ્ધનીધિ આવ્યા બારણે, ઉજેણ નગરીનો વિક્રમવિર, તેના અમે વિવેક વજીર. આ બ્રાહ્મણને શીવ પરસન થયા, દેવ સફળની થઇ છે દયા; તેની જાણ રાજાને થયુ તે વિક્રમે અમને કહ્યું. તે વિપરને હેતે કરી, પરણાવે ડાહી દીકરી, લખીઆ પશુ સત એક ગામ, આપ્યોછું આશાએ કામ; હરખ્યો છે તે ગામનો ધણી પરણાવે પુત્રી પોતા તણી.

દોહરા—કરજોડી કહે કામની, પીતા પરીતે શુભ પેર; પરણાવો મુને એહને. રાખો આપણે ઘેર, મુજથી રૂપ છે લક્ષ ઘણું, જાતે બ્રાહ્મણભુપ, પરમેશ્વરપરસન થયા, રીદ્ધ મળે કયાં રૂપ, કૃશ્ન પાસે કરજોડતી, ભજતી નીજ ભરથાર; લાયક આપ્યો લેખ ઘણો, કૃષ્ણવડો કીરતાર, પીતાએ પણ કહ્યું, અમને માગ્યો આપોએહ; ભામની લેગ ભરથાર છે, નાર તણે મન નેહ; ઉજેણ પત આનંદી ઓ, હરયો ઘણુ મન હેત. પત્ર લખી આપ્યુ પરગણે, તન મન ધન સમેત; ગામ માંહે પરણાવી ગોરડી, કન્યા રૂડી રેખ. રૂપીને રાજ સમરપિયું સહસ્ર ગામનો લેખ, દુદભી વાગ્યાંદેવનાં. પરસન થયા ઘણુ ઇશ; માત તાત વર કન્યકા, અતી દીધી આશીશ, ઓળખ્યો ઉજેણનો પતી, નવે ખંડમાં નામ; વિક્રમ વિણ બીજે કીયો, કરે પરમારથ કામ, પુરપત ત્યાંથી પરવારયો, દક્ષણ કામરૂદેશ, દેરે કામાક્ષી તણે. પરીતે કરયો પરવેશ, દીપક જોતી પ્રહોદશા, કરી ઇષ્ટ ઉદયોત; નરપતીએ નેહે નરખીયું. જળહળ જાગતજોત, મારણ મોહણ મંત્રજંધ, કામણ ટમણ કોડ; ગામ બધુ ગુણે ભરયું, જેરહ્લે નહીજોડ; તે વિના કે ગામમા બીજે તો ન ભણાય; મંત્ર જંત્રને તંત્રનો, સ્વામપતી બહુરાય સમરી હરસીદ્ધમાવડી, સસરયો વીર વઇતાળ; રાજા દેહેરામાં રહયો, ગઉબ્રાહ્મણ પ્રતીપાળ મહારાજા મધરાતનિ, સીદ્ધ માત જે સેવ, કામાક્ષી આવી કાવની, દેવતણી જેદેવ. મુગટ છે પીછ મોરજો, સીંદુર અંગ શરિર; વાઘાંબર અંબર ધરયાં, સુંદરધનુષ કર ધાર, આરૂઢ મૌઠ સીંહ ઉપરે, સહસ્રહાથ શોભીત; આયુધ અતીશે ઓપતાંમુનીને મન મોહંત, આયુધ કોટી ઇંદુ તણી, કોટી અરૂણ દુતીદામ. ત્રીશુતોળીને તરવરી, કરવા કત્રીમ કામ, કાયર શુભ પાપી મરે, દેખતે રરશાવ; દાતાસુરના દલહરે, પુન્યવંત પરશન; ધીરવિર ડગ્યો નહી, પરીતે લાગ્યો પાય, ધનમાતા હરસીદ્ધ તું: જડી અલૌકીક જામ. કોણ હરસીદ્ધને કોણ તું કોણ તારૂં નામ કોણકાજ અહી આવીયો ઠગ થઇ બેઠો ઠામ, જીવતો કો જાયે નહી લોપી મારિ લાજ; કેહેવું હોય તેકહે મુને એક ઘડીમા કાજ. મહીપત કહે સુણમાવડી ગુણ ઉજેણિ ગામ શેવકશ્રીહરસીદ્ધનો વિક્રમ મહારૂં નામ ચાકર મારો આવિયો તેને દીધો દોર તેને માહરે જીવતો તેહમ મારો ચોર. સુકાજો બે બાળક, તેને કિધાછે પારાણ તે બેને માગવ કરૂં સાંભળ

શકિત સુજાણ શકિત કહેરે વિક્રમ સુણ.એતો અપરંપાર;એવા બળહનો બહુજણા પુરણ પંદર હજાર, સાત સહસ્ત્ર ગરધવ કરયામુળિ સુધાડી મોટ;માટીકુપાડે કુંભારનિ, ખાંતે ખેડે ઓડ પંચ વહસ્ત્ર પડા કરયા પાણિ ભરે પખાલ;મુકાવિ મહિપતી, જે કાંઇ હોયે માલ. આઠ શહસ્ત્રનો અશ્વ છે, તે ઉપર પલાણ;તે પણ તુજે સરખા હતા. કરતા આપ વિખાણ.કૃત વિદ્યાએ કામરૂ;કણિ નશકે કોય;સ્વર્ગ મ્રત્યુ પાતાળમાં, બીજા ઠામ ન હોય મુકાવતાં મરિજશો,ખોશો લ.ખેણિ લાજ, હુ શેડ઼ોડ અધિક કરો, તે કેમ આપે કાજ.

ચોપાઇ—હેતે જોડયા વિક્રમે હાથ, કીધ શકિતને સાથ. માતા કેમ વિધા પામીએ દુખ દોહિલા કેમ વામીએ માનવને કેમ મુકાવિએ કેમ શાહુને ચુકાવિએ; વિક્રમ સાંભળ સાચી વાત વેદ વચન કહુ વિખ્યાત,અંજળીમાહી પાણિ ભરે. સંકલ્પ દીવસનો કરે; અંનજળ નીદ્રા બેસે તજી ભારે મત્ર રૂદિયામાં ભજી ચાલીશ પુરૂષ લવે પ્રમાણ બત્રીસ લક્ષણ ચતુર સુજાણ. કરે હુતાશન કેરો કુંડ ચીતથી ત્યાં થાપે ચામુંડ માસ અઢીશેર એકજ જોગ, નિસ્ચેદે ભવાનીભોગ; નિત નીત ચાલીશ દહાડાય ત્યારે શ;ત એ પ્રસન થાયે, કામરૂદેશનિ વિદ્યા ભણે, ગુણ સઘળા તે આમે ગણે; કરજોડી રહે સઉ લોક, બાકી હુંશ કરો ને ફોક આવ્યો છું તુ મારે ઘાટ મુકુછું સતવાદિ માટ; હરસાંદ્ધના સેવક છો તમો માટે જીવતા મુકુછું અમો નીકળો ડેરેથી જ્યાહરે, સાંભળજો તમો ત્યાહરે; ચતુરા મળશે તો ચોવમ કરે, તેનું વચન કેમે નહી ફરે. કથન એવાં કામાક્ષી કહી આપ માત અલોપજ થઇ પુન્યવંતે વીચારી પેર,પાછો કેમ ફરી કેમ જાઉ ઘેર એ દેરૂં ને એ મુજ માત, કરૂં કે દેહનિ ઘાત.

દોહરા—બત્રીશ લક્ષણા બહુ ગણે, ચતુર કયાંથી ચાળીસ; હત્યા કેમ લોકનેના, એથી કોપેઇશ કરશે કુડ એક અંગનો પુરણ પુન્ય પરસંન;અઠી અઢીશેર અઢીશેર આપનું, માંહી હોમે નીત માસ પાવક ઝાળ પ્રકટાવિયાં, પછે ખડગ લે હાથ, કાપે પગ પાની થકી. સ્વાહ: કરે તે સાથ. મહા દુખ પામ્યો મહીપતી, વિત્યા દીન ચાળીસ, પુરણ હુથી શુરણ કરયું, શેજે સમરપે, શીશ.આયુષ અધીક છે એહનું, દાતાને થીર દઇવ;ખોળિયા માંહી ખુંચી રહયો જરૂર પણ તો જીવ મુસ્તક ચડાવે મહીપતી; સ્વાહ કહે તે સાથ; મા મા કહીને માવડી,હેતે ઝાલ્યો હાથ. પ્રસન થઇ પરમેશ્વરી નેહે છાંટયું નીર, કામાક્ષ કર ફેરવ્યો, શુદ્ર કરયું શરીર. આપી વિદ્યા અવનવી શુદ્ધી મંત્ર સીધુ કીધો તે શાસ્ત્રનો જડયા અલોકી જંત્ર માગુ છું પ્રથમ માવડી, બે બાળક છે પહાણ, સજીવન કરૂં સેહેજમાં તેહુ સીદ્ધ સુજાણ રૂધીર છાંટુ રૂરયા તણું, કરપુરણ પખાળ; આળસ મરડી ઊઠશે, બુદ્ધસાગર બે બાળ કટાર મારયા કાળજા એવિ કરયો રૂધીરનો રંગ,બાળક બે બેઠા થયા,શક્ત દેખંતે

સંગ આવિ દેહેરે અખિગત પડયો વહી તેને સનમાન;કરૂણા કરી કરૂણાનિધે,દીધું જીવતદાન ચાયે બાળક બે પાખીયા, પ્રિછયો સઘળિ પેર; અદ્રષ્ટ વિદ્યાએ આપથી, ફરયો રાયે ઘેર ઘેર,જેટલાને પ્રસન્ન કરયા, મહીખા ગરધવને ગોટ; મુળિ સુંઘાડી માનવ કરયા, ચુકવા તેના ચોટ. એને કો દેખે નહી. એતો દેખે સરવ,આધક વિદ્યા એટલી, મુકયો સહુકો ગરવ.વાર ઓળખાયો વિશ્વમાં,પ્રિતે નમ્યા સહુ પાગ;નરપત નમયો તે મગરનો. મન ગમે તે માન. માન મુક્તિ માગું નહી ક્ષત્રિ જનને ખોડ; ચામુર નરયોપમ કરયા, જોગમે તો છોડ આમે અમેકાવશું બળ કરીને એ બાક, સાહે રાખે કે સતરૂ થા. ગુણ ગમે તે ગાંઠ કુંડિ ફેરવા દેશમાં, રાખી ન શકે દોય; પશુ ટોળી પુરૂષ કરયા હેત,હજુરી હોય બાળક બે તે સુંપવાં,ખોળાં મા બાપ.માનવ સાથે મહીપતી,આવ્યો ઉજેણી આપ,પાત્રીસ હજાર પુરૂષને,એક અશ્રએ સાફ વસ્ત્ર કરી વોળાવીયાં, ઉપર આલ્યો માલ.આપ આપણે પુરવળ્યા, અતી દેતા આશીશ કોટી કલ્યાણ તારૂં થજો; જીવજો કોડ વરીસ, વરતો વીક્રમ સંચરયો ગયો ગુદાવે ગામ;નગ્રની નીશ ચર્ચા જુવે નરપતશેનનું નામ. કોમળતા કન્યા ગઇ,ખોળે માતને તાત; આશા મુકી તેમણે, વિપ્રજ દીઠી વાત.પ્રોઢી દાઝતો પેટની અપુત્રાં કેમ રહેવાયે;દીકરીની દાજે કરી કરવત લેવા જાય પુર સુંપ્યું પ્રધાનને,વિશ્વ વોળાવિ જાય કળકળે રઇયત કોટીધા, આકુળ વ્યાકુળ થાય,વીક્રમસેન વટેમાર્ગું, થઇને આવ્યો ત્યાંહ; કરજોડી કરિ વિનતી; મહામોહની માંહ શા માટે સહુ કોરડો, વણ મોતે મરવા જાઓ;શીવ આગળ સાચુ કહો, રઇયત આદે રાઓ, પુછી પાર તેનો લીઓ, દીઓ ઉત્તર એક આપ; કાલ મળશે કુંવર તને. તારા પુન્ય પ્રતાપ. કેટલે તો નીધા કરિ,કેટલે માન્યું સાંચ;કેટલાનો રહયા સાંભળી,વિક્રમ કેરી વાચ.કહો તમો પંથી કોણછો, છો જાતીક કે સીધ; અગમની ગમ તે કેમ કહો, રાખો છો શી રીધ ભલા માણસછે ભુપતી.દીસંતા છે દેવ; કેમ જુઠા કહીએ અમો,સાચી કરી છે શેવ, ગૌ બ્રાહ્મણ હત્યા ઘણી, નીસ્યે ન કહો નામ; કયાંથી આવ્યા કયાં જશો, શું ધારો છો કામ,સમ દીધે સાચું કહું ધારણ રાખી ધીર;ઉજેણીપતને ઓળખ્યો,વડહથ વીક્રમવિર,રાયરયત રળીયાતથી સંતોખ્યા શુભ રીત;દરશન દીઠું દેવનું,પ્રજાને બહુ પ્રીત,સંતોખી ઉ કોમયા,આપ આપણે ઘેર; વાયદો કરી વિકરમ વળ્યો,પછી સીધઇ પેર.એકાંત આશન કરયું, શીવ દેરે સીધરાજ મહાદેવ પુજન મહીપત કરે, લાજ રાખ મહારાજ;દીગ બંધન કરયું દશ દીશા,સમરયો અજીત મહાવિર;પાગ નમ્યો એક પલકમાં,ધનુર વિદ્યાનો ધીર,કહેતો આકાશે ઉતપતુ,પરવરૂં હું પાતાળ; કહેતો દુશમનને દમું. વડો નામ વઇતાળ. પચાસ કોટી કરૂં ચીંતાગ્યાં કામ પાપાને પ્રાજે કરૂં, દુષ્ટનો ફેડુ ઠામ. વિક્રમ કહેરે વિર શુનુ. સેહેજે સંકટ છે આજ; કુંવરી જડે એ રાયની તો રહે આપણી લાજ, કોઇક વિર હરી ગયો, કે

